# RAGINEE

( A NOVEL )

PROF. V. M. JOSHI M. A.
*Karve University, POONA.*




GURJARA GAURAVA GRANTH-MÂLÂ
FORT, BOMBAY

# રાગિણી

યાને

## કાવ્યશાસ્ત્રવિનોદ




લેખક:

**વામન મલ્હાર જોશી,** એમ.એ.

પ્રૉફેસર, કર્વે યુનિવર્સિટી, પુના.

અનુવાદક: ગોપાળરાવ ભાગવત

પ્રકાશક:
ધી ગુર્જર ગૌરવ ગ્રન્થમાળા
જી. પી. ઓ. પોસ્ટ બોક્સ નં. ૫૫૩,
કોટ, મુંબાઈ.



| પ્રથમાવૃત્તિ | સંવત્ | ઈ. સ. |
|---|---|---|
| ૧૦૦૦ | ૧૯૮૪ | ૧૯૨૮ |



સોલ એજન્ટ્સ:
મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કું૦,
પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબાઈ, નં. ૨.

# નિવેદન

ગુર્જર સમાજ અને ગુર્જર સાહિત્યને—સરસ્વતીચંદ્ર જેવા ગ્રન્થરત્નોથી વિભૂષિત થયેલા સાહિત્યને પણ સમૃદ્ધ કરે તેવું પુસ્તકરત્ન પ્રસિદ્ધ કરતાં અમને અત્યંત હર્ષ થાય છે. અનેક શિષ્ટ અને અશિષ્ટ પુસ્તકો પ્રસિદ્ધ થયાં કરે છે તે યુગમાં આ પુસ્તકની વિશિષ્ટતા પ્રતિ જનતાનું લક્ષ ખેંચવું અમને ખાસ ઉચિત લાગે છે.

આ પુસ્તકના લેખક પ્રો૦ વામનરાવ મલ્હારરાવ જોશી (એમ. એ.)થી ગુજરાત તદ્દન અનભિજ્ઞ તો નથી જ. 'આશ્રમહરિણી' દ્વારા એમનો પરિચય આ પુસ્તકની ભૂમિકાના લેખકે ગુજરાતને કરાવ્યો જ છે. અને પ્રો૦ જોશી એટલે મરાઠી સાહિત્યમાં એક યુગપ્રવર્તક લેખક; અને તેમનું પુસ્તક 'રાગિણી, યાને કાવ્યશાસ્ત્ર વિનોદ' એ પણ મરાઠી સાહિત્યનું એક યુગપ્રવર્તક પુસ્તક. મરાઠી સાહિત્યે અને સાહિત્યસેવકોએ એ બન્નેનો કેટકેટલો સત્કાર કર્યો છે તે એ સાહિત્યના અભ્યાસીઓથી અજ્ઞાત નહિં જ હોય.

લગભગ આઠ દશ વર્ષ પહેલાં, જ્યારે આ પુસ્તક મનોરંજન છાપખાનામાં છપાતું હતું ત્યારે જ તે સંસ્થાના માલિક, અમારા સ્નેહી મી૦ કાશીનાથ રૂ. મિત્રે આ પુસ્તકના અનુવાદને ગુર્જર સમાજને ચરણે ધરવા અમને સૂચન કર્યું હતું; અને એ સૂચનનો અત્યારે અમલ થતો જોઈને એ સ્વર્ગસ્થ સ્નેહીનો આત્મા પણ આનંદ અનુભવતો હશે.

અત્યારના જગતભરના નવલકથા સાહિત્યનું વિશિષ્ટ તત્ત્વ, માનસશાસ્ત્રના સિદ્ધાંતો અનુસાર પાત્રોનાં માનસનું પૃથક્કરણ કરી, તેમનો વિકાસ સાધવો એ છે. આપણા સાહિત્યમાં આ વિશિષ્ટ તત્ત્વવાળાં સ્વતંત્ર પુસ્તકો હજુ પ્રસિદ્ધ થયાં નથી. હા, નવીન યુગના લેખકોમાં આ દિશા તરફ પ્રયત્નો થતા જોવામાં આવે છે ખરા; અને તેટલે અંશે આપણા સાહિત્યનું ભાવિ ઉજ્જવલ જણાય છે. અને અમને ખાતરી છે કે નવીન યુગનાં આ આંદોલનોમાં 'રાગિણી'નું વાંચન અને વિચારણ અવશ્ય કાંઈક પ્રેરણાઓ પ્રકટાવશે અને પ્રસરાવશે પણ ખરું.

માનવસ્વભાવનાં સનાતન તત્ત્વો એ જ જગતસંમાન્ય સાહિત્યકારોના વિષયો છે અને એમની સમર્થ બુદ્ધિ એ વિષયોનાં ચિત્રોને સર્વાંગસંપૂર્ણ અને ચિરંજીવ બનાવે છે. આ બાબતમાં પણ પ્રો. જોશીનાં પાત્રો એમની વિદ્વત્તા અને સર્વગ્રાહી બુદ્ધિનો પરિચય આપણને

કરાવે છે. એમનાં પાત્રો પરિસ્થિતિનાં રમકડાં નથી કે લેખક–સૂત્રધારની ઇચ્છાએ નાચતાં પુતળાં પણ નથી. એમના એકેએક પાત્રમાં સમસ્ત વિશ્વમાં પ્રસરેલાં માનવસ્વભાવ અને માનવહૃદય આપણી દૃષ્ટિએ પડે છે, અને એ જ તેમના વિકાસપંથમાં સર્વથા કારણભૂત બને છે. 'રાગિણી'ની અને એના લેખકની આ એક અતી મહત્ત્વપૂર્ણ વિશિષ્ટતા.

પુસ્તકનું બીજું નામ એમણે 'કાવ્યશાસ્ત્રવિનોદ' રાખ્યું છે. काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् એ આ નામમાં રહેલું ગૂઢ સૂચન. આ પુસ્તક માત્ર વાર્તાના શોખીન, વાર્તાના પ્રસંગપ્રવાહમાં ખેંચાતા ક્ષણિક આનંદના પિપાસુઓને કદાચ ન રુચે, રહસ્યપૂર્ણ સંવાદો અને ચિંતન એમની જીજ્ઞાસાને કદાચ ન સંતોષે, જો કે અમે તો તેમ માનતા નથી, પરંતુ કાવ્ય અને શબ્દનો મર્મ સમજી શકે અને તેમના મહત્ત્વનો નિર્ણય કરી શકે એવા ધીમન્તઃ બુદ્ધિમાન્ મનુષ્યો તો જરૂર આમાંથી આનંદ અને આત્મતૃપ્તિ મેળવી શકશે. સાહિત્ય સાર્વજનિક અને સર્વમાન્ય હોવું જોઇએ એવી દલીલને તોડવાને તો માનવ જગતમાં રહેલો નૈસર્ગિક બુદ્ધિભેદ જ બસ છે.

હિન્દી સાહિત્યમાં પણ આ પુસ્તકનું ભાષાન્તર હિન્દી નવજીવનના સંપાદક પંડિત હરિભાઉ ઉપાધ્યાયે કયારનું યે કર્યું છે.અને આવા ગ્રન્થોનું ભાષાન્તર પણ બીજી ભાષાઓમાં આદરપાત્ર થાય, એ સ્વાભાવિક જ છે. અમને પણ આ વસ્તુસ્થિતિથી અમારા કાર્યમાં વિશેષ ઉત્સાહ મળ્યો છે. અને અમને શ્રદ્ધા છે કે આપણો સમાજ, આપણો શિક્ષિત વર્ગ અને આપણા સાહિત્યકારો આ પુસ્તકનો ગુણભંડાર જોઈ એનો આદર કરવા પ્રેરાશે, અને ઉચ્ચ અને શિષ્ટ પુસ્તકનાં ભાષાન્તરોનું મૂલ્ય પણ ઘણાખરાં સ્વતંત્ર પુસ્તકો કરતાં વિશેષ છે એમ સર્વની પ્રતીતિ થશે.

ભાષાંતરને બની શકે તેટલા પ્રમાણમાં સરળ કરવાનો પ્રયત્ન કરેલો છે. છતાં પ્રો. જોશી જેવા વિદ્વાન લેખકની ભાષા અને વિચારસરણીનું સત્ત્વ બીજી ભાષામાં તેની સુરસતા સાથે ઉતારવું એ તદ્દન સહેલું તો નથી. એટલે કોઇ ક્ષતિઓ યત્ર તત્ર રહી ગઈ હોય તો તે માટે વાંચકવર્ગ સમભાવદૃષ્ટિથી જોશે એવી આશા છે. અને દ્વિતીય આવૃત્તિ વેળા વાંચકવર્ગની ઉચિત સૂચનાઓને પણ આવકાર આપવા અમે ખાત્રી આપીએ છીએ. અંતમાં રા. અંબાલાલ બુ. જાની બી. એ., એ પ્રુફસંશોધન-કાર્યમાં બનતી મદદ કરી, તેમણે કીમ્મતી સમયનો જે ભોગ આપ્યો છે તે માટે અમે અંતઃકરણપૂર્વક તેમનો આભાર માનીએ છીએ. અસ્તુ.

પ્રકાશકો.

# ભૂમિકા

———:o:———

રા. વામનરાવ જોશીની આ નવલકથાની ભૂમિકા લખવાનો ભાર મારા ઉપર મૂકવામાં આવ્યો છે. મૂળ વાર્તા મરાઠી સુપ્રસિદ્ધ માસિક **મનોરંજનમાં** કટકે કટકે પ્રસિદ્ધ થએલી અને તે પછી પુસ્તક રૂપમાં પણ એજ પ્રકાશકોએ બહાર પાડી અને ઘણા જ ટુંકા વખતમાં તેની ત્રણ આવૃત્તિઓ ખપી ગઈ, એ જ એની લોકપ્રિયતા બતાવવાને પૂરતું છે. ગુજરાતી ભાષામાં ઉતારી, તેને પ્રસિદ્ધ કરતી વખતે પ્રસ્તાવના રૂપે બે શબ્દ લખવાનું મને કહેવામાં આવ્યું છે. પરંતુ મૂળ લેખકે મરાઠી વાંચનારાઓ માટે પ્રસ્તાવનાની જરૂર ન વિચારી તો પછી ગુજરાતી વાંચનારાઓએ પ્રસ્તાવના વગર જ ચલાવી કેમ ન લેવું? છતાં ગુજરાતી પ્રકાશકના આગ્રહને વશ થઈ હું અત્રે બે શબ્દ લખવા પ્રવૃત્ત થાઉં છું. રા. વામનરાવ ગુર્જરસાહિત્યના વાંચકોને સાવ અપરિચિત તો નથી. 'આશ્રમહરિણી' નામની તેમની એક સુંદર ન્હાની વાર્તા દ્વારા તેમના પરિચયનો સુયોગ ભાઈ રમણીયરામ ત્રિપાઠીના ઉત્સાહથી ગુર્જર વાંચકોને પ્રાપ્ત થયો છે. એ પ્રયાસથી ઉત્તેજિત થઈ ભાઈ ગોપાળરાવ ભાગવતે આ નવલકથાનો ગુજરાતીમાં અનુવાદ કરેલો છે.

રા. વામનરાવ મહારાષ્ટ્રમાં એક પ્રખર વિચારક તરીકે જાણીતા છે. દશેક વર્ષ ઉપર પોતાના જ વડીલ બંધુ પ્રો. મહાદેવ મલ્હાર જોશીની સાથે અર્વાચીન સુશિક્ષિત લોકોનું વેદાન્ત એ વિષય ઉપર 'કેસરી'ની કટારોમાં જાહેર ચર્ચા તેમણે ઉપાડી લીધી હતી. લોકમાન્ય ટિળકના 'ગીતારહસ્ય'ની તેમની સમાલોચના અને મરાઠી માસિકોમાં આવતા અર્વાચીન માનસશાસ્ત્રને લગતા તેમના લેખોથી તેઓએ મહારાષ્ટ્રીય વિચારકોમાં પોતાનું સ્થાન સ્થાપિત કર્યું છે. જીન્દગીની શરુઆત વર્તમાનપત્રકાર તરીકે કરીને થોડા જ વખતમાં એ ધંધાની અંદર રહેલી ઉતાવળ અને ઉપરછલ્લાપણું એ બન્ને ય પોતાની પ્રકૃતિને અનુકૂળ ન આવવાથી એક વિદ્યાર્થીને છાજે એવી શાન્ત અને પોતાને મનગમતા વિષયોનો પૂરતો અભ્યાસ કરવાને માટે પુષ્કળ અવકાશ આપતી વિદ્યાગુરુની નોકરી તેમણે સ્વીકારી છે અને ફુરસદનો વખત મરાઠી વાઙ્મયની સેવા કરવામાં ગાળે છે. તેમની વિચારસરણી ઉચ્છેદકપણા તરફ ઝોક રાખતી ઉદારવાદની ગણી શકાય. (liberalism leaning towards radicalism) ફીલ્સુફીના તેઓ અચ્છા અભ્યાસક છે. ડેક્કન કૉલેજમાં પ્રિન્સિપાલ સેલ્બીના તેઓ લાડકા શિષ્ય હતા અને દરેક વિષયની અંદર તેમની

ચર્ચા તલસ્પર્શી હોય છે. મહાન પ્લેટોનું એક સૂત્ર હતું: "Let us take the argument where it leads" એટલે "દલીલને તેના વાસ્તવિક પરિણામ સુધી લઈ ચાલો." એ સૂત્ર રા. વામનરાવની વિચારસરણીમાં સર્વત્ર દૃષ્ટિગોચર થાય છે. રાજકીય વિષયોમાં કે સામાજિક ચર્ચાઓમાં, સાહિત્યવિષયક બાબતોમાં કે કેળવણીકાર તરીકેની તેમની ફરજો અદા કરવામાં સર્વત્ર તેઓની પ્રકૃતિ મૂળ સિદ્ધાંતને અવલમ્બીને ચાલવાની છે. એ વિચારક પ્રથમ છે અને સાહિત્યકાર પછી છે. એટલે એમનો ઉદ્દેશ અમુક વિચારસરણીનું પ્રતિપાદન કરવાનું હોઈ, સાહિત્યને તેના સાધન તરીકે તેઓ વાપરે છે.

પ્રસ્તુત નવલકથાની અંદર આ સત્ય આપણે સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ. કર્તા પોતાના પુસ્તકને '**રાગિણી અથવા કાવ્યશાસ્ત્ર વિનોદ**' એવું નામ આપે છે. રાગિણી એ કથાની નાયિકાનું નામ છે; પરંતુ વાર્તાની દૃષ્ટિએ જોતાં રાગિણી અને ઉત્તરા એ બન્ને સ્ત્રીપાત્રો આ વાર્તાની નાયિકા હોવાનો દાવો સફળ રીતે કરી શકે છે. અને તેનું કારણ એ જ સમજી શકાય છે કે કર્તાનો હેતુ અમુક પાત્રો યોજીને તેઓ દ્વારા અમુક અર્થ સાધવાનો છે અને કલાની દૃષ્ટિથી સમય, સ્થાન અને વ્યક્તિની એકતા (unity of time, space and character)–એ સિદ્ધાંતને ગૌણપદ આપી તેની તરફ બેદરકારી બતાવે છે. કર્તાનો મુખ્ય હેતુ અમુક પાત્રોને અમુક વિચારસરણીના નમુના (types of thought) તરીકે યોજી, તેઓની દ્વારા આપણા જીવનના મહત્ત્વના સવાલોની ચર્ચા કરાવવાનો હોય અને એ ચર્ચાઓનાં જૂદાં જૂદાં પ્રકરણોને માત્ર ઝીણી સરખી વાર્તાની કડીઓથી ગુંથી દેવાનો હોય, એમ ભાસ થાય છે. વાર્તાની શરૂઆત તદ્દન નવા જમાનાની બંડખોર વૃત્તિની ઉત્તરાના વર્ણનથી કરવામાં આવે છે અને તે પછી રાગિણીને, નવા જમાનાનું શિક્ષણ થોડે અંશે સ્વીકારી પરંતુ એકંદરે આપણી જુની પ્રણાલિકાને પોતાના ચારિત્ર્યમાં અભિવ્યક્ત કરતી આપણે જોઈએ છીએ. તે પછીનાં બીજા બે સ્ત્રીપાત્રો તે આ બે છોકરીઓની માતાઓનાં ચિત્રો ઘણાં અસ્પષ્ટ (vague) અને આછાં આછાં દોરવામાં આવ્યાં છે. પુરુષ પાત્રોમાં પણ બે મુખ્ય પાત્ર ભય્યાસાહેબ અને આનન્દરાવ એ બે વચ્ચે પણ નાયકની પદવીને માટે એટલી જ સ્પર્ધા ચાલે છે. અને તે ઉપરાંત નાનાસાહેબ, ભાઉસાહેબ અને શાસ્ત્રીજી એ ત્રણ વ્યક્તિઓ, પણ વાદવિવાદની જૂદી જૂદી બાજુઓ દર્શાવવા યોજવામાં આવી હોય એમ સહજ લાગી આવે છે. વિશ પચીશ વર્ષ પહેલાં જ્યારે આપણા દેશમાં મૅડમ બ્લેવાટસ્કી અને કર્નલ ઑલ્કોટના શિક્ષણ નીચે થિઓસૉફીકલ સોસાયટીનાં મંડળો અગમ્યવાદ(Mysticism)ની ચર્ચામાં લાગી રહ્યાં હતાં,

તે વખતે એ અગમ્યવાદની ભાવના આપણા જીવનમાં કેવાં કેવાં સ્વરૂપોમાં વ્યક્ત થાય છે તે દર્શાવવાનો પણ આ નવલકથાનો આંતરિક હેતુ હોય એમ વાંચનારને સહજ લાગી આવે છે. એ પ્રમાણે આ નવલકથા એક (Psychological novel) એટલે કે જૂદી જૂદી જાતનાં માનસ ચીતરવાના હેતુથી રચાયેલ છે. પુસ્તક લખવાનો વિચાર કર્તાને સર આર્થર હેલ્પ્સકૃત "Friends in Council" ઉપરથી કંઇક અંશે સૂચિત થયેલો લાગે છે, એ પુસ્તકમાં અમુક ન્હાનું વિચારકમંડળ અમુક એકાંત સ્થળમાં ભેગું મળે છે અને તેમાંથી દરેક જણ એક નિબન્ધ લખી તે બધાની આગળ વાંચી સંભળાવે છે અને પછી તેના ઉપર ચર્ચા ચાલે છે. આવા જ કંઇક આશયથી રા. વામનરાવે પ્રસ્તુત પુસ્તકનું ઉપનામ 'કાવ્યશાસ્ત્રવિનોદ' એવું રાખ્યું છે. અને તેની અંદરનાં પાત્રો વાર્તાઓ લખી અથવા નિબન્ધ રચી તે ઉપર ચર્ચા ચલાવતાં સ્થળે સ્થળે નજરે પડે છે, તે એટલે સુધી કે મૃત્યુની અણી ઉપર પણ તેમનો વિનોદ અટકતો નથી; આટલો બધો કાવ્યશાસ્ત્રની ચર્ચાનો તેઓને શોખ છે. પરન્તુ એકંદરે વાર્તાનું વણું એવી રીતે ગોઠવાઇગયું છે કે નવલકથાના બનાવો અને ચર્ચા એ બેમાં મુખ્ય કોણ અને ગૌણ કોણ એ નિશ્ચિત કરવું મુશ્કેલ થઈ પડે છે. અને એકંદરે વાર્તાના શોખીનો અને ચર્ચાના શોખીનો બન્ને જાતના વાંચકો આ પુસ્તકને એકસરખા આનન્દથી વાંચી શકે છે; તેટલે અંશે કર્તાની કલાની ઉત્કૃષ્ટતા તેમાં સમાયલી છે.

ગુજરાતી સાહિત્યની અંદર નવલકથાઓનો ઓઘ ઘણા જોસમાં વહે છે, પણ તેમાં ઘણુંખરું પ્રસંગની વિલક્ષણુતા એ રસ ઉત્પન્ન કરવાના સાધન તરીકે મુખ્યત્વે કરીને યોજાય છે; તેવા સમયમાં મી૦ વામનરાવની આ નવલકથાથી ગુર્જર નવલકથાના પટમાં એક નવીન ભાત પડે છે અને તેટલે અંશે તે વધારે આદરણીય છે.

જુનાગઢ
તા૦ ૨૭-૧૨-૨૭ } હરિલાલ મા. ભટ્ટ

# અનુવાદકના બે બોલ.

(:૦:)

ગુર્જર વાંચકવર્ગને 'રાગિણી'ની ઓળખાણ કરાવી આપવામાં સ્વારસ્ય નથી. કારણ એ ગ્રન્થ જ પોતાની ઓળખાણ વધારે સારી રીતે કરાવી શકે એમ છે, તેથી ઓળખાણ રૂપે વધારે લખાણની અત્રે જરૂર નથી.

પ્રો. વામન મલ્હાર જોશી (એમ. એ.) એ લખેલી મૂળ મરાઠી નવલકથાનો આ ગુર્જર અનુવાદ છે. આ અનુવાદમાં ઘણા દોષો હશે. અનુવાદકનો અનુવાદ કરવાનો પ્રસ્તુત પ્રયત્ન પ્રથમ જ હોવાથી તેમાં દોષ ન રહે, એ અપરિહાર્ય છે. પણ તેમ છતાં અનુવાદક અન્તઃકરણથી એવું ઇચ્છે છે કે અનુવાદમાંના દોષો માટે અનુવાદકને જ જવાબદાર ગણવામાં આવે, અને ગુણપૂજાના અધિકારી મૂળ ગ્રન્થકારને જ ગણવામાં આવે.

અનુવાદ કરવાની નિઃસ્વાર્થ પરવાનગી આપવા માટે મૂળ લેખક પ્રો. જોશીનો, અનુવાદ થઈ રહ્યા પછી એક વાર તેને જોઈ જવાની મહેનત લેવા માટે સ્નેહીશ્રી દેશાઇ ભાઇ પટેલનો અને પુસ્તક પ્રકાશનની જવાબદારી સર્વાંશે માથે લેવા માટે–ધી ગુર્જર ગૌરવ ગ્રન્થમાળાના માલિક–મેસર્સ શુકલ બ્રધર્સ–નો અનુવાદક અન્તઃકરણથી ઉપકાર માને છે. સ્થળસંકોચને લઇને બીજાં અનેક સાહાય્યકોનાં નામોનો નિર્દેશ અત્રે કરી શકાતો નથી, એ વાત ખરી; પણ તે સૌના આભાર નીચે અનુવાદક દબાએલો છે, એ વાત અત્રે નોંધ્યા વિના ચાલી શકે તેમ નથી.

અનુવાદને અંગે વિવેચકો તરફથી થનાર સ્નેહભરી સૂચનાઓને અનુવાદક સહર્ષ વધાવી લેશે.

आ परितोषाद्विदुषां न साधु मन्ये प्रयोगविज्ञानम् ।
बलवदपि शिक्षितानां आत्मन्यप्रत्ययं चेतः ॥

સુજ્ઞોને વિશેષ શું?

ઘાટકોપર,
૩૧: ૧૨: ૧૯૨૭.

વિદ્વચ્ચરણરજ
ગોપાળરાવ ભાગવત
અનુવાદક

# અનુક્રમણિકા

——:૦:——

## પ્રથમ ખંડ–વૈરાગ્ય ખંડ



### મોટરની હોંસ પૂરી થઈ?

## આશ્રમ ખંડ-તૃતીય ખંડ

# રાગિણી

## વૈરાગ્ય ખંડ.

### પ્રથમ પરિચ્છેદ.

—:o:—

### હિન્દુ સફ્રેજેટ.

"The old order changeth, giving place to new."

—*Tennyson.*

(યુગની પછી યુગ આવતો, ક્રમ એ ખરેખર જગતનો.)

વિજયગામના **નાનાસાહેબ** વકીલ ઘરના શ્રીમંત હોઈ એમની વકીલાત પણ ઉત્તમ પ્રકારે ચાલે છે. એ વાત એ પ્રાન્તના લોકોને તો કહેવાની જરૂર નથી જ. **નાનાસાહેબ** સામાજિક સુધારાના ચુસ્ત હિમાયતી હોવાથી એમણે પરણ્યા પછી પોતાની પત્નીને પોતે જ ભણાવવાની શરુઆત કરી, અને **લક્ષ્મીબાઇ**ની બુદ્ધિ ઘણી જ તીવ્ર હોવાથી **નાનાસાહેબ** પોતે હાથ ધરેલા કામમાં સફળ થયા. પણ **લક્ષ્મીબાઇ**ને એમની વૃદ્ધાવસ્થાના કારણે ઘરનાં તેમ જ બહારનાં બધાં 'બાસાહેબ'ના નામથી ઓળખે છે, માટે આપણે પણ તેમને એ જ નામથી ઓળખીશું; તેઓ બધી જ બાબતોમાં **નાનાસાહેબ**નાં ચુસ્ત અનુયાયી ન બની શક્યાં. એમનો અભ્યાસ, ભલેને ઘેર જ થયો હોય, તો પણ મેટ્રીક સુધી થએલો હતો. તે છતાં એમના પહેરવેશમાંથી મૂળની સાદાઈ નીકળી ગઈ નહોતી; અને એમના વર્તનક્રમમાં રહેલી જૂની રીતભાત પણ નષ્ટ થઈ ગઈ નહોતી. બાસાહેબનાં પહેરવેશ અને વાતચિત ઉપરથી એમના અંગ્રેજી શિક્ષણની અટકળ કોઈ પણ કરી શકે નહિ. જેટલું બની શકે તેટલું બધું કરીને જૂની રીતભાત અને જૂનું વલણ ઘરમાં રાખવાનો એમણે પ્રયત્ન કર્યો. પણ **નાનાસાહેબ** પક્કા સુધારક હોવાથી અને બાસાહેબ પણ પોતે સુશીલ અને નમ્ર હોવાથી ઘરમાં સુધારાનો થોડોઘણો પ્રવેશ તો થયો જ હતો.

બાસાહેબને ચારપાંચ છોકરાં થયાં; પણ ઉત્તરા વિના આજે એક પણ સંતાન વિદ્યમાન નહતું. **નાનાસાહેબ** અને બાસાહેબ—આ દંપતિની ઉત્તરા પ્રથમ જ કન્યા હોવાને લીધે, અને તે પણ ચાલાક અને સુસ્વરૂપ હોવાને લીધે, માબાપને તે પ્રાણ જેવી જ વ્હાલી થઈ પડી હતી. **નાનાસાહેબે**

તેને ચોથું વરસ બેઠું ત્યારથી જ તેને ઘેર શિક્ષણ આપવાનો આરંભ કર્યો અને બે વર્ષનો અભ્યાસક્રમ ઘેર જ કરાવીને તેને નિશાળમાં મૂકી. મરાઠી પાંચ ધોરણ ભણ્યા પછી ઉત્તરા અંગ્રેજી નિશાળમાં જવા લાગી. અંગ્રેજી ત્રીજીમાં હતી ત્યારે તે એકાંતરીઆ તાવથી માંદી પડી. ઘરનાં માણસોએ ડૉકટરના ઘણાએ ઉપાયો કર્યા; પણ એ તાવે કોઈપણ દવાને કે ઉપાયને છ સાત માસ સુધી જરા પણ ગણકાર્યો નહિ. છેવટે જો કે ક્વિનાઇન–quinineના ચાલુ મારા આગળ એ તાવને હાર ખાવી પડી અને પોતાનું થાણું ત્યાંથી ઉઠાવવું પડ્યું, તો પણ આ તાવથી ઉત્તરા એટલી અશક્ત થઈ, કે દોઢથી બે વર્ષ સુધી તે નિશાળમાં જઈ ન શકી. આ માંદગી પછી અંગ્રેજી નિશાળમાંની દરેક પરીક્ષામાં ક્રમે ક્રમે પાસ થતાં મેટ્રીકની પરીક્ષામાં તેનો નંબર સાતમો આવ્યો, અને તેને એક ઇનામ પણ મળ્યું. પછી નાનાસાહેબે તેને મુંબઇમાં પોતાના એક ખાસ મિત્રને ત્યાં રાખી. ત્યાં વિલ્સન કૉલેજમાં અભ્યાસ કરીને તે પોતાની ઓગણીસ વર્ષની ઉમ્મરે પહેલા વર્ષની (બી–ઇ–ની) પરીક્ષામાં પહેલા વર્ગમાં પસાર થઈ. તે પછી તે મુંબઇની ગ્રૅંટ મેડીકલ કૉલેજમાં જવા લાગી. જ્યારે આપણી વાર્તા શરુ થાય છે, ત્યારે તેની તે કૉલેજની પહેલી પરીક્ષા પણ પસાર થઈ ગઈ હતી.

ઉત્તરાની બુદ્ધિ જેવી તીવ્ર હતી તેવું તેનું મન પણ નિષ્કપટ અને પ્રેમાળ હતું. પરંતુ આધુનિક શિક્ષણથી તેના વિચારો ઘણા બદલાયા હતા. અને તેથી તેનામાં વિલક્ષણ પ્રકારની વિવાદકુશળતા આવેલી હતી: જ્ઞાતિભેદ તેને બિલકુલ પસંદ ન હતો, અને સામાજિક દૃષ્ટિએ સ્ત્રીપુરુષોનો કૃત્રિમ ભેદ તો તેને જરા પણ ગમતો ન હતો. બ્રાહ્મણોએ બીજી જાતિઓને દબાવી રાખવાનો જે પ્રયત્ન કરેલો છે, તેવો જ પ્રયત્ન સમસ્ત પુરુષજાતિએ સ્ત્રીઓને નીચે રાખવાને માટે કરેલો છે, અને હજી પણ પુરુષજાતિ તરફથી એવો પ્રયત્ન થયાં જ કરે છે, એમ તે પ્રતિપાદન કરતી. મનુ, યાજ્ઞવલ્કય ઇત્યાદિ બ્રાહ્મણાભિમાની અને સ્ત્રીદ્વેષ્ટા જૂના શાસ્ત્રકારો–વિશેષત: મનુ–નું નામ લેવું, એ પણ એને મન પાપ સમાન હતું. એક જ શબ્દમાં એના મતનું દિગ્દર્શન કરવું હોય, તો એટલું જ કહેવું બસ થઈ પડશે કે, તે એક હિન્દુ સફ્રેજેટ (Suffragette) હતી. એ પોતાનો કક્કો, પોતાનાં માતપિતાની સામે, અથવા ભાઉસાહેબ હેડમાસ્તર કે રામશાસ્ત્રી સુરતકર જેવા ઘરના જેવા થઇ ગએલા માણસો સામે, અથવા રાગિણી જેવી પ્રેમાળ બ્હેનપણીની સામે, કોઇની પણ મર્યાદા રાખ્યા સિવાય મોકળા મનથી પ્રતિપાદન કરી ખરો કરી બતાવતી. એનું એ વિવાદકૌશલ્ય

એટલી હદે ગયું હતું કે કોઈ ઉપરઉપરથી જોનાર પારકા માણસે, નાનાસાહેબ, ભાઉસાહેબ કે શાસ્ત્રીજી સાથે થએલો એનો વિવાદ સાંભળે, તો તે તેને અવિનયી, અમર્યાદ ઇત્યાદિ વિશેષણો આપ્યા વિના રહે નહિ. જો કે ખરી રીતે તો તેનામાં આ દોષ જરા પણ હતા નહિ. બાસાહેબનું તે વિષયનું શિક્ષણ અને તેમનો દાખલો અનુકરણીય હોવાથી, તેમ જ નાનાસાહેબનું નીતિવિષયક શિક્ષણ અને તેમનો દાબ કડક હોવાથી, ઉત્તરા અવિનયી અને અનીતિમાન થાય એ તો શક્ય જ ન હતું. એટલું તો ખરું જ કે તેને વર્તનમાં છળકપટ, ઢોંગ કે નખરાળી લજ્જા જેટલે અંશે પસંદ નહતી, તેટલે જ અંશે વાદવિવાદમાં પણ છળકપટ, ઢોંગ કે છૂપું ભાષણ તેને જરા પણ પસંદ નહતું. કોઈ પણ બાબત વિષે તેનો જે કાંઈ પ્રામાણિક અભિપ્રાય હોય તે કોઇની પણ શરમ કે મર્યાદા રાખ્યા સિવાય તે સ્પષ્ટ રીતે કહેતી. પણ આ સર્વ વાતો ઘરનાં માણસોમાં જ હતી. સ્ત્રી ગમે તેટલી સ્વતંત્ર પ્રકૃતિની હોય તો પણ તેનો મૂળ સ્ત્રીસ્વભાવ કેવી રીતે જાય? તેનો તદ્દન લોપ થાય એ અશક્ય છે. ઉત્તરા ચાર માણસોમાં જાય ત્યારે તેના બોલવાચાલવામાં અથવા વર્તવામાં રૂપવતીસ્ત્રીને સુલભ–મોહ પમાડનારી લજ્જા જો કે નહોતી દેખાતી, તોપણ સ્ત્રીસ્વભાવને યોગ્ય વિનયશીલતા તેનામાં સ્પષ્ટ દેખાતી હતી; અને આ જ કારણથી નાનાસાહેબ તેની વિવાદપ્રવૃત્તિને રોકતા નહિ. ભાઉસાહેબ હેડમાસ્તરને કે શાસ્ત્રીજીને તેમના તરફથી પૂછાએલા સવાલનો રોકડ જવાબ જ્યારે ઉત્તરા તરફથી મળતો ત્યારે બાસાહેબને જરાક વિચિત્ર લાગતું, પણ તેમનું આ બાબતમાં ચાલે એવું ન હતું. એક તો ઉત્તરા મોટી થએલી; અને જો કે અનુભવથી નહિ તોપણ જ્ઞાન અને બુદ્ધિમાં તેમના કરતાં વધારે ઉંચે દરજ્જે પહોંચેલી હતી; આવી સ્થિતિમાં બાસાહેબ તેને શું કહી શકે? નાનાસાહેબને તેની આ વિવાદપ્રવૃત્તિ રોકવાને એ વારંવાર કહેતાં. પણ આવા દરેક પ્રસંગે તે તો કહેતા: “આમ જો! મને નથી લાગતું કે ઉત્તરા અવિવેકી છે. તે હવે મોટી થએલી છે. તેના અને અમારા જ્ઞાનમાં પણ હવે વધારે તફાવત નથી રહ્યો; પછી ઘરનાં માણસો સાથે સ્પષ્ટપણે અને સરખા હક્કથી બોલવાની સ્વતંત્રતા આપણે તેને ન આપીએ તો તેણે મન મોકળું કરીને બોલવું ક્યાં જઇને?”

આ રીતે નાનાસાહેબ જ પોતાની દીકરીની બાજુ લેતા હોવાથી બાસાહેબ ઉત્તરાની વિવાદપ્રવૃત્તિનું નિયમન કરી શક્યાં નહિ. એમના મનને પણ અનુભવથી એવી ખાતરી થઈ ગઈ હતી, કે, “મારી ઉત્તરા વિવાદના જુસ્સામાં ઘરનાં માણસો સાથે કોઈ કોઇ વાર જે કડક-

પણ બોલે છે, તે તેનો સ્વભાવ અવિવેકી છે તેથી નહિ પણ તે તેના નાનપણથી ચાલતા આવેલા હઠીલા અને લાડીલા સ્વભાવને લીધે જ. જો ઘરમાં લાડકવાયો સ્વભાવ નહિ રાખે, તો પછી ક્યાં રાખશે? ભાઉસાહેબને ઘેર અથવા પોતાને ઘેર તે આવી રીતે ભલે બોલે, પણ ચાર માણસોમાં જાય ત્યારે કોઇને ખોટું લાગે એવો કડક શબ્દ તેના મ્હોંમાંથી નીકળશે જ નહિ, કે તેના વર્તનમાં અવિનય પણ દેખાશે નહિ."

આ રીતે બાસાહેબના મનની સંપૂર્ણ ખાતરી હોવાને લીધે ઉત્તરાના બાહ્યતઃ અવિનયી દેખાતા વિવાદકૌશલ્યથી એમને જો કે કોઇક વાર લાગી આવતું, તો પણ વિવાદમાં બધાંને ચૂપ કરી નાંખે એવું તેનું અજિત કથન અથવા તેણે કહેલું સમયોચિત કવિવચન સાંભળીને અથવા અંગ્રેજી ભાષામાં તેનું નૈપુણ્ય જોઇને બાસાહેબ પોતાની લાડકવાયી કન્યા તરફ આનંદપૂર્ણ દૃષ્ટિથી જોઈ રહેતાં. અને તે કેમ તેના તરફ આનંદભરી દૃષ્ટિથી ન જોઈ રહે? આખા વિજયગામને જ નહિ, જીલ્લાને જ નહિ પણ આખા ઇલાકાને પોતાની અસામાન્ય બુદ્ધિમત્તાથી આશ્ચર્યમગ્ન કરી મૂકનારી પોતાની કન્યાનું ગૌરવ માતાને ન હોય તો પછી હોય કોને? પોતાની કન્યાનું પ્રફુલ્લ કમલ જેવું પૂર્ણ વિકસિત સૌન્દર્ય, તેનો અલૌકિક બુદ્ધિવૈભવ, તેની વિદ્યાશક્તિ ને સત્ય–ભક્તિ, તેનો માતૃપિતૃપ્રેમ, અને તેનું કોમળ અન્તઃકરણ જોઇને તે પ્રેમાળ માતાનું હૃદય ક્ષણભર સંસ્તૃતિભાન ભૂલીને આનંદલહરીમાં ડોલી રહેતું, એમ કહેવામાં આવે તો માતૃહૃદય સમજનારા લોકોને જરા પણ આશ્ચર્ય લાગશે નહિ.

ઉત્તરાના ઉપર્યુક્ત સદ્‌ગુણોના વિચારથી જ બાસાહેબને કોઈ કોઈ વાર અનિવાર્ય દુઃખ પણ થતું. આ કથન જો કે પ્રથમ જરા વિચિત્ર લાગશે, પણ તે અક્ષરશઃ ખરું છે. પોતાની હોંશિયાર–ઉચ્ચ શિક્ષણ લઇને હોંશિયાર થએલી સુસ્વરૂપ અને વિવાહયોગ્ય કન્યાને ઉંચા મંડપ ઉપર ચઢાવેલા જાઇજુઇની વેલ ઉપરનાં સુવાસિક પુષ્પોની જેમ વેલ ઉપર જ સુકાઈ જવાનો વારો આવે, એ માતાને કેવી રીતે ઠીક લાગે? ઉચ્ચ પ્રકારનું શિક્ષણ જ એના વિવાહની આડે આવે છે એમ જોઇને તે બિચારી માતા શિક્ષણની વિશેષ જરૂરીઆત વિષે થોડીથોડી શંકાશીલ થવા લાગી હતી. "શિક્ષણ એ ફુલની સુગંધ જેવું રમ્ય નથી, પણ અગ્નિના તેજ જેવું આદરણીય છે; અને તેથી જ મારી ઉત્તરાનું કોઈ પણ પાણિગ્રહણ ન કરતાં તેની આદરથી પણ દૂરથી જ પૂજા કરે છે; ને તેની બુદ્ધિની અને શિક્ષણની માત્ર સ્તુતિ જ કરે છે." આમ તે ઘણી વાર કહેતાં.

કન્યાને પરણાવવાની જવાબદારી માતપિતા ઉપર છે, એમ બા સાહેબ માનતાં. તેમણે **નાનાસાહેબ** પાસે ઉત્તરાના વિવાહ વિષેની વાત કેટલીએ વાર કાઢી હશે; પણ **નાનાસાહેબ** એમનું કહેવું માત્ર શાન્ત ચિત્તે સાંભળી લેતા અને ધીમેથી ઉત્તરાના વિવાહમાં આવનારી અનેક અડચણો તેમને સમજાવીને કહેતા. પણ આથી બાસાહેબના મનને બરોબર સંતોષ થતો નહિ. "કન્યાને સુશિક્ષિત, સુવિનીત અને સુશીલ બનાવવાની જવાબદારી માબાપ પર છે ખરી, પણ તેને પતિ ખોળી આપવાની જવાબદારી કાંઈ તેમની નથી" **નાનાસાહેબ** જ્યારે કંટાળીને આ પ્રમાણે કહેતા, ત્યારે બાસાહેબ નિરુપાય થઇ જતાં અને તેમને ચૂપ થઇ બેસી રહેવું પડતું.

**નાનાસાહેબને** ઉત્તરાના વિવાહની ફિકર હતી જ નહિ એમ તો હતું જ નહિ; પણ તે શું કરી શકે? અસ્સલ 'સુધારક' તરીકે પ્રખ્યાત થએલા **નાનાસાહેબની** પુત્રી સાથે પોતાના પુત્રને પરણાવવા તૈયાર થાય એવાં માબાપ ભાગ્યે જ હતાં! તેમાં વળી ઉત્તરા ઘણી જ મોટી ઉમ્મરની થઇ ગએલી અને શિક્ષણથી તે અવિવેકી અને અવિનયી બની ગએલી છે, એવી તેની ખ્યાતિ—ભલે તે વિનાકારણ હોય—પણ બધે થઈ રહેલી. કૉલેજમાંથી શિક્ષણ લઇને બહાર નીકળેલા કેટલાક યુવાનોના મત સુશિક્ષિત અને શાણી કન્યા સાથે વિવાહ કરવાને અનુકૂળ હોય; પણ તે તો પ્રથમથી જ વિવાહિત થએલા હોવાથી તે **નાનાસાહેબને** માટે નિરુપયોગી હતા. વળી બીજી પણ એક અડચણ હતી; અને તે એ કે ઉત્તરાને તેની બુદ્ધિ, શિક્ષણ અને સ્વભાવને લાયક વર મળે એ લગભગ અશક્ય જેવું હતું. ઉત્તરાનો પતિ બુદ્ધિવૈભવ અને નીતિથી તેના આદરને પાત્ર થાય, એટલું જ નહિ તોપણ ઉત્તરાના મનમાં તેને માટે પૂજ્યભાવ ઉત્પન્ન થતો હોય તો જ તેને તે વિવાહથી સુખ થશે, આ વાત **નાનાસાહેબ** બરોબર રીતે જાણતા હતા. બુદ્ધિતેજ અને નીતિધૈર્ય સામાન્ય પ્રકારનું જ હોય એવા પૈસાદાર વર સાથે તેને પરણાવવાથી તેને જરા પણ સુખ થશે નહિ; અને આવા સંબન્ધને ઉત્તરા પોતે જ નકાર આપશે એ સ્પષ્ટ દેખાતું. આવી સ્થિતિમાં **નાનાસાહેબ** શું અને બીજો કોઈ માણસ શું કયો માર્ગ લઈ શકે વારૂ? 'न रत्नमन्विष्यति मृग्यते हि तत्' (રત્ન કોઈને શોધતું નથી; લોકો જ તેને શોધતા ફરે છે.) આ કવિવચનદર્શિત સ્વાભાવિક આશા ઉપર અને પરમાત્મા ઉપર વિશ્વાસ રાખીને પોતાના કન્યારત્નને શોધતો આવનારો કોઈ પણ માર્મિક અને રસિક યુવાન્ ઈશકૃપાથી આપણને મળી આવશે; આ આશાથી ઉત્તરાની કૌમાર્યાવસ્થાનાં પહેલાંનાં વર્ષો તો **નાનાસાહેબે** મોટી ધીરજથી કહાડ્યાં;

પણુ આશાવાદી મનુષ્ય પણુ કોઈ કોઈવાર પૂર્ણ નિરાશાવાદી બને છે અને ઈશ્વિરવાદી પણુ નિરીશ્વરવાદી બને છે. કવિઓનાં આશ્વાસનો જ માત્ર નહિ, પરન્તુ ભગવદ્ગીતા જેવા ગ્રન્થમાં ગ્રથિત કરેલાં પ્રત્યક્ષ પરમાત્માએ કાઢેલાં 'योगक्षेमं वहाम्यहम्' જેવાં વચનો પણુ હૃદયને વિદીર્ણ કરી નાંખે એવું દુ:ખ ભોગવતા માણસને છેવટે ઉપલકીઆં અને ફોકટ લાગવા માંડે છે. મસ્તકે ધારણુ કરવા યોગ્ય એવા પોતાના કન્યારત્નની જે સમાજ અને જે જગત્માં ખર આગળ નાંખેલા રત્નના જેવી અવસ્થા થાય છે, તે સમાજ અને તે જગત્ની વિચિત્ર ઘટના તરફ હસવું કે આ કઠોર અને અરસિક સમાજને અને જગત્ને છોડીને ચાલ્યાં જવું એ નાનાસાહેબને સૂઝતું ન હતું. આવા અરસિક અન્યાયી, કઠોર અને દુખ:પૂર્ણ જગત્નો સહૃદય એવા ઈશ્વિર જેવો કોઈ નિયન્તા છે કે નહિ, એ વિષે તેમનું મન આવે પ્રસંગે ઘણું જ સાશંક થતું હતું. અસ્તુ!

નાનાસાહેબની મનઃસ્થિતિનું વર્ણુન હમણાં તો અહીં જ પૂરું કરીને આપણે હવે આપણી વાર્તા તરફ વળીશું.

---

## દ્વિતીય પરિચ્છેદ.

### રાગિણી.

—:o:—

चन्द्रं गता पद्मगुणान्न भुंक्ते पद्माश्रिता चान्द्रमसीमभिख्याम् ।
उमामुखं तु प्रतिपद्य लोला द्विसंश्रयां प्रीतिमवाप लक्ष्मीः ॥

कालिदास.

ભાઉસાહેબ હેડમાસ્તર નાનાસાહેબના પરમ સ્નેહી હતા, એ વાત પાછળ કહેલી જ છે. ભાઉસાહેબ નાનાસાહેબ કરતાં દશેક વરસે નાના હશે; પણુ સમાનશીલત્ત્વ, સમાનવિદ્વત્ત્વ વગેરે બાબતોને લીધે તેમની વચ્ચે અપ્રતિમ અને અકૃત્રિમ સ્નેહ જામેલો હતો.

વિજયગામમાં જ ભાઉસાહેબનું ઘર અને જમીન હતાં. તેથી અને ત્યાં જ અંગ્રેજી નિશાળમાં તે હેડમાસ્તર હોવાથી, તેમની આર્થિક સ્થિતિ ઘણી સંતોષકારક હતી. જૂની રીત પ્રમાણે તેમનો વિવાહ પંદરમેં જ વર્ષે થયો હતો, અને વિશ વરસની જ ઉમ્મરે તેમને પિતૃપદ પ્રાપ્ત થએલું હતું. રાગિણી એ એમની પ્રથમ કન્યા. તે પછી તેમને ચાર પુત્રો થયા; પણુ તે બધા તેમના જીવને પોતાની બાળલીલાથી ચટકો લગાડીને જાણે પૂર્વ જન્મનું વેર સાધવું હોય તેમ, તેમને દુ:ખસાગરમાં

નાંખીને પરમાત્માના ધામમાં પહોંચી ગયા. **ભાઉસાહેબ**ને જો કે ઔરસ પુત્ર ન રહ્યો, જેથી તેમણે પોતાની મશિઆઈ બેનના પુત્ર **આનન્દરાવ**ને પોતાને ઘેર પુત્ર જેવો કરી રાખેલો હતો અને એણે પણ પોતાના સુસ્વભાવથી અને સદ્દવર્તનથી તેમનો પ્રેમ જિતી લીધો હતો. **નાનાસાહેબ**ને જેવી ઉત્તરા તેવી જ **ભાઉસાહેબ**ને **રાગિણી** એ પહેલી, એકલી અને લાડીલી કન્યા હતી. **રાગિણી**નો સ્વભાવ ઘણો જ સરસ હોવાથી, સો કુપુત્ર કરતાં **રાગિણી** જેવી એક જ સુકન્યા સારી એમ કહીને **ભાઉસાહેબ** પોતાનું અને પોતાની પ્રિય પત્નીનું પુત્રનિધનનું દુઃખ હલકું કરવાનો પ્રયત્ન કરી, હતી તે સ્થિતિમાં જ સુખ માનીને રહેતાં હતાં. પણ ઇશ્વરના મનમાં તેમની પૂરતી જ સત્ત્વપરીક્ષા કરવાનો વિચાર હતો. ચારે પુત્રો એક પછી એક ગુજરી ગયા; તેથી કહો અથવા **રાગિણી**ના વિવાહની ચિન્તાથી કહો, અથવા બીજા જ કોઈ કારણથી કહો, પણ **સરલાદેવી**(**ભાઉસાહેબ**નાં પત્ની)ની પ્રકૃતિ દિનપ્રતિદિન બગડવા લાગી. **ભાઉસાહેબે** ઘણા ઔષધોપચાર કર્યા; પણ તેની કાંઈ અસર થઈ નહિ; છેવટે કેટલાક મહિના પછી ડોકટરે **ભાઉસાહેબ**ને ધીમેથી કહ્યું: "બાઇના રોગનાં લક્ષણ ક્ષય જેવાં છે. કાળજીપૂર્વક જો દવા વગેરે આપવામાં આવે તો પાંચદસ વર્ષ કાઢી શકે ખરાં! બાકી એકંદર રીતે જોતાં તો આ રોગ અસાધ્ય જ છે."

**ભાઉસાહેબ** **નાનાસાહેબ** જેવા પૂર્ણ સુધારક હતા. તેમનું મન ઘણું પરોપકારી અને ઉદાર હતું; અને તેમણે આપણા સમાજની દુઃસ્થિતિ સુધારવાના કામમાં ઘણો આગેવાનીભર્યો ભાગ લીધો હતો. આખા ઇલાકામાં તો નહિ પણ **વિજયગામ** જીલ્લામાં તો સામાજિક સુધારાના **નાનાસાહેબ** અને **ભાઉસાહેબ** એ બે જ આધારસ્તંભ ગણાતા હતા. વૃદ્ધાવસ્થાથી **નાનાસાહેબ** જો આગળ ઉપર અશક્ત થાય તો એમની પછી તેઓ તરફ જોતાં યુવાન દેખાતા **ભાઉસાહેબ** એમની પરંપરા ઉત્સાહથી આગળ ચલાવશે એવી ખાતરી **વિજયગામ**ના લોકોને ઘણા દિવસથી હતી; પરન્તુ સ્વભાવતઃ જ તેમની ઉદાસીન રહેનારી વૃત્તિ અને તાત્ત્વિક વિચાર તરફની તેમની મનઃપ્રવૃત્તિ વૃદ્ધાવસ્થાથી, અતિ વાંચનથી અથવા ગહન વિચારથી વધેલી હોવાથી, કહો, કે ગૃહવિષયક દુઃખપરંપરા માથા ઉપર ક્રમેક્રમે આવી પડવાથી કહો, અથવા અન્ય કોઈ કારણથી કહો પણ સામાજિક સુધારા તરફનો તેમનો ઉત્સાહ હમણાંહમણાં મંદ પડતો હોય એમ દેખાતું હતું, એ નિર્વિવાદ વાત છે. તેમના મતોમાં વિશેષ ફેરફાર થયો હતો એમ કાંઈ નહોતું, છતાં સામાજિક સુધારા વિષેનું તેમનું તીવ્ર ઔત્સુકય તેમનામાં હમણાં રહ્યું ન હતું, એ ખરું. પહેલાં તો તે

સ્ત્રીશિક્ષણના ચુસ્ત હિમાયતી હતા અને એ કાર્યમાં ઉત્સાહથી આગેવાનીભર્યો ભાગ લેતા; એટલું જ નહિ, પણ જુવાનીમાં તેમણે પોતાની પત્નીને અંગ્રેજી શિક્ષણ આપવાનો મહાપ્રયત્ન આરંભેલો હતો; પરન્તુ હમણાં તેમના પહેલાંના સ્ત્રીશિક્ષણાનુકૂલ, નિશ્ચયાત્મક અને જુસ્સાદાર ગરમાગરમ વિચારો બરફ જેવા ઠંડાગાર થઇ ગએલા હતા, અને તેને બદલે "સ્ત્રીશિક્ષણ આપવાથી સ્વર્ગપ્રાપ્તિ થાય છે, એવું થોડું જ છે? સ્ત્રીશિક્ષણ આપીને ઇંગ્લંડે જે ધ્વજાઓ ફરકાવી છે તે દેખાય જ છેને?" આ પ્રકારની સ્ત્રીશિક્ષણવિરોધી નહિ તોપણ તેને અનુત્સાહિત કરનારી ભાષા તેમના મ્હોંમાંથી હાલ સંભળાવા લાગી હતી. એવી જ સ્થિતિ બીજા બધા રાજકીય અને સામાજિક વિષયો વિષે હતી. તેમના વિચારો તત્ત્વતઃ ભલે બદલાએલા ન હોય, તોપણ તેમની મૂળની દોષનિરીક્ષણમાં કુશલ–કુશાગ્રબુદ્ધિ બહુવાંચન કે બહુ વિચારથી હવે તો અતિ ચિકિત્સક અને સંતોષરહિત થઈ ગઇ હતી અને તેથી બધી સાર્વજનિક, સામાજિક કે રાજકીય હિલચાલો તેમની દૃષ્ટિને સદોષ દેખાતી; અને તાત્ત્વિક વિચાર કે વાંચન અથવા નાનાસાહેબ કે શાસ્ત્રીજી જેવા પ્રિય મિત્રો સાથે તત્ત્વજ્ઞાન–વિવેચનાત્મક અને કાવ્યશાસ્ત્રવિનોદાત્મક વાદવિવાદ સિવાય બીજી કોઇ પણ વાતમાં તેમને હવે વિશેષ ઉત્સુકતા રહી નથી એમ લોકો હવે જોવા લાગ્યા. તેમ જ સામાજિક સુધારાનો પ્રગતિ તરફ પ્રયાણ કરતો ઝુંડો કે વાવટો નાનાસાહેબના હાથમાંથી એમની વૃદ્ધાવસ્થા પછી તે (ભાઉસાહેબ) લેશે, એ સુધારક લોકોની આશા નિષ્ફળ થઈ ગઇ હતી.

આમ હોવા છતાં પણ રાગિણીના શિક્ષણ તરફ ભાઉસાહેબ બેદરકાર રહ્યા નહિ. જુવાનીના સુધારાના ઉત્સાહમાં ચોથા વરસથી જ તેને ઘેર ભણાવવાનો આરંભ કરી દીધેલો હોવાથી, સોળમે વર્ષે તેનો મરાઠી અભ્યાસક્રમ પૂરો થયો હતો. અને તેની સાથે તેણે અંગ્રેજી ૭ ધોરણોનો અભ્યાસ પણ પૂરો કર્યો હતો. રાગિણી ઉત્તરાની બેનપણી ખરી પણ ઉત્તરાથી તે ચારપાંચ વરસે નાની હતી. તેની બુદ્ધિ ઉત્તરા જેટલી તીવ્ર ન હતી, પણ તેનું અવલોકન વધારે સૂક્ષ્મ હતું. રાગિણીનો સ્વભાવ ઉત્તરા કરતાં વિશેષ કોમળ હતો. તેનું અન્તઃકરણ એટલું બધું મૃદુ અને પ્રેમાળ હતું, કે ઘરનાં નોકરચાકરોને તેમની થએલી ભૂલને માટે તેમના ઉપર ગુસ્સો કરીને શરમાવવા અને તેમને દુઃખ દેવું એ પણ તેને અતિશય દુઃખદાયક લાગતું. જો તેને પ્રેમરસની મૂર્તિ કહી હોય તો પણ ચાલે! રાગિણી સ્વભાવતઃ ઘણી શરમાળ હતી; અને છોકરાંની નિશાળમાં દરરોજ જવાથી અને

ત્યાં તેમની જોડે બેસી શિક્ષણ લેવાથી તેની શરમ જો કે ઓછી થઇ હતી, તો પણ તેનો મૂળ સ્વભાવ અદૃશ્ય થાય, એ અશક્ય હતું. સામાજિક સુધારા વિષે તેના વિચારો જો કે ચોક્કસ નહોતા થયા તો પણ સામાજિક પ્રશ્નોનો તેણે સમૂળગો વિચાર જ કર્યો નહોતો, એમ ન હતું. પુરુષોમાં બેસી સમાનતાનો દાવો કરીને વાદવિવાદ કરવો, એ એના જાતિસ્વભાવથી વિરુદ્ધ હતું. અતિશય શરમાતાં ફરવું, એ કાંઈ વખાણવા જેવો ગુણ નથી; ઉલટો એક દોષ છે, આ વાત જ્યારથી તેણે જાણી ત્યારથી તે ભાઉસાહેબને ત્યાં ઘર જેવા થઈ ગએલા પુરુષમંડળમાં આવીને બેસતી અને તેમનું સંભાષણ ઉત્સુકતાપૂર્વક સાંભળતી; તથાપિ તેમાં ઉત્તરા જેવો આગેવાનીભર્યો ભાગ તે કદાપિ લેતી નહિ. આમ છતાં વિવાદમાં કોઈ કોઈ વાર સૂચક પ્રશ્ન પૂછીને કે એકાદ માર્મિક અથવા વિનોદાત્મક ચર્ચા કરીને તે કોઈ વાર તદ્દન નવો, સરસ અને ખુબીવાળો મુદ્દો સૂચવતી કે તેના પ્રશ્નથી અથવા વિનોદાત્મક ચર્ચાથી સંભાષણનો પ્રવાહ પણ ઘણી વાર બદલાઈ જતો. રાગિણીને નવલકથાઓ વાંચવાનો અને વાર્તાઓ લખવાનો ઘણો શોખ હતો; અને તેની લખેલી કેટલીક વાર્તાઓ મુખ્ય માસિકોમાં પ્રસિદ્ધ પણ થઇ હતી. રાગિણીનું રૂપ જો કે ગુલાબની કળી પ્રમાણે ખીલવા લાગ્યું, તેની બુદ્ધિ વધારે પરિપકવ થવા લાગી; અને મોહ પમાડનારા સ્વરૂપથી અને પરિપકવ બુદ્ધિથી તેનો સરળ, પ્રેમાળ અને મીઠો સ્વભાવ વધારે મોહક, રમ્ય અને આનંદપ્રદ થવા લાગ્યો તોપણ જેમ જેમ તે ઉમ્મર લાયક થવા લાગી, તેમ તેમ એક પ્રાકૃત કવિના વચન પ્રમાણે તેનાં માતપિતાના પેટમાં ચિન્તા થવા લાગી અને તેથી તેમને ચેન પણ પડતું નહિ. એટલું બધું એમનું મન ચિન્તાથી વિદીર્ણ થવા લાગ્યું. 'दारिका हृदयदारिका पितुः' (કન્યા એ પિતાના હૃદયને વિદારનારી છે) આ કવિવચન ભાઉસાહેબની સમક્ષ વારંવાર ઉભું થવા લાગ્યું અને તેમને સતાવવા લાગ્યું. ઉત્તરાના વિવાહમાં નાનાસાહેબને જે અડચણો દેખાતી હતી, તે જ પ્રકારની અડચણો રાગિણીના વિવાહમાં ઉપસ્થિત થાય એમ હતું, તેથી ભાઉસાહેબનો જીવ ઘણો જ ખિન્ન થયો.

---

## તૃતીય પરિચ્છેદ.

——:(૦):——

## મિત્રત્રિપુટી.

મિત્રં પ્રીતિરસાયનં નયનયોરાનન્દનં ચેતસઃ ।

ભર્તૃહરિ.

નાનાસાહેબ અને ભાઉસાહેબ એકબીજાના અત્યન્ત નિકટના સ્નેહી હતા અને તેમણે વિજયગામની સમાજસુધારક સભા વગેરેનાં કામો 'જોઈન્ટ સેક્રેટરી' તરીકે ઘણા વખતથી ચલાવ્યાં હતાં. હમણાં હમણાંમાં ભાઉસાહેબે ગયા પ્રકરણમાં બતાવેલા માનસિક શૈથિલ્યને લીધે પોતાના મન્ત્રીપદનું રાજીનામું આપેલું હતું; છતાં પ્રસંગોપાત્ત તે નાનાસાહેબને મદદ કરતા જ હતા. ભાઉસાહેબે રાજીનામું આપ્યું તેથી, અથવા વિવાદના જુસ્સામાં કોઈ કોઈ વાર ટંટો થયો પરંતુ તેથી એ ઉભય મિત્રોના સ્નેહમાં કાંઈ બગાડ થયો નહિ. નાનાસાહેબ અને ભાઉસાહેબનો સ્નેહ અકૃત્રિમ, નિઃસ્વાર્થ અને પરસ્પર સન્માનનો આધાર હોવાથી તે ચિરાયુ હતો.

રામશાસ્ત્રી સુરતકર અથવા શાસ્ત્રીજી એ બન્ને આવા જ પ્રકારના સ્નેહી હતા. ભાઉસાહેબ જે નિશાળમાં હેડમાસ્તર હતા તે જ નિશાળમાં તે શાસ્ત્રી તરીકે નીમાયા હતા. તેમને સ્વાભાવિક રીતે જ વિદ્યાભિરુચિ હતી. અને સામ્પ્રતકાળમાં અંગ્રેજી શિક્ષણ સિવાય વિદ્વત્તાને શોભા, તેજ અથવા સન્માન નથી; આ વાત નાનપણથી જ તેમના જાણવામાં આવવાથી તેમણે ઘેર જ અભ્યાસ કરીને મેટ્રીક સુધીનું અંગ્રેજી જ્ઞાન મેળવ્યું હતું. નાનાસાહેબ અને ભાઉસાહેબની સાથે તેમનો સ્નેહ જામી જવાથી અને હમેશાં એમની સંગતિમાં રહીને એમની સાથે સર્વ પ્રકારના વિષયો વિષે સંભાષણ, વિવાદ કે વિનોદ ચાલતો હોવાથી અંગ્રેજી વિચારપદ્ધતિ અને અંગ્રેજી તત્ત્વજ્ઞાનની તેમને સરસ માહિતી થએલી હતી. ભાઉસાહેબ હેડમાસ્તર અને શાસ્ત્રીજી એમના હાથ નીચેના નોકર—એટલા જ માટે એમની વચ્ચે સ્નેહ હતો એમ નહિ; પણ એક બીજાની બુદ્ધિમત્તા વિષે, સ્વભાવ વિષે અને ચારિત્ર્ય વિષે પરસ્પરને જે આદર હતો તેથી જ તેઓ એકબીજાના સ્નેહી બની શક્યા હતા. નોકરીમાં જોડાયા પછી પહેલાં પહેલાં તો શાસ્ત્રીજી ભાઉસાહેબને ત્યાં ખાસ કારણ વિના જતા જ નહિં; પણ ભાઉસાહેબને જ તત્ત્વજ્ઞાન વિષે અને ધર્મ વિષેનો વિવાદ પ્રિય હોવાથી તે તેમને વારંવાર ઘેર બોલાવીને સ્નેહભાવ વધારવાનો પ્રયત્ન કરતા હતા. શાસ્ત્રીજી તો સાહજિક રીતે જ વેદાન્તાભિમાની હતા. પરંતુ વેદોને પ્રમાણ ન માનનારા અજ્ઞેયવાદી ભાઉસાહેબ અને નાનાસાહેબની સાથે વારંવાર વાદવિવાદ કરવાથી તેમનું મન પણ હમણાંહમણાંમા વેદાન્ત વિષે સાશંક થવા લાગ્યું હતું. વળી તે

દુરાગ્રહી અને વિતંડાવાદી ન હોવાથી તેમને માન્ય અને પ્રિય એવો અદ્વૈત વેદાન્ત સર્વ જનોને સમાધાનકારક નથી; આ વાત તેમને–કષ્ટથી અને અપ્રત્યક્ષપણે પણ–કબૂલ કરી લેવી પડતી.

તાત્વિક મતોની વાત છોડીને આપણે જો વ્યવહાર તરફ વળીશું તો **શાસ્ત્રીજી**માં વિશેષ નિર્ણયની ટેવ જેવું કાંઈ જો કે આપણને માલમ પડ્યું નહોત, તો પણ કેટલીક નિર્દોષ હાસ્યકારક વાતો સૂક્ષ્મ નિરીક્ષણને અંતે આપણે જોઇ શકયા હોત. **શાસ્ત્રીજી**ને ધનની આસક્તિ વિશેષ ભલે ન હોય, તોપણ બાહ્યતઃ તો તેમનું વર્તન કૃપણ જેવું દેખાતું, એ કબૂલ કરવું પડશે. તમાકુ સિવાય તેમને બીજું કાંઇ પણ વ્યસન ન હતું. પરંતુ તમાકુની તલબ માત્ર તેમને ઘણી જ અનિવાર્ય થઈ પડી હતી. **શાસ્ત્રીજી**નો સરલ અને નિરભિમાની સ્વભાવ અને તેમનું પવિત્ર ચારિત્ર્ય–એ દૃષ્ટિથી જો કે તે બધાને જ આદરણીય થઇ પડ્યા હતા. તોપણ **ભાઉસાહેબ** અને **નાનાસાહેબ** જેવા પ્રિય મિત્રોને તેમનો ઝીણો ઝીણો હાસ્યજનક સ્વભાવ વિશેષ દેખાઇ આવવાથી તે બંને મિત્રોને તેથી નિર્દોષ હાસ્યકૌતુકનો ઉપભોગ કરવાનો મળતો હતો. એક તરફ તો **શાસ્ત્રીજી**ની આપણા સનાતન ધર્મ માટે મનઃપૂર્વક ઉત્કટ પ્રીતિ; પરન્તુ પોતાના પ્રિય મિત્રો સાથે વિવાદ કરતી વખતે સ્વધર્મમાં રહેલા કેટલાક દોષો ગમે તેટલો પ્રયત્ન કરતાં છતાં નાકબૂલ કરી શકતા નહી; આવે વખતે સ્વધર્મદોષ કબૂલ કરતાં પહેલાં થનારી તેમની ‘હા–ના’-ની હાસ્યાસ્પદ સ્થિતિનું અવલોકન કરવામાં કોઈ નાટકનો ‘પ્રવેશ’ જોવા કરતાં પણ વધારે ગમ્મત રહેલી હતી! એક બાજુએ ભગવદ્-ગીતામાંના ‘समलोष्टाश्मकाञ्चनः स्थितप्रज्ञः’ના ઉચ્ચ ધ્યેય માટે અન્તઃકરણ-પૂર્વકનો તેમનો આદર અને બીજી બાજુએ દુર્નિવાર સંસારાસક્તિ અને ઘરમાંના ઝીણા ઝીણા ખરચ માટે મનમાં થઈ રહેલી ચિન્તા; એક બાજુએ ‘आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कदाचन’ આ વચનો ઉપર અકૃત્રિમ ઉત્સાહથી સ્વમિત્રો આગળ બોલતાં બોલતાં કરેલું વકતૃત્વ-પૂર્ણ સ્ફુર્તિદાયક પ્રતિપાદન અને બીજી બાજુએ તે પછી એક જ કલાકમાં ‘છોકરી ઘેર માંદી પડી છે’ એ ખબર મળતાં જ તે ગરીબ, સાત્વિક અને પ્રેમાળ બ્રાહ્મણની થનારી ધાંધળ; અને **નાનાસાહેબ** અને **ભાઉસાહેબ** પોતાના આવા વિરોધ માટે મશ્કરી કરશે, એ બીકથી આ ધાંધળ છૂપાવવાની તેમની અટપટી ખટપટ; વગેરે વિરોધી બાબતો ક્ષણમાત્ર હાસ્યકારક ભલે થતી હોય; તો પણ તેમના મીઠા સ્વભાવથી, તેમની નિરભિમાનતાથી, દોષ કબૂલ કરવાની વૃત્તિથી તે બાબતો આદરને હાનિકારક થતી નહિ પણ ઉલટી પ્રેમજનક જ થતી. પરન્તુ **શાસ્ત્રીજી** પોતે જ પોતાના મતમાં, વૃત્તિમાં અને વિચારમાં જુદા જુદા પ્રસંગે દેખાઈ આવતો વિરોધ (contradiction) ખુલ્લા દિલથી કબૂલ કરી

દેતા; એ એક અને માનવજાતિના દોષ અનિવાર્ય હોવાથી નીતિની દૃષ્ટિએ દોષાસ્પદ નથી, એ બીજું; આ કારણોથી આ દોષોનું નિન્દ્ય અને દૂષણીય સ્વરૂપ તદ્દન ઓછું થઈ ગએલું હતું. **પોતાના દોષ જે કબુલ કરે તેનાં પાપ પણ તેના પ્રેમબદ્ધ મિત્રોને ક્ષમ્ય લાગે છે.** અને તે દોષ જો ઝીણા ઝીણા અને પાપરહિત હોય તો તે માણસ એ દોષોથી ત્યાજ્ય તો નથી જ લાગતો; પરંતુ વધારે પ્રિય લાગે છે. अस्तु। ઉપરનાં કારણોને લીધે કહો, અથવા 'तत्तस्य किमपि द्रव्यं यो हि यस्य प्रियो जनः' એ ન્યાયે કહો, અથવા શાસ્ત્રીજીમાં વિનોદવૃત્તિ હતી તેથી કહો પણ શાસ્ત્રીજી, નાનાસાહેબ અને ભાઉસાહેબ એ ત્રણેનો એટલો બધો સ્નેહ જામી ગયો હતો કે જ્યારે જુઓ ત્યારે તે ત્રણે એક બીજાની સંગતિમાં જ હોય. આ મિત્રોની ટોળી આખા વિજયગામમાં પ્રસિદ્ધ હતી. એમનું ભોજનાદિ પણ ઘણીવાર એકત્ર જ થતું. તે મિત્રો નાનાસાહેબ કે ભાઉસાહેબને ઘેર ભેગા થતા. વાર્તાલાપ કરતાં કરતાં અથવા વાદવિવાદના જોશમાં શાસ્ત્રીજીની સન્ધ્યાની વેળા પણ ઘણી વાર વીતી જતી, અને તેમને જમવા કે સુવા માટે ત્યાં જ રહેવું પડતું. અને આવું ઘણીએ વાર બનતું! ઘેર પાછા આવતાં શાસ્ત્રીજીને વાર થતી તો તેમની પત્નીને પણ હવે કાંઈ નવાઈ લાગતી નહિ. એકબીજા સાથે પ્રેમથી, આનંદથી અને મોકળા મનથી સૃષ્ટિમાંના બધા વિષયો વિષે પ્રસંગાનુરૂપ અને ઋતુરૂપ ગાંભાર્યથી અથવા વિનોદથી ચર્ચા કરવામાં આ મિત્રોને બ્રહ્માનંદતુલ્ય આનન્દ થતો. શનિવાર–રવિવારે અથવા રજાના દિવસે તો નાનાસાહેબ કે ભાઉસાહેબને ઘેર આ મિત્રોના સંભાષણનો, વાદવિવાદનો અને હાસ્યકારક વાર્તાલાપનો 'જલસો'જ ઉડતો! અને આ 'જલસો' કોઈ કોઈ વાર રાત્રીના જમણ પછી પણ ચાલુ રહેતો અને કોઈ વખત ઘણું મોડું પણ થતું. 'अविदितगतयामा रात्रिरेव व्यरंसीत्' (બોલવાના પ્રવાહમાં રાત્રી કેમ પસાર થઈ તે ન જણાતાં એકદમ સવાર થયું હોય એમ દેખાયું) આવી સ્થિતિ પણ તેમની થઈ પડતી.

જમતી અથવા ચ્હાપીતી વખતે બાસાહેબ, સરલાદેવી, ઉત્તરા અને રાગિણી એ બધાં આ મિત્રોના વાર્તાલાપમાં ભાગ લેતાં. ઉત્તરાનો તો ભાઉસાહેબ અથવા શાસ્ત્રીજીની સાથે જબરદસ્ત વાદવિવાદ જ થતો. જમી રહ્યા પછી રાગિણી અને ઉત્તરા તેમની વચ્ચે આવી બેસતાં, વાર્તાલાપ કરતાં અને પ્રસંગોપાત્ત વિવાદાત્મક ચર્ચા પણ કરતાં. શાસ્ત્રીજી તો કોઇ કોઈ વાર ઉત્તરા સાથે વિવાદ કરવા માટે જ 'સુધારો અને સ્ત્રીજાતિ'ની વિરુદ્ધ જાણી જોઈને ઉત્તરા ચિડાય એવા ઉદ્ગારો કાઢતા. આ મિત્રમંડળના સંવાદો, વાર્તાલાપ અથવા વિવાદો હંમેશાં જ ગહન વિષયો વિષે હતા એમ હતું નહિ તોપણ વિવાદના પ્રવાહમાં વહેતું વહેતું આ મંડળ સામાજિક, તાત્ત્વિક અને સાહિત્યવિષયક ચર્ચાના સમુદ્રમાં પ્રવેશ કરતું.

## ચતુર્થ પરિચ્છેદ

:૦:

### બીજી મિત્ર–ત્રિવેણી.

:૦:

**નાનાસાહેબ** અને **ભાઉસાહેબ**ની વચ્ચેના ઘણાં વર્ષના અતિ નિકટ અકૃત્રિમ સ્નેહને લીધે તેમના કુટુંબમાં પણ ઘણો ગાઢો સંબંધ થયો હતો. એમના ઘરનો સ્ત્રીવર્ગ એકબીજા સાથે કેવળ બહારથી જ પ્રેમ અને શાન્તિથી રહેતો, એમ નહિ; પણ તેમનાં અન્તઃકરણમાં પરસ્પરને વિષે અકૃત્રિમ પ્રેમ વસતો હતો. 'પોતે બીજી કરતાં વધારે શ્રીમાન્ છે,' એવી માન્યતા તે સ્ત્રીઓમાં જરા પણ ન હતી, તેમ જ એકબીજાની ગેરહાજરીમાં પરસ્પરની નિન્દા પણ કોઈ કરતું ન હતું.

તેમની કન્યાઓ, ઉત્તરા અને **રાગિણી**, એ પણ બેનપણીઓ હતી. તે આપણે પૂર્વે જણાવી ગયા છીએ. રાધાકુંવરી નામની એક બાલિકા પણ એ બેની એક ત્રીજી સખી હતી. એ **રાગિણી**ના ઘરની પાસે જ રહેનારા રાવસાહેબ ગુપચુપીઆ જમીનદારની કન્યા હતી. રાવસાહેબ ગુપચુપીઆનું નામ બીજા કશા માટે નહી, પણ તેમની અપાર સંપત્તિ માટે અને તેટલા જ કંજુસપણા માટે લોકોમાં ઘણું મશહુર હતું. એમને બે છોકરાં હતાં: ભય્યાસાહેબ પુત્ર, અને **રાધા** પુત્રી. **ભય્યાસાહેબ** પછી અને **રાધા** પહેલાં થએલા બે ભાઈ બે વર્ષ પહેલાં જ કૉલેરાથી ગુજરી ગયા હતા. એમની પછી તેની મા પણ એ જ રોગનું બલિદાન થવાથી રામશરણ થઈ. રાવસાહેબ ગુપચુપીઆને ત્યાં આ બે બાળકો સિવાય પાસેનાં સંબંધીઓમાં નિકટનું સ્નેહી માણસ બીજું કોઈ જ રહેલું ન હોતું.

**ભાઉસાહેબ** હેડમાસ્તર સામાન્ય જનોની દૃષ્ટિથી શ્રીમાન્ કહેવાય ખરા, પણ રાવસાહેબ ગુપચુપીઆ સાથે સરખાવતાં એમની સંપત્તિ તદ્દન ફીકી પડે એમ હતું. તોપણ **રાગિણી** અને **રાધા**કુંવરી વચ્ચે સ્નેહ જામવાને એ શ્રીમન્તાઈનું અન્તર વ્યત્યયરૂપ થઈ શકે એમ ન હોતું. ખરી રીતે જોતાં 'શ્રીમન્ત' અને 'ગરીબ' આ ભેદ બાલપણમાં મોટા મહત્ત્વનો ભાસતો પણ નથી. **રાગિણી** તો સર્વ વાતે સુખી, શ્રીમન્ત ગૃહસ્થની કન્યા હતી; પણ **આનંદરાવ** તો **ભાઉસાહેબ**ને આશ્રયે રહેલો ગરીબ છોકરો! પણ તેમ છતાં તે **ભય્યાસાહેબ**નો નાનપણથી સ્નેહી થએલો હતો. એ બન્ને સરખી ઉમ્મરના હતા; અને અંગ્રેજી પહેલા ધોરણથી તે છેવટ સુધી એક જ વર્ગમાં હતા. મૅટ્રીક અને બી. એ. ની પરીક્ષામાં પણ બન્ને સાથે જ પાસ

થયા. હમણાં તે બન્ને મુંબઈની ગ્રૅંટ મેડીકલ કૉલેજમાં અભ્યાસ કરતા હતા. ઉત્તરા કરતાં તે એક જ વર્ષ આગળ હતા. ભય્યાસાહેબ એક વખતે ભાઉસાહેબના પ્રિય વિદ્યાર્થી હતા. વળી આનંદરાવના નાનપણુ-થી જ સ્નેહી હોવાથી ભાઉસાહેબને ઘેર તે વારંવાર આવતા; તેથી ભાઉસાહેબનું ઘર તેમને પારકા ઘર જેવું બિલકુલ લાગતું નહિ.

રાધા રાગિણી કરતાં બે ત્રણુ વર્ષે નાની હતી અને વધારે ભણેલી પણુ ન હોતી. તેને પરણ્યાને આજે બે વર્ષ થઈ ગયાં હતાં. રાગિણીની તો એ ખાસ બેનપણી! રાગિણીને લીધે ઉત્તરાનું મન પણુ તેની તરફ વળેલું હતું; તેથી તે તેની તરફ ઘણો સ્નેહ દર્શાવતી. ઉત્તરા રાધા કરતાં ઉમ્મર, બુદ્ધિ, જ્ઞાન અને અનુભવ વગેરેની દૃષ્ટિથી ઘણી શ્રેષ્ઠ હતી; તો પણુ રાધાના સ્વભાવમાંની નિષ્કપટતા, સાદાઈ અને બાલિશતાથી ઉત્તરાને તે ઘણી જ ગમતી હતી. ઉત્તરાને તો રાધા એક નાની છોકરી છે, એમ જ લાગતું. અને તેને પણુ ઉત્તરાને માટે આદર–પ્રેમ હતો. એ ત્રણે સખીઓ, રાધાકુંવરીનું લગ્ન થયા પછી ભલે સખી ન હો, પણુ તે પહેલાં ઘણુંખરું એકત્ર જ દેખાતી; એટલે સુધી કે, ભાઉસાહેબ અને શાસ્ત્રીજીના એક ચાલાક કવિશિષ્યે, તેમને વિષે આગળ લખેલો અનુષ્ટુપ્ છન્દોબદ્ધ શ્લોક રચેલો હતો. અને તે શ્લોક તેમાંના પ્રસાદગુણુને લીધે, કે યથાર્થ વર્ણનને લીધે, અથવા બીજા કોઈ ગુણુ-દોષને લીધે વિજયગામના સર્વ સુશિક્ષિતોને જીભાગ્રે થઈ ગએલો હતો.

**उत्तरा रागिणी यत्र तत्र राधा भवेत्सदा ।**
**भाऊ नाना यत्र तत्र शास्त्रीजी वै भवेद्यथा ॥**

રાવસાહેબ ગુપચુપીઆનો ને ભાઉસાહેબ કે નાનાસાહેબનો પર-સ્પર વિશેષ પરિચય ન હોતો–જરાએ ન હોતો એમ કહીએ તો એ ચાલે; છતાં તેઓનાં બાળગોપાળ વચ્ચે આવો નિકટ સ્નેહસંબન્ધ હતો, એ વાત વિચાર કરવા જેવી જ હતી.

---

## પંચમ પરિચ્છેદ.

——:०——

### કથાબીજ.

—:०:—

नदीमुखेनैव समुद्रमाविशत् ।

—कालिदास.

"કેમ નાનાસાહેબ!" ચ્હા પીતાં પીતાં શાસ્ત્રીજીએ શરુઆત કરી, "આજે જેમ આપણે ચારપાંચ સ્ત્રીઓ અને ચારપાંચ પુરુષો એકત્રિત થઇ ચ્હાપાણી તેમ જ નાસ્તા–ઉપાહાર માટે બેઠેલાં છીએ, તેમ આપણા દેશમાં બીજે કોઈ ઠેકાણે કોઈ બેસતાં હશે કે?"

"આપણા દુર્દૈવથી બીજે કોઇ ઠેકાણે લોકો આમ બેસતાં નથી, માટે તો લોકનિન્દાથી ન ડરતાં આપણે એવો રિવાજ પાડવાનો છે!" નાનાસાહેબે વળતો જવાબ આપ્યો. "બાકી હવે અમારી કોઈ નિન્દાએ નથી કરતું, ને અમને કોઇ પજવતુંએ નથી. કારણ, આપણે તો છીએ પક્કા સુધારક! સુધારક તરીકે એક વાર પ્રસિદ્ધ થયા પછી ગમે તે કરો તેની કોઈ પરવા પણ કરતા નથી! બેન ઉત્તરા અને રાગિણીને અમે નિશાળમાં શિક્ષણ આપ્યું, અને જો કે તેઓ ઉમ્મરલાયક થઈ છે છતાં, અવિવાહિત રાખી છે; તોપણ નથી હવે અમને કોઈ કહેતું, કે નથી અમારી કે તેમની તરફ આંગળી સરખીયે ચિંધતું!"

"બધા લોક તો તેમના તરફ જોઇને હસે છે, એટલું ઠીક છે, હવે પ્રત્યક્ષ આવીને મોંઢા ઉપર થુંકવાનું જ બાકી રહ્યું છે." બાસાહેબ વચ્ચે જ બોલ્યાં.

"લોકનિન્દા કરતાં વધારે બીક તો મને તારી જ લાગે છે" નાનાસાહેબે જરાક હસીને કહ્યું.

"અમારું મોંઢું બન્ધ કરવાનો આ સહેલો ઉપાય છે." આમ કહી બાસાહેબે એ વાત જ ઉડાવી દીધી.

બાસાહેબે છોડી દીધેલી વાત ત્યાં જ રહે, ને વિષય બદલાય એ હેતુથી શાસ્ત્રીજી પુનઃ બોલ્યાઃ "પણ નાનાસાહેબ! તમારે ત્યાં તો હું હરહંમેશ આવજા કરું છું, છતાં મને તો કોઈ સુધારક નથી કહેતું."

"એનું કારણ એ, કે તમે અર્ધદગ્ધ છો!" નાનાસાહેબે હસતાં હસતાં જવાબ આપ્યો.

"અમે અર્ધદગ્ધ છીએ, કે તમે અત્યતિગામી છો, એનો નિકાલ કોણ કરશે?" શાસ્ત્રીજીએ પણ હસતાં હસતાં પ્રશ્ન કર્યો.

"તમારો ને અમારો આ વિવાદ સૃષ્ટિના અન્ત સુધી ચાલવાનો છે. પણ હવે એ વિવાદ જવા દો! આ સ્ત્રીવર્ગને શા માટે આપણો વિવાદ સાંભળવાની કડાકુટમાં નાંખવો?" નાનાસાહેબ બોલ્યા.

સામેની પંક્તિમાં બેઠેલાં ભાઉસાહેબનાં પત્ની, સરલાદેવી, તરફ જોઇને નાનાસાહેબે આગળ ચલાવ્યું: "માજી ઘણાં માંદાં હોય એમ દેખાય છે, ભાઉસાહેબ! આનંદરાવ જેવા ઘરના ડૉક્ટર, ભય્યાસાહેબ જેવા પાડોશી ડૉક્ટર, અને મિત્રપુત્રી ઉત્તરા જેવી સ્ત્રી ડૉક્ટર, આમ બધી વાતે પૂરતી સાહાય્ય છતાં માજી માંદાં કેમ રહે છે?"

સરલાદેવીની માંદગી રાગિણીના વિવાહની ચિન્તાથી ભલે ઉત્પન્ન થએલી ન હોય, તો પણ તે ચિન્તાથી તે અસાધ્ય થઈ હતી, એ વાત નાનાસાહેબ જાણતા હતા. 'લગ્નની ચિન્તા કરવી નહિ' આ અર્થનો ઉપદેશ અપ્રત્યક્ષ રીતે કરવાના ઉદ્દેશથી જ તેમણે આ વાત પ્રસ્તાવના રૂપે ઉપાડી હતી.

એમનો આ સવાલ સાંભળીને ભાઉસાહેબે જવાબ વાળ્યો: "રાગિણીના વિવાહ માટે એ ઝૂરે છે, એટલે આ દુનિયાના ડૉક્ટરો તેમને શું સારાં કરી શકે? વિવાહની ચિન્તાથી એને પૂરતી ઉંઘ પણ નથી આવતી; અને આ બેન રાધાના વિવાહ પછી તો 'છોકરી માટે ઠેકાણું જૂઓ.' એવો જાપ જપવા લાગી છે; એવી રીતે મને પણ તે ઉંઘવા દેતી નથી!"

આ સાંભળી નાનાસાહેબ બોલ્યા: "અરે ભાઇ! જવા દોને એ સ્ત્રીઓની વાત! અમારે ત્યાં પણ ઉત્તરાના વિવાહ માટે એ નિષ્કારણ ફિકર કર્યા કરે છે." આમ કહી પુરીનો કકડો મ્હોંમાં મૂકી ભય્યાસાહેબ તરફ જોઇ તે પુન: બોલ્યા: "કેમ ભય્યાસાહેબ! આ સ્ત્રીઓ આવી ફોગટ ચિન્તાઓ કરે છે, તેઓનું રોગહરણ તમે ડૉક્ટર લોક કરી શકો ખરા કે?"

રાગિણી એ સરલાદેવીનું રોગકારણ, તેનું હરણ અથવા ગ્રહણ કરીને પોતાનું પ્રિય કરી, બીજાનું 'રોગહરણ' કરવાનું પુણ્ય પણ અનાયાસે મળે છે. આવી લોભમૂલક કલ્પના યુવાન્ ભય્યાસાહેબના મનમાં તે વખતે આવ્યા વિના રહી નહિ. પણ આવી સ્વાર્થી કલ્પનાને મનમાં સ્થાન આપવું, એ પણ પાપ છે, એવો સત્વર બીજો વિચાર આવતાં પોતાના ચ્હેરા ઉપરની પોતાની મનોવૃત્તિઓને છુપાવી, પોતાના મનને કબજે કરી લીધું અને ડૉક્ટરે હમ્મેશ ઉત્તેજનપર ભાષણ કરવું જોઇએ, એવો વિચાર કરી, અને આ માનસિક રોગ ઉપર હમણાં જ અભ્યાસમાં આવી ગયેલ મોહિની (Hypnotism) વિદ્યાનો પ્રયોગ કરી જોવાય, એ

હેતુથી નાનાસાહેબને તેમણે નિષ્પાપ બુદ્ધિથી કહ્યું: "જો પ્રયોગ કરી જોવાની મને સવડ મળે, તો માજીનો રોગ કાઢી શકાય છે કે નહિ, તે તમારી રજા હોય તો તમારી સામે જ હું પ્રયત્ન કરી જોઉં."

સરલાદેવીના પેટમાં કોઈ પ્રકારનો રોગ થવાથી તેની ઉપર કદાચ 'ઓપરેશન' કરવું પડશે, એવું કાંઇક તેમનો ડોકટર હમણાં હમણાં કહેતો હતો. જેથી ભય્યાસાહેબે 'પ્રયોગ' એ શબ્દનો ઉચ્ચાર કરતાં જ, તેમના મનમાં પ્રથમ વિચાર 'ઓપરેશન'નો જ આવ્યો, અને તેથી એકદમ ગભરાઇને તે બોલી ઉઠ્યાં: "ના રે બાપ! મારે નથી જોઇતું તમારું એ ઑપરેશન–ઓપરેશન! મારું જે કાંઈ ભલુંભુંડું થવાનું હોય તે—"

"ઑપરેશનથી નહિ, મંત્રવિદ્યાથી–" ભય્યાસાહેબ વચ્ચે જ બોલ્યા: "તમને ક્લેશ યાતો દુઃખ જરાએ નહિ થાય!"

"'થિઑસોફી' અને 'હિપ્નૉટીઝમ'માં તમારી ઘણી જ પ્રગતિ થઈ હોય એમ દેખાય છે!" નાનાસાહેબે કહ્યું.

ભય્યાસાહેબ 'હિપ્નૉટીઝમ'નો અભ્યાસ કરે છે અને વળી 'થિઑસોફી'નીએ પાછળ મંડ્યા છે, આ વાત જો કે નાનાસાહેબ જાણતા હતા, તોપણ એ વિષયોમાં તેમણે આટલી બધી પ્રગતિ કરી હશે, એનો તેમને ખ્યાલ સરખો પણ ન હતો.

"હમણાં કૉલેજનો અભ્યાસ કોરે મૂકીને તેમણે થિઑસફીનો જ અભ્યાસ ચલાવ્યો છે!" આનંદરાવે વચ્ચેજ બોલવાની શરુઆત કરી. "લોકોના હૃદ્રોગ એ સારા કરે તે પહેલાં એમના સાધુસન્તો વિષેના ગાંડાઇના વિચારો કોઇએ એમના માથામાંથી બહાર કાઢવા જોઇએ! જ્યારે જોઇએ; ત્યારે એમના હાથમાં થિઑસોફીનાં યોગાભ્યાસ ઉપરનાં અને હિપ્નૉટીઝમનાં જ પુસ્તકો હોય!"

આનંદરાવ જો કે બુદ્ધિમાન્ અને માર્મિક હતા, તોપણ જરા શરમાળ હોવાથી ચાર માણસોમાં તે વધારે આગળ પડતા નહિ. પરન્તુ ભય્યાસાહેબનો થિઑસોફીનો, અને તેથીએ વધારે ભયંકર એવો સાધુસન્તોનો સંગ હદબહાર જાય છે, એમ તેમને હવે જણાયું હતું; જેથી તે રોકવાના હેતુથી જ પોતાની શરમ જેમતેમ દબાવીને આ કઠોર શબ્દોનો તેમણે ઉચ્ચાર કર્યો.

ભય્યાસાહેબનું નશીબ આજે વાંકું હતું કે કેમ, તે ઇશ્વર જાણે; પણ ઉત્તરા પણ આજે તેમની ઉપર ટીકારૂપી વાગ્બાણ શરુ કરતાં બોલી: "હું પણ આજકાલ થિઑસોફીનાં જ પુસ્તકો એમના હાથમાં જોઉં છું. અમારા કૉલેજમાંના મી૦ દેશમુખની સોબતથી જ તેમને આ લગની લાગી હોય એમ જણાય છે!"

"પણ થિઑસોફીનાં પુસ્તકો વાંચવામાં પાપ શું છે, તે હું નથી સમજી શકતી !" રાગિણીએ વચમાં જ વકીલાત કરી: "કૉલેજમાંનાં મેડીકલ પુસ્તકો વાંચ્યાં, એટલે મોક્ષ મળે છે, એવું કંઈ થોડું જ છે ?"

"ઉત્તમ વાત અયોગ્ય વખતે કરવામાં આવે તો પણ તે પાપ જેવી જ છે !" ઉત્તરાએ તે જ ક્ષણે જવાબ વાળ્યો: "કૉલેજમાંનો અભ્યાસ છોડીને આ ઉમ્મરમાં ધાર્મિક પુસ્તકો વાંચવાં એ તો પાપ જ ગણાય !"

"પણ કોઇને ડૉક્ટર થવાનું પસંદ ન હોય તો ?" રાગિણીએ પૂછ્યું. "બીજાના શારીરિક રોગ દૂર કરવા કરતાં પોતાના જ માનસિક દોષ કાઢવા, એ જ જો કોઇને સારું લાગે, તો તેમાં તેની ભૂલ ક્યાં છે ?"

આ સાંભળી ઉત્તરા ઘણા જ ગુસ્સામાં બોલી: "કર્તવ્યકર્મનો ત્યાગ કરી ગમે એટલું ધર્મપઠન કરો કે ધર્મની મહત્તા ગાઓ, તેની કિમ્મત પાપ સમાન જ છે !"

આ વિવાદ વિનાકારણ ન વધે, એ હેતુથી શાસ્ત્રીજીએ રાગિણીને કહ્યું: "રાગિણી ! ઉત્તરાની આગળ વિવાદમાં તું ક્યાંથી ટકી શકે ? ભાઉસાહેબ જેવાને પણ એ દાદ નથી દેતી, તો તારા જેવીને ક્યાંથી દાદ દે ? કદિ એક વાર નાગણ જેવું ઝેરી જાનવર હાથમાં પકડાય, પણ ઉત્તરાની જીભને રોકવી, એ કોઇને માટે શક્ય નથી ! તમે ગમે તે પૂછો પણ તેના પર તેનો ઉત્તર તૈયાર જ હોય ! ઉત્તરાને તેના સવાલનો જવાબ આપવા સ્વર્ગમાંથી જ જો કોઈ દેવદૂત ઉતરતો હોય, તો તે જ તેના ઉત્તરરૂપી સાગરતરંગો તરવાને શક્તિમાન હોઈ શકે ! અને તે પણ જો તરવાનો હોય તો તરે ! સિવાય બીજાને માટે તો અશક્ય જ !"

ઉત્તરાના ઉત્તર વિષે આવું પ્રાસાત્મક વિધાન રાગિણીએ કાંઈ આજે જ સાંભળ્યું ન હતું. જેથી તેણે ન ચિડાતાં શાસ્ત્રીજીને કહ્યું, "તમારો આ પ્રાસાત્મક જવાબ તો ઘણોજ સરસ છે હો, શાસ્ત્રીજી ! તમારા ઉત્તરની તાત્કાલિક તારીફ તો તે જ—"

તેના મનમાં કાંઇક પ્રાસાત્મક શબ્દો યોજવાનો વિચાર હતો, પણ તે ન સૂઝવાથી તે જરા અટકી. આ તકનો લાભ લઇ શાસ્ત્રીજી બોલ્યા: "તમારા મગજને નાહક મગજમારી કરવાની તસ્દી ન આપશો ! જો તમારે નાટકબાટક લખવું હોય, તો માથું ખંજવાળીને આવા પ્રાસાત્મક શબ્દો ખોળી કાઢવાની જરૂર છે ખરી ! એકાદ નાટક લખવાની છે ઇચ્છા ? જો ઇચ્છા હોય, તો હું સૂચવી આપીશ જોઇએ તેટલા પ્રાસાત્મક શબ્દો !"

"મારે તો નાટકેય લખવું નથી અને તમારી પેઠે પ્રાસાત્મક શબ્દો બોલી કોઇની બાજુ પણ સાચવી રાખવી નથી."

આ પછી શાસ્ત્રીજી કાંઈ બોલે તે પહેલાં ટીલ્લુ નામનો નોકર ત્યાં આવ્યો. અને "બેન રાધાને બોલાવવાને તેમને ઘેરથી કોઇ માણસ આવ્યું

છે," એમ તેણે કહ્યું. રાધાની સાથે રાગિણી અને ઉત્તરા પણ ઉઠયાં. તે બધાં બહાર ગયા પછી શાસ્ત્રીજી બોલ્યા: "ઉત્તરા ખરેખર વિવાદમાં કોઈથી હારે એવી નથી! તેમ જ વિવાદ કરવા ઉભી રહે ત્યારે કોઈની શરમ સરખી પણ તે રાખતી નથી."

પુષ્ટિ આપવાના હેતુથી નાનાસાહેબ બાસાહેબ તરફ જોઈને બોલ્યા: "ઉત્તરા આની જ સુધારી કાઢેલી બીજી આવૃત્તિ છે! ફેર એટલો જ છે કે આ જુના જમાનાની એટલે રાત્રે મારા પૂરતી જ પોતાની જીભને છુટ્ટી છોડે છે, અને ઉત્તરા ચાલુ જમાનાની તેથી–"

"તમારું તેને આટલું આટલું ઉત્તેજન છે, તેથી તો બધા પુરુષો વચ્ચે ગમે તે સવાલનો ગમે તેવો જવાબ ધડાકાભેર–"

"બધા પુરુષો વચ્ચે એમ જોરથી કહે છે, એટલે એકાન્તમાં પતિના ઉત્તરની સામે ઉત્તર આપવો. એમાં કાંઈ હરકત નથી; એમ જ તારા કહેવાનો ભાવાર્થ છે ને?" નાનાસાહેબે હસતાં હસતાં પૂછ્યું.

ભાઉસાહેબે ટાપશી પૂરી: "બધી જ સ્ત્રીઓનો આવો અભિપ્રાય હોય એમ દેખાય છે નાનાસાહેબ!"

શાસ્ત્રીજીએ કહ્યું: "ઉત્તરાની જરૂર હતી આ વખતે અહીંઆં! તે અહીં હોત તો તમારા આ વ્યાપક વિધાન માટે તેણે તમને સરસ જવાબ આપ્યો હોત!"

ભાઉસાહેબ પોતાની પત્નીતરફ જોઇને બોલ્યા: "હવે આની ભણી જ જૂઓને! બહારથી કેટલી નમ્ર દેખાય છે? પણ રાત્રે રાગિણીના વિવાહ માટે એટલી બધી મારી સાથે વઢે છે, અને કડાકુટ કરે છે, કે કાંઈ પૂછવું જ નહિ! આવી કડાકુટ દરરોજ સાંભળીને મને તો એવું થઈ ગયું છે, કે રાગિણી કોઈ વેરાગી બેરાગીને આપી દેવી અને આ કડાકુટમાંથી મુક્ત થઈ જવું!"

છેવટે સરલાદેવી બોલ્યાં: "ખટપટ કર્યા પછી સારું સ્થળ ન મળે એવું થોડું જ છે? પણ ખટપટ કરે કોણ! રાવસાહેબ ગુપચુપીઆની રાધાને આ પુનમે ચૌદ વરસ પૂરાં થશે. છતાં જૂઓને, એનાં તો કયારનાંએ લગ્ન થઈ ગયાં છે; અને હળદર, કંકુ* (ગૌરી પૂજન) માટે કેવી ફરે છે? રાગિણીને સત્તરમું વર્ષ બેઠું તોપણ તેના—"

ભાઉસાહેબે જવાબ આપ્યો: "રાધા છે રાવસાહેબ ગુપચુપીઆની કન્યા! એમની પાસે છે પહેરામણીના પૈસા વરપક્ષને આપવા માટે; તારી પાસે છે એટલા બધાં નાણાં? બોલ—"

* ચૈત્ર માસમાં કોઈ દિવસે એકત્ર થઇને એક બીજીને હળદરકંકુ આપવાનો મહારાષ્ટ્રીય સ્ત્રીઓમાં રિવાજ છે. પ્રત્યેક કુટુંબમાં એક દિવસ ચૈત્ર માસમાં તેને માટે રાખવામાં આવે છે. સ્ત્રીઓ તે દિવસે એકત્ર થઈ આનંદ ઉત્સવ કરે છે. અનુવાદક.

શાસ્ત્રીજી ભય્યાસાહેબ તરફ જોઇને વચમાં બોલ્યા: "બેન રાધાના
હ માટે તેમણે કેટલી પહેરામણી આપી હશે, ભય્યાસાહેબ ?"
"દસ હજાર રૂપીઆ ગણ્યા ત્યારે આ સ્થળ મળ્યું ! આપણા
જમાં આ ઘણો ખરાબ રિવાજ છે."*
"અને તમે પોતે લેશો ત્યારે તમારી કેટલીક કિમ્મત અંકાશે ?
પણ દશપંદર હજારથી નીચે હાલવાના નથી !"
ભય્યાસાહેબ ખિન્ન સ્વરે બોલ્યા: "એ તો મારા પિતાજીના હાથની
છે. મારી સત્તાની વાત હોય તો એક પાઈ પણ મેં લીધી ન હોય."
"અરે ! પરણ્યો ત્યાં સુધી હું પણ એમ જ કહ્યાં કરતો હતો !
જ્યારે સાતસોઆઠસો રૂપીઆ આપ્યા, ત્યારે દુ:ખેસુખે મહાન
યો ! શું કરું ?"
આનો ભય્યાસાહેબે કાંઈ જવાબ વાળ્યો નહિ. બોધસ્વરૂપ સ્વામીના
ખ્યાન માટે જવાનું છે, એ વાતનું તેમને સ્મરણ થઈ આવ્યું જેથી
વામાંથી ઘડીઆળ કાઢી ટાઇમ જોતાં તે બોલ્યા: "ઓહો! પાંચ તો
ગયા ! આવો છો કે સ્વામીજીનું વ્યાખ્યાન સાંભળવા, આનંદરાવ?"
"મારી નથી તમારા બોધસ્વરૂપ સ્વામી ઉપર વિશેષ ભક્તિ !
આવું છું તમે કહો છો ત્યારે !" આનંદરાવે જવાબ વાળ્યો.
નાનાસાહેબ કિંચિત્ ગંભીર સ્વરે બોલ્યા: "ભય્યાસાહેબ ! આ
ઓ પાછળ તમે શું ઘેલા થયા છો ? તમારા બોધસ્વરૂપ સ્વામી કેવા
તેની મને ખબર નથી; પણ ઘણાખરા સ્વામીઓ અને સાધુઓ
l અને લુચ્ચા હોય છે, એ વાત તમે યાદ રાખતા રહેજો !"
ભાઉસાહેબની પહેલાંની સુધારક વૃત્તિ બદલાઇને તેનું સ્થાન
સીનતાએ લીધું હતું, એ પાછળ કહેલું જ છે. બુદ્ધિગમ્ય જ્ઞાનથી
નું સમાધાન ન થવાથી બુદ્ધયતીત ગૂઢ માર્ગ વિષેનો તેમનો પહે-
l અનાદર હવે ઘણો જ ઓછો થઈ ગયો હતો. નાનાસાહેબના
શબ્દો સાંભળીને તે બોલી ઉઠ્યા: "મારું મન પણ હમણાં હમણાંમાં
ઓ તરફ ઘણું જ વળે છે. એમ થાય છે, કે જોઈ તો લઇએ એમ
ાં કેટલું સત્ત્વ છે તે ! હિમાલયમાંના પ્રિયબ્રહ્મ સ્વામીનાં અંગ્રેજી
ખ્યાનો વાંચીને એમનું દર્શન કરવાની ઇચ્છા મનમાં થવા લાગી છે.
નાં વ્યાખ્યાનો ઘણાં તેજસ્વી, પાવન અને સ્ફુર્તિદાયક છે.
તુ મને એમાં ઘણી જ શંકાઓ છે. તેમનું પ્રત્યક્ષ દર્શન કરીને, ને
ની સાથે સંભાષણ કરીને જો શંકાઓ દૂર થાય તો તો ઠીક જ છે;
તો હિમાલયના દર્શનનો લાભ તો જરૂર થશે !"

---

* ગુજરાતમાં કેટલેક ઠેકાણે વરવિક્રય અને કેટલેક ઠેકાણે કન્યાવિક્રયનો
જ ચાલુ પ્રથામાં છે; પણ તે બન્ને રિવાજો નિંદ્ય છે. પ્રકાશક.

આ સાંભળી **શાસ્ત્રીજી** બોલ્યા: "મેં પણ એમનું નામ ઘણું જ સાંભળ્યું છે. એકાદ 'મે' મહિનામાં ચાલો જઈએ; છે ઇચ્છા ? તેમનાં દર્શનનો લાભ જો ન મળે તો હિમાલયદર્શનનો આનંદ કયાં જવાનો છે ? **નાનાસાહેબ** ! તમે ગમે તે કહો, પણ **પ્રિયબ્રહ્મસ્વામી** ઉપર મને ઘણી જ શ્રદ્ધા છે."

**ભય્યાસાહેબ** બોલ્યા: "અહીં આવેલા **બોધસ્વરૂપ** સ્વામી પણ મહા વિદ્વાન છે, આવવું છે એમના વ્યાખ્યાનમાં ? ચાલો, બધા જ જઈએ."

આ સાંભળી **નાનાસાહેબે** કહ્યું: "અમે તો કાંઈ નથી આવતા ! કાલની **વિધવાવિવાહની** સભા માટે અમારે તૈયારીઓ કરવાની છે. ધર્મનાં માત્ર વ્યાખ્યાનો જ સાંભળવાં, તેના કરતાં પરોપકારનાં કાર્યો કરવાં એ વધારે સારું છે."

**ભય્યાસાહેબ** બોલ્યા: "ઠીક ત્યારે ! અમે બે જ જઈએ છીએ ! તમે આવો છો કે, **શાસ્ત્રીજી** !"

**શાસ્ત્રીજીએ** જવાબ આપ્યો: "હું આવત, પણ કાલે મારે આ લોકોની વિધવાવિવાહની સભામાં બોલવું છે !"

**ભય્યાસાહેબે** આશ્ચર્યથી પૂછયું: "શું **શાસ્ત્રીજી** ! તમે પણ પુનર્વિવાહને અનુકૂલ છો કે શું ?"

"અનુકૂલ છું, એવું જ કાંઈ ખાસ નથી; પણ અનિર્વાહ પક્ષ એ દૃષ્ટિથી અને બીજાં એવાં જ કારણોથી **વિધવાવિવાહ* ક્ષમ્ય છે**, એમ હું કહેવાનો છું." શાસ્ત્રીજીએ જવાબ વાળ્યો.

થોડા જ વખતમાં **ભય્યાસાહેબ** અને **આનંદરાવ બોધસ્વરૂપ** સ્વામીના વ્યાખ્યાનમાં જવા માટે નીકળ્યા. **શાસ્ત્રીજી** પોતાને ઘેર ગયા; અને **નાનાસાહેબ** અને **ભાઉસાહેબ** બીજા દિવસની સભાને માટેનું અધ્યક્ષપદ લેવા માટે ત્યાંના જજસાહેબને વિનંતિ કરવાને તેમને ઘેર ગયા. **બાસાહેબ** અને **સરલાદેવી** એ બન્ને ઘરમાં વાતો કરતાં બેસી રહ્યાં. તે બન્નેની વાતચિતનો કેટલોક ભાગ સૂચક હોવાથી અત્રે આપવો આવશ્યક છે.

"આ લોકોને જરાએ ચિન્તા છે કે ?" **સરલાદેવી** શરુઆત કરી બોલ્યાં: "સુધારક તરીકે પંકાયા તેથી આખું ગામ છોકરીઓ તરફ જોઇને હસે છે, એ વાત તેઓ કેમ કરીને જોઈ શકે છે, કોણ જાણે ? મને તો બ્હેન, બહાર મોઢું બતાવતાં પણ શરમ લાગે છે !"

---

* વિધવાવિવાહ એ વિષય ઉપર સ્વતંત્ર રીતે લખાયલો ગ્રંથ, જેમાં શાસ્ત્રનાં પ્રમાણો, સુધારકોના અભિપ્રાયો, અને પુનર્વિવાહ માટે સરકારી કાયદો કેવો છે તે અને બીજી અનેક બાબતોનો સમાવેશ એક નવલકથાના રૂપે કરવામાં આવ્યો છે. વાંચો, **અનંગવિષ**.

"પણ બેન સરલા, એમને ચિન્તા નથી, એવું થોડું જ છે?" બાસાહેબ સરલાદેવીને શાંત પાડવાના હેતુથી બોલ્યાં: "કન્યાઓને નાની ઉમ્મરમાં પરણાવવી નહિ, અને તેમને યોગ્ય શિક્ષણ આપવું, એવા સ્તુત્ય હેતુથી જ એમણે કન્યાઓને અવિવાહિત રાખી; અને હવે કન્યાઓ મોટી થઈ એટલે તેમને માટે યોગ્ય વર મળતા નથી; અને આપણી છોકરીઓ પણ 'અમારે આ ન જોઇએ, ને પેલો ન જોઇએ!' એમ કહેવા લાગી છે. આવી પંચાત થઈ પડી છે! એ લોકોના સુધારક વિચારથી છોકરીઓને માત્ર નુકસાન થાય છે. તમારી રાગિણી કાંઈ એટલી બધી મોટી નથી, પણ મારી ઉત્તરા તરફ જોતાં તો મને ઘણુંય લાગી આવે છે. એની સવાલજવાબ કરવાની રીત–"

"પણ બાસાહેબ, એ તો માત્ર ઘરનાં જ માણસો વચ્ચે હોં કે?" સરલાદેવી ઉત્તરાનો પક્ષ લેતાં વચમાં બોલ્યાં.

"ઉત્તરા કાંઈ એટલી બધી ઉદ્ધત નથી થઈ ગએલી. માત્ર ઘરમાં જ લાડથી વાદવિવાદ વગેરે કરે છે. બહાર કેવી ગાય જેવી ગરીબ રહે છે? તમે જોયું છે ને એ?"

આ વચનો સાંભળીને બાસાહેબને જરાક ઠીક લાગ્યું; છતાં પણ બોલ્યાં: "પણ ઘરનાં થયાં એમાં શું થઈ ગયું? સ્ત્રીઓએ પુરુષો જોડે આવો વિવાદ કરવો, એ સારું કહેવાય કે? તમારી રાગિણી નથી ભણેલી કે શું? પણ તે કેટલી મર્યાદાપૂર્વક બોલે છે?"

પોતાની કન્યા માટે આવાં પ્રશંસાનાં વચનો સાંભળતાં સરલાદેવીને મનમાં ઘણો સંતોષ થયો, છતાં તે બોલ્યાં: "એ તો હજી ઉત્તરા કરતાં નાની છે. મોટી થશે અને ઉત્તરાની માફક કૉલેજમાં જશે, ત્યારે તો એનેય પણ શિંગડાં ફૂટશે! ભલે લોકો 'શિક્ષણ! શિક્ષણ' એમ કહ્યાં કરે; પણ આપણા સમાજમાં એની બિલકુલ જરૂર નથી તેમ જ એનો ઉપયોગ પણ નથી. ગુપચુપીઆની રાધા કુંવરી એ ત્રણેમાં નાની ખરી; પણ તે જ સૌથી પહેલી પરણી. અમારે ત્યાં રાગિણીને પરણાવવાની વાત કાઢતાં જ કહે છે કે, "શું તેને પરણાવવામાં અને દુનિયાદારીની જંજાળમાં નાંખવામાં તેના જીવનની સાર્થકતા છે?"

"અરે બેન! અમારે ત્યાં પણ એવું જ કહે છે. 'શું કન્યા પરણી એટલે તેના જન્મનું સાર્થક થઇ ગયું?' આવું કહે ત્યારે, બેન, હું પણ શું કહું? અને બેન આપણેય વળી તેમાં શું કરીએ? સારાં ઠેકાણાં દુનિયામાં નથી, એવું નથી; પણ તપાસ કરે છે કોણ? સારાં ઠેકાણાં શું એમ ને એમ ઘેર ચાલીને આવવાનાં છે? પણ—"

"ગમે એટલું બોલીએ, તોય એથી શો ફાયદો? આપણું દુ:ખ મનમાં રાખીને આશાપૂરી માપર ભરોંસો રાખી રહેવું; જે સર્વની આશાઓ પૂરનાર છે અને એને જ બધી ફિકર છે. ઠીક ત્યારે, હવે હું જાઉં છું."

"જરા થોભો સરલાદેવી, જરા ચાંલ્લો ફરી કરું, ભૂસાઇ ગયો છે તે. તમે મનમાં ઘણું જ ઓછું લાવો છો, હો ! ચિન્તા કરવાથી તમે ઘણાં જ સુકાઈ ગયાં છો. તમારા આ ફીકા ચહેરા તરફ જોઇને મને મનમાં કેવું કેવું થાય છે. બોલવાની પણ તમારામાં શક્તિ નથી. આટલી બધી ફિકર સારી નહિ, હો કે ?"

"પણ મારું મન મારા તાબામાં છે જ ક્યાં ? રાગિણી પરણી જશે, એટલે મારી આંખો સુખેથી ઢંકાશે !" સરલાદેવીએ જવાબ વાળ્યો.

ગળું ભરાઈ આવવાથી ક્ષણમાત્ર તે કાંઇ જ બોલી શક્યાં નહિ. આવતાં ડુસકાંને જેમતેમ રોકીને અથવા રોક્યું છે, એમ બતાવીને "ઠીક છે, ત્યારે હું જાઉં છું," એમ કહી, બાસાહેબે તેમને ચાંલ્લો કર્યો કે પછી તે ઘેર જવા નીકળ્યાં.

સરલાદેવીને બારણા સુધી મૂકીને બાસાહેબ પાછાં રસોડામાં આવ્યાં. ભીંતને અઢેલીને તે બેઠાં, અને પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યાં: "રાગિણી માટે સરલાદેવીને કેટલી બધી ફિકર છે? રાગિણી ઉત્તરા કરતાં ચારપાંચ વરસે નાની છે, છતાંએ તે આટલી બધી ચિન્તા કર્યા કરે છે! તો પછી મારે શું કરવું? રાગિણી જો ન પરણે તો સરલાદેવી જીવી શકે નહિ. ઇશ્વર તે બિચારીનો વિવાહ જલદી કરાવે તો સારું. પણ—પણ પહેલાં મારી ઉત્તરા પરણે તો તો ઠીક. એમની રાગિણી સુસ્વરૂપ છે, બુદ્ધિમાન્ છે; આ બધી બાબતે મારી ઉત્તરા તેના કરતાં એક અંશે પણ ચઢે જ છે; કાંઈ ઓછી નથી. લોક એને 'ત્રાટિકા' (તાડકા) કહે છે; પણ નામ પાડવામાં લોકોનું શું જાય છે ? પણ મને ખબર છે ને તે નાનપણથી કેવી છે તે ? લોક કહે છે, કે રાગિણીનું મન ઘણું જ કોમળ છે; અને તેમ છે પણ ખરું; પણ તેના કરતાં મારી ઉત્તરાનું મન જ વધારે કોમળ છે. ભોળપણામાં તે લાડથી બોલે છે, ને વાદવિવાદ કરે છે; તેથી લોકોએ એનું નામ 'ત્રાટિકા' રાખ્યું છે ! પણ હે ઇશ્વર ! એમણે અભિમાનથી તેને ભણાવી, અને તેને અવિવાહિત રાખી, તેનું ફળ તું એ બિચારી પાસે શા માટે ભોગવાવે છે ? તેના પિતા સુધારક છે, તેમાં એ કન્યાઓનો શો દોષ ? તેમને તું કાં સતાપે છે? એમાં તેમનો કાંઈ દોષ છે ખરો ? હે અંબા મા ! એ બન્ને બેનપણીઓ આ સાલ પરણે એવો સમય મેળવે તો એ ગરીબ સુવાસિનીઓને ઘરબાર સુદ્ધાંતનો આખો સંસાર હું કરાવી આપીશ ! હે ! વિભુ ! ! બન્ને સખીઓને આ સાલ પરણાવી દે; નહિ તો છેવટે મારી ઉત્તરાનું તો કાંઇક જરૂર કરજે જ !"

---

## ૫૪ પરિચ્છેદ

—:o:—

## પ્રેમસ્ફોટ

**स्निग्धजनसंविभक्तं हि दुःखं सह्यवेदनं भवति ।**

ગયા પ્રકરણમાં કહેલી વાતને કેટલાક દિવસ થઈ ગયા. તે પછી એક દિવસે રાગિણી અને રાધા ઉત્તરાને ત્યાં સહેજ ગયાં હતાં અને બાસાહેબ સાથે તે બધાં ચ્હા પીવા બેઠેલાં હતાં, એવામાં રાધા અને બીજી એક કન્યાના વિવાહની વાત નીકળતાં, વાતચિતમાં ઉત્તરાના વિવાહની પણ વાત નીકળી. "લોકોની દિકરીઓ જલદી જલદી પરણે છે, ને મારી ઉત્તરા માત્ર અવિવાહિત રહી જાય છે; આ વિચાર બાસાહેબના મનમાં આવ્યા સિવાય રહ્યો નહિ. આ વિચારથી એમને ઘણું જ લાગી આવ્યું અને નિરાશાની છાયા એમની મુખમુદ્રાપર છવાઈ ગઈ. રાધાકુંવરીનું લગ્ન થઈ ગયું, તેથી બાસાહેબને દુઃખ થયું હોય એમ કહેવું અન્યાયભર્યું થઈ પડશે; ઉલટું રાધાકુંવરીના નિરભિમાન, મીઠા અને મોકળા સ્વભાવથી બાસાહેબ તેને ઘણું જ ચહાતાં હતાં. તેને સારું ઠેકાણું મળ્યું તેથી તેમને ઘણો જ આનંદ થયો હતો; પરન્તુ આ આનંદ ઉત્તરાના અવિવાહિત રહેવાથી જરાક દૂષિત થયો હતો, એ તો કબૂલ કરવું જ પડશે. ઉત્તરાના વિવાહની ફિકરથી ઓછાવત્તા પ્રમાણમાં તેમની વૃત્તિમાં રહેતું ઔદાસીન્ય, રાધાકુંવરીના વિવાહની વાતથી આજે આકસ્મિક રીતે બલવત્તર થયું હતું; અને પોતાની સુજનતાથી આ વાત સંતાડવાનો એમણે જો કે પ્રયત્ન કર્યો, તોપણ રાગિણી અને ઉત્તરાના ધ્યાનમાં આ વાત આવ્યા વિના રહી શકી નહિ. થોડા જ વખતમાં રાધાકુંવરીને બોલાવવાને ઘેરથી માણસ આવ્યું, જેથી તેની સાથે તે ઘેર ગઈ. બાસાહેબ પણ ઘરકામમાં રોકાયાં. હવે ઉત્તરા પણ વાર્તાલાપ કરવાને માટે રાગિણીને લઈ પોતાની ઓરડીમાં ચાલી ગઈ.

"રાગિણી, મારાં બાસાહેબને મારા વિવાહની કેવીક ફિકર લાગી રહી છે, તે તેં જોયું ને ?" ઉત્તરા બોલી: "ખરું જ પૂછે, તો મને પરણવાની ઇચ્છા જ થતી નથી; અને એને તો 'હું પરણતી નથી' એ વિચારથી ઉંઘ સરખી પણ આવતી નથી, એ શું ઓછા આશ્ચર્યની વાત છે ?"

આ સાંભળી રાગિણીએ જવાબ આપ્યો: "એમાં આશ્ચર્ય શાનું છે, બેન ? ગમે તેમ પણ એ તો માતાનો પ્રેમ છે ને ? તારા વિવાહની ચિન્તા બાસાહેબને ન હોય તો કોને હોય ? આ તો આખી દુનિયાની જ રીત છે ! યુરોપમાં કન્યાના વિવાહની ચિન્તા માબાપને હોતી નથી, એમ તું માને છે કે શું ? 'Pride and Prejudice' માંની મીસીસ બૅનટ યાદ આવે છે કે ?"

"બરાબર યાદ છે !" ઉત્તરાએ જવાબ આપ્યો: "પણ છોકરીને પરણવાની ઇચ્છા જ નથી, તે છતાં માએ તેના વિવાહની ચિન્તા વર્ષો કરવી એ કયાંનો પ્રેમ? મારાં બાસાહેબ તો એમ જ માને છે, કે, જેમ તેમ કરી મને પરણાવી દેવી, એ એમની ફરજ જ છે; અને મારો વિવાહ નથી થતો, એ મોટી પાપની અને શરમની વાત છે."

"બાસાહેબ જૂના જમાનાનાં હોવાથી તેમને એવું લાગે એ સ્વાભાવિક છે." રાગિણીએ કહ્યું. પણ પછી જરાક સ્મિત કરીને તે પાછી બોલી: "કન્યાના વિવાહની ચિન્તા જો મા ન કરે તો હિન્દુ સ્ત્રીઓપર મોટો ભયંકર પ્રસંગ આવે. આપણા સમાજમાં અવિવાહિત યુવતીઓ અવિવાહિત યુવાનો સાથે નથી બોલતી, અને યુવાન પુરુષો યુવાન કન્યાઓને વિવાહ માટે વિનંતિ કરતા નથી. પ્રીતિવિવાહ–સ્નેહ લગ્ન–જો આપણા સમાજમાં ચાલુ હોત તો તારું કહેવું ઠીક હતું !"

"પ્રીતિવિવાહ ચાલુ ન હોય તો કરવા જોઇએ." ઉત્તરાએ આવેશથી કહ્યું: "આપણા જ સમાજમાં પહેલાં સ્વયંવર અને પ્રીતિવિવાહ નહોતા કે શું? અત્યારના જનાવરની માફક કરેલા વિવાહોને 'લગ્ન' કે 'વિવાહ' એવું નામ ન આપતાં બીજું કોઈ નામ આપ્યું હોય તો ઠીક !"

"પહેલાં શું હતું, અને વિવાહ કેવા પ્રકારના થવા જોઇએ, એ સવાલ જૂદો છે અને અત્યારે આપણા સમાજની કેવી સ્થિતિ છે, એ સવાલ પણ જૂદો છે." રાગિણીએ વળતો જવાબ આપ્યો.

એકદમ પ્રેમાળ અને સ્નિગ્ધ સ્વરે રાગણી આગળ બોલી: "ઠીક. પણ બેન, તને ગુસ્સો તો નહિ આવેને–એક વાત પૂછું તો? પરણવાની તારી ઇચ્છા નથી, એમ તેં હમણાં કહ્યું, તે ખરેખર તેં તારા ખરા અન્તઃકરણથી જ કહેલું કે?"

"તદ્દન ખરેખરું જ કહેલું." ઉત્તરાએ તે જ ક્ષણે પ્રત્યુત્તર આપ્યો: "તું ગમે તે મને કહે પણ મને કોઈ પુરુષને તાબે થઈ રહેવાનું નથી ગમતું. લોક જે મારે માટે કહે છે, તે ખરું જ છે–મારું હૃદય પુરુષના જેવું જ ક્રૂર છે કે શું, તે ઇશ્વર જાણે? મારી સાથે સમતાના સિદ્ધાન્ત પ્રમાણે રહેવાને તૈયાર અને મને પ્રિય હોય એવા યુવાન સાથે જ હું પરણીશ."

"પણ એવો 'પ્રિય' યુવાન હજી સુધી દુનિયામાં તને મળ્યો જ નથી કે શું?" રાગિણીએ મજાકમાં પ્રશ્ન કર્યો.

"ના, મારા હૃદયમાં પ્રેમની ભીનાશ જરા પણ નથી, એમ મને લાગે છે. પણ બાને જોને કેવી ફોગટીઆ ફિકર થયાં કરે છે તે?"

"બાસાહેબ ફિકર ન કરે તો શું કરે?" બાસાહેબની બાજુ લઇને રાગિણી બોલી: "બધા લોક આપણા જેવી છોકરીઓ તરફ જોઇને હસે,

એ આપણાં માતપિતાને ઠીક લાગે ખરું કે? માબાપ જો આપણો વિવાહ ન કરી આપે તો શું આપણે જ એકાદ યુવાનના કાનમાં–એકાન્તમાં—"

"એમાં શી હરકત છે? હું પૂછું છું!" ઉત્તરા વચ્ચે જ આવેશથી બોલી ઉઠી: "આપણે જો કોઇને ચાહતાં હોઇએ તો તે વ્યક્તિને તેમ ચોકખેચોકખું કહેવામાં કંઈ હરકત છે? એમાં ચોરી કયાં છે? જો એને આપણે પસંદ હોઇએ, તો વિવાહ થાય; નહિ તો વાત જ્યાંની ત્યાં રહે. એમાં ખોટું શું?"

"યુરોપ આટલો સુધારણાવાદી દેશ, છતાં ત્યાંયે યુવતીઓ યુવાનને 'પ્રોપોઝ' કરે એવી સ્થિતિ હજી નથી આવી! તું તો, બેન, એનીએ આગળ ગઈ!" રાગિણી વિનોદવૃત્તિથી બોલી.

"હું પોતે તો 'સફ્રેજેટ' ( Sufflragette ) છું જ. મને સ્વાર્થી પુરુષોએ ઠરાવેલા ઢોંગી ( Conventions ) મર્યાદા–નિયમો બિલકુલ પસંદ નથી. પુરુષ જો કોઇને ચાહતો હોય તો તે માત્ર 'પ્રોપોઝ' કરી શકે; તેને તેવો અધિકાર ખરો; પણ સ્ત્રી કોઇને ચાહતી હોય તો તે કાંઈ ન કરી શકે, એ ન્યાય કયાંનો? જો હું કોઇને ચાહતી હોત, તો પુરુષોએ ઠરાવેલી આ સ્ત્રી–મર્યાદાને, ને ઢોંગી અને નખરાળી લજ્જાને દૂર ફેંકી દઇને, મારો વિચાર તે પુરુષને હું સ્પષ્ટપણે કહી દેત અને તેને વિવાહ માટે વિનતિ કરત!"

"વખત આવશે ત્યારે જોઇશ તારો નિશ્ચય કેટલોક ટકે છે તે!" રાગિણીએ સ્મિત કરતાં કરતાં કહ્યું. ત્યાર બાદ થોડી વાર સુધી વાતચિત ત્યાં જ અટકી. પછી રાગિણીએ વિનોદવૃત્તિ છોડીને જરાક ગંભીર પણ મૃદુ સ્વરે કહ્યું: "સ્ત્રીઓની–વિશેષતઃ આપણા સમાજની સ્ત્રીઓની–સ્થિતિ ઘણી જ ખરાબ છે, એ તો ખરું જ છે. આપણામાંની ઘણી કન્યાઓને સમજણ આવતાં પહેલાં તદ્દન બાળપણમાં જ તેમનાં માબાપ ગમે તે પુરુષના ગળામાં લટકાવી દે છે. પણ આ કન્યાઓની સ્થિતિ, આપણા જેવી સમજણી થએલી કન્યાઓ કરતાં, એક દૃષ્ટિએ ઘણી જ સારી! આપણે તો 'ધોબીનો કુતરો નહિ ઘરનો ને નહિ ઘાટનો' જેવાં છીએ!"

"જનાવર જેવાં થઇને પરણવું તેના કરતાં અવિવાહિત રહેવું મને વધારે પસંદ છે!" ઉત્તરા વચ્ચે જ બોલી ઉઠી.

"પણ મોટી થએલી, ભણેલીગણેલી કન્યાઓનું દુઃખ, તેમને સમજણ આવ્યા પછી તો, વધે જ છે ને? એકાદ શીલવાન યુવાને આવી સુશિક્ષિત અને ઉપવર કન્યાનું મન આકર્ષી લીધું હોય, તો તે વાત તેને અથવા ઘરનાં માણસોને કહેતાં તેને શરમ જ આવે કેની? આના કરતાં અજ્ઞાન અવસ્થામાં પરણવું ઘણું જ સારું!" રાગિણીએ કહ્યું.

"જરાએ સારું નહિ !" ઉત્તરા જોરથી બોલી: "મને લાગે છે, કે હું ભણેલી છું અને અવિવાહિત છું, એ જ ઘણું સારું છે !"

પણ પછી કોમળ સ્વરે તેણે રાગિણીને પૂછયું: "વારુ, તું આટલું કહે છે, તો તું પોતે બીજી અજ્ઞાન કન્યાઓની પેઠે ગમે તેની સાથે પરણવા તૈયાર થઇશ ખરી કે ? ધારી લે, કે ભાઉસાહેબ તને જરા પણ ન પૂછતાં, ગમે તેની સાથે તને પરણાવી દે, તો તું એવા વિવાહ-માં સંમત થઇશ ખરી કે ?"

"હવે હમણાં જ શું કહું ? પણ મારા ભાઉસાહેબ મને પૂછયા વગર આવી બાબતમાં હાથ નાંખશે જ નહિ ! અને એવો પ્રસંગ ઈશ્વર મારી ઉપર કદિ ન લાવો, એવી મારી તેની પાસે અન્તઃકરણની પ્રાર્થના છે–"

આ છેલ્લા શબ્દોનો ઉચ્ચાર, રાગિણીએ એટલા કારુણ્યાત્મક અને દયાજનક ભાવથી કર્યો, કે ઉત્તરાના મનમાં હમણાંહમણાંમાં જે એક શંકા આવતી હતી, તે હવે દૃઢ થઈ; ને રાગિણીની પીઠપર પ્રેમ-પૂર્વક હાથ ફેરવીને તે બોલી: "રાગિણી ! તેં જેવો મને હમણાં જ એક સવાલ પૂછયો, તેવો જ એક સવાલ હું તને પણ પૂછું છું. મન ચોકખું રાખીને મને જવાબ આપ. તારા હમણાંના વર્તનક્રમ અને હમણાંની વાતચિત ઉપરથી મને એવી શંકા આવે છે, કે તારું મન કોઈ યુવાન પુરુષે ચોરી લીધું છે ! ખરું છે ને આ ? કહે જોઉં !"

"ખરું હોય કે ન હોય, તેથી શું ?" એ સવાલને ઉડાવી દેવાની પેરવી રાગિણીએ ચલાવી.

"એટલે તું કોઇને પણ ચહાય છે, એમ જ મારે તો સમજવું ને ?" ઉત્તરાએ ફરીથી પૂછયું.

"મારો પ્રેમ કોઇની ઉપર હોય કે ન હોય, પણ ફળ તો એક જ છે ને ? મારા પ્રેમનો શો ઉપયોગ ?" મોહમુગ્ધ રીતે શરમાઇને નિરાશા-થી રાગિણી બોલી.

"તું તો છે વાર્તાઓ લખનારી નવલકથાકાર ! તું શાને સીધો જવાબ આપે ? વારુ–પણ કોની ઉપર છે, તે તો કહે ! રાગિણી ! મને પણ કહેતાં તું શરમાઇશ, એમ મેં નહોતું ધાર્યું."

"કોઇની ઉપર મારું મન ગયું છે, એ તારી જ કલ્પનાનું પરિણામ; તો કોની ઉપર ગયું છે, તે તું જ તારી કલ્પનાથી શોધી કાઢ, એટલે થયું !" રાગિણી વિનોદ કરવાનો વિફલ પ્રયત્ન કરીને હસીને બોલી.

"કહું ત્યારે ? ભય્યાસાહેબ ઉપર–! બોલ બરોબર ખોળી કાઢયું કે નહિ મેં ?"

"અં––હં––અં––અં–હં—" રાગિણીએ આ નકારના શબ્દોનો ઉચ્ચાર કર્યો ખરો; પણ તેણે એ શબ્દો એવી રીતે ઉચ્ચાર્યા, અને

મધુર સ્મિત કરી એવી રીતે શરમાઈ ગઈ, કે તે શબ્દોનો ચોક્ખો અર્થ ‘હા’ એવો જ છે, એ વાત ન સમજી શકે એટલી અરસિક ઉત્તરા નહોતી. પોતાનો ગૂઢ ભાવ વ્યક્ત કર્યા પછી રાગિણીના હૃદયમાં લાગણી થઈ આવી અને આંખમાં અશ્રુ ભરાઈ આવ્યાં. મા જેવી બેનપણીના શરીર ઉપર શરીરને નાંખીને એકાદ નાની છોકરીની જેમ તે અશ્રુધારાઓ વહેવડાવા લાગી. ઉત્તરાનું હૃદય પણ રાગિણીની આવી સ્થિતિ જોઇને ભરાઈ આવ્યું. તેની પીઠ પર હાથ ફેરવી માયાળુ અને સ્નેહપૂર્ણ સ્વરે તેણે પૂછ્યું: “વારુ, પણ તેમનું મન તારે વિષે કેવુંક છે?”

“તે હું કેવી રીતે કહી શકું? બેન, તેમની સાથે હું આવી વાતો કરું ખરી કે?”

“પણ એકંદરે વાતચિત વગેરે ઉપરથી—”

“તે કાંઈ કહી શકાય નહિ,–પણ પ્રતિકૂલ નહિ હોય એમ લાગે છે. પણ બેન, કોઇને તું આ વાત કહીશ નહિ, હોં! ભાઉસાહેબ જાણશે તો તેમને હું મોંઢું પણ કેમ કરીને બતાવીશ?”

“પણ જો કોઇને કહી આવું તોય શું થઈ ગયું? બાકી તારે માટે હું ભાઉસાહેબને એમ જ કહીશ, કે આ વાત મેં જ અનુમાનથી જાણી છે; અને તેં આ વિષે મને જરા પણ કહ્યું નથી.” ઉત્તરાએ હસતાં હસતાં કહ્યું.

“પણ બેન, તું કોઇને જ ના કહીશ આ વાત! મને તો ઘણી જ શરમ લાગે છે. મારો પ્રેમ મારા હૃદયમાં જ રહેવા દે!”

“આવી શરમ કેવી રીતે નભી શકશે આ દુનિયામાં? આ બાબતમાં હું તારું જરા પણ સાંભળનાર નથી! સમજી?”

અને પછીની વાતચિતમાં તાત્પર્ય જેવું કશું નહોતું.

બીજે દિવસે ઉત્તરા સરલાદેવીને આ વાત સૂચવવા માટે જ રાગિણીને ઘેર ગઈ. પણ તે કોઇને ઘેર ગએલાં હોવાથી તે જરાક નિરાશ થઇ. ‘સરલાબા નથી તો રહ્યું; પણ ભાઉસાહેબને આ વાત સૂચવાય તો સારું’ એમ ધારી “ભાઉસાહેબ ઘરમાં છે કે?” એમ તેણે રાગિણીને પૂછ્યું.

“હા, છે ખરા; પણ તેમની આગળ, બેન, તું આ વાત કાઢીશ નહિ.” રાગિણીએ બ્હીતાં બ્હીતાં કહ્યું. પણ ઉતરા તેનું સાંભળે શેની? “ભય્યાસાહેબને ને તારે પરસ્પર પ્રેમ છે, એટલું કહેવાને તેં મને ભાઉસાહેબ પાસે મોકલી છે, એટલું જ હું તેમને કહીશ, અને પાછી ફરીશ.” એમ મશ્કરીમાં કહી તેણે તેને વધારે ભયાકુલ કરી. પણ પછી “બ્હીશ નહિ, હોંક, તારાપર જરા પણ નહિ આવવા દઉં!” એવું રાગિણીને આશ્વાસન આપીને ઉત્તરા ભાઉસાહેબના દિવાનખાના તરફ જવા લાગી.

પણ રાગિણીએ ઉત્તરાની સાડીનો છેડો પકડ્યો, અને તેને જવાનો રસ્તો રોકીને તે ઉભી. તેમનો આ પ્રેમકલહ ચાલતો હતો એટલામાં ભાઉસાહેબ જ પોતાના ઓરડામાંથી બહાર નીકળ્યા. તેમને જોતાં જ ઉત્તરાનો છેડો છોડીને રાગિણી નમ્રપણે ઉભી રહી. હવે ઠીકઠાક થઇને ઉત્તરા કાંઇક બોલે તે પહેલાં જ, પ્રેમપૂર્ણ વિનોદી સ્વરે ભાઉસાહેબ બોલ્યાઃ "કેમ ઉત્તરા બેન! શાનો વિવાદ ચાલી રહ્યો છે તમારો? તમારો જન્મ, મને લાગે છે, ઇશ્વરે વિવાદ માટે જ તમને આપેલો હોવો જોઇએ! પણ તમારાં બાસાહેબને તાવ કેવોક છે હમણાં?"

"આજ તાવ ઉતરી ગયો છે. મારા મનમાં આવેલી એક વાત મારાં સરલાબાને કહેવા માટે આજે હું આવી હતી. રાધાકુંવરીના વિવાહ ઉપરથી મને સહેજ કલ્પના આવી, કે, આપણી રાગિણી અને ભય્યાસાહેબ એ બેની વિવાહ માટે જુગતે જોડી છે."

ભાઉસાહેબ હસીને બોલ્યાઃ "આની માની માફક તને પણ એના વિવાહની ફિકર લાગી છે કે શું? નવલકથાકારની માફક તમને–સ્ત્રીઓને પણ તરુણ સ્ત્રીપુરુષોના વિવાહ ગોઠવી આપવામાં સુખ મળે છે, ખરું કે નહિ?"

"એમ નહિ." ઉત્તરા બોલીઃ "પણ રાગિણીને મેં પહેલાં આ વાત મશ્કરીમાં પૂછેલી; તે વખતે તો તે મારા પર ગુસ્સે જ થએલી. પણ બહારથી ગમે એટલી એ ગુસ્સો કરે, તો પણ આ વાત નીકળે છે ત્યારે તેને મનમાં તો આનન્દ જ થાય છે, એ મેં અનેક વાર જોયું છે."

આવી ચાતુર્યપૂર્ણ પ્રસ્તાવના કરીને ઉત્તરાએ રાગિણીના પ્રેમની અને લગ્નની વાત મોટી ખૂબીથી ભાઉસાહેબ આગળ મૂકી.

——:o:——

## સપ્તમ પરિચ્છેદ

——(:o:)——

### માતપિતાનું આનંદ–દુઃખ

कृपणस्य कृपाणस्य केवलमकारतो भेदः ।

રાવસાહેબ ગુપચુપીઆના ભય્યાસાહેબ ઉપર રાગિણી અનુરક્ત થએલી છે, આ વાત સાંભળીને ભાઉસાહેબને ઘણું આશ્ચર્ય લાગ્યું નહિ; અને એમાં કાંઈ પણ અયોગ્ય હોય એવું તો જરા પણ લાગ્યું જ નહિ. ભય્યાસાહેબ આનન્દરાવને ત્યાં વાંચવા માટે, રમવા માટે અને કેટલીક વાર તો જમવા માટે પણ આવતા; અને રાગિણી રાધાકુંવરી બેનપણી હોવાથી તેમને ઘેર વારંવાર જતી. તે બન્ને નાનપણુથી જ એકત્ર રમેલાં હતાં, એટલું જ નહિ પણ મોટપણેય તેમને એક બીજા સાથે અનેક રીતે નિકટ સંબંધ થયો હતો. નાનાસાહેબ અને ભાઉસાહેબની રહેણીકરણી પણ 'સુધરેલી' ઢબ મુજબ હતી તેથી તેમના ઘરની સ્ત્રીઓ પણ પુરુષો વચ્ચે બેસીને વિના સંકોચે વાદવિવાદ કે, વાર્તાલાપ કરતી હતી. આવી સ્ત્રીપુરુષસમાજસંગતિથી અન્યોન્ય સ્વભાવસુધારણા થશે એમ નાનાસાહેબ માનતા; અને એટલા જ માટે તે આવા પ્રસંગો જાણીજોઇને ઉભા કરતા. ઉત્તરા અને રાગિણી એ બન્ને મોટી અને સુશિક્ષિત હોવાથી ઉત્તરાના શીઘ્ર કોપથી, વિવાદપ્રવૃત્તિથી અને 'સફ્રેજેટ' મતથી, અને રાગિણીની માર્મિકતાથી અને નમ્રતાથી આ નાનાસાહેબના પ્રયત્નોનું નિર્દોષ રમ્ય સ્વરૂપ આવેલું હતું. નાનાસાહેબ અને ભાઉસાહેબ, આનન્દરાવ તથા ભય્યાસાહેબને અને રાગિણી તથા ઉત્તરાને, હમણાંહમણાંમાં, સાધારણ સરખાપણાના સંબંધથી લેખતા હતા; અને તેવી જ રીતે તેમની સાથે વર્તતા હતા; અને તેથી એ બધાનું ભોજન અને સંભાષણ એકત્ર થતું, એટલું જ નહિ, પણ કોઈ કોઈ વખતે પત્તાં અથવા શેત્રંજ જેવી રમતો પણ તે બધાં એકત્ર જ બેસીને રમતાં.

ભય્યાસાહેબ અને રાગિણી એ બન્નેનાં ઉમ્મર, સ્વરૂપ અને સ્વભાવ તરફ જોતાં, નાનપણુથી જ ચાલતા આવેલા આ નિકટ સંબંધની પરિણુતિ કાલાન્તરે આવા પ્રેમમાં થાય, એમાં અસ્વાભાવિક કાંઈ નહોતું. અને ભાઉસાહેબને પણુ આમાં કાંઈ દોષપાત્ર કે અસ્વાભાવિક જરા પણુ ન લાગ્યું. ભય્યાસાહેબ નાનપણુથી જ ભણુતા ત્યારથી જ ભાઉસાહેબના શિષ્ય હતા. એમની બુદ્ધિ વિષે તેમને ઉંચો અભિપ્રાય હતો. ભય્યાસાહેબનો સ્વભાવ રાગિણી જેવો ઉદાર અને

કોમળ છે, એ વાતની ભાઉસાહેબને ખબર હતી; એટલું જ નહિ, પણ તે આ વાત ભય્યાસાહેબના નાનપણમાંથી જ જાણતા હતા. ભય્યાસાહેબ એટલા ભોળા અને નિષ્કપટ હતા કે તેમના નિષ્કપટપણાને ગુણ કહેવા કરતાં દોષ જ કહેવો વધારે યોગ્ય છે, એમ આનંદરાવને (જો કે પોતે તેટલા જ ભોળા હોવા છતાં) અને ભાઉસાહેબને એકાદ વેળા લાગેલું. કોમળ સ્વભાવના, ઉદાર અને ભોળા લોકો ઘણી વાર કર્તૃત્વહીન અને ગાંડા જેવા હોય છે; પરંતુ ભય્યાસાહેબની વર્તણુંકમાં એક પ્રકારની નિશ્ચિતતા, જાહેર હિમ્મત અને સાહસ એ ગુણો વારંવાર દેખાઈ આવવાથી તેમનો સ્વભાવ બધાને જેટલો પ્રિય હતો તેટલો જ તે તેજસ્વી અને આદરણીય છે એવી ભાઉસાહેબની ખાતરી થઈ ગઈ હતી.

ભય્યાસાહેબ અને રાગિણીનું જોડકું એટલું બધું પરસ્પરને યોગ્ય હતું, કે એમને બન્નેને પરમાત્માએ એકબીજાને માટે જ સરજેલાં છે કે શું, એવું કોઈ માણસને લાગ્યા વિના રહે જ નહિ. ભાઉસાહેબ અને સરલાદેવીના ધ્યાનમાં આ વાત આવી નહોતી, એમ નહિ; પણ રાવસાહેબ ગુપચુપીઆની અપરિમિત લક્ષ્મી, તેમનો અપરિમિત કંજુસ સ્વભાવ, પોતાના પુત્રનો પહેરામણી દાખલ દસ–બાર હજાર રૂપીઆ લેવાનો તેમનો અડગ નિશ્ચય, આ સર્વ બાબતોની તેમને પૂરી માહિતી હોવાને લીધે, રાગિણી અને ભય્યાસાહેબનો વિવાહ શક્ય કોટિમાંનો હોય, એ તેમને અશક્ય લાગતું હતું; અને આટલા જ કારણસર આ વાતનો તેમણે વિચાર પણ કર્યો ન હતો. ડોસો, પહેરામણી દાખલ દસપંદર હજાર રૂપીઆ લીધા સિવાય લગ્નની બાબતમાં અક્ષર પણ બોલવા દેવાનો નથી, આ વાત વિજયગામના નાના બાળકથી માંડીને વૃદ્ધ મનુષ્ય સુધી બધા લોકો જાણતા હતા. ઘરની સ્થિતિ સારી હોય તો પણ ભાઉસાહેબ જેવા ગૃહસ્થે દસ બારહજાર રૂપીઆ માત્ર પહેરામણી દાખલ ક્યાંથી કાઢવા?

રાગિણીની મનઃસ્થિતિ જ્યારે ભાઉસાહેબે જાણી ત્યારે આ વધુવરની જોડીનું રમ્ય સ્વરૂપ એમની આંખ આગળ ખડું થયું; અને આ ઠેકાણું હવે હાથમાં જ આવી ગયું એવો એમને ક્ષણ માત્ર ભાસ થયો; અને તેથી તે આનન્દમગ્ન થયા. પણ જ્યારે આ વાત વિષે તે બરોબર વિચાર કરવા બેઠા ત્યારે 'એ લક્ષાધીશનું ઘર આપણી કન્યાને ક્યાંથી મળે?' આવો વિચાર મનમાં આવતાં, તે દુઃખાવેગથી તેટલા જ ઉદાસ થયા. ભાઉસાહેબનાં પત્ની ક્ષયરોગથી દિનપ્રતિદિન નબળાં થયાં હતાં, એ પાછળ કહેલું જ છે. ભાઉસાહેબને મ્હોંએ જ્યારે તેમણે આ વાત સાંભળી ત્યારે 'મારા જીવતાં મારી લાડકવાયી કન્યાનું લગ્ન હું જોઈ

.ક્રીશ,' આ વિચાર મનમાં આવવાથી તેમને જરાક ઉત્સાહ આવ્યો. ાાઉસાહેબે જ્યારે પહેરામણીની અડચણુ કહી ત્યારે "મારા બધા ગીનાનો ઉપયોગ કરીને બેત્રણ હજાર રૂપીઆ કરો અને જમીન રેણે મૂકીને બાકીની રકમ પૂરી કરો; પણ મારી રાગિણીને ગમતું ા ઠેકાણું ગુમાવશો નહિ." એમ તે માયાળુ માતાએ આંખમાં આંસું પાણી કહ્યું: "એકની એક દીકરી! એને માટે જમીન ઘરાણે મૂકવી ડે તો તેમાં ખોટું શું થઈ ગયું? એસ્ટેટ પાછળ મૂકવાની તે પણ ને જ માટે કેની! આપણને નથી બીજું છોકરું કે છૈયું?" આવા યાજનક પ્રેમાળ શબ્દો ગળગળાં થઈને તેમણે કહ્યા અને તે પુનઃ બોલ્યાં: 'મારો જીવ જતાં પહેલાં તમે આ વિવાહનું નક્કી કરો, એટલે હું ;ખેથી પ્રાણ છોડીશ. નહિ તો મારા પ્રાણ અટકી રહેશે. મારી આ ;લ્લી વિનતિ માન્ય કરો, એ જ મારું આપની પાસે માગણું છે!"

આ છેવટના શબ્દો ઉચ્ચાર્યા પછી સરલાદેવીનું હૈયું ભરાઈ આવ્યું ાને તેમને રડવું પણ આવ્યું. આ બધું જોઈ ભાઉસાહેબને પણ ઘણી ાગણી થઈ આવી, અને એમણે "પૈસા તરફ ન જોતાં આ ઠેકાણું ાક્કી કરું છું" એવું સરલાદેવીને આશ્વાસન આપ્યું.

સરલાદેવીને વચન આપ્યા પ્રમાણે ભાઉસાહેબે નાનાસાહેબ અને ાાસ્ત્રીજીને મધ્યસ્થ રાખીને રાવસાહેબ સાથે વિવાહની વાતો ચલાવી. ાણુ વ્યવહારજ્ઞ ગુપચુપીઆએ એકદમ પંદર હજારથી જ આરંભ કર્યો, ાને આની નીચે પહેરામણીની રકમ ઉતરી શકે એમ નથી, એમ ોાફ્ખેચોફ્ખું સંભળાવી દીધાથી વિવાહની વાતો ત્યાં જ અટકી, અને ળથી જ ખિન્નવૃત્તિ ભાઉસાહેબ નિરાશા અને ઉદાસીનતાના સકંજામાં :પડાયા. તેમને હવે સરલાદેવીને અને રાગિણીને મોંઢું બતાવવાની પણ રમ લાગવા લાગી. રાગિણીનું શરમથી, ઉત્સુકતાથી અને ચિન્તાથી ઉદાસ થએલું, છતાં તે સ્થિતિમાં પણ મનોહર લાગતું મુખ દૂરથી ોઈને, અને તેને હવે શું કહેવું, શું બોલવું એનો વિચાર મનમાં આવ- ાથી ભાઉસાહેબની આંખો અશ્રુથી ભરાઈ આવી: "એકની એક ોકરી! પણ આપણા દારિદ્રયથી એનું જીવન દુઃખમાં જશે!" આવો વેચાર કયા સહૃદય પિતાને દુઃખિત નહિ કરે? ભય્યાસાહેબ જેવા ાશિઆર, સાહસી અને સુસંસ્કૃત ઉચ્ચ મનોવૃત્તિવાળા યુવાનને પોતાની ુશીલ, પ્રેમાળ અને સમંજસ કન્યા માનસિક રીતે વરે, અને એના વેવાહની આડે માત્ર પોતાનું દારિદ્રય જ આવે એ વાત એમને ઘણી :ાગી આવી.

દારિદ્રય એ ખરું જોતાં ભાઉસાહેબનો અપરાધ ન હતો; અને ોમના દારિદ્રય કરતાં રાવસાહેબ ગુપચુપીઆની કંજુસ વૃત્તિ જ વિવાહની

આડે આવે છે, એમ જ્યારે આપણે સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ, ત્યારે ભાઉસાહેબને દોષ દેવા જેવું આમાં કાંઈ નથી, એમ આપણને માલૂમ પડી આવે છે. પણ મનુષ્ય જેમ કોઈ કોઈ વાર બધો દોષ દૈવ પર નાંખે છે, તેવી જ રીતે કોઈ કોઈ વાર બધો દોષ પોતાની જાતપર જ તે નિષ્કારણ ઢોળી દે છે. હૃદયને વિદીર્ણ કરનારી દુઃખાકુલ સ્થિતિમાં તત્ત્વજ્ઞાન બાજુએ રહી જાય અને માણસ ઉદાસીનતામાં સપડાઈ જાય એમાં શી નવાઇ?

---

## અષ્ટમ પરિચ્છેદ

---

### ગ્રહદૃષ્ટિ

And much it grieved my heart to think
What man has made of man.

—*Wordsworth.*

"રાગિણી મેળવવી કે ઉત્તરા? એક વાર થાય છે કે રાગિણી મેળવવી, બીજી વાર થાય છે કે ઉત્તરા—"

ભય્યાસાહેબ અને રાગિણીના વિવાહના વિચારને પહેરામણીના કારણથી ભાઉસાહેબે નિરાશ થઈ છોડી દીધા પછી એક દિવસે એક યુવાન ગૃહસ્થ નાનાસાહેબના દિવાનખાનામાં આમ તેમ ફરતાફરતા પોતાના મન સાથે બોલી રહ્યા હતા.

આ ગૃહસ્થનો વર્ણ ગોરો હતો, અને એમની આંખો તેજદાર હતી. જો કે પોતે સુસ્વરૂપ નહોતા છતાં તેમનો દેખાવ ખરાબ દેખાય એવો તો નહોતો જ. એથી ઉલટું, એમના ચ્હેરામાં આરોગ્ય અને બુદ્ધિમત્તાનું એક પ્રકારનું તેજ દેખાઈ આવતું હતું. એમની સાધારણ મધ્યમ આકારની પાતળી મૂર્તિ તરફ જોઇને કોઇના મનમાં એમને વિષે વિશેષ આદર ઉત્પન્ન થાય એવું જો કે ન હતું, તો પણ તેમની આંખો તરફ જોઇને આ માણસ ઘણો બુદ્ધિમાન હોવો જોઇએ, એવો ખ્યાલ ઘણા માણસોને આવ્યો હોત. તેમનાં કપડાં ઉપરથી ભલે તે શ્રીમાન નહિ દેખાતા હોય, પણ ખાઇપીને સુખી હોવા જોઇએ એમ તો લાગતું-જ હતું. એમના ચ્હેરા ઉપરથી એમના સ્વભાવ વગેરેની પરીક્ષા કરવી હોય તો, તે મહાચતુર, ધૂર્ત, વ્યવહારજ્ઞ અને મધુરભાષી હોવા જોઇએ, એવું સામાન્ય રીતે અનુમાન થાય એવું હતું. એ ગૃહસ્થ નાનાસાહેબના પરોણા નહોતા, પણ હમણાં હમણાંમાં એમના ઘરના જેવા જ થઈ ગએલા એવા એમના દૂરના સંબંધી હતા.

એ યુવાન ગૃહસ્થનું નામ **ચીનુભાઈ બાડીઆ.** 'બાડીઆ'એ એમની આંખો તરફ જોઇને લોકોએ પાડેલું નામ ન હતું; પરન્તુ એ એમની અટક જ છે, એમ જો અત્રે ન કહેવામાં આવે તો તેમની આંખ વિષે વાચકોને નિષ્કારણ ખોટો અભિપ્રાય બંધાવાનો સંભવ છે. **ચીનુભાઈ નાનાસાહેબના** દૂરના સંબંધી હતા, એ ઉપર કહેલું જ છે. એમનો અભ્યાસ 'મેટ્રિકફેલ્ડ' સુધી થએલો હતો. બે વાર મેટ્રિકમાં નપાસ થયા પછી ત્રીજી ફેરીએ મેટ્રિકની પદવી, પરીક્ષાના મંડપમાં જ કોપી કરવાની હિમ્મત કરીને સર કરી લેવાની તે તૈયારીમાં હતા; પરન્તુ છેલ્લે દિવસે એમના 'ડિવિઝન'માંનો 'સુપરવાઇઝર' જરાક કડક જેવો જ હોવાથી, તે દિવસે કોપી કરવાનો લાગ તેમને મળ્યો નહિ, તેથી તે 'સુપરવાઇઝર'ને **ચીનુભાઇને** નપાસ કરવાનું પાતક પોતાને શિર વહોરવું પડ્યું; અને આ દારુણ પાપ માટે, **ચીનુભાઈ** તરફથી તેને ગાળો અને શાપોની પુષ્પાઞ્જલિ પણ મળી! અસ્તુ.

**ચીનુભાઇએ** તે પછી 'મેટ્રીક થઇને અ વળી શું કરવું છે,' એવો તાત્ત્વિક વિચાર કરી, અને 'કોઇની નોકરી નામે કરવી નથી,' એવો દૃઢ નિશ્ચય કરી નવાગામમાંના પોતાને ઘેર જ રહેવાનો સંકલ્પ કર્યો. આ સંકલ્પ તેમણે ઘણાં વર્ષો સુધી પાળ્યો પણ ખરો. બે વર્ષ પહેલાં એમનાં પત્ની ગુજરી ગયાં તેથી ગામડામાંનું ઘર પોતાને ખાવા ધાય છે, એવું એમને લાગવાથી, પોતાનું દુઃખ તેમણે **નાનાસાહેબને** પત્ર-દ્વારા જણાવ્યું. **નાનાસાહેબે** તેમને **વિજયગામ** આવી થોડાક દિવસ ત્યાં રહી જવાને સૂચવ્યું. 'ભાવતું'તું ને વૈદે કર્યું' એમ માની **ચીનુ-ભાઈ** તો એમને ઘેર આવ્યા. **નાનાસાહેબને** ત્યાં આ પહેલાં તે બિલ-કુલ આવતા જ નહિ, એમ નહિ; પણ તે, **વિજયગામમાં** કાંઈ કામકાજ હોય ત્યારે, અથવા મુંબઈ જતી આવતી વખતે રસ્તામાં ઉતરી બેચાર દિવસ રહેવા પૂરતા જ આવતા. પણ આ વખતે આવ્યા પછી **નાના-સાહેબના** કુટુંબ સાથે તેમણે જે કાંઈ સ્નેહસંબંધ બાંધ્યો, તે તો વિલક્ષણ જ હતો! આડાંઅવળાં ગપ્પાં હાંકીને પોતાની બુદ્ધિમત્તાથી અને વાક્ચાતુરીથી **બાસાહેબને** તો તેમણે ખુશ જ કરી દીધાં હતાં. પોતાની પ્રિય પત્ની ગુજરી ગયા પછી પોતાના ઘર તરફનો તેમનો સ્નેહ હવે ઓછો થયો હતો; (અથવા તેમણે ઓછો કર્યો હતો એમ કહીએ તોએ ચાલે.) અને **બાસાહેબના** આગ્રહથી, અને **નાનાસાહેબ-ની** 'મૌનાત્મક સંમતિથી **વિજયગામમાંનો** તેમનો નિવાસ હવે તો મહિના દોઢ મહિના સુધી પણ લંબાવા લાગ્યો હતો. **નાનાસાહેબ** સાથે સંબંધ હોવાથી **ભાઉસાહેબના** કુટુંબ સાથે પણ તેમને સારી ઓળખાણ થઈ. **રાગિણીના** વિવાહ સંબંધની **સરલાદેવીની** ફિકર તો ગમે તે

માણુસ જોઈ શકે એવી હતી; અને રાગિણીના મનની વ્યાકુળતા પણ આ બુદ્ધિમાન માણુસના ધ્યાનમાં આવ્યા વિના રહી નહિ. રાગિણી-નું અનુપમ શરીરસૌન્દર્ય અને તેનો મોહક સ્વભાવ જોઇને આ વિધુર-ના મનમાં હમણાંહમણાંમાં એક વિચાર આવવા લાગ્યો હતો; અને તે પહેલાં વર્ણન કરેલે પ્રસંગે તો પરિપક્વ પણ થઈ ગએલો હતો. એ વિચાર કયો હતો, એ સુજ્ઞ વાચકો તો સમજી જ ગયા હશે. છતાં ચીનુભાઇનું પૂર્વનિર્દિષ્ટ આત્મગત ભાષણ વાંચ્યા પછી તેમનો વિચાર જરાક વધારે સ્પષ્ટ થશે.

"રાગિણી કે ઉત્તરા ?" ચીનુભાઈ આત્મગત બોલવા લાગ્યા. "એક વાર એમ થાય છે કે રાગિણી મેળવવી, બીજી વાર એમ થાય છે કે, ઉત્તરા મેળવવાથી તેની મોટી મિલકત પણ મળશે; વળી ઉત્તરા પણ સૌન્દર્યમાં કાંઈ ઓછી નથી. હવે રાગિણી ઉત્તરા કરતાં વિશેષ મોહક છે, એ ખરું, અને ભાઉસાહેબની એસ્ટેટ પણ ઠીક હોવાથી, અને તે પોતે અપુત્ર હોવાથી, તેમની તે એસ્ટેટ પણ મારી પાસે જ આવશે, એ પણ ખરું; ગમે તેમ હોય તો પણ નાના-સાહેબના કરતાં ભાઉસાહેબની એસ્ટેટ થોડી જ છે ને ? વળી શરીર-સંબંધથી ભલે ન હોય, તો પણ પ્રેમસંબંધથી પેલો આનન્દરાવ પાછો ભાગીદાર થવાનો જ ને ? ઉત્તરાની એસ્ટેટ ખાસ્સી મોટી છે. પણ તેની બાબતમાં એક મોટો 'પણ' છે ને ? અં હં–હવે કરવું શું ? સરલાદેવી પાસે થોડી ઘણી ખટપટ કરીને રાગિણીની માગણી કરવી, કે બાસાહેબની મહેરબાનીનો ફાયદો લઈ, પહેલાં ઉત્તરા, અને આગળ ઉપર તેની એસ્ટેટ, એ બન્ને હસ્તગત કરી લેવાં ?–પણ બાસાહેબ મને હા પાડે તેમ હોવા છતાં ઉત્તરા મારી સાથે પરણવા તૈયાર થશે કે નહિ ?– એ એક સવાલ છે. તો પછી ઉત્તરાની વાત જ બાજુએ રાખીએ તેનો ઘરમાં પગ પડતાં જ જાતજાતની મુશ્કેલીઓ પણ ઉપસ્થિત થવાની જ. ઘરમાં પગ મૂકતાં જ તે સ્ત્રીઓના અધિકારની ચર્ચા કરી નાકનો દમ સૂકવી નાંખશે. પૈસાદારની એકની એક છોકરી, ને વળી મારા કરતાં કેટલી બધી ભણેલી અને બુદ્ધિમાન ! પુરુષોના સમાન હક્ક વિષેના એના વિચાર પણ કેટલા બધા વિચિત્ર છે ? સ્વભાવે તો પૂરી દુરાગ્રહી ! એને જુવાની-ના વિલાસો કરતાં વૃદ્ધાવસ્થાના વિવાદો જ વધારે પ્રિય છે ! છીઃ એ ઉત્તરા સાથે તો આપણે નહિ જ બને ! બાકી પરણ્યા પછી કાઢીશ એનો દુરાગ્રહ અને સ્ત્રીઓના હક્ક બધું એ બહાર ! શું સમજે છે એ એના મનમાં ? આ ચીનુભાઈ સાથે વાત છે ! પણ હું કહું છું, કે આવું જોખમ ગળામાં બાંધી લઇને અહર્નિશ દુઃખમાં રહેવા કરતાં, પેલી વિનયશીલ, વિનોદિની અને વિલાસિની રાગિણીને જ મેળવી લેવી

એટલે બસ ! ઉત્તરાની ઍસ્ટેટને શું બાળવી છે ? અરે પણ-હાં,-આ તો 'ભેંશ ભાગોળે, છાશ છાગોળે, અને ઘેર ધમાધમ.' રાગિણી પણ મળવી જોઇએ ને મને ? ભય્યાસાહેબ અને રાગિણીના વિવાહનો વિચાર તો ભાઉસાહેબે લગભગ છોડ્યા જેવો જ છે. એટલે કદાચ એ આપણને મળી જાય એવો સંભવ તો છે ! ખટપટ તો કરી જોઇએ, મળે તો તો ઠીક જ છે, નહિ તો આપણી ઉત્તરા ક્યાં ગઈ છે ?"

ચીનુભાઇએ પોતાના મન સાથે આવો સંપૂર્ણ વિચાર કર્યો, અને તેનો અમલ કરવાની ખટપટ પણ તેમણે શરુ કરી. ઘરની શેઠાણીનું મન કબજે કર્યા પછી શેઠની કાંઈ વિશેષ ફિકર કરવાની જરૂર નથી, એવો ડહાપણભર્યો અને સૂક્ષ્મ વિચાર કરી તે દિશાએ કાર્ય કરવાનો તેમણે આરંભ કર્યો.

બાસાહેબને ત્યાં સરલાદેવી વારંવાર ઉઠવા બેસવા આવતાં, અને આવે એટલે જમવા માટે પણ ઘણુંખરું ત્યાં જ રહેતાં. નાનાસાહેબને ત્યાં ચીનુભાઈ અતિ પરિચયવાળા હોવાથી તેમને રસોડા સુધી જવાની સદર પરવાનગી હતી ! ઘરમાં ઐરાંમાં બેસી તેમની સાથે કલાકના કલાક સુધી બોલી તેમને ખુશ કરવાની વાત તો ચીનુભાઇને પરમ પ્રિય હતી; અને આ વાતમાં એમની પ્રવીણતા પણ ખરેખર વખાણવા જેવી જ હતી; એ વાત કબૂલ કરવી જ પડશે. બાસાહેબ અને સરલાદેવીની આગળ નવાગામમાં પોતે કરેલાં પરોપકારનાં કૃત્યો અપ્રત્યક્ષપણે કે નિરભિમાનપૂર્વક કહીને, તો કોઇક કોઇક વાર પોતાના ઐતિહાસિક, શાસ્ત્રીય અને ધાર્મિક જ્ઞાનસાગરના પ્રવાહમાં એમને ખેંચી જઇને, તો કોઈ વાર ઉત્તરા કે રાગિણીની બેહદ સ્તુતિ કરીને, વિવાહના કામમાં જે સમાજમાં અડચણો આવે છે, તે સમાજની નીચનાની બરોબર રીતે નિન્દા કરીને, તો કોઈ વાર માત્ર અન્તરની અનુકમ્પાથી જ વૈધવ્ય દુઃખથી દુઃખી બનેલી એવી ગરીબ, અનાથ વિધવા સાથે પુનર્વિવાહ કરવા પણ પોતે તૈયાર છે એમ કહીને, કોઈ વાર સરલાદેવી અને બાસાહેબનાં સૌજન્ય ને ભલાઇની સ્તુતિ કરી આડોશીપાડોશીઓની નિન્દા કરીને, તો કોઈ વાર તેમના પતિની વિદ્વત્તાની, તેમની સુધારાની લાગણીપૂર્વકની આસ્થા અને સ્વાર્થત્યાગની મહત્તા વિષે પોતાનો ઉંચો અભિપ્રાય દર્શાવીને, એ બન્નેનું, વિશેષતઃ સરલાદેવીનું, મન ચીનુભાઇએ ઘણું જ આકર્ષી લીધું હતું.

છેવટે ચીનુભાઇની આ બધી ખટપટનું પરિણામ એ આવ્યું, કે ભય્યાસાહેબવાળું ઠેકાણું રાગિણી માટે ન મળે, તો ચીનુભાઈ કાંઈ તેને માટે ખોટા વર નથી, એવો સરલાદેવીએ પોતાના મન સાથે નિશ્ચય કરી લીધો.

---

## નવમ પરિચ્છેદ

——:o:——

### અન્તઃસ્થ યુદ્ધ

इत्येकपक्षाश्रयविक्लवत्वान्मनस्तु मे संशयदोलरूढम् ।—कालिदास.

રાગિણીને માટે ભાઉસાહેબે પોતાની એસ્ટેટની પણ પરવા કરી હોત; પણ પોતાની બધીએ એસ્ટેટ ઘરાણે મૂકવા છતાં તેની ઉપર ર હજાર જેવી રકમ મળી શકશે નહિ એમ તે સ્પષ્ટ જોઈ શકતા ા. અને આ જ કારણથી તે નિરાશ થઈ ગયા હતા. સરલા દેવીનો ા પણ આ દુઃખાઘાતથી જરા જોરમાં આવ્યો, છતાં પણ ઉસાહેબની માફક તે એકદમ નિરાશ થઈ ગયાં નહિ.

વિવાહની વાતચિત શરુ થઈ ત્યારથી જ ભય્યાસાહેબ સ્વાભાવિક મથી ભાઉસાહેબને ઘેર વિશેષ આવતા નહિ. આનંદરાવ પાસે તે વાર આવેલા; અને માજીની પ્રકૃતિ જરાક બગડેલી છે, એવું સાંભળીને ને જોવાને તે ફરી એક વાર આવેલા. આ વખતે રાગિણી સરલા ની શુશ્રૂષા કરતી બેઠી હતી. બધાંના જ મનમાં જો કે એ બન્નેના ાહ વિષેના જ વિચારો ચાલતા હતા, તો પણ તે વિષે કોઈ એક ગ્ર પણ બોલ્યું નહિ. સરલા દેવીની અવલોકનશક્તિ પણ એટલી ી તીક્ષ્ણ નહોતી, તોપણ પ્રેમથી કહો અથવા બીજા કોઈ કારણથી ા, થોડોક વખત ચાલેલી એ વાતચિત ઉપરથી તેમને શંકા આવી, ભય્યાસાહેબનું મન પણ રાગિણી ઉપર અનુરકત છે. ભય્યાસાહેબ ગ્રાધારક, મૃદુ પ્રકૃતિના અને વિનયશીલ હોવાથી પિતાની ઇચ્છા વિરુદ્ધ ઈ કરશે નહિ, અને નૈસર્ગિક લજ્જાથી પોતાનો પ્રેમ પણ પિતાની ગળ કહેવાની હિમ્મત કરશે નહિ, આ વાતની સરલા દેવીને જો કે ર્ણ ખાત્રી હતી તો પણ તે દિવસથી આ સૂક્ષ્મ આશાતન્તુ ઉપર જ ધાર રાખીને તે બેસી રહ્યાં, અને તે જ દિવસથી ચીનુભાઈ વિષેનો ચાર પણ તેમને અણગમતો થવા લાગ્યો.

સરલા દેવીના મનમાંનો આ આશાતન્તુ ભલે સૂક્ષ્મ હોય છતાં તે મ્બૂત હતો. ભય્યાસાહેબનો સ્વભાવ ઘણો ભોળો અને નિષ્કપટી ા, તે છતાં ઘણી વાર વખત આવે ત્યારે તે વિલક્ષણ પ્રકારની નૈતિક મ્મત (moral courage) અને સાહસ બતાવતા, એ પાછળ કહેલું જ બુદ્ધિ કરતાં તેમની નૈસર્ગિક મનોવૃત્તિઓ વધારે પ્રબળ હતી. નાન- ામાં એટલે જ્યારે તે નિશાળે ભણતા હતા ત્યારે તે પક્કા સુધારક

પરન્તુ એમના જેવા ભોળા, સાત્ત્વિક અને ઉચ્ચ મનોવૃત્તિવાળા પોતાનું વલણ કુદરતી રીતે જ ધર્મશ્રદ્ધા તરફ ખેંચાય છે; અને ાનો જુસ્સો વધારે વાર ટકતો નથી. એમને કૉલેજમાં દેશમુખ ા એક થિઓસોફિસ્ટ મિત્ર મળી ગયો, અને એના સહવાસથી ાસાહેબના મન અને ચારિત્ર્યમાં એક મોટી ક્રાન્તિ થવા લાગી. ?માંના અભ્યાસગ્રન્થો પર ધૂળ ચઢવા લાગી અને એમના ટેબલ-ેઓસોફિનાં પુસ્તકો જ દેખાવા લાગ્યાં. કૉલેજ રેસિડેન્સીમાંથી ારે રાત્રે નાટક જોવાને ગ્રૅન્ટરોડ જવાને બદલે રવિવારે બપોરે સોફિનાં વ્યાખ્યાનો સાંભળવા માટે ગિરગામમાં આવેલા એક સોફીકલ લોજમાં તે આવવા લાગ્યા. કલબમાં ખમીસ પહેરી-ખયિો ચઢાવી જમવા બેસવાનું હવે બંધ થઈ ગયું, અને તેને બદલે દિવસથી ધૂળ ખાતું પડેલું તેમનું રેશમી અબોટિયું ટ્રંકમાંથી નીકળ્યું! ભય્યાસાહેબની વિચારક્રાન્તિ અને આચારક્રાન્તિને માત્ર ' અપવાદ હતો. ધીમે ધીમે અજાણતાં રાગિણી માટે પ્રણયાતુર તેમના મનને પરાવૃત્ત કરવાનો પ્રયત્ન જો કે થિઓસોફિએ ચલાવ્યો તો પણ તેમના મનના વલણને તે ફેરવી શકી નહિ. આથી ઊલટું ણી તરફ એમનું મન વધારે ને વધારે આકર્ષાવા લાગ્યું. રાગિણી સાથે પરણવા માગે છે તે વિલાસેચ્છાથી નહિ, પણ તેની પવિત્ર સંગતિથી ાન્નતિ કરવા માટે જ છે, એમ તેમને લાગતું હતું. તેમની એ માન્યતા આત્મવંચનામૂલક હશે કે નહિ પણ હોય; છતાં રાગિણી ા તેમના પ્રેમમાં શારીરિક અંશ ઓછો હતો; એટલું જ નહિ, પણ અને રાગિણીની વચ્ચેનો પ્રેમ એટલે બે પવિત્ર અને શુદ્ધ આત્મા-એક બીજાને સાત્ત્વિક સ્ફુરણા આપનારી અન્યોન્ય સંગતિની જ હતી, એમ કહેવામાં વધારે અત્યુક્તિ તો નહિ જ થાય. સાહેબને તો, તેમની માન્યતા ભલે આત્મવંચનામૂલક હોય, પણ જ લાગતું હતું, એમાં સંદેહ નથી.

પોતાના પિતાએ પોતાના વિવાહનો શુદ્ધ વેપાર જ માંડ્યો છે, ઈ ભય્યાસાહેબને ઘણું લાગી આવ્યું. છતાં આ વિચિત્ર સ્થિતિમાં શું કરવું, તે તે સમજી શક્યા નહિ. પિતાની ઇચ્છા વિરુદ્ધ અમુક સાથે જ હું પરણીશ, એવો આગ્રહ ધરીને તેની સાથે પરણવું, તો લોકોમાં ઘણું જ ખોટું દેખાય; અને આ લોકલજ્જાની પણ વધુ ન કરવામાં આવે, તો પણ પિતાની સામે જઇને 'મારે અમુક જ જોડે પરણવું છે,' એમ કહેવું, એ પણ એમને ઘણું જ અઘરું લાગ્યું. ય–Medical–અભ્યાસ, થિઑસૉફિ, રાગિણી અને પુત્રધર્મ આ અન્યોન્ય વિરોધી વસ્તુઓનો નિર્ણય મેળવવા માટે એમના હૃદયમાં

એકી વખતે ઝઘડો શરુ થયો; અને એમાં ભય્યાસાહેબની સ્થિતિ ઘણી જ કફોડી થઈ. સ્વસ્થ ચિત્તે વિચાર કરી, એક વાર ગમે તેમ કરી તેનો ફડચો લાવવો એવા હેતુથી વિરામાસન પર બેસી, તે વિચાર કરવા લાગ્યા.

"મારા મનની કેવી વિચિત્ર સ્થિતિ થઈ ગઈ છે. આ કૉલેજનો વૈદ્યકીય અભ્યાસ મને એક બાજુએ ખેંચે છે, તો ધર્મજિજ્ઞાસા મને બીજી તરફ ખેંચે છે; રાગિણી તો ત્રીજી જ તરફ ખેંચે છે; આ લોકલજ્જા અને પુત્રધર્મ મને ચોથી દિશામાં આકર્ષી રહ્યાં છે. આ ઝઘડામાં મારે સ્વસ્થ ચિત્તે બેસી રહીને પરિસ્થિતિ અને બળવાન મનોવિકાર જે તરફ ખેંચી જાય, તે તરફ મતિહીન મુંગા પ્રાણીની માફક ખેંચાઇ જવું, કે વિચાર કરીને અને ધીરજ ધરીને આત્મશક્તિથી અને પૌરુષથી પરિસ્થિતિને અને અનુચિત મનોવિકારોને પરાજિત કરવા? 'થાવાનું અણુચિતવ્યું થાશે ઉપનિષદ્ ઓચરે' એ વ્રત ખરા મનુષ્યત્વને શોભે એવું તો નથી જ! વારુ, વૈદ્યકીય અભ્યાસ કરવાનો વિચાર કરું, તો ધર્મજિજ્ઞાસાને તરતને માટે તો દબાવી જ રાખવી પડશે. પણ હું કહું છું, કે મારે ડૉકટર થઇને શું કરવું છે? ખાવાપીવાનું તો ઘરમાં ઘણુંય છે. ડૉકટર થવાની મારે કાંઈ ખાસ જરૂર નથી. આ તો નક્કી થઈ જ ગયું! ધર્મજિજ્ઞાસા અને રાગિણી એ બેની વચ્ચે ચાલતો ઝઘડો બંધ કરવો, એ ઘણું મુશ્કેલ છે ખરું. જુલમ કે જબરદસ્તીથી એને જો એકાદ દિવસ બંધ પાડીએ તો તે પાછો સાસુવહુની લઢાઇની જેમ બીજે દિવસે તે બમણા જોરથી શરુ થાય છે. જો રાગિણીની અપેક્ષા જોઇતી હોય તો ધર્મજિજ્ઞાસા છોડીને સંસાર માંડવો પડશે, ને સંસારી તરીકે રહેવું પડશે. પણ—પણ—રાગિણી જોઇએ એટલે ધર્મજિજ્ઞાસા છોડવી જ જોઇએ, એમ કહેવું બરોબર તો નથી જ! વારુ પણ ધર્મની આડે આવનાર સંસાર છે, એમ કહેવું પણ બરોબર છે ખરું કે? સંસારમાં રહીને શું ધર્મગ્રન્થ નથી વાંચી શકાતા? કે ધર્મ પ્રમાણે નથી ચાલી શકાતું? કે ધર્મસિદ્ધાન્તોનું ચિન્તવન નથી કરી શકાતું? 'ધર્મગ્રન્થ વાંચવા એ શું પાપ છે?' એવું રાગિણીએ જ તે દિવસે કહેલું ને? મારી થિઑસૉફિ માટે, ધર્મજિજ્ઞાસા માટે, સાધુસન્તોના સંગ માટે, નિષ્કપટી ભોળપણુ માટે, આનંદરાવ, નાનાસાહેબ અને ઉત્તરા એ બધાંએ મારી મશ્કરી કરે છે. પણ મારા મનની ખરી વાત તો એકલી રાગિણી જ જાણે છે. ધર્મગ્રન્થો વાંચવાની અને તેના ચિન્તવનમાં નિમગ્ન થવાની લોકોને હવે શરમ લાગવા લાગી છે, એટલે દેશની ને ધર્મની અવસ્થા પણ કઠણ છે એમ કહેવું જોઇએ; બીજું શું? આપણે માત્ર આપણું કર્ત્તવ્ય કરીને સ્વસ્થ ચિત્તે બેસી રહેવું, એટલે થયું. હું તો મારો આખો જન્મારો પારલૌકિક ધર્મનું પઠન

અને મનન કરવામાં ને સાત્ત્વિક આચરણમાં જ ગાળીશ, એટલું હું સમજી શકું છું. મને આ ઐહિક સુખની, સન્માનની અને કીર્તિની જરા પણ અપેક્ષા નથી,–દેશની પણ નથી! 'આત્મોન્નતિ' અને 'આત્મપ્રાપ્તિ' સિવાય મારે બીજું કાંઈ પણ નથી જોઇતું. રાગિણી પણ નથી જોઇતી!"

આ છેવટના શબ્દો ભય્યાસાહેબે પોતાના મનને ઉદ્દેશીને જ કહ્યા, તે અલબત ખરા મનથી જ ઉચ્ચાર્યા; પરન્તુ રાગિણીની કલ્પના મનમાં આવતાં વાર જ તેની મનોહર મૂર્તિ તેમની આંખ આગળ ખડી થઈ અને તેમનું મન ફરીથી સંશયદોલારુઢ થઇને વ્યાકુળ થયું. પણ બીજી જ ક્ષણે તેમના મનમાં એક આશાપ્રદ વિચાર આવ્યો અને તેમના મુખપર આનંદની છટાઓ દેખાવા લાગી:

"રાગિણી પણ મને નથી જોઇતી, એમ મેં કહ્યું ખરું; પણ તે ક્યારે? તે આત્મપ્રાપ્તિના માર્ગની આડે આવે ત્યારે! પણ રાગિણી આત્મપ્રાપ્તિના માર્ગની આડે આવે, એ કલ્પના જ ભૂલભરેલી છે! તેનામાં ધર્મજિજ્ઞાસા છે, તેની મનઃપ્રકૃતિ સાત્ત્વિક છે, તેની પાસે ઘડી બે ઘડી બેસી વાતચિત કરીએ, એટલે મનોવૃત્તિમાંનો તામસ ગુણ પણ થોડા વખત માટે લોપાઈ જાય છે, અને મન પણ કેવું પવિત્ર અને પ્રસન્ન થઈ જાય છે! રાગિણી પ્રત્યેનો મારો પ્રેમ કદાચ વિષયમૂલક પણ હોઈ શકે; 'નથી જ,' એવું હું સોગનપૂર્વક તો ન જ કહી શકું! પણ તેની પાસે રહું છું તે વખતે મારા ક્ષુદ્ર, પાપી અને કપટી વિચારોની શરમ આવે છે અને વિષયાસક્ત વિકારો કયાંના કયાં નાસી જાય છે. તેના તે નવવિકસિત કમળ જેવા ઉલ્લસિત પવિત્ર મુખ તરફ જોઇને ક્રોધ પણ તે જગ્યાએ જ ઠંડો પડી જાય છે. એક વાર આનન્દરાવ સાથે થિઑસૉફિ વિષે જોરથી વિવાદ કરતાંકરતાં હું એકદમ ખીજવાઈ ગયો, એટલામાં રાગિણી ત્યાં આવી અને "શાનો આવો મોટો વિવાદ ચાલી રહ્યો છે, મોટાભાઇ!" એમ સ્મિતપૂર્વક મધુર સ્વરે તેણે આનંદરાવને પૂછ્યું. તેના શબ્દો કેટલા સાદા હતા! પણ તેના તે પ્રફુલ્લિત મુખકમળમાંથી મધુબિન્દુ જેવા તે નીકળેલા હોવાથી મારો ક્રોધ એકદમ શાન્ત થઈ ગયો, અને મને મારી જાતની શરમ આવવા લાગી. મહા પ્રયત્ને હિપ્નોટિઝમ શીખી રહ્યો છું; પણ આ સ્વાભાવિક હિપ્નોટીઝમમાં જે મોહિની છે, જે બળ અને તેજ છે, તે અભ્યાસ કરીને સાધ્ય કરી શકાય છે, એમ હું નથી માનતો! બોધ-સ્વરૂપ સ્વામી ચિત્તશુદ્ધિ કરવા માટે ગંગાકિનારે જવાનું મને સૂચવે છે. પણ રાગિણીની સંગતિ મને ગંગા જેવી, સાધુસંગતિ જેવી, કવિસંગતિ જેવી પાવન લાગે છે. તેની એ પવિત્ર સંગતિમાં જો હું કેટલાક દિવસ

ં, તો મારા કામક્રોધાદિ ષડ્રિપુઓ તો નિર્મૂલ જ થઇ જશે! પણ એ વિત્ર સ્વર્ગંગાનો મને અભાગીને ક્યાંથી લાભ થાય ?"

ઉપર પ્રમાણે મન સાથે વિચાર કરતાંકરતાં આ પ્રશ્ન ભય્યા-હેબના મનશ્ચક્ષુ સામે ઉભો રહ્યો. અને એમની ઉત્સાહિત અને ાનંદિત થતી વૃત્તિ ફરીથી નિરુત્સાહ અને ઔદાસિન્ય તરફ વળતી હોય મ લાગ્યું. ઉદાસીનતાથી તેમણે પોતાનું શરીર વિરામાસન પર નાંખી ધું. તેમના મનમાં અનેક વિચારો એકી વખતે આવવાથી થોડો વખત ાન્ત ચિત્તે તે બધા વિષે એકી વખતે વિચાર કરવાની તેમનામાં ક્તિ જ રહી નહિ; અને આ જ સ્થિતિમાં તે વિરામાસનમાં થોડોક વખત ો રહ્યા. દુઃખાવેગ કિંચિત્ શાન્ત થયા પછી લમણે હાથ મૂકી તે ીથી વિચાર કરવા લાગ્યાઃ

"રાગિણી મને ચ્હાય છે, એમ ઉત્તરા એક વાર બોલી હતી ખરી. ગિણી પોતાનો પ્રેમ છુપાવવા માટે ઘણો પ્રયત્ન કરે છે, પણ કસ્તુરી ને પ્રેમપુષ્પની સુગન્ધ કાંઈ છુપાવી છુપાવાની હતી ? ભાઉસાહેબે આ ત જાણ્યા પછી અમારા નાના સાથે વાતચિત પણ શરુ કરી દીધી, ણ અમારા નાના તો પંદર હજાર રૂપીઆની છૂટ લઇને જ બેઠા છેને ? ાઉસાહેબ પૈસાદાર છે, તોપણ આવડી મોટી રકમ તે ભરશે ક્યાંથી ? ારે તો રાગિણીના અને મારા અન્યોન્યગામી પ્રેમનિર્ઝરણીના પ્રવાહો, ા પહેરામણીના ખડક સાથે અથડાઇને, એકત્ર થયા વિના, શું એમ એમ જ તે જ સ્થાને પાતાળમાં પેસી જશે, અથવા સૂકાઈ જશે ?"

ભય્યાસાહેબની વિચારપરંપરા આટલે સુધી આવી અને એમની ષ્ટ સહેજ રસ્તાપર પડી, તો ત્યાં શાસ્ત્રીજીની મૂર્તિ દૂરથી આવે છે, મ તેમણે જોયું. તે ભાઉસાહેબને ત્યાંજ જતા હશે, એવી તેમણે ાભાવિક રીતે જ અટકળ કરી, પણ જુએ છે તો તે પોતાના જ ઘરમાં ાવ્યા ! પોતાને ત્યાં આવવામાં તેમનો કયો હેતુ હશે, તે ભય્યાસાહેબે પનાથી જ જાણી લીધો. પણ એમના આ ફેરાઓનો, પોતાના પ્રેમ-ાહની વચ્ચે આવતા પહેરામણીના પ્રચંડ ખડકને દૂર કરવામાં કેટ-ક ઉપયોગ થશે, તે તે જાણતા હતા. ભય્યાસાહેબ શાસ્ત્રીજીને પોતાના તાજીના ખંડમાં જતાં જોતાં જ તે પાછા વિચારવમળમાં પડ્યા.

શાસ્ત્રીજીના આવવાથી તેમના પહેલાંના વિચારો બદલાઇને પ્રથમ સ્ત્રીજીને વિષે જ એમના મનમાં વિચારો આવવા લાગ્યાઃ

"મેં ઘણાએ શાસ્ત્રીઓ જોયા છે, આમના કરતાં વધારે વિદ્વાન સ્ત્રીઓ પણ મેં જોએલા છે, પણ આમના જેવા સાત્ત્વિક અને ઃસ્પૃહી હોય એવા શાસ્ત્રી તો મેં ભાગ્યે જ જોયા હશે ! વારુ, જો કે નિઃસ્પૃહ છે, તો પણ વિદ્વત્તાનો ગર્વ, ખોટો દમામ અને સર્વ પ્રત્યે

તિરસ્કારવૃત્તિ, આમાંનું કાંઈ પણ એમનામાં નથી. આથી ઉલટું એમની નિઃસ્પૃહતાને એમની વિનયવૃત્તિ અને વિનોદવૃત્તિથી એક પ્રકારની શોભા આવેલી છે. પહેરામણીની બાબતમાં નાનાએ જરાતરા છૂટ મૂકવી એટલા માટે, ભાઉસાહેબને લીધે તે હજીએ ખટપટ કરે છે, ને ધક્કા ખાય છે, પણ આ પૈસાની બાબતમાં અમારા નાના, શાસ્ત્રીજી જેવા પચાસ હજાર શાસ્ત્રીઓને દાદ દે એમ મને નથી લાગતું ! એમની આ ખટપટ કયાંથી સફળ થાય ? જવા દોને, એ આશા જ ખોટી છે !"

એટલામાં ભય્યાસાહેબે પોતાના પિતાના ખંડમાંથી બહાર નીકળતા શાસ્ત્રીજીને જોયા. તેમને હાથવતી નિશાની કરી બોલાવ્યા અને અર્થપૂર્ણ દૃષ્ટિથી "કેમ શાસ્ત્રીજી ! આ તરફ કયાંથી ?" એમ ભય્યા સાહેબે તેમને પૂછયું.

"તમારો કિલ્લો હલ્લો કરીને હસ્તગત કરી લેવા માટે આવ્યો હતો, પણ કોટી ઉપાયે તે કાંઈ સર થાય તેમ લાગતું નથી, એ આજે નક્કી થયું. ભાઉસાહેબ કાંઈ દશ હજારથી વધારે આપી શકવાના નથી. અને તમારા નાના તેર હજારથી નીચે ઉતરવાના નહિ ! દુર્દૈવ બિચારી રાગિણીનું અને તેનાં માબાપનું! બીજું શું કહેવું ?"

આ શબ્દો ઉચ્ચારતી વખતે શાસ્ત્રીજીનું ગળું ભરાઈ આવ્યું, અને આંખોમાં પણ આંસુ આવ્યાં; પણ આવું અશ્રુવિમોચન પોતાની પ્રૌઢ ઉમ્મરને ન છાજે એવો વિચાર આવતાં જ તે છુપાવવા માટે "ઠીક બેસો ત્યારે, હું જાઉં છું હવે," એવું જેમ તેમ બોલી ભય્યાસાહેબની રજા લઈને તે ગયા.

શાસ્ત્રીજીના આ ઉદ્ગારોની ભય્યાસાહેબ ઉપર ઉંડી અસર થઈ, અને તેનું હૃદય ભરાઈ આવ્યું. તે પોતાના મન સાથે બોલવા લાગ્યા: હવે શું કરવું ? તીવ્ર ઉપાયોની કાંઈ જરૂર ન પડતાં આ અડચણમાંથી કાળગતિએ હું મુક્ત થઈ જઈશ, એવી આશા રાખીને મેં આટલા દિવસ જેમતેમ રાહ જોઈ; પણ હવે આજે એ આશાની નિરર્થકતા સ્પષ્ટ દેખાઈ. ખરેખર, નાનાનો આવો સ્વભાવ મને જરાએ પસંદ નથી. વડીલોનું સન્માન સાચવવું જોઈએ, એ ખરું, પણ એનીય કાંઈ હદ હોય છે ! પણ નાનાની આગળ ઉભા રહીને 'રાગિણી સાથે મારે પરણવું છે, માટે પહેરામણીનો વાંધો વચ્ચે ન આવવા દેશો' એવું હું એમને કહું પણ કેવી રીતે ? ખરેખર, આ મોટું કઠણ કામ છે ! પણ કરવું શું ? કામ કઠણ તો છે, પણ ગમે તેમ કરી પૂરું તો કરવું જ જોઈએ ! પ્રેમની વાતમાં—અને તેમાં વળી આવી જાતની સ્ત્રીના પ્રેમની બાબતમાં—રીત શાની ? ને રિવાજ પણ શાનો ? મોટા માણસોનું સન્માન શું ? અને વળી મર્યાદા શી ? એ તો એ જ ! "शुभस्य शीघ्रम्"

——(:o:)——

## દશમ પરિચ્છેદ

—:o:—

## પતિપત્ની કલહ

स सुहृद् व्यसने यः स्यात्।

'કિલ્લો સર થતો નથી', એ વાત જે દિવસે નક્કી થઈ, તેને બીજે દિવસે નાનાસાહેબ અને બાસાહેબની વચ્ચે નીચે લખેલો સંવાદ થયો. નાનાસાહેબનું મન રાગિણીના વિવાહમાં ઉભી થનારી અડચણોથી હમણાં હમણાંમાં ઘણું જ અસ્વસ્થ રહેતું હતું; અને બીજાની પુત્રીના વિવાહ માટે જેમને આટલી લાગણી અને ચિન્તા થાય છે, તેમને પોતાની કન્યાના વિવાહ માટે વિશેષ ચિન્તા કેમ નહિં થતી હોય, એ વિષે બાસાહેબ આશ્ચર્ય પામતાં હતાં. રાગિણીના વિવાહનું નક્કી થતું નથી, એ સાંભળી બાસાહેબના મનમાં દિલગીરી થઈ નહોતી, એમ નહિ; પણ આ ઉપરથી તે જ રાત્રે તેમને એક વિચાર સૂઝયો; અને તે તેમણે બીજે દિવસે સમય મળતાં પોતાના પતિને કહી સંભળાવ્યો.

"રાગિણીના વિવાહ બાબત કંઈ બંદોબસ્ત થાય એમ દેખાય છે?" બાસાહેબે પ્રસ્તાવના દાખલ કહ્યું. "ગઈ કાલે શાસ્ત્રીજી ગુપચુપીઆને ત્યાં ગયા હતાને?"

"હા ગયા હતા; પણ તેર હજારથી નીચે તો નથી જ ઉતરતા ગુપચુપીઆ!" નાનાસાહેબ બોલ્યા.

"ત્યારે તો ભાઉસાહેબે કરેલી બધી ખટપટ ફોગટ ગઈ અને વિવાહ તૂટયો, એમ જ સમજવું!"

"લગભગ તૂટ્યા જેવો જ છે. પોતાની પાસેના દાગીના, જમીન વગેરે બધી મિલકત ઘરાણે મૂકીને દશ હજાર સુધી પહેરામણી આપવા ભાઉસાહેબ તૈયાર થયા હતા, પણ—"

"તૈયાર ન થાય તો શું કરે? એવી યોગ્યતાવાળું બીજું ઉત્તમ સ્થળ છે ક્યાં!"

"સારી યોગ્યતાના સ્થળ ઘણાં યે છે, પણ ઉપયોગી શું એ? દુનિયામાં આપણા મનને ગમે તેવી વાતો સર્વત્ર મળે એવું થોડું જ છે?"

થોડી વાર સુધી ચૂપ રહીને નાનાસાહેબના ચ્હેરા તરફ જોઈ અચકાતાં અચકાતાં બાસાહેબ બોલ્યાં: "આ ઉપરથી મને એક વિચાર સૂઝી આવે છે; જો આપની આજ્ઞા હોય તો કહું."

"કહે જોઉં શું છે તે!" નાનાસાહેબ જરા ઉત્સુકતાથી બોલ્યા.

"ત્યારે રાગિણીનો વિવાહ તો હવે તૂટ્યો છે ને?"

નાનાસાહેબ આશ્ચર્યથી બોલ્યા: "હા તૂટ્યા જેવો જ છે. મેં તને હમણાં જ કહ્યું ને?"

આ સાંભળી બાસાહેબ જરા બ્હીતાં બ્હીતાં બોલ્યાં: "રાગિણીનો વિવાહ જો ન થઈ શકતો હોય, તો આપણી ઉત્તરા માટે વ્યવસ્થા કરી જૂવોને! આપણે આપીશું તેર હજાર રૂપીઆ પેહરામણીના ગુપચુપીઆને—"બાસાહેબના આ શબ્દો સાંભળી નાનાસાહેબ ક્રોધથી બોલી ઉઠ્યા: "શું? તું શું કહે છે? તું આટલી નીચ હોઇશ, એમ મેં ન્હોતું ધાર્યું!"

પતિના મુખમાંથી નીકળેલા આ શબ્દો સાંભળતાં જ બાસાહેબનો પિત્તો પણ એકદમ ઉછળી આવ્યો અને આવેશથી તે બોલ્યાં: "હું નીચ? શી નીચતા કરી મેં? શું રાગિણીનો વિવાહ મેં તોડાવ્યો હતો? દુર્દૈવથી તેને એ ઠેકાણું નથી મળતું, તેથી ઉત્તરાને માટે ખટપટ કરવાનું મેં આપને સૂચવ્યું એમાં મેં કયું પાપ કર્યું, યા કોઇનું બગાડ્યું? તેના વેશ-વાળની વચ્ચે આડા આવવા ખટપટ કરવાનું મેં સૂચવ્યું હોત, અથવા મેં જ જો એવી ખટપટ કરી હોત, તો તો ઠીક છે! છોકરીને માટે સારું ઠેકાણું જોવા અને તેને માટે આપને ખટપટ કરવા મેં કહ્યું, તેથી શું હું નીચ? ઘરમાં છોકરી વીસત્રીસ વરસની થાય ત્યાં સુધી આંખમીંચામણાં કરી બેસી રહેવું—એ—એમાં કાંઇ ખોટું નથી દેખાતું કેમ?" આટલું બોલતાં બોલતાં બાસાહેબની આંખો અશ્રુથી ભરાઈ આવી.

બાસાહેબનાં આ વચનોથી નાનાસાહેબ ઉપર પણ ઘણી જ અસર થઈ હોય એમ દેખાયું. આટલી વારમાં તે પણ જરા શાન્ત થયા હતા. પછી, જાણે પોતાની ભૂલ થઈ હોય એવા સ્વરથી તે બોલ્યા: "મારી ભૂલ થઈ, થયું ને હવે? ક્રોધના આવેશમાં એકાદ શબ્દ ખોટો બોલી જવાયો હોય, તેટલા માટે તારે આટલો બધો ગુસ્સો કરવાની શી જરૂર હતી? રાગિણીનો વિવાહ થાય એવું જોવાની તારી ઇચ્છા છે ને?"

બાસાહેબનો પણ પિત્તો હવે શાન્ત થયો હતો જેથી તે બોલ્યાં: "આમ કેમ પૂછો છો? ભાઉસાહેબનું હું ભૂંડું જ તાકું છું કે શું?"

"હું ક્યાં એમ કહું છું? રહેવા દે એ વાતને હમણાં, પણ ઉત્તરાના વિવાહ માટે તેર હજાર રૂપીઆ ક્યાંથી લાવવાની છે તું?"

"બેંકમાં છે ને સાત આઠ હજાર? અને—"

"રાગિણીનો વિવાહ થાય એમ જો તું ખરેખર ઇચ્છતી હોય, તો આ સાત આઠ હજારમાંથી ત્રણ ચાર હજાર રૂપીઆ તું તેની માને કેમ

નથી આપતી? ઉત્તરાના વિવાહમાં બીજી હજાર અડચણો ઉભી થશે; પણ રાગિણીના વિવાહ માટે જો તું ત્રણ ચાર હજાર રૂપીઆ તેમને આપે, તો તે એકદમ નક્કી થઈ જાય તેમ છે. બોલ તારે રાગિણીના વિવાહ માટે ખટપટ કરવી છે, કે ઉત્તરાના ?"

નાનાસાહેબની આ સૂચનાની બાસાહેબ ઉપર ઘણી જ સારી અસર થઈ. બાસાહેબે જો કે આ વાત સૂચવી નહતી, તો પણ આ સૂચનાને તેમણે ખરા અન્તઃકરણથી વધાવી લીધી હતી, આ વાત અહીંઆં અવશ્ય નોંધવા જેવી છે. નાનાસાહેબના મનમાં ભાઉસાહેબને પહેરામણીની બાબતમાં મદદ કરવાનો વિચાર ઘણા દિવસથી આવતો હતો; અને ભાઉસાહેબ આગળ તેમણે આ બાબત એકાદ વાર છેડેલી પણ ખરી, પણ ભાઉસાહેબ જ આ વાત માન્ય કરતા નહતા. વળી નાનાસાહેબ પણ, રાવસાહેબ ગુપચુપીઆ દશહજાર સુધી નીચે ઉતરશે, એવી આશા રાખતા હતા. તે આશા હવે તદ્દન નિષ્ફળ નિવડ્યા પછી તેમણે અને શાસ્ત્રીજીએ 'મિત્રોની મદદ આવે વખતે તો લેવી જ જોઇએ; નહિં તો પછી મિત્રતાનો અર્થ શું? આવે વખતે મિત્રોની મદદ લેવામાં સ્વાભિમાન જરાએ ઓછું નથી થતું; એટલું જ નહિં, પણ મદદ લેવાની ના પાડ્યાં કરવી, એ જ પોતાના મનની અહંકારાત્મક ક્ષુદ્રબુદ્ધિ દર્શાવે છે;' આવી જાતનો ઉપદેશ ભાઉસાહેબને કરવા માંડ્યો હતો; અને છેવટે તેમની જેમતેમ કરીને સંમતિ પણ તેમણે મેળવી લીધી હતી.

આ તરફ નિશ્ચય કર્યા પ્રમાણે જ્યારે ભય્યાસાહેબે પોતાનો વિચાર ઘણા નાજુક શબ્દોમાં પણ સ્પષ્ટ રીતે, નમ્રતાથી પણ દૃઢપણે પોતાના પિતાને જઇને સંભળાવ્યો, ત્યારે વ્યવહારજ્ઞ રાવસાહેબ ગુપચુપીઆએ પોતાનો ગુસ્સો મનમાં જ સમાવીને "આ વાત તેં મને પહેલાં જ કેમ ન કરી?" એમ કહી ઉલટો ભય્યાસાહેબને જ ઠપકો આપ્યો. "ઠીક છે, હું હવે બધી વાતની તજવીજ કરું છું," એમ એમને એટલા પૂરતું આશ્વાસન દઇને તેના ઓરડામાં જવાને તેમણે સૂચવ્યું.

તજવીજ કરીને તેમણે શું નક્કી કર્યું હોત તે જાણવાનું અમારી પાસે કાંઇજ સાધન નથી. કારણ કે બીજે જ દિવસે સાંજે શાસ્ત્રીજી અને નાનાસાહેબ જ્યારે ગુપચુપીઆને ત્યાં આવ્યા, અને તેર હજારમાંથી એકાદ બે હજાર ઓછા કરી શકાય છે કે કેમ તે વિષે તેમણે વાટાઘાટ ચલાવી, ત્યારે ધૂર્ત ગુપચુપીઆએ એમના મોંઢા પરથી એમનો હેતુ જાણી લીધો, અને 'આ લોકો તેર હજાર પણ નક્કી કબુલ થવાના જ છે' એવું સ્પષ્ટપણે મનમાં ધારી લઇને, પોતાનો 'તેર'નો આંકડો ન છોડતાં, તેમણે તેમની સાથે મીઠાં મીઠાં વાક્યો જ બોલવાનાં ચાલુ

રાખ્યાં. નાનાસાહેબ આ મીઠાશવાળાં વાક્યોથી અને આવાં ઔપચારિક ભાષણોથી કંટાળ્યા અને છેવટે છુપચુપીઆનો 'તેર' હજારનો આંકડો નાઈલાજે કબુલ કર્યો.

આગળની હકીકતનું લંબાણ કરવું નિરર્થક છે. વિવાહવિધિ, લગ્નની ઝીણી ઝીણી તકરારો, જમણવાર વગેરેનું લાંબું લાંબું વર્ણન ન કરતાં ટૂંકમાં આટલું જ કહેવું બસ થશે કે રાગિણી અને ભય્યાસાહેબનો વિવાહ આખા વિજયગામમાં સૌથી વધારે ઠાઠમાઠથી ઉજવાયો. અને લગ્નમાં થએલા દાનધર્મથી સન્તુષ્ટ થઇને ગરીબવર્ગે એ વરવધુને ખરા અન્તઃકરણની દુવા દીધી. બધી રીતે અભિનન્દનીય એવા આ વિવાહથી તેમનાં કુટુંબીજનોને કે સ્નેહીજનોને જ નહિં, પરન્તુ આખા વિજયગામને અતિશય આનન્દ થયો હતો, એમ કહેવામાં જરાએ અત્યુક્તિ નહિ થાય.

ભય્યાસાહેબ અને રાગિણી—એમના આનંદનું યથાર્થ વર્ણન કરવું, એ તો સર્વથા અશક્ય જ છે. ઉમ્મર, સૌન્દર્ય, શિક્ષણ, સ્વભાવ અને બુદ્ધિ આ બધી દૃષ્ટિથી એકબીજાને અનુરૂપ એવાં આ વરવધુ (દંપતી) વિવાહમાં આવેલાં વિઘ્નોને હવે ભૂલી ગયાં; અને જગતમાં નાનાં નાનાં દુઃખો ઘણુંયે હશે; છતાં એકંદર રીતે જોતાં તો જગત પ્રેમમય—આનંદમય જ છે, એમ એમને હવે લાગવા માંડ્યું. ભય્યાસાહેબની ધર્મજિજ્ઞાસા અને રાગિણીની લાલસા—એમની વચ્ચે દેખાતો વિરોધ હવે તો અદૃશ્ય જ થયો. રાગિણી એ ધર્મપ્રવૃત્તિની અને રતિની સાક્ષાત મૂર્તિ જ છે એમ તેમને હવે લાગવા માંડ્યું. રાગિણીને પણ પોતાની ઉપર અનુરક્ત થએલા ધર્મપ્રિય અને પ્રેમાળ ભય્યાસાહેબની સંગતિમાં અપરિમિત સાત્વિક આનંદ થવા લાગ્યો; અને આવા પતિના યોગથી પોતાના જીવનનું ખરેખરું સાર્થક થયું, એમ તેને લાગવા માંડ્યું.

---

## એકાદશ પરિચ્છેદ.

---

### પવિત્ર વિહાર.

अप्राज्ञेन च कातरेण च गुणः स्याद् भक्तियुक्तेन कः।
प्रज्ञाविक्रमशालिनोऽपि हि भवेत् किं भक्तिहीनात्फलम् ॥

—मुद्राराक्षस.

લગ્નસમારંભમાં આવેલા મ્હેમાન, વરપક્ષનાં જાનમાં આવેલાં સભ્યો-પુરુષો અને સ્ત્રીઓ, સર્વે માટે મિજબાનીઓ, જમણવાર, ચ્હા કૉફી નાસ્તા, હાજરી વગેરે વગેરે ઘણુંએ થાય છે; અને જેથી તેઓ બધાં ઘણાં સંતુષ્ટ હોય છે. પણ તેજ વખતે ઘરના નોકરચાકરોની શી સ્થિતિ થાય છે, તેની કોઈ તપાસ પણ કરે છે ખરું ? ભાઉસાહેબને ત્યાં હમણાં જ રાખેલો થોડુંઘણું ગુજરાતી જાણતો રામો આળસુ અને લુચ્ચો હતો તેવાને તો આવા પ્રસંગોપર ઘણી જ મઝા પડે છે. બાકી બીજાઓનું તો મરણ જ! નાનાસાહેબનો ટીલ્લુ આટલો બધો પ્રામાણિક અને મહેનતુ જવાન, પણ તેય આ લગ્નના કામથી કંટાળીને લોથપોથ જેવો થઈ જતો હતો. પણ એય શું કરે ? ખરું પૂછો, તો ટીલ્લુ એ નાનાસાહેબનો નોકર; પણ રાગિણીના વિવાહમાં નાનાસાહેબ સહકુટુંબ સહપરિવાર ભાઉસાહેબને ત્યાં જ રહેવા ગએલા હોવાથી ટીલ્લુને પણ ભાઉસાહેબને ત્યાં ઘરનું બધું જ કામ કરવું પડતું હતું.

વારુ, વિવાહ પહેલાં પંદરવિશ દિવસ, વિવાહપ્રસંગે, અને વિવાહ પછી તે સમાપ્તિના પંદરેક દિવસ કામ કરી કરીને આવા નોકરોનો દમ નીકળે છે, છતાં તેમની ઉપરનો ત્રાસ ક્યાં ઓછો થાય છે ? અરે કામ ઓછું થવાનું તો નામ જ ન કાઢવું ! હાં–આજ શું ? તો કહે 'દશસ્નાન સમારંભ!' "એ ટીલ્લુ! જા ભાઉસાહેબને ત્યાં કામ કરવા માટે!" પછી શું ? તો નીકળે, 'સોળસ્નાનસમારંભ!' ચાલ્યો પાછો ટીલ્લુ ભાઉસાહેબને ત્યાં હાડકાં ભાંગવા! આમાંયે વળી ટીલ્લુને વધારે લાગી આવવા જેવું એ હતું, કે ખુદ ભાઉસાહેબનો નોકર રામો, તો જરાએ હાડકાં ભાગવાનું કામ કરવાનો નહિં; અને ત્યાં સુધી તે કામથી નાસતો ફરે; અને દેખાવ તો એવો રાખે કે જાણે સૌથી વધારે કામ કરતો હોય! રામાનો ઉપરઉપરનો ડોળ જોઇને બધા લોક એને 'ચાલાક' કહે. અને ટીલ્લુ, જે આટલાં હાડકાં ભાંગીને ખરી ઈમાનદારીથી જરા પણ આળસ વગર કામ કરતો, તેને તો 'ભોળીઆ ભટ'નું સર્ટીફીકેટ! નાનાસાહેબ તેની

સાથે પ્રેમથી વર્તતા, અને બાસાહેબ તો તેની ઉપર પ્રત્યક્ષ માની જેમ માયા રાખતાં; અને તે પણ ખુલ્લા દિલથી આ વાત કબૂલ કરતો હતો; અને માયાળુ દંપતીનો આ ઉપકાર તે હંમેશ કૃતજ્ઞતાપૂર્વક સ્મરતો હતો. સ્વભાવે જ તે કૃતજ્ઞ હતો, એટલે રામાની જેમ તે કામથી કદિ પણ દૂર ભાગતો નહિ, અને કોઈ પણ કારણુસર તે ઘરમાં કજીઆ કરતો નહિ. પણ પોતાના શેઠ પ્રત્યે તે ગમે એટલો કૃતજ્ઞ હોય, છતાં ભાઉસાહેબના એદી, હરામખોર, આળસુ ને વેઠીઆવાડ કામ કરનાર રામા વિષે તેના મનમાં વૈષમ્ય આવ્યા વિના કેમ રહે? પણ આમાં ટીલ્લુ શું કરે? પોતાનું દુઃખ તે કોની આગળ જઇને રડે? બાપ તો ગુજરી ગયેલો, ને મા તો રહી પરદેશમાં! છેવટે જ્યારે તે ઘણો જ ત્રાસી જતો, ત્યારે પોતાના મનમાંનો ઉભરો 'માસસ્નાન' સમારંભને દિવસે રામાના એદીપણા માટે તેને ઠપકો દેવાના ઉદ્દેશથી તેની આગળ જ, તેણે ઓકી કાઢ્યું.

"ના રે બાપ! કેવી આ બામણોની નોકરી! શી મઝા છે? ભાઉ-સાહેબનાં રાગિણી બેનનું લગ્ન, ને નાનાસાબનો ટીલ્લુ તેમને ત્યાં રાતદિન કોસના બેલ જેવો હાડકાં ભાગે! તમે તારે શું કરવા રહ્યા છો? ભાઉસાબના અન્નને ખોદવા જ કની?" ભાઉસાહેબને ઘેર ગાયોની કૉઢમાં બીડી પીતાંપીતાં ટીલ્લુએ રામાને સંભળાવ્યું.

રામો જરા શરમીંદો તો થયો, છતાં સમયાનુસાર સાવચેત થઈ ઉપર ઉપરથી હસીને બોલ્યો: "અલ્યા! તારે ને મારે મન નાના-સાબ ભાઉસાબ જૂદા, પણ એમની દોસ્તી કેવી છે? દેહ દેખાય છે બે પણ જીવ છે એક! સમજ્યો? બન્ને એક જીવ છે એક!"

"એ તો ખરું; બન્ને એકજીવ છે, પણ—"

"પણ શું છે હવે?"

"પણ અલ્યા, તારું કામ કરી કરીને મારો જીવ જાય છે ને? મારાં બા જેવાં બાસાહેબે કહ્યું તેથી આવ્યો અહીં કામ કરવા; નહિ તો આ ટીલ્લુ તારું ક્યાંથી કામ કરતો હોય?"

પણ ચાલાક રામો આટલેથીજ સમજી ગયો કે ટીલ્લુ સાથે તક-રાર કરવાથી પોતાને વધારે કામ કરવું પડશે, એ યાદ રાખીને વધારે ઓછા કામનો વિષય જ તેણે ઉડાવી દીધો; અને 'બાસાહેબ ખરેખાત માયાળુ છે કે?' એમ ટીલ્લુને તેણે પૂછ્યું.

ભોળો ટીલ્લુ આ વાત ન સમજતાં એકદમ બોલી ઉઠ્યો: "બા-સાહેબ ને? શું કહું તને રામા, ઘણાં જ માયાળુ! તેમનો સ્વભાવ તો જાણે મારી બા જેવો જ! મારી ઉપર—"

રામાને, 'બાસાહેબ'ની તેની ઉપરની મમતાનું અને બીજા સદ્‌ગુણોનું વર્ણન સાંભળવા કરતાં ઉત્તરા વિષેની માહિતી ટીલ્લુ પાસેથી મેળવવાની વધારે ઉત્સુકતા હતી. એથી આંખો અને ભમ્મરો અર્થપૂર્ણ રીતે ઉંચે ચઢાવીને જરા હસીને તેણે પૂછ્યું: "અને પેલી તાડકા?–ઉત્રા? તે વળી કેવીક છે?"

રામાના આ નફ્ટ શબ્દો સાંભળીને ટીલ્લુને ઘણો જ ગુસ્સો ચઢ્યો. રામાના શરીર પર ધસી જતાં આંખો લાલચોળ કરીને તે બોલ્યો: "અમારાં ઉત્તરા બેનને તાડકા કહે છે, હરામખોર? કાંઈ શરમ આવે છે બોલતાં? ઓછુંવત્તું બોલ્યો તો યાદ—"

રામાજી ઠેકાણે આવતાં વચ્ચે જ બોલ્યા: "ઠીક, ભાઈ; ભૂલ થઈ મારી. તારું ખરું. પણ કેવાં છે એ ઉત્તરા બેન?"

ટીલ્લુ શાન્ત થઈને બોલ્યો: "ઉત્તરા બેન એમ તો ઘણાં ય સારાં છે, પણ સ્વભાવે ઘણાં જ તીખાં! હોંશિઆરી પણ એવી જ છે, સમજ્યો કે અલ્યા? એ બૈરું માણસ છે, ખરું ને? પણ મુંબઈની પરીક્ષામાં ફ્રસ્ટકલાસ પાસ! છે કંઈ તું? આવડો મોટો ભાયડા જેવો ભાયડો થયો છું તો પણ મને કાગળેય લખતાં નથી આવડતો; ને ઉત્તરા બેન તો કાગળો તો શું, પણ ફડાફડ અંગ્રેજીય બોલે છે! અને માયાળુ પણ ઘણાં જ છે, હાં કે? તેમનું મન પણ જાણે માખણ જેવું જ–"

આવી રીતે તે બન્ને વચ્ચે વાતચીત ચાલતી હતી તે દરમ્યાન પહેરણ વગર જ પહેરેલા પોતાના લીલા જાકીટના ખીસામાંથી ટીલ્લુએ દીવાસળીની પેટી કાઢી અને અર્ધી પીધેલી પણ પાછી હોલવીને કાનપર મૂકી દીધેલી બીડીને હાથમાં લઈ તેણે ફરીથી સળગાવી. તે બીડીના ધુમાડાથી કહો કે બીજાં કોઈ કારણોથી કહો, તેના વિચારોનો ને તેની વાતચિતનો પ્રવાહ પણ બદલાયો; અને તે પાછો 'બામણ લોકોની નોકરી' વિષેના મૂળ ધ્રુવપદપર આવીને ખડો થયો. "લગ્નમાં મેં બેલની પેઠે પાંચ દિવસ કામ કર્યું, એટલામાં ચાલ્યું પાછું વિખરાએલો સામાન ભેગો કરવાનું કામ; તે પૂરું થાય છે, એટલામાં પાછું આગળ આવ્યું જ છે રાગિણી બેનનું 'દશસ્નાન!' તે પૂરું થતાંમાં પાછું આવ્યું 'સોળસ્નાન!' આ કેવી પીડા? આમનાં તો થાય છે એક પછી એક સ્નાન, પણ અમારા–ચાકર લોકના થાય છે જીવ હેરાન! આજે કાંઈ નવો જ ઢોંગ કાઢ્યો છે! શું કહે છે એને? માસસનાન? કે મસાન? મને તો કહેતાંએ નથી આવડતું બરોબર–"

"અલ્યા,–મસાન નહિ, માસ સ્નાન–માસસ્નાન–" રામાએ કહ્યું.

"ના, ના, એમ નહિ; બામણ લોક માંસ ખાય ખરા કે કોઈ દિવસ? ગાંડો ક્યાંનો!"

"હા હા! ખાય છે ખાય છે, માંસ ખાય છે. અને બીજું ગમે તે ખાય છે! આપણા શેઠ તો છે સુદારક–સુદારક, સમજ્યો?

"છટ–આવું ભળતું ભળતું બોલીશ ના, રામા? પંદર વરસથી નોકરી કરું છું મારા શેઠને ત્યાં, પણ મેં એકેય દિવસ નથી જોયા તેમને માંસ ખાતાં?"

રામો હસીને બોલ્યોઃ "અલ્યા, તને તે કેમ દેખાય? એ લોકો તો છાનામાના ખાય છે, હોટલમાં જઈને!"

"ને છાનામાના ખાય છે, તે તેં કેમ જાણ્યું ત્યારે? હું તારી પેઠે નિશાળે નથી ગયો, તેથી છેતરે છે કે મને? પણ તારા જેવા તો મેં ઘણા જોયા છે!"

"મેં કેમ જાણ્યું ને કેમ નહિ, તેનું તારે શું કામ? તને ખબર શી છે? બે મહીનાની રજામાં, પેલો હિમાલયઘાટ છે ને આથમણી બાજુએ? ત્યાં જવાનાં છે બધાં. તને ક્યાંથી ખબર હોય!"

"ત્યાં ક્યાંથી આવ્યો હિમાલય ઘાટ? હિમાલય તો આવ્યો આમ ઉગમણીએ!"

"ના, ના, એમ નહિ; તું મારું માન! હું નિશાળમાં નકશો શીખ્યો છું ને બે વરસ સુધી? ભૂગોળ શીખ્યો છું તું મારી પેઠે? બીજીમાં તો અમે ભૂગોળ ભણેલા! તું છાનોમાનો મારું માની લે!"

"હશે ભાઈ! તારું ખરું! મારે શું કરવું છે, હિમાલયઘાટ ઉગમણીએ આવ્યો કે આથમણીએ, તે જાણીને! પણ, અલ્યા રામા! આટલાં ફાંકડાં કપડાં પહેરે છે, તો એક ફક્કડ બીડી તો કાઢ!"

આટલું બોલી તેણે રામા તરફ બીડી માટે હાથ ધર્યો. પોતાના ભૂગોળ વિષેના જ્ઞાનને ટીલ્લુએ માન આપ્યું તે બાબતમાં તેણે પોતાનું વર્ચસ્વ કબુલ કર્યું હતું તેથી રામાજી પણ ખુશ ખુશ થઈ ગયા હતા. તેણે જાકીટમાંથી બે બીડી કાઢીને તેમાંની એક ટીલ્લુને આપી, બીજી પોતે મોંમાં મૂકી, ને તે બન્ને જણે સળગાવીને ધુમાડાના ગોટેગોટા કાઢવા લાગ્યા. એટલામાં 'ટીલ્લુ, ઓ ટીલ્લુ' એવી કોઇએ બૂમ મારી. બૂમ સાંભળીને ટીલ્લુ એકદમ ઉભો થયો, અને પોતાની અર્ધી પીધેલી બીડીને હોલવવા લાગ્યો. પણ 'બેસને, બીડી તો કર પૂરી,' એમ કહી રામાએ તેને નીચે બેસાડ્યો; તેથી ટીલ્લુ પણ ઉતાવળે બીડી પૂરી કરવા લાગ્યો. બીડી પૂરી થાય ન થાય એટલામાં તો, ઉત્તરા, "ટીલ્લુ, સાંભળતો નથી કે શું ગદ્ધા!" એમ કહેતી તે જ દિશામાં આવી. તેને દૂરથી જોતાં જ ટીલ્લુએ બીડીને ચાલાકીથી ખુણામાં ફેંકી દીધી, અને પાસે પડેલી ભીંડી લઈને, જાણે ઘણા વખતથી દોરડું ભાગવામાં જ પોતે ગુંથાએલો છે, એમ બતાવવા, દોરડું ભાગવા મંડી પડ્યો.

ઉત્તરા કોઢમાં ગઈ, ત્યાં તો રામાને ટીલ્લુનું દોરડું ભાંગવાનું કામ જોસભેર ચાલી રહ્યું છે, એમ તેણે જોયું.

"તને ભય્યાસાહેબ કાંઈ કામ માટે ઉપર બોલાવે છે ટીલ્લુ! ત્યાં જા પહેલો." ઉત્તરાએ આમ કહેતાં જ તે દોડતો દોડતો જ ઉપર ગયો; ને ઉત્તરા પણ પોતાને કામે ગઈ.

ઉત્તરા કાંઈ કારણસર પોતાને ઘેર જતી હતી, તે બહાર આંગણામાં આવી ત્યારે ભય્યાસાહેબ ટીલ્લુને બોલાવી રહ્યા છે, એમ તેણે જોયું. કોઢ દૂર હોવાથી ટીલ્લુએ કદાચ તેમનો અવાજ સાંભળ્યો નહિ હોય એમ ધારીને, અને કદાચ હરામખોર રામાની સોબતથી તે આળસુ થઈ ગયો હોય એમ ધારીને, તે જાતે કોઢ તરફ ગઈ; ને ટીલ્લુને ભય્યાસાહેબ પાસે મોકલી પોતે પોતાના ઘર તરફ ચાલી ગઈ.

ટીલ્લુએ જોકે જાણ્યું નહિ તો પણ પોતાની હાંક સાંભળતાં જ પાસેની બીડી ફેંકી દઈને દોરડું ભાગવાનો ટીલ્લુએ કેવો આરંભ કર્યો હતો, તે ઉત્તરાએ જોયું હતું. "બધા નોકર ચાકર મારાથી જ કેમ આટલા બધા બીએ છે?" એ પ્રશ્ન તેના મનમાં તે જ ક્ષણે ઉદ્ભવ્યો; અને તે વિષે તે પોતાના મન સાથે વિચાર પણ કરવા લાગી: "ખરું જોતાં તો ઘરનાં માલિક બા છે! પણ તેમ હોવા છતાં નોકરચાકરો મારાથી જ કેમ આટલા બધા ડરે છે? તેમની સાથે હું કઠોરતાથી વર્તું છું કે શું?" આવી તેના મનમાં શંકા ઉત્પન્ન થઇ. "હું 'ત્રાટિકા' છું, આવી લોકમાં મારી ખ્યાતિ છે. તેને મારા વર્તનથી ખરેખર કોઈ આધાર મળે છે કે શું?" આવો તે પોતાના મન સાથે વિચાર કરવા લાગી.

પણ પોતાના વર્તનમાં ઉદ્ધતાઈ કે કઠોરતા તેને ક્યાંએ માલુમ પડી નહિ. લોકોના બોલવા તરફ પોતે જરાએ લક્ષ આપવું નહિ, એવો જો કે પોતાના મન સાથે તેણે નિશ્ચય કર્યો હતો, તોપણ લોકોએ પાડેલું પોતાનું આવું વિચિત્ર નામ સાંભળી, "મારામાં જ કદાચ કોઈ દોષ હશે!" એમ તેને હમણાં હમણાંમાં લાગવા માંડ્યું હતું.

ઘેર જતાં જતાં ઉત્તરા પોતાના મન સાથે વિચાર કરવા લાગી: "સ્વભાવે જે કોઈ નરમ અને કોમળ હોય છે, તેને લોકો 'ભોળીઆરાજ' કહીને ઓળખે છે; અને જે સ્વભાવે કડક, નિશ્ચયી ને સ્વાભિમાની હોય તેને 'કઠોર' અને 'નિર્દય' એવાં વિશેષણોથી લોકો નવાજે છે; ત્યારે 'વર્તવું કેવી રીતે?' એ મોટો પ્રશ્ન છે. હવે કોઈએ 'વર્તવું કેવી રીતે?' નો નિકાલ ગમે તેમ કરીને આણ્યો, તો પણ स्वभावो दुरतिक्रमः હોવાથી તે તાત્ત્વિક જ્ઞાનનો જગતમાં જરાએ ઉપયોગ નથી. આ ઉપરથી હું તો એટલો જ પાઠ લઈ શકું છું કે જે નરમ અને ગરીબ સ્વભાવનું હોય તેણે કડક થવાનો પ્રયત્ન કરવો; અને જે મારી પેઠે ઉદ્ધત કે

ઠોર તરીકે પંકાયું હોય, તેણે પોતાનો ગુસ્સો, આવેશ વગેરે ઓછાં કરવાનો પ્રયત્ન કરવો. હવે આજની જ વાત લોને! બે વરસ પહેલાં ટીલ્લુએ આજના જેવું કર્યું હોત, તો તે આવી રીતે છૂટી શકયો ન હોત. તેના જૂઠાપણા માટે તેને શિક્ષા ન કરતાં એમને એમ છોડી મૂકવો, એ કદાચ ન્યાય્ય નહિ હોય; પણ દુનિયા આપણે વિષે જે કાંઈ ધારે છે તેમાં કાંઇક સત્ય છે, એમ માનીને ચાલવું અને કોઇના ઝીણાઝીણા દોષો તરફ દુર્લક્ષ કરવું એ જ સારું છે," આમ વિચાર કરતાં કરતાં ઉત્તરા પોતાને ઘેર પહોંચી.

આ તરફ ઉત્તરાએ કહ્યા પ્રમાણે ટીલ્લુ રાગિણીના–ભય્યાસાહેબના કહીએ તો પણ ચાલે–ઓરડા તરફ ગયો. આ ઓરડો આજે વિશેષ રીતે શણગારેલો હતો. પર્યંકની પાસે જ પડેલા નાના સરખા ટેબલપર હાથ ટેકવીને રાગિણી ખુરશીપર બેઠેલી હતી; તેની સાથે જ ભય્યાસાહેબ પણ બીજી બાજુએ વિરામાસન પર બેઠેલા હતા. ટીલ્લુએ આવી નમ્રતાથી પૂછ્યું: "શું કામ છે?"

"ટીલ્લુ! તું કયાં હતો? હું તને કયારનોય બૂમો માર્યા કરું છું."

"હું દોરડું ભાગતો બેઠો હતો; આપનો અવાજ તો મેં જરાયે પણ સાંભળ્યો નથી."

ટીલ્લુ ઇમાનદાર હતો, એમ પાછળ કહેલું છે; અને તે રામાની વર્તણુંક સાથે સરખાવતાં અને ખુદ ટીલ્લુની દૃષ્ટિએ જોતાં ખરું જ છે. બીડી હંમેશાં પીવા છતાં પોતે બીડી પીતો નથી એમ બતાવવું: બૂમ સાંભળ્યા છતાં કોઇક વાર પોતે તે સાંભળી નથી એમ કહેવું: વગેરે ઝીણી ઝીણી વાતોમાં જૂઠું બોલીને શેઠને છેતરવા, એ એને મન જરાએ બેઇમાની નહોતી. પણ એને કોઈ જો કદાચ સો રૂપીઆ આપીને 'શેઠની ઓરડીમાંથી અમુક વસ્તુ લઈ આવ' એમ કહે તો તે વાતને તે જીવ જતાં પણ કબુલ ન કરે એ નક્કી જ હતું. તેમ જ નાનાસાહેબ, બાસાહેબ કે ઉત્તરાને વિપત્તિમાંથી ઉગારવા પોતાના પ્રાણ આપતાં પણ તે આઘુંપાછું જુવે નહિ. એનામાં અક્કલ જરા ઓછી હતી એ ખરું; છતાં રામા જેવા અક્કલવાળા, હોંશિઆર પણ લુચ્ચા હરામખોર નોકરને રાખવા કરતાં ટીલ્લુ જેવા અભણ પણ વિશ્વાસુ નોકરને રાખવો, એ સોઘણું સારું છે. અસ્તુ!

"ટીલ્લુ! ભાઉસાહેબના દિવાનખાનામાં જા, અને ત્યાં ખુણામાં પડેલી લીલી ટ્રંક ઉપર સોનેરી પાનાંવાળું એક મોટું પુસ્તક છે, જેની ઉપર બીજું એક નાનું પુસ્તક છે તે લઈ આવ; સમજ્યો કે?" ભય્યાસાહેબે તેને સમજ આપતાં હુકમ કર્યો.

"હાજી"

ટીલ્લુએ હુકમનો સ્વીકાર તો કર્યો ખરો; પણ તેના પગ ઓરડામાંથી નીકળીને તે પુસ્તક લઈ આવવાને તૈયાર થયા નહિ; અને તેનો ચ્હેરો

પણ જરા ચિન્તાક્રાન્ત થતો હોય એવો દેખાયો. ત્યારે ભય્યાસાહેબે 'કેમ, સાંભળ્યું ને શું કહ્યું તે ?' એમ જરા ગુસ્સાથી પૂછ્યું. તેમના ગુસ્સાથી બ્હીને ટીલ્લુએ પુનઃ "હાજી" એવો જ જવાબ વાળ્યો અને તરત જ ભાઉસાહેબના દિવાનખાનામાં જઈ આમતેમ જોવા લાગ્યો; અને ત્યાં પડેલી પાંચસાત ટ્રંકોમાંની ભય્યાસાહેબે કહેલી ટ્રંક કઈ અને માગેલું પુસ્તક કયું, એ વિષે તેને મોટી મુંઝવણ થઈ. હવે શું કરવું તે તેને જરાયે સુઝે નહિ. તેણે ત્યાં પડેલાં પુસ્તકોમાંથી એક પુસ્તક ઉપાડ્યું. એટલામાં ત્યાંજ રમતા સરલાદેવીના સાત આઠ વરસના ભાણાને તેણે જોયો, એટલે 'આ નાના છોકરા સાથે જો આ પુસ્તક મોકલીશ તો ભય્યાસાહેબ ગુસ્સે નહિ થાય,' એવો વિચાર કરી તેણે તે પુસ્તક તેના હાથમાં આપ્યું, અને 'આ જ પુસ્તક તમારે જોઈએ છે ને ?' એવું મોટી બેનને પૂછી આવવા તેને કહ્યું. તે છોકરાએ પણ દોડી જઈ પોતાનું કામ બજાવ્યું.

ટીલ્લુની આ યુક્તિ રાગિણી તે જ ક્ષણે સમજી ગઈ, જે તેણે ભય્યાસાહેબને કહી. આ ઉપરથી તે બન્ને જણાં તો તે ઉપર થોડી વાર સુધી હસ્યાં.

"અણઘડ નોકરોને કામ સોંપવાથી આપણને જ ઉલટો બમણો ત્રાસ થાય છે!" હસવાનો આવેગ ઓછો થતાં ભય્યાસાહેબ ટીકા કરતાં બોલ્યા: "મૂરખને એક જ કામ કહીએ, પણ કહેનારનો દસગણો દમ નીકળી જાય. હું જ પોતે જો તે પુસ્તક લઈ આવ્યો હોત તો તે ચક્રમને હાંક મારવાનો ત્રાસ ઓછો થયો હોત ને પુસ્તક પણ જલદી હાથમાં આવત !"

આ સાંભળી રાગિણી બોલી: "પણ જો તેમ કર્યું હોત, તો ટીલ્લુની અક્કલની કિંમત અને આવી મઝા જોવાની તક આપણને કયાંથી મળત ?"

ભય્યાસાહેબ સ્મિત કરી બોલ્યા: "એની અક્કલની સાથે મારી અક્કલની પણ મઝા જ કહેવી જોઈએ ! આટલા દિવસથી નાનાસાહેબને ત્યાં હું જનારો આવનારો છતાં મેં ટીલ્લુને આવું કામ કહ્યું, એટલે એમાં મારી પણ અક્કલની પરીક્ષા થાય છે ! ઠીક, ત્યારે હું પોતે જ લઈ આવું છું તે પુસ્તક !"

આમ કહી ભય્યાસાહેબ ઓરડામાંથી નીકળ્યા અને ભાઉસાહેબના દિવાનખાનામાં જઈ પોતાને જોઇતું પુસ્તક–પ્લૅટોનો 'સીંપોશીઝમ' નામનો સંવાદાત્મક ગ્રન્થ–તે જલદી લઈ આવ્યા. બારણાપર સાંકળ ચઢાવીને તે પોતાના વિરામાસનપર જઈ બેઠા અને પુસ્તકનાં પાનાં આમતેમ ફેરવવા લાગ્યા. પોતાને જોઇતો હતો તે ભાગ ખોળી કાઢીને, વિરામાસન જરા આગળ ખેંચી અને તે ઉઘાડું જ પુસ્તક રાગિણીના હાથમાં આપતાં તેમણે કહ્યું: "આ જો, હું કહેતો હતો તે પુસ્તક ! આમાંનો આ પૅસેજ (ફકરો) વાંચી તો જો એક વાર. તારાથી સમજાશે એમ મને લાગે છે; જે ન સમજાય તે મને પૂછજે. રાગિણી ! પતિપત્નીનો લગ્ન સમ્બંધ

એટલે કેવળ શારીરિક વિષયવાસનામૂલક સમ્બંધ નથી; પરન્તુ अन्तःकरणतत्त्वाय दम्पत्योः स्नेहसंश्रयात् એ ભવભૂતિની ઉક્તિ પ્રમાણે સમ્બંધ, એટલે પરસ્પરના આત્માનું લગ્ન છે. પતિપત્નીપ્રેમ એટલે પરસ્પરની વિષયલાલસા નહિ, પણ અન્યોન્યની આત્મપાવિત્ર્યપ્રીતિ છે. આ પ્રીતિમાં વિષયવાસનાનો અંશ આરંભે ભલે હોય, પણ ધીમે ધીમે તેને ઓછો કરી તેને માત્ર આત્મિક સ્વરૂપ જ આપવું જોઇએ. બન્નેએ એકબીજાના આત્માના દોષ શોધી, એકબીજાની મદદથી ષડ્‌રિપુઓને જિતવા જોઇએ. આ સંસાર તે કાંઈ ભોગભૂમિ નથી, કે તે ઘોર નરક પણ નથી, પણ સંસાર તો ધર્મભૂમિ, પુણ્યભૂમિ, પાપક્ષાલનભૂમિ છે. રાગિણી! શારીરિક સુખ, માનાપમાન વગેરે સર્વ ઝીણી ઝીણી બાબતોની તૃષ્ણા આપણે છોડી દઇએ, આપણે વિષયભોગ રૂપી ક્ષુદ્ર સુખલાલસા છોડી અન્યોન્ય સંભાષણ રૂપી પવિત્ર વિહાર કલ્પનાસામ્રાજ્યમાં કરીએ; અથવા કવિઓએ નિર્માણ કરેલી પવિત્ર, મનોહર સૃષ્ટિમાં વિહાર કરીએ; અથવા આપણી દૂર રહેલી ઉદાત્ત આકાંક્ષાઓને પ્રિય એવા મનોરાજ્યમાં મગ્ન થઇએ. પેટનો ખાડો પૂરવો જોઇએ એટલા માટે ખાવાપીવાની જરૂર. પરન્તુ ધર્મતત્ત્વોનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન એમને જ આપણું નિત્યકર્મ સમજીને આપણું જીવન આપણે ધર્મમય કરી દઇએ; ને છેવટે આકાશમાં સ્વચ્છંદે ઉડનારાં પક્ષીગણની જેમ આ લોક છોડીને બન્ને જણાં સાથે જ સ્વર્ગમાં વિહરીએ. રાગિણી! તારી પવિત્ર, ઉદ્ધારકારી સંગતિ શિવાય મારા એકલાથી ઉડવાનું બની શક્યું ન હોત. હું ઘણો ગર્વિષ્ટ, અભિમાની ને કપટી છું; અને જગતમાંના અન્યાય અને દુઃખ જોઇને ઈશ્વરના અસ્તિત્વ વિષે પણ મારું મન જરા સાશંક છે. પરન્તુ તારી નમ્ર, નિઃસ્વાર્થ અને અપેક્ષારહિત સેવા જોઇને મારો ગર્વ, અભિમાન બધું એકદમ ગળી જાય છે! તારું સ્વચ્છ, શુદ્ધ અને નિષ્કપટ મન જોઇને મારું કપટી મન લજ્જિત થઈ જાય છે. તારો સાદો વિનોદ મારા વિવાદપ્રિય સ્વભાવને મોટો પાઠ આપે છે. તારા પ્રફુલ્લિત, સ્વભાવસુંદર મુખ તરફ જોતાં જ મારું ઔદાસિન્ય ને નાસ્તિકતા લય પામી જાય છે."

ભય્યાસાહેબે સભામાં કરેલા વ્યાખ્યાનની માફક કરેલું લાંબુલચ અને અલંકારપરિપ્લુત ભાષણ સાંભળીને, અને ખાસ કરીને તેમાં તેમણે કરેલું પોતાનું વર્ણન સાંભળીને રાગિણીને કાંઇક અવનવા ભાવોનો ભાસ થયો. તે મન્દ સ્મિત કરીને બોલી: "તમે કરેલું મારું વર્ણન સાંભળીને મારી જાતને હું પોતે જ નથી ઓળખી શકતી! વર્ણનમાં કહેલી રાગિણી તે હું જ કે બીજી જ કોઈ છે? તેની મને મનમાં શંકા આવે છે! અમારી—થોડુંક ભણેલી સ્ત્રીઓની—પુરુષો જેટલી મશ્કરી કરે તેટલી ઓછી જ છે!"

ભય્યાસાહેબ આ વખતે પોતાના ઉચ્ચતર કલ્પનાના આકાશમાં ઉડતાં ઉડતાં ત્યાંના રમ્ય મનોરાજ્યમાં સ્વચ્છન્દે વિહાર કરતા હતા. મૃત્યુલોકમાં તો તે આ વખતે દેહરૂપે જ હતા. પ્રત્યેક વસ્તુમાં તે કાલ્પનિક સૌન્દર્ય અને ઉદાત્તત્વ અનુભવી રહ્યા હતા. રાગિણીનાં આ વિનયપૂર્ણ વચનોથી તો તેને માટે તેમને વધારે જ સન્માનની વૃત્તિ થઇ; જેથી તે બોલ્યા: "રાગિણી! આ મશ્કરી નથી! વિવાહકાલથી મને ઘરબાર, ઇષ્ટમિત્ર વધારે શું–આખી પૃથ્વી, તારી આગળ એકદમ તુચ્છ લાગે છે. પતિ અને પત્નીએ અન્યોન્ય સાહાય્ય કરીને સંસાર-સાગરને તરી જવો જોઇએ. રાગિણી! મારા આત્માની ઉન્નતિ કરવા માટે તારા જેવી ધર્મપત્નીની મને ખાસ જરૂર હતી, એમ કહેવામાં હું તારી સ્તુતિ કરું છું, એમ નથી. તારામાં દોષ પણ છે; તે કયા છે તે તને કહેવું, એ પણ પતિ તરીકેનું મારું કર્તવ્ય જ છે. તારો સર્વથી મોટો દોષ એ જ છે કે તારી સંસાર પ્રત્યે ઘણી આસક્તિ છે. પાપમય વિલાસ તારે સ્વપ્નેય પણ નથી, એ ખરું; પણ વિલાસો ગમે તેવા સાદા હોય, તો પણ તે વિલાસો તો છે જ ને? રાગિણી! તું પુણ્યમૂર્તિ છે; પણ તે જ પ્રમાણે તું વિલાસિની અને વિલાસપ્રિય પણ છે. તને જેટલો વિલાસ પ્રિય છે, તેટલો જ ધર્મ પણ પ્રિય છે એ ખરું; પણ રાગિણી! તારી આ વિલાસપ્રિયતા ધર્મની આડે કોઈ કોઈ વાર આવે એવો ઘણો સંભવ છે, એ તું ધ્યાનમાં રાખજે. હું કાંઈ સંપૂર્ણ યોગી નથી; પણ આપણે બન્ને જણ જો પ્રયત્ન કરીએ, ધર્મશ્રદ્ધાથી શ્રવણ-મનન કરીને યોગનો અભ્યાસ કરીએ, તો આપણા જ મદથી ઉત્પન્ન થએલી ને ઉન્મત્ત થએલી વિષયવાસનાને આપણે સહજમાં જિતી શકીએ!"

પતિએ સ્તુતિ કરતાં કરતાં પોતાને 'વિલાસિની' 'વિલાસપ્રિય' જેવાં વિશેષણો આપેલાં જોઇને રાગિણીને જરા ખોટું લાગ્યું; અને પોતે એ પ્રકારનો કોઈ ગુન્હો કરેલો છે કે કેમ, તેના ઉપર તે વિચાર કરવા લાગી. વિચાર કરતાં કરતાં પતિને પોતાને વિષે કાંઇક ભળતી જ શંકા આવેલી હોવી જોઇએ અથવા એવું શંકાસ્પદ વર્તન મારે હાથે થવાનો સંભવ છે, એવું પણ એમને લાગેલું હોવું જોઇએ; આવી શંકા તે બિચારીના મનમાં આવ્યા વિના રહી શકી નહિ. પરન્તુ તે જ ક્ષણે તેને એમ પણ લાગ્યું કે પોતાને વિષે તેમને આવી શંકા આવે એ જ અશક્ય વાત છે. લગ્ન થયા પછી ભય્યાસાહેબનું મન થિઓસોફી ને યોગાભ્યાસને વિષે વધારે ઉત્સુક થએલું હતું અને તે ઘણુંખરું પોતાના જ ઉચ્ચ કલ્પનાસામ્રાજ્યમાં મગ્ન થએલા દેખાતા હતા, જે વાત રાગિણી સંપૂર્ણપણે જાણતી હતી. પોતાની પત્નીએ હવેથી વધારે ઉદાત્ત અને વધારે પવિત્ર આચરણ કરવું અને પોતાની પેઠે યોગાભ્યાસની શરુઆત કરવી, એવા જ હેતુથી

તેમણે પોતાને આ પ્રમાણે કહ્યું હશે, એ તેના ધ્યાનમાં જલદીથી આવી ગયું. પણ ગમે તેમ પણ તેનું મન તો સ્ત્રીનું જ હતું ને? તેના ઉદાસ વિચારોએ ફરીથી પોતાનું માથું ઉંચક્યું, અને તેને એમ લાગવા માંડયું કે પતિને પોતાને વિષે ખરેખર કોઈ શંકા આવેલી હોવી જોઇએ, અને મને પાપમાર્ગમાંથી પરાવૃત્ત કરવા માટે જ પહેલાં મારી પ્રશંસા કરીને પછી અત્યન્ત સૌમ્ય શબ્દોથી મને જાગૃત કરવાનો તેમણે પ્રયત્ન કર્યો હશે. પોતાના મનમાં પાપાત્મક વિચારનો અંશ પણ ન હોવા છતાં, પતિને પોતાને માટે આવી શંકા આવી એમ જ્યારે રાગિણીએ જોયું, ત્યારે તેને ઘણું જ લાગી આવ્યું. તેને આથી ભય તો ઉત્પન્ન થયો જ અને ભય્યાસાહેબ પર ગુસ્સો પણ આવ્યા વગર રહ્યો નહિ.

ભય્યાસાહેબનું ભાષણ પૂરું થતાં જ રાગિણી બોલી: "આટલી બધી સ્તુતિ કરવાનું કારણ હવે મારા ધ્યાનમાં આવ્યું! મને કડવી ઝેર જેવી ગોળીઓ આપવી હતી, તેથી જ, મને લાગે છે, પહેલાં શર્કરાની યોજના કરવામાં આવેલી હતી! હું 'વિલાસપ્રિય' છું, તેથી મારે માટે કાંઈ શંકા આવતી હોય તો તેનું સ્પષ્ટ કહેવું જોઇએ. કારણ—"

ભય્યાસાહેબ વચ્ચે જ ગંભીર સ્વરે બોલી ઉઠયા: "ના-ના-ના! રાગિણી! શું કહે છે આ? તારે વિષે મને જરા પણ શંકા આવી નથી. ઉલટી તું જ મારે માટે મનમાં ભળતી શંકા લાવતી હોય એમ દેખાય છે. આપણે રોજ ધર્મપઠન, ધર્માચરણ અને થોડો યોગાભ્યાસ કરી શકીએ, એવા હેતુથી જ—"

હવે રાગિણીનું મન જરા શાન્ત થયું હતું જેથી તે અધવચ બોલી ઉઠી: "આપને યોગાભ્યાસ કરવો હોય, તો તેમાં મારી કાંઈ હરકત નથી. અને મારે પણ આપની સાથે યોગાભ્યાસ કરવો, એવી જો આપની ઇચ્છા હોય તો હું પણ તે ઇચ્છાની વિરુદ્ધ નથી. હું ગમે તેટલી વિલાસપ્રિય હોઉં, તો પણ જો ધારું તો પાર્વતીની માફક એક નિશ્ચયથી તપશ્ચર્યા પણ કરી શકું તેમ છું. મારે પૂછવું તો ન જોઇએ, છતાં સવિનય પૂછું છું કે આ ઉમ્મરમાં આપણે માટે યોગાભ્યાસ યોગ્ય છે? મને લાગે છે કે પહેલાં આ પ્રશ્નનો વિચાર કરવો જોઇએ. બાકી મારું આ કહેવું આપને સ્વાર્થમય જ ભાસવાનું છે! કારણ કે, 'વિલાસિની' એ પદવી આપે હમણાં જ મને આપી છે. પણ મને એ વિષે એક શંકા છે. આપે મારું નામ જે 'ગંગા' રાખ્યું, તે 'વિલાસિની' રાખ્યું હોત તો ઠીક ન થાત?" આમ કહી મધુર સ્મિત કરતાં રાગિણીએ પતિ તરફ જોયું.

રાગિણીના આ પ્રણયકોપથી, સ્નેહપૂર્ણ ઉપદેશથી અને છેવટના મન્દસ્મિતયુક્ત વિનોદાત્મક પ્રશ્નથી ભય્યાસાહેબ પોતાનાં કલ્પનાકાશમાંનાં ઉચ્ચ ઉડ્ડયનો પરથી નીચે ઉતરી પોતાના ભાનપર આવ્યા

અને હસતા હસતા વિનોદપૂર્વક બોલ્યા: "રાગિણી! તે વખતે મને આ વાતની ખબર ન હતી; નહિ તો મેં તારું તે જ નામ રાખ્યું હોત! પણ રાગિણી! તું આટલી બધી ગભરાઈ કેમ ગઈ? ગભરાઇશ નહિ! હું કાંઈ હમણાં જ સંન્યસ્ત લેવાનો નથી! તું બને તેટલું અનુકરણ કરી શકે એટલા માટે તારી સામે મેં ખૂલ્લા દિલથી મારો આદર્શ માત્ર મૂકયો. હું યોગાભ્યાસ ઘણોએ કરીશ; પણ–પણ–"

રાગિણી નીચું નિહાળીને બોલી: "પણ–પણ શું?"

"પણ તારા આ મુખકમલનો મોહ છૂટે ત્યારે ને? તારા મુખનું વર્ણન કર્યું, તેથી કાંઈ તું શરમાઇશ નહિ. તને ખરું કહું છું, કે મારી યોગાભ્યાસની આ કલ્પના બાજુએ રહી જશે, અને–"

એટલામાં "કેમ ભય્યાસાહેબ? ચાલો, આવવું છે ને? પાંચ વાગી ગયા. સ્વામીજીના વ્યાખ્યાનનો વખત પણ થયો." એ પ્રમાણે આનંદરાવ અને ચીનુભાઈ બાડીઆના અર્થસૂચક શબ્દો સંભળાયા. તે સાંભળતાં જ રાગિણી બારણું ઉઘાડવા ઉઠી અને ભય્યાસાહેબ હાથમાં પુસ્તક રાખીને વિરામાસનમાં વાંચવાનો ઢોંગ કરી પડ્યા રહ્યા.

"આવો આનંદરાવ! જરા બેસો તો ખરા! શું પાંચ થઈ ગયા? અરે વાહ! વાંચતાં વાંચતાં વખત કેમ ગયો તે જણાયું જ નહિ!" જાણે ક્યારના પોતે વાંચવામાં જ મશગુલ થઈ રહ્યા હોય તેમ બતાવી ભય્યાસાહેબે તેમને અન્દર બોલાવતાં કહ્યું. આ તરફ રાગિણી પણ પોતાના શિવણકામનો સામાન જે બાજુમાં પડ્યો હતો તે સમેટવા લાગી.

"કેમ ભય્યાસાહેબ! પરણ્યા પછી ધર્મજિજ્ઞાસાને અર્ધચન્દ્ર આપ્યો કે શું?" આનન્દરાવે મશ્કરી કરતાં પ્રશ્ન કર્યો: "અને રાગિણી! તને પણ ભાઉસાહેબ ને સરલાદેવીની જોડે ચ્હા પીવાનું સ્મરણ ન રહ્યું, કેમ?" આમ સહાસ્યમુદ્રાથી તેમણે રાગિણીને પૂછ્યું; અને તેની મશ્કરી શરુ કરી.

ચીનુભાઈ બાડીઆએ કાંઈ નહિ જેવું ઔપચારિક ભાષણ કરીને અને ઉપરચોટીઆં વિનોદી વાક્યો બોલીને, અને છેવટે "જલ્દી ચાલો હવે, વ્યાખ્યાન શરુ થઈ જશે!" આમ કહી વ્યાખ્યાન માટેની પોતાની બહારની ઉત્સુકતા દર્શાવી. આનંદરાવે આ નવપરિણિત દંપતીની ઉપર જણાવ્યા પ્રમાણે મશ્કરી શરુ કરી, પણ તે, ભય્યાસાહેબ અને રાગિણી, એ ત્રણે નાનપણથી એકબીજા સાથે સ્નેહથી બંધાયેલાં હોવાથી આવી મશ્કરીથી કોઇને જ કાંઈ ખોટું લાગ્યું નહિ; ઉલટું આથી આનંદમાં વૃદ્ધિ માત્ર થઈ. થોડી વાર પછી ઉત્તરા પણ ત્યાં આવી પહોંચી અને રાગિણીને વ્યાખ્યાન માટે આવવા આગ્રહ કરવા લાગી. એટલામાં એમનો રસોઇઓ ચ્હાના પ્યાલા લઇને ત્યાં આવ્યો. બધાંએ આનન્દથી ચ્હાપાન કીધા પછી તે બધાં જ વ્યાખ્યાનમાં જવા માટે નીકળી પડ્યાં.

---

# દ્વાદશ પરિચ્છેદ

## વૈરાગ્યબીજ

मातः शैलसुतासपत्नि वसुधाशृंगारहारावलि।
स्वर्गारोहणवैजयंति भवतीं भागीरथीं प्रार्थये ॥
त्वत्तीरे वसतस्त्वदम्बु पिबतस्त्वद्वीचिषु प्रेंखतः।
त्वन्नाम स्मरतस्त्वदर्पितदृशः स्यान्मे शरीरव्ययः॥ १ ॥

—वाल्मीकी.

ભય્યાસાહેબ અને રાગિણી, આ તુલ્યગુણ વધુવરનો વિવાહ થએલો જોઇને સરલાદેવી અને ભાઉસાહેબને જે આનન્દ થયો તેનું વર્ણન કરવાની કાંઈ આવશ્યકતા નથી. પોતાની કન્યાનો વિવાહ મહામુશીબતે પોતાની હયાતીમાં થયો, એ જોઇને, અને ભય્યાસાહેબનો રાગિણી ઉપરનો પ્રેમ અને આદર જોઇને, સરલાદેવી અને ભાઉસાહેબને પોતે કૃતાર્થ થયાં હોય એમ લાગ્યું. રાગિણીના સસરા રાવસાહેબ ગુપચુપીઆનું ઘર પાડોશમાં જ હતું, અને તેમને ત્યાં રાગિણી વિવાહ પહેલાં ઘણીયે વાર ગઈ પણ હતી; પણ જે દિવસે, રાગિણીના લગ્ન થયા પછી, તે ઘરમાં તેણે વિધિપૂર્વક પ્રવેશ કર્યો તે દિવસે ભાઉસાહેબના અને સરલાદેવીના મનમાં આક્રંદ થયા વિના રહ્યું નહિ. અરણ્યવાસી તપોધન કણ્વનું મન પણ શકુન્તલા જેવી કેવળ પાળીપોષીને મોટી કરેલી કન્યાના પ્રથમ વિરહ—વખતે વિકલ થયું હતું, તો રાગિણીના પ્રથમ વિરહથી તેનાં માતપિતાનાં મન દિલગીર થાય એમાં નવાઇ શી! પરન્તુ આ નવ દંપતીનો સંસાર અન્યોન્યના વિમલ પ્રેમમાં, આનન્દમાં અને સુખમાં વ્યતીત થતો જોઈ, આ આનન્દમિશ્રિત દુઃખ તે બન્ને જણાં જલદીથી જ ભૂલી ગયાં; અને કેટલેક દિવસે તેમની વૃત્તિ પાછી પહેલાંના જેવી આનંદમય થઈ.

પરન્તુ ભાઉસાહેબના પ્રતિકૂલ દૈવથી આ આનન્દ સહન થયો નહિ, એમ કહેવું જોઇએ! રાગિણીનો વિવાહ થયા બાદ કેટલાક મહિના પછી સરલાદેવીનો ક્ષયરોગ વધતો જ ગયો અને છેવટે તેમાં જ તેમનો અન્ત થયો. ભાઉસાહેબ સમજુ અને શાન્ત સ્વભાવના હોવાથી તેમણે પોતાનો શોકાવેગ મહામુશીબતે રોકયો, અને પોતાનું હૃદયદારિ દુઃખ કોઇને દેખાવા દીધું નહિ. પણ રાગિણી તો કોમળ હૃદયની નિર્દોષ બાળા! તેને માતૃનિધનનું આ દારુણ દુઃખ ઘણું જ દુઃસહ થયું. આ શોકાવેગથી તે કેટલાક દિવસ સુધી માંદી પડી, અને તેનો રોગ તેની માના જેવો જ થવા જાય છે કે શું તેની ભાઉસાહેબને અને તેમના ઇષ્ટ મિત્રોને ચિન્તા થવા લાગી. માતૃનિધનનું દુઃખ અથવા બીજું ગમે તેવું દુઃખ હોય તો પણ તેને ભૂલી જવા માટે કાલગતિ જેવું બીજું એકે પણ ઔષધ નથી. ત્રણ ચાર માસ પછી રાગિણીની પ્રકૃતિ

પાછી ધીમે ધીમે સુધરવા લાગી, અને વખત જતાં તે તદ્દન સાજી થઈ ગઈ. તેની ઉદાસ વૃત્તિને ભય્યાસાહેબની પ્રિય સંગતિમાં પહેલાંના જેવો આનન્દ મળવાથી, તે બન્નેનું જીવન ફરી પાછું આનન્દરસપૂર્ણ થવા લાગ્યું. આ પ્રેમી યુગ્મને પોતાનો વખત આનન્દથી વિતાડતું જોઇને પત્નીવિરહથી દગ્ધ થઈ ગએલા ભાઉસાહેબના મનનું પણ સમાધાન થયું અને એમના જીવન તરુને નવીન ફાલ આવ્યો.

નાનપણથી પ્રિય માનેલી રાગિણી સાથે પરણ્યા પછી ભય્યાસાહેબનું મન સાધુસન્તો ઉપરથી ઉઠી જશે અને તે સ્થિરચિત્ત થશે, એમ નાનાસાહેબ, આનન્દરાવ, ઉત્તરા ઇત્યાદિ તેમનાં પરિચિત માણસોએ ધાર્યું હતું, પણ એવું કાંઈ ન બનતાં એથી ઉલટો જ અનુભવ થવા લાગ્યો હતો. પરણ્યા પછી ભય્યાસાહેબનું મન થિઑસોફી અને સાધુસન્તો તરફ એટલું બધું ખેંચાયું હતું, કે હવે તેમનું ઘર એટલે યોગી, સાધુ, વૈરાગી એવા લોકોની ધર્મશાળા જ છે એમ દેખાવા લાગ્યું હતું. આ પછી કેટલેક દિવસે, દર પંદર દિવસે તેમના દિવાનખાનામાં થિઑસોફી વિષે વ્યાખ્યાનો થવા લાગ્યાં. તેમની આ વૃત્તિ આગળ જતાં એટલી બધી વધી પડી, કે તેમણે મેડીકલ કૉલેજનો પોતાનો અભ્યાસ મૂકી દીધો, એટલું જ નહિ, પણ તેમનાં લગ્ન થયાને એકાદ વરસ થયું ન થયું એટલામાં તો સંસાર ઉપરથી તેમનું ચિત્ત ઉઠી ગયું હોય એવાં ચિહ્નો સ્પષ્ટ દેખાવા લાગ્યાં; અને છેવટે રાગિણીને થિઑસોફી અને સાધુસન્તોની વિરુદ્ધ બોલવાનો વખત આવી લાગ્યો. "આ આજકાલના સાધુસન્તોમાંના કેટલાક લુચ્ચા અને ઢોંગી હોય છે, એટલે એમની સાથે બહુ ભળવું જોઇએ નહિ." આમ તે ભય્યાસાહેબને જુદી જુદી રીતે સમજાવવા લાગી. "સંસારમાં રહીને જે કામક્રોધાદિ વિકારોને જિતે તેણે જ ષડ્રિપુ જિત્યા; જંગલમાં જઇને શરીરને કષ્ટ આપીએ એટલે જ આત્માની ઉન્નતિ થાય છે એવું થોડું જ છે?" આવી જાતના વિચારો તે પોતાના ભાષણમાં વારંવાર આણવા લાગી. "આત્માની ઉન્નતિ અર્થે સંસાર છોડવો જ જોઇએ એવું ક્યાં છે? ઉલટું બધાં સાથે પ્રેમથી ને ઉદારતાથી રહી સદાચાર પાળવો એનું જ નામ ધર્મ સાધવો અને આત્માની ઉન્નતિ કરવી! 'દુઃખી જનોને સ્હાય જે, તે એક મારો ભક્ત છે' આ લીટીમાં જ ધર્મનું અને ભક્તિનું સૂક્ષ્મ તત્ત્વ રહેલું છે." આવા મુદ્દા તે પોતાના સંભાષણમાં વારંવાર લાવતી. પણ દૈવયોગે રાગિણીના આ બધા પ્રયત્નોની ભય્યાસાહેબ ઉપર ઉલટી જ અસર થઈ; અને તેમની ચિત્તવૃત્તિ સંસારપરથી વધારે ઉઠવા લાગી. ભય્યાસાહેબનાં સર્વ હિતચિન્તકોનાં દુર્દૈવથી આ જ વખતે બોધસ્વરૂપ સ્વામી વિજયગામમાં ફરીથી આવ્યા. ભય્યાસાહેબ એમની

પાછળ આ વખતે એટલા બધા મંડ્યા, કે જેથી સ્પષ્ટ દેખાવા લાગ્યું કે તેમને સંસાર પર હવે જરા પણ આસ્થા રહી નથી!

ભય્યાસાહેબને રાગિણી જૂદી જૂદી રીતે જે કાંઈ સૂચવતી તે તે સમજતા નહોતા, એમ હતું જ નહિ. નિશાળમાં હતા ત્યારે તો તે એક 'પક્કા' સુધારક હતા; એટલું જ નહિ પણ 'ધર્મ' એટલે 'સબજૂઠ' હડહડતું જૂઠાણું,' એવું કહેનારામાંના તે એક હતા. તેમની આ વૃત્તિ મેડીકલ કૉલેજમાં ગયા પછી એકદમ વધી ગઈ. ઈશ્વરના અસ્તિત્વ વિષે મિત્રમંડળમાં બોલતી વખતે તે પોતાનો નાસ્તિકવાદ અથવા અજ્ઞેય વાદ કહીએ તો ઠીક–છુપાવવાનો કદિ પણ પ્રયત્ન કરતા નહિ. આ વિષે તેમને માટે કહેવાતી એક વાત હજી પણ કૉલેજમાં પ્રસિદ્ધ છે. 'I have swept my telescope through the heavens and find no God there!' (દુર્બીનથી આખું આકાશ હું ઝીણ-વટથી તપાસી વળ્યો, પણ મને ઈશ્વર ક્યાંએ દેખાયો નહિ.) આ એક શાસ્ત્રજ્ઞનું વાક્ય આનન્દરાવની ઓરડીમાં એક દિવસે તેમણે મોટા આવેશથી ઉચ્ચાર્યું હતું અને પોતાના અજ્ઞેયવાદનું સમર્થન તે જોસથી કરવા લાગ્યા હતા; આની સામે આનન્દરાવે પણ ઈશ્વર સર્વના અન્ત-રાત્મામાં જ છે; તે કોઈ બાહ્ય પ્રદેશમાં નથી, પણ હૃદયમાં જ છે; 'ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति' એમ કહી ઉત્તર પક્ષની દલીલો કરી. આ સાંભળી ભય્યાસાહેબે એકદમ 'મેં ઘણાં માણસોના 'હૃદ્દેશ' છરીથી ફાડી ફાડીને જોયાં છે પણ ત્યાંએ ઈશ્વર લપાઈ રહ્યો હોય, એમ કાંઈ દેખાયું નહિ.' એમ જોરથી કહ્યું.

ભય્યાસાહેબના ઉપરના શબ્દોપરથી તે વખતે તે સંપૂર્ણ નાસ્તિક હતા એમ કોઈએ સમજવું નહિ. આ પ્રકારનાં વચનોમાં થોડું સ્વમત દિગ્દર્શન થતું હશે, છતાં આવાં વચનો તો હાસ્ય–વિનોદ માટે જ ઉચ્ચારાએલાં હોય છે, અને તે ઉચ્ચારનારા ઉપર તેમાં રહેલા ગૂઢ અર્થનો બોજો લાદવો, એ સર્વથા અયોગ્ય છે. ભય્યાસાહેબનાં ઉપ-યુક્ત વચન પરથી આપણે એટલું જ અનુમાન કાઢી શકીએ, કે મેડીકલ કૉલેજમાંના અને બીજા ભૌતિક શાસ્ત્રવિષયક ગ્રન્થો વાંચીને ધર્મ અને ઈશ્વર વિષે તેમના મનમાં અનેક શંકાકુશંકાઓ ઉઠેલી હોય પરન્તુ આગળ જતાં દેશમુખ નામના એક થિઑસોફીસ્ટ મિત્રની સોબતમાં રહ્યા પછી તેમના મન પર થિઑસોફીના જ્ઞાનસૂર્યનો પ્રકાશ પડવા લાગ્યો, અને તેમની બધી જાતની કુશંકાઓ તે પ્રકાશથી ડરી જઇને ભૂતની જેમ એક પછી એક અદશ્ય થવા લાગી. ભય્યાસાહેબને થિઓસોફીનું સામાન્ય જ્ઞાન થયા પછી તો બધાં ધર્મતત્ત્વો ખરાં છે, અને યોગશાસ્ત્ર પણ ખરું છે, એવી એમના મનની ખાત્રી થવા લાગી.

એક શંકા માત્ર તેમને બિલકુલ ચેન પડવા દેતી નહિ. ધર્મતત્ત્વો ખરાં હશે, યોગશાસ્ત્ર ખરું હશે, થિઑસોફી પણ ખરી હશે; પણ આજકાલના જાતે બની બેઠેલા ધર્મગુરુઓ અને સ્વામીઓ ઢોંગી કેમ નહિ હોય ?' આ શંકાએ તેમનો પીછો પકડ્યો હતો. એ વિષે તેમણે ઘણો વિચાર કર્યો, છતાં તેમના મનનું કાંઈ સમાધાન થયું નહિ. પણ પછી જાણે તેમની આ દયાજનક સ્થિતિની દયા આવ્યાથી જ હોય તેમ આ ગુરુઓની સંગતિમાં હૃદયસ્થ વિચારોના અભિજ્ઞાનનો, અન્યોન્ય વિચારસંક્રાન્તિનો અને એવા બીજા બે ત્રણ ચમત્કારોનો તેમને પ્રત્યક્ષ જ અનુભવ થયો; અને આ પ્રત્યક્ષ અનુભવના માધ્યાહ્ન સૂર્યતેજ આગળ શંકાકુશંકારૂપી પિશાચોને ઉભા રહેવું ભારે પડવાથી ભયવિહ્વલ થઇને તેમને દૂર ને દૂર નાસી જવું પડ્યું. આ રીતે ધર્મશ્રદ્ધાનો વિજય થયો અને સંસાર સર્વથા મિથ્યા છે, એટલું જ નહિ પણ આત્મોન્નતિને માટે તે વિઘ્નરૂપ છે; આત્મપ્રાપ્તિ કરવી એજ જીવનનો ખરો પુરુષાર્થ છે, અને એટલા જ માટે મારા આત્માએ પુનર્જન્મ લીધેલો છે એવી ભય્યાસાહેબની દૃઢ ભાવના થઇ.

સંસાર સર્વથૈવ મિથ્યા છે એવું ભય્યાસાહેબને લાગ્યું, એમ અમે ઉપર હમણાં જ કહ્યું ખરું; પણ રાગિણીનો અને તેમનો એકબીજા ઉપરનો પ્રેમ પણ શું મિથ્યા જ હતો ? જગતમાં જો કોઈ વસ્તુ સત્ય હોય તો તે રાગિણીનો પ્રેમ જ છે, એમ તે માનતા હતા. આ પ્રેમ આત્મોન્નતિને વિઘ્નરૂપ થઈ પડશે, એવું એમનું મન કબુલ કરતું ન હતું. "રાગિણીની સાત્ત્વિક સંગતિ ગંગા જેવી પવિત્ર અને પાવન છે, એમ ધારીને જ મેં તેનું 'ગંગા' એ નામ પાડ્યું, અને હવે તે જ રાગિણીને —આ મૂર્ત્તિમતી પરમપાવની ગંગાને છોડીને અચેતન એવી ગંગાને કિનારે જઈ નિવાસ કરવો અને ત્યાં તપ કરવું, આવા વિચારો મારા મનમાં કેમ આવે છે ?" આ વાતનું તેમને ઘણું જ આશ્ચર્ય લાગતું હતું.

"અહાહા! રાગિણીનો સ્નેહ કેટલો શુદ્ધ અને સાત્ત્વિક છે! તેનું હૃદય કેવું કોમળ અને પ્રેમાળ છે! ભાષણ કેટલું મધુરું, મીઠું અને ડહાપણથી ભરેલું! એ કોમલાંગી, મૃદુહૃદયા, રાગિણીના અનન્ય પ્રેમનો બદલો હું કેવી રીતે વાળવા માગું છું? ક્રૂર થઈ તેનો ત્યાગ કરીને! આ મારી ન્યાયબુદ્ધિ, ધર્મબુદ્ધિ અને ભૂતદયા! આવો કઠોર અને અપકારી ધર્મ કયા શાસ્ત્રમાં લખ્યો હશે? ગંગાકિનારે ગયા પછી તેનું મધુર હાસ્ય કયાં મળશે? તેનો મધુર શબ્દધ્વનિ ત્યાં કેમ સંભળાશે? ત્યાં તેનો શુદ્ધપ્રેમ અને સહજ હાસ્યવિનોદ કયાંથી? તેનું શુદ્ધ સખ્ય ત્યાં કોણ આપશે? ગંગાકિનારે પ્રેમની રમ્ય વાતો મને કોણ કહેશે? અન્તઃકરણપૂર્વકનો ઉપદેશ પણ ત્યાં કોણ કરશે?"

આવા વિચારો ભય્યાસાહેબના મનમાં આવતા, કે તરત જ સંસારત્યાગ અને પુરશ્ચરણના વિચારો પાછા હઠી જતા; પરન્તુ કેટલાક દિવસો પછી—અથવા કેટલાક કલાક પછી એમ કહેવું જ ઠીક થઈ પડશે—એમની ધર્મજીજ્ઞાસા અને આત્મપ્રાપ્તિની ઇચ્છા પ્રબળ થઈ, અને એમનો સંસારત્યાગનો નિશ્ચય બમણા જોરથી ઉછાળા મારવા લાગ્યો. "ગંગાકિનારે રાગિણીનું મનોહર હાસ્ય ભલે નહિ હોય, પણ તે પતિત પાવની ગંગાનો ધવલફેનયુક્ત પ્રસન્ન પ્રવાહ તો સતત સામે છે જ ને? રાગિણીના મધુર શબ્દો ત્યાં ભલે ન સંભળાય, પણ ત્યાંનાં વૃક્ષોપર બેસી ગાન કરનારાં પક્ષીઓનો મધુર કલરવ તો મારા મનનું રંજન કરશે જ! રાગિણીના જેવી જ બલ્કે તેના કરતાં પણ વધારે આનંદદાયક અને પવિત્ર એવી ગંગાની સંગતિ ત્યાં હશે! રાગિણીના હાસ્યવિનોદ અને મધુર વાર્તાલાપનું શ્રવણ કરવા કરતાં ધર્મતત્ત્વોનું શ્રવણ અને મનન કેટલું બધું સારું! રાગિણીના ડહાપણથી ભરપૂર છતાં ઐહિક ઉપદેશ કરતાં સદ્‌ગુરુનો પારમાર્થિક અને આત્મપ્રાપ્તિનો ઉપદેશ કેટલો બધો શ્રેયસ્કર છે!" આ પ્રમાણે જ્યારે એમના વિચારોની દિશા બદલાતી ત્યારે યોગાભ્યાસનો એમનો નિશ્ચય વધારે દૃઢ થતો.

ભય્યાસાહેબના હૃદયમાં ધર્મ અને પ્રેમ એ બન્નેનું એવું ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હતું કે તે યોગ્ય રીતે ઘરસંસાર ચલાવે છે, એમ બાહ્યતઃ લોકોને લાગતું હતું; છતાં રાગિણી જેવી નિકટવર્તિની, અને પ્રેમથી જેની દૃષ્ટિ સૂક્ષ્મ થઈ હતી, એવી ચતુર પત્નીને એમના મનની સ્થિતિ સમજાયા વગર રહે, એ તો અશક્ય જ હતું.

પોતાના પતિનો પુરશ્ચરણનો વિચાર બંધ રહે એવો ઉપદેશ કરવાના હેતુથી રાગિણીએ એક દિવસે "મનમાં એટલી બધી ચિન્તા શાની લાગી રહી છે? અને હમણાં હમણાં આટલા ગૂઢ અને ગંભીર વિચાર શાના ચાલી રહ્યા છે?" એવો પ્રશ્ન પ્રસ્તાવના દાખલ કર્યો.

પોતાની ધર્મપત્ની પાસે કાંઈ પણ છુપાવી રાખવું એ પાપ છે, એમ સમજીને ભય્યાસાહેબે પોતાના હૃદયની વાત રાગિણીને સાચેસાચી કહી દીધી. રાગિણીને આથી દુઃખ તો થયું જ. પણ ઉપર બતાવેલી રીત પ્રમાણે ઉપદેશની ઘણી વાતો કહીને તેમનો વિચાર ફેરવવાનો તેણે પ્રયત્ન કર્યો. સંસ્કૃત શિખવતી વખતે ભય્યાસાહેબે તેને તીર્થાટનની વિફલતા વિષે એક શ્લોક—જે નીચે લખેલો છે તે—શિખવ્યો હતો; તેનું સ્મરણ કરાવી 'ગુરુની વિદ્યાનો બદલો ગુરુને જ આપવાનો' તેણે પ્રયત્ન કર્યો.

"त्वामन्तरात्मनि लसन्तमनन्तप्रज्ञा—
स्तीर्थेषु हन्त मदनान्तक। शोधयन्तः।

विस्मृत्य कण्ठतलमध्यगतं स्फुरन्तं
चिन्तामणिं क्षितिरजःसु गवेषयन्ति ॥

[અન્તરાત્મામાં વસેલ ઈશ્વરને શોધવા માટે તીર્થો ખોળવા, એટલે પોતાનો કણ્ઠમણિ ગળામાંના હારની અન્દર જ છે, એ ભૂલીને તેને ધૂળમાં ખોળવા જેવું છે.].

પરન્તુ એના જવાબમાં પણ ભય્યાસાહેબે "હું તીર્થાટન કરીશ તે ઈશ્વરની શોધ માટે નહિ, પણ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે. જેને આત્મજ્ઞાન નથી તે મનુષ્ય શાનો? બ્રહ્માનન્દની આગળ બધાં સંસારનાં સુખ તુચ્છ છે!" આવાં વાક્ય બોલીને રાગિણીના મનનું સમાધાન કરવા પ્રયત્ન કર્યો; પરન્તુ બીજા વિવાદોની માફક આ વિવાદમાં પણ કોઇના જ મનનું સમાધાન થયું નહિ; અને જે બિન્દુમાંથી આ વિવાદ ઉપસ્થિત થયો તેજ બિન્દુમાં પાછો વર્તુલ ભ્રમણ કરીને લુપ્ત થયો.

આવા વાદવિવાદો તે પતિપત્ની વચ્ચે ઘણી વાર થયા હશે, પરંતુ તેવા વિવાદોથી ભય્યાસાહેબનું મન બદલાય એ શકય નહોતું; છતાં એટલું તો ખરું જ, કે, રાગિણીના લાગણીભર્યા અને કરુણ ઉપદેશથી તેમનું હૃદય વિવાદને અન્તે ઉભરાઈ જતું, અને એમનો નિશ્ચય જરાક ડામાડોળ થવા લાગતો. કોઈ કોઈ વાર તો રાગિણીની અશ્રુધારાઓના પ્રવાહમાં તેમનો નિશ્ચય પૂર્ણપણે ધોવાઈ પણ જતો!

## ત્રયોદશ પરિચ્છેદ

### મૌન

Could Liederlich be worse than this?
The profligate whose folly is
To think each flower of beauty his
Calls it a purchasable trifle,
And every charm he sees would rifle;
Thinks truth and honour but a name
My friend! give up this hopeless game.

—*Faust-Goethe.*

"ભય્યાસાહેબ એક શિકાર તો લઈ ગયા, તેને આજે વરસ થવા આવ્યું; અને હું—ચીનુભાઈ હજી હાથ હલાવતો જ બેઠો છું. તેમણે પોતાના પૈસાના બળે રાગિણી મેળવી; પણ હું તો મારી અક્કલ અને બુદ્ધિમત્તાના બળથી ઉત્તરાને તેની મિલકત સાથે મેળવું, તોજ મારું

નામ ચીનુભાઈ બાડીઓ ખરું! ઉત્તરા સાથે તો આ બાબત કાંઈ વાતચીત કરી શકાય તેમ નથી, એ તો નક્કીજ છે. એ છોકરી સાથે એકાદ બે વાર એકાન્તમાં મેળાપ થયો, અને મેં પણ તેને દ્વ્યર્થી શબ્દો યોજીને તે-તે સૂચવવાનો પ્રયત્ન કર્યો; પણ એનાથી મારા કહેવાનો અર્થ જ ન સમજી શકાયો! એ બુદ્ધિશાળી છે, વાદવિવાદમાં હોંશિયાર છે, પરીક્ષાઓમાં પાસ થએલી છે તેમજ સુધારક પણ છે, છતાં તેને આ વિષય તરફનું ભાન જ નથી, એમ દેખાય છે. આ બાબતમાં ઉત્તરા તો તદ્દન અજ્ઞાત જેવી છે; પણ જો તેની જગાએ રાગિણી હોત તો તે પોતાની કુશાગ્ર બુદ્ધિથી ક્યારનીએ સમજી ગઈ હોત! મહારસિક છે તે છોકરી! પણ હવે તેને વિષે વિચાર કરવાથી શું વળવાનું છે? હવે ઉત્તરા સાથે આ વિષે વાત કઢાય, એ બનતું તો અશક્ય છે. એટલે હવે આમ જ કરીએ! બાસાહેબ આગળ ધીમેથી એ વાત ઉપાડીએ, અને એમની શીફારસથી તેને તાબે કરી લઇએ, એટલે થયું. આટલા દિવસ મીઠું મીઠું બોલીને તેમજ અવનવાં ગપ્પાં હાંકીને તે બિચારી ભોળી સ્ત્રીને-બાસાહેબનેસ્તો-તો મેં ખુશખુશ કરી નાંખી છે. મારાં ઇતિહાસ અને શાસ્ત્રીયજ્ઞાન વિષેનાં આડાંઅવળાં ગપ્પાં સાંભળીને તો મારી વિદ્વત્તા માટે તેમને ઘણુંજ માન ઉત્પન્ન થયું છે.

"વળી બીજી એક વાત મારા ફાયદાની છે. રાગિણીનાં લગ્ન થયા પછી ઉત્તરાને પરણાવવા બાસાહેબ પણ તદ્દન અધીરાં થઈ ગયાં છે. એટલે હવે લગ્નની વાત જરાક ખુબીથી અને વધારે સ્પષ્ટતાથી કાઢવામાં કોઈ પણ જાતનો વાંધો નથી; ઉલટો આ જ સરસ લાગ છે. ઉત્તરાને લોક કેવા હસે છે-તે સુધારક છે-બોલકણી છે-તાડકા જેવી છે-Suffragette છે-આ પ્રકારની લોકોમાં તેને માટે કેવી અફવા ફેલાએલી છે, વગેરે વગેરે વાતો જરાક મીઠુંમરચું ભભરાવીને તેમને યુક્તિપ્રયુક્તિથી કહીને, ઉત્તરાના અવિવાહિતપણા માટે ખેદ દર્શાવવો; અને પછી સાથે સાથે બાસાહેબને માટે જ-તેમના માથા ઉપરનો બોજો હલકો કરવાના હેતુથી જ-પોતે ઉત્તરા સાથે વિવાહ કરવા કબૂલ છે, એમ ઠોકી દેવું, એટલે બસ થયું! ત્યારે હવે નક્કી થયો આપણો 'પ્રોગ્રામ'!

"અને હું કહું છું ઉત્તરાને વળી મારા સિવાય બીજો કયો વર મળવાનો છે? હા-આનન્દરાવ છે, તેને બધા ચાહે છે; તેને ઉત્તરા આપી દેવી, એવું કહેતાં બાસાહેબને મેં ઘણીયે વાર સાંભળ્યાં છે. પણ હું કેમ તેમને એમ કરવા દઇશ? છટ્-ઉત્તરાને હું કાંઈ એ ભોળીઆરાજના હાથમાં જવા દેવાનો નથી! અહાહાહા! આ ભય્યાસાહેબ શું, આનન્દરાવ શું-બધા ગોખણીઆ છોકરા! દૂધ પીતા છોકરા જેવા જ દેખાય છે! વ્યવહાર જ્ઞાનને નામે મોટું કોળા જેવડું મીંડું! પેલા દોઢડાહ્યા ભય્યાસાહેબની

અક્કલની સીમા એટલે સુધી ગઈ છે, કે આટલી મોટી ઘરની એસ્ટેટ અને રાગિણી જેવી રૂપગુણસંપન્ન તરુણ પત્નીને છોડીને પેલા લુચ્ચા, ઢોંગી બોધસ્વરૂપ સ્વામીના ઉપદેશથી સંન્યાસ લેવા તૈયાર થયો છે! અલ્યા, મૂરખના સરદાર ! તારે રાગિણી ન જોઇતી હોય તો મને આપી દેને ? અને આ આનન્દરાવ પણ શું? એ જ માળામાંનો મણકો! ચાર માણસો વચ્ચે અક્ષર પણ ઉચ્ચારે તો સોગન છે! યુનીવર્સિટીની પરીક્ષાઓમાં આવા છોકરાઓ ઉંચા કેમ આવતા હશે! કોણ જાણે! યુનિવર્સિટીના પરીક્ષકોય કેવા હશે! બધા કહે છે, કે આનન્દરાવ રસિક છે, સારો લેખક છે, અત્યન્ત ઉદાર સ્વભાવનો છે, હશે! પણ તેથી એ ભોળા આદમીને એ તાડકા ઉત્તરા કેમ પાલવશે? ખરું પૂછો તો મને પણ તેની બીક તો લાગે છે–તો શું એ આનન્દરાવ જેવા છોકરાના તાબામાં રહેશે? અરે, માથાપર ચઢીને બેસશે એ છોકરાના! એ કાંઈ નહિ! ઉત્તરા કાંઈ એ આનન્દરાવને મળવાની નથી–અને તે જો તેને મળી, તો આ દુનિઆમાં 'અક્કલ' જેવી કોઈ ચીજ છે જ નહિ, એમ લોકોએ બેલાશક સમજી લેવું; અને સાથે એમ સમજી ડાહ્યા માણસોએ આ દુનિયાનો ત્યાગ કરીને ચાલતા થવું! ના, પણ એમ તો નહિ જ બને! ઉત્તરા એને શાની મળે? બાસાહેબનું મન યુક્તિપ્રયુક્તિથી કબજે કરી લીધા પછી–"

ચીનુભાઇના આ આત્મગત ભાષણમાં કહ્યા પ્રમાણે બાસાહેબ હમણાં હમણાંમાં ઉત્તરાના વિવાહ માટે ઘણાં જ અધીરાં થઈ ગયાં હતાં. ચીનુભાઇની વિદ્વત્તા માટે પણ તેમને ઘણું માન હતું. ચીનુભાઈ પાસે સંપત્તિ ભલે નહિ હોય; પણ તેમને ઘરજમાઈ કરી રાખવા અને પોતાની કન્યાનો સુખમય સંસાર ઘડપણમાં જોવો, એવો વિચાર બાસાહેબને ચીનુભાઇના સૂચવતાં પહેલાં જ આવ્યો હતો, જેથી બાસાહેબે ઉત્તરા આગળ એક દિવસ આ વાત કાઢી; પરન્તુ સરલહૃદયા ઉત્તરાએ તો એકદમ નકારાત્મક જ જવાબ આપ્યો. પછી બાસાહેબે આનન્દરાવનું પણ નામ સૂચવ્યું, અને તે જો આ જન્મ અવિવાહિત રહેશે તો લોકો તેને પોતાને ને આખા કુટુંબને કેવાં હસશે, એ વાત જૂદી જૂદી રીતે સમજાવીને, "તને પગે લાગું છું, પણ ઉત્તરા! તું વિવાહ માટે સમ્મત થા. તું જો અવિવાહિત રહીશ, તો સરલાદેવી માફક હું પણ દુઃખમાં જ મરી જઇશ." આ પ્રમાણે તેમણે જ્યારે ઉત્તરાને છેવટની વિનંતિ પણ કરી જોઈ; ત્યારે "મારે તો પરણવું જ નથી. મારી આગળ તું ફરીથી વિવાહની વાત કાઢીશ જ નહિ." આવો નફટ જવાબ ગુસ્સાથી જ ઉત્તરાએ વાળ્યો.

આ જવાબથી માદિકરી વચ્ચે જરા ખટપટ પણ થઈ. તેથી તેમણે એક બીજા સાથે બોલવાનું પણ છોડી દીધું. પણ ગમે તેમ હોય

તો પણ આ અણુબનાવ પ્રેમાતિરેકથી જ થએલો હતો, તેથી બાસાહેબ પોતાની કન્યા સાથે બોલવાને તદ્દન ઉત્સુક હતાં અને પોતાની પ્રેમાળ મા સાથે મગરૂરીથી મૌન ધારણ કરવું એ ઉત્તરાને પણ અજુક્તું લાગવા માંડ્યું. તેથી એકાદ બે દિવસે ઉત્તરા પોતેજ બાસાહેબ સાથે બોલવા લાગી. બાસાહેબને પણ પોતાની કન્યા સાથે મૌન રાખવાની હોંશ ન હોવાથી તે પણ તેની સાથે પહેલાંની માફક બોલવા મંડ્યાં. પ્રેમાત્મક મૌન ઘણા દિવસ સુધી ક્યાંથી ટકી શકે?

---

## ચતુર્દશ પરિચ્છેદ.

———:૦:———

### બટાટાપૌંઆ.

—:૦:—

ગત પરિચ્છેદમાં કહેલી વાતને કેટલાક દિવસો થઈ ગયા બાદ ઉત્તરા એક દિવસે રાગિણીને–ભય્યાસાહેબને–ઘેર અમસ્થી ગઈ હતી. રાધાકુંવરી સાસરે ગયાં હતાં અને ભય્યાસાહેબ ક્યાંક બહાર ગયા હતા, જેથી રાગિણી તે વખતે ઘરમાં એકલી જ હતી.

ઉત્તરાને આવેલી જોતાં જ રાગિણીએ હાથમાંનો ગુંથવાનો રુમાલ નીચે મૂકી દીધો અને તેની તરફ ફરીને બોલી: "બેન! આજે તું આમ કેમ ઉદાસ દેખાય છે? કાંઈ 'સીકબીક' તો નથીને?"

ઉત્તરા બોલી: "ના–ના. તડકેથી આવું છું માટે તને એમ લાગતું હશે. પણ તું આમ કેમ ચિન્તાક્રાન્ત દેખાય છે? ભય્યાસાહેબની સાધુસન્તો તરફની અને વૈરાગ્યની વૃત્તિ વધી ગઈ છે તેથી તને ફિકર લાગી હોય એમ જણાય છે. ખરું ને?"

રાગિણી ગંભીર સ્વરે બોલી: "હા, એમ હશે! હશે કેમ–છે જ! પણ હું પૂછું છું તું આજે આમ કેમ?" પોતાનો દુ:ખાવેગ હૃદયમાં જ છૂપાવવાનો પ્રયત્ન કરીને અને બ્હેનપણી સાથે હાસ્યવિનોદ કરવાના હેતુથી તે સસ્મિત મુખે બોલી: "પ્રેમનો તો આમાં કાંઈ સમ્બન્ધ નથી ને?

"નારે–ઉલટું, પ્રેમનો અલ્પાંશ પણ ન હોવા છતાં પ્રેમસમ્બન્ધ કરવો કે કેમ, તે વિચારમાં હું હમણાં પડી છું."

"એટલે? આનો અર્થ મારે શો સમજવો?"

"એનો અર્થ એટલો જ કે ચીનુભાઈ ઉપર જરાએ પ્રેમ ન હોવા છતાં તેમની સાથે મારે પરણવું?–"

"વાહ–! પરણવાની પણ તને હવે ઇચ્છા થવા લાગી છે, કે શું?" રાગિણી હસીને વચ્ચે જ બોલી.

"ના—એમ નથી. પરણવાનું તે તો બાને માટે જ. રાગિણી! તને ખરેખર કહું છું, કે જો હું ન પરણું, તો તે વધારે વાર જીવવાની નથી. માતાના પ્રેમનો બદલો વાળવાને માટે, જેને આપણે ન ચ્હાતાં હોઈએ, તેની સાથે પરણવું, કે નહિ, તેનો હું વિચાર કરી રહી છું. હવે હું તને જ પૂછું છું; તું શું ધારે છે આ વિષે ? માતાની ખાતર મારે પરણવું કે કેમ ?"

રાગિણી મજાકમાં બોલીઃ "હું બાસાહેબને સમજાવવાનો પ્રયત્ન કરીશ. બાકી તું જ જો ચીનુભાઇને ચ્હાતી હોય, અને બાસાહેબનું નામ વચ્ચે નાહકનું દઇને મારી સાથે ઢોંગ કરતી હોય, તો તો જુદી વાત છે!"

રાગિણીની આ મશ્કરીથી ઉત્તરા જરા ગુસ્સે થઈ અને આવેશથી બોલીઃ "રાગિણી! તારી આ મશ્કરી હમણાં જરા રહેવા દે, અને હું પૂછું છું તેનો જવાબ આપ. માતાની ખાતર છોકરીએ પોતાનું વ્યક્તિ-સ્વાતન્ત્ર્ય ગુમાવવું, એ યોગ્ય છે કે ? જેને હું ચ્હાતી નથી, તેની સાથે ગમે તેમ થાય તો પણ પરણવું નહિ, એમ મારું મન મને કહે છે, જ્યારે માતાનું વાત્સલ્ય તેની ઇચ્છા પ્રમાણે વર્તવાની ફરજ પાડે છે. રાગિણી ! તું મારાથી ઉમ્મરે નાની છે, એ ખરું, પણ તારા વિના બીજા કોને હું આ વિષે પૂછવા જાઉં ? ચીનુભાઈ સાથે મને પરણાવવાની વાત જ્યારે જ્યારે બા કાઢતી, ત્યારે ત્યારે મને તેની ઉપર ગુસ્સો આવતો; પણ હવે તેની સ્થિતિ તરફ જોતાં દયા આવે છે; અને એમ થાય છે, કે આપણું જીવતર ફોગટ જાય તો કાંઈ નહિ, પણ માતાને સુખ આપવું, એ આપણી ફરજ છે."

રાગિણી પ્રેમાળ સ્વરે બોલીઃ "બેન ! તું આવો અવિચાર કરીશ નહિ ! ચીનુભાઇને તું ચ્હાતી નથી, એ તો સ્પષ્ટ જ છે, અને તે પણ તને ચ્હાતા નથી, એ પણ દેખીતી વાત છે. ફક્ત તારી સંપત્તિ મેળવવા માટે જ તે તારી સાથે પરણવા માગે છે. બસ, બીજું કાંઈ નથી! બાસાહેબને તેમણે કેવી રીતે ભમાવ્યાં, કોણ જાણે ?"

ઉત્તરા આશ્ચર્યચકિત થઇને બોલીઃ "શું કહે છે, રાગિણી ? તેમની શું મારી સંપત્તિપર જ નજર છે? મને તો આવી શંકા કોઈ પણ દિવસ નહોતી આવી ?"

"બેન ! તું તો ભોળી જ છે ! આ દુનિયામાં લોક કેવા હોય છે, તેની તને ખબર નથી. આ સંસારમાં—"

ઉત્તરા વચ્ચે જ હસીને બોલીઃ "તું તો હવે ઘરસંસારવાળી સ્ત્રી થઈ, એટલે તને તો આવો ઉપદેશ કરવાનો હક્ક જ મળી ગયો છે !"

"એમ નહિ ! તારા કરતાં માણસોને હું વધારે સારી રીતે પારખી શકું છું. આ સંકટમાંથી તું મુક્ત થાય, એવો એક જ ઉપાય છે.

બાસાહેબને, મારા મોટાભાઈ—આનન્દરાવ—જમાઈ તરીકે મળે, તો તે પસંદ નથી, એમ નથી; પણ તને જો તે પ——"

"રાગિણી! મારી બાએ મને આ તે જ વખતે પૂછ્યું હતું. પણ—"

"પણ શું? આનન્દરાવ તને વ્હાલા નથી, કે તને જ તે ગમતા નથી? પણ એમને તું વ્હાય છે, એ હું બરાબર રીતે જાણું છું અને બેન! જો તું મારો જ મત પૂછે, તો મારા ભાઇ જેવો પતિ જેને મળે તે મોટી ભાગ્યશાળી સ્ત્રી ગણાય, એમ હું તો સમજું છું. જો કે તે સભામાં બધા વચ્ચે ઘણું બોલતા નથી, તો પણ તેમની બુદ્ધિ અને સહૃદયતાથી તું કાંઈ અજાણી નથી. કદાચ તેમને વિષે મારા કરતાં તું જ વધારે જાણતી હોઇશ!" આ શબ્દો બોલીને ઉત્તરા તરફ જોઇને તેણે સ્મિત કર્યું.

આ રીતે હાસ્યવિનોદ કરીને ઉત્તરાનું મન આનન્દરાવ વિષે કેવુંક છે, તે તેના ચ્હેરા ઉપરથી જાણી લેવાનો જ રાગિણીનો હેતુ હતો. પરન્તુ તેના આ વિવાદથી ઉત્તરાને આનન્દ થયો હોય એવાં ચિહ્નો જરાએ જણાયાં નહિ. તેથી, આનન્દરાવને તે વ્હાલી હોય, તો પણ તેનો તે પ્રેમ મર્યાદિત જ છે, એમ તેણે ધાર્યું. પરન્તુ કદાચ, 'આનન્દરાવનું મન પોતાને વિષે કેવુંક છે?' એ શંકાથી ઉત્તરાનો પ્રેમ વધતો નહિ હોય એમ ધારીને તેણે તેને ફરીથી પૂછ્યું: "ભાઈ તને વ્હાય છે, કે નહિ, એ જ તને શંકા છે ને? એમાં શું? હું જ તેમને એક વાર સ્પષ્ટ રીતે પૂછી જોઇશ!"

ઉત્તરા બોલી: "મારી એ અડચણ જરાએ નથી. એમના સ્વભાવ વિષે તેમ જ એમની બુદ્ધિમત્તા વિષે મને ઘણું માન છે. અમારી આખી મેડીકલ કૉલેજમાં પણ તેમના જેટલો બુદ્ધિમાન વિદ્યાર્થી બીજો કોઈ નથી. જો કે તને કહીશ તો ખોટું લાગશે; પણ ભય્યાસાહેબ કરતાં એ વધારે બુદ્ધિમાન છે, એમ કહેવું પડે છે. તેમનો સ્વભાવ પણ સારો છે. 'સારો' એટલે તે કોમળ હૃદયના અને દયાળુ છે, એટલું જ નહિ; પણ તેમનું મન ઉદાર અને ઉદાત્ત છે. એમની સાથે પરણવાથી મારી ગર્વિષ્ઠવૃત્તિને અને મારી લઢકણી વૃત્તિને કાંઇક શાન્તિ મળશે, અને મારું મન વધારે ઉદાર અને ઉદાત્ત પણ થશે. પણ—"

રાગિણીએ ઉત્સુકતાથી પૂછ્યું: "ત્યારે હવે 'પણ' રહ્યું ક્યાં?"

ઉત્તરા જરાક ગંભીરતાથી બોલી: "આનન્દરાવ સાથે પરણવાનું મને નથી ગમતું. વિવાહથી મને લાભ થશે, એ ખરું; પણ તેથી એમને તો નુકસાન જ થશે. એ રહ્યા ઓછા બોલનારા અને હું રહી ઘણી બોલકણી! અવિવાહિત સ્થિતિમાં એમનું શરમાળપણું એમને શોભે છે; અને મારા બોલકણા સ્વભાવ માટે મને પણ શરમ નથી લાગતી. પણ પરણ્યા પછી પતિ કરતાં પત્નીનું વકતૃત્વ વધારે હોય અને તેથી પતિ

તાં વધારે તેજ પત્નીનું પડે, તો તે ચાર માણુસો વચ્ચે સારું દેખાય ! ને બધા લોક ભલે ઉઘાડું નહિ—મનમાં હસશે.મારાથી આવું કેમ કરીને માશે ? આનન્દરાવની અન્દર જો આ સભાભીરુત્વ ન હોત, તો—"

"એમાં શી અડચણ છે, બેન ? ભાઈ તો દિવસે દિવસે વધારે લતા થાય છે. અને તું પણ પરણ્યા પછી તારું મોંઢું બન્ધ રાખ્યા ના રહીશ ખરી કે ?"

"તું ગમે તેમ કહે ! મને તેમને માટે મનમાં આદર છે. પણ તેવા ારનો પ્રેમ હજી મનમાં ઉદ્‌ભવ્યો નથી. મારું મન કઠણ પ્રેમરસ-ન્ય છે, એમ કહે કહેવું હોય તો ! પણ હવે; જવા દે એ વાતને. તને મારી સઘળી હકીકત કહીજ દીધી છે. હવે આ પ્રસંગે મારે કરવું, તે તું કહે. કેવળ બાને જ સુખી કરવા માટે હું ચીનુ-ાઈ સાથે વિવાહ કરું કે શું ? તને જો સત્ય જ કહું તો મારે વિવાહ-કરવો નથી. મારા આવા વિવાહથી બાને ભલે શરુઆતમાં આનન્દ ય, પણ છેવટે તેને કે મને એવા વિવાહથી કદિ પણ સુખ થવાનું ી. લોકો મારે વિષે ગમે તેવું કહે છે, પણ મને તેમની જરાએ પરવા ી. બધા જ લોકો મને કઠોર, કૃતઘ્ન ને નિર્દય સમજે છે; તેથી મારી ાણુંકમાં ખરેખર કોઈ દોષ છે કે શું, એવી શંકા મને આવવા લાગી . રાગિણી ! તું મને ખરેખરું કહેજે જો આ બાબતમાં હું બાનું ન ાનું, તો તું મને દોષ દે ખરી કે ? તારી જ ઉપર મારો બધો વિશ્વાસ તું કહીશ તેમ હું આ પ્રસંગે કરીશ."

ક્ષણમાત્ર થોભીને રાગિણી બોલી: "હું તને તો જરાએ દોષ ન ઉં ! હું બાસાહેબને મળી, તેમને સમજાવવાનો પ્રયત્ન કરીશ. એ તો રા અન્તરથી એવું જ માને છે, કે પરણશે એટલે ઉત્તરા સુખી થશે. ણ તે જ્યારે મારી સ્થિતિ બરોબર જાણશે, એટલે સમજશે, કે પર-લી બધી જ સ્ત્રીઓ કાંઈ સુખી હોતી નથી. બેન ! મારા દુઃખનો તને બરોબર ખ્યાલ છે ! પણ મારી સ્થિતિની ખરી કલ્પના બાસાહેબને લકુલ નથી ! તું તો જાણે છે ને મારી સ્થિતિ કેવી દુઃખમય છે તે ?"

આ છેવટના શબ્દો બોલતી વખતે રાગિણીનું હૃદય ભરાઈ આવ્યું ાને આંખોમાંથી ગંગાયમુનાનો પ્રવાહ વહેવા લાગ્યો. થિઑસોફીની ને સાધુસન્તોની પાછળ પડીને ભય્યાસાહેબ વિરક્ત જેવા થઈ ગયા , એ વાત તે જાણતી હતી; પણ તેમનો વૈરાગ્ય એટલી હદે ગયો શે એવો ઉત્તરાને સ્વપ્નેય ખ્યાલ નહોતો.

રાગિણીની પીઠપર પ્રેમથી હાથ ફેરવતાં ઉત્તરા બોલી: "રાગિણી ! ામના વિષે હમણાં કાંઈ નવું બન્યું છે કે શું ?"

દુઃખાવેગ કિંચિત ઓછો થયા પછી રાગિણી બોલી: "બેન ! તું મને મારી મા જેવી લાગે છે ! તો મારું દુઃખ મારે તારી આગળ નહિ, તો પછી કોની આગળ જઇને કહેવું ? બેન ! અમને પરણ્યાને હજી બે વર્ષ પૂરાં થયાં નથી, એટલામાં તો સંસારપર પૂરતો તિરસ્કાર તેમને ઉત્પન્ન થયો છે ! હમણાં હમણાંમાં તો સંસાર ઉપર તેમને જરાએ આસ્થા નથી. નિવૃત્તિ માર્ગમાંથી પરાવૃત્ત કરવાનો હું પ્રયત્ન કરું છું, પણ તેથી તો મારા ઉપરનો પ્રેમ ઓછો થતો હોય, એમ લાગે છે. બેન! હું સાધુસન્તોની વિરુદ્ધ કયાં છું ? પણ હવે તે ઘરબાર છોડીને, સંન્યસ્ત લઈ હિમાલય પર જવાના તેમના વિચાર ચલાવે છે; એવે વખતે હું વિરુદ્ધ ન બોલું, તો શું કરું ? તું જ કહે !"

આ સાંભળી ઉત્તરા થોડી વાર શાન્ત થઈ બેસી રહી. પછી તે બોલી: "ભય્યાસાહેબની આ વૃત્તિ આટલી બધી હદે વધી હશે, એમ મેં નહોતું ધાર્યું !"

"વધી છે, એટલે શું ? કાંઈ હદ જ રહી નથી હવે ! હમણાં હમણાંમાં તો તેમને આને લીધે જમવાનું પણ નથી સૂઝતું. આપણે પૂછીએ એક, અને જવાબ દે બીજો, આવું થયું છે. મને લાગે નહિ એટલા માટે તો મને કોઇ કોઇ વાર સાંસારિક સવાલો પૂછે છે,પણ તે સવાલો જ એવા હોય છે કે, તે સાંભળતાં જ તેમનું મન સંસારમાં નથી, એમ આપણે સ્પષ્ટ રીતે જાણી શકીએ ! તેઓ રાતોની રાતો ઊંઘ વિનાની ગાળે અને હંમેશ પોતાના જ વિચારોમાં મગ્ન હોય છે. મને વિલાસ પ્રિય છે, તેથી હું વિરુદ્ધ બોલું છું, એમ કદાચ તને લાગતું હશે. પણ બેન ! આ બધું શું હું મારે માટે જ કરું છું ? ઘરબાર છોડી, સંન્યસ્ત લઈ, વનવગડામાં ગયા પછી શું થશે, એ જ ફિકરથી હું તેમને આ બધું કહ્યાં કરું છું. પણ એનું પરિણામ આવે છે ઉલટું ! હું એમની આત્મપ્રાપ્તિની વિરુદ્ધ કયાં છું ? પણ એ તો ભોળા છે. એકાદ ઢોંગી, લુચ્ચો બાવો ફસાવીને જંગલમાં લઈ જાય, તો પછી ન રહે સંસાર કે ન મળે ઇશ્વરપ્રાપ્તિ ! આવી સ્થિતિ થાય ! તેથી જ હું હંમેશાં કહું છું, કે પ્રથમ ગુરુની પરીક્ષા કરી લીધા પછી જે કરવું હોય તે સુખેથી કરવું. મારે વિલાસ નથી જોઇતા. પણ માત્ર સંસાર છોડીને ઇશ્વરપ્રાપ્તિ થશે જ એની કાંઈ ખાતરી છે ખરી ? ગુરુ સારા મળે તો તો જાણે ઠીક, નહિ તો–"

"તદ્દન ખરું કહે છે તું ! પણ ભય્યાસાહેબ કયા ગુરુની પાછળ ઘેલાં થયા છે ? પેલા બોધસ્વરૂપ સ્વામીને ? તે કાંઈ ખરાબ નથી ! લોકોમાં તો તેમની કીર્તિ સારી છે."

"તે જ્યારે પહેલાં એક વાર અહીં આવેલા,ત્યારે મેં તેમને જોયેલા. પણ બેન ! મારો તેમને વિષે સારો અભિપ્રાય નથી. હું કાંઈ સ્વામીને

ખરાબ નથી કહેતી! જે તેમને પ્રિય અને માન્ય છે, તેને હું ખરાબ કેમ કહી શકું? પુરુષોના કરતાં તો હું વધારે ડાહી નથીને? પણ ગમે એટલું હોય, તો પણ સ્ત્રીનું મન શંકાશીલ જ હોય! તેથી જ બીક લાગે છે, બીજું શું? વારુ, આ બોધસ્વરૂપ સ્વામી એક સારા હશે, પણ તેથી સંસાર છોડી વનવગડામાં જવું, એ માર્ગ સારો છે, એ શા ઉપરથી? શું સંન્યાસ લેવાની એમની આ ઉમ્મર છે?"

"મને તો આ નિવૃત્તિ માર્ગ જરાએ પસંદ નથી, તું તે જાણે જ છે. આ mystic ગૂઢમાર્ગી–લોકોની મને તો ઘણી દયા આવે છે. હું આમ કહું છું, તેથી તું મને નાસ્તિક પણ કહીશ, અને તારા મારા વચ્ચે આપણો હંમેશનો વિવાદ પણ શરુ થશે! પણ હવે તો વાત જીવ-પર આવી છે! આ વખતે આપણા વિવાદોની જરૂર નથી. હવે આને માટે શો ઉપાય કરવો તને યોગ્ય લાગે છે, તે તો તું કહે"

"મને તો કાંઇ જ નથી સૂઝતું. મેં તો ઘણી રીતે કહી જોયું, પણ બધું નકામું જાય છે! જેમ જેમ હું વધારે કહીશ, તેમતેમ તેનું ઉલટું જ પરિણામ આવશે, એ નક્કી છે!"

"મને એમ લાગે છે. મારા નાનાસાહેબ, ભાઉસાહેબ, શાસ્ત્રીજી અને આનન્દરાવ એ બધા તેમને જૂદે જૂદે વખતે અને જૂદે જૂદે ઠેકાણે મળીને ઉપદેશના બે બોલ કહે, અને તેમણે લીધેલા નિવૃત્તિમાર્ગમાંથી બહાર કાઢવા પ્રયત્ન કરે, તો ઠીક. અથવા બીજો એક ઉપાય છે. સંસારનો અને જગતનો તેમને મોહ લાગે એવું કાંઇક કરવું જોઇએ. વનભોજન, પ્રવાસ અથવા Picnic પાર્ટી જેવા આનન્દના પ્રસંગો ઉપસ્થિત કરીને તેમને આપણી સાથે લઈ લેવા જોઇએ. મારા નાના-સાહેબને કહીને આવી કાંઇક વ્યવસ્થા હું હમણાં જ કરાવું છું. વળી આનન્દરાવ પણ ભય્યાસાહેબના ખાસ મિત્ર છે. તેમને તું સમજાવીને કહીશ, તો તે પણ તેમને સમજાવવાનો પ્રયત્ન કરશે, અને તેમનું મન ફેરવશે."

રાગિણી હસીને બોલી: "અને તું કેમ નથી કહેતી આનન્દરાવને આજે જ? કાંઈ તેમનાથી શરમાવાની જરૂર નથી."

રાગિણીને આ મશ્કરી સ્વાભાવિક રીતે જ સૂઝી આવી, અને તેથી તે ઉપરના શબ્દો એકદમ બોલી ગઈ ખરી; પરન્તુ આ વખતે બન્નેનાં મન હાસ્યવિનોદને માટે તૈયાર ન હોવાથી આ વચનોથી કાંઈ રસોત્પત્તિ થઈ નહિ. અર્ધીક મિનિટ સુધી તે બન્ને ચિન્તાકુલ ને શાન્ત બેસી રહ્યાં હતાં. પછી રાગિણી બોલી: "હું કહું છું. એવી ખટપટ તો મોટાભાઈ ક્યારનાએ કરે છે; પણ તેનો જરા પણ ઉપયોગ થતો નથી. તું જ એક વાર નાનાસાહેબને કહી જો."

આટલું બોલી રાગિણી એકદમ અટકી. તેના મનમાં એક વિચાર આવ્યો—તેને તેની મા સાંભરી આવી જેથી તેની આંખો અશ્રુપૂર્ણ થઈ. તે શૂન્ય દષ્ટિથી ઉત્તરા તરફ કિંચિત કાળ જોઇ જ રહી. થોડી વાર પછી જાણે શુદ્ધિમાં આવી હોય તેમ નિશ્વાસ નાંખી તે બોલીઃ "બેન! આજે મારાં બા જીવતાં નથી, એ ખરેખર કેટલા આનન્દની વાત છે!"

આ શબ્દ ઉચ્ચાર્યા પછી રાગિણીને એટલું રડવું આવ્યું, કે તેનું દુઃખ જોઇને અને સરલાદેવીનુ સ્મરણ થતાં ઉત્તરા પણ ડુસકાં ભરવા લાગી. બન્નેનાં વસ્ત્રો એકબીજાનાં અશ્રુથી ભીંજાવા લાગ્યાં

થોડી વાર પછી જેમતેમ કરી શોકાવેગને રોકી ઉત્તરા ઘેર જવા નીકળી એટલામાં રમાબાઇએ (એ રાગિણીના ઘરમાં રાંધનારી બાઈ હતી.) ચ્હા અને બટાટાપૌંઆ તેમની આગળ નાસ્તા માટે લાવી મૂકયા, અને તે બોલી: "ઉત્તરાબેનને ભાવતું એવું જ આજે ખાસ બનાવ્યું છે."

પંદર દિવસ પહેલાં જ રાખેલી આ બાઇએ પણ ઉત્તરા એ રાગિણી-ની બેનપણી છે, એ વાત જાણી લીધી હતી. તેમ જ 'ઉત્તરાબેનને પૌંઆ ઘણા ભાવે છે.' એવું એક વાર રાગિણી તેની આગળ બોલી ગએલી; તે આ ચતુર બાઇએ ધ્યાનમાં રાખી લીધું હતું. પોતાની કર્તવ્યદક્ષતા અને હોંશિયારી બતાવી પોતાની શેઠાણીને ખુશ કરવાની આવી સુન્દર તક ગુમાવવાનું તેણે દુરસ્ત ધાર્યું નહિ.

રાગિણીને અને ઉત્તરાને સ્વાભાવિક રીતે જ ખાવાપીવાની (ઉત્તરા-ને ગમતા પૌંઆની પણ) વિશેષ ઇચ્છા નહોતી. તો પણ તેમની દરરોજની ચ્હાની વેળા થઈ હતી તેથી અને તે બાઇએ પૌંઆ ખાસ બનાવ્યા હતા તેથી, તે બાઈ સાથે આડી અવળી બેચાર વાતો કરતાં કરતાં તેમણે થોડોક ઉપાહાર કર્યો.

થોડી વારે ઉત્તરા આવી હતી તેના કરતાં પણ વધારે ઉદાસીન વૃત્તિથી પોતાને ઘેર પાછી ગઈ.

———:o:———

## પંચદશ પરિચ્છેદ

### નિર્ઝરગઢ ઉપર

"ઉત્તરા! બસ કર હવે તારું વાચન! જરા ચ્હા માટે વાસણ તૈયાર રાખ તો? ચાલ!"

"બા! જરા થોભો. બેત્રણ કાગળ લખવાના બાકી રહ્યા છે; તે લખીને આ આવી!"

"પછી આવીશ તે શા ઉપયોગમાં આવવાની હતી?"

"બધાં ફરીને પાછાં આવવાની વેળા પણ થઈ; ને હજી ચુલા પર ચ્હાનું પાણી પણ નથી ચઢાવ્યું! ગણુ આજે માંદો છે અને ટીલ્લુનું શરીર પણ ઠીક નથી, માટે જ તને કહેવું પડે છે! નિર્ઝરગઢ જેવા પ્રદેશમાં ક્યાંથી બીજો રસોઇઓ લાવવો? વિજયગામમાં તને મેં કદિ પણ કામ માટે બોલાવી હતી કે? બોલ!"

"પણ બા! હું ના ક્યાં કહું છું? કાગળ પૂરા કરીને આવું છું!"

બાસાહેબ જરા ગુસ્સે થઇને બોલ્યાં: "પછી આવવાની જરાએ જરૂર નથી. આવવું હોય તો હમણાં જ આવ. ડુંગર પરથી થાકીપાકીને હમણાં જ બધાં પાછાં આવશે, તેમને માટે ચ્હા ને ફલાહાર જો તૈયાર રાખીશું તો તે તેમને બધાંને ઠીક લાગશે કે નહિ! એટલા જ માટે તને કહું છું! ચાલ, આવે છે કે નહિ?"

બાસાહેબ આ શબ્દો ગુસ્સાથી બોલ્યાં, પણ ઉત્તરાએ, પત્ર લખવામાં મશગુલ થઈ ગએલી ઉત્તરાએ તે સાંભળ્યા કે નહિ, તે ઇશ્વર જાણે! તેણે બાસાહેબને કાંઇ જ જવાબ દીધો નહિ. કાંઈ પણ ન બોલતાં પત્ર લખવાનું કામ તેણે જેમનું તેમ ચલાવ્યે રાખ્યું હતું.

આથી બાસાહેબનો ગુસ્સો હાથમાં રહી શકયો નહિ, એટલે તે મોટેથી બોલ્યાં: "તારે આવવું છે કે નહિ, તે એક વાર ચોક્ખું કહી દે! અંગ્રેજી શિખી ગઈ, એટલે તારી હોંશિયારી બતાવવાની કાંઈ જ જરૂર નથી! અહીં ધણી અગવડો છે એટલું જ નહિ, પણ કામની યે ઉતાવળ છે, માટે તને બોલાવવી પડે છે. અને બોલાવું છું તે પણ ચ્હા જેવા જ કામને માટે? તને ઘેર કદિ બોલાવું છું કે? આટલું કામ પરવાર્યાં પછી કાગળ પૂરા કરીશ તો નહિ ચાલે કે?"

ઉત્તરા નિશ્ચયાત્મક સ્વરથી બોલી: "પછી હું ફરવા જવાની છું. કાગળ પૂરા થાય કે આ આવી હું! ચ્હાને પાંચ મિનિટ મોડું થાય, એટલામાં બગડી શું ગયું?"

આવા તોછડા જવાબથી તો બાસાહેબ ઘણાં જ ચીડાઈ ગયાં; ચીડાએલા સ્વરે તે બોલ્યાં: "કાંઈ બગડી નથી ગયું! તું આવીશ જ નહિ હવે!

હવે તો થયું ? તું થઈ પુરુષોના જેવી સમાન હક્કવાળી ! તું શાને કોઇની મનમાં બીક રાખે ? અને તેમની પ્રતિષ્ઠા પણ તું શાને જ જાળવે ?"

"ખરેખર હું કોઇની જ હદ બહાર પ્રતિષ્ઠા જાળવવાની નથી !" ઉત્તરા પણ તેવા જ સ્વરથી બોલી: "હાથમાંનું કામ પડતું મૂકી, પુરુષોના પગ ઘરમાં પડે તે જ ક્ષણે તેમને માટે ચ્હા અને ફલાહારનો સામાન સ્ત્રીઓએ હાજર કરી જ દેવો, અને તેમની બરોબર બરદાસ રાખવી, એવું શાસ્ત્ર મને તો બિલકુલ પસંદ નથી ! પુરુષોનાં ચ્હાપાણી તૈયાર કરવા સિવાયનું સ્ત્રીઓને માટે બીજું કાંઇ કામ જ નથી કે શું ?" આમ કહી ઉત્તરા પોતાનું પત્રલેખનનું કામ આગળ ચલાવવા લાગી.

"તને મેં બોલાવી એ મારી જ ભૂલ ! તું તારે આખો દિવસ પત્રો જ લખ્યાં કર; પણ મને તારા આ કડવા ઝેર જેવા શબ્દો સંભળાવીશ નહિ. આજે તું મને જ આમ કહે છે, પણ કાલે—આ બધું જોતાં પહેલાં જ ઇશ્વર મને લઈ જાય, તો જ હું આ દુ:ખમાંથી છૂટું !" આમ કહીને બાસાહેબ સાડીના છેડાવતે આંખમાં આવેલાં અશ્રુઓ લૂછવા લાગ્યાં; અને ગુસ્સાથી કે શોકથી તેઓ વાસણ પછાડવા લાગ્યાં.

બોલતી વખતે ભાન ન રહેવાથી ભળતા જ શબ્દો પોતાના મ્હોંમાંથી નીકળ્યા અને તેથી વિવાહની ફિકરથી દુ:ખી થએલી પોતાની પ્રેમાળ માતાનું મન પોતે દુભવ્યું, એ ઉત્તરાએ તે જ ક્ષણે જાણ્યું. તેથી તેને પણ ખોટું લાગ્યું. કાગળ લખતાં લખતાં તે એકદમ અટકી, ને પોતાની મા પાસે આવીને તે બોલી: "બા, અમુક કારણોથી હું હમણાં હમણાંમાં કંટાળી ગઈ છું. તેથી જ મારા મ્હોંમાંથી આવા ભળતા જ શબ્દો નીકળી ગયા. તેં અને મારા પિતાજીએ મને ઉચ્ચ શિક્ષણ આપ્યું, તેનો બદલો હું આવી જ રીતે વાળીશ એમ તને લાગ્યું ? લોકો મને 'તાડકા' કહે છે, તેથી તું પણ મન તેવી જ ધારે છે કે શું ?"

ઉત્તરાના આ પશ્ચાત્તાપભર્યા શબ્દોની બાસાહેબ પર ઉંડી અસર થઈ જેથી પ્રેમાળ સ્વરે તે બોલ્યાં: "લોક તારે વિષે ગમે તે કહે, તો પણ તું ખરેખર કેવી છે, તે હું બરોબર જાણું છું ! તું સાદી અને ભોળી છે, તેમ જ જરાક બોલકણી પણ છે, એટલું જ ! એકાદ વાર આવેશમાં તું ગમે તે બોલી જાય છે, પણ તારા મનમાં કાંઈ તેવું હોતું નથી, એ હું જાણું છું. પણ લોકમાં આ બધું ખરાબ દેખાય છે, તેથી જ તે બધા તારી નિન્દા કરે છે. તને મેં હમણાં જરા કડકપણે કહ્યું તેનું કારણ પણ એ જ ! એ તો ઠીક ! પણ તેં હમણાં 'મારું મન ઠેકાણે નથી' એવું જે કહ્યું, તેનું શું કારણ ? માથુંબાથું તો નથી દુ:ખતું ને ? કે પછી બીજું કાંઈ કારણ છે ? તારા વિવાહની તો તને ફિકર નથી લાગી ને ? 'હું હમણાં કંટાળી ગઈ છું,' એવું જે તેં હમણાં કહ્યું, તે શા માટે ?"

થોડી વાર શાન્ત રહી ઉત્તરાએ જવાબ આપ્યો: "બા ! મને એકાદ વાર એવું થાય છે, કે તારા કહેવા પ્રમાણે પરણીને ચિન્તામુક્ત થઈ જવું; પણ પાછું ફરીથી એવું લાગે છે કે–"

"કોની સાથે પરણવા માગે છે તું ? ચીનુભાઈ સાથે ?" બાસાહેબે ઉત્સુકતાથી પૂછ્યું.

"ના, મારું મન એમ તો કોઇની ઉપર જ નથી ! પરણવાનું તે તો માત્ર તારે જ માટે–"

"તો શું આનન્દરાવ ઉપર છે ?" ઉત્તરા આગળ શું કહે છે તે તરફ ધ્યાન ન આપતાં બાસાહેબે વચ્ચે જ પૂછ્યું.

"ના રે–મારું મન કોઇની ઉપર નથી–"

ચીનુભાઈ વિષે પૂછેલા સવાલના જવાબના શબ્દો અને હમણાંના તેના શબ્દો હતા તો એક જ; પણ તેમનો સ્વરભેદ, ઉચ્ચારભેદ અને ભાવભેદ બાસાહેબને તો ઘણો મહત્ત્વનો લાગ્યો.

"ઉત્તરા ! હું તારું કદિએ ભૂંડું ચિન્તીશ ખરી કે ?" બાસાહેબ થોડી વારે બોલ્યાં: "લોકો તારે માટે ખોટું ન બોલે, અને તને સુખ થાય એટલા જ માટે મારા આ બધા પ્રયત્નો છે."

"પણ બા, મારી જો કોઇની પણ સાથે પરણવાની ઇચ્છા જ ન હોય તો તારો આટલો બધો આગ્રહ શા કામનો ? વારુ, પરણીનેય શું સુખ થવાનું છે ? આપણી રાગિણી તરફ જ જોને ! જ્યારે તેમનાં–ભય્યાસાહેબ સાથે રાગિણીનાં–લગ્ન થયાં, ત્યારે બધાંને કેટલો બધો આનન્દ થયો હતો ? પણ તેણે જ પોતાની બધી વાત તને કહી હતી ને તે દિવસે ? બા ! મારી ફિકરથી વૃદ્ધાવસ્થામાં તને આટલું દુઃખ થાય તે જોઇને મને ઘણું લાગી આવે છે, અને તેથી કાંઇનું કાંઈ કરી બેસવાનું પણ મને મન થઇ જાય છે ! બા ! તને દુઃખ દેવાને જ હું જન્મી છું કે શું ?"

આટલું બોલી માતાના ખોળામાં માથું મૂકી ઉત્તરા નાના બચ્ચાની માફક અશ્રુધારા વહેવડાવવા લાગી. ઉત્તરાને આટલી બધી શોકગ્રસ્ત થએલી બાસાહેબે કદિ પણ જોઈ ન હતી. 'કાંઇ ને કાંઈ કરવાનું મન થાય છે' આ શબ્દોથી તો તે પ્રેમાળ અપત્યવત્સલ માતાના પેટમાં મોટો ધ્રાસકો પડ્યો. ઉત્તરાની પીઠપર હાથ ફેરવતાં તે બોલ્યાં: "ઉત્તરા ! તારે જ જો પરણવું ન હોય તો મારો કાંઈ એવો ખાસ આગ્રહ નથી. તારી ઇચ્છા વિરૂદ્ધ પરણવાનું હું તને કદિ પણ નહિ કહું. અમારી શરમથી અથવા જુલમ જબરજસ્તીથી તું પરણે, તેથી તને જરા પણ સુખ થવાનું નથી, એય હું જાણું છું."

બાસાહેબના આ શબ્દોથી ઉત્તરાને ઘણી ધીરજ આવી, ને તે બોલી: "બા ! જો હું ન પરણું તો તું ખરેખર જ ગુસ્સે તો નહિ થાય ?"

"ના, ના, કારણ વિના ગુસ્સો કરું એવી કાંઈ હું ગાંડી છું કે? બેટા! હું જરાએ ગુસ્સે નહિ થાઉં. હા! ચાલ, ઉઠ, હવે બધા ફરીને પાછા આવશે. પેલો 'સ્ટોવ' સળગાવીને તેની ઉપર ચ્હાનું પાણી મૂક; ત્યાં સુધીમાં હું આ વાસણ માંજી નાંખું!"

ઉત્તરાના કહેવાથી ભય્યાસાહેબને સંસારાસક્ત કરવા માટે જે વનભોજન જેવા પ્રસંગો ઉપસ્થિત કર્યા હતા, તેમાંનો લાંબી મુદતનો અને સૌથી વિશેષ આનન્દપ્રદ એવો આ પ્રસંગ નિર્ઝરગઢ ઉપરનો હતો; જે વખતે ઉપર પ્રમાણેની વાતચીત માદિકરી વચ્ચે થઈ હતી.

નાનાસાહેબ, શાસ્ત્રીજી અને આનન્દરાવે મોટી ખટપટ કરી ભય્યાસાહેબનું મન સંસાર તરફ ખેંચવા માટે આ પ્રયત્ન કર્યો; અને તેમના આ પ્રયત્નને, તરતને માટે તો સારો યશ મળ્યો હોય એમ દેખાયું. નિર્ઝરગઢ ઉપરના દશબાર દિવસના નિવાસમાં ભય્યાસાહેબ જેવો ઉત્સાહી અને રંગીલો માણસ, તે ટોળીમાં તો બીજો કોઈ ન હતો, એ સ્પષ્ટ દેખાતું હતું. ભય્યાસાહેબનું સંન્યસ્ત વિષેનું ગાંડપણ ગયું; અને તે ઐહિક વાતોમાં, વ્યવહારમાં કે વિહારમાં ભાગ લેવા લાગ્યા છે, એ જોઇને રાગિણીની ખિન્નતા પણ ધીમે ધીમે જવા લાગી અને રાત્રે બન્ધ થએલું કમળ-પ્રાતઃકાલના બાલ-સૂર્યનાં કિરણોથી જેમ ખીલે, તેમ તેનું મન પણ પ્રફુલ્લિત થયું અને તેની હાસ્યવિનોદિની વૃત્તિ પણ ફરીથી જાગૃત થઈ. આ આનન્દના ઉભરામાં પોતાના મનોરંજનાર્થે તેણે એક વાર્તા પણ લખી હતી.

ઉપરનો પ્રેમકલહ માદિકરી વચ્ચે ચાલતો તે વખતે ઘરમાંનાં બધાં નિર્ઝરગઢના રમ્ય પ્રદેશમાં સહેલ કરવાને માટે બપોરી વખતે ગયાં હતાં. ઉત્તરાનું ચિત્ત આજે અસ્વસ્થ હોવાને લીધે તે તેમની સાથે ગઈ નહોતી. તેમનો રસોઇઓ ગણુ આજે માંદો હતો, જેથી ચ્હા અને ફલાહારની વ્યવસ્થા બાસાહેબને માથે આવી હતી.

નિર્ઝરગઢનું રમણીય સ્થાન વિજયગામથી છ સાત મૈલને અન્તરે એ જ નામના ડુંગરપર આવેલું હતું; અને ત્યાં 'સ્વયંભૂ' મહાદેવનું એક મન્દિર હતું. જ્યારે શ્રી રામચન્દ્રજી વનમાં નિવાસ કરતા હતા, ત્યારે શ્રી શંકરે ત્યાં આવી સીતાજીને ધીરજ આપી, એવી એ સ્થાન વિષે દન્તકથા છે. આ દન્તકથા ખરી છે, એ વાતની સાક્ષી પૂરવાને માટે જ હોય તેમ ત્યાં 'સીતારામ'નું એક મન્દિર પણ હજી વિદ્યમાન છે. હમણાં હમણાંમાં જો કે આ દેવોનું માહાત્મ્ય ઓછું થઈ ગયું હતું, તો પણ ત્યાંની આરોગ્યપ્રદ શુદ્ધ હવાને માટે, ત્યાંનાં નિર્મળ ઝરણાંઓ માટે, ત્યાંનાં સ્વચ્છ પાણીથી ભરાયલાં જળાશયો માટે, ત્યાંની લીલીછમ ઝાડીઓ માટે તે સ્થાન વિજયગામની આસપાસ હજી પણ પ્રખ્યાત છે. ત્યાંથી

જોઇ શકાતા રમ્ય સૃષ્ટિસૌન્દર્યને અથવા મનોહર—પણ ભયાનક—પ્રપાતોને જોવા માટે જીલ્લામાંના ગોરા સરકારી નોકરો, ધનાઢ્યો, મિશનરીઓ વગેરે લોકો ત્યાં વારંવાર આવતા જતા હતા; અને આસપાસના જમીનદાર વર્ગ, વકીલો, ડૉકટરો જેવા પૈસાદાર લોકો ત્યાં પણ ઉનાળામાં જઈ થોડાક દિવસ નિવાસ કરતા હતા. નિર્ઝરગઢની નીચે જે ગામ હતું તે ગામના ગરીબ લોકો, ડુંગરપર સહેલ કરવાને આવેલા વૈભવશાલી ધનાઢ્ય લોકોને ઝમ્પાન—ડોળીમાં બેસાડીને ઉપર લઈ જતા, અને ત્યાંના એક બે વાણીઆ દુકાનદાર તેમને માટે જમવા વગેરે માટેનો સામાન પણ ઉપર પહોંચાડી આપવાની વ્યવસ્થા કરતા.

નાનાસાહેબ, ભાઉસાહેબ અને શાસ્ત્રીજી આ પહેલાં બે ચારવાર મે માસની રજામાં આ ડુંગરપર રહેવા માટે સહકુટુંબ આવેલા હતા; અને એક માસ સુધી તેમણે ત્યાં નિવાસ પણ કર્યો હતો. 'ડુંગરની ભયંકર ગુફાઓમાં રહેનારી માતા દર ત્રણ વરસે ઓછામાં ઓછું એક તો બલિદાન લે છે,' એ વાત સાંભળ્યા પછી બાસાહેબ ત્યાં આવવાને હમ્મેશ નાખુશ રહેતાં; પણ નાનાસાહેબ આખા વરસની વકીલાતથી થાકી ગયા પછી ઉનાળામાં પણ વિજયગામમાં રહેવાને નાખુશ હોવાથી, ત્રણ ચાર વરસે નિર્ઝરગઢની ઠંડી હવા અને રમણીય દૃશ્યોનો ઉપભોગ લેવાની ખાસ જરૂર જોતા. ત્યાંના એકાન્ત વાસમાં વાઙ્મયાત્મક કે વેદાન્તવિષયક ગ્રન્થો વાંચી તેનું મનન કરવાની તેમને ઇચ્છા થતી અને તેથી જ તે બાસાહેબની આ નિરાધાર બ્હીકને માનતા નહિ.

અને નાનાસાહેબની સાથે ભાઉસાહેબ અને શાસ્ત્રીજી તો હોય જ! ભય્યાસાહેબ પણ અહીંઆં પહેલાં બે ત્રણ વાર આવેલા, પણ સાથે રાગિણી હતી તેથી, કે બીજા કોઈ કારણથી ઈશ્વર જાણે! પણ આ વખતે આ રમણીય સ્થાનમાં તે આવ્યા અને એક જ દિવસ રહ્યા એટલામાં તો "આવા સુન્દર પ્રદેશમાં હમ્મેશને માટે રહેવાનું હોય તો કેવું સારું!" આવા ઉદ્ગારો તેમના મુખમાંથી નીકળ્યા! કેટલાક દિવસ ત્યાં રહ્યા પછી તેમનો વૈરાગ્ય અને તેમનું નિરાશાવાદિત્વ પૂર્ણ રીતે લય પામી ગયાં; અને સંસાર એકંદરે જોતાં સુખમય છે, એવું તે માનવા લાગ્યા. રાગિણીને છોડીને સંન્યાસ લઈ જંગલમાં—ગિરિકંદરોમાં—જવાનો જે વિચાર પોતે કરેલો, તે કેટલો મૂર્ખતાભર્યો હતો તે વિષે તે હવે વિચાર કરવા લાગ્યા. જગતમાં ભલે દુઃખ અને પાપ હશે, પણ સુખસૌજન્ય તેના કરતાં વધારે પ્રમાણમાં છે, એવી તેમની હવે ખાતરી થવા લાગી.

"આ પર્વત એટલે વિરોધથી ભરપૂર એવા જગતનો એક આદર્શ જ છે!" ભય્યાસાહેબ એક દિવસ ખુશીમાં આવી જઈ પોતાના મન સાથે બોલવા લાગ્યા: "પર્વત ઉપર એક તરફ રમણીય દૃશ્યો, અને બીજી તરફ

ભયાનક દરીઓ! એક તરફ સહેજે હાથમાં ન આવે એવાં મધુર ફળો, તો બીજી તરફ હાથ પાસે જ આવી રહેતાં કટુ, વિષમય પરન્તુ મોહ પમાડનારાં ફળો! અહીંઆં અત્યન્ત ખુશબોદાર પુષ્પગુચ્છો, તો ત્યાં શરીરે ભોંકાઈ લોહી કાઢનારાં કંટકમય વૃક્ષો! એક બાજુએ મુગ્ધ બાલમૃગો આમતેમ આનન્દથી કૂદે છે, તો બીજી બાજુએ પત્થર નીચેનાં દરોમાં છુપાઈ બેઠેલા ને વારંવાર નિષ્કારણ ફુંફાડા મારતા કાળભુજંગોની હાલચાલ દેખાય છે! આ ડુંગરને શિખરે એકવચની એક પત્નીવ્રતધારી શ્રીરામચન્દ્રનું સીતાજી સાથે મન્દિરમાં વાસ્તવ્ય, તો ડુંગરની નીચે જ પરવંચક બનીઆનું અને તેની પાસે જ તેની વેશ્યાનું ઘર! જગતની માફક આ ડુંગર ઉપર પણ જો કે અનેક પ્રકારનો વિરોધ છે, છતાં અહીંઆં એકાદ દિવસ આવીને રહ્યાં હોઇએ તો આ વિરોધમાં રહેલું અન્તસ્થ ઐક્ય અને તેનું સ્વારસ્ય માલમ પડી આવે છે, અને મનનું નિરાશાવાદિત્વ એકદમ ગચ્છન્તિ કરી જાય છે. એટલું જ નહિ તો જગત એકંદર રીતે જોતાં તો આનન્દમય છે, એમ લાગવા માંડે છે. ગમે તે માણસે આ ઝરા પાસે આવીને જોવું, તેનો ઉપદેશ થોડી વાર સાંભળવો, અને પછી "આ જગતમાં ઇશ્વર છે કે નહિ' તેનો મને જવાબ આપવો. પરમ દિવસે સવારે રાગિણીને લઈ હું ફરવા ગયો હતો. અરસપરસ વાતચિત અને હાસ્યવિનોદ કરતાં કરતાં અમે અનેક લતાઓ ઉપરનાં સુવાસિક, સુન્દર અને હસી રહેલાં પુષ્પો ચુંટી કાઢ્યાં, કેટલાંક મધુર ફળો પણ લઈ લીધાં; અને તે જ વખતે આવી સફળ, સુરમ્ય અને સૌન્દર્યમયી ભૂમિને, તેમ જ સુશીલ, ગુણવતી અને સૌન્દર્યવતી પત્નીને છોડી સંન્યસ્ત લેવાનો જે મેં વિચાર કરેલો, તેમાં રહેલી મૂર્ખતા મેં એકદમ જોઈ! પરમાત્માએ આ ઉંચી અને ભયંકર દિવાલો શા માટે બનાવી છે, તે વિષે પણ મને હવે આશ્ચર્ય થતું નથી! તે દિવસે અન્ધારી રાત્રે હું ત્યાં જાણી જોઇને ગયો, અને ત્યાં થોડી વાર ઉભા રહ્યા પછી મારી એવી ખાતરી થઈ, કે સૃષ્ટિના ગમે તેવા ભયંકર અને ભીષણ સ્વરૂપથી ભય ન પામે એવો સર્જ્જનનો આત્મા છે; આખી સૃષ્ટિ ભલે માનવજાતિની સામે થાય, તો પણ સ્થિરધી અને સંયતાત્મા મનુષ્ય ન બીતાં ત્યાં નિશ્ચિતપણે ઉભો રહી શકશે! આ ગગનચુમ્બી દિવાલોથી અને અન્ધકારની ભીષણતાથી આપણને આપણા આત્માનાં પાવિત્ર્ય, ગૌરવ અને નિર્ભયતાનું ભાન થાય છે. આવી ભીષણતાને ઉત્પન્ન કરનારા ઇશ્વરનો આપણે આભાર માનવો જોઇએ!"

આવા આવા વિચારોથી ભય્યાસાહેબના મનમાં જે ક્રાન્તિ થઈ, તે જોઇને નાનાસાહેબ અને તેમના મિત્રોને જાણીજોઇને ઉપસ્થિત કરેલા આ નિર્ઝરગઢના પ્રવાસનો અને ત્યાંના નિવાસનો ઇષ્ટ ઉપયોગ

થયો એમ લાગ્યું; અને તેમને ઘણો આનન્દ થયો. તેમની વૃત્તિ પણ આથી અત્યન્ત ઉલ્લસિત થઈ.

પતિની મનોવૃત્તિમાં પડેલો ફેરફાર રાગિણીને કેટલો આનન્દપ્રદ થયો હશે, અને તેણે ઉત્તરાના ગિરિનિવાસના મૂલ વિચાર માટે તેનો કેટલો ઉપકાર માન્યો હશે, તેની કલ્પના વાચક તું પોતેજ કરી લેજે.

---

## ષોડશ પરિચ્છેદ

(:o:)

## રમ્ય ઔદાસિન્ય

"I heard a thousand blessed notes,
While in a grove I sat reclined,
In that sweet mood when pleasant thoughts
Bring sad thoughts to the mind,
To her fair works did Nature link,
The human soul that through me ran.
And much it grieved my heart to think,
What man has made of man."

—*Wordsworth.*

'भिन्नरुचिर्हि लोकः ।' જેટલી મૂર્તિ એટલી પ્રકૃતિ. કોઇને ગાયન પ્રિય, તો કોઇને વાચન અને ત્રીજાને ક્રીડન! વિજયગામવાસી લોકોમાં ભય્યાસાહેબને એકાન્તવાસ અને ધર્મવિચાર પ્રિય હતા; રાગિણીને પતિસેવા અને પતિસંગતિમાં પરમાનન્દ થતો; નાનાસાહેબ સમાજસુધારાના કામમાં બ્રહ્માનન્દતુલ્ય આનન્દ માનતા. ભાઉસાહેબનો આનન્દ વિદ્યાર્થીઓને ભણાવવામાં અને તાત્ત્વિક ગ્રન્થોના વાચનમાં સમાએલો હતો; શાસ્ત્રીજીને પોતાના મિત્રમંડળમાં બેસીને ગપ્પાં મારવાનો અને ઉત્તરા સાથે વાદવિવાદ કરવાનો ઘણો શોખ હતો; ઉત્તરાને વાચન પ્રિય હતું, અને સ્ત્રીઓના હક્ક વિષે વાદવિવાદ કરતી વખતે તે એકદમ જોરમાં આવી જતી! આનન્દરાવને વાદવિવાદ ગમતો,–પણ તે પોતે વિશેષ ન બોલતાં બીજાનાં ભાષણો સાંભળવામાં જ આનન્દ માનતા;–તેમનો આનન્દ તેજ સમજી શકતા! બાસાહેબને નાનાસાહેબની સેવા સિવાય અને ઉત્તરાના વિવાહ સિવાય ત્રીજો વિચાર જ સૂઝતો નહિ. ચીનુભાઈ પણ ઉત્તરાના વિવાહ વિષે જ વિચાર કરતા;–પણ તે વિચાર સ્વાર્થબુદ્ધિનો હતો એટલો જ ફેર! બિચારા ટીલ્લુને કામ કરી કરીને થાકી ગયા પછી બાસાહેબ, ઉત્તરા કે રાગિણી સાથે વાત કરવાને વખત મળતો, તો તે પોતાની જાતને ધન્ય સમજતો. અસ્તુ!

આ બધાંમાં ગમે એટલું રુચિવૈચિત્ર્ય હશે, તો પણ કેટલીક બાબતોમાં તો ઐક્ય હતું. દાખલા તરીક **નાનાસાહેબ, ભાઉસાહેબ અને શાસ્ત્રીજી** આ ત્રણ જણને તો વાદવિવાદ કર્યા સિવાય ચેન જ પડતું નહિ. "વાદવિવાદને માટે જ જન્મ ધર્યો છે કે શું, કોણ જાણે !" આવું **બાસાહેબે** એક વાર તેમને વિષે કહ્યું. તેમને જવાબ આપતી વખતે **શાસ્ત્રીજી** બોલ્યા: "**બાસાહેબ** ! સંગીત–નાટકમાં કામ કરનારા રાજાઓ જેમ મરતી વખતે તાન લેતાં લેતાં જ મરે છે, તેમ અમે પણ મરતી વખતે વાદવિવાદ કરતાં કરતાં જ મરીશું !"

આવા અભદ્ર શબ્દો સાંભળી માથું હલાવી બેસી રહ્યા સિવાય **બાસાહેબ** બીજું શું કરી શકે ?

એક દિવસે બપોરે **નિર્ઝરગઢ** ઉપરનું આકાશ વાદળોથી વ્યાપ્ત થઈ ગયું હતું. આ વખતે ત્યાંની ઘાડી ઝાડીનો દેખાવ શાન્ત અને ગંભીર હતો, અને તેને એક પ્રકારનું રમણીયત્વ આવેલું દેખાતું હતું. **ભાઉસાહેબને** તે વખતે બાર વાગ્યા હતા છતાં બહાર ફરવા જવાની ઇચ્છા થઈ. આવે બપોરને સમયે ફરવા જવું એ વિચિત્ર દેખાશે એ વિચારને મનમાં સ્થાન ન આપતાં, તેમણે પોતાનો વિચાર **નાનાસાહેબને** કહી સંભળાવ્યો; અને તે પણ તેમની સાથે ફરવા જવા તૈયાર થયા. આ વાત થોડીજ વારમાં બધાંના જાણવામાં આવી અને સઘળાં જ તે વિચિત્ર વખતે ફરવા માટે બહાર જવા તૈયાર થયાં. બહાર પડ્યા પછી અને તે વખતે ઠંડી લાગતી ઘાડી ઝાડીમાંથી ચાલવા માંડ્યા પછી, **ભય્યાસાહેબના** મનમાં **રાગિણીને** લઈ એકલાં જ ફરવા જવાનો વિચાર થઈ આવ્યો. અને આ પ્રમાણે એકલાં જવું એ હિન્દુ સમાજની શિષ્ટ પદ્ધતિથી વિરુદ્ધ છે એ જાણવા છતાં મોહાન્ધ થઈ તે વિચાર તેમણે **રાગિણીને** કહી સંભાળાવ્યો. પણ તેણે 'તે સારું દેખાશે નહિ!' એમ કહ્યું. અને **ભય્યાસાહેબને**, પહેલાં ભલે ન હોય તો પણ હવે તે વાતની અનુચિતતા બરાબર સમજાઈ. ઉત્તરાના મનમાં પુરુષો સાથે ચાલતાં ચાલતાં **આનન્દરાવ** સાથે બોલતાં જવું એવો એક ખ્યાલ આવ્યો; પણ એ શકય જ નથી, એ તેના મનમાં એકદમ આવી જવાથી **રાગિણી** સાથે અને **બાસાહેબ** સાથે વાતચિત કરતી તે પુરુષોની પાછળ ચાલવા લાગી, પુરુષમંડળ ધીમે ધીમે વનશોભા નિરખતું, હાસ્યવિનોદ ને પ્રેમાલાપ કરતું, તે વનપ્રદેશમાં ઘણી વાર ફર્યું અને છેવટે થાકી ગયું હોય તેમ શ્રી **રામના** મન્દિરમાં પોતાના મુકામ તરફ પાછું વળ્યું. **ભય્યાસાહેબ** માત્ર સાથે ગયા નહિ. "મને હજી ફરવાનું મન છે," એમ તેમણે કહ્યું. **ભય્યાસાહેબને** દૂર દૂર એકલા જ ફરવા જવાનો ઘણો શોખ હતો, અને 'સૃષ્ટિ સાથે ગૂઢ સંભાષણ કરવાથી ઇશ્વરનું સાંનિધ્ય

પ્રતીત થાય છે.' આ આશયના તેમના ઉદ્ગારો બધાંએ ઘણી વાર સાંભળ્યા હતા; તેથી તેમને પાછા ફરવાનો કોઇએ ખાસ આગ્રહ પણ કર્યો નહિ; અને 'સૃષ્ટિ સાથે ગૂઢ સંભાષણ કરી તેની સાથે એકાકાર થવાના' તેમના વિચારની આડે કોઇ પણ આવ્યું નહિ.

થાકીપાકીને ઘેર આવ્યા પછી ચ્હા પીવાની બધાંને જ ઇચ્છા થઇ; અને બાસાહેબ જો કે સૌથી વધારે થાકેલાં હતાં, તો પણ ચ્હા બનાવવાનું કામ તેમણે પોતાને શિર લીધું. રાગિણી પણ તેમને મદદ કરવા ગઇ. એ બન્નેના ગયા પછી આપણે જ માત્ર આળસથી બેસી રહીશું તો ખોટું દેખાશે એ જનલજ્જાના ભયથી કેટલેક અંશે, અને કેટલેક અંશે પોતાની થાકેલી માતાને મદદ કરવાના ઉદ્દેશથી ઉત્તરા પણ રાગિણીની પાછળ ગઇ. ચ્હા તૈયાર થયા પછી તે બધાં જ ચ્હા અને ફલાહારનો સામાન તથા પ્યાલારકાબીઓ લઇને ત્યાં આવી પહોંચ્યાં. બધાં જ ક્ષુધાતુર હોવાથી સાથે જ ચ્હાપાન અને ફલાહાર ગ્રહનનું કામ સૌએ શરુ કર્યું. થોડી વારે ભાઉસાહેબ વચ્ચે જ બોલ્યા: "તમે ગમે તે કહો, નાનાસાહેબ! આ રમ્ય દેખાવ જોઇને મનને આનન્દ થાય છે, એ વાત જોકે ખરી છે, તો પણ તે આનન્દ પાછળ ઉદાસીનતાનું એક કાળું પટલ રહેલું હોય છે, એમાં તો શંકા નથી જ! આવું સૃષ્ટિસૌન્દર્ય જોયા પછી પણ મને અન્તરમાં એક પ્રકારની ખિન્નતા ભાસે છે, તે વખતે પ્રિય મિત્રની સંગતિ પણ ગમતી નથી; અને ત્યાં જ શાન્તચિત્તે એકાદ ઝાડની છાયામાં બેસીને પોતાના ઉદાસ, પરંતુ અત્યન્ત આનંદદાયક અને આકર્ષક એવા મનોરાજ્યમાં મગ્ન થઈ જવું, એવી વૃત્તિ થઇ જાય છે!"

"મને પણ ઘણી વાર એવું જ થાય છે!" નાનાસાહેબ બોલ્યા: "અને તે વખતે તમારી માફક જ કલ્પનાસામ્રાજ્યમાં મગ્ન થઇ જવાની ઇચ્છા થાય છે; પણ તે વિલક્ષણ ઇચ્છા વિષે વિવાદ કરવા માટે તમારા જેવો સ્નેહી મિત્ર પાસે હોય તો ઠીક, એવું મનમાં થાય છે!"

"મને પણ એમ જ થાય છે," ભાઉસાહેબ જવાબ આપતાં બોલ્યા: "પણ પ્રિય મિત્ર પાસે હોય તો કલ્પનાતરંગમાં શાનો મગ્ન થવા દે? તે કાંઈ ને કાંઈ બોલીને સમાધિભંગ કરવાનો જ! પણ આ વાત જવા દો! રમ્ય દેખાવ જોઇને શુદ્ધ આનંદ થવો જોઇએ, તેને બદલે તે વિષાદયુક્ત હોય એ નવાઇની વાત નથી? સુંદર પુષ્પ જોઇને કે મધુરસંગીત સાંભળીને મનમાં ખિન્નતા રહે, એનું કારણ શું?"

"ભાઉસાહેબ, તમે અત્યારે અજાણતાં કાલિદાસના વિચારોનો જ અનુવાદ કરો છો!" શાસ્ત્રીજી હસતાં હસતાં બોલ્યા: "શાકુન્તલમાંનો रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान्' એ શ્લોક કેમ નથી સાંભરતો કે!"

"હાં; ઠીક શ્લોક કાઢયો, **શાસ્ત્રીજી**," **નાનાસાહેબ** બોલ્યા: "આ ઉદાસ Feeling નો (ભાવનાનો) અને પુનર્જન્મનો તેણે ત્યાં આગળ કાંઈ સંબન્ધ બેસાડ્યો છે. મને તે આખો કંઠસ્થ નથી?"

"અમારું જ્ઞાન તમારા જેવું માત્ર ચોપડીઓમાં નથી ભરેલું હોતું!" **શાસ્ત્રીજી** હાસ્યપૂર્વક બોલ્યા: "જે જોઇએ તે બધું મોંઢે!" આમ કહી તે આખો શ્લોક અભિમાનથી બોલવા લાગ્યા.

**रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान् पर्युत्सुकीभवति यत्सुखितोऽपि जन्तुः।**
**तच्चेतसा स्मरति नूनमबोधपूर्वं भावस्थिराणि जननान्तरसौहृदानि ॥**

(ભાવાર્થ:–રમ્ય વસ્તુઓ જોઇને અથવા મધુર શબ્દો સાંભળીને સુખી મનુષ્ય પણ ચિન્તાક્રાન્ત થાય છે. એનું કારણ એ છે, કે તેને પૂર્વજન્મનું સ્મરણ જો કે સ્પષ્ટપણે ન હોય, તો પણ પૂર્વજન્મના પ્રેમ અને સ્નેહના સંસ્કાર મનપર કાયમના સ્થિત હોવાથી રમ્ય વસ્તુ જોઇને પૂર્વજન્મનો પ્રેમ જીવને યાદ આવે છે.)

**શાસ્ત્રીજી** આ શ્લોક બોલી રહ્યા પછી ઉત્તરા બોલી: "મને તો ફુલ વગેરે સુંદર વસ્તુઓ જોઇને કે મધુર સંગિત સાંભળીને શુદ્ધ આનન્દજ થાય છે. તમારા કાલિદાસે જે વર્ણન કર્યું છે, તે morbid (વિકૃતપ્રાય) થએલા મનુષ્યો માટે ખરું હશે! ભાવનાપ્રધાન લોકોનાં મસ્તિષ્ક અતિવિચારથી કે અતિ કોમળતાથી કાંઇક અંશે બગડી જાય છે, અને આવા લોકોને આનન્દ થવાનો પ્રસંગ હોય ત્યારે પણ ખિન્નતા થાય છે. જ્યારે આ કવિ લોકો આ ખિન્નતાનો સંબન્ધ પૂર્વજન્મ કે પુનર્જન્મ સાથે જોડે છે. જેનું મન શુદ્ધ સમતોલ છે, તેને રમ્ય અને આનંદપ્રદ દેખાવ જોઇને ખિન્નતા થાય એ સૃષ્ટિનિયમના ઉત્ક્રાન્તિતત્ત્વની વિરુદ્ધ છે. હવે આ પ્રમાણે હું કહું છું તેથી તમે મને અરસિક કહેશો અને 'કવિહૃદયાનભિજ્ઞ,' 'કલ્પનોન્નતિશૂન્ય' જેવા મોટા મોટા સમાસવાળાં અગડબંબ વિશેષણોની **શાસ્ત્રીજી** મારી ઉપર ફેંકાફેંક કરશે, એ પણ હુ જાણું છું।"

"બેન! તું કહે છે તે પ્રમાણે અમારું માથું ફરેલું હશે," **રાગિણી** બોલી: "પણ કાલિદાસ કહે છે તે પ્રમાણે રમ્ય વસ્તુઓ જોઇને મન થાય છે, એમાં તો કાંઈ શંકા નથી!"

"Wordsworth (વર્ડઝવર્થ) પણ એક બે ઠેકાણે આવું જ કહે છે." **આનંદરાવ** બોલ્યા. "મને તો એ લીટીઓ હમણાં બરોબર મોંઢે નથી આવડતી, પણ આવા જ ભાવાર્થવાળી લીટીઓ વર્ડઝવર્થમાં કયાંક વાંચી હોય, એવું સાંભરે છે. મને લાગે છે કે સૃષ્ટિની અત્યંત રમણીય અને મનોહર વસ્તુઓ જોઇને, આપણને આપણી અભદ્ર અને મેલી પરિસ્થિતિનું ભાન થાય છે; અને આ બે સ્થિતિમાં રહેલા વિરોધનો વિચાર આવવાથી આપણું મન ખિન્ન થતું હોવું જોઇએ! વિશેષતઃ

આનન્દના એ મનોરાજ્યમાં પોતાના પાપી સ્વભાવની અને પાપોની આપણને યાદ આવતી હોવાથી આપણને એક પ્રકારની શરમ આવતી હોવી જોઇએ. આમ હું પણ માનું છું; જોકે મારું માનવું સંપૂર્ણ અંશે સમાધાનકારક છે, એમ તો હું નથી જ કહેતો!”

“પૂરતું સમાધાનકારક તો નથી જ!” ભાઉસાહેબ બોલ્યા: “આ આનન્દયુક્ત મનોરાજ્યમાં, તું કહે છે છે તેવા, અમંગલ પરિસ્થિતિના અને પાપી સ્વભાવના વિચારો નથી હોતા;—અથવા સ્પષ્ટ તો નથી જ હોતા. વર્ણન કે પૃથક્કરણ કરવા માટે આપણે તે સ્થિતિને આંખ આગળ આણવાનો પ્રયત્ન કરીએ, તો તે તો તે શૂન્યાત્મક સ્થિતિમાંનો એક પણ વિચાર આપણી આગળ આવતો નથી. તે વખતે આપણે વિચાર કરીએ છીએ ખરા; પણ ‘શાનો વિચાર’ કરીએ છીએ, તે એક ક્ષણ પછી પણ કહી શકાય કે કેમ તે શંકાસ્પદ છે. તારા કહેવા પ્રમાણે વિચારો ભલે સ્પષ્ટ ન હોય, તો પણ એવું કાંઇક મનમાં ચાલતું તો હોવું જ જોઇએ, એ હું કબુલ કરું છું.”

“કાલિદાસે ‘अबोधपूर्वम्’ એ માર્મિક શબ્દ કેટલી ખૂબીથી મૂકયો છે?” શાસ્ત્રીજી બોલ્યા: “પૂર્વજન્મના સ્નેહ કે પ્રેમના સંસ્કારોનું સ્મરણ अबोधपूर्वम् અસ્પષ્ટ હોય છે, એવું કાલિદાસનું કહેવું છે. આ કવિની પ્રતિભાને ઉત્તરાએ જોઇએ તો ‘ગાંડપણ’ કહેવું;—અમારી કાંઈ એટલી બધી હિમ્મત નથી! અમારી ‘ગાંડા’ઓની તો એ કવિના ‘ગાંડપણ’ ઉપરજ શ્રદ્ધા છે!” એમ કહીને શાસ્ત્રીજી હસવા લાગ્યા.

“અમારી શ્રદ્ધા નથી!” ઉત્તરા એકદમ મોટેથી અને કિંચિત ગુસ્સાથી બોલી: “મેં તમને ‘ગાંડા’ એવું કદિ પણ કહ્યું નથી; તમે જ પોતાની જાતને ‘ગાંડા’ કહેવડાવવામાં ભૂષણ માનતા હો, તો તેમાં મારી જરા પણ હરકત નથી!”

“તેં અમને ગાંડા કહ્યા નથી, એ તારું કહેવું જ ખોટું છે!” જાણે પોતે ગુસ્સે થયા હોય એવે સ્વરે શાસ્ત્રીજી બોલ્યા.

“મારું કહેવું એવું હતું, કે નિર્વિકાર અને સમતોલ હૃદયના મનુષ્યને આવા વિચિત્ર અને અસ્વાભાવિક વિચારો આવે જ નહિ, જે વાત હું ફરીથી ભારપૂર્વક કહું છું. એનો અર્થ ‘તમે ગાંડા છો’ એવો થતો હોય, તો તમે ખુશીથી તમારી જાતને ગાંડા કહેવડાવો!” ઉત્તરાએ જવાબ આપ્યો.

“તને ચીડવે છે, બેન, તું શામાટે ગુસ્સે થાય છે?” રાગિણી બોલી.

“અમારી ઉત્તરા ગુસ્સે બહુ જ જલદી થાય છે; આવાં માણસ સાથે વિવાદ કરવામાં સાર નથી!” નાનાસાહેબ બોલ્યા.

“અરે, ગુસ્સે થાય છે, તેથી તો ખરી મઝા આવે છે!” શાસ્ત્રીજી હસતાં હસતાં બોલ્યા.

"હા, એ પણ ખરું જ છે." નાનાસાહેબ બોલ્યા: "પણ આ વિવાદ બાજુએ મૂકી, મને જે એક નવો મુદ્દો સૂઝયો છે તે કહું છું. ખાંડ ગળી કેમ? કોયલને મધુર સ્વરે બોલતાં કોણ શિખવે છે? માતાનો તરતનાં જ જન્મેલાં, રોગી, કૃશ, રડતાં બાલકો ઉપર પ્રેમ કેમ હોય છે? આ અને આવી હજારો બાબતોનું આકલન જેમ વિચાર અને તર્કથી નથી થઈ શકતું, તેમ રમ્ય વસ્તુ જોઇને મન વિષાદયુક્ત કેમ થાય છે, આ પ્રશ્નનું આકલન પણ વિચારથી કરવું અશકય, મુશ્કેલ છે. ઉપરની બધી વાતો સહજ પ્રેરણાથી થાય છે; (Physiological Craving) વગેરે વિવરણવાકયોથી ઉપરના પ્રશ્નોનું સમાધાન થતું નથી. 'સહજ બુદ્ધિ,' 'સહજ પ્રેરણા' 'ઇંદ્રિય પ્રેરણા' 'શારીરિક શક્તિ,' વગેરે શબ્દો યોજીને તે બાબતો વિષે અજ્ઞાન ઢાંકવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ. આ શબ્દોથી ઉપર્યુક્ત બાબતોનું સ્પષ્ટ જ્ઞાન બિલકુલ થતું નથી. Instinct વગેરે શબ્દો અજ્ઞાનાચ્છાદક પણ બોધ-શૂન્ય છે. સુન્દર વસ્તુ જોઇને તમને ભલે આનન્દ થયો; તો પણ તેમાં એક પ્રકારની વિષાદછાયા હોયછે, એટલું કબૂલ કરીને 'તે વિષાદ થવાનું કારણ આપણે જાણુતા નથી' એમ કહ્યું, એટલે બસ. જગતમાં જે અનેક ગૂઢ વસ્તુઓ છે, તેમાંની જ આ પણ એક છે, એમ સમજી ચૂપ રહેવું."

"ગૂઢ છે એ હું કબુલ કરું છું," શાસ્ત્રીજી બોલ્યા: "પણ કાલિદાસ જેવો પ્રતિભાવાન કવિ કહે છે તે પ્રમાણે તેનો પૂર્વજન્મ સાથે કાંઈ સંબન્ધ હોવો જોઇએ, એમ કહેવું પણ અયોગ્ય તો નથી જ!"

"પૂર્વજન્મનો સંબન્ધ હશે, પણ તે તર્કથી સિદ્ધ કરી શકાય એવો નથી." ભાઉસાહેબ બોલ્યા.

"આપણા થિઑસોફીસ્ટ ભય્યાસાહેબ જો હમણાં અહીં હોત, તો 'પુનર્જન્મ છે,' એવું તેમણે થિઑસોફીના તત્ત્વો વડે, સપાટામાં સિદ્ધ કરી આપ્યું હોત!" નાનાસાહેબ થિઑસોફીની અને પુનર્જન્મની મશ્કરી કરવાના હેતુથી બોલ્યા. પણ આ મશ્કરીથી રાગિણીને પોતાના પતિનું થિઑસોફી વિષેનું ગાંડપણ સાંભરી આવ્યું; અને પોતાના પતિની અપ્રત્યક્ષ નિન્દા સાંભળવી પડી. ભાઉસાહેબની પણ પોતાના જમાઈ વિષેની ચિન્તા ફરીથી જાગૃત થઈ. પણ નાનાસાહેબે આ શબ્દો અશુદ્ધ હેતુથી ઉચ્ચાર્યા નહોતા.

તેમના મુખમાંથી આ વિનોદના શબ્દો નીકળ્યા કે તરત જ તેમની ધ્યાનમાં પોતાની ભૂલ આવી, અને તેથી તે એકદમ ચૂપ થઈ ગયા. તેમના ચ્હેરા ઉપરથી તેમની મનોવૃત્તિ ભાઉસાહેબ એકદમ કળી ગયા. નાનાસાહેબનું મન ફરીથી સુસ્વસ્થ કરવાના ઉદ્દેશથી પોતાના મનની અન્દરના વિચારોને દાબી તે બોલ્યા: "નાનાસાહેબ, તર્કથી

આ વાત સિદ્ધ થતી નથી, એવું મે હમણાં જ કહ્યું ખરું, પણ કેટલીક એવી વાતો છે, કે જે તર્કથી સિદ્ધ કરી શકાતી નથી, તે બધી જ ખોટી છે, એવું માનનારો હું નથી ! પૂર્વજન્મના સ્નેહનું જ્ઞાન ભલે સ્પષ્ટ ન હોય, તો પણ જ્ઞાનકક્ષા સુધી જઇ ન શકનારા સંસ્કારો મનુષ્યના વિચારોને અબોધપૂર્વક રીતે ( Subconsciously ) બદલતા હશે. મનુષ્ય અબોધપૂર્વક વિચાર કરે છે, એવું હમણાં જ સિદ્ધ થયું છે. હિપ્નોટીઝમ વગેરે વાતો હવે પ્રમાણસિદ્ધ થવાથી હમણાં હમણાંમાં Subliminal consciousness, Subconscious state, Second self વગેરે શબ્દો માનસશાસ્ત્રના ગ્રન્થોમાં દેખા દેવા લાગ્યા છે. મનુષ્યને જેમનું સ્પષ્ટ જ્ઞાન નથી એવા–તેની જ્ઞાનકક્ષાની બહારના-કેટલાક ગૂઢ વિચારો માણસની બુદ્ધિ ચલાવી રહી હોય છે, આ તત્ત્વ શાસ્ત્રજ્ઞોએ પણ માન્ય કર્યું છે. આ ઉપરથી મને એમ લાગે છે, કે મનુષ્યના રમ્ય વસ્તુના વિચારોમાં કાંઇક અસ્પષ્ટ—ગૂઢ—Subconscious છે. પછી આ વિચારો આનન્દરાવ કહે છે તેવા હશે, કે બીજા કોઈ પણ આમાં ગમે તેવી Subconscious process છે, એ તો નક્કી જ છે !',

આ સાંભળી આનન્દરાવ બોલ્યા: "હું હજી પણ માનું છું, કે રમ્ય વસ્તુ જોયા પછી આપણને દિવ્ય આનન્દ થઈ પોતાના દિવ્ય, શુદ્ધ, બુદ્ધ, પવિત્ર અને મનોહર સ્વરૂપનું આપણને ક્ષણમાત્ર ભાન થતું હોવું જોઇએ; અને આ દિવ્ય સ્થિતિ ગયા પછી આપણી ચાલુ પાપી, અપવિત્ર અને મલિન પરિસ્થિતિનું સ્મરણ થઈ પોતાના પતિત ચારિત્ર્યનો, દુ:ખમય જીવનનો અને અભદ્ર પરિસ્થિતિનો આપણને કંટાળો આવતો હોવો જોઇએ !"

"અથવા કાલિદાસ કહે છે તે પ્રમાણે જનનાન્તર સૌહૃદનું સ્મરણ થતું હોવું જોઇએ–" શાસ્ત્રીજી બોલ્યા.

"ગમે તેમ હોય, પણ સૌન્દર્યપ્રતીતિને વખતે બુદ્ધિમાં કયા પ્રકારની હિલચાલ ચાલુ હોય છે, તેનો આપણને સ્પષ્ટ બોધ થતો નથી, એ વાત તો નિર્વિવાદ છે. આમ છતાં કાલિદાસનું કહેવું પણ ખરું હોવાનો સંભવ છે!" ભાઉસાહેબ બોલ્યા.

એ પછી કોઇ કાંઇ જ બોલ્યું નહિ, જ્યારે વિવાદ જોરમાં આવ્યો હતો ત્યારે આનન્દરાવને થનારા આનન્દનાં ચિહ્નો સ્પષ્ટ દેખાતાં હતાં. વિવાદશ્રવણ તેમને પહેલાંથી જ પ્રિય હતું; પણ હમણાં હમણાંમાં તેમને ઉત્તરાનાં વચનો ઘણાં જ પ્રિય લાગવા માંડયાં હતાં. તેના સાદાં શબ્દોથી પણ તેમના મનમાં એક કોમલ વિકાર જાગૃત થતો, અને તે સરળ શબ્દો પણ તેમને ઘણો જ આનન્દ આપતા. વિવાદ અટકે કે તે દિલગીર થતા. આ વખતે વિવાદ માટે એકાદ નવો રસ્તો

સૂચવીને તે ફરીથી વિવાદ શરુ કરાવતા. અને તે જ હેતુસર તે હમણાં બોલ્યા: "કાલિદાસનું કહેવું ખરું હોવાનો સંભવ છે; પણ કાંઈ તેની ખાતરી નથી. બુદ્ધિ કાંઇ અબોધપૂર્વક વ્યવહાર ચલાવતી હશે, પણ તેનો ઉપયોગ શો? વિશ્વસનીય જ્ઞાન કયું? અસ્પષ્ટ બોધાત્મક સન્ધિપ્રકાશમાં અથવા અન્ધકારમાં પ્રાપ્ત થએલું, કે વિચારના પૂર્વપ્રકાશમાં મળેલું? આ મહત્ત્વનો પ્રશ્ન તો એમનો એમ જ રહે છે! મને એમ જ લાગે છે, કે બુદ્ધિ અને તર્ક, એ બન્નેની કસોટીએ પાર ઉતરે, તે જ ખરું વિશ્વસનીય જ્ઞાન!"

"તર્કની કસોટીએ ચઢી શકે તે જ્ઞાન ખરું, એ વાત કબૂલ છે; પણ બાકીનું બધું ખોટું જ છે, એમ કેમ કહી શકાય?" શાસ્ત્રીજી બોલ્યા.

"બસ કરો આ વિવાદ, હવે શાસ્ત્રીજી!" વિવાદથી કંટાળેલા ચીનુભાઈ બોલી ઉઠ્યા: "માથાઝીક કરીને કાંઈ આ સવાલનો નીવેડો થોડો જ આવવાનો છે?"

"ખરેખર, હું પણ કંટાળી છું આ વિવાદથી!" ઉત્તરા બોલી.

"કંટાળી તો છે, પણ ફરી પાછી ઘડી પછી તું જ શરુઆત કરીશ" બાસાહેબ બોલ્યાં.

"ઘડી પછી થશે, ત્યારે જોઈ લેવાશે; પણ અત્યારે તારી સાથે નથી કરવો!" નાનાસાહેબ બોલ્યા: "હવે કાંઇ પત્તાંબત્તાં કાઢો અથવા મનોરંજક ટુચકા વાંચીએ. નહિ તો રાગિણી, તું આજ ચાર પાંચ દિવસથી જે વાતો લખે છે, તે જ લાવીને વાંચને! પ્રવાસમાં પોતે લખેલી વાર્તા અથવા નિબન્ધ દરેકે વાંચવો, એવું તો આપણે નક્કી જ કર્યું છે!"

"હા બરોબર છે. રાગિણીની વાર્તા પ્રથમ વાંચનમાં આવી જવા દો!" શાસ્ત્રીજીએ પણ અનુમોદન આપ્યું.

"પહેલી હું નહિ વાંચું! તમારા નિબન્ધથી જ શરુઆત થવા દો, શાસ્ત્રીજી! પુરુષોનો હક્ક પહેલો છેને?" રાગિણી બોલી.

"એનો જવાબ ઉત્તરા જ હમણાં આપશે! એને જ પૂછી જોને! ઉત્તરા, પહેલો હક્ક કોનો? સ્ત્રીઓનો કે પુરુષોનો?" શાસ્ત્રીજી હસતા હસતા બોલ્યા.

"તમે ગમે એટલી મારી મશ્કરી કરશો, તોપણ પુરુષો અને સ્ત્રીઓ--નો હક્ક સમાન છે, એ મારું કહેવું તમે ખોટું ઠરાવી શકવાના નથી! રાગિણી, તું જ વાંચને, પુરુષોએ જ પહેલાં વાંચવું એવું વળી કયા શાસ્ત્રમાં લખ્યું છે? બાકી પુરુષો પાસે નિબન્ધ લખેલા તૈયાર હોય ત્યારે તેઓ પહેલાં વાંચવા ઉભા થાય ને? તારી વાર્તાને અગ્ર સ્થાન મળ્યું, એમાં તારું જ સન્માન છે!" ઉત્તરાએ જવાબ વાળ્યો.

"અમે પણ સ્ત્રીઓને જ અગ્ર સ્થાન આપીએ છીએ," શાસ્ત્રીજી બોલ્યા: "સાંભળ, 'સીતારામ'નું મન્દિર, 'માતાપિતા', 'માબાપ', 'ઉમા-

મહેશ્વર', 'લક્ષ્મીનારાયણ', 'રાધા-વલ્લભ' 'શાન્તારામ','પાર્વતી-પરમેશ્વર', વગેરે શબ્દોમાં પણ સ્ત્રીઓને જ અગ્ર સ્થાન આપવાનો અનુક્રમ રખાએલો છે! આમ હોવા છતાં અમો સ્ત્રીઓને માન નથી આપતા, એવો અમારા ઉપર આક્ષેપ છે જ!"

"પહેલાંના ભાષાશાસ્ત્રીઓ ડાહ્યા હતા, હમણાંના લોક જરા વિચિત્ર થઈ ગયા છે!" સ્ત્રીઓના હક્કની તરફદારી કરનારી ઉત્તરા બોલી.

"શાસ્ત્રીજી સાથે વિવાદ કરવામાં શો સાર છે ઉત્તરા? સ્ત્રીઓની યોગ્યતા એમના જેવા નહિ સમજી શકે!" ચીનુભાઈ કટાક્ષમાં બોલ્યા.

શાસ્ત્રીજી ઉપર ટીકા કરીને સ્ત્રીઓની બાજુ લઈ ઉત્તરાને ખુશ કરવાનો જ ચીનુભાઇનો ફક્ત હેતુ હતો, અને તે થોડે ઘણે અંશે સફળ પણ થયો એમાં શંકા નથી. ઉત્તરા ગમે તેવી પણ છેવટે તો સ્ત્રી જ હતી ને! કઈ સ્ત્રીને સ્તુતિ નથી ગમતી? પુરુષો પણ જો સ્તુતિ–હાજી હા–થી ખૂશ થાય છે, તો પછી સ્ત્રીઓ વિષે તો શું કહેવું?

"રાગિણી! તું તારી વાર્તા જ લઇ આવ, જા!" બાસાહેબ બોલ્યાં.

ચીનુભાઇના શબ્દોથી ફરીથી વિવાદ શરુ થાય છે કે શું, એવી બાસાહેબને ફિકર પડી હતી, અને તેવો વિવાદ બન્ધ રહે, એટલા જ હેતુથી તેમણે રાગિણીને ઉપલી સૂચના કરી હતી.

"જા, રાગિણી, ઝટ લઈ આવ તારી વાત." આમ ભાઉસાહેબે પણ તેને કહ્યું કે તરત રાગિણી વાર્તા લેવા ગઈ.

તેના ગયા પછી ઉત્તરાએ શાસ્ત્રીજીને કહ્યું: "રાગિણીની વાર્તા વંચાયા પછી તમારી વાર્તાની વારી છે, સમજ્યા કે શાસ્ત્રીજી! વાર્તા લખીને જલદી તૈયાર કરો જો તૈયાર ન હોય તો!"

"અમારા જેવા શાસ્ત્રીઓ તો વાર્તાઓ કદિ પણ નહિ લખે! વાર્તાઓ લખવી તે તો બાળકોની રમતો છે!"

"જો એમ જ હોય તો શાસ્ત્રીય વિષય ઉપર એકાદ નિબન્ધ લખો!"

"અમે લખીએ તે નિબન્ધ ઘણા ગહન વિષયવાળો હોય! તેને સમજનારું કોઇ જોઇએ ને? ઠીક પણ–જવા દો એ વાતને. આ વાદ-વિવાદમાં આપણે હાથ ધોવાના પણ ભૂલી ગયા! કેટલા ગાંડા થયા છીએ આપણે આવા વાદવિવાદો પાછળ? ઉત્તરા કહે છે તે પ્રમાણે ખરે-ખર જ અમે ગાંડા છીએ!" આટલું બોલી શાસ્ત્રીજી હાથ ધોવાને ઉઠયા.

હાથ ધોઇ રહ્યા પછી બધાં પાછાં પોતપોતાની જગ્યાએ જઇ બેઠાં, અને બાસાહેબે આણેલા દાબડામાંથી પાનસોપારી ખાવા લાગ્યાં. તમાકુ ખાઇને શાસ્ત્રીજીના મુખમાંથી રસ ગળવાની તૈયારી થાય, તેટલામાં રાગિણી ટૂંકમાંથી પોતાની લખેલી નવલિકા લઇ આવી. નાના-સાહેબે વાંચવાને જ્યારે ફરીથી તેને કહ્યું, ત્યારે તેણે વાંચવાની શરુઆત

કરી.જોકે તેણે આ પહેલાં બધાની આગળ પોતાની લખેલી ચારપાંચ વાર્તાઓ વાંચી હતી,તો પણ આ વાર્તા વાંચતી વખતે જરાક શરમાઈ અને ગભરાઈ. પણ જેમ જેમ તે આગળ વાંચવા લાગી તેમ તેમ તેની શરમ અને બીક જતી રહી;અને પોતાની વાર્તા રસિક શ્રોતાઓ આગળ વાંચવાની તક મળી છે, એ વિચારથી તેનો આનન્દ અને ઉત્સાહ છેવટે વધવા લાગ્યાં.

## મોટરની હોંસ પૂરી થઈ!

### કાંઇ ઠેકાણું ન પડ્યું-(૧)

"બા, મને ને બાલુને મોટરમાં બેસાડને, એક વાર!"

"બેન, મોટરમાં બેસવાના પૈસા પડે છે! આપણા જેવાં ગરીબને મોટર ક્યાંથી હોય?"

"પણ એક જ વાર તેમાં બેસવાનાં, એમાં તે વધારે શું પડવાનું છે? બા, ગમેતેમ કરી એક વાર તો બેસાડ જ! ફરીથી કોઇ દિવસ હું બેસવાનું નહિ કહું."

"એક વાર પણ નહિ, ને બે વાર પણ નહિ! હવે ફરીથી મોટરનું નામ કાઢતી નહિ! આવી ખોટી હઠ શા કામની!"

માએ આ પ્રમાણે ગુસ્સાથી કહ્યું, એટલે મણી બિચારી ચૂપ થઈ ગઈ. એટલામાં જાણે તેને ચીઢવાને કહે તો હોયની તેમ બાલુ બોલ્યો:

"મણી! અભ્યાસ કરીને તું જ્યારે હોંશિયાર થશે ત્યારે, તારા માટે વિદ્વાન અને પૈસાદાર વર ખોળી આપશું, જે તને દરરોજ મોટરમાં બેસાડીને ફરવા લઈ જશે; અને તારા બધા કોડ પૂરા કરશે. સમજી?"

બાલુ એ મણીને ઘેર રહેતો પન્દર વર્ષની ઉમ્મરનો એક આશ્રિત છોકરો હતો. તે આશ્રિત ખરો, પણ જાણે કુટુંબમાંનો જ એક હોય એવો થઇ ગયો હતો. ઉપર કહ્યા પ્રમાણે દિવાળી કાકીએ મણીને ઘણી વાર ધમકાવી હશે; પણ પોતાને ઘેર માત્ર આશ્રિત થઈ રહેનારો બાલુ જેવો છોકરો પોતાની દિકરીને આ પ્રમાણે ચીઢવાનો પ્રયત્ન કરે એ તેમને બિલકુલ પસંદ પડ્યું નહિ, જેથી તે એકદમ ગુસ્સે થઈ બોલ્યાં: "બાલુ, બસ કર હવે તારું ડહાપણ! દિવસે દિવસે હવે તો તું વધારે ને વધારે ડાહ્યો થતો જાય છે!"

ઇ૦ સ૦ ૧૯૦૬ ની સાલમાં મુંબઇમાંના કમળાબિલ્ડિંગમાં ઉપર પ્રમાણે વાર્તાલાપ થઈ રહ્યો હતો. મણી એ દિવાળી કાકીની એકની એક દિકરી. તેમને મણી સિવાય પહેલાં અથવા પછીથી બીજું એક પણ અપત્ય થયું ન હતું. એમના પતિનું નામ ઉત્તમરામ, જેઓ સેક્રેટેરીયટમાં માસિક રૂપિઆ સાઠના પગારના કારકુન હતા. બાલુ એ ઉત્તમરામના એક અત્યન્ત પ્રિય મિત્રનો પુત્ર, જેને પોતાના મિત્રના મૃત્યુ પછી કોઈ સંભાળનાર ન હોવાથી, તેમણે પોતાને ઘેર જ આણીને રાખ્યો હતો. બાલુના ચ્હેરા તરફ જોઇને તેમને પોતાના સદ્દગત મિત્રનું

સ્મરણ થતું હતું. બાલુના જેટલી જ ઉમ્મરે તેમણે પોતાના મિત્ર સાથે કરેલી ક્રીડાઓ અને ચેષ્ટાઓ, સાથે અનુભવેલાં સુખ અને દુઃખ, સાથે ખાધેલાં ફળો અને સાથે ખાધેલો માર, કેટલેક પ્રસંગે બાલપણના પોતાના ઉતાવળીઆ સ્વભાવથી પોતે અવિચારીપણામાં કરેલું સાહસ, અને તેમાંથી બાલુના પિતાએ પોતાનો જીવ જોખમમાં નાંખીને તેમનો કરેલો છૂટકારો ઇત્યાદિ ઘણી વાતોનું સ્મરણ થવાથી તેમનું મન બાલુ પ્રત્યે અકૃત્રિમ રીતે ખેંચાતું હતું. બાલુના ગુણ પણ ઉત્તમરામનો પિતૃવત પ્રેમ આકર્ષી લે એવા જ હતા. દિવાળી કાકી શરુઆતમાં તો બાલુ સાથે તોછડાઇથી વર્તતાં, પણ તેના આનંદી, અકૃત્રિમ અને મધુર સ્વભાવથી તે પણ ધીમે ધીમે નરમ થયાં હતાં; એટલું જ નહિ પણ તેમના મનમાં બાલુ માટે પ્રેમાંકુર પણ ફુટવા લાગ્યા હતા. મણી તો માત્ર નવ જ વરસની નાનકડી બાલા! તેને તો બાલુ પોતાનો સગો ભાઈ નથી, એ વાતનું ભાન જ ક્યાંથી હોય! તે બન્ને નાનપણથી સાથે રમેલાં અને ઉછરેલાં હોવાથી તે તેને સગા ભાઇ પ્રમાણે ચ્હાતી અને માનતી હતી.

દિવાળી કાકીનાં પિએરીઆં ઘણાં જ પૈસાદાર હતાં, જેથી તેમને તેમના પિતા તરફથી ઘરેણાં વગેરે ઘણું મળ્યું હતું. છતાં પણ સ્ત્રીસ્વભાવને અનુસરીને તેમને દરદાગીના અને કપડાંલત્તાંની ઘણી જ—હદબાહાર કહોને હોંશ હતી. તેમ જ પિએરના પૈસાનો તેમને ઘણો ગર્વ પણ હતો. પણ પતિની મધ્યમ સ્થિતિ હોવાથી તે ડોળ કોઇને બતાવી શકાય એ દુર્ઘટ હતું. ઘોડાગાડીમાં કે વિકટોરીઆમાં અગર તો મોટરમાં આમતેમ હરવાફરવાની તેમને ઘણી ઇચ્છા હતી. પણ દેવદર્શન કે એવાં બીજાં આવશ્યક કારણો સિવાય ઉત્તમરામ તેમની આ ઇચ્છા કદિ પણ પૂરી કરતા નહિ.

હમણાં હમણાંમાં મુંબઇ આવ્યા પછી મોટરમાં બેસવાની તેમની ઇચ્છા ઘણી જ પ્રબળ થઈ હતી, અને મણીએ પણ તે જ હઠ લીધાથી તેમની ઇચ્છાએ બલવત્તર સ્વરૂપ લીધેલું હતું. મોટરની હઠને માટે મણિને તેઓ ભલે ઘણી વાર ધમકાવતાં, તોપણ ઉત્તમરામની આગળ તો તેઓ આ વાત એકાન્તમાં કેટલીયે વાર કાઢવાને ચૂકતાં નહીં. અને પોતાના પતિ આગળ આ વાત કાઢતી વખતે મણીનું નામ આગળ કરવાને તે કદિ પણ ચૂકતાં નહિ. "છોકરી આટઆટલું કહે છે તો બેસાડોને તેને એકાદ વાર મોટરમાં; તેમાં કાંઈ વધારે ખરચ થવાનું નથી! વારુ એમાં કાંઇ ખોટું હોય તો ઠીક છે; તેને ના પણ પડાય! આપણી કન્યાની હઠ જો આપણે પૂરી નહિ કરીએ, તો પછી કોણ કરશે?" વગેરે વગેરે વાતો તેઓ ઉત્તમરામને કેટલીયે વાર કહેતાં પણ "એવી વાતો શ્રીમન્તને છાજે, મારાથી એવા ચાળા નહિ પૂરા થાય!" આવું સ્પષ્ટ રીતે કહીને

ઉત્તમરામ ચૂપ થઇને બેસતા અને તેમને પણ ચૂપ કરતા. જ્યારે એ ઘણી હઠ લેતાં ત્યારે "જોઇશું આગળ ઉપર !" એવો ટુંકો જવાબ આપતા.

ઉપર મુજબ તેની માતાએ ધમકાવ્યાથી મણી તો તે દિવસ ચૂપ થઈ ગઈ; પણ દિવાળી કાકીને પૂરેપૂરી ખબર હતી, કે આજ નહિ તો કાલે, મણી મોટરની વાત ફરીથી કાઢયા વગર રહેવાની નથી. અને કદાચ એ વાત નહિ કાઢે, તોપણ બાલુ તો તેને ખિજવવા માટે તે વાત કાઢવાનો જ ! પોતાની એકની એક દિકરીની ઇચ્છા આવી રીતે અપૂર્ણ રહી જાય, તેથી તેમને કુદરતી રીતે લાગી આવતું, જેથી તે ઘણાં જ દિલગીર થતાં. વારુ, એની હઠ એવી કાંઈ ખોટી તો ન હોતી જ ને ? દિવાળી કાકીને તો તેમાં જરાએ ખોટું હોય, એમ લાગ્યું નહિ. "જોઇશું આગળ ઉપર," એ પતિના વચનપર આશા રાખી, તેમણે ઘણા દિવસ રાહ જોઇ; પણ હવે તો વાત છેક અણીપર આવી હતી.

એમની પડોશમાં રહેનારાં લક્ષ્મી બેન હમણાંજ પોતાના બાળ-ગોપાળ સાથે ઘણે દૂર સુધી મોટરમાં ફરી આવ્યાં હતાં. જે જોયા પછી પોતાને નસીબે આવું સુખ નથી એ વાત દિવાળી કાકીને ઘણી લાગી આવતી. લક્ષ્મી બેનની ગંગા મોટરમાં ફરી આવી એ જાણતાં મણીએ પણ ઉપર કહ્યા પ્રમાણે હઠ લીધી હતી. પોતે જો મોટરમાં બેસીને આમ તેમ ફરી ન આવે તો લક્ષ્મી બેનનું નાક સ્વાભાવિક રીતેજ ઉંચું રહેવાનું, આ વાત દિવાળી કાકી ભૂલી શકે એમ નહોતું જ.

સાંજે ઉત્તમરામ ઑફીસમાંથી આવી ઘરમાં પગ મૂકયો ન મૂકયો, એટલામાં તો મણીની હઠની વાત દિવાળી કાકીએ એમને કાને નાખી, અને એ હઠ કેમ પૂરી કરવી જોઇએ, તેનો દાખલા દલીલો સાથેનો રદીયો આપ્યો; પણ તે દિવસેય તેમનું કાંઈ ઠેકાણું પડયું નહિ.

**ડિટેકટીવ વિશ્વાસરૉય-(૨)**

"સમજી ગયો, ઉત્તમરામ ! ભલે લોકો અમને-ડિટેકટીવ લોકોને ગમે તે કહે; પણ જો અમે ન હોત તો રત્નપુરના મહારાજના ઝવે-રાતનો પત્તો લાગત પણ ખરો કે ! લોકો જો ખૂન, ચોરીઓ અને ધાડો જેવા ધંધા છોડી દે તો અમારો ધંધો એની મેળે જ બેસી જાય."

"એ તો ખરું જ છે; પણ વિશ્વાસરૉય, તમે આ ચોરી પકડી, તેથી તમને કાંઈ ઈનામ તો મળ્યું જ હશે ?"

"અરે, ઈનામ કોણ માગવા બેઠો છે ? I work for duty and love of labour and not for this base Inâm (ઇનામ !) ફરજ અને કાર્ય કરવાની ઇચ્છાને લીધે જ હું કામ કરું છું; કાંઈ લોભીઆની જેમ ઈનામ માટે નથી કરતો !–જવા દોને. જ્યારે પેલા હીરાચંદને મેં મુદ્દામાલ સાથે પકડયો ત્યારે તે મારી આગળ પાંચ હજાર

પિઆ રોકડા ગણવા લાગ્યો; પણ મેં તેને એકદમ ધમકાવીને કહ્યું: ખબરદાર! ફરી આવી વાત કાઢતો નહિ!' એવો જ પેલો મોટરમાં પેસીને ફરનારો બીજો શાહુચોર બમ્મનજી–"

એટલામાં જીભ કરડીને અને અવાજ જરા ધીમો કરીને તે આગળ બોલ્યો: "પણ જવા દો, એ છે અમારી Departmental Secrets ખાતાની ગુપ્ત વાતો–!"

"મોટી આશ્ચર્યની જ વાત છે, વિશ્વાસરૉય! મોટરમાં ફરનારા સારા કહેવાતા લોકોજ જો ચોરી કરવા લાગ્યા, તો કઠણ જ પ્રસંગ છે હવે આપણી આગળ–"

"ઉત્તમરામ, જગત જ આવું છે! અને એટલાજ માટે અમારા જેવા માણસો દુનિયામાં આવશ્યક છે. સરકારનો મેં આજ લગી આઠ દસ હજારનો પગાર ખાધો હશે.પણ તેવું જ લોકોમાં શાહુકાર થઈ ફરનારા અને લોકોને ઠગનારા ચાળીસપચાસ શાહુચોરોને પકડીને સરકારનું અને લોકોનું મેં હિત પણ કરેલું છે. હું મારી પોતાની પ્રશંસા નથી કરતો, પણ મારા હાથમાં આવેલો 'કેસ' ફક્ત ત્રણ માસની અન્દર મેં પતાવ્યો ન હોય, એવું આજ લગી બન્યું જ નથી. જુઓ! તમારી આગળ બોલતી વખતે હું ખાસ્સો ભોળારામ જેવો દેખાઉં છું, પણ મહા લુચ્ચા લોકોના સરદારોનાં બધાં દુષ્કૃત્યોને મુદ્દામાલ સાથે ખુલ્લાં પાડવામાં મારા જેવો હોશિયાર માણસ બીજો ભાગ્યે જ હશે! ભામટા લોકો મારાથી બહુ ડરતા ફરે છે, અને મને જોઇને 'યःपलायते ।' કરે છે, તે કાંઈ અમસ્તુંજ હશે?"

"એમ! પણ વિશ્વાસરૉય, તમારી આટલાં વરસોની નોકરીમાં મોટરવાળા ચોર તમે કેટલા પકડયા હશે?"

થોડીક વાર વિચાર કરીને વિશ્વાસરૉયે જવાબ આપ્યો: "જુઓને, ઓછામાં ઓછા પાંચ તો હશે જ. અરે! મોટર ખરીદવા જેટલા પૈસા પાસે આવ્યા, એટલે બીજાને ઠગીને વધારે પૈસા મેળવવાની કોઇને ઇચ્છા જ નહિ થાય એવું થોડું જ છે!"

"ખરું છે તમારું કહેવું!" ઉત્તમરામે કહ્યું.

"મોટરવાળા એ બધા જ સદ્ગૃહસ્થો છે,એવો જે આપણને ખ્યાલ થાય છે, તે સંપૂર્ણ અંશે ખરો છે, એવું તો નથી જ–"

"એ પણ ખરું જ છે.–પણ હા, મોટરની વાત નીકળી તે પરથી મને એક વાત સાંભરી આવે છે. અમારે ત્યાં અમારી દિકરી મણીને અને તેની માને મોટરમાં બેસીને ફરવા જવાની ઘણી જ ઇચ્છા થઈ છે, જેથી એ બન્ને રાતદહાડો મારી પાછળ મંડેલાં છે. આટલા દિવસ સુધી જેમ તેમ આશા આપીને અને ક્વચિત ધમકાવીને હું ચલાવી લેતો હતો; પણ હવે તેમ બને એવું નથી! એટલે તમને પૂછી જોવાનો વિચાર થયો!"

"તમારે મોટર જ ભાડે જોઇએ છે ને? હું લાવી આપીશ તમને એક વખત અમારી 'કુપર એન્ડ કંપની' માંથી. એમાં શી મોટી વાત છે? જો હું પોતે તેને કહેવા જાઉં, તો કંપનીનો મેનેજર એકાદ મોટર બે ચાર કલાક ફેરવાને માટે ફોકટ પણ આપે! પણ થોડાક પૈસા માટે આવા કોઇનો ઉપકાર નીચે રહેવું મને બિલકુલ પસંદ નથી. મને તો–"

"ચાર માણુસની સવડ થઈ શકે, એવી મોટર જોઇએ છે અમારે! એટલે હું, My wife, અમારી મણી અને બાલુ, આટલાં માણુસો બેસી શકે એટલી સગવડ હોવી જોઇએ તેની અન્દર!"

"પણ પેલા બાલુને શા માટે સાથે લો છો? હમણાં હમણાંમાં તે ઘણો જ ઉદ્ધત થઈગયો છે! તમારે ત્યાં આવું એટલે "આવો ડિટેક્ટીવ, બેસો ડિટેકટીવ" એવું કહ્યાં કરે છે. એવા છોકરાઓને તો–"

"એવાનું બોલવું શા માટે કાનપર ધરો છો? એનો નાનપણથી તોફાની સ્વભાવ છે, બીજું શું? મૂળથી કાંઈ એનો સ્વભાવ એવો નથી!"

"વારુ, પણ મોટર તમારે ક્યારે અને કેટલા કલાક માટે જોઇએ?"

"એ તો ઘેર પૂછીકરીને પછી નક્કી કરીશું. તમે પડોશમાં જ છોને, એટલે નક્કી કરીને તમને કહેવામાં અડચણ નહિ પડે!"

ડિટેકટીવ વિશ્વાસરૉય અને ઉત્તમરામની વાતચિત, ગયા પ્રકરણમાં કહેલી વાત પછી એક બે દિવસે થયેલી છે, જે જણાવવાની સુજ્ઞ વાચકોને જરૂર નથી. સેક્રેટેરીયટમાંથી ઘેર આવતાં બેકએના રસ્તે ઉત્તમરામને વિશ્વાસરૉય મળ્યા, અને ત્યાંથી દરિયા ઉપર ફરતાં ઉપર પ્રમાણેની વાર્તાચત તે બન્ને વચ્ચે થઈ.

તે બન્નેની ઓળખાણ એક જ ચાલીમાં પાસે પાસે રહેતા હોવાથી જ હતી. ચાલીમાં રહેવા આવતાં જ પોતે ડિટેકટીવ–અમલદાર છે, એ વાત વિશ્વાસરૉયે આમ તેમ બધે કહી નાંખવાથી, અને તેના વર્તનમાં એક પ્રકારનું ઉપકારશીલત્ત્વ અને વાતચિતમાં એક પ્રકારની મોહકતા હોવાથી, તે ડિટેકટીવ–અમલદાર હોવા છતાં, ચાલીમાં બધે લોકપ્રિય થઈ પડયો હતો. અને એમાં નવાઈ શી હતી? તે ડિટેકટીવ થયો એટલે તેણે કોઇનું કાંઇ બગાડયું તો ન હતું! સભ્યતા અને માન્યતા એ ધંધાપર નહિ પણ ચારિત્ર્યપર આધાર રાખે છે, એમ ઉત્તમરામ માનતા. વિશ્વાસરૉય તેમની પડોશમાં જ રહેતા હોવાથી તેમનું જૂદે જૂદે પ્રસંગે દેખાતું વર્તન ઉત્તમરામની નજરે સહજ પડતું હતું. તે ઘણા જ સાદા અને નિષ્કપટી હતા, એ તેમણે જોયું હતું. ઉત્તમરામ પણ સ્વભાવે સાવ સીધા અને નિષ્કપટી હોવાથી, અને વિશ્વાસરૉયની વાતચિતમાં ઘણી જાતની માહિતી, વ્યવહારચાતુર્ય વગેરે ગુણ ભરપૂર હોવાથી તેની સંગતિ ઉત્તમરામને ઘણી પ્રિય થઈ પડે, એમાં કાંઈ

નવાઈ નથી. હમણાં હમણાંમાં તો તે બન્ને ખાસ મિત્ર જેવા જ થઈ ગયા હતા અને ઉત્તમરામને ત્યાં વારંવાર વાતો કરવા કે ચ્હાપાન માટે વિશ્વાસરૉય આવતા, જેથી ઉત્તમરામના ઘરમાં તેમનો સમ્બન્ધ દિન પ્રતિદિન વધવા લાગ્યો હતો.

ઉત્તમરામે તે દિવસ પોતાની પત્નીનું કહેવું બિલકુલ કાને ધર્યું નહિ, એ ખરું; પણ તે પહેલાં કેટલાએ દિવસોથી તે ભાડાની મોટર માટે તપાસ કરતા હતા. પોતાની પ્રિય પત્નીની અને પ્રિયતર કન્યાની મોટરની હોંસ પૂરી કર્યા વિના તેમને સન્તોષ થવાનો નથી, એ વાત તે સારી રીતે જાણતા હતા. પણ તેમની આવી હઠ, મ્હોંમાંથી નીકળે તે જ ક્ષણે પૂરી કરવી, એ તેમને ઇષ્ટ લાગ્યું નહિ; અને તેથી જ તેમણે તે હઠને આટલા દિવસ સુધી ઉત્તેજન આપ્યું ન હતું. ઉત્તમરામનો આમ કરવામાં બીજો પણ એક હેતુ એવો હતો, કે મોટર બારોબાર ઠરાવી નક્કી કર્યા બાદ તે વિષે સૌને અણચિન્તવી ખબર આપવી અને તે બધાંને વિસ્મયાનન્દમાં મગ્ન કરી મૂકવાં! જેથી વ્યવહારચતુર વિશ્વાસરૉયને તેમણે તે વિષે માહિતી પૂછી, અને મોટર ઠરાવવાનું કામ પણ તેમને જ સોંપ્યું.

ઘેર ગયા પછી આ વાત કયારે અને કેવી રીતે કહી હોય તો બધાંને વધારે આશ્ચર્ય અને આનન્દ થશે, તેનો વિચાર કરતા સૌનાં આનન્દથી પ્રફુલ્લિત થએલાં મુખકમલોને કલ્પનાથી આંખ આગળ લાવવાનો પ્રયત્ન કરતા, અને તેમ કરી બ્રહ્માનન્દતુલ્ય આનન્દનો ઉપભોગ લેતા ઉત્તમરામે પોતાના ગૃહમાં પ્રવેશ કર્યો; પણ ત્યાં તો મણી અને બાલુને જૂદા જૂદા ખુણામાં રડતાં બેઠેલાં જોયાં અને અન્દરની ઓરડીમાં પોતાની પત્નીએ કૈકેયીનો અવતાર ધારણ કરેલો છે, એમ તેમણે જોયું!

———:o:———

આ પ્રકરણ પૂરું થતાં જ શાસ્ત્રીજી વચ્ચે બોલ્યા: “આ વિશ્વાસરૉય પોતાના ડિટેકટીવપણાની આટલી ડંફાસો મારે છે ને? પણ એને આગળ ઉપર કોઈ ઠોકનારો મળશે, એવું આ વાતમાં જરૂર આવશે, લો આ કહ્યું પહેલેથી જ—”

“શાસ્ત્રીજી, ઠીક કહ્યું! આ આજ કાલની નવલકથાઓનાં ચાર પાન વાંચ્યાં ન વાંચ્યાં કે તેમાં શું આવવાનું છે તે હું પણ એકદમ કહી શકું છું.” નાનાસાહેબ બોલ્યા:

“હું તો એક પણ પાન વાંચ્યા વિના કહી શકું છું.” આનંદરાવે કહ્યું: “નાયકનાયિકાનો વિવાહ તો થવાનો જ! એમના વિવાહ પહેલાં ઘણાં વિઘ્નો આવે. નાયક નાયિકાનો વિયોગ થાય, થોડી રડારોળ થવાની, અને છેવટે નાયકનો જે પ્રતિસ્પર્ધી હોય તેનો પૂરો ફજેતો કરાવી નાયકના ગળામાં નાયિકા વરમાળા આરોપે—આ વાત તો પુસ્તકનું એક પાન પણ વાંચ્યા વિના હું કહી શકું છું.”

"ત્યારે તો હું વાત જ નથી વાંચતી !" રાગિણી જરાક ચીઢાઇને બોલી: "તમે બધા જ જો આવી ટીકા કરવા લાગશો, તો પછી વાત લખવી, એ જ શક્ય નથી. તમે મોટા માણુસો 'પ્લૉટ' જાણી શકશો; પણ નાનાં બાળકોને તો આ બધું નવું જ છે ને ?"

"પણ અમે કોઈ નાનાં બાળક નથી !" શાસ્ત્રીજી બોલ્યા.

"અને તેથી જ હું તમારી આગળ વાંચી બતાવવાની નથી !" રાગિણી બોલી.

"ઠીક થયું, સાંભળવાની મહેનત બચી ગઈ !" શાસ્ત્રીજી બોલ્યા: પણ પોતાના શબ્દોથી રાગિણીને ખોટું લાગશે એમ ધારીને તે પુન: બોલ્યા: "હવે તેં આટલી વાત લખી છે, અને વાંચવાનો પણ તેં આરંભ કર્યો છે તો ભલે વાંચ, હવે આગળ ! અમે વળી એવું જ જોવા જઇએ તો જગતમાં નવું છે પણ શું ? જોઇએ તો ખરા, કેવી વાત લખી છે તેં ?"

"તો પછી આ બધું જ્ઞાન હમણાં જ ક્યાંથી આવ્યું ? પહેલાં ક્યાં ગયું હતું એ બધું ?" ઉત્તરા જરા ગુસ્સે થઇને બોલી: "રાગિણી બિચારી વાંચતી હતી, ને શાસ્ત્રીજીએ પાછું વચ્ચે જ વિઘ્ન ઉભું કર્યું ! પોતે તો એકાદ વાત લખી જુઓ ! પછી સમજાશે વાત લખવી, એ સહેલું છે કે અઘરું ?"

"રાગિણી ! તું તારે વાંચને ! હું સાંભળું છું, તારી વાત ! મને તે બહુ જ ગમી ગઈ છે." બાસાહેબ બોલ્યાં: "હું તો સાદી અને ભોળી છું; જેથી મારે તો બધું જ નવું—"

"હા, એ બરોબર છે. રાગિણી, તું તારી વાત બાસાહેબને માટે જ વાંચ ! અમે માત્ર અમારા કાન ઉઘાડા રાખીને બેસીશું, બસ !" શાસ્ત્રીજી બોલ્યા.

"રાગિણી, વાંચ તું ! એમની મશ્કરીથી ડરી જવું નિરુપયોગી છે ! ક્યાંથી અટકી હતી ? વાંચ જોઉં છેલ્લું વાક્ય ફરીથી–" ઉત્તરા બોલી.

રાગિણીના મનમાં પણ વાત વાંચવાની જ ઇચ્છા હતી, જેથી બાસાહેબનો અને ઉત્તરાનો આટલો આગ્રહ તેને માટે પૂરતો હતો. તે બોલી: "છેલ્લું વાક્ય આ છે:—"

'પણ ત્યાં તો મણી અને બાલુ જૂદાં જૂદાં રડતાં બેઠેલાં અને અન્દરની ઓરડીમાં પોતાની પત્નીએ કૈકેયીનો અવતાર ધારણ કરેલો એમ તેમણે જોયું.'

બાસાહેબ બોલ્યાં: "હાં, બરાબર છે, હવે વાંચ આગળ."

**વૃથાશ્રુધારા–( ૩ )**

ઘરમાં ચાલી રહેલા કજીઆનું કારણ ઘણું જ નજીવું હતું. પોતાના બાલસ્વભાવને અનુસરીને, બાલુ, મણીએ સ્લેટપર લખેલા શુદ્ધલેખન-

ની–અશુદ્ધ લેખનની કહેવું ઠીક થઈ પડશે–મશ્કરી કરતો હતો. સ્લેટ-પરલખેલા અશુદ્ધ શબ્દોનો તેણે જેટલી વાર ઉચ્ચાર કર્યો, તેટલી વાર દશબાર શ્લોકો તે બોલી ગયો હોત, તો તે નક્કી કંઠસ્થ થઇ ગયા હોત! પણ સમયની અને શ્રમની તેને તેટલી કિમ્મત ન હોવાને લીધે મણીના અશુદ્ધ લેખનનો અને તેની મોટરની હઠનો તેણે ચાલુ ઘોષ ચલાવ્યો! મણીએ પ્રમાણમાં પૂરતી સહનશીલતા બતાવી, એ બધું ઘણી વાર સુધી છાનાંમાનાં સહી લીધું; પણ છેવટે આ પજવણી સહન ન થવાથી કુદરતી રીતે જ "બા, જોને આ બાલુ કેવો સતાવે છે તે!" એમ કહી છેવટનો ઉપાય મણીએ અમલમાં મૂકયો.

દિવાળી કાકી પ્રથમથી જ તે દિવસે ગુસ્સામાં હતાં.મોટરની પોતાની ઇચ્છા પૂરી થતી નથી તેથી તેમને ઘણું જ દુઃખ થતું હતું. અને તેમના ક્રોધનો જન્મ પણ આજે એ જ કારણથી જ થએલો હતો, એમાં શંકા નથી; પણ એ ગુસ્સો કોનાપર કાઢે? કદાચ ગુસ્સો કાઢી શકાય એવું સ્થાન નહિ મળવાથી તો વધારે ગુસ્સે થએલાં નહિ લાગતાં હોય? ગમે તેમ હો; પણ તેમના ગુસ્સાને બહાર નીકળવાનો માર્ગ ન મળવાથી તે કયારનાં અન્દર અન્દર ધુંધવાતાં હતાં. એટલામાં મણીની તકરાર તેમના કર્ણપટપર ગઈ, અને સળગેલી આગમાં એકદમ ઘી હોમાયું!

"એ કોણ મારી મણીને સતાવે છે? બાલુ, તું જ કે? મને લાગ્યું જ હતું! બિચારીને ઘરમાં કોઈ લાડ લડાવતું નથી, તેથી વારંવાર તેને આમ ચીઢવવાની જરાએ જરૂર નથી, સમજ્યો કે? આટલા દિવસ સુધી તને પેટના દીકરા જેવો કરીને પાળ્યો, ને તેં છેવટે ઠીક જશ દીધો. મિત્રનો અનાથ છોકરો જાણીને મમતાપૂર્વક તને 'તે' લાડ લડાવે છે, એટલે તારે કાંઈ અમારાં બધાંના માથાપર ચઢીને નથી બેસવાનું! ને વળી હમણાં હમણાંમાં તું ઘણો જ તોફાની થઈ ગયો છે; તે દિવસે પેલા વિશ્વાસરૉય આવ્યા, ત્યારે લાગ્યો તેની જોડે પણ મસ્તી કરવા! તારે જો આવું જ કરવું હોય, તો નીકળ અમારા ઘરની બહાર!"

દિવાળી કાકીના આ ચાલુ વર્ષાવથી જ હોય કે શું, બિચારાં બાલુ અને મણીની આંખોમાં પણ અશ્રુઝરા છલકાવા લાગ્યા, અને તેમના ગાલ વર્ષાકાલના નદીતટ જેવા જલપૂર્ણ દેખાવા લાગ્યા. માથા-પર કરાનો જેવો મારો ચાલે, તેવો દિવાળી કાકીનો એક એક શબ્દ બાલુના હૃદયપર જબરો આઘાત કરવા લાગ્યો; પણ તે બિચારો શું કરે? મા જેવાં માનેલાં દિવાળી કાકીને સામો જવાબ આપતાં બિચારાની જીભ પણ કેમ ઉપડે! વળી આટલે દૂર સુધી મશ્કરી લઈ જવામાં તેની પોતાની જ ભૂલ થઈ હતી! દિવાળી કાકીની આ વાગ્બાણવર્ષા થતી હતી, ત્યારે મણીને દુઃખ દીધું તેથી ઈશ્વર આપણને આ શિક્ષા

કરે છે, એમ તે ધારતો હતો. પણ દિવાળી કાકીએ તેને તે જ આશ્રિત સ્થિતિનું કરાવેલું સ્મરણ અને ઘર છોડવાની આપેલી 'નોટીસ'—આનું શું ? આ સવાલોએ તેને ઘણો મુઝવ્યો. ઉત્તમરામ સાંજે ઘેર આવે કે તરત જ પોતાનો નિશ્ચય તેમને કહી સંભળાવવો અને તેમની રજા માગવી. ઉપનયન વખતે ભિક્ષાની દીક્ષા તો પોતાને મળેલી જ છે.— આ પ્રકારના વિચારતરંગો તેના મનમાં એક પછી એક આવવા લાગ્યા. પણ ઉત્તમરામે આટલા દિવસ સુધી પોતાનું ભરણપોષણ કર્યું; ને તેમને જ અપયશ આપીને, કૃતઘ્ન બનીને તેમનું ઘર છોડવું ? તે જોઈ દુનિયાં શું કહેશે ? અને મણીને પણ પોતાનું આવું વર્તન કેવું લાગશે ? જેને લીધે દિવાળી કાકી આજે આટલાં ગુસ્સે થયાં, તેથી તેને પણ મનમાં ખોટું લાગે જ છે, ને તે તેથી કયારની રડી રહી છે. વળી દિવાળી કાકી પોતે શું કહેશે ? ખરી રીતે જોતાં, તેમનું આજ લગીનું મારી સાથેનું વર્તન કાંઈ ખરાબ નહોતું ! પણ ઘરમાંથી નીકળી જવાની સ્પષ્ટ 'નોટીસ' મળ્યા પછી પણ નિર્લજ્જતાપૂર્વક અત્રે રહેવું યોગ્ય છે કે ? ના—જરા પણ નહિ ! જેને જેને સ્વાભિમાન હોય તે આનો એક જ જવાબ—ના એવો આપશે ! ત્યારે ઘરમાંથી એકદમ નીકળી જવું ? હા-એ જ બરોબર છે !

આવા પ્રકારના વિચારતરંગો તેના મનમાં ચાલી રહ્યા હતા; તેમ જ તેની આંખો રડીરડીને લાલચોળ પણ થઈ ગઈ હતી. તેનું કોમળ મુખ સુકાએલા ગુલાબના ફુલની માફક મ્લાન અને નિસ્તેજ બની ગયું હતું. તેનું શરીર કમ્પતું હતું. બહાર મેઘોનો અને ઘરમાં દિવાળી કાકીનો ગડગડાટ ચાલુ જ હતો. પણ જવાબ માટે બાલુના મુખમાંથી એક અક્ષરે બહાર પડયો નહિ. પવન ગમે તેટલું જોરથી પોતાનું સામ્રાજ્ય ફેલાવે, જલધારાઓ ગમે તેવો વૃષ્ટિનો મારો ચલાવે, તો પણ ગુલાબનું ફુલ તેમના પ્રત્યે અપકાર અથવા પ્રતિકાર કરવાની ઇચ્છા કદિ પણ કરે છે ખરું ? પોતાને હમેશ જીવન આપનારી જલધારાઓ કોઇક પ્રસંગે જોરથી તાડન કરે, તો જલબિન્દુ ઢાળી, દીન મુખ કરી, સૂર્યની માર્ગપ્રતીક્ષા કરવી, એ જ ગુલાબનું શીલ !

આ તરફ મણિની પણ કેટલેક અંશે એવી જ સ્થિતિ થઇ હતી. બાલુની ફરીયાદ બાને કરવાથી તેનું આટલું ભયંકર પરિણામ આવશે, એવી તે બિચારીને કલ્પના પણ નહોતી. "બાલુ ! ચૂપ રહે, તું હમણાંતો ઘણોજ તોફાની થઇ ગયો છે." આવુંજ કાંઇક કહીને બા તેને ચૂપ કરશે, એવું એણે ધાર્યું હતું. બાલુને 'न भूतो न भविष्यति' એવી શિક્ષા થએલી સાંભળીને તે રડે છે, એમ જોઇને મણિને પણ ઘણું લાગી આવ્યું, અને તે પણ સાથે રડવા લાગી.

સાથે સાથે દિવાળી કાકી વાસણની ફેંકાફેંક કરી રહ્યાં છે, એક તરફ બાલુનું અને બીજી તરફ મણીનું, એમ બેપાસ રુદન ચાલી રહ્યાં છે; આવી સ્થિતિ ઘરમાં ચાલુ હતી, એવે વખતે ઉત્તમરામે ઘરમાં પ્રવેશ કર્યો. તેમને ઘરમાં આવેલા જોતાં જ દિવાળી કાકીની ગર્જના બન્ધ થઇ ગઇ; પણ બાલુની અશ્રુધારાઓ તો વધારે જોરથી વહેવા લાગી. ઉત્તમરામ ઘરમાં આવે કે તરતજ પોતાનો નિશ્ચય તેમને જણાવી દેઈ અને તેમની રજા માગવી, આ બાલુનો વિચાર તેની અશ્રુધારાઓમાં ક્યાંનો ક્યાં વહી ગયો! હવે શું બોલવું અને શું કરવું, તે તેને સૂઝયું જ નહિ.

બાલુ રડે છે એ જોઇને ઉત્તમરામે "હેં—આ શું? કેમ રે બાલુ?" આવો પ્રશ્નાર્થક ઉદ્દ્ગાર કાઢીને તે પોતાનાં કપડાં ઉતારવા લાગ્યા. દિવાળી કાકીએ બાલુના તોફાનની વાત વિસ્તારપૂર્વક વર્ણન કરીને, બરોબર રીતે ઉત્તમરામને જણાવી. કૃત સંકલ્પ હવે કહેવો જ જોઇએ, એવો નિશ્ચય કરી બાલુ પણ ઉત્તમરામ પાસે ગયો. તેના મોંઢામાંથી કોઈ શબ્દ બહાર પડે તે પહેલાં જ ઉત્તમરામ તેની પીઠપર પ્રેમપૂર્વક હાથ ફેરવી આશ્વાસન આપવા લાગ્યા: "અરે ગાંડા! ગુસ્સે થઇ એટલા માટે આટલો બધો રડે છે? અરે, એ તો એમ બોલતી જ રહેવાની! એના બોલવા તરફ શાને ધ્યાન દે છે?"

તેમના આ પ્રેમાળ શબ્દો બાલુએ સાંભળ્યા ને તેની આંખમાંથી ફરી અશ્રુધારાઓ વહેવા લાગી. આ વેગની સાથે જ તેનો નિશ્ચય પણ વહી ગયો! કૃતજ્ઞતાથી તેનું હ્રદય ભરાઇ આવવાથી તે મોંઢેથી એક અક્ષર પણ બોલી શક્યો નહિ. થોડી વારે તે પોતાની જગ્યાએ પાછો ગયો અને ત્યાં બેસી મુક્તકંઠે રોવા લાગ્યા.

પોતાના પતિએ બાલુને શિક્ષા તો ન કરી, ઉલટા પરોક્ષરીતે પોતાની ઉપર જ નિન્દાના છાંટા ઉડાડયા તેથી દિવાળી કાકી સંતપ્ત થયાં. પણ તેનું પહેલાંના જેવું પ્રદર્શન કરી શકાય એમ ન હોવાથી "આજ રીતે છોકરાં ચઢીને માથે બેસે છે!" આવી ટીકા તેમણે અન્દર બેઠાં બેઠાં ચલાવી! તાત્પર્ય શું, ઉત્તમરામની સાન્ત્વનયુક્ત, શીતલ શબ્દવાતથી બાલુની આંખમાંની અશ્રુધારાઓ વધારે જોસથી વહેવા લાગી અને તેજ શીતલ વાતથી દિવાળી કાકીનો ક્રોધાગ્નિ વધારે ભભૂક્યો!

અસ્તુ! ઉત્તમરામે ધીમે ધીમે મોટર ઠરાવી આવ્યાની વાત 'ઘરમાં' કહી. છેવટે શનિવારે બપોરના મોટરમાં બેસીને બે અઢી કલાક સુધી મુંબાઇ જોવા માટે ફરવા જવું, એવું નક્કી થયું. શનિવારે ઓફીસમાંથી પાછા આવતી વખતે ઉત્તમરામે મોટર લઇને જ આવવું, અને ઘેર ચ્હાપાણી પીધા પછી બધાંએ મોટરમાં બેસીને ફરવા જવું, આવો કાર્યક્રમ ઘણા સુધારા વધારા પછી મુકરર કરવામાં આવ્યો. કૃતાપરાધની શિક્ષા

તરીકે બાલુને તે દિવસે ઘેર જ મૂકવો સાથે લેવો નહિ, એવું દિવાળી કાકીએ મશ્કરીમાં સૂચવ્યું. પણ એ સૂચના ખરેખર જ અમલમાં મૂકાશે, એમ કોઇને જ લાગ્યું નહિ. એ સૂચના ઉપરઉપરની પોતાને ચીઢવવા માટે છે એવું બાલુ સમજી ગયો અને તેથી મણી પણ હસવા લાગી. દિવાળી કાકીનો સાયંકાળનો ક્રોધ હવે તો પૂર્ણરીતે અસ્તંગત થયો હતો અને તેમના ચ્હેરા ઉપર હમણાં સૌમ્ય ચન્દ્રજ્યોત્સ્ના વિલાસ કરતી હતી. મણીની મુખકલિકા ખીલી અને બાલુના ઉદાસીનતાથી સુકાયેલા મુખકમળ ઉપર તેજ આવવા લાગ્યું. આ રીતે ગૃહનભોમંડલમાં સ્થિત થએલો ઉદાસીન સાયંકાળનો ભયંકર ગડગડાટ અને ધારાવર્ષાવ પૂરો થયો હતો, અને છેવટે નિરભ્ર, રમ્ય અને સૌમ્ય ચન્દ્રપ્રભા ત્યાં પ્રાદુર્ભૂત થઇ.

**મોટરમાં-(૪)**

છેવટે શનિવારનો દિવસ આવ્યો દિવાળી કાકી-મણીની બા-અને મણીને મોટરમાં બેસવાની ઉત્સુકતાથી આખી રાત પૂરી ઉંઘ પણ નહોતી આવી! તેમ છતાં શનિવારનો દિવસ ઉગતાં જ તેમને જે આનન્દ થયો તેટલો આનન્દ મોટરમાં બેઠા પછી પણ તેમને થયો હશે કે નહિ, તેની શંકા જ છે!

સવારના પહોરમાં ઉઠીને દિવાળી કાકીએ મણીને નવડાવી. અને પછી હમ્મેશના નિત્ય નિયમ પ્રમાણે રસોઈ તૈયાર કરીને ઉત્તમરામને જમવા બોલાવ્યા. "હું મોટર સાથે લગભગ ચાર વાગે આવીશ. તમે ચ્હાનું પાણી 'સ્ટવ્' પર મૂકી રાખજો, તેમજ સાથે થોડા પૌંઆ પણ તૈયાર કરજો. હું આવ્યા પછી ચ્હા નાસ્તો વગેરે કરી આપણે બધાં જ બહાર જઇશું. કપડાં વગેરે પહેરીને તથા મણીને જે કાંઈ પહેરાવવાનું હોય, તે પહેરાવીને તમે તૈયાર રહેજો. એ મોટરવાળો છે, આપણા નવાગામનો ગાડીવાળો નથી, કે ગમે તેટલો ખોટી કરી શકાય!" વગેરે વાતો સ્પષ્ટ રીતે સમજાવીને કહ્યા પછી તે ઑફીસમાં ગયા.

ઉત્તમરામે ચાર વાગે તૈયાર રહેવાનું કહ્યું હતું; પણ દિવાળી કાકી તો ત્રણ વાગે જ પોતાની અને મણીની કપડાં વગેરેની તૈયારી કરીને અને 'સ્ટવ્'પર ચ્હાનું પાણી મૂકીને ઉત્તમરામની રાહ જોતાં બેઠાં હતાં. 'રોજરોજ હું બૂમ પાડી પાડીને થાકી તેનું આજે સાર્થક થવાનું છે!' આવો વિચાર તેમના મનમાં આવ્યો અને રોજ પતિને દુઃખ દેવા માટે પોતે જે દિલગીર થતાં, તેમાં કાંઈ સાર નથી એમ તેમને લાગ્યું. આપણે આજે મોટરમાં ફરી આવીશું એટલે લક્ષ્મી બેન અને તેમની ગંગાનું નાક થોડુંઘણું તો કપાશે જ, એ વિચાર પણ તેમને ઓછો સુખદાયક લાગ્યો નહિ.

આવા આનન્દદાયક વિચાર કરતાં કરતાં તેમનો અર્ધો કલાક જેમ તેમ કરી પસાર થયો; પણ પાછળનો અર્ધો કલાક ઘણો લાંબો

હોય એમ તેમને લાગ્યું. મણીની દૃષ્ટિ તો કયારનીએ ઘડીઆળ તરફ લાગી રહેલી હતી, એમ કહેવામાં જરાએ અસત્ય નથી! બાપુજી રસ્તે આવે છે કે નહિ, તેની માર્ગપ્રતીક્ષા માટે અર્ધા કલાકમાં વીસેક વાર બારી તરફ તેણે ફેરા ખાધા હશે. પણ બિચારીને દરેક વખતે નિરાશા જ થતી! પોણાચાર પછીનો વખત તો તે માદિકરીને ઘણો જ હદબહાર લાંબો થયો હોય, એમ લાગ્યું. 'સ્ટવ્' ઉપરનું પાણી પણ તેમના જેટલું જ ઉત્સુક થઇને બહાર ઉભરાવા પ્રયત્ન કરતું હોય એમ દેખાયું! એટલામાં સુદૈવથી મોટરનો અવાજ તો સંભળાયો, અને મોટર પણ તેમની ચાલી નીચે જ આવી ઉભી. બહાર ગેલેરીમાં ઉભી રહેલી મણી, "બાપુજી આવ્યા" એમ કહેતી પોતાની મા તરફ દોડી ગઈ. દાદરપર ઉત્તમરામના 'બુટ' જેવો અવાજ સંભળાવા લાગ્યો. આવ્યા—આવ્યા જ તે—એક ક્ષણ-માત્રમાં બારણું પણ ઉઘડ્યું. પણ અન્દર આવનારા ગૃહસ્થ ઉત્તમરામ ને બદલે વિશ્વાસરૉય હતા!

વિશ્વાસરૉયે તે માદિકરીની આશ્ચર્યચકિત મુદ્રા જોઈ મન્દ સ્મિત કરતાં બોલ્યાઃ "ઉત્તમરામને બદલે હું આવ્યો, તેથી તમને નવાઈ લાગે એ સ્વાભાવિક છે; પણ મને ઉત્તમરામની આ ચીઠ્ઠી ઓફીસમાં મળી."

આમ કહી તેમણે ચીઠ્ઠી આગળ ધરી ને તે બોલ્યાઃ "આ ચીઠ્ઠીમાં તે લખે છે કે સાહેબનું કાંઈ મહત્ત્વનું કામ ઓચિન્તું નીકળવાથી, નક્કી કર્યા પ્રમાણે, પોતે ચાર વાગે મોટર લઇને ઘેર આવી શકશે નહિ. તેથી તેમણે મને જ અત્રે આવી તમને બધાંને ઓફીસમાં લઈ જવાનું લખેલું છે. મને તે વળી વખત હતો કયાં? પણ તેમણે મને જ્યારે લખ્યું ત્યારે મારે તમને ત્યાં પહોંચાડી આવવાં એ મારી ફરજ સમજી હું આવ્યો. પણ તમે બધાં તૈયાર તો છોને? વારું પહેલાં જલપાન કરાવો, પછી બીજી વાત! ગળું ઘણું સુકાઈ ગયું છે!" આટલું બોલી ત્યાં પડેલા એક વિરામાસન પર તે બેઠા અને મણી તરફ દૃષ્ટિ કરી, "તારે આવવાનું નથી, હાં કે?" એમ કહી તેની સાથે હાસ્યવિનોદ કરવા લાગ્યા.

વિશ્વાસરૉયની આ ચર્પટપંજરી સાંભળીને પરપુરુષ સાથે એકલાં કેમ જવું, એ વિચાર દિવાળી કાકીને આવ્યા વગર રહ્યો નહિ; પણ જે મનુષ્ય પોતાના પતિના કહેવાથી જ, પોતાનાં મહત્ત્વનાં કામ બાજુએ રાખી અમને લેવાને આવે છે, વળી તે એટલો નિરભિમાની અને ઘર જેવો છે, કે જે પોતે જ પોતાની મેળે જલપાન માગતાં ખંચાતો નથી, એવાને પારકો માણસ કેમ ગણાય! એ વિચાર જ મનનું મેલાપણું બતાવે છે.

ત્યાર બાદ ચ્હા પીધા પછી બધાં જવાને તૈયાર થયાં. બાલુ પણ પોતાનાં કપડાં પહેરવા લાગ્યો, એ જોઈ જાણે પોતે નવાઈ પામતા હોય તેમ વિશ્વાસરૉય બોલ્યાઃ "અલ્યા! તું શા માટે કપડાં પહેરે છે? તને નહોતાં લેવાનાંને તારાં કાકી?"

"છો આવતો! એને એકલાને ઘેર મૂકવો, એ મને ખોટું લાગે છે! વળી તે નહિ આવે તો મણી પણ દિલગીર થશે!"

"એ બધું ખરું! પણ ચાર જણને માટે મોટરમાં જગ્યા ક્યાં છે?"

"એટલે? ચાર જણની જ મોટર લાવવાનું કહેલું ને?"

"હા, પણ ચાર માણસની સગવડવાળી ન મળી, એટલે ત્રણ જણ માટે જ લઈ આવ્યો!"

"તોય વાંધો શો છે? ત્રણની તો ત્રણની! હું મણીને મારા ખોળામાં લઇને બેસીશ, એટલે થયું! પછી તો થશેને બધા માટે પૂરતી જગ્યા?"

"એટલે! મોટર ખટારો–ગાડું–સમજ્યા કે શું? તેમાં જો ભરતી કરવા જશો, તો લોક પણ હસશે? અરે લોકની વાત જવા દો, પણ આ મોટરવાળો ચાર જણને બેસવા દેશે ખરો કે? એનું લાયસન્સ–પરવાનો ત્રણ જણ પૂરતો જ છે!"

દિવાળી બાઈ વિચારમાં પડ્યાં, થોડી વારે તેમણે બાલુને પૂછ્યું: "ત્યારે, બાલુ! કેમ, તું ઘેર રહીશ ને?" બાલુ મનમાં જરા દિલગીર તો થયો, પણ પોતાની દિલગીરી જાહેર ન કરતાં તે બોલ્યો: "હા–રહીશ ત્યારે! મારે શું?"

છેવટે બાલુએ ઘેર જ રહેવું એમ ઠર્યું. પોતાની સાથે બાલુ આવતો ન હતો, તેથી મણીને લાગ્યું તો ઘણું; પણ તે શું કરે બિચારી? બધાં નીચે ઉતર્યાં, અને બાલુ તેમને બધાંને વળાવવા નીચે મોટર સુધી આવ્યો. બધાં મોટરમાં બેઠાં કે મોટરવાળાએ મોટરનું ચક્કર ફેરવ્યું, અને મોટર ચલાવી. મોટરની પાછળનો (૨૦૯) નંબર બાલુ જુવે ન જુવે, એટલામાં તો, પૉં, પૉં, પૉં એવા ત્રણ ચાર અવાજ કરી મોટર એકદમ જતી રહી, અને બે એક મિનિટમાં તો દેખાતી પણ અદશ્ય થઈ!

### આ શો ગોટાળો?–(૫)

ઉત્તમરામ સવાચારને સુમારે મોટર ઘેર લઇને આવ્યા, અને ઉત્સુકતાથી ઉપર ચઢ્યા; ઉપર જઇને જૂવે છે, તો બાલુ એકલો જ ત્યાં પોતાનું પુસ્તક વાંચવામાં મગ્ન થઈ ગયો છે, એમ તેમણે જોયું.

આ બધું તેમને જરા વિચિત્ર લાગ્યું. તેમણે એકદમ પૂછ્યું; "બાલુ! મણી ક્યાં?"

તેમનો પ્રશ્ન સાંભળ્યા પછી બાલુએ જાણ્યું, કે તે આવેલા છે; તે વાંચવામાં એટલો બધો લીન થઈ ગયો હતો કે તેમના આવ્યાની પણ તેને ખબર નહોતી. તેમને આ વખતે ઓચિંતા આવેલા જોઇને તે પણ ઘણો જ નવાઇ પામ્યો. "વિશ્વાસરૉય તમને મળ્યા નથી કે શું?" આવો સવાલ તેમને બાલુએ પૂછ્યો, અને ધીમે ધીમે બધી બનેલી વાત કહી સંભળાવી. આ બધી વાત સાંભળતાં જ ઉત્તમરામ ગુંચવાડામાં પડ્યા.

"પણ મેં તો તેમને ચીઠ્ઠી લખેલી જ નહોતી." આ શબ્દો તેમણે અર્ધા મનમાં અને અર્ધા બાલુ તરફ જોઇને ઉચ્ચાર્યા.

"વાહ, તેમણે તો ખુદ તમારી સહીની જ ચીઠ્ઠી અમને બતાવી હતી!" આમ કહી પાસેના પુસ્તક પર પડેલી ચીઠ્ઠી તેણે આપી.

ઉત્તમરામ ચીઠ્ઠી લઇને જુવે છે તો તેમાં પોતાની જ સહી કરેલી તેમણે જોઈ. ચીઠ્ઠી, અંગ્રેજીમાં લખેલી નીચે મુજબ હતીઃ—

"સેક્રેટરીયેટ, તા—

પ્રિય વિશ્વાસરૉય!

નક્કી થયા પ્રમાણે આજે ચાર વાગે હું ઑફિસમાંથી મોટર લઇને ઘેર જવાનો હતો; પણ સાહેબે હમણાં જ કાંઈ અગત્યનું કામ ઉપસ્થિત કરેલું હોવાથી, પાંચ વાગ્યા સુધી હું છુટ્ટો થઇ શકીશ નહિ. તો આપ મોટર લઈ જઈ ઘરનાં માણસોને અહીં સુધી પહોંચાડી દેવાની કૃપા કરશો. તસ્દી માટે ક્ષમા કરશો, એમ લખું છું ખરો, પણ આપના જેવા મિત્રને તસ્દી આપતાં હું જરાય પણ અચકાતો નથી એ જ.

આપનો મિત્ર,

ઉત્તમરામ.

"અરે! આ ચીઠ્ઠી મેં લખી જ નથી! આ શો ગોટાળો છે?" ઉત્તમરામ ચીઠ્ઠી વાંચીને એકદમ આ પ્રમાણે બોલી ઉઠ્યા. "વિશ્વાસરૉય ભોળાનાથ આટલો કાબેલ ડિટેકટીવ; તેને પણ મુંબાઇના કોઈ ભામટા મોટરવાળાએ ફસાવ્યો કે શું?"

પરંતુ થોડી જ વારે પોતે પોતાની સાથે એક મોટર લઈ આવ્યા છે, અને તે નીચે જ ઉભી છે, એ વાતનું તેમને એકદમ સ્મરણ થઇ આવ્યું, જેથી તે નીચે ગયા અને મોટરવાળાને એક કલાકના પૈસા ચૂકાવી આપીને રજા આપી. વગર મહેનતે એક કલાકના પૈસા મળ્યા, તેથી મોટરવાળો ખુશ થઇને ચાલતો થયો. ઉત્તમરામ ઉપર જઇ એક આરામખુરશીમાં પડ્યા, અને આ બધો શો ગોટાળો છે તેના ઉપર વિચાર કરવા લાગ્યા. થોડીવાર સુધી તે અને બાલુ શાન્તિનો ભંગ કર્યા સિવાય બેસી રહ્યા, પણ છેવટે બાલુએ તેમની પાસે જઇને પૂછ્યુંઃ "પોલીસને ખબર કરી હોય તો? હું જાઉં ચોકી ઉપર ખબર આપવા?"

"હા, ઠીક પૂછ્યું. હું પણ તને તે જ કહેવાનો હતો. પણ પોલીસને તું જઇને શું કહીશ? મોટરનો નંબર તેં જોયો છે ખરો?" ઉત્તમરામે અનુમતિ આપતાં સવાલ કર્યો.

"હા—નંબર ૨૦૯ હોય એમ મને લાગે છે!"

"તારી ખાત્રી છે?"

"ના, ખાત્રી નથી. મોટર નીકળી ચૂકયા પછી તેનો નંબર મેં પાછળથી સહેજ જોયો!"

"ઠીક, જા. પોલીસને ખબર તો આપ. કાંઈ હાથપગ તો હલાવવા જ પડશે ને!"

તે જ ક્ષણે બાલુ પાસેની પોલીસગેટપર ગયો અને ત્યાંના પોલીસ ઓફીસરને બધી હકીકત સંભળાવી થોડી જ વારમાં પાછો આવ્યો.

કેટલેક વખતે એક પોલીસ ઉત્તમરામના ઘર આગળ આવીને, બનેલા વૃતાન્ત વિષે બારીકાઇથી ચોક્કસાઈ કરવા લાગ્યો. "આ વિશ્વાસરૉય કોણ થાય છે તમારે ?"

"એ અમારા મિત્ર છે. તમારા પોલીસખાતામાં જ છે ને!"

"શું ? પોલીસખાતામાં છે?"

"હા. ડીટેકટીવખાતામાં."

"એમ!"

પોલીસે પણ બીજી કેટલીક બાબતો પૂછી અને તે ચાલતો થયો.

ઉત્તમરામને તે દિવસે ખાવું પણ ભાવ્યું નહિ. પ્રિય પત્ની અને લાડકવાયી કન્યાનું આ રીતે હરણ થાય ત્યારે તેમને ખાવું કેમ ગમે ? બાલુને કાંઈ રોટલી વગેરે પડ્યું હોય તો ખાઈ લેવાને તેમણે સૂચવ્યું અને પોતે વિચાર કરતા પથારીમાં પડ્યા.

બાલુના મગજમાં એક પછી એક અનેક વિચારો આવવા લાગ્યા. "આ શો ગોટાળો ? વિશ્વાસરૉયને કોઇએ ફસાવ્યા કે તેમણે જ અમને ફસાવ્યા ? હવે મણી ક્યાં હશે ? તે શું કરતી હશે ? કાકી શું કરતાં હશે ? તે ફરીથી અમને મળશે કે નહિ ? ક્યારે મળશે ?" વગેરે ઘણા સવાલો તેની સામે ઉપસ્થિત થયા. મણીના સ્મરણ માત્રથી જ તેનું કોમળ હ્રદય ભરાઈ આવતું, અશ્રુસ્રાવથી ઓશીકું ભીંજાયું. પણ તે આખરે તો એક બાળક જ ! જેથી થોડી વારે તેને ઉંઘ આવી. ઉત્તમરામને તો આખી રાત ઉંઘ આવી નહિ. આખી રાત પથારીમાં ચિન્તાક્રાન્ત થઇને તે પાસાં બદલતા હતા.

રાત્રે ઉંઘ ન આવી તેથી કહો, કે બીજા કોઈ કારણથી કહો, પણ બીજે દિવસે ઉત્તમરામ માંદા પડ્યા. તરત જ તેમના પરિચિત ડૉકટરને બોલાવી તેમની દવાની વ્યવસ્થા બાલુએ કરી દીધી; અને પાસેની વીશીમાંથી જમવા માટે બે થાળી આવે એવો પણ પ્રબન્ધ કરવાને તે ચૂક્યો નહિ. ઉત્તમરામે જમણ આવતાં બે કોળીઆ ઘણી જ મુશ્કેલીથી ખાધા હશે. બાલુએ માત્ર થોડુંક ખાધું.

બાલુ હાથ ધોઇને બહાર આવે છે, એટલામાં એક પોલીસપાર્ટીને આવતી તેણે જોઇ. તે પોલીસોએ ચાલીમાંના જ કેટલાક લોકોને ભેગા કરી, તેમને પંચ ઠરાવી, તેમની સમક્ષ જ વિશ્વાસરૉયની ઓરડી તોડીને તેની ઝડતી લેવાનો આરંભ કર્યો. પણ તેમને સંસયાસ્પદ હોય એવું કાંઈ પણ મળ્યું નહિ. નિરાશ થઇને તે લોકો પાછા જતા હતા એટલામાં

ઉત્તમરામને એક પત્ર ટપાલમાં મળ્યો. જે તેમણે વાંચ્યો અને, "પોલીસને તે એકદમ આપી આવ;" એવું બાલુને કહ્યું.

બાલુ પોલીસોને દાદર ઉતરતાં જ મળ્યો, તેમના અમલદારને તેણે કવર આપ્યું, જે નીચે ઉતરતાં ઉતરતાં તેણે વાંચ્યું. પત્ર પેન્સીલથી લખેલો હતો. અક્ષર ઘણી ઉતાવળે લખેલા હોય, એવું જણાતું હતું, જે પત્ર નીચે લખ્યા મુજબ હતો:–

પ્રિય ઉત્તમરામ!

કાલે મુંબઇના એક પક્કા ભામટાએ મને ખરેખરો ફસાવ્યો, અને ડિટેક્ટીવપણાનો મારો ગર્વ તેણે હરણ કર્યો! તમારી સહીવાળા પત્રપર વિશ્વાસ મૂકીને, હું મોટર લેવા નીકળું છું, એટલામાં ચીઠ્ઠી આપનારા સિપાઇએ "ઉત્તમરામે મોટર મોકલી છે, અને તે નીચે ઉભી છે," એમ મને કહ્યું. તેનાં ઓફીસના સિપાઇના જેવાં કપડાં જોઇને મને તેને વિષે બિલકુલ શંકા આવી નહિ. હું મોટરમાં બેસી તમારે ત્યાં આવવા નીકળ્યો: અને તમારી સૂચનાઅનુસાર મણી અને તેની બાને આપની ઓફીસે લાવવા માટે બધાં મોટરમાં બેઠાં. મોટરમાં બેસતાં જ મોટરવાળાએ મોટર એટલી બધી ઉતાવળે ચલાવી, કે મારાથી તેનો વેગ બિલકુલ સહન ન થયો. મણી તો મોટેથી રડવા લાગી. તેની બા પણ રડવા લાગ્યાં! બે ત્રણ મિનિટમાં જ મારી ધ્યાનમાં આવી ગયું કે, તે મોટરને બીજે જ સ્થાને લઇ જવા માગે છે. જેથી મેં મોટર ઉભી રાખવાને તેને એકદમ કહ્યું. પણ તે લુચ્ચો શાનો સાંભળે? પોણા કલાક પછી એક નાની ગલીમાંના એક નાના ઘર પાસે તેણે મોટર ઉભી રાખી. આ ગલી કઈ છે, અને કયાં આવી છે, તેની, હું મુંબાઇમાંનો ડીટેક્ટીવ હોવા છતાં, મને ખબર નથી! ત્યાં કાળા મેંશ જેવા ચાર માણસો હાથમાં મોટીમોટી ડાંગો લઇને ઉભા હતા! મોટર થોભતાં જ તેમણે અમને ઘેરી લીધા, અને તેમાંનો એક અમને ધમકાવીને બોલ્યો: "અમે કહીએ તે મુગાં મુગાં સાંભળી લો; ગડબડ કરવા જશો, તો એક સપાટે ઠાર કરી દઇશું!" હું ગભરાઈ ચારે બાજુએ જોવા લાગ્યો. પણ ત્યાં તો બધે સુનકાર હતું! તેથી મારો કાંઈ ઉપાય ચાલી શકયો નહિ, ને અમારે તેમના કહેવા પ્રમાણે ઘર બતાવ્યું ત્યાં જવું પડ્યું. ત્રીજા માળપરની એક ઓરડીમાં તેમણે અમને પૂરેલાં છે. આ ગલી ઘણુંખરૂં ગ્રૅંટરોડની બાજુએ કયાંક હોવી જોઇએ. મણીના અને તેની બાના બધા દાગીના તેમણે ઉતારી લીધા છે. ટુંક મુદતમાં જ અમને યમદ્વાર મોકલવાનો તેમનો વિચાર હોય એમ દેખાય છે. અમને ખાવાનું આપનાર નોકરને લાંચ આપવાનું કબુલ કરી તેની પાસે આ પત્ર પોસ્ટમાં આપની તરફ મોકલાવું છું. આ પત્ર પોલીસને આપશો, તો તે અમને મદદ કરશે. કવર ઉપરની પોસ્ટની છાપ ઉપરથી, આ ગલી કયાં છે. તે તેઓ જાણી શકશે. પોલીસની મદદથી અમારો સર્વેનો છુટકારો જલદી કરશો તો ઠીક છે; નહિ તો અમારા પ્રાણ હવે રહેશે કે નહિ, તેની અમને શંકા છે.

આપનો હતભાગી ડિટેક્ટીવ મિત્ર,
વિશ્વાસરૉય ભોળાનાથ.

મોટરમાં બેઠા પછી કેટલાએ દિવસના પોતાના મનોરથ આજે પૂરા થશે, એમ દિવાળીબાઇને લાગ્યું; જેથી તેમનો આનંદ પણ મનમાં સમાતો નહિ. પણ જેમ જેમ મોટર વધારે જોરથી ચાલવા લાગી અને જ્યારે બન્ને હાથે તેને પકડી રાખવાનો વખત આવ્યો, ત્યારે મણી નીચે પડી જશે કે શું તેની ધાસ્તી તેમને લાગવા માંડી. મોટર કરતાં ઘોડાગાડી કે વિકટોરીઆ હજાર દરજ્જે સારી, એવું તે મનમાં કહેવા લાગ્યાં. છતાં શ્રીમાન લોકો હરહમ્મેશ મોટરમાં જ ફરે છે, અને તેવો પ્રસંગ પોતાને આજે મળ્યો એ વિચારે પહેલા વિચારને ધક્કો મારી પાછળ કાઢયો અને તેમને સુખ થયું.–અથવા પોતે ખરેખરાં સુખી થયાં એમ તેઓ પોતાની જાતને મનાવવા લાગ્યાં. આ આનન્દપ્રદ વિચારોથી મોટર ક્યાં ચાલી જાય છે, તે તરફ દિવાળીબાઇનું તો ધ્યાન જ ખેંચાયું નહિ. પંદરેક મિનિટ સુધી આ પ્રમાણે ચાલ્યા પછી "હજીએ ઓફીસ કેમ નહિ આવતી હોય ?" એવી તેમને શંકા આવી. આ તરફ વિશ્વાસરૉય તો મોટર-વાળાને "Go on! Go on–હકાલો, હકાલો," એમ જ કહેતા હતા.

"હજી ઑફીસ કેમ નથી આવતી ?" મણીની બાએ છેવટે ન રહેવાયાથી પ્રશ્ન કર્યો.

"મ્યુનીસીપાલીટીના રસ્તાની દુરસ્તીનું કામ ચાલી રહ્યું છે તેથી દરરોજનો રસ્તો બંધ છે, અને તેજ કારણે આજે આપણને બીજે દૂરને રસ્તે જવાની ફરજ પડી છે !" વિશ્વાસરૉય બોલ્યા.

વિશ્વાસરૉયના આ શબ્દો સાંભળીને પણ દિવાળીબાઇના મનનું સમાધાન થયું નહિ. તેમના મનમાં અવનવી શંકાઓ આવવા લાગી. તેમણે પૂછ્યું: "રસ્તો દૂરનો હોય તો પણ શું થઈ ગયું ? આટલો બધો વખત શાનો લાગે ? મોટરમાં બેસીને જઇએ, તો દસ મિનિટની અંદર ઑફીસે પહોંચાય, એમ તો તે રોજ કહે છે !"

"ખરેખર !" વિશ્વાસરૉય નવાઈ પામ્યા હોય તેમ બોલ્યા: "આ મોટરવાળો પીધેલો તો નથીને ?"

"અલ્યા એ ! તેં દારુ તો નથી પીધોને ?" મોટરવાળાને બરોબર હલાવી વિશ્વાસરૉયે તેને પૂછ્યું. પણ મોટરવાળાએ તો જવાબ જ દીધો નહિ.

"હવે શું કરવું ?" વિશ્વાસરૉય આશ્ચર્ય સાથે દુઃખનો આવિર્ભાવ ચ્હેરાપર લાવતાં બોલ્યા. પોતાના ચ્હેરાપરનો આવિર્ભાવ ખરો છે, એમ દિવાળીબાઇને લાગે તેથી તેમણે મોટરવાળાના બન્ને ખભા પકડ્યા અને તેને હલાવવાનો જોરથી આરંભ કર્યો. પણ તે શા માટે ગાડી થોભાવે ? પણ છેવટે મોટર તો થોભી !

"ક્યાં લઈ આવ્યો હરામખોર ! જો તો ખરો ?" ગાડી થોભી એટલે વિશ્વાસરૉય બોલી ઉઠ્યા: "ઉત્તમરામ આપણી રાહ જોતા હશે અને આપણે આવ્યા અહીંઆં ! આ દારુથી આવું પરિણામ થાય છે ! હા–

આપણે અહીં આટલે સુધી આવ્યા છીએ, તો એક કામ કરી લઇએ. મારા એક મિત્ર કે જે અહીં જ રહે છે, તેમને મળી આવીએ! તમે બધાં પણ ચાલો ઉપર; મારી ઓળખાણના જ છે એ ભાઈ; શરમાવાની જરાએ જરૂર નથી!" આમ બોલી મોટરવાળા તરફ જોઇને તે બોલ્યા: "અરે એ! તું પણ ઉભો રહેજે અહીંઆં! પણ ના—દારુ પીને મોટર ક્યાંની ક્યાં લઈ આવ્યો, તેથી પોલીસના જ તાબામાં તને સોંપી દઉં છું! ઉભો રહે—"

"ના સાહેબ—ફરી દારુ કદિ નહિ પીઉં! આટલી વાર માફ કરો—સાહેબ! ગરીબ માણસ છું." મોટરવાળાએ જવાબ આપ્યો.

"તે કાંઈ નહિ ચાલે! આજ તું પોલીસની મઝા તો જોઈ જ લે! તે વિના તારા જેવા દારુડીઆ ઠેકાણે નહિ આવે!"

"સાહેબ—આટલી વાર મને માફ કરો! ફરીથી આવું કામ કદિ નહિ થાય મારે હાથે—" તે તદ્દન કરગરી પડ્યો.

"ઠીક, એનો વિચાર પછીથી કરાશે. અમે ઉપર જઇને પાંચ મિનિટમાં પાછાં આવીએ છીએ, ત્યાં લગી તું અહીંઆં જ ઉભો રહે. જો નાઠો, તો આ ડિટેકટીવ અમલદાર સાથે વાત છે, એ યાદ રાખજે! તમે આવો છો ને ઉપર, બિલકુલ ના ન પાડશો, કારણ કે મારા એ ખાસ મિત્ર છે!"

વિશ્વાસરૉયનો મોટરવાળા ઉપરનો ગુસ્સો જોઇને અને તેમનાં આ વચનો સાંભળીને દિવાળીબાઇએ એમ જ ધાર્યું, કે મોટરવાળો ખરે જ પીધેલો હશે, અને તેથી જ તે આપણને ભળતે ઠેકાણે લઈ આવ્યો. વિશ્વાસરૉયને વિષે તેમને એકદમ સન્દેહ પણ ક્યાંથી આવે?

વળી રસ્તા ઉપર સ્ત્રીઓએ વધારે વાર ઉભાં રહેવું અયોગ્ય છે, એવો વિચાર મણીની બાને આવવાથી તે છેવટે તેમની સાથે ઉપર ગયાં! ત્રીજા માળપર એક ઓરડીમાં ગયા પછી વિશ્વાસરૉયે તેમને ત્યાં બેસવાને કહ્યું, પોતે બારણાને અન્દરથી સાંકળ મારી અને સાથે તાળું પણ વાસી દીધું!

આ બધું જોયું, કે તરત જ બધી વાત દિવાળીબાઇના ધ્યાનમાં આવી ગઈ. વિશ્વાસરૉયે પણ વધારે લાંબી પ્રસ્તાવના ન કરતાં પોતાનો પાપહેતુ તેમને સ્પષ્ટ રીતે કહી સંભળાવ્યો. વિશ્વાસરૉયને મોંઢે આવા નિર્લજ્જ શબ્દો સાંભળી દિવાળીબાઇ તો રડવા લાગ્યાં, વચ્ચે વચ્ચે તેમણે ગાળોનો વરસાદ પણ શરુ કર્યો.

"તમારી આ બૂમરાણ અહીં કોઇ પણ સાંભળે તેમ નથી; કારણ અહિં બધા મારા માણસો છે." વિશ્વાસરૉય શાન્ત સ્વરે બોલ્યા: "અને ખરું પૂછો, તો હું કાંઈ તમારું ખોટું કરવા થોડો જ બેઠો છું? આપણે અહીંઆં આનન્દમાં રહીશું. કંઈ ફિકર કરશો નહિ. મારા કહેવાનો શાન્ત ચિત્તે એક ઘડી સુધી વિચાર કરી લો; ત્યાંસુધી હું જરાક

બહાર જઈ આવું. ધારો કે તમે મારું કહ્યું ન માન્યું, તો પણ ઉત્તમરામ તમને હવે ઘરમાં રાખશે ખરા કે? વળી હમણાં ના પાડશો, તો નહિ હું, કે નહિ ઉત્તમરામ, એવી તમારી સ્થિતિ થશે! 'તમે જ મારી પાછળ મંડ્યાં, અને મારી સાથે નાસી આવ્યાં,' એવું જ હું તો તેમને કહેવાનો! એ જરૂર જ ધ્યાનમાં રાખજો. અને એ મૂરખ મારું કહેવું માનવાનો જ, એમાં પણ શંકા નથી! એ પણ સાથે રખે ભૂલતાં?"

આટલું બોલી વિશ્વાસરૉય ઉઠ્યા, અને તેમણે બારણું ઉઘાડ્યું. દિવાળીબાઈ પણ બહાર નીકળવાના હેતુથી તેમની પાછળ બારણા પાસે આવ્યાં; પણ વિશ્વાસરૉય કાંઈ નાનું બાળક ન હતું! તેમણે એક ધક્કો મારી એમને અન્દર પૂરી, અને પોતે બહાર નીકળ્યો કે તરત જ બારણું એકદમ બન્ધ કરી બહારથી તાળું મારી દીધું. મણી અને તેની બાએ ઘણું એ રુદન કર્યું, પણ તેમનું રડવું ત્યાં કોણ સાંભળે! અને સાંભળે તો એ તે તરફ ધ્યાન પણ કોણ દે?

ચાલીમાંના લગભગ બધા પુરુષો પોતપોતાની ઓફીસમાં ગયા હતા. એક માંદા દક્ષિણી ગૃહસ્થ માત્ર એક ઓરડીમાં પડ્યા હતા. ઘોંઘાટ સાંભળીને બ્લૅંકેટ ઓઢી તે બહાર આવ્યા અને 'વિનોદરાય'ને,(વિશ્વાસ-રૉયનું આ ચાલીમાંનું નામ) "કયા વિનોદરાય, એ કોન છે તમારો?" એવું, તેણે અર્ધું મરાઠી, અર્ધું ગુજરાતી અને અર્ધું હિન્દીમાં પૂછ્યું.

"એ તો મારી સ્ત્રી છે, કેશવરાવ! મારા દુર્દૈવથી ગયા પાંચ છ માસથી તે ગાંડી થઈ ગઈ છે. આજ સુધી તે દેશમાં હતી. ત્યાં કાંઈ ઉપાય ન ચાલ્યો, એટલે ડૉકટરને બતાવવા તેને અહીં આણી છે. એને લીધે આ છોડીનું માથુંએ ફરી ગયું છે. હું તો પૂરો દુર્ભાગી છું?"

તે દક્ષિણી ગૃહસ્થને અને પોતપોતાની ઓરડીનાં બારણા વચ્ચે ઉભેલી સ્ત્રીઓને "વિનોદરાય"નું આ કહેવું કેટલે અંશે ખરું લાગ્યું, તે કહી શકાય એમ નથી; પણ તેમને તે ખોટું લાગે એવું કાંઈ કારણ ન હતું. બીજાની બાબતમાં માથું મારવું નહિ, આવી કિંચિત્ સજ્જનતાની અને ડહાપણની, અથવા આળસની અને બેફિકરાઈની વૃત્તિ ઘણાખરા મુંબાઈવાસીઓની હોય છે; એ વાચકવર્ગ જાણે છે જ. આ વૃત્તિને અનુ-સરીને આડોશીપાડોશીઓએ "વિનોદરાય"ની એ "ગાંડી સ્ત્રી"ના બૂમ-રાણ તરફ કોઈએ જ ધ્યાન દીધું નહિ.

### પાપીના પંજામાં.—(૭)

વિશ્વાસરૉયના ગયા પછી દિવાળીબાઈ નીચે બેસી રુદન કરવા લાગ્યાં. મણી જો કે આ બધી વાત સ્પષ્ટ રીતે સમજી શકતી નહતી, તો પણ વિશ્વાસરૉયે કોઈ પણ રીતે દગો કરીને અમને ફસાવ્યાં છે અને તેથી બન્નેને ગોંધાઈ રહેવું પડ્યું છે એ વાત સમજવી તેને માટે અઘરી

નહતી. પોતાની માને રડતી જોઈ તે પણ ડુસકાં ભરવા લાગી. બન્ને માદીકરી ઘણું રડ્યાં, ઘણી બૂમો પાડી, ઘણા જોરથી બારણાં ધક્કેલ્યાં; પણ તેમનું સાંભળે કોણ?

"આ પડોશમાં શી ધમાલ છે?" એમ ઓફીસમાંથી પાછા આવેલા પુરુષોએ જ્યારે પોતાના 'ઘર'માં પૂછ્યું, ત્યારે તેમના સ્ત્રીવર્ગે સ્વાભાવિક રીતે જ જવાબ વાળ્યો કે "તે વિનોદરાયની સ્ત્રી છે. બિચારીને આજ છ માસ થયાં ગાંડપણ વળગ્યું છે. આજ લગી તે દેશમાં હતી. કોઈ પણ ઉપાયથી ગાંડપણ ન જવાથી ડોકટરને બતાવવા સારું વિનોદરાય તેને અહીં લઈ આવ્યા છે." પડોશમાંની ગડબડનું આવું સ્પષ્ટીકરણ સાંભળી પુરુષોની જીજ્ઞાસા લગભગ સંતોષાઈ અને તેઓ વધારે ભાંજગડમાં પડ્યા નહિ.

દિવાળીબાઇ અને મણીને તે રાત્રિએ પાકો અપવાસ જ કરવો પડ્યો. બીજે દિવસે પણ ચાર વાગ્યા સુધી તેમના પેટ તરફ કોઇએ ધ્યાન આપ્યું નહિ. ચાર વાગે તાળાને કુંચી લાગવાનો કાંઈક અવાજ થતો હોય એમ તેમને લાગ્યું; અને થોડી જ વારમાં વિશ્વાસરૉયની મૂર્ત્તિ, બરફી પેંડા, અને ફળફળાદિ વગેરે લઇને અન્દર આવી. અન્દર આવતાં જ તેમણે ઓરડીના બારણાને અંદરથી સાંકળ ચઢાવી તાળું મારી દીધું, અને અટ્ટહાસ્ય કરતાં પૂછ્યું: "કેમ, શું કર્યું નક્કી?"

દિવાળીબાઈ તો આથી ઘણાં જ ગુસ્સે થઈ ગયાં હતાં. અને ગુસ્સાના આવેશમાં તેમણે વિશ્વાસરૉયને ઓછામાંઓછી લાખેક તો ગાળો દીધી જ હશે! તેમનું આ સંગીત વિશ્વાસરૉય શાન્ત ચિત્તે સાંભળતા હતા. છેવટે "અચ્છા, અચ્છા" એટલા બે જ શબ્દો તેમણે તેમને ચીઢવવાના હેતુથી ઉચ્ચાર્યા. આ "અચ્છા"માં કેટલો અર્થ ગર્ભિત હતો, તે સુજ્ઞ વાંચકોને સમજાવવાની જરાએ જરૂર અમને લાગતી નથી.

"તમે જરા શાન્ત ચિત્તે તો વિચાર કરો! ઉત્તમરામ તમને હવે ઘરમાં પગ પણ મૂકવા દેશે ખરા કે?"

"નહિ મૂકવા દે તો કાંઈ વાંધો નહિ!" દિવાળીબાઈ ગુસ્સામાં બોલ્યાં: "તેમના ઘરમાં પગ નહિ મૂકવા દે તો તેમનાં ચરણોની સેવા કરીને જીવન વ્યતીત કરીશ! એ પાસે ન રહેવા દે એટલા માટે હું તારા જેવા કાગડાનો સ્વીકાર કરું એ બનવાજોગ છે?"

વિકટ હાસ્ય કરીને ડીટેક્ટીવ વિશ્વાસરૉય બોલ્યા: "સ્વીકાર કરવો કે ન કરવો, તે કાંઈ તમારા હાથમાં નથી રહ્યું હવે, સમજ્યાં કે બાઇસાહેબ? બે દિવસ પાકા અપવાસ બીજા કરવા પડશે, કે બરોબર ઠેકાણે આવી જશો! છતાં હું શા માટે નિષ્કારણ વધારે બોલું? જે થશે તે તમે જોવાનાં જ છો! તમે હવે મારા સકંજામાં પૂર્ણ રીતે આવી ગયાં છો, એ વાત બિલકુલ ભૂલતાં નહિ, સમજ્યાં કે?"

વિશ્વાસરૉયનાં આવાં, લુચ્ચાને શોભે એવાં વચનો સાંભળીને મણીની બાએ તેમને વધારે જ ગાળો દેવાનું શરુ કર્યું; પણ તે મનમાં તો ઘણાં જ ગભરાઈ ગયાં હતાં. તેની તે ગર્ભિત નીચ વૃત્તિની ધમકી સાંભળીને તેમની ધીરજ હવે ગળવા લાગી. છૂટકારા માટે મનમાં ને મનમાં તે ઇશ્વરની સ્તુતિ કરવા લાગ્યાં.

થોડી વાર પછી આણેલો સામાન પાછો લઈ વિશ્વાસરૉય બહાર ગયા; ને તેમણે બહારથી તાળું વાસી દીધું. તે ભયાનક રાત તે મા-દીકરીએ કેવી રીતે પસાર કરી હશે, તેનો ખ્યાલ સુજ્ઞ વાચકોને આપવાની જરૂર ખરી!

બીજે દિવસે સવારે પાછો વિશ્વાસરૉય આવ્યો, અને હસતાં હસતાં "કેમ? ઠીક છેને તબિયત?" એવું દિવાળી કાકીને મજાકમાં પૂછ્યું.

"તારું કાળું મ્હોં મને ન બતાવીશ, મુવા પાઘડી બળ્યા! તારી ધમકીથી ડરી જાઉં એવી સ્ત્રી હું નથી!" દિવાળીબાઇએ જોરથી જવાબ વાળ્યો. પણ તેમના હ્રદયમાં આ વખતે શું ચાલી રહ્યું હતું તે તો તે જ જાણતાં હતાં!

દિવાળીબાઇનો આ જવાબ સાંભળીને થોડી વાર વિચાર કરીને, વિશ્વાસરૉય કાંઈ પણ ન બોલતાં બહાર ગયા અને દસ પંદરેક મિનિટમાં એક લાંબી દોરી લઇ તે પાછા આવ્યા. તેમણે બળપૂર્વક મણીની બાના હાથપગ બાંધ્યા ને તે પાછા બહાર ગયા. અને દશેક મિનિટમાં મજુરો સાથે લઇને તે પાછા આવ્યા.

"આ બાઈ ગાંડી છે, તેને નીચેની ગાડીમાં મૂકી ડૉક્ટર પાસે લઈ જવી છે. ઉંચકો એને!" વિશ્વાસરાયે મજુરોને હુકમ આપ્યો.

દિવાળીબાઇએ તેમ જ મણીએ બૂમરાણ કરી મોટું તોફાન મચાવ્યું, પણ તે તરફ બિલકુલ ધ્યાન ન દેતાં મજુરોએ તેમને ઉંચકીને ગાડીમાં મૂકયાં. રડતી મણીને તો વિશ્વાસરાયે પોતે જ પ્રેમાળ પિતાની માફક ઉંચકીને ગાડીમાં મૂકી. દિલગીર અવાજે પાસે ઉભેલા લોકો તરફ જોઇને તે બોલ્યાઃ "આનું આ ગાંડપણ જો નહિ જાય, તો આ છોડીની ખરી દુર્દશા છે!" આમ કહી જાણે આંખમાં આવેલાં અશ્રુઓ લુછતા ન હોય તેમ પોતાનો રુમાલ આંખે લગાડ્યો, ને પોતે ડુસકાં ભરતાં ભરતાં આંખો લુછવા લાગ્યા.

અડધીક મિનિટ પછી તેમણે ગાડીવાળાને ગાડી હાંકવાને કહ્યું. "बाई वेडी आहे" એવા શબ્દો તે મુંબાઇના એપરવા લોકોએ આજુબાજુથી ઉચ્ચાર્યો ને પછી તેઓ પોતપોતાને કામે ચાલતા થયા.

આ તરફ ઉત્તમરામની સ્થિતિ ઘણી જ શોચનીય થઈ ગઈ હતી. તેમને ઘણો જ તાવ આવ્યો હતો. વિશ્વાસરૉય લુચ્ચો હશે; એણે જ બદમાશી કરી પોતાની સ્ત્રી અને મણી બન્નેને ફસાવ્યાં હશે, એવી તેમને શંકા આવતી. પોતાની પત્ની રૂપવતી હોવાથી અથવા તેની પાસે દાગીના ઘણા હોવાથી લોભમાં તણાઇને તેણે આવું નીચ કામ કદાચ કર્યું પણ હોય, એમ તે પોતે માનવા લાગ્યા. પણ વિશ્વાસરૉયનો પત્ર હાથમાં આવતાં જ તેમની તે શંકા જતી રહી. પણ હવે શું કરી શકાય એમ હતું? પોલીસમાં ખબર આપેલી હોવાથી હવે પોતાના ભાવિમાં નિર્માણ કરેલ હશે તે જ થશે, એવું કહીને બેસી રહ્યા સિવાય બીજો ઉપાય નહોતો.

ઉત્તમરામનો એક ખાસ સ્નેહી ડોકટર દાદરમાં રહેતો હતો. તેને બાલુ તબિયત જોવા બોલાવી લાવ્યો. ડૉકટર સાહેબે તેમનું શરીર તપાસી બનેલી બિનાનો વધારે વિચાર ન કરવો, તેમ ચિન્તા પણ ન કરશો એવું કહી દવા લખી આપીને તે ચાલતા થયા. ડૉકટરસાહેબના હુકમથી વિચારોનો પ્રવાહ થોભ્યો હોય એવું કદિ બન્યું છે ખરું? ઉત્તમરામના મનમાં એક પછી એક એમ અનેક વિચાર આવવા લાગ્યા. "કદાચ તે જ વિશ્વાસરૉય સાથે શા ઉપરથી નહિ નાસી ગઈ હોય? આજની સ્ત્રીઓની ખાત્રી કોણ આપી શકે?" આવા પ્રકારના વિચારો પણ મનમાં આવી ગયા. આવા આવા વિચારો પોતાના મનમાં ન આવે તેથી તેમણે પાસે પડેલી નવલકથા વાંચવા માટે લીધી; પણ તેમાં તેમનું ચિત્ત કયાંથી ચોંટે?

આમ વિચાર કરતાં કરતાં ચાર વાગ્યા. તે જ ક્ષણે જાણે કાંઈ સાંભરી આવ્યું હોય તેમ ઉત્તમરામે દાદર જઇ ડૉકટરને ત્યાંથી દવા લઈ આવવાનું બાલુને જણાવ્યું. સૂચનાનુસાર બાલુ બહાર નીકળે છે, એટલામાં હમણાં હમણાંમાં તેને ત્યાં ઘણી વાર આવવાથી તેને પરિચિત એવો એક પોલીસ મળ્યો; જેણે તેને એક બાજુએ લઇ જઈ વિશ્વાસરૉય વિષે ઘણી બાબતો પૂછી.

"કાલે તું અમારા સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ પાસે આવજે, સાહેબે તને ખાસ બોલાવ્યો છે." પોલીસે જતાં જતાં બાલુને કહ્યું.

"ઘણું સારું, હું કાલે જરૂર આવીશ." એમ કહીને બાલુએ તેના સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબનું સરનામું પૂછી લીધું અને તે દાદર જવાને માટે ગાડી પકડવા ચર્નીરોડ સ્ટેશન તરફ વળ્યો.

દાદરથી મનોહરરાય ડૉકટરને ત્યાંથી બાલુ દવા લઈ પાછો આવતો હતો એટલામાં રસ્તામાં તેનો એક સહાધ્યાયી મિત્ર મળ્યો; તેણે પૂછ્યું: "કેમ શર્મા! આ તરફ કયાંથી? અને આટલી ઉતાવળે કયાં ચાલ્યો?"

"બી. બી.વાળી ચર્નીરોડ જતી ગાડી પકડવી છે! પણ વર્મા! તું કયાં ચાલ્યો? તું તો માટુંગે રહે છે ને?" બાલુ બોલ્યો.

"હા–પણ તું ગાડી ચૂકી ગયો; જો પેલી ઉપડી! હવે '૭, સત્તાવીશ' વગર બીજી ગાડી છે નહિ; તો ત્યાં જઇને શું કરીશ? ચાલ મારી જોડે જી. આય. પી.ને સ્ટેશને થોડી વાર વાતચિત કરશું!"

બાલુને વર્માની વાત પસંદ પડી અને લગભગ અડધો કલાક વાર હોવાથી પોતાના મિત્ર સાથે તે જી. આય. પી.ના દાદર–સ્ટેશને ગયો. આ બન્ને સ્ટેશનો વચ્ચે ઘણુંજ થોડું અંતર છે, જે વાત ઘણાખરા વાંચકોને તો કહેવાની જરૂર નથી જ. ત્યાં પહોંચ્યા પછી કેટલીક મિનિટે તેના મિત્રની ગાડી આવી. વર્મા ગાડીમાં બેસી ગયા પછી બાલુ પાછો બી. બી.ના દાદર સ્ટેશન તરફ આવવા નીકળ્યો!

પ્લૅટફૉર્મ ઉપરથી પાછા ફરતી વખતે કેટલાક મજુરો એક સ્ત્રીને એક ગોદડી ઉપર સુવાડીને સ્ટ્રેચરમાં નાંખીને તેને ઉપાડી લાવતા જણાયા. તે સ્ત્રીના મોંઢાપર કાંઇક વસ્ત્ર જેવું નાંખેલું હોવાથી, તે કોણ હતી તે કળી શકાયું નહિ પણ કોઈ માંદી સ્ત્રી હશે એવો બાલુએ તર્ક કર્યો; અને તે આગળ ચાલવા લાગ્યો. પરન્તુ એક અર્ધક્ષણની અન્દર જ મુંછ મુંડાવેલો અને ચસ્મા પહેરેલો એવો એક, ફૅશનેબલ કપડાં પહેરીને ચાલનારો પુરુષ મણીને હાથ ખેંચીને લઈ જાય છે, અને તેને ખૂબ ધમકાવે છે એમ બાલુએ જોયું. મણીનો ચ્હેરો તદ્દન ઉતરી ગએલો હતો, આંખો ઉંડી ગઈ હતી અને ગાલ પણ અશ્રુથી મલીન થએલા દેખાતા હતા.

આ વિચિત્ર દેખાવ જોઇને બાલુ પહેલાં તો એકદમ સ્તબ્ધ જ થઈ ગયો. પણ તેજ ક્ષણે મનને ઠેકાણે આણીને પેલા ચસ્માવાળા ગૃહસ્થ તરફ તે દોડતો ગયો. મણીનો હાથ પકડતાં તેણે ચાલનાર ગૃહસ્થને ગુસ્સાથી કહ્યું: "મહેરબાન, હવે બરોબર સપડાયા છો! કયાં લઈ જાવ છો એને? મૂકી દો."

વિશ્વાસરૉયની–તે ચસ્માવાલા ગૃહસ્થ વિશ્વાસરૉય જ હતા–અને બાલુની બરોબર તકરાર ચાલી, જેથી વિશ્વાસરૉય મણીને બળપૂર્વક ખેંચી જવા લાગ્યા. પણ બાલુએ મણીનો હાથ છોડયો નહિ. આ પ્રમાણે મણીને માટે ખેંચતાણ થવા લાગતાં તે બિચારી રડવા લાગી, જેથી બાલુએ તેનો હાથ મૂકી દઈ વિશ્વાસરૉયનો જ હાથ પકડયો. વિશ્વાસરૉયે તેને એક ધક્કો મારીને પોતાનો હાથ છોડાવી નાંખ્યો. પણ બાલુએ ફરીથી તેમનો હાથ પકડયો તે છોડાવવાને માટે તેમણે મણીનો હાથ મૂકી દઇને પોતાના હાથને બાલુના હાથમાંથી છોડાવવા પ્રયત્ન કરવા લાગ્યા. પણ આ વખતે બાલુએ હાથ એવો સખત રીતે પકડેલો હોવાથી તે સહેલાઇથી છૂટી શકે એમ ન હતું. આ રીતે બન્નેની ખેંચતાણ શરુ થઈ. મણી ફરી પાછી રડવા લાગી, ને તેની બા કયાં છે, તે જોવા લાગી. આ ધમાલથી પ્લૅટફૉર્મપર તેમની આસપાસ લોકોની ઠઠ જામી.

"શું તોફાન છે ?" પાઘડીવાળા એક શિષ્ટ ગૃહસ્થે પૂછ્યું.

"કાંઈ નહિ," વિશ્વાસરૉય બોલ્યા: "પેલી ગોદડીપર પડેલી છે તે મારી સ્ત્રી છે, જે ઘણી જ માંદી હોવાથી તેને ઘેર મૂકવા જાઉં છું. આ છોડીને સાથે આવવું નથી તેથી રડે છે, બીજું શું હોય ?"

"ના–ના સાહેબ, એ લુચ્ચો માણસ છે ! એ માંદી બાઇ તેમની સ્ત્રી નથી–" બાલુ એકદમ બોલી ઉઠ્યો.

"ત્યારે કોણ છે ?" ટોળામાં ઉભેલા એક વ્હોરા ગૃહસ્થે પૂછ્યું.

"કોઈ નથી !" બાલુ બોલ્યો. જેથી બાલુ તરફ જોઇને બધા હસવા લાગ્યા.

"અને તું કોણ છે એનો ?" બીજા એક મુસલમાને પૂછ્યું.

"હું કાંઈ તેનો કોઈ સંબંધી નથી, પણ–"

"ત્યારે શાનો નકામી પંચાત કરે છે ? કાંઈ નહિ, એ જ લુચ્ચો છે !" આમ તે મુસલમાન બોલ્યો અને હસવા લાગ્યો. બધા લોક પણ તેની જોડે હસવામાં સામેલ થયા.

આગગાડી આવવાનો ઘંટ તે જ વખતે થયો. ઘંટ થતાં જ ભેગા થએલા લોકો ચાલતા થયા. લોકો જતા રહ્યા પછી વિશ્વાસરૉયે મજુરોને "તેને અને આ છોડીને 'સેકન્ડકલાસ'માં મૂકો," એમ કહ્યું. ગાડી પણ પ્લૅટફોર્મ પર આવી. મજુરોએ દિવાળી કાકીને અને મણીને ઉંચકીને 'સેકન્ડકલાસ'માં મૂકયાં. વિશ્વાસરૉય બાલુને ધક્કા મારવા લાગ્યા, પણ બાલુએ પકડેલો હાથ કાંઈ છૂટતો ન હતો. એટલામાં ત્યાં એક સિપાઈ આવ્યો; તેણે 'એ છોકરા ! શું તોફાન કરે છે ?' એવું બાલુને ધમકાવીને પૂછ્યું. વિશ્વાસરૉયની ઠગાઈની વાત બાલુ તેને કહેવા લાગ્યો, પણ તેણે તો વિશ્વાસરૉયનું જ કહેવું ખરું માન્યું. સિપાઇએ બાલુનો હાથ પકડ્યો, જેથી વિશ્વાસરૉય ગાડીમાં જઈ બેઠા. એટલામાં એન્જીનના એક ડબ્બા પાસે એક વાણિઓ અને એક મુસલમાન લઢી મરે છે એમ સિપાઇને માલુમ પડતાં તરત જ તે બાલુને છોડી તે તરફ ગયો. સિપાઇએ હાથ છોડ્યો, કે તરત જ બાલુ વિશ્વાસરૉયવાળા ડબ્બામાં ઘુસવા લાગ્યો. પણ વિશ્વાસરૉયે તેને અટકાવ્યો. એટલામાં એક પારસી બૅરીસ્ટર 'સેકન્ડ કલાસ'માં બેસવા તે જ ડબ્બા પાસે આવ્યા, જેથી વિશ્વાસરૉયને ડબ્બાનું બારણું ખોલવું પડ્યું. બારણું ખોલતાં જ બૅરીસ્ટરની પહેલાં જ બાલુ અન્દર ચઢી બેઠો.

બાલુને આ રીતે પાછળ પડેલો જોઇને વિશ્વાસરૉયે એક નવી યુક્તિ રચી. હાથમાં લાલ–લીલો વાવટો અને મ્હોમાં પીસવો, ઘાલી રૂવાબમાં જ્યારે ગાર્ડ તેમના ડબ્બા પાસેથી જતો હતો ત્યારે તેમણે તેને બોલાવ્યો, અને "This boy is travelling in second–class

without a ticket—આ છોકરો ટિકીટ વિના 'સેકન્ડ કલાસ'માં મુસાફરી કરે છે-" એમ તેને કહ્યું. જેથી ગાર્ડ બાલુને ધમકાવતાં કહ્યું: "ટિકીટ કીધર હૈ?"

અંગ્રેજીમાં બોલીશું તો યુરોપિઅન ગાર્ડ આપણું કહેલું બરોબર સમજશે. એમ ધારી, "Ticket not; but I will give money afterwards. Don't hear this man's. He is a rascal.—ટીકીટ નથી, પણ હું પૈસા પછીથી આપીશ. આ માણુસનું ન સાંભળતા, તે હરામખોર છે," એમ બાલુએ જવાબ આપ્યો. બાલુનું ભાષણ સાંભળી પારસી બૅરીસ્ટરને પણ થોડુંક હસવું આવ્યું.

ગાર્ડ, "No No, ચલો, બહાર નીકળો," એમ જોરથી કહ્યું અને તેને ઉતારી સિપાઇને સોંપ્યો. અડધી મિનિટમાં ગાડી પણ ઉપડી ગઈ.

"ટિકીટ વગર 'સેકન્ડ કલાસ'માં બેઠો માટે ફરીઆદ કરું છું!" એમ સિપાઇ બાલુને દબડાવવા લાગ્યો. પાસે ઉભા રહેલા તેના સાથીદાર પોર્ટરે વકિલાત કરી: "જવા દો, જમાદાર સાહેબ! જવા દો તે છોકરાને. ફરીઆદ કરીને તમને એ વળી શું મળવાનું છે? આપશે એ છોકરો તમને ચાર છ આના ચ્હાપાણીના!"

આ શબ્દોનો અર્થ બાલુ સમજી ગયો જેથી સિપાઈ તરફ મ્હોં કરીને તે બોલ્યો: "ચાર છ આના તો શું, પણ ચાર છ રૂપીઆ, આપીશ! પણ એક કામ કર—" આમ કહી વિશ્વાસરૉયની બધી હકીકત તેણે તે સિપાઇને કહી; અને "જો કલ્યાણ સ્ટેશને તાર કરાવી વિશ્વાસરૉયને તું પકડાવશે તો ખરેખર ચાર છ રૂપીઆ અપાવીશ," એમ કહ્યું.

સિપાઇ બાલુને સ્ટેશનમાસ્તર પાસે લઇ ગયો. સ્ટેશનમાસ્તરે બાલુની બધી હકીકત સાંભળી લીધા પછી પૈસા વગેરે કાંઈ ન માગતાં, પુના સુધીના દરેક સ્ટેશને, વિશ્વાસરૉયને પકડવા તાર કરાવ્યા, અને એક તાર મુંબાઇના પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબને પણ કર્યો.

આ તરફ પોતે જાહેર થયા છે, અને વખતે પકડાઇ જવાય એમ ધારી વિશ્વાસરૉય માટુંગે ઉતરી અને ત્યાંથી બી. બી.ના તેજ સ્ટેશને ગયા. ત્યાંથી અન્ધેરીની ટીકીટ લઇ વાંદરે ઉતરી પડ્યા, અને પાછા અમદાવાદ જતી ગાડીમાં બેઠા. આટલી બધી સાવચેતી રાખ્યા છતાં પણ વિશ્વાસરૉય માટુંગે ઉતરી પડી, અને ગાડી બદલી છે એ વાત પોલીસે જાણી, અને તેમને અમદાવાદના સ્ટેશન ઉપર પકડવામાં આવ્યા.

હવે આગળની વાત વિસ્તારવામાં કંઈ સાર નથી. વિશ્વાસરૉય જોકે હોંશિઆર અને વ્યવહારકુશળ હોવા છતાં પણ આરોપી તરીકે મી૦ સ્ટ્રેટ નામના યુરોપિયન મૅજીસ્ટ્રેટ આગળ ઉભા રહ્યા ત્યારે તેમનું વ્યવહારચાતુર્ય એકદમ નાશ પામ્યું; જે તેમની આપેલી જુબાની ઉપરથી વાચકો જાણી શકશે: અને તેમાંથી કેટલીક બાબતોનો પણ સ્પષ્ટ ઉકેલ થશે.

"મારું ખરું નામ (B. S. Pandit) બળવંતરાય સેવકરાય પંડિત, જાતે બ્રાહ્મણ, ઉમ્મર વર્ષ પાંત્રીસ, ધંધો સ્વયંસેવક ડિટેકટીવનો. મેં કોઈ પણ પરીક્ષા પાસ કરેલી નથી, અને મારે કોઇની શિફારસ પણ નથી. આમ હોવાથી મને ડિટેકટીવ કોણ બનાવે? જ્યારે કોઇએ પણ મને ડિટેકટીવ ન નીમ્યો, ત્યારે હું પોતે જ મારી મેળે ડિટેકટીવ અમલદાર બન્યો. મારો પૈસો મેળવવાનો હેતુ બર આવે એટલા માટે 'હું ડિટેકટીવ છું,' એ વાત લોકોને હું સ્પષ્ટ રીતે કહેતો અને લોકો પણ મારી ઉપર વિશ્વાસ રાખતા ને મારો ધંધો ઉત્તમ રીતે ચાલતો.

"મૅજીસ્ટ્રેટ સાહેબ! હું તદ્દન નિર્દોષ છું! આ દિવાળી બાઇ જ મારી પાછળ પડેલાં, ને તે જ મને વારંવાર 'અમદાવાદ મારે પિએર મૂકી આવો, અને મારા ધણીના જુલમમાંથી મને મુક્ત કરો,' એમ કહેતાં; તેથી જ–તેમના ઉપર ઉપકાર કરવાના ઉદ્દેશથી હું તેમને લઈ અમદાવાદ ગયો હતો. અમદાવાદ આવીને મેં જોયું તો ત્યાં ન મળે એમનું પિએર કે ન મળે બીજું કોઈ ઓળખાણ! આ રીતે હું ઠગાયો. હવે શું કરવું તેનો વિચાર કરતો હતો એટલામાં પોલીસે મને જ પકડ્યો.

"મૅજીસ્ટ્રેટ સાહેબ! આ તે ન્યાય કહેવાય? આજ સુધી સરકારને મારે લીધે કેટલો બધો ફાયદો થયો છે? બિલાડી ઘરમાં હોય ત્યારે ઉંદર જેમ છાનામાના પોતપોતાનાં દરમાં સંતાઈ જાય, તેમ હું ચાલીમાં રહેવા ગયા પછી બધા લોક એકદમ ચુપચાપ થયા છે! મારા ત્યાં ગયા પછી ચાલીમાં કદિ પણ રાજકીય વિષયોની વાતો નીકળી નથી! આ બધી બાબતોનો, મારા શુભ હેતુનો, મારી સેવાનો અને મારા નિર્દોષપણાનો કોર્ટ વિચાર કરવો જોઇએ,"

વિશ્વાસરૉયના આ શબ્દોની મૅજીસ્ટ્રેટ સાહેબ મી૦ સ્ટ્રેટના મન પર કાંઈ અસર ન થઈ. પણ તેમણે તો આગળ પડેલા પુરાવા ઉપરથી, 'બીજાની સ્ત્રી નસાડવાનો પ્રયત્ન કરવા માટે' વિશ્વાસરૉય ને દોઢ વર્ષની સખત મજુરી સાથેની શિક્ષા ફરમાવી.

### ઉપસંહાર–(૯).

આ વાતને હવે પાંચ છ વર્ષ વીતી ગયાં છે. મણીની ઉમ્મર પંદર સોળ વર્ષની થઈ છે અને તે અંગ્રેજી અભ્યાસ કરે છે; બાલુ પણ વિશ એકવિશ વર્ષની ઉમ્મરનો થયો છે અને તેણે કોલેજનો અભ્યાસ શરુ કર્યો છે. એ બન્નેનો પહેલાંનો પ્રેમ વૃદ્ધિંગત થવા લાગ્યો ખરો, પણ નવાઇની વાત એ હતી કે બાલુ હવે મણીની વિશેષ મશ્કરી કરતો નહિ. એમની પહેલાંની ધિંગામસ્તી તો હવે બંધ જ થઈ ગઈ. આ બન્નેની પહેલાંની એકાન્તની વાતો પણ હવે જણાતી જ નથી, એટલું જ નહિ પણ ઉત્તમરામ ઓરડામાંથી ઉઠી ગયા પછી તે બન્ને જો ત્યાં એકલાં રહ્યાં

હોય તો તેમને મનમાં એવું કાંઇક થઈ આવતું કે બેમાંથી એકે ઓરડા-માંથી એકદમ બહાર નીકળી જવું. તેઓ બન્ને એકબીજાને અરસપરસ ચહાતાં હોવા છતાં તેમની વચ્ચે આવું પારકાપણું અને આવી દૂરદૂર રહેવાની વૃત્તિ શા માટે થતી હશે? આવા આચરણનો અર્થ ન સમજવા જેટલા, વાચકો તમે તેમ જ ઉત્તમરામ પણ ભોળા નથી.

"બન્નેનો વિવાહ થઈ ગયો એવું જ કહી નાંખ ને એકદમ!" શાસ્ત્રીજી ફરીથી વચ્ચે બોલ્યા: "આટલું બધું લંબાણ શા માટે? આવા નવલકથામાંના નાયકનાયિકાના વિવાહોથી હવે હું તો કંટાળી ગયો છું!"

આ સાંભળી રાગિણી બોલી: "શાસ્ત્રીજી! તમે જરા ઉતાવળા થયા, મેં પણ તેમ જ લખ્યું છે, સાંભળો. બાલુ અને મણી(અથવા હવે તેમને બલવંતરાય અને મણીબેન કહેવું ઠીક થઈ પડશે,)નો વિવાહ જલદી-થી જ થયો, એ વાત સુજ્ઞ વાંચકોએ જાણી જ લીધી હશે. આવાં નાયકનાયિકા ખરી દુનિયામાં જોવામાં નથી આવતાં અને દરેક નવલકથા કે વાર્તામાં આવા જ વિવાહ થાય છે. આ વાત વિચિત્ર તો ખરી જ અને ઘણાખરા વાચકો આ વાત લખનારી લેખિકાને દોષ પણ દેશે; એ પણ અપેક્ષિત જ છે. પણ આ જગતમાં પ્રેમભંગના, અનનુરૂપ વિવાહના અને પ્રિયવિરહના પ્રત્યક્ષ દાખલા શું ઓછા છે કે તેમાં વાર્તામાંના કાલ્પનિક પ્રેમભંગના કે અનનુરૂપ વિવાહના ને પ્રિયવિરહના દાખલા ઉમેરી વધારો કરવો? આ જગતમાંના દુઃખ કે પાપનો ભાર અલ્પાંશે પણ ઓછો થાય એવા હેતુથી જો નવલિકા લખવાની હોય, તો અનનુરૂપ વિવાહ જેવાં દુઃખોને ઘડીક ભુલાવે એવું એકાદ મનોહર કાલ્પનિક ઉદ્યાન પોતે જ ઉત્પન્ન કરી, તેમાં એકાદ કલ્પક કવિ પોતાના વાચકો સાથે રમમાણ થાય, તો તે ઈશ્વરની દૃષ્ટિએ પાપી થઈ શકે ખરો? વિશ્વામિત્ર જેવા તપોબલયુક્ત ક્ષત્રિય ઋષિ ઈશ્વર સાથે વઢવા તૈયાર થઈ, ભલે તામસ વૃત્તિથી ન હો, તો પણ રાજસવૃત્તિથી, તે ઈશ્વરની ઇચ્છા વિરુદ્ધ પ્રતિસૃષ્ટિ રચે છે; પરંતુ કવિની પ્રતિસૃષ્ટિ સાત્વિક, પ્રેમમૂલક અને ઈશ્વરને પણ આનન્દપ્રદ હોય છે. નાનકડો કવિ એકાદ નાનું રમ્ય ઉદ્યાન રચી, તેમાંનાં સુરમ્ય સ્થાનો, તેમાંનાં સુન્દર પક્ષી, તેમનું શ્રુતિમનોહર કૂજન, તેમનો નિરાગસ વિહાર વગેરે બાબતોનો લોકોને અનુભવ કરાવે છે; અને જગતની કુરૂપતા, રુક્ષતા અને કઠોરતા થોડે અંશે પણ ઓછી કરે છે. એટલું જ નહિ, પણ પોતાની મોહ પમાડનારી વાણીથી લોકોનાં મન અને અભિરુચિને બદલીને સદાચારના સૌન્દર્યનો માર્ગ બતાવે છે; પવિત્રતામાં આનન્દ માનતાં શિખવે છે, અને સાત્વિક કોમલતાને વધારે આદરણીય કરે છે. કવિની સૃષ્ટિ ભલે કલ્પિત હોય, તો પણ તે મિથ્યા તો નથી, ઉલટું સત્યનું

ખરું રમણીય સ્વરૂપ કવિ જ દર્શાવે છે. અસ્તુ! કવિનું વર્ણન જેટલું કરીએ એટલું ઓછું જ છે! "જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ."

આવી રીતે પોતાની નવલિકાનો વિચિત્ર અન્ત આણીને રાગિણી થોભી; અને તે વાંચતાં થાકેલી હોવાથી પાસેના લોટામાંથી તેણે થોડુંક જલ પીધું. અને પછી એક બાજુએ જઇ બેઠી.

ડિટેકટીવ વિશ્વાસરૉયને વિષે શાસ્ત્રીજીએ કરેલું અનુમાન ખોટું પડ્યું. છેવટે તેમણે કરેલા આક્ષેપોનો રાગિણીએ પોતાની શક્તિ અનુસાર જવાબ વાળ્યો હતો, તેથી શાસ્ત્રીજી જરાક શરમાયા હતા; પણ તે એક મિનિટ પછી પાછા બોલ્યા: "કવિની મહત્તાનું વર્ણન કર્યું ખરું; પણ તેથી એ લેખકને શું આપણે કવિ સમજવો? નાનાસાહેબ! કેમ તમે શું ધારો છો?"

"ના; પણ તે કવિ નથી એવું આ ઉપરથી ક્યાં સિદ્ધ થાય છે?" નાનાસાહેબે ઉત્તર આપ્યો.

રાગિણીએ છેવટે કવિનું વર્ણન કર્યું, તેથી ટીકા કરવાના ઉદ્દેશથી શાસ્ત્રીજીએ આ પ્રમાણે કહ્યું હતું. આ વાત ઉત્તરા પણ સમજી ગઈ; અને પોતાની સખીનો બચાવ કરવાના હેતુથી તે બોલી ઉઠી: "શાસ્ત્રીજી! રાગિણી કવિ તો નથી જ! તેણે ક્યાં લઘુકાવ્યો, મહાકાવ્યો, કાવ્યપ્રકાશ, કાવ્યપ્રદીપ જેવા ગ્રન્થો વાંચેલા છે? પણ જેમણે તે ગ્રન્થો વાંચ્યા છે તેમના કાવ્યનો પ્રકાશ ક્યાંએ પડતો નથી, એ શું નવાઇની વાત નથી?"

"ખરેખર, શાસ્ત્રીજી! તમારા કાવ્યના પ્રદીપ (દીવા) લગાડો તો ખરા, એક વાર!" પ્રદીપ શબ્દ ઉપર ભાર દઇને નાનાસાહેબ બોલ્યા.

"પ્રદીપ પણ લગાડીશું! કાવ્યદેવતા સમક્ષ પોતાના પ્રદીપ ફેરવવામાં કાંઈ શરમ નથી!" શાસ્ત્રીજીએ વળતો જવાબ આપ્યો.

"અને તમારા જેવા કાવ્યદેવતાના ભકતોની આસપાસ અમે પણ દીવા ફેરવીશું!" ઉત્તરાએ ઉમેર્યું.

"અમે કવિ છીએ એમ ક્યારે કહ્યું છે? અમે તો ટીકાકાર છીએ. અમને આ આજકાલની વાતો બિલકુલ પસંદ નથી. આ રાગિણીની જ વાત લોને! એમાં છે શું? નથી તત્ત્વજ્ઞાન, નથી ધર્મ, કે કાવ્ય! શું—છે શું એમાં? રાગિણીને ખોટું લાગશે તો ભલે પણ ખરી વાત કહેવી એમાં ખોટું શું!"

"ના, રાગિણી! ઘણી સારી વાતો છે તારી." બાસાહેબ બોલ્યાં: "મણી અને બાલુને પરણાવી દીધાં, એ પણ ઘણું સારું કર્યું."

"અને પરણાવી દીધાં એટલા જ માટે વાતો સારી છે કે શું? વાહ!" શાસ્ત્રીજી હસતાં હસતાં બોલ્યા.

"મને નથી તમારી સાથે વિવાદ કરતાં આવડતો!" બાસાહેબ બોલ્યાં: "હું તો એક ભોળી સ્ત્રી છું. તમારી જોડે વિવાદ કરવા માટે તો આ ઉત્તરા જ શક્તિમાન છે!"

"ઉત્તરા સાથેના વિવાદમાં, ખરેખર કોઇ જ ટકવાનું નથી!" શાસ્ત્રીજી બોલ્યા: "કોલ્હાપુરની અંબા માતાના મન્દિરમાંનો ઘંટ જેમ એક સરખો ઘણુણુણુ-ઘણુણુણુ વાગે છે, તેમ આ–"

"ઘણુણુણુ કરનારા ઘંટ કરતાં મુખસ્તંભ શંખ જરાએ સારો નહિ!"

આ વાકયમાં ઉત્તરાએ શાસ્ત્રીજીને શંખની ઉપમા આપી તેથી બાસાહેબને ઘણું ખોટું લાગ્યું, ને તે એકદમ ધૂરકી ઉઠ્યાં: "ઉત્તરા! તારી તો હવે હદ થઈ! જરા સમજ, નાનામોટાનું ભાન રાખ–તું કાંઈ હવે નાની નથી!"

"કાંઈ નહિ, બાસાહેબ," શાસ્ત્રીજી બોલ્યા: "હું જ એને જાણી જોઇને ચીઢવું છું, તેથી તે આમ બોલે છે. મારે તેને ઘંટની ઉપમા શા માટે આપવી જોઇએ?"

"તમે ગમે તે કહો; પણ તેણે શામાટે આવો જવાબ સામો આપવો?" બાસાહેબ દુ:ખિત વ્હેરે બોલ્યાં.

"તેની ભૂલ થઈ હવે!" નાનાસાહેબ બોલ્યા: "તે ઉપર હવે શા માટે નિરર્થક વિવાદ ચલાવે છે?"

પણ બાસાહેબ શાનાં અટકે? તેમણે પુન: શરુઆત કરી: "રાગિણી શું કંઈ નથી ભણેલી! પણ તે કોઇને આવા જવાબ કદિ પણ આપે છે ખરી? એના જેવી વાર્તાઓ લખો. પણ આવું બોલવું શા કામનું?"

ઉત્તરાના મ્હોંમાંથી શંખ એ શબ્દ નીકળ્યા પછી તેને પોતાને પણ ખોટું લાગ્યું હતું. પણ માતાના આ શબ્દો સાંભળીને તો તે રડવા જ લાગી. મસ્કરીનું પરિણામ આવું આવેલું જોઇને શાસ્ત્રીજીને પણ ખેદ તો થયો. જેથી ફરીથી આવી વાત જ ન કરવી, એવો તેમણે નિશ્ચય કર્યો. પણ 'પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?'

"ઘણુણુણુ કરનારા ઘંટ કરતાં મુખસ્તંભ શંખ જરાએ સારો નથી" આ વાકયની અસર આનન્દરાવ ઉપર જૂદી જ થઈ. એમના મનમાં વિચિત્ર વિચારોની પરંપરા આવવા લાગી.

"ઘણુણુણુ કરતી ઘંટડીનો અને મુખસ્તંભ શંખનો સંબન્ધ થાય, એ યોગ્ય છે ખરું? ના—મનમાં આવનારા આ વિચારોને હવે તો દબાવી જ દેવા જોઇએ. તેને મારા જેવો મુખસ્તંભ વર ગમશે પણ નહિ, અને......પણ પરણવું જ યોગ્ય નથી. પરણ્યા પછી સ્વદેશસેવા કયાંથી? એ તો નક્કી જ થયું કે મારે હવે પરણવું નથી; અને પરણવું હોય તો ઉત્તરા સાથે તો નહિ જ! જેને આપણે ગમતા નથી તેની સાથે પરણવું એ અયોગ્ય છે. પણ જો પરણવું જ નથી તો તેવા વિચારો પણ મનમાં ન આવવા દેવા જોઇએ!" આનન્દરાવ વિચાર કરવા લાગ્યા.

ઉત્તરાના આ એક વાકયથી થોડી વાર સુધી ત્યાં ઉદાસીનતા ફેલાઈ રહી, એ ખરું; પણ જ્યાં બધાંનાં જ મન શુદ્ધ અને આનન્દી હોય, ત્યાં આવી ઉદાનસીનતા વધારે વાર ટકવી અશકય છે. થોડી જ વારમાં નવો વિષય નીકળતાં હાસ્યવિનોદ ફરીથી શરુ થયો. ઉત્તરાના એ વાકયનું આનન્દરાવ સિવાય બીજા કોઇને વિશેષ સ્મરણ રહ્યું નહિ.

## સપ્તદશ પરિચ્છેદ

———:o:———

## સખીકાર્ય

રાગિણી ફરીથી આનન્દિત થઈ તેમ જ ભાઉસાહેબ, આનન્દરાવ વગેરેને જૂદી જૂદી રીતે અનુપમ આનંદ અને સંતોષ થયો, જે ગયા પ્રકરણમાં આપણે કહેલું જ છે. તે નવલિકાઓ લખી શકતી તેથી જ આનન્દી અને વિનોદી હતી એમ નહોતું; પણ તેનું મન ઘણું જ પ્રેમાળ હતું. પોતાના પૈસાના તોરમાં તે મગ્ન થઈ જતી નહિ કે પોતાના સુખમાં જ આનન્દ માની બેસી રહેતી નહિ. તે ગરીબ લોકોનાં સુખદુઃખ તરફ સહાનુભૂતિ દર્શાવી તેમના અડચણપ્રસંગે તે તેમને જૂદી જૂદી રીતે સહાય કરતી. તેની નવી રાંધનારી બાઇને તેને વિષે જે આદર હતો તે માત્ર દ્રવ્યલાલચનો જ નહતો, પણ રાગિણીના ઉપકારશીલ, પ્રેમાળ અને મધુર સ્વભાવથી ઉપ્તન્ન થએલી ખરી કૃતજ્ઞતાબુદ્ધિનો અને શ્રદ્ધાનો તેમાં મોટો અંશ હતો. રાગિણી લક્ષ્મીના તોરથી જરા પણ ન છલકાતાં નોકરચાકરોને પણ સારી રીતે પ્રેમથી રાખતી હતી; તેમની અડચણો કયાં કયાં છે, તેમને શું શું દુઃખ છે તે બરોબર ઝીણવટથી દયાની દૃષ્ટિથી જોતી. તો પોતાની બાળસખી ઉત્તરાનું કાર્ય તે કેમ ભૂલી જાય વારુ?

આ બન્નેનું એક બીજીને ત્યાં જવું આવવું તદ્દન સ્વાભાવિક હતું. જ્યારે જ્યારે ભેગી થાય ત્યારે ત્યારે તે એક બીજી સાથે મશ્કરીનાં હાસ્યવિનોદ કરે એમાં નવાઈ શું? ઉત્તરાની વિવાહવિષયક મશ્કરી કરતી વખતે તેની મુખમુદ્રા ઉપરથી અને બીજી વાતચિત ઉપરથી આનન્દરાવ સાથે પરણવાનો તેનો વિચાર હવે વધારે દૃઢ થવા લાગ્યો છે, એવી શંકા રાગિણીને હમણાં હમણાંમાં આવવા લાગી હતી; છતાં આ વાતનો તે નિશ્ચય કરી શકી ન હતી. આનન્દરાવનું મન તેને વિષે કેવુંક છે, એ જોવાનો તેણે પોતાના મન સાથે પુનઃ નિશ્ચય કર્યો. તે જો ઉત્તરાને ચ્હાતા હોય તો જ ઉત્તરાની સંશયવૃત્તિ દૂર કરવાનો પ્રયત્ન કરવો; પણ જો આનન્દરાવ જ તેને ચ્હાતા ન હોય, તો ઉત્તરા આગળ તેવો વિવાહવિષયક વિચાર મૂકવાથી હિત ન થતાં ઉલટું જ પરિણામ આવવાનો સંભવ છે એ તે સારી રીતે સમજતી હતી. તેથી આનન્દરાવનો આ બાબતમાં શો વિચાર છે, તે જોઈ લેવું અને તે જો વિવાહને અનુકૂળ હોય તો પોતાની સખીનો અને બન્ધુતુલ્ય આનન્દરાવનો વિવાહ ગોઠવી આપવો.

બાસાહેબ ઉત્તરાના વિવાહની ખટપટ કરે, એ તો સર્વથા યોગ્ય જ ગણાય; પણ રાગિણી જેવી યુવાન સ્ત્રીએ પણ ઉત્તરાનો અને આનન્દરાવનો વિવાહ ગોઠવી આપવાનો, अव्यापारेषु व्यापारः તેમનાં મન કેવાં છે તે જાણ્યા વિના વિચાર કરવો, એ વાત વિચારવા જેવી છે. રાગિણી! તે બન્નેનો જીંદગી સુધીનો એકબીજા સાથેનો સંબંધ બાંધી આપવાનો ઉદ્યોગ કરવાનું તને કોણે કહ્યું હતું? તે બન્ને વિવાહોત્સુક હશે, પણ શરમથી બોલતાં નહિ હોય, તેથી બન્નેના વિચારો જાણી, એકબીજાના મનની વાત એક બીજાને કહી, તે બન્નેને અને પોતાને પ્રિય લાગે એવો વિવાહ પોતે નિશ્ચિત કરવો, આ સ્તુત્ય હેતુ તેના મનમાં હશે? નહિ હોય એમ નહિ; પણ વિવાહ ગોઠવી આપવાની સ્ત્રીઓની સ્વાભાવિક મનઃપ્રવૃત્તિ આમાં કારણભૂત નહિ જ હોય, એમ પણ કેમ કહી શકાય? આપણા હિન્દુ સંસારમાં ભટ–ભિક્ષુક, ગોર–જોષી નવલકથાકાર અને સ્ત્રીવર્ગને એકબીજાના વિવાહપ્રસંગ ગોઠવી આપવાની સ્વાભાવિક પણ અનિવાર્ય હોંસ હોય છે! જ્યારે સ્ત્રીઓ નાની કન્યાઓ હોય છે, ત્યારે કોઇના વિવાહ તેઓ ગોઠવી શકતી નથી; એવે વખતે પણ ઢીંગલાઢીંગલીના વિવાહ કરીને તે પોતાની હોંસ પૂરી પાડે છે! જ્યારે મોટી થાય છે, ત્યારે તો તે તેમનો એક મનગમતો વિષય જ થઈ પડે છે; અને વૃદ્ધાવસ્થામાં તો આ સિવાય બીજો વિષય જ તેમના મગજમાં વિચાર માટે આવી શકતો નથી! બાકી નવલકથાકાર કરતાં સ્ત્રીઓ એક દૃષ્ટિએ સારી! કારણ, તેઓ નાયકનાયિકાના વિવાહમાં કાલ્પનિક અડચણો કદિ પણ નાંખતી નથી; એથી ઉલટું ખરી અડચણો હોય તો તેમને પોતાની ચતુરાઇથી દૂર કરે છે. અસ્તુ!

આનન્દરાવનું મન જોવા માટે રાગિણી એક દિવસ પોતાને પિએર ગઈ. ત્યાં આનન્દરાવના ઓરડામાં જ્યારે તે બન્ને ચ્હા પીતાં બેઠાં હતાં ત્યારે તેણે પૂછ્યું: "મોટાભાઈ! સ્ત્રી શિક્ષણ વિષે તમારો શો મત છે?"

"આપણી ઓળખાણ આજે જ થઈ છે એટલે સ્ત્રીશિક્ષણ વિષે મારો મત શો છે, તે તું વખતે નહિ જ જાણતી હોય!"

"સામાન્ય રીતે તો તે કેવો છે, તે હું જાણું છું! પણ શિક્ષણ લીધાથી સ્ત્રીઓ ઉદ્ધત અને કજીઆખોર બને છે, એમ તમે નથી માનતા કે શું? હું પોતે જ શિક્ષણથી ઉદ્ધત થએલી છું તેમ જ ઉત્તરા બેનની તો તે વિષેની ખ્યાતિ જાહેર જ છે!"

"ખ્યાતિ છે એટલે તે ખરેખર ઉદ્ધત છે એમ નથી. જેમ દુનિયામાં કોઇક વખતે કારણ વિના કીર્ત્તિ મળે છે તેમ કારણ વિના અપકીર્ત્તિ પણ ઘણી વાર થાય છે!"

"તે ખરું; પણ ઉત્તરાની ખ્યાતિ કાંઈ વગર કારણે થએલી નથી.

તે તો છે જ એવી! જેની તેની સાથે વિવાદ કરવા મંડી પડવું, એ શું સારું છે?" ચ્હેરા ઉપર તિરસ્કારનો ભાવ દર્શાવતાં રાગિણી બોલી.

આનંદરાવ આશ્ચર્યચક્તિ થઈ બોલ્યાઃ "કેમ! તમારે કાંઈ ટંટો-બંટો થયો છે કે શું આજે? તેણે વિવાદ કર્યો એમાં લોકોનું શું ગયું? પુરુષોએ જ વિવાદ કરવો એવું કયા શાસ્ત્રમાં લખેલું છે? એનો વિવાદ સુસંબદ્ધ, ઉચિત અને ન્યાય્ય હોય છે કે નહિ, એ જ મુખ્ય સવાલ છે. 'તે સ્ત્રી છે અને વિવાદ કરે છે' એટલા જ કારણસર તેને દોષ દઈ શકાય નહિ! ડાહ્યો માણસ તો કદાપિ તેને દોષ નહિ જ દે."

"પણ ડાહી સ્ત્રી પુરુષો વચ્ચે બેસીને તકરાર કર્યાં કરશે!"

"ઠીક, ઠીક; આજે તમારી વચ્ચે ટંટો થયો છે, એ વાત નક્કી! પણ હું ભૂલું છું તારા ચ્હેરાપરથી તો એવું કાંઈ જ મને દેખાતું નથી. તારા પૂછવાનો હેતુ કંઇ બીજો જ હોય એમ મને લાગે છે."

"હા, હેતુ તો બીજો છે; પણ તમે તે સમજી ગયા નથી કે શું?"

"બીજાના મનમાં શું ચાલે છે, તે પારખી શકું એવો હું કાંઈ સર્વજ્ઞ નથી!"

"ઠીક ત્યારે સાંભળો, હું જ કહું છું. તમારે માટે મુંબઇની એક કન્યાના પિતા તરફથી માગું આવ્યું છે. તેના પિતાએ—"

"તેના પિતાએ તને મધ્યસ્થ નીમી છે કે શું?"

"ના, ના, તમારે પરણવું છે કે નહિ; પરણવું હોય તો પહેરામણી કેટલી લેવી છે, એ બધું તમને પૂછવા માટે મને ભલામણ કરી છે."

"એમ? ત્યારે તેમને કહેજે કે મારે પરણવું જ નથી!"

"કેમ? સાહેબ લોકની જેમ પ્રીતિવિવાહ કરવો છે કે શું?"

"કારણ ગમે તે હશે, તારે તેની સાથે શું કામ છે?"

"ના–તમારે પ્રીતિવિવાહ કરવો જ હોય તો તેવું કહી દેજો, એટલે તમારી પ્રીતિનું માણસ શોધી કાઢીએ!"

"સ્ત્રીઓને આ સિવાય બીજો કોઈ ધંધો છે કે નહિ, કોણ જાણે!" આ શબ્દો ઉચ્ચારી આનન્દરાવ કંટાળીને ઉભા થયા; જેથી વાતચિત આટલેથી જ અટકી પડી.

આ ઉપરથી રાગિણીએ શું સમજવું? તેણે આ પછી આનન્દરાવની એકંદર વૃત્તિનું બરોબર નિરીક્ષણ ચલાવ્યું હતું. પ્રસંગાનુરૂપ તેમની જોડે જાણીજોઇને તે જે પ્રેમવિવાદાત્મક કે વિનોદાત્મક સંભાષણ કરતી અથવા તો સાહજિક રીતે દરરોજની જે વાતચિત થતી, તેમાં તેને એવું કાંઈ પણ દેખાયું નહિ, કે જેથી આનન્દરાવ ઉત્તરાને ચ્હાય છે એમ સ્પષ્ટપણે કહી શકાય. આનન્દરાવને ઉત્તરા વિષે આદર હશે, પણ ભગિનીપ્રેમ સિવાય બીજા પ્રેમનો ત્યાં છાંટો પણ હોય એમ તેને લાગ્યું નહિ; છતાં આ બાબત વિષે તે તદ્દન નિરાશ થઈ નહિ.

"મોટાભાઈ નાનપણથી શરમાળ છે, અને બુદ્ધિમાન હોવાથી પોતાના મનમાં શું ચાલી રહ્યું છે તેનો બીજાને પત્તો નહિ લાગવા દેતા હોય," એવી તેણે કલ્પના કરી. ફરીથી જ્યારે આનન્દરાવ પાસે જવાનો પ્રસંગ આવે ત્યારે બીજી આડીઅવળી વાતો બાજુએ મૂકી ઉત્તરાના વિવાહ-વિષયક વાત જ તેમની આગળ એકદમ કાઢવી, એવો તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો. આ પછી ફરીથી એક વાર રાગિણી તેમની સાથે વાતચિત કરતી દેખાઈ ખરી; પણ તે પ્રસંગે તેમનો ચ્હેરો આનન્દિત ન હતો પણ ચિન્તાકુલ હતો; કારણ તેમના ભાષણનો વિષય ઉત્તરાના વિવાહ વિષેનો ન હતો, પણ ભય્યાસાહેબની ખેદજનક સંસારવિરક્તિનો હતો!

પ્રેમરસપૂર્ણ રાગિણી બીજાને વૈવાહિક સુખ મળે એવા ઉદ્દેશથી પ્રયત્ન કરતી હતી, તે વખતે ભય્યાસાહેબ-ધર્મજિજ્ઞાસુ ભય્યાસાહેબ સંસારથી કંટાળી રાગિણીને છોડી સંન્યાસ લેવાનો ફરીથી વિચાર કરતા હતા! કુદરત! તારી અકળ ગતિ છે!

## અષ્ટાદશ પરિચ્છેદ

——:૦:——

## ધર્મપ્રેમ કે પત્નીપ્રેમ?

——:૦:——

कदा वाराणस्याममरतटिनीरोधसि वसन्
वसानः कौपीनं शिरसि निदधानोऽञ्जलिपुटम् ।
अये गौरीनाथ त्रिपुरहर शम्भो त्रिनयन
प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥ भर्तृहरि.

નિઝરગઢ ઉપર ગયા પછી ભય્યાસાહેબને સંસારમાં રહેવાની વૃત્તિ ફરીથી થવા લાગી; અને સંસારમાં રહીને પણ ઈશ્વરપ્રાપ્તિ કરી શકાશે એમ તેમને લાગવા માંડ્યું; પરંતુ રાગિણીના દુર્દૈવથી અથવા બીજા કોઈ કારણથી તેમની આ મનઃસ્થિતિ વધારે વાર ટકી નહિ. હમણાં હમણાંમાં પહેલાં કરતાં પણ વધારે વિરક્ત તે હવે થવા લાગ્યા હતા.

આ વિચારક્રાન્તિનાં કારણો અનેક હતાં. નિઝરગઢ ઉપરના રમ્ય અને ભયંકર દેખાવ જોઇને આ જગતની ગૂઢતા વિષે તેમનું આશ્ચર્ય વધારે થયું હશે, અને આ જગતનો ગૂઢાર્થ યોગમાર્ગનું અવલંબન કર્યા વિના સમજી શકાશે નહિ, એમ તેમને લાગવા માંડ્યું હશે; કદાચ વારંવાર વનભોજનો કરવામાં રહેલો નાનાસાહેબ અને રાગિણીનો ઉદ્દેશ પણ તેમણે પાછળથી જાણ્યો હશે, અને તેથી તેમનું મન વધારે ઉદાસ અને તત્સંગતિ વિરક્ત થયું હશે; યાતો સંસાર સુખ ફરીથી અનુભવ્યા પછી જ તેનું ક્ષણિકત્વ અને તેની અસારતા તેમના મનમાં ફરીથી આવ્યાં હશે; કદાચ તેમના ગુરુ બોધસ્વરૂપ સ્વામીએ "કામિની કાંચન"નો મોહ છોડ્યા વિના આત્મપ્રાપ્તિ નહિ થાય. એવો ઉપદેશ

કર્યો હશે, તેથી તેમનું મન વૈરાગ્યશીલ થયું હશે; યા તો આ બધા સિવાય બીજું જ કોઈ કારણ હશે. મન એ એક એવી વિચિત્ર વસ્તુ છે કે જે અમુક વખતે અમુક જ વિચારો કરશે, એવો ચુસ્ત નિયમ કોઈ રીતે બાંધી દેઈ શકાય જ નહિ. કદાચ ચંચલ વાયુની ગતિના નિયમો બાંધી શકાય, પણ ચંચલ મનની ગતિનો પાર પામવો, એ મહાદુર્ઘટ, કિંબહુના–અશકય છે. ખરું જોઇએ તો ભય્યાસાહેબ જે આનન્દમય અને સુખમય સ્થિતિમાં હતા, તે સ્થિતિમાં વૈરાગ્ય સહસા ઉત્પન્ન પણ થઈ શકે ખરો ? રાગિણી જેવી સુન્દર, સુશીલ, સુશિક્ષિત, સુવિનીત પ્રિયપત્ની, ઘરમાં રહેલી અખૂટ સંપત્તિ, આનન્દરાવ જેવા બુદ્ધિમાન મિત્ર, પોતાની નિર્દોષતા અને નિષ્પાપ યુવાવસ્થા, આટલી આટલી અનુકૂળતા હોવા છતાં ભય્યાસાહેબ જેવા સુશિક્ષિત સમજદાર યુવાન પુરુષનું મન સંસારપરથી ઉઠી જાય, એ ખરેખર મોટું આશ્ચર્ય ગણાય! મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થવાને તેવું કાંઈ કારણ તો હોવું જ જોઇએ ને ? તે ઘણા મનનશીલ હતા, તેમની ધર્મજિજ્ઞાસા અત્યન્ત તીવ્ર હતી, બોધસ્વરૂપ સ્વામી ઉપર તેમને ઘણી ભક્તિ હતી; આ કારણોથી તેમના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો એમ જેમને કહેવું હોય તે ભલે કહે. પણ મને તો આ અથવા આવાં બીજાં અનેક કારણો વૈરાગ્યોત્પત્તિ માટે યોગ્ય છે એમ નથી લાગતું. ઈશ્વરની ઈચ્છા જ એવી હતી, એટલું કહીને આ વૈરાગ્યના કારણની મીમાંસા છોડી દેવી એ જ યોગ્ય છે. મન એ શી વસ્તુ છે, એ જ જો આપણે જાણતા નથી, તો પછી મન વિષેની કાર્યકારણપરંપરાની મીમાંસા આપણે કેમ કરી શકીએ ? અસ્તુ.

ભય્યાસાહેબની વૃત્તિ ફરીથી બદલાવા લાગી છે, એ વાત રાગિણીના ધ્યાનમાં આવ્યા વિના રહી શકી નહિ. પણ તે બિચારી હવે શું કરી શકે ? ઉત્તરાની સૂચના ઉપરથી નાનાસાહેબે અને પોતે કરેલો પ્રયત્ન ઘણોખરો સફળ થઈ ફરીથી નિષ્ફળ થયો હતો. વળી તેમાં રહેલો અન્તઃસ્થ હેતુ પણ ભય્યાસાહેબ જાણી ગએલા હોવાથી તેવો પ્રયત્ન હવે ફરી કરવાથી કાંઇ જ અર્થ સરે એમ ન હતું. ભય્યાસાહેબ રાગિણીના ઉપદેશ તરફ વિશેષ લક્ષ જ ન હોતા આપતા. જો કોઇ વાર લક્ષ જ આપે, તો "તું મારી ધાર્મિક પ્રવૃત્તિની આડે આવે છે, આ ઠીક કહેવાય કે ?" આવો રોષાત્મક પ્રશ્ન કરી તેને ચૂપ કરી દેતા. આનન્દરાવ ભય્યાસાહેબના સમોવડીઆ મિત્ર ખરા, પણ તે સમજુ હોવાથી આવી બાબતોમાં પ્રત્યક્ષ રીતે ઉપદેશ ન કરતાં સંભાષણના પ્રવાહમાં યોગમાર્ગની વિફલતા અપ્રત્યક્ષપણે તે સિદ્ધ કરવા પ્રયત્ન કરતા. આટલું જ કરીને તે અટકતા નહિ; પણ સંન્યાસનો વિચાર ભુલભરેલો છે એટલું જ નહિ, પણ પાપાત્મક છે, એવું સિદ્ધ કરતાં તે અચકાતા નહિ. આ બધા

પ્રયત્નો નિરુપયોગી થાય છે, એ રાગિણી જાણતી છતાં તે બિચારી શું કરી શકે એમ હતું? આનન્દમાં રહીને પતિ અને ઈશ્વરની સેવા સિવાય તેને બીજો રસ્તો કયો?

રાગિણીને કોઈ કોઈ વાર એવી શંકા આવતી, કે પોતાની બેહદ ઉલ્લસિત વૃત્તિ અને વિલાસપરાયણતા જોઈને, અથવા કોઈ પાપી માણસે પોતાને વિષે તેમના કાન ભંભેર્યા હશે, તેથી તેમને પોતાને વિષે શંકા આવતી હોય અને એ શંકાથી જ તેમનું મન સંસાર ઉપરથી વખતે ઉઠી ગયું હોય! પણ તેમના ચ્હેરા ઉપરથી અને બીજા વર્તન ઉપરથી તેણે એવું અનુમાન કાઢ્યું હતું કે "હું અપ્રિય તો નથી જ થઈ; ઉલટું હું અત્યન્ત પ્રિય હોવાથી જ મને છોડીને તેમનાથી જવાતું નથી!" અને આ વાત તદ્દન ખરી પણ હતી. ભય્યાસાહેબના હૃદયમાં પ્રેમ અને ધર્મ એ બેનું ભયાનક યુદ્ધ ચાલી રહ્યું હતું. સંસાર છોડીને બોધસ્વરૂપ સ્વામી પાસે એકદમ જતા રહેવું, એવો મનમાં ને મનમાં તેમણે કેટલીએ વાર નિશ્ચય કર્યો હશે; પણ જ્યારે રાગિણીનો વિચાર આવતો કે તરત જ તે વિચારમાં પડી જતા; અને શું કરવું તે તેમને સૂઝતું પણ નહિ.

તેમના હૃદયમાં ધર્મ અને પ્રેમનું તુમુલ યુદ્ધ ચાલતું હતું, એમ મેં હમણાં કહ્યું ખરું; પણ તે જરાક અયથાર્થ છે. એ તુમુલ યુદ્ધ 'ધર્મ' અને 'પ્રેમ'ની વચ્ચે જ હોત તો ધર્મનો તેમાં કયારનોય વિજય થઈ ગયો હોત, પણ વસ્તુસ્થિતિ એવી હતી કે ધર્મપ્રેમ તેમને એક તરફ ખેંચતો હતો અને ધર્મવિહિત પ્રેમ તેમને બીજી તરફ—સંસાર તરફ ખેંચતો હતો!

તે એક દિવસ પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા: "રાગિણી જો માત્ર લાવણ્યમૂર્તિ વિલાસિની જ હોત, જો માત્ર નવનીતકોમલાંગી જ હોત, તો તેનો ત્યાગ કરવો એ મારે માટે એટલું બધું અઘરું થઈ પડત નહિ; પરંતુ તે તો ધર્મપત્ની છે, ધર્મપ્રિયા છે; પ્રત્યક્ષ ધર્મ–મૂર્તિ છે. એને છોડીને જવું એ ધર્મ નથી. અમારાં લગ્ન થયાં, ત્યારે સરલા દેવીએ રાગિણીનું દાન આપતાં અશ્રુપૂર્ણ નયનોથી મને કહ્યું: "આ હવે તમારી જ છે, તમે હવે તેને સંભાળજો." અને આ સાંભળીને મારું હૃદય ભરાઈ આવવાથી મેં પણ અશ્રુબિન્દુરૂપ શબ્દોથી એ વાત કબુલ કરી. ત્યારે શું આપેલું વચન મારે ભૂલી જવું? રાગિણીનો ત્યાગ કરવામાં હું સૌન્દર્યત્યાગ કરું છું, એટલું જ નહિ, પણ ધર્મવચનનો પણ ભંગ કરું છું, ધર્મત્યાગ કરું છું. તેના ભલાબૂરાની, પાપપુણ્યની જવાબદારી મારી ઉપર જ છે. ઈશ્વરકૃપાથી મારી સાંપત્તિક સ્થિતિ સારી છે, અને એ દૃષ્ટિથી એની દુર્દશા થવાની નથી એ વાત ખરી છે, પણ આ ગરીબાઈ કે શ્રીમન્તાઈનો સવાલ નથી. મુખ્ય સવાલ એ છે, કે હું એનો જો ત્યાગ કરું, અને આગળ ઉપર બુદ્ધિભ્રંશથી તેના મનમાં પાપવાસના કદાચ ઉત્પન્ન

થાય, દુર્દૈવથી યૌવનસુલભ કામમોહને તે વશ થાય, તો–તો તે પાપ મારે જ માથે આવેને ! તેની સ્વાભાવિક મનઃપ્રવૃત્તિ પાપ તરફ નથી એ ખરું; પણ ગમે તેટલું તો પણ તે એક દુર્બલ સ્ત્રી છે, અને જગતમાં તો મોહ અનેક છે. આત્મપ્રાપ્તિ કરી લેવાનો મારો વિચાર છે, પણ આત્મપ્રાપ્તિ કરતી વખતે મારે મારી પત્નીના આત્માની દરકાર શું ન લેવી જોઇએ ? આ ફરજ જો હું ચૂકું તો આત્મપ્રાપ્તિને બદલે સ્વાર્થપ્રાપ્તિ જ થશે. અને આટલું બધું કરવા છતાં તેના આત્માનું પતન થશે, એ વાત તો જૂદી જ !"

"રાગિણી લાવણ્યવતી છે, એટલું જ નહિ, પણ તે પુણ્યની પ્રતિમા છે. તે મને કેટલી બધી ચાહે છે ! બિચારી મને દેવ જેવો માને છે; અને હું ? હું આવી શુદ્ધ, સાત્ત્વિક, પ્રેમળ અને પુણ્યમયી પત્નીને દુઃખમાં અને મોહમાં છોડી દઈ વનમાં જવાની ઈચ્છા કરું ! શું એનો હું ત્યાગ કરું ? વિશ્વાસઘાતી બનું ? ના–એનો ત્યાગ તો કરવો જ નહિ. મને સંસારમોહ છૂટતો નથી, એમ કદાપિ બોધસ્વરૂપ સ્વામી કહેશે, ભલે તે તેમ કહે. ધર્મને માટે હું સુખનો, વિલાસોનો, સંપત્તિનો, મિત્રોનો, અરે, મારા શરીરનો પણ ત્યાગ કરવાને તૈયાર છું ! પણ ધર્મપત્ની રાગિણીને આ દુઃખપૂર્ણ અને મોહપૂર્ણ સંસારમાં છોડી જવાને હું બિલકુલ તૈયાર નથી. રાજાઓની લોહશૃંખલાઓથી હું ડરતો નથી, વિષયલાલસાના પાશથી પણ હું બંધાઉં તેમ નથી, તેમજ કોમલાંગી રાગિણીના નેત્રકટાક્ષથી ન ડગતાં તેના કોમલ બાહુપાશમાંથી હું એકદમ છૂટો થઈ શકીશ; પણ ધર્મપત્ની રાગિણી ધર્મના સોગન દઇને અને કરુણ આલાપોથી વિનવીને પ્રેમસૂત્રમય કોમલરજ્જુથી મને બદ્ધ કરી દે છે. અને આ પાશ, અનુલ્લંઘનીય, અભેદ્ય પાશ હું તોડી શકતો નથી." આવો નિશ્ચય તેમણે જે દિવસે કર્યો તેને બીજે જ દિવસે તેમની ઉપર બોધસ્વરૂપ સ્વામીનો કાગળ આવ્યો. તેમાં, "ભય્યાસાહેબ ! પત્નીનો મોહ ઘણો કઠણ છે, યુવાન પુરુષો તો એને નથી જ છોડી શકતા. યુવાન પુરુષો હજારો બ્હાનાં કાઢશે, પણ પત્નીનો ત્યાગ કરવાને કદિ પણ કબુલ થશે નહિ." આવાં વાક્યો હતાં. અને છેવટે, "ભય્યાસાહેબ ! તમારે ધર્મ જોઇએ છે કે કામ ? તમારી ધર્મજિજ્ઞાસા ખરી છે કે ખોટી ? ખરી હોય તો તુરત આવો મારી સાથે હિમાલયની ગુફામાં; ને ખોટી હોય તો નિઃશંક તમે રાજવિલાસમાં રચ્યાપચ્યા થઈ પડી રહો !" આવો કઠોર ઉપદેશ કરેલો હતો. એ પત્ર વાંચ્યા પછી ભય્યાસાહેબનું મન પાછું ચકડોળે ચઢવા લાગ્યું અને અન્તઃકલહની પુનઃ શરુઆત થઈ.

રાગિણીનો ત્યાગ કર્યા પછી તેના મનમાં કદાચ પાપબુદ્ધિ ઉત્પન્ન થાય, એ ભય્યાસાહેબનો ભય હતો. "આજે તે ધર્મપ્રિય અને વિલાસપ્રિય

છે. પણ પોતેજ જો તેનો ત્યાગ કરે અને પછી યૌવનમદથી કે અસત્સંગતિથી કદાપિ તેનું મન ચંચલ થાય, અને તેને હાથે પાપકર્મ કરાવે તો શું?" આ વિચાર ભય્યાસાહેબને ઘણો ડંખતો હતો. પણ એક દિવસે પથારીમાં પડ્યા પડ્યા વિચાર કરતાં કરતાં તેમને એક યુક્તિ સૂઝી આવી, હિપ્નોટીઝમનું સ્મરણ થઈ આવ્યું. રાગિણીને 'ધર્મથી વર્તજે', એવી મોહિની વિદ્યાની આજ્ઞા કીધા પછી તેના પાપકર્મમાં પડવાની બ્હીક રહેશે નહિ; એમ તેમને લાગ્યું. અને તે આનંદમાં "ઉત્તમ! ઉત્તમ!" એવા શબ્દો તેમના મુખમાંથી અચાનક બહાર નીકળ્યા! અર્ધરાત્રે આવા શબ્દો સાંભળતાં જ રાગિણી પથારીમાંથી ચમકી ઉઠી ને "શું થયું? કાંઈ સ્વપ્નું આવ્યું કે શું?" એમ બ્હીતાં બ્હીતાં પૂછવા લાગી.

ભય્યાસાહેબ બોલ્યા: "હા—હું સ્વપ્નાવસ્થામાં હતો."

"શા વિષે હતું એ સ્વપ્ન!" રાગિણીએ ઉત્સુકતાથી પૂછ્યું.

"તેમાં વળી કહેવા જેવું શું હોય? સ્વપ્નાવસ્થાનું વર્ણનકરવામાં સ્ત્રીઓને મોટો આનન્દ થાય છે, પણ પુરુષો તેમાં આનન્દ માનતા નથી."

"જો આપની કહેવાની ઇચ્છા જ ન હોય, તો રહ્યું! મેં પૂછ્યું એજ મારી ભૂલ. જ્યાં સ્નેહ જેવી વસ્તુ જ નથી ત્યાં—"

"રાગિણી! એમ નથી. સ્વપ્નું કાંઈ ઠેકાણા વગરનું હતું. તે વાત તને કહેવામાં ઉજાગરા સિવાય બીજો કોઈ સાર કાઢવાનો નથી."

"અને પોતે રાતોની રાતો ઉંઘ વગર કાઢો તેમાં કાંઈ ખોટું નથી કેમ? હમણાં હમણાંમાં આપને ઉંઘ જરાએ નથી આવતી. જેથી ઉંઘ આવે તેવી દવા લો તો—"

"હા—એ ઠીક છે. કાલે લઈશ. તું હવે સુઈ જા."

"પણ કાલે ભૂલી ન જવાય, એ યાદ રાખો તો મહેરબાની! ઉંઘ ન આવે એ કાંઈ સારું ચિહ્ન કહેવાય નહિ. આખોય દિવસ અને રાત વિચારો કરવાનું છોડી દો તો? ઉંઘ ન આવવાનું કારણ પણ એ જ છે."

"જાણે વિચાર કરવાનું છોડી દેવું, એ મારા જ હાથમાં હોય ને! મગજમાં વિચારો આવ્યાં જ કરે છે તે શી રીતે અટકાવી શકાય?"

"ત્યારે તો મારો દૈવ જ વાંકો છે, તેમાં બીજું કોઈ શું કરી શકે?"

"તું હવે સુઈ જા. તારે પાછાં કાલે ઘરનાં કામકાજ જોવાનાં છે. ઠીક, પણ આજે નાના કેમ તારી ઉપર ગુસ્સે થયા હતા? ઘરમાં વૃદ્ધોની ઈચ્છા મુજબ વર્તવું મહાદુર્ઘટ છે!"

"ના, એમાં એમની નહિ, પણ મારી જ ભૂલ હતી. એમના સન્ધ્યાપાત્રમાં આચમની મૂકવાની રહી ગઈ હતી, તેથી તે ગુસ્સે થયા હતા."

"આટલી નજીવી ભૂલ માટે આટલું બધું બોલવાનું હોય!"

"બોલે, એમાં શું થઈ ગયું? વૃદ્ધાવસ્થામાં માણસનો સ્વભાવ જરા ચીડીઓ થાય છે. વડિલોના શબ્દો સાંભળી લેવા એમાં કાંઈ નાનમ નથી. બાકી વૃદ્ધો કરતાં યુવાન માણસોનો ગુસ્સો જ વધારે ખોટો!"

"ત્યારે શું, હું કદિ તારા પર ગુસ્સો કરું છું ખરો ?"

"કેટલાક માણુસ મીઠું મીઠું બોલીને હાડ ભાંગનારા હોય છે."

"હા–દાખલા તરીકે તું જ. હમણાં મીઠું બોલીને તું મારા દાંત બરોબર રીતે પાડી રહી છે ! પણ કાલે મારે એંશી વરસના બુદ્દ્ઢાની જેમ નવા કૃત્રિમ દાંત મ્હોંમાં ઘલાવવા પડશે, એ વાત યાદ રાખજે !"

આ પ્રમાણેનો વાર્તાલાપ થોડી વાર ચાલ્યા પછી રાગિણી તુરત જ સુઈ ગઈ. ભય્યાસાહેબની વૃત્તિ આનન્દિત થએલી છે, અને તે પહેલાંની માફક હાસ્યવિનોદ પણ કરે છે, એ જોઇને રાગિણીને આનન્દ તો થયો; અને તેથી તેને ઉંઘ પણ આવી. પણ પતિનું મન તે બિચારી કેવી રીતે જાણી શકે ?

હિપ્નોટીઝમનું સ્મરણ થઇ આવવાથી ભય્યાસાહેબને આનન્દ થયો એમ આપણે ઉપર જણાવ્યું; પણ હિપ્નોટીઝમ એ શું છે, અને તેનો પ્રયોગ રાગિણી ઉપર કેવી રીતે કરવામાં આવશે, તેમ જ તેથી ફાયદો શો છે, વગેરે બાબત કેટલાક વાચકોથી–વિશેષ કરીને સ્ત્રીવાચકથી અજાણ્યુ હશે. જેથી હિપ્નોટીઝમ સંબંધમાં થોડોક આપણે વિચાર કરીએ.

મનુષ્યને ઉંઘ આવતાં એક પળ એવી આવે છે, કે તે પળે માણસ પૂરો જાગૃત પણ નથી હોતો તેમ પૂરો નિદ્રિત પણ નથી હોતો. આ પળે મનુષ્યને બીજાના શબ્દો સમજવાની અને તે પ્રમાણે કાર્ય કરવાની શક્તિ હોય છે. પણ તે વખતે તેની પોતાની ઇચ્છાશક્તિ અત્યન્ત ક્ષીણ થઈ જાય છે. આવી અર્ધનિદ્રિત–અર્ધજાગૃત સ્થિતિમાં કોઇની ઉપર જો કોઇ પણ માણુસ મોહિનીવિદ્યાનો પ્રયોગ કરે, તો તેના કહેવા પ્રમાણે તે માણસ વર્તશે, અથવા તે પ્રમાણે વર્તવાની તેને ફરજ પડશે. તે માણસને "હાથ આગળ ધર" એમ જો જોસભેર કહેવામાં આવે તો તે પોતાનો હાથ એકદમ આગળ ધરશે. આવે વખતે મોહિનીવિદ્યા-વિશારદ મનુષ્ય જે આજ્ઞા કરે તે આજ્ઞા તે માણસને સાંભળવી પડે છે, અને તે પ્રમાણે વર્તવાની તેને ભવિષ્યમાં પણ ઇચ્છા થાય છે. "અમુક વખતે આ કામ કરજે" આમ જો તે માણસને કહેવામાં આવ્યું હોય તો તે વખતે તે કામ મોહિનીવિદ્યાને વશ રહી તે માણસ ભૂલ્યા વગર કરે છે ! અર્ધનિદ્રિત અને અર્ધજાગૃત અવસ્થાના તે સમયને ઓળખવો અને કૃત્રિમ ઉપાયોથી તે માણસને નિદ્રિત કરવો, એ કામ તે વિદ્યાના અનુભવી માણસો જ કરી શકે છે.

ઉપર કરેલા ટૂંકા અને અપૂર્ણ વિવેચન ઉપરથી વાચકવર્ગના ધ્યાનમાં એટલું તો આવી જ ગયું હશે કે એ વિદ્યાનો જેવો સારો તેવો જ ખોટો પણ ઉપયોગ કરી શકાય છે. "તારું માથું દુખતું બંધ થઇ ગયું છે." આવું જો કોઇ માણસને તેની સુમાસુમ અવસ્થામાં મોહિનીવિદ્યાવિશારદ માણસ તરફથી કહેવામાં આવે, અને તેનો

માથાનો દુખાવો સામાન્ય પ્રકારનો જ જો હોય તો તે મટી જાય છે અને બીજા સાધારણ રોગો પણ આ રીતે મટાડી શકાય છે. "અમુક વસ્તુ અમુક વખત પહેલાં મને લાવી આપજે," એમ જો તે માણસને કહેવામાં આવે તો તે વસ્તુ બરોબર વખતે લાવી આપવાનો જ. આવી રીતે આ વિદ્યાનો દુરુપયોગ કરનારા પણ ઘણા મનુષ્યો હોય છે. સ્ત્રીઓ, બાળકો અને કોમળ મનના પુરુષો ઉપર મોહિનીવિદ્યાની અસર જલદીથી થઈ શકે છે.

ભય્યાસાહેબ મોહિનીવિદ્યા શિખ્યા હતા, એવું આપણે પાછળ જણાવી ગયા છીએ જે વાચકોને યાદ પણ હશે. આજે પણ ભય્યાસાહેબને તેવો જ વિચાર આવ્યો. "રાગિણી ઉપર મોહિની નાંખીને પરપુરુષ સાથે સંબંધ રાખીશ નહિ," એવી તેને આજ્ઞા કરી હોય તો પછી તેને પાપબુદ્ધિ કદાપિ થવાની નહિ. તો પછી એને છોડી જવામાં શો વાંધો છે? તેને દુ:ખ થશે, થવા દો! એમાં કાંઈ એટલું બધું પાપ નથી. ઘરમાં ખાવાપીવાનું ઘણું છે; કોઈ વાતની ખોટ નથી; પતિવિરહ થવાથી થોડીક રડશે, પણ વખત જતાં તે બધુંય ભૂલી જશે! જેમ એની માતાને ભૂલી ગઈ છે તેમ. થયું ત્યારે—મને પણ ભૂલી જતાં શું થવાનું છે?"

આવો વિચાર મનમાં કરીને સંન્યાસદીક્ષા લેવાનો તેમણે પુન: એક વાર નિશ્ચય કર્યો, પણ તેમનો પગ ઘરમાંથી નીકળી શકતો નથી!

---

## એકોનવિંશ પરિચ્છેદ

### બંધુભગિનીપ્રેમ.

રાગિણીના દુઃખની તો હવે સીમા જ નહોતી; છતાં પણ તે પોતાનું બધું દુ:ખ ન ગણકારતાં ઈશ્વરપર બધો આધાર રાખી, પોતાના દિવસો તે શાન્ત ચિત્તે કાઢવા લાગી. શોક કરવાની કે ગુસ્સે થવાની પણ તે બિચારીને ચોરી! કારણ તેમ કરવા જતાં વખતે ભય્યાસાહેબને તે પૂર્ણ રીતે અપ્રિય થઈ પડે; અને કદાચ કંટાળીને તે ઘરમાંથી ચાલ્યા જાય. તેમનો નિશ્ચય જો કે દૃઢ થયો હતો; તોપણ રાગિણીના પ્રેમ તરફ નજર કરતાં અને આવે કઠોર પ્રસંગે પણ પોતાના પતિને સુખ થાય એવા ઉદ્દેશથી તેણે સ્વીકારી લીધેલી આનંદી વૃત્તિ તરફ જોતાં જ તેમનો પગ ઘરમાંથી નીકળી શકતો ન હતો. રાગિણી તેમનો નિશ્ચય તો જાણી ચૂકી હતી, પણ તે શું કરે?

જો કે પોતે દુ:ખમાં હતી તો પણ રાગિણીએ પોતાની સખીનું કાર્ય છોડી દીધું નહિ. તે કામ પોતાના સિવાય બીજું કોઈ કરી શકે એમ ન હોવાથી પોતે જ તે પૂરું કરવું એ પોતાની ફરજ છે, એ તે જાણતી હતી. તે મનમાં વિચારવા લાગી કે "આપણે દુ:ખમાં રહ્યાં એ ખરું, પણ આપણી ફરજ ચૂકિયે એ કેમ ચાલે? મોટાભાઈ તો છે શરમાળ! પોતાના

મનની વાત ભાઉસાહેબને તે કોઈ કાળે નથી કહેવાના! પછી ઉત્તરાને તો ક્યાંથીજ તેની જાણ થવાની? માટે મારે પોતે તેમને લગ્ન વિષે એક વાર સ્પષ્ટ રીતે પૂછી લેવું જોઇએ. મારા સિવાય તે બીજા કોઇની આગળ પોતાના પ્રેમની વાત કરશે નહિ. વારુ તે જો ઉત્તરાને ન ચ્હાતા હોય તો ઉત્તરાને પણ તે વિષે સ્પષ્ટ રીતે કહી દેવું જોઇએ, નહિ તો બિચારી તેમને ચ્હાતી હોવા છતાં છેવટે નિરાશ બની જશે!" એ પ્રમાણે વિચાર કરી, આનન્દરાવને મળવા માટે તે ભાઉસાહેબને ઘેર-પોતાને પીએર એક દિવસ ગઇ. જે વખતે ભાઉસાહેબ નિશાળમાં ગયા હતા, અને ઘરમાં આનન્દરાવ એકલા હતા. તેઓ પોતાના ઓરડામાં કાંઇક વિચારમાં પડ્યા હોય તેમ વિરામાસનપર સૂતેલા હતા.

"શાનો વિચાર ચાલી રહ્યો છે, મોટાભાઈ?" રાગિણીએ પોતાને બેસવા માટે પાસે પડેલું વિરામાસન ખસેડતાં પૂછ્યું.

"કાંઇ નહિ, અમસ્થો જ પડ્યો છું."

"નહિ કહો જ, જોકે હું જાણી તો ગઈ છું તમારા મનમાંનો વિચાર છે ઉત્તરા-ઉત્તરા વિષે—"

"તેને વિષે એટલે?" અધવચ જ આનંદરાવ બોલ્યા.

"તેના સંબંધનો વિચાર ચાલી રહ્યો છે, વળી બીજું શું? તમારા મનની બધી વાત જાણી લીધી છે મેં. હવે સ્પષ્ટ કહો ને!"

"તેં જાણી છે ને? ત્યારે કહેવાની જરૂર શી છે?" આનન્દરાવે હસતાં હસતાં કહ્યું, પણ બીજી જ પળે તેમની આનન્દીવૃત્તિ જતી રહી અને તે ધીમે સ્વરે બોલ્યા: "રાગિણી! મારું મન તેં નથી ઓળખી કાઢ્યું; પણ તારું મન તો મેં બરોબર જાણી લીધું છે! બહારથી તું ગમે તેટલી હાસ્યવિનોદી હોઇશ, તો પણ તારા મનની ચિન્તા મારાથી તું કેમ કરી છૂપાવી શકીશ! જ્યારે તારી જાતપર પ્રાણસંકટ આવી પડ્યું છે ત્યારે, અને તે જાણવા છતાં બીજાને સુખ થાય એવા હેતુથી તું આટલી મહેનત કરે છે; એ તારા પ્રેમાળ સ્વભાવને યોગ્ય જ છે. પણ તારા જેવી પત્નીનો ત્યાગ કરી ભય્યાસાહેબ અરણ્યમાં જવાને તૈયાર થાય એ સારું કહેવાય ખરું? આટલા દિવસ સુધી ભય્યાસાહેબને હું ડાહ્યા અને સમજુ માણસ ધારતો હતો; પણ હવે તેમની અક્કલની તો—"

"મોટાભાઇ! એમાં મારા દૈવનો દોષ; બીજાને દોષ દેવાથી શો ફાયદો? આપણે એક જડ ઐહિક સુખોની પાછળ મંડયાં છીએ, એટલે બ્રહ્મજિજ્ઞાસુ લોકોને આપણે શા માટે દોષ દેવો જોઇએ? આપણને વિષયસુખો ઘણાં પ્રિય છે, પણ મહાત્માઓ તો આત્મજ્ઞાનમાંજ ખરું સુખ માને છે. હમેશાં દુનિયાદારીમાં રચ્યા રહેવું તેના કરતાં ઇશ્વર-પ્રાપ્તિ માટે મથવું, એમાં ખોટું શું છે? કુક્કરની માફક આ સંસાર-

કર્દમમાં આળોટવું તેના કરતાં સંસારનાં તુચ્છ સુખોને લાત મારી, ઈશ્વરભજનમાં મગ્ન થઈ જવું એ શું સારું નથી?"

"રાગિણી! ભય્યાસાહેબની મેં નિન્દા કરી, તેથી તેં તેમની બાજુ લીધી એ ઠીક જ છે. પણ તું જ ખરેખરું કહે. ભય્યાસાહેબ જે કરે છે તે તને યોગ્ય લાગે છે ખરું? હું પોતે તો તેમની મૂર્ખતા જ જોઈ રહ્યો છું. આ તો મૂર્ખતાની પરિસીમા છે. આટલેથી જ હું નથી અટકતો પણ આને હું મહત્પાપ ગણું છું. તારા જેવી સાધ્વીનો ત્યાગ કરવો એ નીચતા–"

"મોટાભાઈ! આપણે સંસારના કીડા છીએ; આપણી દૃષ્ટિને તો એ ખોટું જ લાગવાનું. અને તેને અંગે આપણા મ્હોમાંથી વગર વિચારે ગમે તેવા શબ્દોનો આપણે શા માટે ઉચ્ચાર કરવો જોઈએ? આપણી એટલી લાયકાત નથી, આપણે એમને અનુરૂપ નથી, એટલું જ મનમાં સમજી અને જાતે સુધરવું. તેમની નિન્દા કરવાથી આપણને શું મળવાનું છે?"

રાગિણીના આ શબ્દો સાંભળી આનન્દરાવની આંખો ભરાઈ આવી, જેથી રુમાલવડે આંખમાંનાં અશ્રુબિન્દુ લુંછીને તે બોલ્યા: "રાગિણી! તું તો ઋષિકાલની સ્ત્રીઓ જેવી સતી છે. તું પતિનિન્દા સહન કરી શકવાની નથી, ને હું તેમની નિન્દા પણ કરતો નથી. ભય્યાસાહેબ ઉદાર મનના છે. તેમનામાં ઘણા ઉચ્ચ પ્રકારની મનોવૃત્તિ છે. આમ હોવાથી જ તે આ માર્ગમાં પડ્યા છે, એ હું જાણું છું. પણ તારા જેવી સાધ્વી સ્ત્રીને મોહપૂર્ણ અને દુઃખપૂર્ણ સંસારમાં છોડીને અરણ્યવાસનો અંગીકાર કરવો એ શું સારું છે! એમાં એમનો હેતુ ઉદાર હશે, પણ આ કૃત્ય સારું તો ન જ ગણાય! એમાં કાંઈ ડહાપણ છે?"

"એ બધું હું તો કાંઇ સમજતી નથી. હું તો એટલું જ જાણું છું કે ઈશ્વર જેવી બુદ્ધિ આપે તેને માન્ય કરી લેવી જોઇએ. મોટાભાઇ! આપણને દુનિયાની બધી ગૂઢ વાતોનું જ્ઞાન ક્યાં છે કે આપણે આ સારું ને આ ખોટું એમ કહી શકીએ? હું તો હવે એ વાતનો વધારે વિચાર જ કરતી નથી. જે સ્થિતિમાં ઈશ્વર આપણને મૂકે, તે જ સ્થિતિમાં–"

"એ બધું ખરું, પણ એનો કાંઈ ઉપાય ન કરવો જોઇએ? એક વાર હું તેમના કાન બરોબર ઉઘાડવા માગું છું."

"મોટાભાઈ! તમે તેમને કંઈ પણ કહેશો નહિ. મારા હિત માટે તમે વખતે બે કડવા શબ્દો બોલી નાંખશો, પણ તેમના મનની સ્થિતિ આજકાલ ઘણી જ વિચિત્ર થઈ ગઈ છે. જો તમે ગુસ્સાથી ગમે તેમ બોલ્યા–"

"રાગિણી! તું હવે જા. મારું હૃદય ભરાઈ આવ્યું, તે ખાલી કરવા દે."

ખરેખર ઉપરના શબ્દો બોલતાં તેમને રડવું આવ્યું. જેથી તેમના મ્હોંમાંથી એક અક્ષર પણ નીકળી શકયો નહિ. પતિભક્તિથી પતિની વૃત્તિનું સમર્થન રાગિણી મહા પ્રયત્ને આટલી વાર સુધી તો કરતી હતી; પણ

આનન્દરાવનું શોકાકુલ વદન જોતાંજ તેનું અત્યાર સુધી કાબુમાં રાખેલું દુઃખ પણ અનિવાર્ય થયું. જેથી તે બન્ને જણ શોકનિમગ્ન થઈ ગયાં. છેવટે રુદનને રોકી, એક નિશ્વાસ નાંખી, આનન્દરાવ બોલ્યાઃ "બહેન! તું રડીશ નહિ. અને ભય્યાસાહેબને તું તારું દુઃખ કહીશ પણ નહિ. મેં અત્યારે આ વિષય જ અમસ્થો કાઢ્યો એવું મને લાગે છે. તેમની આગળ આ વિષે તારે એક અક્ષર પણ કાઢવો નહિ. જો કે તું તો ડાહી છે, એટલે તને વધારે કહેવાની જરૂર તો નથી; પણ—"

ફરીથી તે ભાઇબહેનની આંખો અશ્રુપૂર્ણ થઇ આવી. હવે વધારે વાર આવી રીતે એકત્ર બેસવું, એટલે વધારે શોકમગ્ન રહેવા જેવું છે, એમ જાણી કાંઈ ન બોલતાં હૃદયમાં એક ઉંડો નિસાસો નાંખી આનન્દરાવ ત્યાંથી ઉઠ્યા ને બહાર ચાલ્યા ગયા. થોડી વારે રાગિણી પણ ઉઠી અને ઘરમાંની કામ કરનારી બાઈ સાથે થોડોક વખત વાર્તાલાપ કર્યા પછી પોતાને ઘેર ચાલી ગઇ.

## વિંશ પરિચ્છેદ

—:o:—

## સન્મિત્રોનો સંવાદ.

पापान्निवारयति योजयते हिताय । —भर्तृहरि.

આનંદરાવે આવેશમાં આવતાં કહ્યું: "ભય્યાસાહેબ! તમારું આ ડરપોકપણું જ છે! માનો કે જગતમાં પાપ છે, દુઃખ છે, દુષ્ટત્વ છે, એ બધું કબૂલ છે, પણ આ અનિષ્ટ વસ્તુઓને દૂર કરવાનો પ્રયત્ન ન કરતાં જગતમાંથી નાસી જઈ જંગલમાં જઈ બેસવું, એમાં કાંઈ મહત્તા નથી, શુદ્ધ બીકણ વૃત્તિ જ છે! તમે જગતમાં સુખ સદાચાર ને સત્ય માગો છોને? તો તેમની પાછળ પડો! પણ તેમનાથી ડરીને નાસી શા માટે જાવ છો? તમારે ખરું જ્ઞાન જોઇએ છે ને? જ્ઞાનનો રાજમાર્ગ તમારી આંખ આગળ પડ્યો છે! જંગલમાં જ્ઞાન છે? નાકે હાથ લગાડીને બેસી રહેવાથી શું જ્ઞાન મળવાનું?"

ભય્યાસાહેબ ધીમેથી બોલ્યાઃ "કહો, તમે અમને બીકણ કહો—પણ અમે તો માનીએ છીએ, કે સંસારમાં રહી આત્મિક ઉન્નતિ સાધી શકાશે નહિ, અને ખરું જ્ઞાન પણ મળી શકશે નહિ. આપણે બન્નેએ કૉલેજોમાં જઇને પાશ્ચાત્ય શાસ્ત્રોનો અભ્યાસ કર્યો, પણ આપણને ખરું જ્ઞાન શું મળ્યું? Life (જીવ) એટલે શું, protoplasm (જીવતત્ત્વ) એટલે શું, એ કોઈ શાસ્ત્રજ્ઞ કહી શકશે ખરો કે? વારુ, આ પ્રચંડ જગતનો શો અર્થ છે, તે તમારાં ભૌતિકશાસ્ત્રો કહી શકશે ખરાં કે?"

આનંદરાવ બોલ્યાઃ "આજે નહિ તો કાલે, વરસે હજાર—લાખ વરસે પણ એનો અર્થ જણાશે, જણાશે ને જણાશે જ. આકાશમાંના

તારાઓ તરફ મોટામોટા શાસ્ત્રજ્ઞો આશ્ચર્યપૂર્વક જોતા હતા, પણ ન્યુટને શોધ કર્યા પછી હવે નિશાળમાં ભણતો એક નાનો છોકરો પણ ગુરુત્વાકર્ષણના નિયમોથી વાકેફ થયો છે. અને તે પણ આકાશના તારાઓની ગતિની વાતોને નહિ જેવી ગણી કાઢે છે! અવયવભૂત તત્ત્વોનું જ્ઞાન જેમ જેમ વધતું જશે, તેમ તેમ જગતનું જ્ઞાન પણ વધશે. આજે આકાશમાંના તારાઓનું જ્ઞાન થયું છે; તેમનાં વજન ને તેમની ઉપર રહેલી વસ્તુઓનું જ્ઞાન થતું ચાલ્યું છે; અને હવે પછી–"

ભય્યાસાહેબે વચ્ચે જ પ્રશ્ન કર્યો: "ગમે તેમ કહો, તો પણ આ તારાઓનો અર્થ શો? તે શા માટે અને ક્યાંથી આવ્યા? એ વાત કોઈ જાણી શકવાનું છે ખરું?"

"એ પણ હવે તો જાણમાં આવવા લાગ્યું છે. જૂદા જૂદા પદાર્થોના ગુણધર્મ અને તેમના કાર્યકારણભાવ જેમ જેમ જણાશે, તેમ તેમ જગત શું છે એ પણ સમજાશે."

"એ અશક્ય છે. બુદ્ધિથી આ વાત નહિ જાણી શકાય. તમે જેને જેને આદિકારણ કહેશો, તે આદિકારણ શું છે, એમ બુદ્ધિ પૂછશે; તમે તેનું કારણ સમજાવશો એટલે તે કારણના કારણની પૃચ્છા બુદ્ધિ ચલાવશે. એ જણાયું, એટલે એનું કારણ કહો એમ બુદ્ધિ કહેશે. આવી આ કારણપરંપરા અનંત હોવાથી કાર્ય–કારણભાવથી આ જગતનો અર્થ કેમ સમજાશે? અને ભૌતિકશાસ્ત્રોનું જ્ઞાન એટલે કાર્યકારણભાવનું જ્ઞાન, બીજું શું? અનાદ્યનન્ત, અતીન્દ્રિય ને તર્કાતીત વસ્તુનું જ્ઞાન દિક્કાલાદિ ઉપાધિવાળી બુદ્ધિને ક્યાંથી થાય? 'આત્મા', 'બ્રહ્મ' ઇત્યાદ વસ્તુઓનું જ્ઞાન બુદ્ધિને કદાપિ થઈ શકે નહિ; પણ બ્રહ્મદષ્ટા ઋષિઓએ બતાવેલા માર્ગથી જ એ વસ્તુનું જ્ઞાન થઈ શકશે. આ માર્ગને તમે ગૂઢમાર્ગ યાને Mysticism કહો અથવા બીજું ગમે તે કહો, યા તો ડરપોકપણું કહો."

"ભય્યાસાહેબ! બ્રહ્મજ્ઞાન ભૌતિકશાસ્ત્રોથી નહિ થતાં યોગમાર્ગથી થઈ શકશે, એવું પણ તમે બુદ્ધિ વડે જ જાણી શક્યા ને? ભય્યાસાહેબ! આ હું વિવાદ કરવા માટે શબ્દચ્છલ કરતો નથી. મારી શંકા વિચાર કરવા જેવી છે. તમારી સાથે હું આજે ચર્ચા કરું છું તે તાત્ત્વિક વાદને માટે નથી કરતો, પણ એમાં મારો બીજો એક મહત્ત્વનો મુદ્દો છે. આ યોગમાર્ગમાં પડીને તમે તમારો જ નહિ, પણ રાગિણીનો પણ ભવ બગાડો છો. તમે જે માર્ગે જવા માગો છો તે ભૂલભરેલો છે, એટલું જ નહિ, પણ અનીતિમૂલક છે. એમાં ધૈર્ય તો નથી જ, ઉલટું બીકણપણું જ છે. તમારો યોગમાર્ગ જગતનો અર્થ નક્કી સમજાવશે અને આ માર્ગનું અનુકરણ કર્યાથી જગતમાંનાં દુઃખ, મોહ, પાપ, દુષ્ટત્વ બધું નષ્ટ થશે, એવું જો તમે મને બરોબર ઠસાવી શકતા હો તો હું

પણ તમારી સાથે આવવા તૈયાર છું, અને રાગિણીને પણ તમારી સાથે આવવાને સલાહ આપું. પણ તમે જો તમારી વાત ન સમજાવી શકયા તો તમારે તમારી હઠ છોડી દેવી પડશે. અને અત્રે જ રહેવું પડશે.”

“મેં આ બધી બાબતોનો પૂરો વિચાર કર્યો છે, અને તમારી ખાત્રી કરી આપવા પણ તૈયાર છું. સોપાધિક બુદ્ધિ વડે આ અનાદ્યનન્ત જગતના રહસ્ય-નું જ્ઞાન થાય એ કેવી રીતે અશકય છે, એ તો મેં હમણાં જ બતાવ્યું ને?”

“કબૂલ, પણ પ્રાણાયામ કરીને અથવા નાકને આંગળી વચ્ચે દાબી રાખવાથી એ જ્ઞાન કેમ મળશે? શું માત્ર અન્ધશ્રદ્ધાથી જ તમે એ માર્ગે જવા માગો છો?”

“શ્રદ્ધા—શ્રદ્ધા—શ્રદ્ધા! શ્રદ્ધા સિવાય આ જગતમાં બીજું છે શું? આનન્દરાવ! જગત શું છે, એનો અર્થ શો? ઈશ્વર છે કે નહિ? આ બાબતોનો વિચાર જગતના આરંભથી લોકો કરતા આવ્યા છે. એનો જવાબ કોઇને મળ્યો છે ખરો? ભવિષ્યમાં પણ મળવાની આશા છે ખરી? જો આશા નથી, તો મહાન ઋષિમુનિઓએ પોતાના અનુભવની જે વાતો કહી તેની પર શ્રદ્ધા રાખીને તે માર્ગે જઈ આત્મજ્ઞાન મેળવવા પ્રયત્ન શા માટે ન કરવો?”

“આત્મજ્ઞાન મળવાની ખાત્રી નથી અને તેથી તર્કના માર્ગથી હજી પૂર્ણ જ્ઞાન થયું નથી, એ ખરું; પણ આ માર્ગ સ્પષ્ટ અને સુગમ છે. આ માર્ગે જ્ઞાનમાં દિનપ્રતિદિન વધારો થતો જાય છે. પણ તમારા ગૂઢ માર્ગથી કયું ખાત્રીલાયક જ્ઞાન થયું છે?”

“એક નરેન્દ્ર નામના સુશિક્ષિત ગૃહસ્થ તમારા જેવા જ તર્કજ્ઞાની નાસ્તિક હતા. તેમણે **શ્રીરામકૃષ્ણ પરમહંસ**ને ‘તમે ઈશ્વર જોયો છે ને મને તે બતાવી શકશો કે?’ એવો સવાલ પૂછ્યો હતો. **પરમહંસે નરેન્દ્ર**ની જીજ્ઞાસા કેટલી તીવ્ર છે, તે જોયું ને પછી તેમને ઈશ્વર પ્રત્યક્ષ બતાવ્યા. તે જ **નરેન્દ્ર** પછીથી સ્વામી **વિવેકાનન્દ** બન્યા. જેને **વિવેકાનન્દ** જેવી ઈશ્વરદર્શનની ઉત્સુકતા હશે, તેમના જેવો દૃઢ નિશ્ચય હશે, તેમને જ ગુરુ ઈશ્વરદર્શન પ્રત્યક્ષ રીતે કરાવે છે. તમારા જેવા લોકોમાં જિજ્ઞાસા તો હોતી જ નથી; પણ ખોટી શંકાઓ કાઢવામાં માત્ર પૂરા હો છો!”

“શંકાઓ ખોટી હોય તો તમે તેનું સમાધાન કરો. બ્રહ્મજ્ઞાન બુદ્ધિગમ્ય નથી, એ સિદ્ધ કરી આપો. “જ્ઞાન” જો બુદ્ધિને જ થવાનું હોય, તો બુદ્ધિના જ માર્ગોનું અવલંબન કરો ને તે દૃષ્ટિથી વિચાર કરો. ‘આત્મા’ વગેરે બધું ‘બુદ્ધ્યતીત’ છે એમ કહો છો, પણ ખરેખર આત્મા બુદ્ધ્યતીત હોત તો તમે આ શબ્દો ઉચ્ચારી શકત ખરા કે? બુદ્ધિથી અતીત વસ્તુ વિષે તો કાંઇ પણ કહી શકાય નહિ. બુદ્ધ્યતીત વસ્તુનું જ્ઞાન અમુક રીતે જ થઇ શકશે, એમ તમે કેવી રીતે સિદ્ધ કરશો?

તમારી બુદ્ધિવડે જ ને? તો પછી આ બુદ્ધિ કહે છે તે ખોટું; આ જગત ખોટું, ને એક બ્રહ્મ ખરું, એમ કેમ કહો છો?

"આનન્દરાવ, તમે બુદ્ધિવાદી છો! તર્કથી, બુદ્ધિથી, દુર્બીનથી કે સૂક્ષ્મદર્શક યંત્રથી સત્યજ્ઞાન થઈ શકશે એમ તમે માનો છો! પણ તર્ક એ જ સત્યનો માર્ગ છે, એવું ક્યાં છે? મધમાખીઓને અને કીડીઓને જે જ્ઞાન હોય છે, તે શું તર્કથી મળેલું હોય છે? જો તર્કથી મળેલું નથી હોતું તો યોગમાર્ગથી સત્યનું જ્ઞાન થશે, એમ કહેવામાં અશક્યતા ક્યાં આવી?"

"અશક્ય ભલે ન હોય તો પણ અસિદ્ધ છે, એ તો નક્કી. યોગમાર્ગથી સત્યજ્ઞાન થશે; એ શ્રદ્ધા છે, જ્ઞાન નથી."

"જગતમાંનું કયું સન્માન્ય ધ્યેય (Ideal) તર્કથી સિદ્ધ થઇ શકે એવું છે? જો જગતમાં શ્રદ્ધા જ ન હોત તો પછી અહીં ઉચ્ચ, ઉદાત્ત, ઉત્તમ એવું કાંઇ રહી શકત ખરું કે? જગતની બધી માન્ય થએલી પવિત્ર ને પૂજ્ય વાતો શ્રદ્ધાને આધારેજ રહેલી છે. વીર્યનાં કૃત્યો પણ શ્રદ્ધા સિવાય થઇ શકે નહિ. શ્રદ્ધા સિવાય બીજું કંઇ વિશ્વસનીય છે જ નહિ. તમારી બુદ્ધિ જ તર્કને માર્ગે કેટલી વિશ્વસનીય છે? તમારી બુદ્ધિ તમને ઠગતી નથી, એ વાત તમે તર્કથી સિદ્ધ કરી શકો એમ છો? જે જે કારણ તમે કાઢશો તે તે તમારી સંશયિત બુદ્ધિએ જ કાઢેલું હોવાથી, અવિશ્વસનીય છે, એમ નહિ કહી શકાય કે?"

"કેટલીક વાતોમાં શ્રદ્ધાપર વિશ્વાસ રાખવો જ જોઇએ. પણ તેનો અર્થ તમારા યોગમાર્ગ પર પણ શ્રદ્ધા રાખવી જ જોઇએ, એવો નથી થતો."

"ભલે નહિ થતો હોય, પણ તમે બુદ્ધિની ઘણી મહત્તા ગાઈ રહ્યા હતા, તેથી જ કહું છું, કે તમારી બુદ્ધિ પણ તર્કથી વિશ્વસનીય ઠરે છે કે? તર્કદૃષ્ટિથી વિચાર કરતાં મને તો એમ જ લાગે છે, કે દરેક મનુષ્યની બુદ્ધિ તેને ઠગતી હોવી જોઇએ; એટલું જ નહિ પણ આ બુદ્ધિ સત્યજ્ઞાન કરાવી શકે તો જ મોટી નવાઈ ને? બુદ્ધિનો આધાર મગજ ઉપર જ. પણ એ મગજ ક્યાંથી આવ્યું? જગતના આરંભ તરફ ભૌતિકશાસ્ત્રીઓની દૃષ્ટિથી તમે જુવો, અને પછી એ મગજના પરમાણુઓ ક્યાંથી આવ્યા તેનો વિચાર કરો. આકર્ષણ અને ઉત્સારણ એ બે માર્ગથી મૂલભૂત અણુઓના આઘાત–પ્રત્યાઘાત શરુ થયા, અને જગતમાંના કોઇક સ્થાનના પરમાણુ કોઇક બીજા સ્થાનના પરમાણુ સાથે સંયુક્ત થયા; તેનું સંઘર્ષણ થવાથી કેટલાક યુગો પછી તેમાંથી માનવપિંડ ગમે તેવી સ્થિતિમાં બહાર આવ્યો. આ પિંડનો કોઇક રીતે સંયોગ થઇને તેમના બીજા કોઈ અણુઓનો બીજો પિંડ બન્યો અને તે હાલવા ચાલવા લાગ્યો; અને મગજના પરમાણુઓને પોતાની બુદ્ધિની મહત્તા લાગવા માંડી. યદૃચ્છાથી સંયોગ પામેલા શુક્રશોણિતજાત પરમાણુઓની આ મહત્તા કેટલે અંશે તર્કને અનુસરે એવી છે?"

*

"આપણે સ્ત્રીપુરુષોનાં રજશુક્રમાંથી ઉત્પન્ન થયાં છીએ અને આપણા પેટમાં મલમૂત્રાદિ ગંદવાડો પણ ભરેલો હોય છે. આવા આવા વિચારોથી જેનું મગજ ખસી ગયું હોય, એવા માણસોને જ પ્રતિક્ષણે દુઃખ આવ્યાં કરે છે. ડાહ્યો માણસ આ દૃષ્ટિથી વિચાર જ કરતો નથી!"

"ભલે તે એવા વિચારો કરતો નહિ હોય, પણ એ વાતો ખોટી તો નથી ને? સમગ્ર સંસારને પોતાના તાબામાં લેવા મથનારી બુદ્ધિ કેવી રીતે ઉત્પન્ન થઈ તેનો વિચાર કરો, અને પછી તેના કુલ પ્રમાણે તેની યોગ્યતા નક્કી કરશો તો તમે તમારી બુદ્ધિની ખરી કિમ્મત આંકી શકશો."

"ભય્યાસાહેબ! જગતનું ગૂઢ તત્ત્વ આપણી બુદ્ધિ સમજી શકશે, એમ હું નથી કહેતો. હમણાં તો શ્રદ્ધાની જરૂર છે, પણ શ્રદ્ધા કોની ઉપર અને શાની ઉપર રાખવી તેનો વિચાર કરવો કે નહિ? પહેલાંના કશ્યપ, વસિષ્ઠાદિ ઋષિ આજે હોત તો તેમનાપર શ્રદ્ધા રાખવી જોઇએ એમ હું જરૂર કહેત; પણ આજકાલના સાધુસંતો ઉપર શ્રદ્ધા શા માટે રાખવી?"

આનન્દરાવ ચીઢાયા છે જાણી ભય્યાસાહેબ બોલ્યા: "બધા જ સાધુસંતો ઢોંગી અને લુચ્ચા હોય છે એવું કંઈ થોડું જ છે?"

આનન્દરાવે આવેશથી જવાબ આપ્યો: "બધા જ સાધુઓ અને સ્વામીઓ લુચ્ચા અને ઢોંગી હોય છે, એમ હું નથી કહેતો. આપણા રામરાય પાઠકે યોગાભ્યાસ કર્યો છે, અને આજે બસો રૂપિયાની નોકરીને લાત મારી અને આખું કુટુંબ છોડી તે હિમાલયપર પુરશ્ચરણાર્થે ગયા છે. તેમના જેવાને કોણ ઢોંગી કે લુચ્ચા કહેશે? પણ તમારા આ બોધસ્વરૂપ સ્વામી! ન મળે એમને આગળ કે પાછળ. એમની ઉપર તમારે શા માટે એટલી બધી શ્રદ્ધા રાખવી જોઇએ?"

ભય્યાસાહેબ બોલ્યા: "'શા માટે,' એનો જવાબ નથી. જગત શું છે એ જાણવાની જેને ઘણી ઉત્કંઠા થઈ હોય તે એનો જવાબ મેળવવા માટે ચાહે તે કરશે. બુદ્ધિથી આ સવાલનો જવાબ નથી મળતો, તો યોગમાર્ગથી એ કાંઈ વળે છે કે નહિ, એ જોવું જોઇએ. તમને આ સવાલનો જવાબ મેળવવાની ઇચ્છા કે જિજ્ઞાસા ન હોય તો તમે નિશંક થઇને સંસારમાં રચ્યા પચ્યા રહો. મને તો આ પ્રશ્ન ઘણો જ મહત્ત્વનો લાગે છે. આનો જવાબ મેળવ્યા વિના મને ચેન પડતું નથી; જેને આત્મજ્ઞાન થયું નથી તે મનુષ્ય શાનો? તેનું જીવિત અને પશુઓનું જીવિત, એ બે વચ્ચે ફેર શો?" બોલતાં બોલતાં હવે તેમનો અવાજ ચઢવા લાગ્યો.

આનન્દરાવ થોડાક નરમ થતાં બોલ્યા: "એ બધુંય ખરું: પણ એવા સાધુસંતો ઉપર અમારે શા માટે શ્રદ્ધા રાખવી?"

ભય્યાસાહેબ એકદમ ધૂરકી ઉઠયા: "અરે પણ, તમે ના રાખશો; અમને બીજો માર્ગ નથી જડતો, એટલે અમે તો એમની ઉપર શ્રદ્ધા રાખવાના.

અમે કયાં બીજા કોઇને કહેવા જઇએ છીએ ? અમે ગાંડા હોઇશું તો તેની શરમ અમને. અમારે આત્મજ્ઞાન જોઇએ છે, જે તમે આપી શકતા નથી. તેમ જ ભૌતિકશાસ્ત્રોની મદદથી પણ તે મળી શકે તેમ નથી, એટલે અમે આ યોગનો માર્ગ લીધો, એમાં લોકોનું શું ગયું ? અમે ગાંડા હોઇશું, બીકણ હોઇશું અને બીજું ગમે તેવા હોઇશું, પણ તે ગાંડપણ, ને બીકણ-પણું અને બીજું બધુંય અમારી પાસે જ છે ને ? અમે બીજા કોઇને કયાં ભારે પડવાના છીએ ? અને જો એમ જ હોય તો બીજાએ શા માટે એમાં માથું મારવું પડે છે ? અમને બ્રહ્મજિજ્ઞાસુ થવાની ક્ષુધા લાગી છે, તે કાંઇ તમારા સંસારથી અથવા ભૌતિકશાસ્ત્રોથી થોડી જ શમવાની છે ?"

ભય્યાસાહેબની બોલવાની રીત જોઇને આનન્દરાવ ફરીથી આવેશ-યુક્ત થયા. પણ પોતાનો અવાજ બની શકે એટલો ધીમો કરતાં બોલ્યાઃ "ત્યારે શું ગુફામાં જઇને, નાક દાબીને, પલાંઠો વાળીને કે આસનો ઠોકીને બેસવાથી તમારી એ ક્ષુધા શાન્ત થવાની છે, ભય્યાસાહેબ! હું યોગમાર્ગની વિરુદ્ધ નથી. ગમે તેમ પણ તે માર્ગ ગૂઢ છે. તેમાં યશ મળશે કે નહિ એ શંકાસ્પદ છે. આવા ગૂઢ અને સંદેહયુક્ત માર્ગનો આશ્રય લઈ પ્રત્યક્ષ સામે પડેલા કર્તવ્યમાર્ગને તમે લાત મારો છો! અને એ વાતની અત્યારે જરા પણ ખાત્રી નથી. રાગિણી તમારી પત્ની છે, તેની સંભાળ લેવાની તમારી ફરજ છે, અને તેમ કરવાને તમે અગ્નિ અને બ્રાહ્મણોને સાક્ષી રાખી પ્રતિજ્ઞાથી બંધાએલા છો. તે કોમળ અને પ્રેમાળ છે. આ બધી વાતો શું સંદેહયુક્ત છે ? દેવ દેખાતો નથી, પણ કર્તવ્યકર્મ તો તમે સ્પષ્ટ રીતે જોઈ શકો છો ને ? આ પ્રત્યક્ષ કર્તવ્ય છોડી, ગૂઢ, સંદેહયુક્ત અને અજ્ઞાત એવા બ્રહ્મજ્ઞાન માટે તમે જયારે ધર્મને, પ્રેમને–સ્નેહને અને વિચારશક્તિને તિલાંજલિ આપવા બેઠા છો, ત્યારે તમને અમારે શું કહેવું ?"

ભય્યાસાહેબ ગંભીરપણે બોલ્યાઃ "તમને 'બ્રહ્મજ્ઞાન'ની મારા જેવી ક્ષુધા નથી લાગી, તેથીજ તમે આ પ્રમાણે બોલો છો!"

"ક્ષુધાથી વ્યાકુળ થયા હોઇએ ત્યારે સ્ત્રી કે પુત્રને મારીને ખાઈ જવાં એ યોગ્ય છે કે ? બ્રહ્મજિજ્ઞાસા માટે રાગિણીને છોડવી અને ક્ષુધા માટે સ્ત્રીપુત્રને મારવાં એ બન્ને સરખા જ દરજ્જાનાં કૃત્યો છે!"

"મને તો એમ નથી લાગતું! ઉચ્ચ બ્રહ્મજિજ્ઞાસા કયાં અને ક્ષુદ્ર ક્ષુધા કયાં ? બ્રહ્મજિજ્ઞાસા આગળ રાગિણી તો શું, પણ આખા જગતની ય પણ શી કિમ્મત છે ?" ભય્યાસાહેબે શાંત ચિત્તે જવાબ આપ્યો.

હવે આનન્દરાવ મનોનિગ્રહ રાખી શકે એ અશકય હતું. તેથી તે ક્રુદ્ધ સ્વરે બોલ્યાઃ "તમે આ આત્મવંચના કરો છો! વ્યસની મનુષ્યને પોતાના વ્યસન આગળ આખું ય જગત તુચ્છ લાગે, એમાં કાંઈ નવાઈ

જેવું નથી! બ્રહ્મજ્ઞાનનું વ્યસન, વિદ્યાનું વ્યસન, હમેશાં ગાયાં કરવાનું વ્યસન, નાટક સીનેમા જોવાનું વ્યસન, દારુનું વ્યસન અને વેશ્યાગમન, એ બધાં વ્યસનો વ્યવહારમાં ભલે ઓછી અથવા વધારે શિષ્ટતાવાળાં ગણાતાં હોય પણ તાત્ત્વિક દૃષ્ટિએ તો–"

આનન્દરાવની બોલવાની રીત જોઈ ભય્યાસાહેબ ચકિત થતાં બોલ્યા: "તમારી આગળ બોલી શકાય એવું હવે બિલકુલ રહ્યું નથી. કારણ–"

ભય્યાસાહેબ તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોતાં આનન્દરાવ બોલ્યા: "તમારે મારી આગળ હવે બોલવાનું રહ્યું જ નથી! કારણ પોતાની જ્ઞાન-લાલસા માટે રાગિણી જેવી મૂર્તિમન્ત પવિત્રતાનો જે મનુષ્ય ત્યાગ કરે છે, એવા અવિચારી અને સ્વાર્થી માણસ આગળ મારે પણ બોલવાનું શું હોય? પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે, પોતાના કાલ્પનિક સુખ માટે, કોમળ અને પ્રેમાળ ધર્મપત્નીનો જે મનુષ્ય નિષ્ઠુર થઈ ત્યાગ કરે છે, તે પાપી–સ્વાર્થી નહિ તો બીજું શું? અને ઉચ્ચ પ્રકારનું સ્વાર્થીપણું ગમે તો કહો! પણ આ કૃત્યમાં પરોપકાર, ઉદારતા, કોમલતા, પ્રેમ કે ધર્મ આમાંનું એક પણ નથી. આવો મનુષ્ય ગાંડો ને મૂર્ખ છે એટલું જ નહિ, પણ–"

ભય્યાસાહેબ વિરામાસન પર આડા પડતાં શાન્ત સ્વરે બોલ્યા: "આનન્દરાવ, તમે મને ગમે તેમ કહો. હું તમારી ભગિનીને છોડીને જાઉં છું, તેથી તમને ગુસ્સો આવે, એ સ્વાભાવિક છે. પણ તે બાબતનો તમે શાન્ત ચિત્તે વિચાર કરો અને પછી મને દોષ દેજો."

ભય્યાસાહેબના બેપરવાઈભર્યા આ શાન્ત શબ્દો સાંભળી આનન્દ-રાવ વધારે ચીઢાયા તેથી વધારે તપીને તે બોલ્યા: "ભય્યાસાહેબ! આપ જ શાન્ત ચિત્તે જરા વિચાર કરી જુવો. તમો કેવી ભયંકર વાત કરી રહ્યા છો, તેનું તમને ભાન છે? ભાઉસાહેબે અને સરલાદેવીએ તમને રાગિણી સોંપી તે આટલા જ માટે, ખરું ને? તમને રાગિણી ખરા અન્તઃકરણથી અનન્ય ભાવે ચાહે છે, તેનો આવો જ બદલો વાળો છો કે? ભય્યાસાહેબ! તમારી આ હઠ, આ દુરાગ્રહ, આ સ્વાર્થી વૃત્તિ છોડી દો, નહિ તો તમારી મારી મિત્રતાનો આજે જ અન્ત આવ્યો, એમ સમજજો."

ક્ષણમાત્ર છત તરફ જોઇ ભય્યાસાહેબ જરા હસ્યા અને પછી તે બોલ્યા: "ભગિનીપ્રેમથી તમે અન્ધ થયા છો, આનન્દરાવ!"

આનન્દરાવ એકદમ બોલી ઉઠ્યા: "સાહેબ, આપ જ બ્રહ્મજ્ઞાનના વ્યસનમાં મગ્ન થઇ ગાંડા બન્યા છો, સમજ્યા કે!"

"આનન્દરાવ! આપણે નાનપણથી જ મિત્રો છીએ. અને આપણી વચ્ચેની વાતચિત છેવટે ગાળાગાળીપર આવે, એ ઠીક ન ગણાય. તમે શાન્ત થાઓ, નહિ તો આપણે આ વિષય જ મૂકી દઇએ. તમને મારે એક વિનંતિ કરવી છે. પણ તમે મારી આગળ ખરેખરું જ કહેશો ને?"

"તમે રાગિણીને છોડીને જો જવાનાજ હો, તો મારે તમારી સાથે બોલવાની બીલકુલ ઇચ્છા નથી!"

"અરે, જરા સાંભળો તો ખરા! ઉતાવળા શા માટે થાવ છો! આ પરીક્ષામાં પાસ થયા પછી તમારો વિલાયત જવાનો વિચાર નથી?"

"હશે, તેને આજના વિષય સાથે શો સંબંધ છે?"

"આનન્દરાવ! આપણે બાળસ્નેહી ખરા કે નહિ?"

"ના. આજથી તમારો ને અમારો સંબંધ તૂટ્યો જ સમજવો!"

ભય્યાસાહેબ વિનોદથી હસીને બોલ્યા: "કેમ? ઉત્તરા બેન સાથે નવો સમ્બંધ જોડવો છે તેથી કે શું?"

આનન્દરાવ ગંભીર સ્વરે બોલ્યા: "ભય્યાસાહેબ! આ મશ્કરી કરવાનો વખત નથી!"

"હું મશ્કરી કરતો નથી. શેક્સપિઅરે લખેલા 'મર્ચેન્ટ ઓવ્ વેનીસ'-માંના એન્ટોનીઓ અને બેસેનીઓની યાદ આપું છું!"

હવે આનન્દરાવથી હસ્યા વિના રહી શકાયું નહિ. તે સ્મિતહાસ્ય કરીને બોલ્યા: "વિષયો બદલવા માટે કેટલા બધા પ્રયત્નો! એન્ટોનીઓ–બેસિનીઓ વગેરેનો શો સમ્બંધ છે આ વાતમાં?"

"વાહ સમ્બંધ તો ખરેખરો છે! હું એન્ટોનીઓ છું. ને શ્રીમાન છું. મારી સંપત્તિ ગરીબ બેસિનીઓ–આનંદરાવ માટે છે. આનન્દરાવ, હું મશ્કરી કરતો નથી. હું એમ માનું છું કે, તમે જેને ચાહો છો, તે તમને તમારી ગરીબ સ્થિતિને લીધે મળી શકવાની નથી. એટલા માટે દશ હજાર રૂપિયા હું તમારે નામે આવતી કાલે કરી આપવાનો છું. સંપત્તિનો ઉપયોગ જો મિત્રકાર્ય માટે ન થાય તો પછી તેનો ઉપયોગ શો!"

આનન્દરાવ ચકિત થઈ બોલ્યા: "હું કોને ચાહું છું? આ બધું રાગિણીએ તમને ગમે તેવું સમજાવ્યું હોય, એમ મને લાગે છે!"

ભય્યાસાહેબ હસીને બોલ્યા. "ગમે તેણે કહ્યું પણ ખોટું તો નથી ને?"

આનન્દરાવ કિંચિત્ સ્થિર થઇને બોલ્યા: "તદ્દન ખોટી વાત! મારે તો પરણવું જ નથી ભય્યાસાહેબ! બ્રહ્મજ્ઞાનની પાછળ ઘેલા થઈ તમે તમારું દેશાભિમાન ભૂલી ગયા છો; કૉલેજમાં કરેલા દેશાભિમાનના વિચારો તમારા મગજમાંથી અત્યારે જતા રહેલા છે; પણ હું તે હજી ભૂલી ગયો નથી. હજી તો તે મારા મગજમાં રમી રહ્યા છે. પરણીને સાંસારિક બેડી પગમાં પડ્યા પછી દેશાભિમાન ક્યાંથી? દેશની કીર્તિ વધારવા માટે શાસ્ત્રીય શોધો કરવી અથવા આફ્રિકા કે ટીબેટ જેવા ન વસાએલા જંગલી પ્રદેશમાં જઇ ભૂગોળવિષયક શોધો ચલાવવી, એ મહત્ત્વાકાંક્ષા તમે ભૂલી ગયા જણાવ છો, પણ હું તે નથી ભૂલી ગયો. હજી મારામાં તે જાગૃત છે ત્યાં લગી તો બીજી કોઇ પણ વાતને વચ્ચે આવવા દેશે નહિ!"

ભય્યાસાહેબ બોલ્યા: "જતા પહેલાં હું મારી ફરજ બજાવીશ. હવે તે રૂપિયાનો ઉપયોગ તમે પ્રવાસમાં કરો અથવા વિવાહમાં કરો. તે તમારી મરજી. હું તમને રૂપિયા જતાં પહેલાં આપી દઇશ!"

આથી આનન્દરાવ ગુસ્સે થતાં બોલ્યા: "ભય્યાસાહેબ! મારે તમારા રૂપિયા નથી જોઇતા! કારણ તમે અને હું હવે મિત્રો રહ્યા નથી. રાગિણી જેવી ધર્મપત્નીને છોડી જનારા નીચ, પાપી અને સ્વાર્થી મનુષ્યના મિત્ર થઈ રહેવાની મારી બીલકુલ ઇચ્છા નથી! કાલથી જ—ના અત્યારથી જ તમારો અમારો માર્ગ જૂદો! ઠીક છે હવે હું જાઉં છું! નમસ્કાર!"

આમ કહી આનન્દરાવ બહાર જવા માટે એકદમ ઉભા થયા. પણ કોટ પકડી ભય્યાસાહેબે તેમને રોકતાં કહ્યું: "આનન્દરાવ! વિચાર કરો, શું હું આ વાત મારા સ્વાર્થ માટે કરું છું? મારા હેતુ તરફ તો તમે જુવો!"

આનન્દરાવ બોલ્યા: "મૂર્તિમન્ત રાગિણીને જો તમે જોઈ શકતા નથી, તો તમારો અમૂર્ત અને અદૃશ્ય હેતુ મારાથી કેમ કરી જોવાય? ભય્યાસાહેબ! તમે મને છોડો, હવે તમે અને હું એકબીજાના મિત્રો નથી!"

બે ચાર ક્ષણ સ્તબ્ધ થઈ ગયા પછી ભય્યાસાહેબ પુનઃ બોલ્યા: "આનન્દરાવ! આ પ્રમાણે ના બોલો. તમારા કહેવાથી આ વિચાર થોડા દિવસ માટે હું મૂકી દઉં, હજી એક મહિનો હું એ વિષે વધારે વિચાર કરીશ—તમારે માટે હું એક મહિનો થોભી જાઉં તો કાંઈ છે?"

"એ નહિ ચાલે; એ વિચાર કાયમને માટે જ છોડી દેવો પડશે!"

"જવા દો હવે! પણ આનન્દરાવ, પેલી પ્રેમની વાત ખરી કે ખોટી?"

"અરે! મારા મનમાં તો એનો વિચાર સરખોય નથી. આ બધું રાગિણીએ રચેલું કારસ્થાન હોવું જોઇએ!"

"તેને તો ખબર પણ નહિ હોય! મેં જ તમારા ચ્હેરા ઉપરથી એ વાત જાણી લીધી છે."

"ચ્હેરા ઉપરથી? તદ્દન ખોટી વાત! જો મનમાં વિચાર જ નથી, તો પછી ચ્હેરામાં તો તેવું કયાંથી દેખાય!"

"અરે! કોઈ કોઈ વાર આવતા હશે એવા વિચાર; પ્રેમના વિચાર આવ્યા વિના ચ્હેરો એવો દેખાય જ નહિ!"

"પણ એવા વિચારો આવે, એમાં શું? તેવા વિચારો તો દરેકના મનમાં આવવાના જ! પણ ભય્યાસાહેબ, સંસારયાત્રા શરુ કરી સંસારત્યાગની ઇચ્છા કરવી એના કરતાં સંસાર શરુ જ ન કરવો, એ સારું કે નહિ? ધર્મજિજ્ઞાસાથી આજે તમારી જેવી અવસ્થા થઈ છે તેવી જ કાલે દેશાભિમાનથી મારી શા ઉપરથી નહિ થાય? અને જો એમ જ હોય તો પરણવામાં શું ડહાપણ છે?"

"ખરેખર, પરણવું જ નહિ, એવું હું પણ સ્વાનુભવ ઉપરથી કહું છું. જે કોઈ પરણશે તેની મારા જેવી દુર્દશા થશે!"

આનન્દરાવ મજાકમાં બોલ્યા: "રાગિણી જેવું સ્ત્રીરત્ન મળ્યું, એ દુર્દશા નહિ તો બીજું શું? બીજી કોઈ ભારેખમ Catherine the shrew (કર્કશા) મળી હોત તો મગજ ઠેકાણે આવત અને ખબર પડત!"

"એ ભારેખમ નથી, એ ખરું, પણ ભાઈ, ભારેખમ કરતાં પણ વધારે ભારે છે! જુવોને મારાથી ક્યાં ઘર છોડાય છે! ચાલો, જવા દો, આજે તો તમે મારી ઉપર વિજય મેળવ્યો! એવીજ રીતે તમારા પ્રેમ-પાત્ર મનુષ્ય પર પણ તમો એવો જ વિજય મેળવો એવી મારી ખરા અંતઃકરણથી ઈશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

---

## એકવિંશ પરિચ્છેદ

:o:

### વાનપ્રસ્થ

क ईप्सितार्थस्थिरनिश्चयं मनः
पयश्च निम्नाभिमुखं प्रतीपयेत् ॥

—कालिदास.

આનંદરાવ અને ભય્યાસાહેબના વિવાદ–તકરાર અને સુલેહ થઈ ગયાને એક મહીનો થઈ ગયો હતો. આનંદરાવ અને ઉત્તરા એ બન્નેની રજા પૂરી થવાથી તેઓ મેડીકલ કૉલેજમાં ટર્મ ભરવા સારું મુંબાઈ ઉપડી ગયાં હતાં. બાસાહેબને આજકાલ ઉત્તરાના વિવાહની ચિન્તા લાગી રહેલી હતી. ચીનુભાઈ સાથે તેને પરણાવી દઈ, તેમને ઘર-જમાઈ કરી રાખવા, એવું એમણે નાનાસાહેબને કેટલીએ વાર સૂચવ્યું હશે. "જોઇશું." એમ કહી નાનાસાહેબ એ વિષયને આગળ છેડતા જ નહિ. પણ જ્યારે બાસાહેબ ઘણું જ કહેતાં ત્યારે તે કહેતા કે, "તારે જે કાંઈ કહેવું હોય તે ઉત્તરાને કહે. તે હવે કંઈ નાની નથી. કૉલેજમાં જવા લાગી છે. મારું કહેવું તે માનશે ખરી કે?"

"કૉલેજમાં ગઈ તેથી માબાપનું નહિ માને એવું થોડું જ છે?"

"જો એમ જ હોય તો તું જ એને કહેને, તારે જે કહેવું હોય તે!"

"મારી વાત જૂદી, અને તમારી વાત જૂદી. તમારા કહ્યા પછી તે ઓછી કંઈ ના પાડવાની છે? તેની તરફ જોઈ લોકો હવે હસે છે!"

"એમ? ત્યારે તો આપણી ઉત્તરા પરોપકારી છે! બધા લોકોને આનંદિત કરે છે! બાકી બીજું હસવાનું કારણ શું હોય?"

"આવા જવાબથી તમારી આગળ મારાથી કાંઈ બોલાતું જ નથી!"

"માટે જ કહું છું કે ઉત્તરા આગળ જઇને કહે. મારી આગળ શા માટે બોલે છે અને એનાથી કેમ આટલી બધી તું બીએ છે?"

"તમે તેને ભણાવી એટલે તે હવે મારું થોડું જ માનવાની છે? તે છે મારાથી વધારે ભણેલી! પુરુષો સાથે વિના સંકોચે તે વિવાદ કરે છે. વળી તમે બધા તેને ઉત્તેજન આપો છો? તેને જો તમારું ઉત્તેજન ન હોત તો તે આવી થાત જ નહિ!" બાસાહેબ જરા ગુસ્સે થતાં બોલ્યાં.

"આવી એટલે કેવી? બધા તો કહે છે, કે તે તારા જેવી છે!"

"ચ્હેરો તો છે મારા જેવો, પણ બુદ્ધિ છે તમારા જેવી."

"તો પછી મારી બુદ્ધિ સારી છે કે ખોટી? જો સારી હોય તો ઉત્તરા સારી છે! શું મારી બુદ્ધિ ખોટી છે?"

"હું નથી વિવાદ કરતાં શિખી! પણ તમે હવે એના વિવાહનું મન પર લો તો ઠીક ગણાય. એના વિવાહના કામમાં કયાં સુધી રાહ જોવી છે?"

"વિવાહની શા માટે આટલી બધી ઉતાવળ કરે છે? પેલી રાગિણીનું દુઃખ જુવે છે ને? ગયા ચાર દિવસથી ભય્યાસાહેબને જરા પણ શાન્તિ નથી, અને તેમને ઉંઘ પણ નથી આવતી એ સાંભળ્યું ને? પરણવાથી રાગિણીને શું સુખ મળ્યું?"

"પણ તેથી બધાંને એવું કંઈ થોડું જ થાય છે?"

"તો પછી આપી દઈએ ઉત્તરા કોઈ ગરીબ યુવાનને? બોલ તારી શી મરજી છે? આપીશું પેલા આનન્દરાવને?"

"આનન્દરાવને તો શું? તેમની પાસે પૈસો નથી. ભાઉસાહેબને ત્યાં રહે છે ને તે કૉલેજનું ખરચ આપે છે, તેથી તો તેમનો અભ્યાસ આગળ ચાલે છે! નહિ તો તે પણ—"

"પણ તેનો સ્વભાવ કેવો છે તેની તરફ તો નજર કર!"

"સ્વભાવ તો સારો છે. પણ કન્યાનું પેટ ભરવાની કાંઈ—"

"ડૉકટર થયા પછી એને શું ઓછું છે?"

"એ બધું ય ખરું; પણ ઘર વગેરે તો કાંઈ જોઇએ ને? આપણી ઉત્તરા છે ભણેલીગણેલી. શું પરણ્યા બરોબર તે ઘરનાં કામ કરવા લાગી જશે!"

"નહિ તો તું તારે ખોળી લે, ઉત્તરાને માટે યોગ્ય વર! તને પસંદ પડે એટલે મને કહેજે, કે જે હું બિન તકરારે—"

"તમે આનન્દરાવ વિષે કહો છો, પણ તે તેને પસંદ છે ખરો?"

"પૂછવાનું કામ તારું છે. અરે, તેં તો કયારનુંએ પૂછી રાખ્યું હશે!"

"મેં એને એક વાર પૂછેલું; પણ તે તો કહે છે, કે પરણવું જ નથી?"

"એમ? વાહ, ત્યારે તો ઘણું જ ઉત્તમ! બધી માથાફોડ જ મટી!"

રાત્રીના દશ વાગ્યાનો સુમાર હતો, જે વખતે એક તરફ બાસાહેબ અને નાનાસાહેબ વચ્ચે ઉપર પ્રમાણે વાતચીત ચાલી રહી હતી; જ્યારે બીજી તરફ રાગિણી પતિના ઓરડા તરફ, ઘરનું કામ પૂરું કરી, હાથમાં ભરેલું જળપાત્ર લઈ જતી હતી. બારણું ધીમેથી બન્ધ કરીને તે આસ્તેથી

અન્દર ગઈ, અને તેણે જળપાત્ર ટેબલ પર મૂકયું. પતિના પર્યંક પાસે જઈને તે તેમના મુખ તરફ જોવા લાગી. ચાર દિવસ પછી ઉંઘ આવી છે, એમ જોઇ ને તેને અત્યાનંદ થયો. જેથી ધીમે પગલે તુરત જ તે પાછી ફરી ને શ્રીસમર્થ રામદાસનો દાસબોધ હાથમાં લઈ નીચે જાજમ પર બેઠી. વાર્તાઓ અને નવલકથાઓ લખવાની તેની વૃત્તિ હવે ઓછી થઈ ગઈ હતી, જેથી સૂતા પહેલાં ધાર્મિક ગ્રન્થ વાંચવા, એવો તેણે હમ્મેશનો નિયમ કર્યો હતો. નિત્ય નિયમ પ્રમાણે તે દાસબોધ વાંચવા બેઠી પણ તેમાં આજે ચિત્ત લાગ્યું નહિ. નજર સામે પુસ્તક હોવા છતાં પણ એક અક્ષર સરખોય વંચાય નહિ. તે વખતે તેની જે સ્થિતિ હતી, તે સ્થિતિમાં તેને શું, અથવા બીજા કોઇને પણ વાચન સૂઝે જ કયાંથી ? વિચારો એક પછી એક મગજમાં આવ્યાં કરતા હતા, ને મન પણ તેમની પાછળ વહેતું હતું.

"ચાર દિવસ પછી આજે કયાંક આંખ મળી છે !" રાગિણી મન સાથે બોલવા લાગી. "ઘણીયે દવાઓનો ઉપયોગ કર્યો, પણ ચાર દિવસમાં ઉંઘ જ આવી નહિ ! વિચારો આગળ દવાઓ પણ શા ઉપયોગની ? સંસાર છોડીને જતાં રહેવાની ઇચ્છા ફરીથી થવા લાગી છે, અને તે જ વિચાર તેમના મગજમાં ઘોળાયાં કરે છે. આખોય દિવસ મન ચિન્તામાં જ મગ્ન હોય એમ દેખાય છે. મારે હવે શું કરવું ! પરમાત્મા ! નિર્ઝરગઢની તેમની વૃત્તિ તેં પાછી કેમ બદલી નાંખી ? તારો અમે તે શો ગુન્હો કર્યો છે, કે તું અમને આટઆટલું દુઃખ દે છે ? હું કદાચ પાપિણી હોઇશ; પણ તેમના જેવા શુદ્ધ, સાત્ત્વિક અને સરલ વૃત્તિવાળા માણસને તું શા માટે પજવે છે ? લુચ્ચા અને ઢોંગી મનુષ્યોને જોઇએ તો શાસન કર, પણ આ કોમળ, પવિત્ર, નિર્દોષ મૂર્ત્તિને વનવગડે લઈ જઈ રઝળાવવા શા માટે ઇચ્છે છે ? શા માટે તેમને દુઃખી કરવા માગે છે ! અને મેં ય પણ એવું મોટું કયું પાપ કર્યું છે, કે તું મને આટઆટલું સતાવી રહ્યો છે ! પરણ્યા પછી પહેલે વરસે મા મરી ગઈ, અને આ બીજું વરસ પૂરું ન થયું એટલામાં તો આ વળી દુઃખ ઉભું જ છે ? ભગવાન ! આ બધું શા માટે ? જેમ તે મને કહે છે તેમ મારામાં 'વિષયલાલસા' છે, તેથી તું મને આટલું કઠોર શાસન કરી રહ્યો છે ? હે ઇશ્વર ! તું સર્વજ્ઞ છે; અધર્મ્ય કે પાપમય વિલાસની મને કદિ પણ ઇચ્છા થઈ છે ખરી ? તો પછી તું મને કેમ સતાવી રહ્યો છે ? હું વિલાસપ્રિય છું, તેનું આટલું પ્રાયશ્ચિત્ત શું પૂરું નથી ? તું તો સર્વ સાક્ષી છે,—મને હવે વિલાસેચ્છા રહી નથી, તે તું જાણે જ છે. હવે એમના કહેવા પ્રમાણે હું યોગાભ્યાસ કરીશ, પણ કૃપા કરી તું અમારા બન્નેનો વિયોગ કરાવતો નહિ. જે થઇ છે એટલી શિક્ષા હવે તો બસ છે—બહુ છે ! મારી તને એટલી જ વિનન્તિ છે, કે તેમની આ સંસારત્યાગની ઇચ્છાને તું ફેરવ, એ તારા ખરા નિઃસ્સીમ ભક્ત છે; તો પછી વનવગડામાં,

અને ગુફાઓમાં લઈ જઈ એમના જીવને શા માટે આટલું બધું કષ્ટ આપવા માગે છે? તું જ્યારે ભકતોનો બેલી છે તો પછી કેમ આમ સતાવી રહ્યો છે? તેં જ ઉત્પન્ન કરેલા આ સંસારમાં તારી પ્રાપ્તિ ન થાય, એ કેમ બને? હે રામ! હે કૃષ્ણ ભગવાન! તમે પણ સંસારી જ હતા ને? તો પછી સંસાર છોડવાની બુદ્ધિ તમે એમને કેમ આપો છો? હે ઈશ્વર! આ રંક દાસીની આટલી પ્રાર્થના સાંભળ. તું કહીશ તે વ્રત હું કરીશ;–અત્યન્ત કષ્ટપ્રદ હશે, તો પણ કરીશ; પણ તેમનો ને મારો વિયોગ કરાવીશ નહિ. તેમને ગિરીકંદરામાં, જંગલોમાં, ગુફાઓમાં, દરીઆ-માં, કાંટામાં કે તડકામાં ભટકવાની બુદ્ધિ જરા પણ આપીશ નહિ!"

આમ વિચાર કરતાં કરતાં રાગિણીનું ગળું ભરાઈ આવ્યું. અશ્રુપૂર્ણ નયનો તેણે સાહજિક રીતે ભય્યાસાહેબ તરફ ફેરવ્યાં. તેમની તરફ દૃષ્ટિ કરતાં જ તેને એક ઉપાય સુઝયો: "જરા દવા પગે ઘસી હોય તો? પણ ના, જરાક ઉંઘ આવી છે તે વળી ઉડી જાય; હમણાં તો ઉંઘવા જ દો. જાગશે એટલે પછી દવા ઘસાશે. ચાર દિવસ ઉંઘ ન આવી તેથી હું તો ગભરાઈ ગઈ હતી. ડૉકટરની દવા આપી, પણ તેની એ અસર થઈ નહિ. કયાંથી અસર થાય? મગજમાં વિચારોની પરંપરા ચાલી હોય ત્યાં ઉંઘ તે શી રીતે આવે? ચાલો ઠીક, આજે ઈશ્વરે આપણી પ્રાર્થના સાંભળી અને એમને ઉંઘ આવી. કાલે પાંચ બ્રાહ્મણોને સીધાં મોકલી આપવાનું ભૂલી ન જવાવું જોઈએ. હું પણ હવે સૂઈ જ જાઉં. જે ઈશ્વરે આપણને આટલા દિવસસુધી સંભાળ લઈ મોટાં કર્યાં છે તે જ હવે પછી પણ લેશે!"

આટલા શબ્દો મનમાં બોલી તે પર્યંક તરફ જવા લાગી. પણ એટલામાં કંઇ વિચાર વળી પાછો મનમાં આવવાથી તે ત્યાં જ અટકી: "જો હું હમણાં પર્યંક પાસે જઇશ, તો એ ઉંઘમાંથી જાગશે; માટે હમણાં પાસે ન જવું, એ જ ઉત્તમ છે. અહીં જ બેઠી બેઠી સીવવાનું કામ કરીશ અને ઉંઘ આવશે ત્યારે જાજમપર જ સૂઈ રહીશ!"

આમ વિચાર કરી તે પાછી ફરી, ને ખીંટીપર ભેરવેલી શાલ તેણે ઓઢવા માટે લીધી તેમજ ટેબલપર પડેલું શિવણકામનું પોટલું તેણે હાથમાં લીધું, અને નીચે બેસી તેણે શિવવાનો આરંભ કર્યો. તેના હાથ શિવતી વખતે જેટલી ઝડપથી ચાલતા હતા, તેટલી જ ઝડપથી તેનું મગજ પણ વિચાર કરી રહ્યું હતું. કેટલીએ જાતના વિચારો તેના મગજમાં આવી ગયા હશે! પણ એ બધાનો નિર્દેશ ન કરતાં ભય્યાસાહેબના વિચારો તરફ જઇએ.

ગત પ્રકરણમાં કહ્યા પ્રમાણે ભય્યાસાહેબે આનન્દરાવને એક માસની મુદત તો આપી હતી; પરંતુ એ મુદત પૂરી થવા આવતાં તેમનો અન્તઃકલહ ફરીથી જોરપૂર્વક શરુ થયો હતો. રાગિણીનો ત્યાગ કરવાથી તે કદાચ મોહવશ થઈ જાય અને તેથી તે પાપબુદ્ધિવાળી થઇ

જાય તો શું કરવું? હિપ્નોટીઝમ(મોહિનીવિદ્યા)નો ઉપયોગ કરી "પાપબુદ્ધિ ધરીશ નહિ", એવી આજ્ઞા જો તેને વારંવાર કરવામાં આવે, તો તેને હાથે પાપ થશે નહિ. એ વિચાર તેમને કેટલાક દિવસ સુધી સમાધાનકારક લાગ્યો. પણ આ વિચારશ્રેણિમાં રહેલા દોષો તેમની આંખ આગળ ધીમે ધીમે આવવા લાગ્યા. "મોહિનીવિદ્યાથી રાગિણીને પાપાચારમાંથી દૂર રાખી શકાશે, એ ખરું; પણ આમ કરવાથી શું તેનો આત્મા દાસ થતો નથી? તેના આત્માને આજ્ઞાના દાસ્યમાં રાખી પાપકર્મ કરવાનો અવકાશ ન મળે, તો શું તે પવિત્ર રહી શકશે ખરો? હાથપગને લોહશૃંખલાથી જકડી લીધા પછી ગમે તે મનુષ્ય બ્રહ્મચર્ય રાખી શકશે; પણ તે તેથી બ્રહ્મચારી કહેવાય ખરો? સ્વતંત્ર હોય અને અનુકૂળ મોહપ્રસંગ હોય તે છતાં જે મનુષ્ય મનોનિગ્રહ રાખી શકે, તે જ ખરો સંયમાત્મા કહેવાય! રાગિણીના આત્માને મારી પ્રબલતર આજ્ઞાથી બાંધી લીધા પછી તે શુદ્ધ રહેશે, પણ તેમાં તેના આત્માની ઉન્નતિ તો નથી જ; ઉલટું તેના આત્માની સ્વતંત્રતા નષ્ટ થઈ જાય છે. વારુ, આ વાત જવા દઈએ, તો પણ તેની ઉપર મોહિનીવિદ્યાના પ્રયોગ કરવા એ જ વાજબી નથી; કારણ જો એક વાર તે મોહિનીવિદ્યાને વશ થઈ ગઈ ને પછી જો બીજો કોઈ તેનાપર તેવા પ્રયોગો કરે, તો તેને તે પ્રયોગોમાં એકદમ સફળતા મળી જશે. આજે હું તેના ઉપર ઉદાત્ત હેતુથી મોહિની નાંખવા માગું છું; પણ કાલે બીજો કોઈ પાપહેતુથી તેના ઉપર મોહિની નાંખશે, તો તે તેના હાથમાં અનાયાસે રમકડું થઇ જશે—જવા દો. આ અસ્વાભાવિક ઉપાયની જરૂર નથી! તે સ્વભાવે જ પાપથી ડરનારી છે. તેને માટે આવી અસ્વાભાવિક આજ્ઞાઓ તદ્દન બીન જરૂરી છે!" આવો વિચાર કરી મોહિનીવિદ્યાના પ્રયોગોનો વિચાર તેમણે છોડી જ દીધો.

રાગિણી ઉપર અસ્વાભાવિક મોહિનીવિદ્યાના પ્રયોગ કરવાને જે ભય્યાસાહેબ માગતા હતા, તે જ પોતે તેની સ્વાભાવિક મોહિનીને વશ થઈ ગયા જણાય છે! અને રાગિણીની મોહિનીમાંથી છૂટવું કેવી રીતે, એ જ એમની સામે મોટો પ્રશ્ન થઇ પડ્યો હતો; જે વાત અત્રે ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે! પારધીના હાથમાં સપડાએલા પક્ષીની માફક રાગિણીના મોહમાંથી છૂટવાના તે નિષ્ફળ પ્રયત્નો કરતા હતા. જો રાગિણીના હાથમાંથી પોતે છૂટા થાય, તો વળી આનન્દરાવની સ્નેહરજ્જુ પ્રગમાં અટકી રહેલી છે, એ તે જાણતા હતા. તેને કદાચ નિર્દયતાથી તોડી પણ નાંખે, તો ભાઉસાહેબને થનારો ન્યાય્ય પ્રકોપ તેમને ગભરાવતો; અને વળી તેની સાથે સરલાદેવીને આપેલા વચનનું સ્મરણ થઈ આવતાં તે ગભરાઈ જતા, અને પાછા રાગિણીના પ્રેમપાશમાં સપડાતા. જો આંચકો મારી એ પ્રેમપાશને તોડી નાંખે તો વૃદ્ધ પિતાનો વિચાર તેમને

માયામાં જકડતો અને અન્તે રાગિણીને સ્વાધીન પાછું તેમને થઈ જવું પડતું; છતાં તેમની ધર્મજિજ્ઞાસા કાંઈ ઓછી પ્રબળ નહોતી. ગમે તેટલું થાય તો પણ તે દબાતી નહિ. તેથી આ અન્તઃકલહનું પરિણામ એ આવ્યું, કે તેમને રાત્રિના નિદ્રા આવતી બન્ધ થઈ ગઈ!

એ ચાર દિવસ સુધી જ્યારે લાગલગટ ઉંઘ માટે દવા લીધી ત્યારે તેમને કૃત્રિમ ઉંઘ તો આવી; પણ ટુંક સમયમાં જ એ દવાની અસર પણ થતી બન્ધ થઈ. સાંજે નદીકિનારે જઈ ત્યાંનો રમ્ય દેખાવ જોયો હોય, અને ત્યાંના શીતલ અને સુખદ એવી મંદમંદ પવનલહરીઓમાં ઉભા રહી હવા ખાધી હોય તો મન શાન્ત થતાં રાત્રે ઉંઘ આવશે. એવી આશાએ તે નદીતટપર જતા અને નદીકીનારાનું રમ્ય સૃષ્ટિ-સૌન્દર્ય નિહાળતા. નિત્ય નિયમાનુસાર ભય્યાસાહેબ એક દિવસ ઘાટપર ગયા અને કોટ વગેરે કાઢી નાંખી માત્ર ખેસ ઓઢી નદીના પાણીમાં હાથપગ ધોઈ અને ઘાટના પગથીઆ પર બેસી સન્ધ્યાવન્દન કરવા લાગ્યા.

જ્યારે તેમની સન્ધ્યાવન્દન ચાલુ હતું, ત્યારે કેટલાએ લોકોએ તેમની સાથે પ્રશ્નો કર્યા અને ઉંઘ માટે દવાઓ પણ બતાવી. કોઇએ અફીણ લેવાનું સૂચવ્યુ; તો કોઇએ ઠંડે પાણીએ સવાર સાંજ ન્હાવું એમ કહ્યું, તો કોઇએ માથાપર અમુક મલમ ચોપડો, એવી પણ સૂચના કરી. એક માણસે તો વળી તેમની પાસે આવી તેમના કાનમાં "આ લ્યો," એમ કહ્યું. "આ"નો અર્થ દારૂ, એમ તેણે નિશાની કરી સ્પષ્ટ રીતે સમજાવ્યું. મદ્યપાન કરવાનું સૂચવતાં તે માણસને શરમ આવી નહિ; પણ જીહ્વાથી તેનો સ્પષ્ટ નિર્દેશ કરવામાં તેણે અસભ્યતા જોઈ. ભય્યાસાહેબે સર્વેની સૂચનાઓ શાન્ત ચિત્તે સાંભળી લીધી, અને છેવટની સૂચના સાંભળી, કિંચિત સ્મિત હાસ્ય કરી, "જોઇશું, પ્રસંગ પડશે, તો તેનો પણ ઉપયોગ કરી લઇશું," એમ બોલી તેઓની સાથે બોલાવાનું જ બન્ધ કર્યું. સન્ધ્યામાં તેમનું ચિત્ત ચોંટતું નહોતું. લોકોના કુશલ પ્રશ્નો અને તેમણે સૂચવેલા હરેક તરેહના ઉપાયોની વાત છોડી દઇએ, તો પણ સૂર્યાસ્ત સમયે તેમનું ચિત્ત સન્ધ્યામાં રહે, એ અશક્ય જ હતું. જો કદાપિ તે અરસિક હોત, તો જ સન્ધ્યાસૌન્દર્ય તરફ તેમણે ચિત્તને બળપૂર્વક જતું અટકાવવાનો પ્રયત્ન કર્યો હોત. સામા કિનારા ઉપરનાં, નદીના પાણીમાં પ્રતિબિંબિત થએલાં ઝાડો જો એમણે ન જોયાં હોત, નદીના જળમાં ક્રીડા કરનારાં નાનાંમોટાં માછલાંની ઉપેક્ષા કરી, ચિત્તને તેમના તરફ જતું રોક્યું હોત, તો જ 'केशवनारायण' તરફ તેમનું ચિત્ત અવશ્ય એકાગ્ર થઈ શક્યું હોત! તે જો અન્ધ હોત, તો જ આમતેમ હાલચાલ કરવાથી સૂર્યપ્રકાશને લીધે પાણીમાં ચમકતાં માછલાં તેમની દૃષ્ટિએ ન પડી શકત! જો તે મુક્ત અથવા પશુ હોત, તો જ આકાશમાં ઉડી નદીના પાણીમાં પોતાના રૂપને પ્રતિબિંબિત

કરનારાં બગલાનાં ટોળાં તરફ જોવા છતાં ગાયત્રીનો જપ તે એકાગ્ર ચિત્તે કરી શકત ! તે વખતે અને તે સ્થળે એકાગ્ર ચિત્તે સન્ધ્યા કરવાનું કર્મ યતિ સિવાય બીજા કોઇનાથી થઇ શકયું ન હોત ! તો ભય્યાસાહેબ જેવા રસિક, ચંચલચિત્ત અને દુઃખદગ્ધ યુવાનને માટે તે અશકય થાય એમાં નવાઈ શી ? છતાં ઔપચારિક રીતે જેમતેમ સન્ધ્યા પૂરી કરી, કપડાં પહેરી, તે પાછા ઘાટ ઉપર આવ્યા અને એક ઉંચું સ્થાન જોઇ ત્યાં જઇને બેઠા,

નિસર્ગદેવીનું તે વખતનું રમ્ય દશ્ય નિહાળીને તેમને આનંદ થયો. પણ જેના હૃદયમાં વિચારપરંપરાનું ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હોય તેને કોઈ પણ વાતથી આનન્દ થઈ શકતો નથી. ભય્યાસાહેબના અન્તઃસ્થ કલહે અહીં પણ પોતાનુ ડોકું ઉંચું કર્યું. "રાગિણીનું પાલન કરવું, એ એક ધર્મ અને આત્મપ્રાપ્તિ કરી લેવી એ બીજો ધર્મ; વૃદ્ધ પિતાને છોડી જવું અયોગ્ય છે, પણ જ્ઞાનવૃદ્ધ ગુરુની આજ્ઞાનો ભંગ કરવો, એ પણ તેટલું જ અયોગ્ય છે; ભાઉસાહેબ અને નાનાસાહેબ જેવાને સુખ આપવું એ ફરજ ખરી, પણ તેની સાથે આત્માનો ભવભય દૂર કરવાની ઇચ્છાને માન આપવું એ શું ફરજ નથી ? આનન્દરાવની આનંદપ્રદ અને પાવન સંગતિનો ત્યાગ કરવો અને તેમનો સ્નેહ ભૂલી જવો, એ ગર્હણીય હશે; પણ આત્મપ્રાપ્તિની દૃષ્ટિથી તે અવશ્ય કરણીય છે !"

"આ જગતમાં વિષયલાલસા કરતાં ધર્મ જ ધર્મનો વધારે વિરોધ કરે છે ! આહારવિહારાદિ સુખોનો ત્યાગ કરવો, એ એટલું બધું અઘરું નથી. વિષયસુખોની પ્રવૃત્તિનો આધાર આપણા મનપર છે; પણ આપણું મન જ તૈયાર થયા પછી વિષયસુખો શું કરી શકવાનાં છે ? પણ ધર્મને જે વિરોધ છે તે વિષયોનો કે સુખલાલસાનો નથી; પણ ધર્મનો જ છે. માતપિતાદિ પ્રેમાળ ગુરુજન, સુશીલ પ્રેમમૂર્તિ પ્રિય ધર્મપત્ની, સહૃદય બન્ધુ તુલ્ય મિત્ર, સદાચારરત અને સદાચારપ્રચારક આદરણીય વિદ્યા ગુરુ, આ બધાનો ત્યાગ કેવી રીતે કરવો ? શું આ બધાનો ત્યાગ કરવો એ ધર્મ છે ?"

"જગતમાં જે અનેક ચમત્કારો છે, તેમાંનો સૌથી આશ્ચર્યકારક ચમત્કાર એ છે, કે ધર્મ જ ધર્મની આડે આવે છે. જ્યારે ધર્મપ્રવૃત્તિ આત્મજ્ઞાનની આડે આવે છે, ત્યારે સત્સંગતિ ઇશ્વિરપ્રાપ્તિમાં આડખીલી થાય છે ! મનુષ્યને સંસારસાગરમાં ખેંચનારો ખટારો માત્ર કામક્રોધ જ છે, એવું નથી. કુસંગતિ અને વ્યસનશીલ મિત્ર સંસારસાગરમાં ધકેલી દે છે, એમ પણ નથી; સુસ્વરૂપ અને મોહોન્માદક કામિનીઓ મનુષ્યને પકડવા હાથમાં જાળને પકડી સમુદ્રમાં ઉભી છે, એવુંય નથી; પણ સાહિત્ય, સંગીતકલા, સૃષ્ટિમાંનાં રમ્ય દશ્યો, સત્સંગતિ વગેરે સાદી છતાં રમ્ય વસ્તુઓ પણ સંસારસાગરને રમ્ય સ્વરૂપ આપીને તેમાં હંસોની જેમ વિહાર કરવાને આપણને આગ્રહ કરે છે. સૌથી નવાઈની વાત તો એ છે, કે પિતૃપ્રેમ,

માતૃપ્રેમ, પત્નીપ્રેમ, મિત્રસ્નેહ, દેશાભિમાન, ભૂતદયા—ટુંકમાં કહેવું હોય, તો નીતિમત્તા અને ધર્મપ્રવૃત્તિ, એ પણ ધર્મોન્નતિની આડે જ આવે છે, અને આપણને સંસાર, મોહજાલ તરફ ખેંચી જાય છે! ધર્મનો અને અધર્મનો, નીતિનો અને અનીતિનો, અથવા એવી જ વિરોધી પ્રવૃત્તિઓનો જો અન્દર અન્દર કલહ થતો હોય તો તેમાં કાંઈ નવાઈ જેવું નથી, અથવા તેમાં કાંઈ શોક કરવા જેવું પણ નથી. પણ ધર્મ એ જ ધર્મને પ્રતિકૂલ થઈ જાય, ધર્મનો પ્રેમ ધર્મથી આદરણીય થએલા પ્રેમને પ્રતિકૂલ થાય, એ જેટલું આશ્ચર્યકારક છે, તેટલું જ શોચનીય છે. ઈશ્વર જો પ્રેમમય અથવા આનંદમય હોય તો સાત્વિક આનન્દ અને સાત્વિક પ્રેમ, એ ઈશ્વરપ્રાપ્તિની વિરુદ્ધ જાય, એ કેટલી બધી આશ્ચર્યની વાત ગણાય?"

જાળમાં સપડાએલા મત્સ્યના જેવી તેમની થએલી સ્થિતિ જોઇને ઈશ્વરને તેમની દયા આવી હોય કે શું, કોણ જાણે! પણ ભય્યાસાહેબનો કેટલીક વારે એક નક્કી નિશ્ચય થયો. ડૉકટરની દવા કરતાં એ અન્તઃસ્થ કલહની શાન્તિથી અને મનની સમાધાનવૃત્તિથી તેમને તે રાત્રે ઉંઘ આવી. તેમનો નિશ્ચય કઠોર હતો; પણ આ કઠોર નિશ્ચયથી જ તેમને ઊંઘ આવી હતી, એ જોતાં તે કઠોર નિશ્ચયનો આભાર જ માનવો પડશે. પણ તેમણે કરેલો તે કઠોર નિશ્ચય કહેવો અને સાંભળવો એ બન્ને વાતો શોકપ્રદ હતી! પછી તે સહૃદય પ્રેમાળ ભય્યાસાહેબે એ નિશ્ચય કેવી રીતે કર્યો હશે, તે તો ઈશ્વર જાણે! આશ્ચર્યની વાત એ છે, કે આ નિર્ઘૃણ નિશ્ચય તેમને તે વખતે પરોપકાર અને ધાર્મિકતાથી પૂર્ણ હોય એવો લાગ્યો!

"નાનાને (ગુપચુપી આજીને) દુઃખ થશે; પણ પિતાને માટે મારા આત્માનો નાશ કરવા હું તૈયાર નથી! રાગિણી અહીં છે જ; તે તેમની બધી રીતે સેવા કરશે. હું પાસે રહીને વધારે તે શું કરવાનો છું? ભાઉસાહેબને અને બીજાં બધાંને દુઃખ થાય, એ સ્વાભાવિક છે, પણ જે ઉચ્ચ ધર્મ માટે ક્ષુદ્ર મોહનો હું ત્યાગ કરું છું, તેનો વિચાર કરી મારા આવા ધૈર્ય માટે તેમણે અભિમાનપૂર્વક મારું અભિનન્દન કરવું જોઇએ. તેમ ન કરતાં આવી સુખની વાતમાં જો તે બધાં દુઃખ જ માને તો તેમાં મારો કોઈ પણ જાતનો અપરાધ નથી. આપણે આપણા હેતુ કહી દીધા એટલે આપણી ફરજ પૂરી થઈ!" ભય્યાસાહેબે પોતાના મનનું આ પ્રમાણે સમાધાન કર્યું.

"હવે રાગિણીનો વિચાર કરીએ તો કદાચ તેને દુઃખ થશે, એ ખરું. પણ તેના વિષયસુખની જવાબદારી મેં લીધી નથી. તેના આત્મિક નિશ્રેયસસુખની જવાબદારી માત્ર મારી ઉપર છે; પણ હું તેના આત્મિક સુખની આડે ન આવતાં એને પણ યોગ અને આત્મપ્રાપ્તિના માર્ગ તરફ લઈ જવા પ્રયત્ન કરી રહ્યો છું. તેનું મન જો તૈયાર થશે, તો તેને પણ એક વર્ષ પછી પુરશ્ચરણ માટે હું સાથે લઈ જઇશ. હમણાં

તો તેને ભાઉસાહેબને ત્યાંજ મૂકવી ઇષ્ટ છે. તેમને ત્યાં જેવી સત્સંગતિ છે, તેવી તેને બીજે કયાંય પણ મળશે નહિ. તે જો સદાચરણશીલ થઇને રહેશે, તો તો ઉત્તમ જ છે; નહિ તો તેનું પાપ તેને માથે! પત્ની એય શું અથવા પતિ એય શું, દરેકે પોતાની ઉન્નતિ પોતે જ કરી લેવી જોઇએ! એક બીજાની પ્રિય અને પવિત્ર સંગતિમાં આત્મોન્નતિ કરવી વધારે સરળ થઈ પડશે, એમ ધારી હું તેની સાથે પરણ્યો; પણ તેથી તો મારી આત્મવંચના થઇ, એ હું હવે બરાબર સમજ્યો. વિવાહથી અમારામાંથી કોઇનીજ આત્મિક પ્રગતિ થઈ શકી નહિ. પણ ઉલટું બન્નેય આ સંસારકર્દમમાં વધારે ને વધારેજ મગ્ન થઈ ગયાં છીએ. હજી પણ, આ ભૂલ ધ્યાનમાં આવ્યા છતાં જો આ ભ્રમમાં અને મોહમાં હું રચ્યોપચ્યો થઈ પડી રહું, તો મારા જેવો મૂર્ખ કોણ! વિવાહ કાંઈ પરસ્પરની પ્રગતિને માટે લાભકારક નથી. કામોપભોગથી કામ શાન્ત ન થાય, પણ કામત્યાગથી જ તે શાન્ત થશે! એ દૃષ્ટિએ જોતાં રાગિણીને છોડીને ચાલ્યા જવું, એજ એની ઉન્નતિને માટે વધારે અનુકૂળ છે, એમ મને લાગે છે. આટલી મોટી ઇસ્ટેટનો (મિલકત) અને આવી સુન્દર પત્નીનો જે ધર્મ માટે હું ત્યાગ કરીશ, તે ધર્મપર મારા સ્વાર્થત્યાગથી, તેનું મન વધારે ચોંટશે અને તેનું નિરતિશય મહત્વ પણ તેની ધ્યાનમાં આવશે. આથી મારી પેઠે તે પણ ઇન્દ્રિયદમનના માર્ગ તરફ વળશે. અમે બન્નેએ ઇન્દ્રિયદમન કીધા પછી આત્માનું જે શુદ્ધ તાદાત્મ્ય થશે, તેની આગળ સર્વે ઐહિક સુખો તુચ્છ જણાશે! ઇન્દ્રિયજય મેળવતાં પહેલાં કરેલી શારીરિક સંગતિ આત્મોન્નતિને માટે અનુકૂળ નથી, પણ પ્રતિકૂળ છે. અને એટલા માટે જ યોગિશ્રેષ્ઠ જિતેન્દ્રિય શ્રી શંકરે યૌવનવતી અજિતેન્દ્રિય પાર્વતીનું પાણિગ્રહણ કરતાં પહેલાં, કોઈ પણ નિમિત્તે, તેની પાસેથી ઘોર તપશ્ચર્યા કરાવી અને તેનું મન સ્વચ્છ, અકિલ્મિષ બનાવી તેની સાથે તે આત્મૈક્યનો પવિત્ર આનન્દોપભોગ લેવા લાગ્યા!"

આ પ્રકારની વિચારશ્રેણિથી રાગિણીનો ત્યાગ કરવો એ તેની આત્મોન્નતિ અને નિશ્રેયસસુખને અનુકૂલ એવું જ કૃત્ય કરવા જેવું છે, એમ ભય્યાસાહેબને લાગ્યું, અને તેથી તેમના હૃદયમાંનો કલહ બંધ થયો, તેમ જ તેમના હૃદયમાં પવિત્ર પ્રાતઃકાલની શાન્તિ વાસ કરવા લાગી. અન્તઃકરણની સ્વસ્થતાથીજ તેમને તે દિવસે થોડીક ઉંઘ આવી હતી. તેમને ઉંઘ આવેલી જોઇને રાગિણીને પણ કંઇક શાન્તિ વળેલી, અને તેમની ઉંઘમાં વિક્ષેપ ન પડે એ હેતુથી નીચે જાજમપર જ તે પોતાનું શિવણકામ લઇને બેઠી હતી; એમ પાછળ કહેલું જ છે. કેટલીક વારે તેણે પતિની નિદ્રામાં વિક્ષેપ પડે એવી બીકથી પર્યંકપર સુવા ન જતાં જાજમપર જ સૂઈ જવાનો નિશ્ચય કરી; તે શિવણકામનો સામાન એકઠો કરવા

લાગી. પતિની સ્થિતિ ચિન્તા કરવા જેવી તો હતીજ પણ ઘણે દિવસે તેમને ઉંઘ આવેલી જોઈ, તે પતિસુખૈકદષ્ટિ પતિવ્રતાનો ચિન્તાક્રાન્ત જીવ કિંચિત્ શાન્ત થયો. અને ભવિષ્યનો બધો આધાર ઈશ્વરપર રાખી જાજમપર જ સૂઇ જવાનો તે વિચાર કરવા લાગી હતી. સુતાં પહેલાં તે ઈશ્વરસ્મરણ કરતી હતી, એટલામાં ભય્યાસાહેબ એકદમ જાગી ઉઠ્યા, અને રાગિણી તરફ જોઈ તે બોલ્યા: "આજ તું નીચે કેમ બેઠી છે?"

પતિનો પ્રશ્ન સાંભળતાંજ દુ:ખવિહ્વલ રાગિણી એકદમ ઉઠી અને પર્યંક પાસે જતાં તે બોલી: "હું શિવવાનું કામ લઇ બેઠી હતી. આજે આપની આંખ થોડીક મળી ખરી! ચાર દિવસથી તો જરા પણ ઉંઘ ન હોતી આવી, તેથી હું તો ગભરાઈ ગઈ હતી. આખરે પરમાત્માએ ચિન્તા દૂર કરી."

રાગિણીના શબ્દો સાંભળી ભય્યાસાહેબનું કઠોર બનેલું હૃદય જો કે કિંચિત્ નમ્ર તો થયું; છતાં મનને પાષાણવત્ બનાવી તે વિચિત્ર સ્વરે બોલ્યા: "રાગિણી! ખરું કહે છે તું, મારી સ્થિતિ ખરેખર ચિન્તા કરવા જેવી જ છે!"

"કેમ! શું થયું છે? પેટબેટમાં દુખે છે કે શું? ડૉકટરને બોલાવરાવું?"

"ના, એમ નથી! હું તને છોડીને હવે ટુંકીજ મુદતમાં જવાનો!"

"આવું ગાંડુઘેલું ના બોલો. માંદગી તો કાલે સવારે મટી જશે!"

ભય્યાસાહેબે ખિન્ન સ્વરે હસીને જવાબ આપ્યા: "મને માંદગી તો છે જ નહિ. તને છોડીને જવાનું, એટલે પરલોકમાં નહિ, પણ કાશીમાં અથવા હિમાલય ઉપર! સ્ત્રી, ઘર અને ઇસ્ટેટ વગેરેનો મોહ મારે છોડવો જ પડશે. 'ગૃહિણી, ધન, ગૃહનો મોહ વગેરે છોડ્યા વિના યોગસાધના અશક્ય છે,' એવું બોધસ્વરૂપ સ્વામીના પરમ દિવસે આવેલા પત્રમાં સ્પષ્ટ રીતે લખેલું છે. રાગિણી! આ પ્રમાણે ગુરુનો આદેશ છે. તેથી તારે એની વિરુદ્ધ મને એક શબ્દ પણ કહેવો નહિ. તું મને ચાહે છે ને?"

"હું કહીશ, એટલું થોડું જ ખરું લાગવાનું છે તમને હવે?"

"વારુ, તું ચાહે છે તે મારા આત્માને કે શરીરને?"

"મને નથી તે કહેતાં આવડતું!"

"જો તું આ શરીરને જ ચહાતી હોય, તો શારીરિક રાજસ પ્રેમમાં કાંઈજ અર્થ નથી. જો આત્માને ચહાતી હોય, તો તારે મારી આત્મપ્રાપ્તિની આડે આવવું નહિ. અને સંતોષથી મને જવાની તું રજા આપ."

ભય્યાસાહેબના આ શબ્દો સાંભળી આટલી વાર સુધી દાબી રાખેલો રાગિણીનો દુ:ખાવેગ અસહ્ય થયો જેથી તે એકદમ ભય્યાસાહેબના શરીર ઉપર પડી ગઈ. અને થોડી વારે ડુસકાં ખાતી ખાતી તે બોલી: "હું તમારી આત્મપ્રાપ્તિની આડે નથી આવતી. આપ આપની સાથે મને પણ લઇ જાઓ, એટલું જ મારું કહેવું છે. હવે મારો રાજસપ્રેમ બિલકુલ રહ્યો નથી. પૃથક્શય્યા, અસિધારાવ્રત અથવા બીજું જે કાંઈ કરવાનું આપ કહેશો, તે

સર્વ હું માન્ય કરીશ. આપ મને આપની સેવામાં હાજર રહેવા દો, એટલી જ મારી વિનતિ છે. આપની સેવા કરી હું પણ થોડીક તપશ્ચર્યા કરીશ.”

“રાગિણી! મને એકલાને જ જવા દે. ઘેલી થઈ ખોટી હઠ ના પકડ.”

“રામ સાથે સીતાજી નહોતાં ગયાં? પાંડુ રાજાની સેવા કરવા કુંતી–”

“પણ માદ્રીને સાથે લઇ જવાથી પાંડુ રાજાનું મન કેવું કામ મૂઢ થયું હતું, અને તે કેવી રીતે મરણ પામ્યો હતો, તે તને યાદ છે, કે નહિ? તપ અને યોગાભ્યાસમાં સ્ત્રીની સંગતિ કામનીજ નહિ!”

“એમ કેમ? આપ રઘુવંશ શિખવતી વખતે, પહેલાંના રાજાઓ પોતાની પત્નીને સાથે લઇ વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કરતા હતા, એવું કહેલું તે શું આપ ભૂલી ગયા?”

“તે ખરું; પણ તે તો વૃદ્ધ થયા પછી. પણ યુવાવસ્થામાં કોઈ પોતાની સ્ત્રીને સાથે લઈ ગયા સાંભળ્યું છે?”

“તો આપણે પણ તેમની માફક વૃદ્ધ થયા પછી વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરીશું! હમણાં જ શી ઉતાવળ છે?”

“રાગિણી! બોલવામાં તેં મને પકડ્યો ખરો; પણ હમણાં હું હાસ્ય-વિનોદ કરતો નથી, કે વિવાદ માટે આ ચર્ચા ચલાવતો નથી. હિમાલય ઉપર જવાનો મારો નિશ્ચય ચોક્કસ થઈ ગયો છે, તે હવે ફરવાનો નથી. બ્રહ્મજ્ઞાનને માટે અમુક એક ઉમ્મર જ યોગ્ય છે, એવું કાંઈ નથી. અન્તઃસ્ફુર્તિ થઈ, જે વખતે વૈરાગ્ય ઉત્પન્ન થાય, જે વખતે બ્રહ્મજિજ્ઞાસા પ્રબળ થાય, તેજ વખત તેને માટે યોગ્ય ગણાય છે. યોગાભ્યાસ કે બ્રહ્મજ્ઞાનનો આધાર ઉમ્મરપર નથી પણ વૈરાગ્ય અને તીવ્ર જિજ્ઞાસા ઉપર છે!”

“આપને યોગ્ય લાગે તે ખરું. તેમાં મારો કોઈ પણ જાતનો વિરોધ નથી. મને આપની સાથે લઈ જાઓ, એટલે બસ છે!”

“રાગિણી, તને સાથે લઈ જવી એ યોગ્ય નથી. તને હજી પૂર્ણ વૈરાગ્ય થયો નથી, તેમ જ તીવ્ર બ્રહ્મજિજ્ઞાસા પણ ઉત્પન્ન થઈ નથી. આવી સ્થિતિમાં તારે મારી સાથે ન આવવું જોઇએ. એક વર્ષ પછી જ્યારે હું પાછો આવીશ, ત્યારે તને જરૂર તારી મનઃસ્થિતિ જોઈ લીધા પછી, હું સાથે લઈ જઇશ.”

“શું હું આપની ધર્મપત્ની નથી? સહધર્મચારિણી નથી? ધર્મ-પત્નીને છોડીને જવું—”

“રાગિણી–” ભય્યાસાહેબથી આગળ બોલાયું નહિ. તેમણે તેને નિર્ભર આલિંગન દીધું. બન્ને માત્ર અશ્રુપાતથી જ પોતાનો પ્રેમ અને શોકક્ષોભ વ્યક્ત કરવા લાગ્યાં. યોગ્ય કારણ અથવા દલીલ કરતાં અશ્રુઓ જ તેમનું–ભય્યાસાહેબનું–હૃદય મૃદુ કરવાને શક્તિમાન થયાં અને તે પ્રારબ્ધ કાર્યમાંથી ચ્યુત થવા લાગ્યું. રાગિણીને તેમના પ્રેમ

વિષે જો કદિ શંકા આવી હોય, તો તે આજે તદ્દન નીકળી ગઈ. "મને ચ્હાતા નથી, માટે તેઓ જાય છે, એમ નથી; પણ હૈયું મહા-મુશીબતે કઠોર કરી, પ્રેમને બાજુએ ધક્કેલી, કેવળ બ્રહ્મજિજ્ઞાસાને લીધે જ તે જવાની ઇચ્છા કરે છે." એમ તે મનમાં કહેવા લાગી. આવા ઉદાત્ત હેતુથી પોતાનો ત્યાગ કરવા માટે સત્યભક્ત અને ધર્મનિષ્ઠ પતિપર તેને ક્રોધ ન આવ્યો; પણ ઉલટું તેનું હૃદય તેમના વિષેના આદરાતિશયથી ભરાઇ ગયું. એટલે સુધી કે, ભય્યાસાહેબ એ જ્ઞાનદેવ, તુકારામ જેવા દેવાંશી પુરુષ છે, કે શું, એવું તે બિચારીને લાગવા માંડ્યું. આવા પુરુષની પવિત્ર આત્મપ્રાપ્તિને આડે આવવું પાપસમાન છે, એમ તેને થયું. ભય્યાસાહેબનું પ્રેમાર્દ્ર હૃદય પણ 'ધર્મપત્નીનો ત્યાગ કરી ચાલ્યા જવું, એ ધર્મ છે શું?' આવા ભાવાર્થનું રાગિણીનું અપૂર્ણ વાક્ય સાંભળી સંશયમાં લીન થઈ ગયું હતું. અશ્રુપ્રવાહમાં તેમનો કઠોર નિશ્ચય પણ લુપ્ત થઈ ગયો.

પ્રેમાતિશયથી અથવા આદરાતિશયથી તે બન્ને જણનાં હૃદય આત્મકાર્યચ્યુત થયાં હતાં, એટલામાં ભય્યાસાહેબના મનમાં દૈવી ચેતના અથવા સ્ફૂર્તિ થઈ આવી, જેથી તેમણે રાગિણીને બાહુપાશમાંથી એકદમ દૂર કરી, અને પછી તે બોલ્યા: "રાગિણી! જો તું મારી ધર્મપત્ની હોય તો તું મારી આજ્ઞા માન્ય કર, અને મારી સાથે આવવાનો આગ્રહ છોડી દે. તારા જ પારલૌકિક કલ્યાણની આ વાત છે. હું આવતી કાલે એકલો જ જઇશ. તારે હવે વધારે કાંઈ પણ બોલવું નહિ."

આવી રીતે નિશ્ચયાત્મક વાણીથી રાગિણીને પોતાનો નિશ્ચય કહી સંભળાવીને પોતાના ગયા પછી તેણે કેવી રીતે વર્ત્તવું, તે વિષે તે તેને કહેવા લાગ્યા: "રાગિણી! નાનાને (પિતાજી) મારા જવાથી ઘણું દુઃખ થશે; તેમની ખરા મનથી સેવા કરજે, એટલે તે મને પહોંચશે. ભાઉસાહેબ, નાનાસાહેબ, શાસ્ત્રીજી વગેરેને મારું આ કાર્ય જો કે પસંદ નથી, તેથી તે બધા મારી ઉપર ગુસ્સે થયા છે—અને થશે. પણ તેમાં મારી ભૂલ હોય તો તેમને મને ક્ષમા કરવાનું કહેજે. આનન્દરાવ સાથે તો મારે આ બાબતમાં મોટો ટંટો જ થયો હતો. તારા ઉપરના ઉત્કટ બન્ધુ—પ્રેમમાં તે બીજું કાંઇ નિર્વિકાર ચિત્તે જોઇ જ શકયા નહોતા. અમારો ટંટો થયો, તોપણ અમારો એકબીજા ઉપરનો પ્રેમ અથવા આદર જરાએ ઓછો થયો નથી, અને થશે પણ નહિ; છતાં ગુસ્સાના આવેશમાં મેં તેમને ન કહેવાનું કાંઈ કહી દીધું હોય તો મને ક્ષમા કરવાને તેમને વિનવજે. ઉત્તરા બેન પણ મારાપર ગુસ્સે થઈ હોય એમ દેખાય છે. પણ ઉત્તરા બૈન ઘણી સમજુ છે. તેની સંગતિ તું બિલકુલ છોડીશ નહિ. સ્ત્રીઓ નાનપણમાં બેનપણીઓ હોય છે, પણ જ્યારે તે મોટી થાય છે ત્યારે તેમની અન્દર અદેખાઇ, ઇર્ષ્યા વગેરે ઉત્પન્ન થાય છે. માટે કહું છું કે તેનો સ્નેહ છોડીશ

નહિ, તેના જેવી બેનપણી ફરીથી તને મળશે નહિ. આપણી રાધા છે; પણ તેનામાં ઉત્તરા જેટલી અક્કલ નથી. 'હું ગયો' એ સમાચાર સાંભળી, રાધાને કેટલુંક દુઃખ થશે! પણ રાગિણી! તું તેનાથી ઉમ્મરે મોટી છે, સમજુ છે, જેથી તેને આશ્વાસન આપી સમજાવજે. નાનાની સેવા ગમે તેમ થાય, તો પણ છોડતી નહિ. દર પખવાડીએ હું તને નિયમસર કાગળ લખતો રહીશ, અને એક વર્ષ પછી તને અત્રે આવી, કદાચ લઈ પણ જઇશ! મારા ખરચ માટે હું પૂરતા પૈસા સાથે રાખવાનો છું, જેથી મારી જરા પણ ફિકર કરીશ નહિ. તારી ઈશ્વર ઉપર તો શ્રદ્ધા છે ને? જે કીડીનું રક્ષણ કરે છે, તે મારું રક્ષણ નહિ કરે?"

"રાગિણી! હવે તને જે હું કહું છું તે બરોબર રીતે યાદ રાખજે. તને ધર્મની જો કાંઈ પણ કિમ્મત હોય, આ જગત સિવાય બીજું કાંઈ જોવાની તારી ઇચ્છા હોય, સુખ કરતાં સદાચાર વધારે પ્રિય હોય, બ્રહ્મ-પદમાં લીન થઈ જવાની તારી મરજી હોય, તો ધર્મની વિરુદ્ધ જનારી સર્વ વસ્તુઓનો તું ત્યાગ કર, પ્રિય વસ્તુઓનો ત્યાગ કર; અને છેવટે આત્મ-ત્યાગને માટે, આત્મયજ્ઞને માટે તૈયાર થા! કામમોહ જબરો છે, તેનાથી તું દૂર રહેજે. કોઇનો દ્વેષ કરીશ નહિ. કોઇની સાથે ઉદ્ધતાઇથી વર્તીશ નહિ. કોઇની પણ નિન્દા કરીશ નહિ. રાગિણી! નાનાની સેવા કરવાનું ચૂકીશ નહિ, ઉત્તરાની નિન્દા કરીશ નહિ, અસત્સંગતિમાં પડીશ નહિ, અને સદાચાર છોડીશ નહિ. આપણે કોણ? ક્યાંથી આવ્યાં અને ક્યાં જવાનું છે, તેનો વિચાર કરતી રહેજે. ધર્મગ્રન્થોનું પઠન અને મનન કર્યા કરજે, અને મારા ઉપર જે અનન્ય ભક્તિ છે, તે પરબ્રહ્મ તરફ ફેરવજે, જેનાથી તારો જન્મ કૃતાર્થ થશે!"

---

## દ્વાત્રિંશ પરિચ્છેદ

### પતિની શોધમાં

વિવાહ માટે ઉત્સુક બનેલી વ્હાલી વાચક ભગિનીઓ! રાગિણીના વિવાહનું વર્ણન વાંચતાં તમારાંમાંની કોઇને કદાચ પહેલાં તેની ઇર્ષ્યા આવી હશે; પણ તેની અત્યારની દીન સ્થિતિ જોતાં તમો તેને માટે શું કહેશો? કેટલાક દિવસ પહેલાં જે રાગિણી સુખના અતિ ઉચ્ચ શિખર ઉપર વિહાર કરતી હતી, તે જ આજે શોકસાગરના ઉંડા ધરામાં ડુબી ગયેલી જણાય છે, અને આંખમાંથી અશ્રુધારાઓ વહેવડાવે છે! જેનો અભિનન્દનીય વિવાહ જોઇને ભાઉસાહેબની આંખમાં આનન્દાશ્રુ ઉભરાયાં હતાં તે જ આંખો આજે દુઃખાશ્રુથી ભરાયલી જણાય છે! જે સ્નેહથી પોતાની સખીના વિવાહની ચિન્તા કરતી હતી, તેના જ વિવાહના શોચનીય અન્ત માટે તેની સખીને તેનું સાન્ત્વન કરવું પડે છે! જે રાગિણી પોતાના ઘરના

ગરીબ નોકરચાકર અને તેમની સ્ત્રીઓની દીન સ્થિતિની દયા ખાઈ તેમને મદદ કરતી, તેની જ સ્થિતિની દયા ખાવાનો પ્રસંગ તે જ નોકર ચાકરો અને તેમની સ્ત્રીવર્ગ ઉપર આવ્યો છે ! દૈવ્યની વિચિત્ર લીલાનું વર્ણન પુસ્તકોમાં જે વાંચતી, તેને તેનું પ્રત્યક્ષ જ્ઞાન સ્વાનુભવથી આજે મળતું હતું ! દૈવ્ય તારી લીલા અકળ અને ગહન છે !

સત્ત્વશીલ, સાધુવૃત્તિનાં મનુષ્યો ઉપર વિપત્તિ આવી પડતાં તેઓ કદાપિ પણ પોતાના શીલ કે વૃત્તિથી ચલિત થતાં નથી. દીપશિખાને જો નીચી કરીએ, તોપણ તે અધોમુખ થવાની છે ખરી ? વૃક્ષ તાપથી ગ્રસ્ત હોય, છતાં બીજાને છાયા આપવાનું પોતાનું પરોપકારી વ્રત છોડી દેશે ? લતાને ટાઢ, પવન કે તડકાથી ત્રાસ થાય, તો પણ તે સુન્દર, સુવાસિક પુષ્પો આપવાનું મનોરમ કર્તવ્ય તે છોડી દેશે ખરી ? પુષ્પોપર વર્ષાનો અથવા કરાનો જબરો મારો શરુ થાય છતાં તેનાથી સંતપ્ત થઈ તે શું દુર્ગંધ ફેલાવશે ? ચન્દન ઘસાયા છતાં શું પોતાનું સુગંધ–દાનનું વ્રત છોડી દેશે ? તે જ પ્રમાણે રાગિણી પતિવિરહથી ખિન્ન હોવા છતાં પણ પોતાના કર્તવ્યથી વિમુખ થઈ નહિ. શ્વસુરસેવાનું પોતાનું વ્રત તેણે પહેલાં કરતાં પણ વધારે સત્ય નિષ્ઠાથી ચલાવ્યું. પતિની ગેરહાજરી હોવા છતાં પણ તે પોતાને પીએર રહેવાને ગઈ નહિ.

તેના સસરા રાવસાહેબ ગુપચુપીઆ વૃદ્ધાવસ્થામાં થએલા પુત્ર-વિરહના દુઃખાવેશથી વ્યાકુળ થઈ ગયા હતા; અને પુત્રવિરહનો બધો અપયશ તે વહુનાં ખરાબ પગલાંને આપવા લાગ્યા હતા; અને આ વાત તે કોઈ કોઈ વાર સ્પષ્ટ રીતે પણ કહી બતાવતા. હવે પોતાની પુત્રવધૂ પોતાના ઘરમાં વધારે વાર રહેશે નહિ, એમ તેમણે ધાર્યું હતું. “ શાની રહે ? અંગ્રેજી ભણેલી છે ! તેમાં વળી પીએરની સ્થિતિ સારી છે, તે પછી સાસરે શા માટે રહે ? અને સસરાની સેવા પણ શા માટે કરે ? ના–ના–આજ કાલની અંગ્રેજી ભણેલી સ્ત્રીઓ સસરાની સેવા કરવાનું કામ કદાપિ કરશે નહિ ! ” એમ ગુપચુપીઆએ ધાર્યું. હવે પોતાની સ્થિતિ કેવી થશે, તેનું ચિત્ર તેમની આંખ આગળ આવતું અને તેથી તે શરુશરુમાં તો રાગિણીને ઘણા જ કઠોર શબ્દો કહેતા: “ તેં જ કાંઈ પાપ કર્યાં હશે, તેથી મારો દિકરો સંસારથી કંટાળી ગયો; તારાં અશુભ પગલાંનો ઘરમાં પ્રવેશ થયા પછી કોઈ પણ કામમાં યશ મળ્યો નથી, અને કોઇને પણ સુખ થયું નહિ ! ” આવા કઠોર શબ્દો રાગિણી સાંભળી લેતી, છતાં સેવામાં જરા પણ ફેર પડવા દેતી નહિ. પહેલાંની જેમ તે હવે પીએર પણ જતી નહિં. ઘરકામમાં, શ્વસુરસેવામાં અને ફુરસદે ધર્મગ્રન્થોનું પઠન કરવામાં, તેનો બધો વખત જતો. આ બધું જોઈ ગુપચુપીઆને પહેલાં તો નવાઈ લાગી. તે સુશીલ છે, નમ્ર છે, એ વાત તેમનાથી અજાણી નહોતી; પણ આટલું

અંગ્રેજી ભણેલી આ જમાનાની છોકરી આવી સ્થિતિમાં સસરાની સેવા કરતી રહેશે, એવું તેમણે સ્વપ્ને પણ ધાર્યું ન હતું. પોતાની સેવા બરાબર થાય છે, એમ જોઈ તેમને ધીમે ધીમે આશ્ચર્યને બદલે તેને માટે આદર ઉત્પન્ન થયો. ગુપચુપીઆ ગમે એટલા કંજુસ અથવા વઢકણા હતા, તોપણ રાગિણીની કર્તવ્યદક્ષતા અને પરિચર્યામાં તત્પરતા જોઇને તેને વિષે તેમના મનમાં આદર ઉત્પન્ન થયા વિના રહ્યો નહિ.

પહેલાંની માફક હવે રાગિણી પીએર જતી નહિ. આમાં તેનો એક હેતુ એવો હતો, કે સસરાની સેવામાં ખામી ન આવે; બીજો પણ એક હેતુ એ હતો, કે પોતાના પિતાને પોતાનું હતભાગી મુખ બતાવી તેમના શોકાકુલ ચિત્તને વધારે શોકક્ષુબ્ધ શા માટે કરવું? વળી પીએર જવાનું, તે શાને માટે! સરલા દેવી (માજી) તો કયારનાંએ ગુજરી ગયા હતાં હા, ભાઉસાહેબ હતા ખરા; પણ તેમની સાથે આડીઅવળી વાતો કરવાને માટે જ જવાનું ને? પણ હવે આવી પરિસ્થિતિમાં તેમની પાસે જઈ હાસ્યવિનોદની વાતો કરવી શકય ખરી? તો પછી ભાઉસાહેબને ત્યાં અમસ્થાં જઈ તેમને દિલગીર કરવામાં શો અર્થ હતો?

ભાઉસાહેબનો તેના ઉપર એટલો બધો સ્નેહ હોવા છતાં પણ હવે તો તે પણ તેને કહેવા લાગ્યા: “રાગિણી! નાનાની સેવા છોડીને અહીં વારંવાર આવીશ નહિ, સમજી કે? ભય્યાસાહેબ ઘેર હો, અથવા ન હો; તો પણ તારું ઘર તો તે જ છે!”

પોતાને ઘેર એ ન આવે એવી કંઇ થોડી જ ભાઉસાહેબની ઇચ્છા હતી? પણ રાગિણી કર્તવ્યચ્યુત ન થાય, એટલા માટે જ તે તેને એ પ્રમાણે કહેતા. કોઈ કોઈ વાર તે એવો ઉપદેશ કરતા, તો કોઈ કોઈ વાર તેને ધીરજ આવે એવી સાન્ત્વનપર વાતો કહીને તેની નિરાશા કાઢવાનો તે પ્રયત્ન કરતા; અને કહેતા કે “પોતાની ભૂલ ધ્યાનમાં આવ્યા પછી ભય્યાસાહેબ થોડા જ વખતમાં પાછા જરૂર જ આવશે.” અને આવી રીતે ગએલા કેટલાયે લોકો વરસ છ માસની અન્દર પાછા આવેલા છે, એવું દાખલાદલીલો આપીને તે સમજાવતા; પરન્તુ આ બધાનો જોઇએ તેટલો ઉપયોગ થતો નહિ. ‘દુ:ખનું ઓસડ દહાડા’ એ કહેવત મુજબ કાલગતિ સિવાય બીજી કોઈ આને માટે દવા હતી નહિ, એ વાત તે જાણતા હોવા છતાં, પણ રાગિણી સાથે કાંઇક વાર્તાલાપ કરીને તેને ધીરજ આપવાની શું તેમની ફરજ ન હોતી?

તેની પ્રાણપ્રિય સખી ઉત્તરા તેને મળવા માટે કૉલેજમાંથી ખાસ રજા લઇને આવી અને તેને આશ્વાસન આપવા માટે વિજયગામમાં થોડા દિવસ રહી. આ વખતે તે રાગિણીને ત્યાં ઘણી વાર ગઈ હશે, પણ તે તો હતી સમજદાર, જેથી તેણે તેને પ્રત્યક્ષ ઉપદેશ ન કરતાં અથવા

તેના મનને શાન્ત કરવાનો પ્રયત્ન ન કરતાં, તે એવાં કામો કાઢતી, એવાં પુસ્તકો વાંચતી, અથવા એવા વાર્તાલાપ ચલાવતી, કે જેમાં બન્નેનું મન રંજન થાય. આમ કરીને તેનાં દુ:ખનું તેને વિસ્મરણ થાય એવા પ્રયત્નો તે વારંવાર કરતી. ઔપચારિક ઉપદેશ કરવો, એ ઉત્તરાને બિલકુલ ગમતું ન હતું, અને રાગિણીને એવા ઉપદેશની જરૂર પણ ન હતી. તે પોતે ઓછી બુદ્ધિમતી ન હોતી, કે 'ધીરજ ધરવી જોઇએ' એવો ઉપદેશ કરનારાં વાક્ય સાંભળવાની તેને જરૂર હોય !

બાસાહેબને માત્ર આ વાતનું ભાન રહેતું નહિ. તે કોઈ કોઈવાર રાગિણીને ત્યાં આવી તેને જૂદી જૂદી રીતે ઉપદેશ કરતાં, ઈશ્વર પર ભાર નાંખીને બેસી રહેવાનું કહેતાં, બાધાઓ રાખવાની અથવા વ્રતો કરવાની સલાહ આપતાં, તો કોઈ કોઇ વાર ભય્યાસાહેબને જ દોષ દેતાં, તેના સસરાના સ્વભાવ વિષે પણ ટીકા કરતાં અને છેવટે પીએર જઈ રહેવાને પણ તેને સમજાવતાં. આ બધું કરવામાં તેમનો હેતુ દુષ્ટ હતો, એમ જરાએ ન હતું; પણ તેમનો સ્વભાવ જ એવો હતો.

નાનાસાહેબ, શાસ્ત્રીજી અને આનન્દરાવ એ કદિ રાગિણીના મનને શાબ્દિક સાન્ત્વન આપવાની ભાંજગડમાં પડતા જ નહિ. જેટલી સાન્ત્વનવાળી વાતો કહીશું, તે બધી રાગિણી સારી રીતે જાણે છે, એ તે બધા સારી રીતે સમજતા હતા, તો પછી ઔપચારિક રીતે તે વાતો તેને પુનઃ કહીને તેના દુ:ખનું શા માટે ફરીથી સ્મરણ કરાવી આપવું ? એવા ખોટા શિષ્ટાચારથી શો ફાયદો ? રાગિણી જો કોઈવાર નાનાસાહેબને ત્યાં જતી, તો તેને પતિવિરહ દુ:ખ થએલું છે, એ વાત તરફ ધ્યાન આપ્યા વિના જ તે પોતાનો વાર્તાલાપ અને હાસ્યવિનોદ હમ્મેશની માફક ચલાવતા; જેથી રાગિણીનો તેમને ત્યાં જવાથી થોડો ઘણો વખત પણ આનન્દમાં જતો. તેની સ્થિતિ જોઇને તેઓને દુ:ખ થતું નહિ, એવું કંઈ ઓછું જ હતું ? પણ શબ્દદ્વારા વ્યક્ત કરવાની તેઓ જરૂર જોતા નહિ. ચીનુભાઈ બાડીઆને તો આની ખાસ જરૂર ભાસતી હતી. અને તેથી તેમણે તેની આગળ બોલવાને માટે આવા ઔપચારિક ભાષણની પૂરી તૈયારી પણ કરી રાખી હતી; પણ અત્યન્ત શોક કે દુ:ખને પ્રસંગે પણ રાગિણી ઉદાસ છતાં ગંભીર અને ધીરવૃત્તિ ધારણ કરી શકે છે, એ જોઈ તેને વિષે તેમનું મન આદરયુક્ત થતું, અને તેમનું હૃદય તેના વિષેની લાગણીથી ભરાઈ આવવાથી યોજી રાખેલું 'સહાનુભૂતિથી ભરપૂર ભાષણ' પણ તે ભૂલી જતા !

જેમ પહેલાંની સુખસ્થિતિમાં રાગિણી ગર્વગ્રસ્ત થઈ નહિ, તેવી જ રીતે અત્યારની વિપન્નાવસ્થામાં પણ તે હીનસત્ત્વ અને દૈન્યવૃત્તિ થઈ ગઈ નહિ. પોતાના દુ:ખને હૃદયમાં કોઈ પણ રીતે શમાવીને તે પોતાનો બધો વખત શ્વશુરસેવા, ધર્મગ્રન્થપઠન અથવા ઉત્તરા જેવી સહચરીની સંગતિમાં વ્યતીત કરતી હતી.

રાગિણી માત્ર એકલા નાનાનીજ સેવા કરતી, એમ નહોતું પણ તે પોતાની નણંદનો પણ પ્રેમપૂર્વક આદર કરતી. પહેલાં તો રાધાકુંવરી તેને મળવા માટે જ ફકત આવતી હતી, પણ હમણાં તો તે પીએરમાં રહેવાન માટે ખાસ આવી હતી. તેની ઉમ્મર રાગિણી કરતાં નાની હતી ખરી; પણ તે હમણાં સગર્ભા હતી. તેમ જ તેનો પતિ તેને ઘણું જ ચહાતો હોવાથી, તેના દિવસો ઘણા આનંદમાં જતા. પોતે દુઃખમાં હોય, ત્યારે બીજાનું સુખ જોઈ શકાય નહિ, એવો સાધારણ રીતે મનુષ્યસ્વભાવ હોય છે. રાગિણીની જગાએ બીજી કોઈ સામાન્ય પ્રકારની સ્ત્રી હોત, તો તે પોતાની નણંદનું આ સુખ જોઈ શકત નહિ. ત્યારે શું રાગિણીના મનમાં એવા ખોટા વિચારો આવ્યા જ નહિ હોય? એમ તો બને નહિ; પણ તેણે એ ક્ષુદ્ર વિચારોને મનમાં સ્થાન જ આપ્યું નહિ. રાધાકુંવરીના સુખમાંજ પોતાનું સુખ છે, એમ માનવાનો તેણે નિશ્ચય કર્યો. તેને આ વાત એટલી બધી કઠણ લાગી નહિ, કારણ કે રાધાકુંવરી અને પોતે નાનપણથી બેનપણીઓ હતી; અને તેનો સ્વભાવ પણ ઘણો ઉદાર અને સાલસ હતો. તેમાં એ વળી ભય્યાસાહેબ તેને કહી ગયા હતા કે "રાધાની સંભાળ લેજે; મારી ગેરહાજરીમાં તેને ઓછું આવવા દઈશ નહિ." નણંદ-ભોજાઈ વચ્ચે ઘણું ખરું ઉંદરબિલાડી જેવો સ્નેહ હોય છે, એવો નિયમ છે ખરો; પણ જ્યાં બન્નેનાં મન પ્રેમાળ હોય, ત્યાં તે પ્રેમ સગી બેન કરતાં પણ વિશેષ હોય છે. આવા દાખલા માત્ર કવચિત મળી આવે છે.

ભય્યાસાહેબના છેલ્લા ઉપદેશ પ્રમાણે અને પંદર પંદર દિવસે આવનારા કાગળોમાં ફરી ફરી કહ્યા પ્રમાણે રાગિણી ગુપચુપીઆજી, રાધાકુંવરી અને ઘરના નોકરચાકરોને જ ચહાતી, એમ નહોતું; પણ વિશ્વવ્યાપી પ્રેમ રાખીને પોતાનું આખું જીવન પરોપકારમાં ગાળવું, એવી તેને પ્રબળ ઇચ્છા થતી હતી. તેને તો પોતાની બેનપણીઓને અથવા નોકરચાકરોને અડચણને પ્રસંગે ઉપયોગી થવા સિવાય પરોપકારનો બીજો માર્ગ જ સૂઝતો નહિ. પોતાના બધા દાગીના વેચી, તેમાંથી ઉપજેલી રકમ, ગરીબ બ્રાહ્મણોને અને સંસ્કૃત પાઠશાળાના વિદ્યાર્થીઓને આપવાની પોતાની પ્રબળ ઇચ્છા છે, એમ તેણે એક વાર પોતાના સસરાને સૂચવ્યું. નાના—ગુપચુપીઆ એટલા બધા કંજૂસ હોવા છતાં પણ રાગિણીની ભક્તિ અને સેવાથી તે એવા સન્તુષ્ટ થઈ ગયા હતા, કે તેમણે આ વાતને એકદમ સમ્મતિ આપી દીધી.

ભય્યાસાહેબ 'ગૃહિણી ધન અને ગૃહ'નો ત્યાગ કરીને પુરશ્ચરણાર્થે કાશી ગયા, તે વાતને હવે લગભગ છ મહિના થઈ ગયા હતા. ગ્રીષ્મ ઋતુનો વૈશાખ માસ આવ્યો, જ્યાં શુભ અને માંગલિક પ્રસંગોના પડઘા પાડતા કંઈ કંઈ અવાજો સંભળાતા હતા. વિજયગામમાં પણ

વિવાહ અને ઉપનયનસંસ્કારો માટે મંગાવેલાં ઢોલ અને બૅંડોના અવાજ સંભળાવા લાગ્યા. આ બૅંડ સાંભળીને અને પોતાના ઘર પાસે થઇને જનારા વરઘોડા જોઇને રાગિણીને પોતાના વિવાહ–કાલનું સ્મરણ થઈ આવ્યું. તે દિવસોય ગયા, જન્મદાતા માતાયે ગઈ; અને પતિએ પણ પોતાનો ત્યાગ કર્યો! બે વરસમાં આ કેટલો બધો ફેરફાર? આ દુ:ખથી તે એટલી બધી ઉદાસ થઈ ગઈ, કે પોતાનું બચપણ ચાલ્યું ગયું છે, અને પોતે હવે પુખ્ત ઉમ્મરે પહોંચી છે, એમ તેને લાગવા માંડયું. અને તેના ચ્હેરા ઉપરની ગંભીર વૃત્તિમાં અને એકંદર વર્તનમાં એક પ્રકારનું અકાલિક પુખ્તપણું દેખાવા લાગ્યું. અસ્તુ. ઉપર કહ્યા પ્રમાણે વરઘોડા જોઇને પોતાના વિવાહનું અને સરલાદેવીનું સ્મરણ થતાં તેને દુ:ખ થતું, એ તો નક્કિ જ છે; પણ આ સિવાય બીજો પણ તેને મહત્વનો વિચાર આવતો. આનન્દરાવ અને ઉત્તરા બેન–એમનો વિવાહ આ વૈશાખમાં થાય, એવી ખટપટ સફળ થવાનો સંભવ છે કે નહિ? ગમે તેમ હોય, તો પણ પોતાની ખટપટ વિના તેમ બનવું અઘરું છે, એમ ધારી તેણે ઉત્તરાને તે વિષે કૉલેજના શિરોનામે એક પત્ર લખ્યો, જેનો જવાબ પણ ઉત્તરા તરફથી તેને નીચે મુજબ મળ્યો.

ભાયખલા, લેડીઝ લૉજ,
તા૦ ૨–મે–૧૯–

વ્હાલી બ્હેન રાગિણી!

તારો પત્ર વાંચી આનન્દ થયો. મેં તને આ મહિનામાં પત્ર નથી લખ્યો, તેથી તું જરા ગુસ્સે થઈ હોય એમ દેખાય છે. પણ તને હું શું લખું? વાંચવામાં મારો વખત સારી રીતે જાય છે. મારી અત્રેની સખીઓ સારા સ્વભાવવાળી છે. પણ રાગિણી! તેઓમાં તારા જેવી તો એક પણ નથી! તું જો કૉલેજમાં ભણવા આવી હોત તો કેટલો બધો આનંદ થાત? ઘેર અભ્યાસ કરીને મૅટ્રીકની પરીક્ષામાં બેસવાનો વિચાર છે કે? પરીક્ષામાં પાસ થવાય તો તો ઉત્તમ જ છે, નહિ તો જ્ઞાન તો મળશે, અને તેટલા સમય માટે દુ:ખનું વિસ્મરણ પણ થશે; બેન! હવે તું સાંસારિક સ્ત્રી બની ગઈ હોય એમ દેખાય છે; કારણ કે બુઢ્ઢી ડોશીઓની માફક વિવાહ ગોઠવી આપવાના કાર્યમાં તું મગ્ન થઈ હોય એમ જણાય છે. મનુષ્ય જેમ એક હાથીને પકડી બીજો હાથી પકડવામાં તેનો જ ઉપયોગ કરે છે, તેમ ઈશ્વર તને એક વાર સંસારજાળમાં પકડીને બીજાને તેમાં ખેંચી લાવવા પ્રેરતો હોય એમ લાગે છે! રાગિણી! વિનોદ કરું છું માટે ખોટું લગાડીશ નહિ. થોડા દિવસ પહેલાં જો તારો કાગળ આવ્યો હોત, તો તારું કહેવું હું કદાચ કબુલ કરત; પણ વિચાર કરતાં કરતાં મને હવે એવું જણાય છે કે આનન્દરાવ સાથે ન પરણવું એ જ મારે માટે વધારે સારું છે. એમને માટે મને સન્માન છે, પ્રેમ પણ છે; પણ તેમની સાથે હું વિવાહ કરવા તો નથી ઇચ્છતી; કારણો પત્રમાં લખવાની કાંઈ જરૂર છે? આ બાબતનો વિચાર પણ મેં હવે છોડી દીધો છે. અને તું પણ છોડી દે તો સારું! મને લાગે છે,

કે હું ઘણી ગર્વિષ્ઠ, ઉચ્છૃંખલ અને વઢકણી છું; તેમ જ હું કોઇને તાબે થઈ રહેનારી નથી, ને મારે કોઇની જોડે બનશે પણ નહિ. હું કોઈ કાળે પરણીશ, એમ મને નથી લાગતું. રાગિણી! આ કાંઈ હું વિનોદ માટે નથી લખી રહી; આમાં સત્યનો અંશ છે.

ભય્યાસાહેબનો પત્ર પંદર પંદર દિવસે આવે છે ને? હાલમાં તે ક્યાં છે? કેટલાક દિવસ પહેલાં તે અલ્લાહાબાદમાં હતા, એમ અમારી કૉલેજ-માંના અલ્લાહાબાદના એક વિદ્યાર્થીએ આનન્દરાવને કહ્યું હતું. બન્ને એક જ વર્ગના સહધ્યાયી અને મિત્ર હોવાથી, ભય્યાસાહેબની દાઢી વધેલી હોવા છતાં તે ઓળખાઈ ગયા. તેમની પ્રકૃતિ વગેરે બધું સારૂં છે, એમ તેમણે કહ્યું હતું. તેમ જ બોધસ્વરૂપ સ્વામી વિષે તેમને ઘણી જ ભક્તિ છે, અને યોગાભ્યાસમાં પણ તેમણે ઘણી જ પ્રગતિ કરેલી જણાય છે. અસ્તુ. હવે આપણે તેમના માર્ગમાં તેમને યશ મળે, એવી ઇચ્છા કરવી, કે તેમણે તે માર્ગ છોડી તારી પાસે પાછા આવવું, એવી અભિલાષા રાખવી? મને તો કાંઈ જ સૂઝતું નથી. તું આનો જવાબ આપી શકીશ ખરી કે?

મેં આજે કેટલો મોટો લંબાણથી કાગળ લખી નાંખ્યો છે? તારા પત્રો આજકાલ ઘણા જ નાના આવે છે. હવે જો તારો પત્ર લંબાણથી વિગતવાર નહિ આવે, તો તારા ઉપર હું ગુસ્સે જરૂર થઇશ; અને મારો ગુસ્સો કેવો છે, તે તો તું જાણે છે જ ને! એ જ.

તારી સખી,

**ઉત્તરા.**

"તા૦ ક૦—આનન્દરાવની તબિયત સારી છે. હમણાં હમણાંમાં એમનું મન અભ્યાસમાં હોય, એમ લાગતું નથી. આમ કેમ? દેશાભિમાન કે સ્વદેશી? કે તારું દુ:ખ? કે વળી બીજું કાંઈ? **ઉત્તરા.**"

ઉપર લખ્યા મુજબનો પત્ર આવવાથી રાગિણીએ ખટપટ કરવાનું છોડી દીધું અને તે ગૃહકાર્યમાં અને શ્વશુરસેવામાં રોકાઈ ગઈ. ઉત્તરાની સૂચના પ્રમાણે તે મેટ્રીકનો અભ્યાસ ફુરસદે કરવા તો લાગી; પણ આવી સ્થિતિમાં તે એકલી કેટલો અભ્યાસ કરી શકે? અભ્યાસ તો કાંઈ વધારે થયો નહિ. પણ અભ્યાસમાં એક જાતની મઝા આવવાથી તેનું પતિવિરહ-દુ:ખ થોડે ઘણે અંશે પણ ઓછું થયું; એટલો તો તેને ફાયદો થયો.

ભય્યાસાહેબે વચન આપ્યા પ્રમાણે પંદર પંદર દિવસે તેમના પત્રો આવતા. તેમાં પોતાના કુશળ સમાચાર, ઐહિક સુખો ઉપરની સાંસારિક આસક્તિ ઓછી કરવાનો રાગિણીને થોડો ઘણો ઉપદેશ, પોતે યોગમાં પ્રગતિ કરે છે, અને તેથી મનને ઉચ્ચ પ્રકારનો આનન્દ મળે છે, આવા પ્રકારના સંતોષકારક વિધાનો, ઇષ્ટ મિત્રોની કુશળતા વિષે પૂછપરછ, વગેરે વગેરે વાતોના સમાચાર લગભગ સાત આઠ માસ સુધી નિયમસર આવતા રહ્યા. ત્યારબાદ એક મહિનો થઈ ગયો, છતાં કાશીથી એક પણ પત્ર આવ્યો નહિ. જેથી સર્વે ચિન્તાતુર થઈ ગયાં

હતાં. કાશીમાં રહેતા ઓળખીતા લોકોને કાગળો લખ્યા; પણ “ ભાળ લાગતી નથી,” એ જ જવાબ આવ્યો. પ્રયાગ, ગયા, હરિદ્વાર વગેરે ઠેકાણે તાર કર્યા; કાંઇ પત્તો જ લાગે નહિ. તેમને નામે મોકલેલા તાર “ માલિક મળતા નથી,” એવા શેરા સાથે ભાઉસાહેબને પાછા મળતા. છેવટે તેમણે એક મહિનાની રજા લીધી; અને પોતે કાશી જઈ તપાસ કરવાનો નિશ્ચય કર્યો. તેમની સાથે શાસ્ત્રીજી પણ સમ્મત થઈ નીકળ્યા. “કાશીની મને બરાબર માહિતી હોવાથી હું તમારી સાથે આવીશ, એટલે તપાસ કરવાનું ઠીક થઈ પડશે,” એમ કહી તે પણ મિત્રકાર્ય માટે રજા લઈ કાશી જવાની તૈયારી કરવા લાગ્યા. રાગિણીને સાથે લેવાનો તેમનો વિચાર ન હતો; પણ જ્યારે તેણે આ વાત જાણી ત્યારે તે ભાઉસાહેબને ત્યાં ગઈ અને “ એ મારો ત્યાગ કરીને ગયા—અને તમે પણ મને છોડીને જાઓ છો?” આમ રડતાં રડતાં જરાક ગુસ્સાથી જ તેણે તેમને કહ્યું. તેનાં આ કરુણ વચનો સાંભળી ભાઉસાહેબનું હૃદય પિગળ્યું. પણ તેને સાથે લઈ જવાથી શો ફાયદો છે? પોતાને તો ગામે-ગામ તપાસ માટે અથડાવું પડશે, તે વખતે એને ક્યાં મૂકવી? આ વિચાર તેમના મનમાં આવ્યો, અને તેને શો જવાબ આપવો, તે તેમને સૂઝયું નહિ. “ જો મને સાથે લઈ નહિ જાઓ, તો હું એકલી જ કાશીએ જઈશ, અને તેમની ભાળ કાઢતી રહીશ!” એવું જ્યારે રાગિણીએ ભાઉસાહેબને નિશ્ચયાત્મક સ્વરે કહ્યું, ત્યારે તેને સાથે લઇ લેવી, એ જ ઠીક છે, એમ તેમણે જણાવ્યું અને નાનાસાહેબ ગુપચુપીઆની તે બાબતમાં રજા પણ માગી અને રાગિણીને સાથે લઇ તેઓ કાશી ગયા.

---

## ત્રયોવિંશ પરિચ્છેદ

### કાશીમાં કરેલી તપાસ

નાનાસાહેબના સસરા કાશીમાં રહેતા હતા, જેથી ભાઉસાહેબ અને રાગિણી એમને ત્યાં જ ઉતર્યાં, અને શાસ્ત્રીજી પોતાના સહાધ્યાયી મિત્રને ત્યાં ગયા. કાશીમાં તેમણે બધી ધર્મશાળાઓ, મંદિરો, ઘાટો અને મઠો તપાસ્યાં અને ત્યાં ભય્યાસાહેબ છે કે નહિ, તે બાબત પૂછ-પરછ કરી. જે સાધુ કે વેરાગી મળતો તેને, તેમને વિષે પૂછતા, તેમ જ ઘણી બારીક તપાસ કર્યા છતાં પણ કાંઈ પત્તો લાગ્યો જ નહિ. પછી તેમણે જ્યોતિષિ લોકોને પણ પૂછી જોયું. પણ તેમણે તો ‘આટલામાં ક્યાંક પાસે જ હોવા જોઇએ.’ એવો શંકાત્મક જવાબ વાળ્યો. પણ આવા જવાબથી કંઈ અર્થ સર્યો નહિ. એક વેરાગીએ “ તમે વર્ણન કરો છો, તેવો બ્રાહ્મણ મેં પ્રયાગમાં જોયો હતો.” એમ કહ્યું. આ સાંભળતાં જ શાસ્ત્રીજી પ્રયાગ ઉપડ્યા, અને ત્યાં તપાસ કરી આવ્યા. ત્યાં એક સ્વામીએ

"હા, એવો માણુસ ગયામાં અમારા જોવામાં આવ્યો હતો," એવું કહ્યું, એટલે ભાઉસાહેબ ત્યાં પણ જઈ આવ્યા. કોઈ કાંઈ કહે, તો તેના કહેવા પ્રમાણે તે બન્ને તપાસ કરી આવતા. પણ આ બધું નકામું ગયું. બોધસ્વરૂપ સ્વામી આ વખતે મ્હૈસુરમાં હતા; આ પહેલાં જ તેમને તાર વગેરે કરીને પૂછાવ્યું હતું, પણ તેમનો કાંઈ જવાબ આવેલો ન હતો. આ જ વખતે તેમના તરફથી જવાબ આવ્યો. "જ્યારે અમે કાશીમાં હતા, ત્યારે તમારા ભય્યાસાહેબ અમારી સેવામાં હતા ખરા, પણ ત્યાંથી કેટલાક દિવસ સુધી સાથે રહ્યા પછી તે કયાંક નીકળી પડ્યા છે. તે પછી તેમનો પત્તો નથી. પ્રાણત્યાગ કરવાની તેમને વારંવાર ઇચ્છા થઈ આવતી, એમ તેમની સાથેના શિષ્યો કહે છે." આ પત્ર વાંચી બધાં ગભરાયાં. કોઇને શું કરવું, તે સૂઝે નહિ. નાનાસાહેબના સસરાને સાધુઓ અને વેરાગીઓ ઉપર ઘણી જ શ્રદ્ધા હતી. તેમણે કાશીમાં વસેલા બધા સાધુસંતો અને યોગીઓ મારફતે તપાસ કરી; પણ તેથી કાંઈ પણ વળ્યું નહિ.

"ઢોંગી, લુચ્ચા અને ચોર લોકોને સંતાઈ રહેવાને સાધુનો સોંગ ઘણો ઉપયોગી હોય છે, તેથી પોલીસની સાધુ અને વેરાગી પ્રત્યે ઘણી જ કરડી નજર હોય છે, જેથી તમે પોલીસ અમલદાર પાસે જઇને ભય્યાસાહેબ વિષે તપાસ કરો." એવી એક જણે સૂચના કરી. તે પ્રમાણે તે ત્રણે સી. આઇ. ડી. Criminal Investigation Department ખાતાના પોલીસ ઇન્સપેક્ટર સાહેબને મળવા ગયા. જ્યાં સાહેબે તેમની હકિકત ધ્યાનપૂર્વક સાંભળી લઈ તેમને પોલીસ સુપરીન્ટેન્ડન્ટ સાહેબને મળવાનું કહ્યું; અને પોતે પણ આ બાબતમાં બનશે તેટલી મદદ કરશે, એમ જણાવ્યું. પોલીસ સુપરીન્ટેન્ડન્ટ સાહેબ પાસે ગયા પછી તે સાહેબે પણ જલદીથી તપાસ કરવાનું તેમને આશ્વાસન આપ્યું; અને ભય્યાસાહેબનાં નામ, ઠામ, ગામ, ઉમ્મર, ચ્હેરો વગેરે બાબતોનું વર્ણન પોતાની 'નોટ–બુક'માં લખી લીધું. તદુપરાંત 'હું નીચેના અમલદારને હમણાં જ લખું છું. પણ તમે એક વાર ઘાટ ઉપર જે ગેટ છે, તેના હવાલદારને જઇને મળો. તેને તમે જો મોંઢે બધી માહિતી આપશો, અને ઉમ્મર, સ્વરૂપ, ચ્હેરાનું વિસ્તારપૂર્વક બ્યાન કરશો, તો તેનું ઝીણવટથી તપાસ કરવાનું કામ સહેલું થઈ પડશે. આપનું કામ બરોબર થાય, એટલા માટે હું પણ તેના ઉપર એક ચિઠ્ઠી લખીને આપને આપું છું." આ પ્રમાણે સહાનુભૂતિદર્શક અને સભ્યતાથી અંગ્રેજીમાં સાહેબે તેમને જવાબ આપી જવાની રજા આપી. આ રીતે અમલદારોનાં સભ્ય વર્તન અને આશ્વાસનોથી ભાઉસાહેબને હિમ્મત આવી, અને હવેની તપાસમાં ભય્યાસાહેબ જડશે જ એમ તેઓ બધાને લાગવા માંડયું.

ગેટ ઉપરના હવાલદારને મળવા જવા માટે તેઓ ફરીથી ગાડીમાં બેઠા. ગેટ તરફ જવાનો રસ્તો એમના ઘર (ઉતારા) પાસે થઇને જ

જતો હોવાથી ઘર પાસે જ્યારે ગાડી આવી, એટલે તેને ઉભી રખાવી રાગિણીને કહ્યું: "બેન રાગિણી, તું હવે ઉતર," કારણ કેઃ—

"તું અમારી સાથે કેટલું બધું ફરીશ? હવાલદાર સાહેબ જો ગેટ ઉપર નહિ હોય, તો તે જ્યાં હશે ત્યાં અમારે જવું પડશે. ને હવે સન્ધ્યાકાળ થવા તો આવી છે જેથી પાછા ફરતાં વખતે મોડું થઈ જાય. માટે તું હવે ઘેર જ રહે." એમ કહી શાસ્ત્રીજી તેને ઘેર રહેવાનો આગ્રહ કરવા લાગ્યા.

પણ રાગિણીએ તેમનું કહેવું માન્ય રાખ્યું નહિ. "રાત પડશે તેથી મને કોઈ શું કરવાનું છે? અને ફરવામાં તે વળી શો ત્રાસ થવાનો છે? ચાલવાનું તો નથી! ઘેર બેસી રહેવાથી મને જરાએ ચેન પડતું નથી. જો આમ તેમ ફરીશ તો જરા મનને ઠીક લાગશે."

આ પ્રમાણે જ્યારે તેણે જવાબ વાળ્યો ત્યારે ભાઉસાહેબે તેને ઉતરી જવાનો વિશેષ આગ્રહ કર્યો નહિ. અને તે સર્વે જણ ઘાટ ઉપરની પોલીસ ગેટ તરફ ગયાં.

---

## ચતુર્વિંશ પરિચ્છેદ

:૦:

### આમ બનવાનું જ હતું!

ભાઉસાહેબ, શાસ્ત્રીજી અને રાગિણી ચિન્તાતુર હૃદયે હવાલદારને ત્યાં જતાં હતાં, તે વખતે ત્યાં ઘાટ ઉપર એક વિચિત્ર ઘટના બની રહી હતી! આ જગત્ મહા વિચિત્ર છે! કોઈ ઠેકાણે વીણાવાદ્ય, તો કોઈ ઠેકાણે 'હાહેતિ રુદિતં;' કોઈ ઠેકાણે દેવાલયોમાં કર્ણને પવિત્ર કરે એવાં કીર્તન, તો કોઈ ઠેકાણે નાટચગૃહમાં ચાલી રહેલા બીભત્સ તમાશાઓ અથવા ભવાઇ; કોઈ ઠેકાણે દેશાભિમાનને લીધે માત્ર ઉપકાર કરવાના હેતુથી જ ખરા અન્તઃકરણના પ્રયત્નો, તો કોઈ ઠેકાણે કર્તવ્ય પરાઙ્મુખ થઇને ફરનારા રખડેલ લોફર લાલચંદોના મનગમતા પાપાચાર; કોઈ ઠેકાણે પુત્રજન્મોત્સવ, તો કોઈ ઠેકાણે પતિનિધનનો શોક; આવી આ જગત્‌ની વિચિત્ર ઘટના છે! જે પ્રથમ દર્શને ભલે આપણને શોચનીય લાગે, તો પણ વિચાર કર્યા પછી તે જરૂરી છે એમ જ આપણને લાગશે. કાશી જેવા પવિત્ર અને મોટા શહેરમાં કોઇની મા મરી જવાથી યા તો બીજીનો પતિ સ્વર્ગવાસી થવાને લીધે જો બધાં જ લોક શોકગ્રસ્ત થાય, તો રોજ ને રોજ એવા મોટા શહેરમાં કોઇની કોઈ ઓળખાણપીછાણવાળું યા તો સગુંસ્નેહી મરણને શરણ થતું હોવાથી હંમેશને માટે બધાંને શોકસુતકી થઇને બેસી રેહેવાની ફરજ પડે. જો દુનિયાંના બધા જ લોક ડાહ્યા, નિર્વ્યસની અને ધાર્મિક હોત, તો કીર્તન કરનારા હરદાસો અને ઉપદેશકોની જરૂર શી હતી? અને તેઓ પણ કયા વ્યસનપર ચમત્કારિક રીતે

વાર્તાઓ દાખલાદલીલો સાથે જોડી અને કયા માણસની નકલ કરીને શ્રોતાઓનાં મન રંજન કરત? બધા જ લોકો કર્તવ્યનિષ્ઠ અથવા ઉદ્યોગ-તત્પર થાય તો ઉપકાર કોની ઉપર કરવો? અને ઉપકારવૃત્તિને જો અવસર ન મળે, તો જેવું 'जीर्णमंगे सुभाषितम्' એ સુભાષિત વિષે કહેવાયું છે, તેવું જ ઉપકારવૃત્તિ વિષે કહેવું પડશે; અને ઉપકારવૃત્તિ જીર્ણાંગ બની જાય—તદ્દન નષ્ટ થઈ જાય એટલા માટે અચિન્તનીય જગત્‌માં ઠેકઠેકાણે દેખાઈ આવતા સ્થિતિવિરોધ કે વૃત્તિવિરોધથી મનને ઉદાસ ન થવા દેતાં, આ વિચિત્ર ઘટનામાં ઈશ્વરનો કાંઇ ને કાંઈ હેતુ હોવો જોઇએ એમ ધારી આપણે આપણું કર્તવ્યકર્મ કર્યા રહેવું જોઇએ.

'ભાઉસાહેબ વગેરે હવાલદાર પાસે જતાં હતાં, તે વખતે ત્યાં ઘાટ ઉપર વિચિત્ર ઘટના બની રહી હતી.' આ વાક્ય ઉપરથી આપણે તાત્ત્વિક ઉદાસ વિચારોમાં પ્રવેશ કર્યો, જેથી હવે આપણે વિષયાન્તર ન કરતાં મૂળ વાત ઉપર જઇએ. હવાલદાર જાતે દક્ષિણી બ્રાહ્મણ હતા. વિરામાસન ઉપર બેસી તે બીડી પી રહ્યા હતા, અને પાસેની ગાદી પર બેઠેલા 'નાઇક-કારકુન' સાથે કાંઇક વાતચીત કરતા જણાતા હતા. પાસે બે જુવાન પોલીસ અને હાથે પગે બેડી નાંખેલો એક ચિન્તાગ્રસ્ત વાણીઓ, એટલાં જણ બેઠેલાં હતાં.

એટલામાં બે સિપાઈ બે બ્રાહ્મણભટ્ટોને ધક્કા અને ઢીકા મારતા ગેટ તરફ લઈ આવે છે, એમ તેમણે જોયું, અને તે તરફ બધાની નજર ગઈ. ધક્કા ખાઈ ભોંયપર પડતી વખતે ઘટંભટ્ટે પોતાના સાથીને કહ્યું: "અલ્યા પટંભટ્ટ! કબુલ ના થઇશ હાં કે? ચોકી તરફ જ આવતા હતા, એમ કહેજે."

આ સાંભળી ઘટંભટ્ટે પહેલાં ધીમેથી પાછળ જોયું, તો પોલીસની માંહોમાંહે વાતચિત ચાલી રહી છે, એમ જણાતાં તેણે ધીમેથી જવાબ આપ્યોઃ "હું તો બિલકુલ કબુલ થવાનો નથી, તુંય મક્કમ રહેજે!"

પટંભટ્ટે આ શબ્દો ધીમેથી જ ઉચ્ચાર્યા; છતાં પણ તેના દુર્દૈવથી એક સિપાઇએ તે સાંભળ્યા જેથી તેને એકદમ ધક્કો મારી, "કેમ અલ્યા બામણા! શાનો વિચાર કરે છે? કોણ કેટલો મક્કમ રહે છે, તે હું હવે જોઉં છું!" એમ વાત કરતા તે બધા ગેટ પાસે આવી પહોંચ્યા.

હવાલદારે પૂછ્યુંઃ "કેમ આ બધું શું ધાંધળ છે?"

સિપાઈમાંના એકે તેમને સલામ કરીને કહ્યું: "આ બે જણા ઘાટપર પડેલાં કપડાં અને રૂપિઆ ચોરી લઇને નાસી જતા હતા."

ઘટંભટ્ટ રડતાં રડતાં બોલ્યાઃ "ના, હવાલદાર સાહેબ! આ પટંભટ્ટ અને હું ઘાટ ઉપર સન્ધ્યા કરવા ગયા હતા. સન્ધ્યાકર્મ પૂરું થયું, એટલે ઘેર જવા નીકળ્યા. એટલામાં ત્યાં પડેલાં આ કપડાં અમે દીઠાં.

તે લઇને સાહેબ અમે તમારી પાસે જ આવતા હતા, એટલામાં તો આપણા આ સિપાઈ દાદાએ અમને પકડયા અને ધક્કામુક્કી મારતાં અમને અહીં આણ્યા! અને અમારાં હાડકાંપાંશળાં ભાગી નાંખ્યાં."

પટંભટ્ટ આંખો ચોળતો ચોળતો બોલ્યો: "નાહકના ધક્કા માર્યા અમને, જમાદાર સાહેબ!"

"તદ્દન નાહક!" કહી ઘટંભટ્ટે મોટેથી રડવાનો આરંભ કર્યો. પટંભટ્ટે પણ પોતાના સાથીને રડવાના કામમાં મદદ કરવામાં જરા પણ બાકી રાખી નહિ.

તેથી બીજો સિપાઈ ગુસ્સાથી બોલ્યો: "ત્યારે કપડાં લઇને શા માટે ચાલવા માંડ્યું હતું તમે! તમારા ઘર તરફ 'ગેટ' હતી, ખરું કે?"

હવાલદાર પણ ભમરો ચઢાવીને તિરસ્કારદર્શક સ્વરે બોલ્યો: "ભટ્ટજી, ત્યારે તમે ઘર તરફ શા માટે જતા હતા?"

પટંભટ્ટે આંખો લુંછી નાંખી પોતાનું ગળું ખોંખારીને સાફ કર્યું. પછી તે બોલ્યો: "એવો વિચાર કર્યો અમે, કે પહેલાં સન્ધ્યાપાત્ર વગેરે ઘેર મૂકી આવીએ, અને પછી પાઘડી અંગરખું વગેરે પહેરી આપની હજુરમાં હાજર થઇએ. આપ સાહેબની પાસે બોડે માથે, ઉઘાડે શરીરે કેવી રીતે આવી શકાય? હવાલદાર સાહેબ આપ જ–"

ઘટંભટ્ટે ટાપશી પૂરી: "આપજ કહો, હવાલદાર સાહેબ! આવી શકાય ખરું આપની સામે આવી અસભ્ય રીતે?"

હવાલદાર હસીને બોલ્યા: "ભટ્ટજી મહારાજ? ખોટું બોલવામાં શો સાર છે? તમને એમ લાગે છે, કે જૂઠું બોલીને તમે છૂટી શકશો? જે કાંઈ થયું હોય, તે ખરેખરું કહી દઇને છૂટા થઈ જાવ! તમારા જેવા ગૃહસ્થ લોકો સાથે કઠોર વર્તન કરવાનો અમને વખત ન આવે, એ વધારે સારું છે. તમે ગભરાશો નહિ. તમારે હાથે જો આ ગુન્હો ભૂલેચૂકે થયો હોય તો ખુલાસો કરી દ્યો, ગભરાશો જરાય નહિ. તમારી આબરુને ધક્કો ન લાગે એવો હું પ્રયત્ન કરીશ. પણ ન્યાયના કામમાં તમે અડચણ નાંખશો નહિ. કહો, જોઉં શું બન્યું હતું તે?"

ઘટંભટ્ટ દયામણો ચ્હેરો કરીબોલ્યો: "ખરું જ કહીએ છીએ હવાલદાર સાહેબ! અમે ખરેખર આપની જ પાસે આવતા હતા; અમે બ્રાહ્મણ થઇને કયા ભવની ખાતર કપડાંની ચોરી કરીએ?"

સામ્ય ઉપાયે કાંઈ આ મહારાજ માનવાના નથી, એ હવાલદાર સમજી ગયા. "ઠીક છે. આમ છે, કેમ?" આ શબ્દો સાભિપ્રાય મુદ્રાથી ઉચ્ચારી,તેમણે પોતાના હાથમાંની નેતરની સોટી ઉંચકી અને ક્રોધાવેશમાં આંખો લાલ કરી તે બન્ને ભટ્ટજી મહારાજો તરફ ઉગામતા તે બોલ્યા: "ભટ્ટજી મહારાજ! ખરું બોલી દ્યો, નહિ તો ભારે પડશે!" આમ કહી

ભટ્ટજી મહારાજની પાછળ ઉભેલા સિપાઇને તેમણે આંખવતી ઇશારત કરી. તે જોતાં જ, જાણે પોતે ડાહ્યો બની ગયો હોય, એવો દેખાવ કરીને પટંભટ્ટ બોલ્યો: "હું કહું છું, હવાલદાર સાહેબ! શું બન્યું તે! ખરી વાત જાણે કે આમ છે. આ ઘટંભટ્ટ પૈસા ચોરી લઇને જતો હતો. કપડાંમાં જે નોટો હતી, તે તેણે જ જોઇ, અને—"

ઘટંભટ્ટ એકદમ ઉછળીને બોલ્યો: "કોણુ? હું પૈસા ચોરીને જતો હતો? હું? કાંઈ ભાન છે? હું તો તને કહેતો હતો, કે ભાઈ રે! આ કાંઈ બ્રાહ્મણનો ધર્મ નથી; આ બધું લઇને આપણે 'ગેટ'પર જઇએ. પણ તને તે ન ગમ્યું. અને હવે આ બધું તું જ મારા ઉપર ધકેલી દે છે? 'ઉલટો ચોર કોટવાલને દંડે', તે આનું જ નામ!"

પટંભટ્ટે મોટેથી બૂમ પાડીને કહ્યું: "હવે કેમ ફરે છે? ખરો ચોર તો તું. તારા હાથમાં તો કપડાં મળ્યાં! મને દશ રૂપિઆની નોટ આપતો હતો, ખરુંને? કેમ? હવે કેમ નથી બોલતો?"

હવાલદાર હસીને બોલ્યા: "ભટ્ટજી મહારાજ તમે બન્ને હવે ચૂપ રહો. તમે હજી આ કામમાં પૂરા કસાએલા નથી! ફરીથી આવો, ત્યારે બરોબર પાકા થઇને આવજો, સમજ્યા કે?"

પછી સિપાઈ તરફ જોઇને તે બોલ્યા: "કપડાં લાવો જોઇએ આ તરફ; જોઇએ તો ખરા, શું શું છે તેમાં?"

ઘટંભટ્ટ વચ્ચે બોલી ઉઠ્યો: "સો સો રૂપિઆની થોડીક નોટો છે, અને પચાસ રૂપિઆ રોકડા છે!"

"ચૂપ રહો તમે!" હવાલદાર એકદમ ઉછળીને બોલ્યા: "તમને કોણે પૂછ્યું છે?" વળી નાયક તરફ જોઇને કહ્યું: "નાયક, આનું પંચનામું કરવું પડશે. અરે રામસિંહ! તું જા અને પંચને લઈ આવ. જલદી આવ. પણ નાયક! ત્યાં સુધી તમે પંચનામાનો તકતો તૈયાર કરી રાખો, કે પાછળથી ઢીલ ન થાય."

"તકતો ને? તકતો તો તૈયાર જ છે મારી પાસે." નાયકે જવાબ વાળ્યો. પછી એક સિપાઈ તરફ ફરી તે બોલ્યા: "જો તો ખરો કેટલો સામાન છે તે? લાવ જોઉં અંહીંઆં મારી પાસે! ત્યાં સુધી જોઈ લઇએ શું શું છે તેમાં!"

તરત જ તે સિપાઇએ પોટલું છોડયું, અને અન્દરની ચીજો એક પછી એક બહાર કાઢતો તે બોલ્યો: "બે ધોતીયાં, ખેસ, કફની, કોટ,—કોટ જરા ભારે લાગે છે,—કોણ જાણે અન્દર રૂપિઆ છે, કે શું?"

"જો તો ખરો અન્દર કેટલા રૂપિઆ છે તે?," એમ નાયકે તેને કહ્યું: પણ સિપાઇએ "હવાલદાર સાહેબને જ જોવા દો," એમ કહી કોટ તેમના હાથમાં આપ્યો.

ગજવામાં હાથ નાંખી અન્દરની નોટો બહાર કાઢી હવાલદારે ગણી જોઇ. પછી રૂપિઆનો વધારે અવાજ ન થાય એવી રીતે ધીમે હાથે ગણી જોયા. "સો રૂપિયાની બે નોટો અને દશવિશ રૂપિઆ છે આમાં" આ શબ્દો તેમણે ગંભીર સ્વરે ઉચ્ચાર્યા.

"દશ વિશ કેમ? ખાસ્સા પચ્ચાસ રૂપિઆ છે" આ શબ્દો પટ-ભટ્ટના ઓઠ આગળ આવી રહ્યા હતા, પણ તેણે સાહેબની બીકથી પોતાની જીભ પર કાબુ રાખ્યો. નાયક અને સિપાઇઓ રોકડા રૂપિઆ અને વધારાની નોટો વિષે જે કાંઈ થયું, તે સમજી ગયા હોય, એમ દેખાયું. કારણ "આપણને આજે આપણા ભાગની 'ફુલ નહિ તો ફુલની પાંખડી' તો જરૂર મળશે જ." આવી ખાતરીથી તેમની મુખમુદ્રા આનન્દો-લ્લસિત દેખાવા લાગી.

સિપાઈ પોટલું ફરીથી બાંધવા લાગ્યો, તે વખતે હવાલદારે તે કોટ, સો સોની બે નોટો અને દશવિશ રૂપિઆ પાછા તેમાં મૂકવાને આપ્યા. આપણા હવાલદાર સાહેબને અને તેમના હાથ તળેના સિપાઈ-ઓને તે દિવસે ખરી મઝા આવી હશે! પણ આ ઉપરથી બધા જ હવાલદારોને અને તેમના સિપાઇઓને આવી મઝા મળે છે, એમ કોઇએ સમજી લેવું નહિ. 'ભાતના એક દાણા પરથી બધા ભાતની પરીક્ષા કરી લેવી' એ નિયમ અહીં લાગુ ન કરતાં, 'વ્યકિત એટલી પ્રકૃતિ'એ નિયમ અત્રે લાગુ પાડવો જોઇએ. ગમે તે રાષ્ટ્ર લો, જાત લો, ખાતું લો, તેમાં કેટલીક સારી મૂર્તિઓ અને કેટલીક ખરાબ મૂર્તિઓ રહેવાની જ. નેપોલિઅનના દાખલા ઉપરથી જેમ બધા જ ફ્રેંચ લોકો બહાદુર હોય છે, એમ સિદ્ધ થઈ શકે નહિ, તેમ એકાદ ખાતામાંના બે ચાર સિપાઇઓ અથવા તેમના અમલદારો ખરાબ હોય, એટલા માટે આખું ખાતું જ એવું હોય છે, એમ માની શકાય છે? 'વ્યક્તિ એટલી પ્રકૃતિ' એ ન્યાય સર્વત્ર લાગુ પડે છે. આપણા હવાલદાર સાહેબ અને તેમના નાઇક એ બન્ને ખરેખરી વ્યક્તિઓ હતી!

પોટલું બાંધીને તૈયાર થઈ ગયા પછી તે સિપાઇઓની નજર પેલા ઉદાસ થઇને બેસી રહેલા વાણિયા ઉપર પડી. તેને આડાઅવળા સવાલો પૂછીને તેણે કરેલો ગુન્હો તેની પાસે કબુલ કરાવવાને હવાલદાર મથે છે, એટલામાં ભાઉસાહેબવાળી ગાડી આવી. રાગિણી ગાડીમાંથી ઉતર્યા પછી તેની તરફ એક સિપાઇની નજર ગઈ. તેણે "આ વળી શું લફરું છે?" એમ ધીમેથી પોતાના સોબતીને કહી, તેને પોતાની કોણીથી અર્થપૂર્ણ રીતે ધક્કો માર્યો. હાય, હાય, કેવું છે આ જગત!

બધાં ગાડીમાંથી ઉતરે છે, એટલામાં એક સિપાઈ ગેટની બહાર જઈ ભાઉસાહેબ તરફ પ્રશ્નસૂચક ચ્હેરો કરી જોવા લાગ્યો. ભાઉસાહેબે તેને "હવાલદાર ક્યાં છે?" એમ પૂછ્યું.

"અન્દર છે," એમ કહી, સિપાઇએ તેમને હવાલદાર સાથે મેળાપ કરાવી આપ્યો. હવાલદારે તેમને વિનીત ભાવે પૂછ્યું: "આપને મારું શું કામ છે?"

ભાઉસાહેબ બોલ્યા: "અમારા એક ઇસમ કેટલાક દિવસ પહેલાં કાશી આવ્યા હતા. તેમણે વૈરાગીનો વેષ લીધો હતો. તે અહીં યોગાભ્યાસ કરતા હતા. આજ લગભગ બે મહિના થયાં, તેમનો પત્તો જ નથી. હું હમણાં જ તમારા સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબને મળી આવ્યો. મેં તેમને આ વિષે બધી વાત કરી છે. તેમણે તમને મળવાનું કહ્યું, જેથી અત્રે આવ્યો છું. તમારા નામની એક ચિઠ્ઠી પણ તેઓ સાહેબે લખી આપી છે."

હવાલદારે તેમને બધાંને પહેલાં આદરપૂર્વક બેસાડ્યાં. સાહેબની ચિઠ્ઠી જોઇને તે હસીને બોલ્યા: "ખરી રીતે જોતાં ચિઠ્ઠીની કાંઈ જરૂર જ ન હતી. આ તો મારી ફરજ જ છે. શું કહ્યું આપે? તમારી બધી હકીકત મને એકવાર અથેતિ કહી સંભળાવો જોઉં?"

ભાઉસાહેબે ભય્યાસાહેબની બધી હકીકત હવાલદારને કહી તે સાંભળી હવાલદાર જરા વાર તો ચૂપ રહ્યા પછી થોડીવાર વિચાર કરી તેમણે કહ્યું: "તમે જરાક થોભો. આ પંચનામું થાય છે, તે એક વાર હું પૂરું કરું; તે પછી તમારી હકીકતનો આપણે ધીમેથી વિચાર કરીશું."

પછી સિપાઈ તરફ ફરીને તે બોલ્યા: "કેમ? શી શી ચીજો છે?"

"એક અંગરખું; લખ્યું નાયક? બે ઉનની બંડીઓ, એક રુમાલ, એક ફેંટો, એક લાકડી; અને આ બંડીના ખિસ્સામાં શું છે? બે ત્રણ પત્રો દેખાય છે!"

હવાલદાર બોલ્યા: "શું પત્રો છે? વાંચો જોઉં, નાયક! એ પત્રો ઉપરથી કાંઈ માલિકનો પત્તો લાગે એમ છે કે નહિ, તે જોઇએ!"

નાયકે પત્રો હાથમાં લીધા. અને તેમને આડાઅવળા આમ તેમ બધી રીતે ફેરવી જોયા. પત્રો લખાએલા મોડી ભાષામાં; અને નાઇક તો હતા હિન્દુસ્થાની મુસલમાન. તેમને તે કયાંથી વાચતાં આવડે? ફોટો લેવા જેવો ચ્હેરો કરી તે બોલ્યા: "કેવું ખરાબ લખાણ છે આ? લખનાર કેવો હતો કોણ જાણે? પણ પહેલાં આ લિપિ કઈ? અંગ્રેજી કે ઉર્દુ?–હા,–ઉર્દુ જ; પણ ના–આ તો શું–"

હવાલદાર બોલ્યા: "લાવો, લાવો, એ પત્રો આમ લાવો. મને જોવા દો."

આમ કહી નાયકના હાથમાંથી તેમણે પત્રો લીધા. તે પર દૃષ્ટિ ફેરવી તે બોલ્યા: "નાયકજી! આ તો મોડી લિપિ છે! તમને કયાંથી આવડે?" આમ કહીને આગળ લખેલો પત્ર તે અર્ધ ધીમે સ્વરે–અર્ધ મોટે સ્વરે વાંચવા લાગ્યા.

"આશિર્વાદ, વિશેષ આજ સુધી તો હું કુશળ છું. પણ હવે આગળ શું ? મેં તને બે માસથી કાગળ લખ્યો નથી, તો તું ક્ષમા કરજે. હું તને છોડીને આવ્યો, પણ તારી મૂર્તિ આંખ આગળથી ખસતી નથી. તું મને સસ્નેહ બોલાવે છે અને આ મારી નિર્દયતા માટે મને દોષ દે છે, એમ મને વારંવાર લાગે છે: અને તેથી મારી સમાધિ પણ લાગતી નથી. સમાધિ ન લાગવાનું કારણ ગુરુજીએ પૂછ્યું, ત્યારે તેમને ખરી વાત કહેવી પડી. 'સ્ત્રીના પ્રેમમાં બદ્ધ હોય એવી સ્થિતિમાં એકાગ્ર સમાધિ લાગવી અશક્ય છે. અને બ્રહ્મપદપ્રાપ્તિ પણ અશક્ય છે' એવું ગુરુજીએ કહ્યું. જ્યારે મેં આનો ઉપાય પૂછ્યો ત્યારે તે બોલ્યા: 'પુનર્જન્મ વિના બીજો ઉપાય નથી.' પુનર્જન્મ જલદી મળે એટલા માટે મેં પ્રેમ, જીજ્ઞાસા વગેરે બધી વાતોનો ત્યાગ કર્યો અને આત્મહત્યા કરવાનો નિશ્ચય કર્યો. પ્રિયે ! પ્રેમથી ધર્મ શ્રેષ્ઠ છે ખરુંને ? શું વિલાસ કરતાં વિરક્તિ શ્રેષ્ઠ નથી? એક દૃષ્ટિએ કિંચિત્ અપ્રિય થએલી, છતાં ખરેખર અત્યન્ત પ્રિયે એવી રાગિણી! પ્રિયે! તું પણ એમ જ માને છે ને? તારો જો મારા જેવોજ મત નહિ હોય, તો તું મને મારા આજના કૃત્ય માટે દોષ દઇશ. પણ મારો નાઇલાજ છે. પરબ્રહ્મ મને બોલાવે છે. અહંતા છોડી વિશ્વસ્વરૂપી પરબ્રહ્મમાં લીન થવા માટે આ બદ્ધ સ્થિતિનો હું એકદમ ત્યાગ કરું છું; અને નીચે સહી કરી, તારી અને સર્વ ગુરુજનોની ક્ષમા માગી, બીજે જ ક્ષણે જલસમાધિ લઉં છું. આપણે ફરીથી કદિ પણ મળી શકીશું નહિ ! મારા ગયા પછી તારું શું થશે? પણ આ વિચાર જ જવા દે! રાગિણી! સન્માર્ગ છોડીશ નહિ, અને મને ક્ષમા કરજે, એટલી જ મારી માગણી છે. કાગળ તો લખવો હોય એટલો લખાય, પણ હું હવે પૂરો જ કરું છું. રાગિણી! ક્ષમા કર! ક્ષમા કર! ક્ષમા કર!

હું છું તારો, મુમુક્ષુ પ્રિય પતિ,
ભય્યાસાહેબ."

આ પત્ર પૂરો વંચાયો ન વંચાયો એટલામાં દુર્દૈવના અકસ્માત આઘાતથી કોમલહૃદયી રાગિણીને તમ્મર આવી ગઈ, અને તે વિરામાસાન ઉપરથી એકદમ નીચે પડી. ભાઉસાહેબે નીચે બેસી તેનું માથું પોતાના ખોળામાં લીધું. પ્રતિકૂળ દૈવના આ વજ્રઘાતથી તે એકદમ એટલા ચકિત થઇ ગયા, કે તેમના મોંમાંથી એક અક્ષર પણ નીકળી શક્યો નહિ; અને તે પત્થરની મૂર્તિની માફક સ્તબ્ધ થઈ શૂન્ય દૃષ્ટિએ રાગિણી તરફ જોવા લાગ્યા. તે ત્યાં બોલે શું ને કરે પણ શું? શાસ્ત્રીજીએ એક સિપાઇને પાણી લઈ આવવાને કહ્યું. હવાલદાર, નાયક, સિપાઈ—આ બધાનાં મન આવા દુ:ખના પ્રસંગો વારંવાર જોવાથી કઠોર થઇ ગયાં હતાં તે છતાં આ અકસ્માત દેખાવ જોઇને હૃદયમાં અસ્વસ્થ થયા. પછી રાગિણીના પિતાને અને શાસ્ત્રીજી જેવા તેમના સહૃદય મિત્રને તેની આ વખતની સ્થિતિ જોઇને અને તેથી એ વધારે તેની ભવિષ્યત્ વૈધવ્ય સ્થિતિનો મનમાં વિચાર આવતાં, શું લાગ્યું હશે, તેની કલ્પના વાચકવૃન્દ! તું જ કરી લેજે, તે પ્રસંગનું વર્ણન અમારાથી થઈ શકતું નથી!

## પંચવિંશ પરિચ્છેદ

### કુંકુમવિહીન લલાટ!

**आपूर्णश्च कलाभिरिन्दुरमलो यातश्च राहोर्मुखम् ।**

કેટલીક વાર પછી રાગિણીને ભાન આવ્યું ત્યાર બાદ તે બધાં તેમને મુકામે ગયાં. 'શુભ બોલતાં રહેવું, ને ધીરજ આપ્યાં કરવી' એ ન્યાયે શાસ્ત્રીજી બોલ્યા: " આ કપડાં ભય્યાસાહેબનાં જ છે, આ પત્ર અને તેમાંના અક્ષર પણ તેમના જ છે, છતાં પણ પત્ર લખ્યા પછી તેમનું મન શા ઉપરથી ફર્યું નહિ હોય? વારુ, તેમણે હિમ્મત ધરીને ગંગામાં ભુસકો તો માર્યો હશે, પણ પોતે સારા તરનારા હોવાથી તે જલસમાધિ લઈ શકે, એ અશક્ય છે! તરનારો માણસ પાણીમાં ડુબવાનો ગમે તેટલો પ્રયત્ન કરે, તો પણ તે નિષ્ફળ જ નિવડે!"

શાસ્ત્રીજી જો કે આ પ્રમાણે બોલતા હતા, તો પણ તેમને પોતાને જ આ વિષે સંપૂર્ણ ખાતરી હતી, એમ નહોતું. પણ 'આમ કેમ નહિ હોય?' આ વિચારની પરંપરા તેમના મનમાં ચાલતી હતી. ગમે તેમ હોય, તોપણ બિચારી રાગિણીને થોડી પણ આશા ઉત્પન્ન થઈ, એટલું તો ખરું.

ઘાટની આસપાસ બધે જાળ નાંખીને ખાતરી કરી જોવા નાનાસાહેબના સસરાએ સૂચના કરી; અને તે પ્રમાણે તેજ રાતથી તે કામ શરુ થયું. પૈસા તરફ બીલકુલ ન જોતાં બે દિવસ સુધી ભાઉસાહેબે તે કામ ચાલુ રખાવ્યું. આટઆટલી મહેનત કરવા છતાં પણ મૃત શરીરનો પત્તો લાગ્યો નહિ. પાણીના પ્રવાહ સાથે ભય્યાસાહેબ અથવા એમનું મૃત શરીર વહેતું ચાલ્યું ગયું હશે, એ કલ્પનાથી ઘાટથી દશ દશ માઇલ સુધી નીમ્ન પ્રવાહ તરફ તપાસ કરવા માટે અને કાંઈ ભાળ લાગે તો પોતાને તુરત ખબર કરવાને ભાઉસાહેબે પોલીસને કહ્યું હતું. અને જે કોઈ શોધ કરી લાવશે, તેને સારું ઇનામ મળશે, એવું પણ તેમણે પોલીસ પાસે જાહેર કરાવ્યું હતું. ત્રણ ચાર દિવસ સુધી જ્યારે કાંઈ પણ ઠેકાણું ન પડ્યું, ત્યારે શાસ્ત્રીજીનાં ધીરજ આપનારાં વચનો સૂક્ષ્મદર્શી રાગિણીને પણ ખરાં લાગવાં માંડ્યાં; અને પોતાના પતિ જીવતા હશે, એવી આશા પણ તેના મનમાં ઉદ્ભવવા લાગી. " તેમણે કદાચ વિચાર બદલ્યો પણ હોય," અથવા " ગંગામાં કૂદી પડી સામે કિનારે તરતાં તરતાં જઈ પણ પહોંચ્યા હોય," અથવા " ગંગા માતા પોતાના પ્રવાહ સાથે લઈ પણ ગયાં હોય," આ પ્રકારના દુર્બલ આશાતન્તુ ઉપર આધાર રાખીને તે રહી. તેનું આ ભોળું ગાંડપણ જોઇને કેટલાક વાચકોને થોડુંક હસવું પણ આવશે; પણ તે બિચારી દુઃખમગ્ન રાગિણીને મનમાં ને મનમાં હસનારા વાચકો! તમે તેની ઉપર દયા કરો, અને તેને હસશો નહિ! રાગિણી જેવી પ્રેમમય અને કેવળ પ્રેમાધાર યુવતીનું વૈધવ્ય કેટલું ભયાનક લાગતું હશે, તેનો તમે વિચાર કરો, તેની સાથે શોક કરો.

અને તો તેની સાથે દુઃખમાં ભાગ લઈ આંસુ ગાળો; પરન્તુ આવા આવા નિરાધાર આશાતન્તુનો આધાર લેવા માટે તે ગરીબ બિચારી અબલાને હસશો નહિ; અને કઠોર બની દોષ તો નજ દેશો !

વાચકવૃન્દ ! તમારામાંના ઘણાખરા કોમલહૃદયી તો હોવા જોઈએ કે જેમનાં હૃદય રાગિણીની આ કરુણ કથા સાંભળી જરૂર જ દ્રવતાં હશે ! પણ દૈવને હૃદય જ ક્યાં છે ? તેને નથી દયા કે માયા, નથી વિવેક કે વિચાર, તેને કાંઈ પણ નથી ! રાગિણીને આટલું દુઃખ થયું છતાં પણ દૈવનું હૃદય બિલકુલ દ્રવ્યું જ નહિ, તદુપરાંત પૂર્વોક્ત કોમલ આશાતન્તુને પણ તેણે તોડી નાંખ્યા !

કેટલાક દિવસ પછી તે ઘાટથી બે માઇલ દૂર એવા બીજા એક ઘાટ પાસે પોલીસને એક લાશ મળી આવી. આ લાશ અર્ધ કોહી ગએલી–કેટલાંક અવયવોમાં કાગડા, કુતરાં, શિયાળ જેવાં પ્રાણીઓથી ખવાએલી–હોવાથી વિરૂપ બની ગએલી હતી. જેથી તે અમુક જ માણસની છે, એમ ખાતરી-પૂર્વક કહેવું અશક્ય હતું; તોપણ અવયવોના ગૌર વર્ણ ઉપરથી, શરીરની ઉંચાઈ ઉપરથી તે કદાચ ભય્યાસાહેબની હશે, એમ પોલીસ અમલદારે ધાર્યું; તેથી તે લાશને તેમણે ભાઉસાહેબને બતાવવા તેમની પાસે મોકલી. ભાઉસાહેબને અથવા તેમના મિત્રમંડળમાંના કોઈને, તે લાશ ભય્યાસાહેબની જ છે, એવી ખાતરી થઈ નહિ. પરંતુ "તેના જમણા હાથની આંગળીમાં આ વીંટી હતી," એવું કહી પોલીસના નાયકે ભાઉસાહેબને જ્યારે એક વીંટી આપી, ત્યારે તેમની આંખ આગળ સ્વચ્છ પ્રકાશ પડ્યો. 'પ્રકાશ' શાનો ? અન્ધકાર જ કહોને ? કારણ તે જ ક્ષણે જાણે આંખે અંધારી આવી ગઈ હોય અને પોતે મૂર્છાવશ થઈ, નીચે પડી જતા હોય એમ લાગવાથી ભાઉસાહેબ એકદમ નીચે બેઠા ! તે વીંટીને ભાઉસાહેબ સારી રીતે ઓળખતા હતા. અહા ! ભય્યાસાહેબને એક શુભ પ્રસંગે ભેટમાં આપેલી વીંટી કેવે વખતે તેમના હાથમાં પાછી આવી ! કુદરત તારી બલિહારી છે ! મુદ્રિકા તો એક નાનીશી વસ્તુઃ પણ તે કેવા કેવા ચમત્કારો કોઇક વખતે કરે છે ! શકુન્તલાની મુદ્રિકાની પૌરાણિક કથા તો સુપ્રસિદ્ધ જ છે ! તે મુદ્રિકાએ તો આગળ જતાં દુષ્યન્ત રાજાને કર્તવ્યકર્મની યાદ આપી, શકુન્તલાનું સ્મરણ કરાવી આપતાં પોતાની સ્વામિનીનું શ્રેય કરવાનું પુણ્ય પ્રાપ્ત કર્યું હતું. જ્યારે ભય્યાસાહેબના કરને શોભાવનારી તેવી જ (ભેટ મળેલી) મુદ્રિકાને જાણે રાગિણીની ઇર્ષ્યા જ આવી હોય તેમ છેવટે તેણે પોતાનું વેર સાધી લીધું; અને પોતાની સ્વામિનીના પતિના માઠા સમાચાર તેને કહી સંભળાવવા તેની સમક્ષ પણ આવી, તેનું કુંકુમલાંછિત ગૌરમુખ હમેશને માટે કુંકુમવિહીન અમંગળ બનાવી દીધું ! !

---

## દ્વિતીય ખંડ

---

### પ્રથમ પરિચ્છેદ



#### નાના ગુપચુપીઆ

કાળની લીલા વિચિત્ર છે કોઇનું મૃત્યુ થાવ, કે કોઇને ઘેર પુત્ર થાવ; કોઇ બાદશાહનો દફનવિધિ થાવ, અથવા કોઈ રાજાના રાજ્યારોહણ વિધિનો આરંભ થાવ; કાલનો પ્રવાહ દુઃખથી, આનન્દથી, ભયથી અથવા કુતૂહલથી ક્ષણવાર પણ થોભ્યો હોય, એમ કદિ પણ બન્યું નથી. દરેક ક્ષણે જે કાળ કોઇનો પણ જન્મ જુવે છે, અને હરઘડીએ જેનો મૃત્યુ સાથે મેળાપ થાય છે, તેને જન્મથી આનન્દ કે મૃત્યુથી શોક પણ કેવો ? એક તરફ અનેક જીવનાશક ધરતીકંપ, ઘનગર્જિત વિદ્યુત્પાત, અકસ્માત અન્તઃસ્ફોટ નૌકાભંગ જેવા અનેક પ્રસંગો પળેપળે જે કાળની દૃષ્ટિએ આવી જાય છે, અને બીજી તરફ દુન્દુભિગર્જિત વિજયોત્સવ, વિધવિધ વાદ્યપ્રકીર્તિત જન્મદિનોત્સવ, વિવાહસમારંભ કે દરબારના સમારંભ જે કાળ પ્રત્યક્ષ હાજર રહીને પાર પાડે છે, તે કાળને સુખ કેવું ને દુઃખ કેવું, ભક્તિ શી, અને કુતૂહલ પણ શું ? જે કાળે અનેક રાજાઓને રંક અને રંકને રાજા થતા જોયા તેને જગત્‌માં આશ્ચર્ય કઇ વાતનું હોય ? અનેક રાજ્યોના વિપ્લવો જેણે પ્રત્યક્ષ નિરખ્યા, પ્લેગ યા મરકીથી મૃત્યુવશ થએલા લાખો માણસોને જેણે પોતાની ગર્તામાં સુવાડયા તેને એકાદ કુટુંબમાંથી એકાદ માણસ મરણને શરણ થાય, તેથી દુઃખ શું.? અથવા એકાદ કુટુંબમાં એકાદ બાળકનો જન્મ થાય તેથી સુખ પણ શું ? કાળને તો નથી દયા કે નથી માયા, નથી પ્રેમ કે નથી દ્વેષ; તે તો પોતાનો સતત અખંડિત પ્રવાહ ધીમે ધીમે ચાલુ રાખે છે; એટલું જ નહિ, પણ તે પોતાના પ્રવાહમાં અનેક વ્યક્તિઓને અને રાષ્ટ્રોને જરા પણ અડચણ વિના લઈ જાય છે, અને તેમની સ્થિતિમાં ચમત્કારિક ફેરફારો પણ કરે છે. કાલ તારી ગતિ ગહન છે.

કાળને પોતાને કોઈ પણ જાતનું આશ્ચર્ય નહિ હોય, અને કોઇનો ભય પણ નહિ હોય; પણ તેની કૃતિ તરફ દૃષ્ટિ કરતાં મનુષ્યનું મન આશ્ચર્યચકિત અને ભય ચકિત થઈ જાય છે. ગયા ખંડમાં વર્ણન કરેલી વાતને બે વર્ષો પણ પૂરાં થયાં નહિ હોય તેટલામાં કાળે કેટલા બધા ફેરફારો કર્યા !

ખરેખર એકાદ માણસની કેટલાક વર્ષો પહેલાંની સ્થિતિનું સ્મરણ કરવું, અને તેની આજની સ્થિતિ જોઇને તે બન્ને સ્થિતિની મનમાં તુલના કરતાં આપણને અનેક સ્થિત્યન્તરો માલમ પડી આવશે, તેમ જ આશ્ચર્યથી દિગ્મૂઢ થઈ જતાં એકદમ 'कालाय तस्मै नमः એવા ઉદ્ગારો આપણા મોંમાંથી બહાર પડશે! જેને માટે દૂર જવાની જરૂર નથી. આપણી રાગિણીનો જ વિચાર કરો. પાંચ છ વર્ષ

પહેલાં ભય્યાસાહેબને અસ્પષ્ટ અને સાત્ત્વિક પ્રેમથી ચાહનારી મુગ્ધ સૌન્દર્યવતી, કુમારી રાગિણી; પછી વિવાહની ચિન્તાથી ચિન્તામગ્ન થએલી યુવતી રાગિણી; વિવાહિત થએલી રમણીય રમણી રાગિણી: ત્યાર પછી દુર્દૈવના આઘાતથી પતિહીન થયેલી હતભાગિની શોકાકુલ રાગિણી, અને એ વાતને બે વર્ષ પૂરાં થાય ન થાય એટલામાં જ અકાલે પ્રૌઢ દેખાતી પવિત્રાચરણી, વિવેકી, વિધવા રાગિણી. આ બધાં સ્થિત્યન્તરો એક-બીજાથી એટલાં બધાં ભિન્ન છે કે તે બધાં એક જ રાગિણીનાં વિકસિત સ્વરૂપો છે, એમ કહેવા કરતાં તે બધી એક કરતાં વધારે વ્યક્તિઓ હોઇ તેમનાં નામ માત્ર એક છે, એમ કહેવાનું એકાદ વાર મન થઈ જાય છે. આ છેલ્લાં બે વર્ષમાં પણ રાગિણીનાં કેટલાં બધાં વિવિધ સ્વરૂપો જોવામાં આવે છે ? તેની વૃત્તિ કેટલીએ વાર બદલાઈ, તેણે પ્રાણત્યાગના વિચારો કેટલીએ વાર કર્યા, અને કેટલીએ વાર તે વિચારો ફર્યા ! આ બધાં સ્વરૂપોનું, વૃત્તિઓનું, હેતુઓનું સવિસ્તર વર્ણન કરવું, એ માનસ શાસ્ત્રની દૃષ્ટિથી જો કે ઉપયુક્ત અને મનોરંજક હશે, તો પણ આપણી વાર્તાની દૃષ્ટિથી તો એનું ટુંક જ દિગ્દર્શન યોગ્ય થઈ પડશે.

મૃત દેહની અને વીંટીની ભાળ લાગ્યા પછી તે પ્રેતનું યથાવિધિ દહન કરીને કેટલેક દિવસે તે બધાં ત્રિજયગામમાં પાછાં આવ્યાં. નાના-સાહેબ ગુપચુપીઆ, નાનાસાહેબ વગેરેએ આ વૃત્તાન્ત પત્ર દ્વારા કયારનો ય જાણ્યો હતો. આ સમાચાર ગામમાં એકદમ ફેલાઈ ગયા અને તે સાંભળનાર દરેક માણસનું હૃદય દુઃખયુક્ત થવા લાગ્યું. નાનાસાહેબને, બાસાહેબને અને ઉત્તરાને થયેલા દુઃખનું વર્ણન અમે કરીએ, તે કરતાં વાચકો જ તેની કલ્પના કરી લે, તો ઠીક. જ્યારે ભાઉસાહેબ અને રાગિણી કાશીથી પાછાં આવ્યાં, ત્યારે તેમની સાથે શું બોલવું, તેમને શાન્ત કયા શબ્દો વડે પાડવાં, તે કોઇને પણ સૂઝયું નહિ. 'ઇશ્વરેચ્છા' 'ઇશ્વરની લીલા,' 'દૈવનો પ્રતાપ' વગેરે શબ્દોથી ભાઉસાહેબનું અથવા રાગિણીનું મન શાન્ત થયું હોત ખરું ? આ શબ્દો તો શું, પણ બીજા ગમે તેવા શબ્દો આ વખતે તેમને તુચ્છ લાગ્યા હોત. ચીનુભાઈ બાડીઆ અને એમના જેવા જ બીજા લોકોએ 'ઇશ્વરેચ્છા' જેવા શબ્દોનો ઉચ્ચાર કરી, તેમને શાન્ત કરવાનો પ્રયત્ન કર્યો. રાગિણી જેવો પ્રસંગ જેની ઉપર આવે છે, તેને અથવા તેના સંબંધીઓને આ જગતમાં ઇશ્વર છે કે નહિ, તેની શંકા આવવા લાગે છે; ત્યારે 'ઇશ્વરેચ્છા'દિ શબ્દોથી તેમનાં મન શાન્ત કેવી રીતે થાય ? આ શબ્દો કરતાં નાનાસાહેબ કે ઉત્તરાની મૌનયુક્ત, પરંતુ શોકાકુલ મુખમુદ્રા વડે જ તેમનું સો ગણું સમાધાન થયું હશે. એક બીજાનાં હૃદયને તેઓ જાણતાં હતાં. 'ઘણું ખોટું થયું,' આ શબ્દો ઉચ્ચારવાની નાનાસાહેબને જરૂર જણાઈ નહિ. સ્નિગ્ધ હૃદયો એક બીજાનાં સુખદુઃખો શબ્દ વિના જ સમજી શકે છે. અસ્તુ !

વિજયગામ ગયા પછી બીજે જ દિવસે રાગિણી સાસરે રહેવા ગઈ. શોક કરી બેસી રહેવા કરતાં પતિના કહેવા પ્રમાણે પોતાનો વખત વીતાડવો, એવો તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો. પોતાનો નિશ્ચય તેણે ભાઉસાહેબને કહ્યો અને તેમની રજા લઈ તે પોતાને સાસરે ગઈ.

રાગિણી વિષેના નાનાસાહેબ ગુપચુપીઆના ભિન્ન ભિન્ન વિચારોનું દિગ્દર્શન કરવું અઘરું છે. જેના પ્રેમમાં અન્ધ બનીને ભય્યાસાહેબે, 'મારે આની સાથે પરણવું છે' એમ કહ્યું હતું, તેને વિષે તેમનું મન પહેલાં કલુષિત થયું હતું; અને ભય્યાસાહેબનું મન સંસાર ઉપરથી ઉઠી જવાનું કારણ પણ તેની ગેરવર્તણુંક જ હશે, એમ ધારી તે દોષ પણ તેની ઉપર જ ઢોળવા લાગ્યા. પરન્તુ તેની હંમેશની સરળ અને પ્રેમાળ વૃત્તિ, તેણે કરેલી પોતાની સેવા—વિશેષતઃ ભય્યાસાહેબ કાશી ગયા પછી તેણે કરેલી સેવા—જોઇને તે તેની પર સન્તુષ્ટ થયા હતા, એ પાછળ કહેલું જ છે. પણ પુત્રનિધનની વાર્તા સાંભળ્યા પછી તેમનું મન તેની ઉપર વિનાકારણ રોષે ભરાયું, અને 'આના મારા ઘરમાં આવ્યા પછી મારા છોકરાના મનમાં વિચારો આવવા લાગ્યા અને તેથી તેનું મન બ્હેકી જવાથી તે કાશી ચાલ્યો ગયો,' એમ એમને લાગ્યું. અને તેમની એ કલ્પના વૃદ્ધાવસ્થાને કારણે દૃઢ થઈ; જેથી રાગિણીનું ફરીથી મુખાવલોકન પણ કરવું નહિ, એવો તેમણે નિશ્ચય કર્યો. રાગિણીનું સૌજન્ય, તેનો પ્રેમાળ સ્વભાવ, તેની સેવાવૃત્તિ તેનું વિનય મધુર સ્વરૂપ, આ બધું જોઇને નાના ગુપચુપીઆનું મન કોઈ કોઈ વાર પીગળી પણ જતું; પણ ફરીથી તેમને એમ લાગવા માંડતું કે રાગિણી એ મોહક સ્વરૂપ ધારણ કરનારી રાક્ષસી તો નહિ હોય? જ્યારે તે શાન્ત ચિત્તે વિચાર કરતા, ત્યારે પોતે તેને વ્યર્થ દોષ દે છે, એમ પણ તેમને અવશ્ય લાગતું; પરન્તુ તે પુત્રના કારણ રૂપ બની છે, એ વિચાર પાછો મનમાં પ્રબળ થતો, અને આવે વખતે જો રાગિણી કાંઈ કામ નિમિત્તે પાસે આવી હોય, તો તેને નાનાના ઘણા જ હલકા શબ્દો—જે ઉચ્ચારી પણ શકાય નહિ, તેમ લખી પણ શકાય નહિ,—સાંભળવા પડતા! છતાં પણ રાગિણીએ સસરાને કદિ પણ સામો જવાબ દીધો નહિ. તેને જગતમાં સ્તુતિ કે નિન્દાની હવે વિશેષ પરવા નહોતી. ભય્યાસાહેબે જતી વખતે નાનાની સેવા કરીશ તો તે મને પહોંચશે, એમ કહ્યું હતું, તે રાગિણી ભૂલી ગઈ ન હોતી. એટલું જ નહિ, પણ તેજ શબ્દોનો પોતાના કાન આગળ કોઈ ઉચ્ચાર કરી રહ્યું હોય, એમ તેને લાગતું. ખરી રીતે જોતાં તો કલ્પનાપ્રાબલ્યથી ઉત્પન્ન થએલો આ એક ભાસ જ હતો; પણ ભય્યાસાહેબના છેલ્લા વાક્યનું તેને અહર્નિશ સ્મરણ થયાં કરતું હતું, એ સ્પષ્ટ રીતે સમજી શકાય છે.

વૃદ્ધ સસરાની ગાળો તરફ બિલકુલ ધ્યાન ન આપતાં, ભિન્ન ભિન્ન રીતે તે તેમની સેવા કરતી જ રહી. તે તેને અનુચ્ચારણીય અપશબ્દો કહીને 'તારું મોંઢું પણ તું મને બતાવીશ નહિ' એમ ઘણી વાર કહેતા. પરન્તુ વૃદ્ધ મનુષ્યનું, વિશેષતઃ પુત્ર–વિરહથી દગ્ધ થએલા વૃદ્ધ મનુષ્યનું, ચિત્ત ઠેકાણે ન હોય એવા વૃદ્ધ સસરાજીનું બોલવું શા માટે મન પર ધરવું જોઇએ, એવો પુખ્ત અને સુજ્ઞ વિચાર કરીને રાગિણી પોતાનું કર્તવ્યકર્મ કરવામાં જ પોતાનો સમય વીતાડવા લાગી.

બિચારી રાગિણીની આટલી બધી ચીવટ જોઇને બુઢ્ઢો વધારે ગુસ્સે થતો; અને આ ખરેખર પિશાચિની, રાક્ષસી છે, યથેચ્છ આચરણ કરવાનું મળે એટલા માટે મને મારી નાંખવાની ખટપટ કરે છે; અને હું ન જાણું એવી રીતે મારા ખોરાકમાં તે રોજ કંઈ નાંખતી હોવાથી મારું શરીર દિવસે દિવસે લથડતું જાય છે,–એની માયા અથવા વિષના કારણથી જ મારા છોકરાનું મગજ બગડ્યું અને તે ભાગ્યો–આવા ઘણા અમંગલ વિચારો તેમના મનમાં આવતા. તેથી તો છેવટે એટલે સુધી વાત વધી ગઈ, કે તે તેને મારવા પણ લાગ્યા; અને જાણે કે રાગિણીના સત્વની કસોટી જ તે ન કરતા હોય એમ ભાસવા લાગ્યું ?

ભાઉસાહેબે આ વાત થોડા વખત પછી જાણી અને આવી સ્થિતિમાં રાગિણીએ શ્વશુરસેવા કરવા સાસરે રહેવું યોગ્ય છે કે નહિ, તેનો તે વિચાર કરવા લાગ્યા; પણ આ વિકટ પ્રશ્નનો ઉકેલ તે ઘણા દિવસ સુધી ન કરી શકયા. છેવટે એક દિવસે એવો પ્રસંગ બન્યો કે ડોસાએ ગુસ્સાના આવેશમાં પાસે પડેલું તાંબાનું પવાલું છૂટું ઠોકયું, ને તે તેના કાન પાસે મસ્તકમાં લાગવાથી તે મૂર્છિત થઈ નીચે પડી. આ વાત જ્યારે તેમણે સાંભળી, ત્યારે તે રાગિણીને પોતાને ત્યાં રહેવા આવવાને સૂચવ્યું. નાનાસાહેબ અને શાસ્ત્રીજીએ પણ અનુમોદન આપ્યું. પણ રાગિણીએ તે બીલકુલ માન્યું નહિ. તે તેમનું કહેવું શાન્ત ચિત્તે સાંભળી લેતી, પણ પોતાના પતિએ કહેલા અને પોતે નક્કી કરેલા વર્તનક્રમમાંથી તે ડગલું પણ ખસતી નહિ.

---

## દ્વિતીય પરિચ્છેદ

### છૂટકારો

"રાગિણી! તું કહે છે તે બધું ખરું; પણ માણસે પોતાના જીવની પણ દરકાર ન કરવી?"

"જીવ તરફ વળી શું જોવાનું છે, બેન! મારા મરવાથી દુનિયામાં હવે કંઈ ખોટ પડવાની છે?"

"આમ કરવાથી કેમ ચાલશે? પરમ દિવસે તેણે તને દાદરાપરથી ધક્કો મારી નીચે ફેંકી દીધી, છતાં પણ હજીએ તું ત્યાં જ રહેવાનું કહે છે, તને તે શું કહેવું? તને જો તે નજર આગળ પણ રાખવા નથી માગતા, તો તું શા માટે તેમની પાસે નફટ થઈ ત્યાં જ પડી રહે છે?"

"બેન! હું જો નાનાની સેવા નહિ કરું, તો પછી કરશે કોણ?"

"બધુંય ખરું; પણ દરેક વાતને હદ હોય છે કે નહિ? તારો જીવ લેવાને તારા સસરા તૈયાર થયા છતાં તું તો તેમની પાસે જ રહેવાનું કહે છે એ કેવી વાત! બેન! તને ખરું કહું! તારું આ કર્તવ્ય મને જરા પણ પસંદ નથી. આટલા દિવસ સુધી તું ત્યાં રહી, એ તો જાણે ઠીક, પણ હવે વધારે વાર ત્યાં રહેવામાં શી શોભા છે?"

રાગિણી ક્ષણમાત્ર થોભીને બોલી: "શોભા રહી નથી, એ ખરું પણ મને તો એ ઘર છોડવાનું બિલકુલ પસંદ નથી. કારણ કે 'નાનાની સેવા કર, એટલે તે મને પહોંચશે,' આ છેવટની તેમની આજ્ઞા કેમ કરીને હું ઉલ્લંઘન કરું અને 'રાધા પણ આપણે ત્યાં આવે ત્યારે તું જ સંભાળજે' આ શબ્દો પણ મારાથી કેમ કરી વિસરાય? બેન! તું જ કહે."

"હવે તારી સામે બોલાય, એવું રહ્યું નથી. તારા સસરાનું ઘર છોડવાનું તને બીજે કોઈ પ્રસંગે કોઇએ કહ્યું હોત ખરું? તે તને રોજ મારે છે, કાલે તો દાદરા પરથી તને ધક્કો માર્યો, આટલે સુધી વાત આવી છે; તેથી જ કહું છું કે હવે કાંઈ સાસરે રહેવામાં સાર નથી. બાકી તું તો પહેલેથી જ જક્કી છે. તારા મનમાં જે આવશે તેજ તું કરીશ; એ હું જાણું છું: પણ માણસે વિચાર તો કરવો જોઇએ કે નહિ? સસરાજી થયા એટલે ઠેર મારી નાંખતાં સુધી તેમની સેવા કરતાં રહેવું જોઇએ કે શું? દરેક વાતને સીમા છે કે નહિ?"

"પણ બેન! કર્તવ્યકર્મને શાની સીમા હોય?"

"મારાથી તને ક્યાં પહોંચાય એમ છે? લે, ત્યારે હવે હું જાઉં છું. તમે લોકો તમારી હઠ કદિ પણ છોડવાનાં નથી! તારો સ્વભાવ તો ઘણો ઉત્તમ છે, પણ અક્કલને નામે મોટું મીંડું!"

"બેન! તું મને દોષ ના દે! મારું કર્તવ્યકર્મ શું છે, તેજ મારાથી હવે સમજાતું નથી. હું પણ હવે શું કરું? તું હમણાં કહે છે, તેમ પિતાજી પણ કાલે કહેતા હતા. હવે મારે પિતાની આજ્ઞા માનવી કે તેમની! કહે, તું જ કહે જોઉં બેન!"

"અલબત્ત, ભાઉસાહેબનું કહેવું માનવું. ભવિષ્યમાં તારી આવી દુર્દશા થવાની છે, એમ જો ભય્યાસાહેબ જાણતા હોત તો તે પણ તને અમારા જેવી જ સલાહ આપત, એવી મારી ખાતરી છે."

"શું કહે છે? બેન! 'નાનાને ઘડપણમાં છોડીને ભાઉસાહેબને ત્યાં સુખમાં રહેવા જજે' એવું મને તેમણે કહ્યું હોત ખરું?"

"મને તો હવે કાંઈ જ બોલતાં આવડતું નથી!"

"શાસ્ત્રીજી જેવાને વિવાદમાં હઠાવે એવી તું, તે ઉત્તરા મારી સાથે ન બોલી શકે?"

"રાગિણી! તને મશ્કરી કેમ સૂઝે છે, કોણ જાણે? આવે વખતે મને મશ્કરી જરા પણ પસંદ નથી."

"તું ગમે એટલું કહે, પિતાજી ગમે તેવી આજ્ઞા કરે, મોટાભાઇ ગમે તેવા પ્રયત્નો કરે, પણ હું તો સાફ સાફ કહું છું, કે હું નાનાને છોડીને કોઇ પણ ઠેકાણે જવાની નથી. ઠીક, પણ, તું હવે કૉલેજમાં ક્યારે જવાની છે?"

"થોડાજ દિવસ પછી જઇશ. જતાં પહેલાં ફરી એક વાર તને મળીશ."

"વારુ, પણ મારે તારી સાથે બીજી એક બાબત વિષે વાતચીત કરવી છે. આજે જ કરું કે ફરી આવે ત્યારે—?"

"તે બાબત હું સમજી ગઇ છું જેથી તારે બોલવાની જરૂર જ નથી. મારો નિશ્ચય કાયમ છે. ઠીક, હવે હું જાઉં છું ત્યારે."

આટલી વાતચીત પછી ઉત્તરા પોતાને ઘેર જવા ઉઠી. રાગિણીનું મન ફેરવવા તે આવી હતી, પણ તેનો પ્રયત્ન નિષ્ફળ ગયો. આવી સ્થિતિમાં પણ રાગિણી સાસરે રહેવાની હઠ છોડતી નથી એ જોઇને, તેનું મગજ ફરી ગયું હોય એમ ઉત્તરાને લાગ્યું અને તેના બેહદ કોમળ સ્વભાવની તેને દયા આવી. પણ ફરીથી બીજી વાર વિચાર કરતાં એમ લાગતું, કે તેનું મગજ તો ફરી ગયું નથી, પણ ઉલટી તે પોતાના કરતાં હજાર દરજ્જે શ્રેષ્ઠ છે. રાગિણી એ સીતા, સાવિત્રી જેવી મહાપતિવ્રતા છે,— તેનું આ આચરણ ગાંડપણવાળું નથી પણ અત્યન્ત પવિત્ર અને આચરણીય છે, આ વાત વિચારને અન્તે તેના ધ્યાનમાં આવતી. તેની દયા ન આણતાં આવા અનુકરણીય આચરણ માટે તેનાં વખાણ જ કરવાં જોઇએ, એમ તે પોતાના મનમાં તેને ધન્યવાદ આપતી.

આ તરફ રાગિણીનું મન પણ દ્વિધા થઈ ગયું. "ભાઉસાહેબ, નાનાસાહેબ, આનન્દરાવ અને ઉત્તરા, આ બધાં જ મને પિયેર જઇ રહેવાનું કહે છે તે શા માટે? લોકો મારે વિષે ખોટું બોલે એવી થોડી જ એમની ઇચ્છા છે? ના. તો પછી પિતાને ઘેર જવું કે કેમ? હવે મારે અહીં રહેવામાં શોભા પણ શી છે?"

આવા વિચારની પરંપરા મનમાં ચાલતી હતી એટલામાં તેનું અન્તઃસ્થ હૃદય તેને કહેવા લાગ્યુંઃ 'શોભા હો કે ન હો; અહીં જ રહેવું જોઇએ. આ જ ઘરમાં રહેવું, એ જ માર્ગ મહત્તાનો શ્રેયસ્કર અને પુણ્ય-કારક છે.' આવી સ્થિતિમાં તેની વ્યાવહારિક બુદ્ધિનો વિજય થયો હોત કે તેની અન્તઃકરણપ્રવૃત્તિ પ્રમાણભૂત થઇ વિજયી નીવડી હોત તે કહેવું મુશ્કેલ છે. કારણ, અંતઃકરણપ્રવૃત્તિ અને બુદ્ધિ વચ્ચેની તકરારનો આ પ્રશ્ન પરમાત્માએ તે જ રાત્રે જુદી જ રીતે ઉકેલી નાંખ્યો !

રાત્રીના અગિઆરનો સુમાર હતો. વૃદ્ધ સસરાની પગચંપી કરી શેક કર્યા બાદ રાગિણી કલાક પહેલાં જ પાસેની પોતાની સુવાની ઓરડી-માં ગઇ હતી. પણ મનમાં એક પછી એક વિચારો આવવાથી તેને ઘણી વાર સુધી ઉંઘ આવી નહિ. જરા તેની આંખ મળતી હતી, એટલા-માં *'ગંગા', 'ગંગા', એવી સસરાએ મારેલી હાંકો તેણે સાંભળી. આ હાંકો જોકે ઉચ્ચ સ્વરે મરાએલી હતી, તો પણ તેમાં હંમેશનો કઠોર અને કર્કશ સ્વર ન હતો, પણ એક પ્રકારની મૃદુતા ભાસતી હતી. રાગિણી એકદમ ઉઠી, અને નાના પાસે ગઈ: 'મને બોલાવી ? મારૂં શું કામ છે ?' એવું સૌમ્ય અને પ્રેમાળ સ્વરે તેણે પૂછ્યું.

"ગંગા ! મારે કાંઇ જોઇતું નથી. તું જરા અહીં બેસ."

આવા અણધાર્યા સૌમ્ય અને શાન્ત શબ્દોથી અને તેમની તે વખતની કોમળ વૃત્તિથી રાગિણી આશ્ચર્યચકિત થઈ અને સાથે થોડીક ગભરાઈ પણ ખરી. "ડાકટરને બોલાવરાવું કે ? મોટાભાઇ પાસે જ છે, તેમને બોલાવવાને મોકલું !" એમ તેણે તેમને પૂછ્યું. અને ત્યાં જ ખૂણામાં પડી રહેલા ચાકરને ઉઠાડવા તે હાંકો મારવા લાગી.

પણ નાના ગુપચુપીઆએ તેને પોતાની પાસે બોલાવી, અને તેનો હાથ ઘણા પ્રેમથી પોતાના હાથમાં લઇ તેને પ્રેમપૂર્વક પાસે બેસાડતાં તે બોલવા લાગ્યાઃ "ગંગા ! ડાકટરની મારે કાંઇ જરૂર નથી. તું જ મારી ડાકટર છે. મારા શરીર કરતાં મારા મનને જ વધારે કલેશ થાય છે. ગંગા ! તું ગંગા જેવી શુદ્ધ અને પવિત્ર છે. મેં તને દુઃખ દીધું, તેની તું મને ક્ષમા કર ! મેં તને અપશબ્દો કહ્યા છે અને ઘણી વાર મેં તને મારી પણ છે. તે બધુ યાદ આવતાં મને ઘણું દુઃખ થાય છે. તારી પાસે ક્ષમા માગવી એવું મને ઘણી વાર થઈ આવતું; પણ તારા જેવી નાની છોકરીની ક્ષમા કેવી રીતે માગવી, એ શરમથી ક્ષમા-યાચનાના શબ્દો મારા મ્હોમાંથી નીકળતા નહિ. ગંગા ! તારા જેવી સાધ્વી સ્ત્રીને ગાળો દેતી વખતે મારૂં મગજ ઠેકાણે હતું કે નહિ, તેની મને હવે શંકા ઉત્પન્ન થાય છે. જેનું મગજ ઠેકાણે હોય એવો કયો

---

*રાગિણીને પિએરના નામથી બોલાવવી, એ નાનાને પસંદ ન હતું

માણુસ તારી જોડે ક્રૂરતાભર્યું આચરણ કરશે ? મને લાગે છે કે, ઘડપણને લીધે મારી બુદ્ધિ બ્હેર મારી ગએલી હોવી જોઇએ; અથવા સંતાપના આવેશમાં એકાદ કલિપિશાચ મારા શરીરમાં પ્રવેશ કરતો હોવો જોઇએ, અને તેથી જ મારે હાથે તે વખતે એવું કઠોર વર્તન થયું હશે. તે ગમે તેમ હો, પણ હવે મને તેને માટે પૂર્ણ પશ્ચાત્તાપ થયો છે—થાય છે. મારૂં મરણ પણ હવે પાસે આવેલું જણાય છે. હું હવે ઘણા દિવસનો મ્હેમાન નથી. મૃત્યુમુખે પડ્યા પછી મને જે જ્ઞાન થયું, તે જ પહેલાં થયું હોત તો ? પણ જે બનવાનું હતું, તે તો બની જ ગયું છે. મેં તારી સાથે જે અમાનુષ ક્રૂરતાથી વર્તન ચલાવ્યું તેને માટે મારે ફળ તો અવશ્ય ભોગવવું જ પડશે. પશ્ચાત્તાપ થયો એટલે ભોગવવાનાં કર્મફળો કાંઈ ટળતાં નથી, એ હું બરાબર રીતે જાણું છું. પરંતુ તેં મને ક્ષમા આપી છે, એમ જો હું સાંભળીશ, તો હું સુખેથી મરીશ.''

આટલું બોલ્યા પછી થાક લાગ્યો તેથી કહો, અથવા રાગિણી કાંઈ બોલશે એ આશાથી કહો, તે ક્ષણ વાર ચૂપ રહ્યા. પણ રાગિણીને શું બોલવું તે સૂઝયું નહિ. એટલામાં નાનાને બીજો વિચાર સૂઝયો અને તે ફરીથી બોલવા લાગ્યા: ''ગંગા ! એકાદ બે દિવસમાં આ લોક છોડી પરલોકમાં, કરેલાં કર્મનાં ફળ ભોગવવા, મારે જવું પડશે એ મને સ્પષ્ટ દેખાય છે. મારે મૃત્યુપત્ર—વીલ—કરવું છે. તારા પોષણ પૂરતા પૈસા તને આપી બાકીનું બધું રાધાને આપી દેવું એવો મારો વિચાર પહેલાં હતો. પણ હવે આખી એસ્ટેટ તારે જ નામે કરી આપવાનો મેં નિશ્ચય કર્યો છે. વળી કાયદાથી પણ તે તને જ મળશે. તેમાંથી અડધી 'એસ્ટેટ' એકાદ શાળામાં ધર્માદા ફંડ તરીકે આપી દેવાની મારી ઇચ્છા છે, તે તું પૂરી કરજે. રાધા તારી નાની બેન છે એમ સમજ, અથવા તો તારી દિકરી છે એમ માની લે. તેને વારંવાર બોલાવતી રહેજે. તે અજ્ઞાન છે. તેના પર કદિ ગુસ્સો કરીશ નહિ. તું નાની છતાં મોટી છે, કારણ તારું મન મોટું છે. મારા મરણ પછી તું પિએર રહેવા જઇશ, એ સ્પષ્ટ છે. પણ તું રાધાને બોલાવવા ચૂકીશ નહિ. તેની માની જેમ તું તેની સંભાળ લેજે. હવે તને વધારે શું કહું ? ''

આટલું કહેતાં કહેતાં તેમનું ગળું ભરાઈ આવ્યું અને તેમના મુખમાંથી વધારે એક અક્ષર પણ નીકળ્યો નહિ. તેમને ઉંઘ આવે છે, એમ ધારી રાગિણી પણ ત્યાં જ બેસી રહી. કેટલીક વારે તે ભર ઉંઘમાં પડ્યા હોય એમ લાગવાથી તે પોતાની ઓરડીમાં જવાને માટે ઉઠી. મનમાં કાંઇંક શંકા આવવાથી તે નીચે બેઠી, અને તેમનો હાથ હાથમાં લઇને નાડી જોતાં તેને માલમ પડ્યું, કે તે નિદ્રા નથી પણ કાળનિદ્રા જ છે.

---

## તૃતીય પરિચ્છેદ

### એક વર્ષ બાદ

જાગીરદાર નાનાસાહેબ ગુપચુપીઆ ગુજરી ગયા તેથી વિજયગામમાંનાં સ્થાનિક છાપાંમાં અને બીજાં શહેરોમાંનાં સ્થાનિક છાપાં તેમ જ વર્તમાનપત્રોમાં પણ કાળી લીટીઓ વચ્ચે લખાએલા શોકદર્શક મૃત્યુલેખથી જો કે દુઃખ દર્શાવવામાં આવ્યું હતું અને 'તેમના આત્માને શાન્તિ મળો' એવી અધિપતિઓએ પરમાત્મા પાસે મનઃપૂર્વક પ્રાર્થના કરી હતી; તો પણ વિજયગામના લોક તેમના મૃત્યુથી વિશેષ દિલગીર થયા હોય, એમ દેખાયું નહિ. કંજુસપણા માટે તેમની કીર્ત્તિ પહેલેથી જ બધે ફેલાઇ હતી; વળી રાગિણી પ્રત્યેના તેમના ક્રૂર વર્તન વિષેની સાધાર અને નિરાધાર વાતો દિન પ્રતિદિન સંભળાતી હતી; આવી સ્થિતિમાં 'ડોસો મરી જાય' તેથી લોકો શા માટે દુઃખી થાય?

પરંતુ કેટલાક દિવસ પછી રાગિણીએ તેમની ઇચ્છા પ્રમાણે પોણો લાખ રૂપિઆ ત્યાંની અંગ્રેજી શાળાને તેમને નામે ભેટ આપ્યા, ત્યારે કોમળ અને ઉદાર હૃદયનાં માણસોને તેમના મૃત્યુથી ઘણું દુઃખ થયું; અને લોકોપયોગાર્થે કંજુસપણે રહી પૈસો ભેગો કરનારને પોતે વિના કારણ દોષ દીધો, એમ તેઓ મનમાં કહેવા લાગ્યા. દુરાગ્રહી લોકો તો 'ડોસાનું ભલે નામ અપાયેલું હોય, પણ આ પૈસા તો રાગિણીએ જ પોતાની ઇચ્છાથી આપેલા છે. જો ડોસાએજ આપ્યા હોત, તો તેણે 'વીલ'—મૃત્યુપત્ર—કેમ ન બનાવ્યું? જેના હાથમાંથી એક દમડી સરખીએ ન છૂટે, તે આટલી મોટી રકમ કેમ આપી શકે? એમ કહેતા. અને ડોસાના કંજુસપણા માટે તેમ જ તેણે રાગિણીને આપેલા દુઃખ માટે તેને ઠપકો આપ્યાં કરતા હતા. મધ્યમ વર્ગના લોકો નાનાની કદિ નહિ જોએલી અને કદિ નહિ સાંભળેલી એવી આ વર્તણુંકથી દિંગ જ થઇ ગયા હતા. તેઓ તેમની નિન્દા કે સ્તુતિ કાંઇ ન કરતાં, મનુષ્યસ્વભાવમાં રહેલા વિચિત્ર વિરોધ માટે અને તેની ગૂઢતા માટે સાશ્ચર્ય વિચાર કરતા હતા. આ જગતની નિન્દા કે સ્તુતિ હવે નાના ગુપચુપીઆના કાન પર જઇ શકવાની નથી, તેથી અને તે નિન્દાસ્તુતિથી તેમને શોક કે આનન્દ થવાનો નથી તેથી, આ પ્રશ્નને અહીં જ મૂકી દઇએ તો ઠીક! વળી એક વર્ષ પછી નાના ગુપચુપીઆનું કોઇને પણ—રાગિણીને પણ—સ્મરણ થતું નથી, તો આપણે શા માટે તેમને વિનાકારણ સંભારવા? એક વર્ષ પછી રાગિણીની પણ શોકાકુલ વૃત્તિ જતી રહી, તો પછી આપણે શા માટે શોકની વાતો કહેવી અને સાંભળવી? શિશિર ઋતુમાં અર્ધ સુકાએલી અને નિસ્તેજ થઈ ગએલી વેલને જેમ વસન્ત ઋતુમાં પુનર્જીવન મળે છે, અને ફુલોથી પ્રફુલ્લિત થઇને આનન્દથી ડોલવા લાગે છે, તેમ થોડે ઘણે અંશે એક વર્ષના ગાળામાં રાગિણીની પણ અવસ્થા થઈ; તો

પછી વ્હાલા વાચક ! શા માટે આપણે નિષ્કારણ ઉદાસ રહેવું ? વળી, રાવસાહેબ ચુપચુપીઆ ગુજરી જવાથી, અથવા બીજું ગમે તે થયું હોય તેથી, ચીનુભાઈ બાડીઆના પરણવાના કોડ કંઈ થોડા જ ઓછા થવાના છે ? અને રાગિણીને વૈધવ્યનું દુઃખ થયું તેથી ઉત્તરાએ પણ પરણવું નહિ, એવું એછું જ બાસાહેબ કહેવાનાં છે ?

---

## ચતુર્થ પરિચ્છેદ

### મક્ષિકાપાત

दुष्यन्त—एवमात्माभिप्रायसंभावितेष्टजनचित्तवृत्तिः प्रार्थयिता विडम्बयते ।

कालिदासः

ઉત્તરા, ફરીથી કૉલેજમાં રજા (Vacation) પડતાં વિજયગામમાં આવી હતી. ચીનુભાઈ પણ તે જ સુમારે નાનાસાહેબને ત્યાં પુનઃ આવ્યા હતા. ઉત્તરા સાથે જો પરણવું હોય, તો કેવળ બાસાહેબના જ મનને આકૃષ્ટ કરી લેવાથી નભશે નહિ, એ એમણે બરોબર રીતે જાણી લીધું હતું. એ તો ચીનુભાઈ હતા ને ? મનમાં વિચાર આવે એટલી જ વાર, લાગલા જ પોતાના વિચારને અમલમાં મૂકવા માટે તે પ્રયત્નશીલ થવા લાગ્યા !

ચીનુભાઈ હવે પહેલાં કરતાં વધારે ઉત્સાહથી ઉત્તરાને ખુશ કરવાના પ્રયત્નો કરવા લાગ્યા. આ પ્રયત્નોની બધી જ રીતે હું અત્યારે અહીં વર્ણવતો નથી. પણ એટલું જ કહેવું બસ થશે, કે ચીનુભાઇના બધા જ પ્રયત્નો શિષ્ટસમ્મત હતા એમ ન હતું. આ પ્રયત્નો ઘણું કરીને નાનાસાહેબની ગેરહાજરીમાં જ ચાલતા. ઉત્તરાને ચીનુભાઇની ખુશામત બિલકુલ પસંદ ન હતી. તેને એકાદ વાર ધમકાવીને ચોકખે ચોકખું કહી દેવું, એવું જો કે તેના મનમાં ઘણીયે વાર થતું, તો પણ સૌજન્યથી તેના મુખમાંથી તેવો કઠોર શબ્દ કદિ પણ નીકળી શકયો નહિ. હમણાં હમણાંમાં ચીનુભાઇની ખુશામત અને ઉત્તરાની આગળ આગળ આવીને હદબહાર બોલવાની ટેવ વધી જવા લાગી છે, એમ જોઇને નાનાસાહેબ મારફતે તેમને તે બાબત બરોબર કહેવડાવવું, એમ તેને લાગવા માંડયું હતું. પણ આમ કરવાથી ચીનુભાઇને ઘણું લાગી આવશે, અને લોકમાં પણ તેમની બે આબરૂ થશે, એવો વિચાર તેના મનમાં આવ્યો. તેથી તેણે પહેલો વિચાર છોડી દીધો. વળી ઝીણી ઝીણી બાબતોમાં પણ પુરુષોની સલાહ લઇને તેનો નિકાલ આણવો, એ તેને અથવા તેના સુધારક સ્વભાવને રુચે એમ ન હતું; એ વાચકો જાણે જ છે. 'પોતે જ એકાદ વાર તેમને

ાબર સમજણ આપીએ તો શો વાંધો છે?' એવો તેણે વિચાર ાં, અને આ વિચારને અમલમાં મૂકવાને ચીનુભાઈએ જ તેને ગ્ય તક આપી!

ચીનુભાઇ વ્યવહારજ્ઞ અને ચતુર હતા ખરા; પણ સ્વાર્થબુદ્ધિથી ને કામાંધ થએલા હોવાથી, ઉત્તરાનું મન પોતાને વિષે પ્રતિકૂલ છે, વાત તેમના ધ્યાનમાં આવી નહિ. આજ નહિ તો કાલે, કાલે નહિ પરમ દિવસે, ઉત્તરા નક્કી પોતાને અનુકૂલ થશે, એમ તેમને લાગતું . પોતાની ખુશામત ચાલી જાય છે, એમ જોઈ ઉત્તરા પોતાને માટે ચ અભિપ્રાય ધરાવે છે, એમ જ તેમને લાગ્યું. કામાન્ધ મનુષ્ય શું ધારે? ચીનુભાઇ બીજી વ્યાવહારિક બાબતોમાં આટલા બધા ડાહ્યા ા, તો પણ આ બાબતમાં તેમનામાં એક બાળક જેટલી પણ ક્કલ રહી ન હતી!

એક દિવસે ચીનુભાઇના પડોશમાં રહેતા પોતાના સમાનશીલ ત્રને ત્યાં બેઠા હતા. એવામાં બાસાહેબ અને નાનાસાહેબ ફરવા ા છે, એમ તેમણે જોયું. ઉત્તરાની તબિયત નાદુરસ્ત હોવાથી અથવા જા કોઇ કારણથી ફરવા નહિ ગઇ હોય એમ એમણે ધાર્યું અને તેની ાે એકાન્તમાં બોલવાને આ તક સારી છે, એવો વિચાર મન સાથે ., પોતાના મિત્ર પાસેથી કાંઇક બ્હાનું કાઢીને એમણે રજા લીધી. ને તરત જ સીધા ઉત્તરાવાળા દિવાનખાનામાં ગયા, જ્યાં ઉત્તરા ક વિરામાસન ઉપર એક પુસ્તક વાંચતી પડી હતી.

"કેમ, તમે ફરવા ન ગયાં?" ચિનુભાઇએ શરુઆત કરી.

"જરાક માથું દુ:ખે છે, તેથી ન ગઇ; બીજું કાંઇ નથી!" આમ હી ઉત્તરા ફરીથી પુસ્તક વાંચવા લાગી.

વાચન તરફ હવે ઉત્તરાનું ધ્યાન લાગે એ અશક્ય હતું. ચીનુભાઇ ે મનમાં જે તિરસ્કાર છે, તે સભ્યતાપૂર્વક પ્રદર્શિત કરી નાંખવો, ો વિચાર તેના મનમાં ચાલી રહ્યો હતો. ઘણા દિવસ સુધી વિચાર ને નિશ્ચય કર્યા છતાં પણ કઠોર શબ્દો મૃદુ ભાષામાં, તેમને ખોટું લાગે એવી રીતે કેમ કહેવા, એ તેને સૂઝયું નહિ. ગમે ત્યારે પણ . કઠોર કામ એક વખત તો મારે કરવું જ પડશે, એમ ધારી ઉત્તરાએ ાદ બે વાકયો મનમાં યોજી રાખ્યાં હતાં તેનો તે ઉચ્ચાર કરે .લામાં તો ચીનુભાઈ એ જ શરુઆત કરી. "તમે ન ગયાં, એ : થયું; મારે આપની જોડે કેટલીક વાતચીત કરવાની છે."

"મારી પણ તે જ ઇચ્છા છે." ઉત્તરાએ ટુંકમાં જ પતાવ્યું.

"એમ કે?" આ અકલ્પિત અને ઉત્તેજક શબ્દોથી ખુશ થ ીનુભાઇએ કહ્યું.

"હા. તમારી સાથે, બધા વચ્ચે ન કહી શકાય એવી કેટલીક બાબત વિષે મારે થોડીક વાતચીત કરવી છે; પણ તેની શરુઆત કેમ કરવી, તે જ મને સૂઝતું નથી." ઉત્તરાએ કહ્યું:

ઉત્તરાના શબ્દોથી ચીનુભાઈને કેટલો આનંદ થયો હશે, અને તેના શબ્દો સાંભળવાને તે કેટલા ઉત્સુક થયા હશે તેની કલ્પના વાચકો જ કરી લે તો ઠીક !

"મારે પણ તમારી સાથે એવી જ કેટલીક બાબત વિષે થોડુંક બોલવાની ઇચ્છા છે. અને આજે દૈવ પણ અનુકૂળ હોવાથી મન મોકળું કરી ખુલાશેથી વાતચિત કરવાને સારી તક મળી છે."

ઉત્તરાના મનમાં વિચારપરંપરા ચાલી રહેલી હોવાથી તે બિલકુલ બોલી જ નહિ.

"હું શું કહેવા માગું છું તે વખતે તમે સમજી જ ગયાં હશો ?" આમ કહી અનુકૂળ ઉત્તરની અપેક્ષાથી ચીનુભાઈ ઉત્તરાની તરફ પ્રેમપૂર્ણ દૃષ્ટિથી જોવા લાગ્યા.

"હા, થોડે ઘણે અંશે સમજી છું અને હું પણ અંશતઃ એ જ વિષે કંઇક ખુલાસો કરવાની ઇચ્છા રાખું છું.

"જો એમ જ છે, તો પછી બોલવાની જરૂર જ ક્યાં રહી ?" ચીનુભાઈના મુખમાંથી સસ્મિત આનન્દોદ્ગાર નીકળ્યા: "આપણાં હૃદયોએ એક બીજાનાં અન્તરની વાત જાણી લીધી હોય તો કહેવાનું શું બાકી રહ્યું ?"

મ્હોંડામાંથી કઠોર શબ્દ ન નીકળવાથી પોતાના શબ્દોનો વિપરીત અર્થ થતો જાય છે, એ હવે ઉત્તરાની ધ્યાનમાં તરત જ આવ્યું. ગુસ્સાથી દૃઢ નિશ્ચયપૂર્વક કઠોર શબ્દ તે ઉચ્ચારે એટલામાં ચીનુભાઇ જ હાવભાવ પુરઃસર બોલવા લાગ્યા. "મેં તમને પહેલાં જ મારા હૃદયની વાત કહી દીધી હોત, પણ તમારા મનમાં મારા વિષે શા વિચારો છે, તે વિષે ખાતરી ન હોવાથી હું જરાક બ્હીતો હતો. તમારાં ગુણ, સ્વભાવ, ચારિત્ર્ય વગેરે વિષે મને કેટલું સન્માન છે, તેનો તો તમને ખ્યાલ પણ ક્યાંથી હોય !"

"પણ તે આદર તમારી કૃતિમાં તો કદિ પણ દેખાયો નથી. તમારી કૃતિ એવી છે, કે મારા ચારિત્ર્યની અને મારી આબરુની તમને જરા પણ પરવા નથી, એવું સ્પષ્ટ–"

"કૃતિમાં તે વળી આદર બતાવાતો હશે ?" ચીનુભાઈ વચ્ચે જ બોલી ઉઠ્યા. ઉત્તરાનો સ્વર જો કે કઠોર હતો અને તેનો ચ્હેરો પણ ગુસ્સાથી સંતપ્ત દેખાતો હતો, છતાં આ એક પ્રેમકલહ જ છે, એમ તેમણે ધારી લીધું અને તેના કહેવાનો ખરો અર્થ તે બિચારાની ધ્યાનમાં આવ્યો નહિ.

"કેમ ન બતાવી શકાય ! સભ્ય ગૃહસ્થને છાજે એવું વર્તન રાખીને તમે તમારો આદર બતાવી શકો એમ છો !" ઉત્તરા પહેલાં કરતાં વધારે ક્રોધથી બોલી.

"જો મારે હાથે કોઈ ગુન્હો થયો હોય, તો તેનો દોષ તમારા ઉપર જ છે ! મારે હાથે તમને ખોટું લાગે એવું વર્તન કદાપિ થયું હોય તો તે ફક્ત તમારા ઉપરના પ્રેમને લીધે જ ! આજથી હું તમારો અનન્ય ભકત–દાસાનુદાસ છું. તમને સન્તુષ્ટ કરવા એ જ મારું પ્રિય અને પવિત્ર કર્તવ્ય છે. તમારા શબ્દ મને વેદવાકય સમાન છે. ને તમારી ઇચ્છા મને રાજાજ્ઞા જેવી છે ! હું તમારો દાસ છું. શરણે આવેલા તમારા–"

ચીનુભાઈ ભળતી જ બાજુએ ચાલ્યા જાય છે જેથી તેમને વખતસર રોકવા જોઇએ, એવો વિચાર કરી ઉત્તરા કઠોરતર શબ્દો ઉચ્ચારવાનો નિશ્ચય કરી બોલી: "તમે જો મારા દાસ છો, તો હું તમને કહું છું તે સાંભળો ! આજથી તમે મારું નામ છોડી દો. મને સન્તુષ્ટ કરવી એ જ જો તમારું પરમ કર્તવ્ય હોય, તો તમારી જે વર્તણુંક હાલમાં છે તેથી વધારે સારી–ગૃહસ્થને છાજે એવી–વર્તણુંક રાખો. મારા કહેવાનો અર્થ આથી વધારે સ્પષ્ટ કરી કહેવાની જરૂર હોય એમ મને નથી લાગતું."

આ શબ્દો ગંભીરતાથી, ઉગ્રતાથી અને ક્રોધથી તેણે ઉચ્ચાર્યા ખરા; પણ તેને એકદમ લાગ્યું કે પોતાના તે શબ્દો ઘણા જ કડક છે. તેથી તે સૌમ્ય સ્વરે બોલી: "તમારા મનમાં પાપ નથી, એ હું જાણું છું. પણ મનમાં પાપ ન હોવા છતાં તમારા આ વર્તનનો લોકોમાં ખોટો અર્થ થવાનો સંભવ છે. તમે ઘરના છો, સુજ્ઞ છો, તેથી મેં તમને આ બધું સ્પષ્ટ રીતે કહ્યું." જેની જરા પણ કલ્પના ન હોવા છતાં હર્ષાતિરેક શિખર ઉપરથી ઉત્તરાએ એકદમ નીચે ફેંકી દીધાથી ચીનુભાઇનું મસ્તક ફરી ગયું ! તે એકદમ શરમાઈ ગયા. પોતે કયાં છે, એક પળ પહેલાં પોતે શું સાંભળતા હતા, હવે શું સાંભળી રહ્યા છે, વગેરે વાતોને મેળ કેવી રીતે બેસાડવો, તે તે સમજી શકયા નહિ. તેમનું મન ગભરાઈ ગયું. ઉત્તરાનું બોલવું પૂરૂં થઈ ગયા પછી ક્ષણમાત્ર તે સ્તબ્ધ રહ્યા અને પરસેવાથી તરબોળ થએલા કપાળપરથી હાથ ફેરવી કેટલીક ક્ષણ પછી તે બોલ્યા: "મારી વર્તણુંકનો લોકોમાં ખોટો અર્થ થતો હશે, એવો મને ખ્યાલ પણ ન હતો. લોકો ગમે તે ધારે, પણ તમે તો તેવું ધારતાં નથી ને? તમે મારી સેવા લેવા તૈયાર નથી, એ મારું દુર્ભાગ્ય; હું તે ગમે તેમ સહન કરીશ. પણ તમને મારે વિષે લોકોના જેવી શંકા કદાચ આવતી હોય, તો તે મારું કેવળ દુર્ભાગ્ય નથી, પણ મરણ જ છે. હું–"

"તમારા મનમાં પાપ બુદ્ધિ છે, એમ મેં જરાએ કહ્યું નથી. લોકોમાં તમારી વર્તણુંક ખરાબ દેખાય છે, અને મને પણ તે પસંદ નથી, તેથી મેં તમને આ બધું સ્પષ્ટ શબ્દોમાં કહ્યું, બાકી–"

"એમ હોય તો હરકત નથી. આજે તમારો મારે વિષે અનુકૂળ અભિપ્રાય નથી, તેથી હું નિરાશ થતો નથી. અનુકૂળ સમયની હું ફરીથી રાહ જોઇશ અને સમય મળતાં પુનઃ હું તમારી પાસે પ્રાર્થના કરીશ. હું–"

"હાં–ઠીક સાંભરી આવ્યું!" તે વાત જ ઉડાવી દેવાના ઉદ્દેશથી ઉત્તરા બોલી: "મારે રાગિણીને ત્યાં જવું છે તે તો હું ભૂલી જ ગઈ હતી! ઠીક, ત્યારે, ચીનુભાઇ, હું હવે જાઉં છું. નકામી વાતચીતમાં કંઈ સાર નથી. જોકે તમે તો ઘરના છો, અને તમારા મનમાં પાપ નથી, તોપણ તમારી સાથે આવી રીતે એકાન્તમાં વધારે વખત વાતચીત કરવી, એ ઠીક નથી. નીચે નોકરચાકર વગેરે છે, તેઓ આનો શું અર્થ કરશે?"

આમ કહી ઉત્તરા ઉઠી અને ચીનુભાઇના જવાબની રાહ ન જોતાં એકદમ નીચે રસોડા તરફ ગઈ. રસોઇ કરનારી બાઇને તેણે કહ્યું: "ડોશીમા, હું રાગિણીને ત્યાં જાઉં છું; બાને, હું ત્યાં ગઈ છું એમ કહેજો."

"રાત્રે જમવા આવશો કે નહિ?" ડોશીએ પૂછ્યું.

"ઘણું કરીને નહિજ આવું, કદાચ હું ત્યાં જ સૂઇ રહીશ. રાગિણી બહારથી આનન્દી હોય એવી દેખાય છે, પણ તે મનમાં ઝુરે છે. તેની સાથે થોડોક વખત વિતાડીએ તો તેને ઠીક લાગે અને તેટલો સમય ભય્યાસાહેબનું તેને વિસ્મરણ પણ થાય.

"રાગિણી તરફ જોઇને મને પણ દુઃખ થાય છે. તે હસે રમે છે, અને ઉપરથી આનન્દી વૃત્તિ ધારણ કરે છે; પણ તેને ખરું સુખ છે કયાં? ભાઉસાહેબ સિવાય આ જગતમાં હવે તેને બીજું કોણ છે?"

"બિચારીનો દૈવ જ રૂઠયો, આટલી નાની ઉમ્મરે વૈધવ્ય–"

"હમણાં આ વાત કઢાય નહિ, એ ખરું; પણ તમને જ કહું છું. ભાઉસાહેબ તેને–પેલું શું? પુનર્વિવાહજને? હા–તે જ તે કરવાનું કહે તો? ભાઉસાહેબ તેને એવું કહે તો શું ખોટું? તેની આટલી નાની ઉમ્મર છે, હવે તે પોતાનો આખો જન્મારો કાઢે કેવી રીતે? આ ઉમ્મરમાં પુનર્વિવાહ કરે તો કાંઈ વાંધો નથી."

"પુનર્વિવાહનો તેને વિચાર તો કરવા દ્યો; પછી તમે જ તેને વિષે ગમે તેવું બોલવા લાગશો?" ઉત્તરા ખિન્ન સ્વરે બોલી.

ડોશીમા બોલ્યાં: "હું તો કદિએ એવું ન કહું. મારા જેવી પાંચ સાત છોકરાંવાળી સ્ત્રી પુનર્વિવાહ કરે તો તો જાણે એ ખોટું જ કહેવાય, પણ રાગિણી જેવીએ—"

"તેને પણ તમારા જેવી સ્ત્રીઓ કડવાં વેણ કહેશે!"

"તે તો અમસ્થું જ. લોકોમાં ખરાબ દેખાય તેથી આપણને તે ન ગમે એટલું જ. બાકી મનમાં બધી જ સ્ત્રીઓ પુનર્વિવાહ પ્રચલિત થવા જોઇએ, એમ કહે છે."

"કેટલાક દિવસ પછી રાગિણીને હું આવો ઉપદેશ કરવાની જ છું. ત્યારે હું જરૂર કહીશ કે અમારાં ડોશીમા પણ પુનર્વિવાહને અનુકૂળ છે."

"તેના વિવાહને તો વાર છે. તે પહેલાં તમારો જ વિવાહ થઈ જાય તો ખોટું શું? બાસાહેબ આટઆટલું કહે છે, તો આનન્દરાવ સાથે–"

આ શબ્દો સાંભળ્યા છતાં ઉત્તરાના ચ્હેરાપર પ્રેમદર્શક લજ્જા જરા પણ ન દેખાયાથી ડોશીમા ત્યાં જ અટકયાં.

ઉત્તરા એકદમ બોલી: "ના, ના, મારે તો પરણવું જ નથી!"

ઉત્તરાના આ શબ્દોથી ડોશીમાના મનનું સમાધાન થયું નહિ. "આ ભણેલી છોકરીઓ મનમાંનો પ્રેમ બહાર દેખાડવાની જ નહિ!" એમ તેણે મનમાં ધાર્યું. પણ ફરીથી એક વાર પૂછી જોવાના ઉદ્દેશથી તે પુનઃ બોલ્યાં: "અમે તો જુના જમાનાની સ્ત્રીઓ, ને તમો છો ભણેલાં-ગણેલાં; તેથી અમારું કહેવું તમને ગાંડપણ જેવું જ લાગશે. આનન્દરાવ આ સાલ નહિ તો આવતી સાલ ડોકટરની પરીક્ષામાં પાસ તો થશે જ. વળી તમે પણ ડાકટરી શીખ્યાં જ છોને? જેથી તમારું એવું જોડું—"

"ઠીક, એ વાત આગળ ઉપર જોઇ લેવાશે." ઉત્તરા નિર્વિકાર ચિત્તે બોલી: "હું હવે જાઉં છું. કાલે કદાચ રાગિણીને સાથે લઈને જ આવીશ." આમ કહી ઉત્તરા રસોડામાંથી બહાર નીકળી.

"ચ્હેરા ઉપરથી તો પ્રેમનું જરા પણ ચિહ્ન નથી દેખાતું." ડોશીમા સ્વગત બોલવા લાગ્યાં: "પણ પ્રેમ નથી એમ કહીએ, તો હમણાં હમણાંમાં રાગિણીને ઘેર વારંવાર તે શા માટે જાય છે? રાગિણીને શાન્ત કરવા કે આનન્દરાવ સાથે વાતો કરવા? બાસાહેબના કહેવા ઉપરથી તો આનન્દરાવ સાથે પરણવા ઉત્તરા કબુલ છે, એમ લાગે છે, પણ તેના ચ્હેરા ઉપર તો પ્રેમનો અંશ જરા પણ જણાતો નથી. એ શું બાસાહેબને ખબર જ નથી! આનન્દરાવને તો એ ચ્હાતી જ નથી તો પછી એ ચ્હાય છે કોને? ચીનુભાઇને? હાં–પણ હમણાં એ ચીનુભાઈ સાથે શું બોલતી હતી? અને એનાં માબાપ ઘરની બહાર ગયાં, કે તરત જ ચીનુભાઈ કેવા એકદમ ઘરમાં આવી ઉપર મેડે ગયા! ઉત્તરા પણ એમને ઉપર દિવાન-ખાનામાં મળી! આવું બધું છાનુંમાનું શા માટે? મને લાગે છે–પણ, ના, ઉત્તરા એવી નથી. આ ચીનુભાઇનું કાંઈ કહેવાય નહિ. ઉત્તરાની તો જરા પણ શંકા ન લેવાય. પણ એમ જો કહીએ તો આજના બનાવ-નો–તેમના આજના મેળાપનો–અર્થ શો? ચીનુભાઇને તે એકાન્તે મળે છે, એ શું? તે આનન્દરાવ સાથે પરણતી નથી, એનું કારણ

ચીનુભાઈ તો નહિ હોય? એમ હોય તો તેમની સાથે તે શા માટે નથી પરણતી? આમ છાનીમાની તે તેમને શા માટે મળે છે? એને રૂપની, પૈસાની કે બીજા કશાની જરા પણ ખોટ છે? જવા દોને! આજકાલની આ ભણેલી છોકરીઓ વિચિત્ર હોય છે! ઉત્તરા જો આ સાલ પરણે, તો મને પણ ફાયદો છે. તેના વિવાહના ખરચમાં મારાં છોકરાંને માટે સારાં કપડાં પણ બાસાહેબ પાસેથી હું કરાવી લઈશ. 'મારે માટે કાંઈ ન લેશો, પણ મારાં છોકરાંને કપડાં કરાવી આપો, એટલે બસ,' એમ હું નાનાસાહેબને વિનવીશ, એટલે તેઓ છોકરાંને કપડાં પણ કરાવશે, અને મારે માટે પણ કાંઈક લેશે!"

---

## પંચમ પરિચ્છેદ



### બે દૃષ્ટિ

ચીનુભાઈબાડીઆએ બાસાહેબનું મન તો કયારનુંએ આકર્ષી લીધું હતું, એ વાત વાંચકોએ પાછળનાં પ્રકરણોથી જાણી છે. તેમની જોડે પરણવા ઉત્તરા કબુલ નથી એ જોઈને બાસાહેબને જો કે પહેલાં ખોટું લાગ્યું, પણ તેનું મન આનન્દરાવ સાથે પરણવા થોડેક અંશે પણ ઉત્સુક છે, એ જાણ્યા પછી ચીનુભાઇ બાબતનો વિચાર તેમણે માંડી વાળ્યો અને 'એને આનન્દરાવ સાથે ગોઠે છે, કે કેમ' તે જોવાનો—જાણવાનો—બાસાહેબે વિચાર કર્યો. અને તેથી આ વાત તે પોતાના પતિને વારંવાર સૂચવવા લાગ્યાં.

નાનાસાહેબને પોતાની પત્નીનો વિચાર પસંદ પડ્યો. તેમણે એક દિવસ આનન્દરાવને મળી 'પરણવાનો વિચાર છે કે નહિ?' એવો સવાલ જાણે સહેજ પૂછતા હોય તેમ પૂછી જોયો. 'મારે તો પરણવું જ નથી,' એવો જવાબ સાંભળી તેમણે ફરીથી પૂછ્યું: "કેમ, દેશસેવા કરવામાં વિઘ્ન આવે તેથી જ અવિવાહિત રહેવું છે, કે બીજું કોઇ કારણ છે?"

"એ એક કારણ છે જ અને બીજું એ કે વિલાયત જઇ વધારે અભ્યાસ કરવાની પણ મારી મહત્વાકાંક્ષા છે. પરણ્યા પછી વિલાયત કેવું અને વધારે અભ્યાસ પણ કેવો?"

"કેમ? સ્ત્રી 'વિલાયત અભ્યાસ કરવા ન જશો' કહી તમને અટકાવશે કે શું?"

"ના, એવું કાંઇ નથી. ખરચનો સવાલ પણ આવે છે. વળી—"

"તમારી સ્ત્રીના ખરચનો બોજો તમારાપર ન પડે એવી વ્યવસ્થા તમારા સસરા કરી શકે એમ હોય, તો એ અડચણ સહેજે દૂર થઈ શકે એમ છે."

પૈસાની અડચણ દૂર કરી શકે એવો સસરો કયો છે, તે આનન્દરાવ સમજ્યા નહોતા એમ નહિ. છતાં તે બોલ્યા: "બીજી પણ અનેક

અડચણો છે. મંગોપાર્ક, સ્વેન હેડીન, વગેરે મુસાફરોની માફક પ્રવાસ કરી, નવીન શોધો કરવાની મારી મહત્ત્વાકાંક્ષા છે. આપણા હિન્દી લોકો જ્યાં સુધી નવી નવી શોધો કરશે નહિ ત્યાં સુધી આપણી કીર્ત્તિ ઉજ્જવલ થવાની નથી. આપણા દેશના હિમાલય પર્વત ઉપર શોધો કરવા સાહેબ લોકો ફરે. એ આપણે માટે ઓછી શરમની વાત છે? પરણ્યા ન હોઇએ, તોજ આવાં સાહસભર્યાં કામ હાથમાં લઇ શકાય! અને મહત્ત્વાકાંક્ષા પૂરી પણ કરી શકાય."

નાનાસાહેબ જરાક આશ્ચર્યચકિત થઈ બોલ્યા: "પરીક્ષામાં પાસ થયા પછી ડૉક્ટર થવું નથી, એમ જ કહોને ત્યારે?"

"એવો કોઈ પણ જાતનો નિશ્ચય કર્યો નથી! એ તો મારા મનમાંના વિચારો આપને જણાવ્યા, એટલું જ. હવે કુદરત કેવી યારી આપે છે, તેજ હવે જોવાનું જ છે!"

"એ ઠીક, પણ તમારા વિચારની આડે ન આવે એવી સ્ત્રી મળે, તો પરણો કે નહિ?"

"આવાં સાહસિક કામ માથે લેનારાઓએ તો પરણવું જ ન જોઇએ! હું પણ પરણવા માગતો નથી. એક બાજુ રાગિણી વૈધવ્ય-દુ:ખથી ઝુરતી હોય, તે વખતે હું વિવાહવિષયક સુખોમાં મગ્ન રહું, એ મારે માટે તો ઘણી શરમની વાત છે. તે વૈધવ્યદુ:ખ ભોગવતી હોય ત્યાં સુધી મારે તો પરણવું નથી."

આનન્દરાવનું આ જુસ્સાદાર ભાષણ સાંભળીને નાનાસાહેબે વિવાહનો પ્રશ્ન જ છોડી દીધો, અને ખૂબીથી બીજો વિષય કાઢયો. તેમની વાતચીત ચાલે છે, એટલામાં ત્યાં શાસ્ત્રીજી આવ્યા. ત્યાર બાદ થોડી વાર પછી આનન્દરાવ તે બન્ને જણની રજા લઈ ફરવા ગયા. આ તરફ નાનાસાહેબે આનન્દરાવ સાથે થએલી બધી વાતચીત શાસ્ત્રીજીને કહી.

"આવો જો જામાત્ર મળે, તો ઉત્તરા સુખી થાય. આપણી ઉત્તરાના આત્માભિમાનનો અને આમની વિનયશીલતાનો સંયોગ થાય તો બન્ને જણાં સુખી થાય. ઉત્તરા વધારે વિનયશીલ બને, આનન્દરાવની વધારે વકતૃત્વશક્તિ ખીલે." નાનાસાહેબે પોતાનો અભિપ્રાય જાહેર કર્યો.

"ખરું છે, તમારી ઉત્તરા છે બુદ્ધિપ્રધાન, અને આનન્દરાવમાં બુદ્ધિની અપેક્ષા, સદ્ભાવનાઓનું વિશેષ પ્રાધાન્ય; ઉત્તરાનો સત્ય પ્રેમ અને આનન્દરાવનો સૌજન્યપ્રેમ, ઉત્તરાનો બુદ્ધિ–વૈભવ ત્યારે આનન્દરાવનું રસિકત્વ; એ બન્નેનો જો સંયોગ થાય, તો બન્નેને તેથી જરૂર જ લાભ થાય. પણ આ સંયોગ નક્કી થાય ત્યારેને?" શાસ્ત્રીજી બોલ્યા.

"વ્યવહારિક દૃષ્ટિથી પણ આનન્દરાવને આ વિવાહથી ફાયદો જ થવાનો છે. ઉત્તરા જેવી ભણેલી ડૉક્ટર સ્ત્રી મળવાથી તેમને પોતાનો

ધંધો ચલાવવામાં પણ વધારે ઉત્સાહ આવશે, અને તે પણ પોતાને મનઃપૂર્વક મદદ કરી શકશે."

"આ વાતનો વિચાર કરવો, એટલે આકાશમાં કિલ્લા બાંધવા જેવું છે. નવાઇની વાત એ છે, કે બન્નેને આ સમ્બન્ધ જોઇતો નથી! નાનાસાહેબ! મોટેરાંને જે પસંદ હોય છે, તે જુવાનીયાંને નથી ગમતું; અને તેમને જે ગમે છે, તે મોટેરાંને નથી પસંદ હોતું; આવી આ જગતની મઝા છે! છતાં હું એમ માનું છું, કે આનન્દરાવ આજે નહિ તો કાલે, વર્ષ, બે વર્ષે પોતાનો નિશ્ચય ફેરવશે. પણ તમારી ઉત્તરા વિષે કાંઈ ખાતરીપૂર્વક કહી ન શકાય. રાગિણીને દુઃખી જોઇને તેને ઘણું દુઃખ થાય છે; પણ માણસ હમ્મેશાં ઓછું જ શોકગ્રસ્ત રહેવાનું છે? રાગિણી પણ હવે થોડી થોડી હસેરમે છે. તે બહુ સમજુ છે. ભાઉસાહેબને દુઃખ ન થાય એવા હેતુથી જ પોતાનું દુઃખ અંતઃકરણમાં જ છુપાવી પોતે આનન્દમાં હોય એવું તે બહારથી બતાવે છે. આનન્દરાવ અને તે એકબીજાને નાનપણથી જ ચ્હાતાં આવ્યાં છે. એક વાર—"

એટલામાં નાનાસાહેબના મનમાં એક કલ્પના આવી, તેથી તેમનો ચ્હેરો વિચિત્ર થયો. શાસ્ત્રીજીથી તે કોઈ પણ વાત છાની રાખતા નહિ હોવાથી બોલ્યા: "શાસ્ત્રીજી! 'રાગિણી વૈધવ્યદુઃખમાં છે, ત્યાં સુધી મારે પરણવું નથી,' એવું આનન્દરાવ જે બોલ્યા, તેનો મારા મનમાં અત્યારે ભળતો જ અર્થ આવે છે. આનન્દરાવ વિધવાવિવાહને અનુકૂળ છે; અને તે બે એકબીજાને ચ્હાય છે, એવું તમે હમણાં જ કહ્યું; તે ઉપરથી મને—"

"ના, ના, ભળતી જ કલ્પના છે એ!" શાસ્ત્રીજી બોલ્યા: "તે બન્ને એકબીજાને ભાઇબેનના સ્નેહથી ચ્હાય છે. તમારા મનમાં આવો ભળતો જ વિચાર આવ્યો કેવી રીતે?"

"કેવી રીતે આવ્યો અને શા માટે આવ્યો! એ જવાદોને. આનન્દરાવ જો રાગિણીને દુઃખમુક્ત કરવા માગતા હોય, તો તેમણે પોતે જ તે—"

"તમારી આ નિરર્થક કલ્પના છે, એટલું જ. એ પ્રમાણે જો થવા લાગે તો આ જગતમાં રહેવાય જ નહિ! રાગિણી આનન્દરાવ સાથે પરણે એટલે પછી—"

"પછી શું? એમાં ખોટું શું છે? આનન્દરાવ કાંઈ તેનો સગો ભાઈ નથી. મારે ઉત્તરાને તેમની સાથે પરણાવવી ન હોત, તો હું પણ ખુશીથી કહેત કે રાગિણીનું આનન્દરાવ સાથે પુનર્લગ્ન થવું જોઇએ. તે પુનર્વિવાહ કરવાનું લોકોને કહે છે. તેમને જ હવે કહીએ કે તમે જ પુનર્વિવાહ કરી લોકોને દાખલો બેસાડી આપો."

"છટ્,–તમે આજે કાંઈ નવી જ પાયા વગરની કલ્પના કાઢી બેઠા છો, નાનાસાહેબ!

"હશે,–પણ શાસ્ત્રીજી, તમે જ કહો, રાગિણી પુનર્વિવાહ કરે તેમાં શું ખોટું ! આ વિષયનો તાત્ત્વિક વિચાર કરીને આપણે થાકી ગયા છીએ. પણ હવે હું તમને જ રાગિણી વિષે પૂછું છું. શું તેણે પોતાનો આખો જન્મારો દુઃખમાં જ કાઢવો જોઇએ ? તમે એમ માનો છો કે—"

"ઘણો અઘરો છે આ સવાલ !" શાસ્ત્રીજી કાંઇક ઉદ્વેગથી બોલ્યા.

"અઘરો છે માટે જ તો તમને પૂછું છું ! તાત્ત્વિક વિવાદમાં તમે હંમેશાં છટકી જાઓ છો. પણ તમે હવે એક વાત ચોક્ખી કહો. રાગિણીએ પુનર્વિવાહ કરવો, એ યોગ્ય છે, કે નહિ ?"

"ઘણી બાબતોપર આ વાતનો આધાર છે. કોની સાથે વિવાહ થવાનો છે, તેમની વચ્ચે પ્રેમ કયા પ્રકારનો છે,"

"અહં–એ લટપટ હવે નહિ ચાલે શાસ્ત્રીજી ! રાગિણીને તો તમે ઓળખો છો જ. તેની સાથે વિવાહ કરવા એક સજ્જન સાત્ત્વિક વિદ્વાન્ યુવાન્ તૈયાર છે. તેમની વચ્ચે બાલપણથી પ્રેમ છે. હવે રાગિણીનો તેની સાથે વિવાહ થાય, એ ઇષ્ટ છે કે નહિ ? જન્મારા સુધી દુઃખમાં રહે, એમ તમે ઇચ્છો છો, કે તેણે તેની સાથે વિવાહ કરી સંસારનાં સાત્ત્વિક સુખો—"

શાસ્ત્રીજી વચ્ચે જ હસીને બોલ્યા: "તમે તો મને બરોબર પકડ્યો હાં !"

"મોંઢેથી 'પકડ્યો' એમ કહો છો; પણ સીધો જવાબ એક પણ નથી આપતા !"

"એનો જવાબ કેવી રીતે અપાય, નાનાસાહેબ ? વ્યાવહારિક દૃષ્ટિથી તેણે પુનર્વિવાહ કરવો એ ઠીક લાગે છે; પણ ઉચ્ચ ધાર્મિક દૃષ્ટિથી જોઇએ તો તે ન જ પરણે, એ વધારે ઉત્તમ છે !"

"શાસ્ત્રીજી ! તમારી આ 'દૃષ્ટિથી' તો કહું કંટાળી ગયો છું. તમારા જેવા દ્વિમુખવાળા લોકોને કદાચ બે દૃષ્ટિ હશે; પણ મારે બે આંખો છતાં દૃષ્ટિ તો એક જ છે ! રાગિણીનો પુનર્વિવાહ થવો જોઇએ કે નહિ, તેનો સીધો જવાબ આપો ! અમુક દૃષ્ટિથી એ ખોટો છે, અમુક દૃષ્ટિથી તે સારો છે, એવા વાત ઉડાવનાર જવાબ મને નથી ગમતા ! બાકી તમે લોકો આવા જ જવાબ આપવાના ! તમારી અમારી આજની થોડી જ ઓળખાણ છે ? શાસ્ત્રીજી ! તમારી જોડે આ વિષે વિવાદ કરવામાં સાર નથી. કોઈ તમારું માથું કાપવા ઉભો હોય, તો પણ તમે તેને આ વિષે નિશ્ચયાત્મક જવાબ નથી જ આપવાના; માટે આ વિવાદ જ જવા દો ! ઉત્તરા અને આનન્દરાવનો વિવાહ થાય એવી મારી ઇચ્છા તો છે, પણ ઉત્તરાના પ્રેમમાં અન્ધ થઈ હું કદાચ રાગિણીનું નુકસાન કરીશ. મારી ઉત્તરાને જેવો સારો વર જોઇએ તેવો ભાઉસાહેબની રાગિણી માટે ન જોઇએ ?"

"ભાઉસાહેબ ઘણા શંકાશીલ છે, એમ હું આજ લગી સમજતો; પણ આજે તો તમે પણ એમના જેવી જ કલ્પનાઓ ચલાવો છો! રાગિણી કોઈ કાળે પણ આવું કરે ખરી કે? કદાચ તે પુનર્વિવાહ કરે; પણ તે આનન્દરાવ સાથે? છટ્–કદિ બને નહિ!"

"મારી તમારા જેટલી ખાતરી નથી. યુવાનીમાં માણસ કોને, કેવી રીતે ચ્હાય એ કાંઇ–"

"જવા દોને! રાગિણી વિષે આવી વાતો ન જ શોભે!"

"ઠીક, રહ્યું અમારું! પણ હું એટલું તો કહીશ, કે રાગિણી અને આનન્દરાવ વચ્ચે જો પ્રેમ હશે, તો હું ઉત્તરા માટે જરા પણ ખટપટ કરીશ નહિ. ઉત્તરા કરતાં રાગિણીનો જ વિવાહ થાય, એ વધારે ઇષ્ટ છે. ઉત્તરા સાથે ગમે તે પરણશે; પણ રાગિણી સાથે પુનઃ વિવાહ કરવા તૈયાર થાય એવો માણસ મળવો દુર્લભ છે!"

---

## ષષ્ઠ પરિચ્છેદ

---

### મનમાંના ફેરફારો.

**दिनमपि रजनी सायं प्रातः शिशिरवसन्तौ पुनरायातः।**

**कालः क्रीडति गच्छत्यायुस्तदपि न मुञ्चत्याशावायुः ॥—चर्पटपञ्जरी.**

ગયા એક પ્રકરણની શરુઆતમાં કાલમહિમાનું વર્ણન કરતી વખતે કાલગતિએ થનારા ફેરફારોનો નિર્દેશ કર્યો હતો. આ ફેરફારો બાહ્ય સૃષ્ટિમાં જ થાય છે, એવું નથી; અન્તઃસૃષ્ટિમાં પણ તે દેખાઇ આવે છે. આજે જેને આપણે ચાહીએ છીએ, તે જ થોડા વખત પછી આપણને દ્વેષાર્હ લાગશે; આજે પૂર્ણ નિરાશા થવાથી જે મનુષ્ય ઉત્સાહહીન, ઉદાસ અને ક્રોધી દેખાતો હશે, તે જ મનુષ્ય કદાચ આવતી કાલે આનન્દમગ્ન થઈ પ્રેમપૂર્વક ઠઠ્ઠામશ્કરી કરી રહ્યો હશે. ક્ષણિક મનોવૃત્તિમાં જ નહિ, પણ સ્વભાવમાં પણ વખત જતાં મોટા મોટા ફેરફારો થઇ જાય છે. દશ વર્ષ પહેલાં ચુસ્ત સુધારક તરીકે જાણીતો થએલો મનુષ્ય, આજે સ્નાનસન્ધ્યાશીલ બનીને એકાદ સ્વામી પાસે કે સાધુ પછવાડે ભટકતો હશે. અથવા–પણ આવા દાખલા આપવાની જરૂર શી? શું સ્થિત્યંતર અથવા અસ્થાયિત્વ એ સૃષ્ટિનો નિયમ નથી? '**शिशिरवसन्तौ**' આવજાવ કરે છે; વૃક્ષ પણ જરાક શુષ્ક થઈ ફરીથી પ્રફુલ્લિત થાય છે; નદીઓ ઉનાળામાં સુકાઈ જાય છે અને ચોમાસામાં પૂરથી ઉભરાય છે. આવો આ સૃષ્ટિનો ક્રમ જ છે! સ્થિત્યન્તર છે, તેથી તો આ જગતમાં વિવિધતા છે, મઝા છે. શાન્ત ઉષઃકાલ, પવિત્ર પ્રાતઃકાલ, પ્રખર

મધ્યાહ્નકાલ, મનોહર સાયંકાલ, દોષપ્રચૂર નિશાકાલ, આ બધા એક દિવસના જ ફેરફારો ! અને આ બધામાં રહેલાં સૂક્ષ્મ સ્થિત્યન્તરોનો તો વિચાર જ કર્યો નથી !

પણ જડ સૃષ્ટિનો દાખલો શા માટે ? વિચારશીલ મનુષ્યની સ્થિતિ વખત વીતે કેવી બને છે, તે જુઓ ! મૃતપત્નીને સ્મશાને પહોંચાડી આવેલો અને સંસાર વિષે અન્તઃકરણથી વૈરાગ્ય ધારણ કરતો પુરુષ, એક વરસની અન્દર જ નવયુવતી સાથે પરણીને સંસારસુખો આનન્દથી અનુભવતો આપણને માલમ પડશે ! અને નવાઇની વાત એ છે, કે પત્ની નિધનથી ઉદાસ થએલા તે પુરુષની વિરક્તિ ખોટી, ઉપર ઉપરની હતી, એમ નથી; તે વખતે તેને ખરેખર જ સંસાર અસાર લાગવા માંડે છે. પરન્તુ જીવસૃષ્ટિમાં દેખાતી સબલ જીવિતતૃષ્ણા અને ઉપભોગ-પ્રિયતા એ બન્નેના પંઝામાં વખત જતાં તે સપડાય છે, અને વિવશ થઈ 'પ્રકૃતિ' તેને જે તરફ લઈ જાય, તે તરફ તે દોરાય છે. એમાં એનો કાંઇ વિશેષ દોષ નથી. પહેલાં કહ્યા પ્રમાણે સ્થિત્યંતર એ સૃષ્ટિનો નિયમ જ છે.

પ્રિય વાચકવૃન્દ ! ઉનાળામાં પીતવર્ણ અને શુષ્ક બની ગએલી આ લતા તરફ જુઓ ! શું ? તેની તરફ નથી જોવાતું ? ખરું છે. નવવિધવાની માફક તે લતા ખરેખર દીનવદના દેખાય છે. રસિક લોકો ખરેખર એની તરફ ન જ જોઇ શકે. હાલની સ્થિતિમાં કોમળ અન્તઃકરણવાળા લોકોને તે શલ્યતુલ્ય લાગે છે એ ખરું; પણ તે જ લતા તરફ પર્જન્યકાલે જુઓ. તે જ પીતવર્ણ અને શુષ્ક લાગતી તે વખતે તમને રુચિર પર્ણયુક્ત અને પ્રફુલ્લિત થએલી દેખાશે, તેનાં પુષ્પોની સુગન્ધ જ્યાંત્યાં વ્યાપી રહી હશે. તેના કોમળ તંતુ તરફ અને પ્રફુલ્લિત ફેલાવા તરફ જોતાં અનેક લોકોની આંખોને આનન્દપ્રદ લાગશે. આ લતાના જેવી જ આપણી નાયિકાની—રાગિણીની થોડીક અવસ્થા થઇ હતી.

રાગિણીમાં થયેલા ફેરફારે કેટલુંક દિગ્દર્શન કરી પછી જ આગળ આપણે વધીએ તો ઠીક ગણાશે. તે બિચારીને પ્રિય પતિ પણ નથી, સસરા પણ નથી. આવી સ્થિતિમાં તેનું મોટું ઘર—અથવા બંગલો કહો—તેને ખાવા ધાય એ નવાઇ જેવી વાત નથી. તેનું જીવન પણ તેને અત્યન્ત ઉદાસ, અર્થહીન અને આશાશૂન્ય દેખાવા લાગ્યું. કેટલાક દિવસ સુધી તો તેને કોઇ પણ વાતમાં આનન્દ થયો નહિ. પ્રિય બેનપણીની સંગતિ, ઉત્તમ કાવ્યોના ઉતારા, ભગવદ્ગીતાનું પઠન, પક્ષીઓનું રમ્ય સંગીત, આ બધાંમાંથી એક પણ તેના મનને આનન્દ આપી શક્યું નહિ. આટલું બધું નૈરાશ્ય અને ઔદાસિન્ય રાગિણીમાં આવ્યું હતું.

આત્મહત્યાનો વિચાર તેના મનમાં કેટલીએ વાર આવ્યો અને આત્મહત્યા કરી સ્વર્ગમાં પોતાને પતિસંગતિ ચિરકાલ મળશે એવી આશાથી નદીમાં કુદી પડી, રાગિણી આ ફાની દુનિયાં છોડી જવાની હતી. આજે પડીશ, કાલે પડીશ, આવો તે નિશ્ચય કરતી; પરન્તુ નિશ્ચય પાર પાડવાનું કામ તેને અશકય લાગતું. હવે વિષયોપભોગલાલસા તેને તલમાત્ર રહી નહોતી. પરન્તુ જીવકોટીમાં દેખાતી અતિપ્રબલ જીવિતેચ્છા આગળ તેનું કાંઈ પણ ચાલતું નહિ. તેના વત્સલ પિતાનો પ્રેમપાશ તેને જગત્માં ખેંચતો હતો; પણ આ પાશને પણ તોડી પિતાને, જગત્ને અને પોતાની જાતને ભારરૂપ થએલું પોતાનું શરીર નદીમાં ફેંકી મોકળાં થવું એવો એક દિવસ તેણે ખરેખર નિશ્ચય કર્યો. કાલે પરોઢીએ નાહીને, શુચિર્ભૂત થઈને, અને તુલશી માતાને પગે પડીને વિજયગામ પાસેની નદીમાં કુદી પડવું, એવું તેણે મનમાં નક્કી કર્યું. ભાઉસાહેબને અને ઉત્તરાને તેણે બે પત્રો લખી રાખ્યા, એમાં પોતાના હેતુનું દિગ્દર્શન તેણે કર્યું હતું. અને 'આ હતભાગિનીને ભૂલી જજો' એવી કરુણાત્મક વિનંતિ તેમને કરી હતી. તે રાત્રે બિછાનામાં પડી આત્મહત્યાના વિચારમાં રાગિણી તલ્લીન થઇ ગઇ હતી, એટલામાં તેને એક જટાધારી મનુષ્યની અસ્પષ્ટાકૃતિ દેખાવા લાગી! તે મનુષ્યનું અથવા આકૃતિનું મુખ જો કે થોડું અસ્પષ્ટ હતું, તોપણ તેને તે અત્યન્ત પ્રેમપૂર્ણ અને મોહક લાગ્યું. તે મુખ ઉપર પવિત્રતાનું પ્રખર તેજ હતું. શું તે આકૃતિ ભૈયાસાહેબની તો નહોતી? ના, તે આટલા ઉંચા નહોતા, અને તેમનો ચહેરો પણ જૂદાજ પ્રકારનો હતો. તો પછી એ કોણ હશે? તે શા માટે અહિં આવી હશે? તેના આવવામાં ભૂતપિશાચોનો તો સંબન્ધ નહિ હોયને? આવા વિચાર રાગિણીના મનમાં આવતાં જ તે ગભરાઈ ગઈ અને તેને શરીરે પરસેવો છૂટયો. તેણે આંખો ચોળી અને તે ઉઠીને બેસવાનો પ્રયત્ન કરવા લાગી, પણ તે આકૃતિએ હાથ ઉંચો કરી "ઉઠીશ નહિ" એવું સૌમ્ય વાણીથી તેને કહ્યું, જો કે તેણે ઉઠવાનો ગમે તેટલો પ્રયત્ન કર્યો તો પણ તેનાથી ઉઠી શકાયું જ નહિ! "તમે કોણ?" એવું રાગિણી તે આકૃતિને પૂછવા લાગી; પણ તે શબ્દો તેના મુખમાંથી નીકળતા જ નહોતા! મોંઢેથી બોલવાનો તેણે ફરીથી પ્રયત્ન કર્યો પણ તેનો કંઈ ઉપયોગ થયો નહિ. એટલામાં "રાગિણી! આત્મહત્યા કરીશ નહિ, આત્મહત્યા કરવાથી કર્મફલ ચૂકશે ખરું?" એવા શબ્દો તે આકૃતિએ ઉચ્ચાર્યા. તે શબ્દો એટલા સૌમ્ય અને પ્રેમાળ સ્વરે ઉચ્ચારાયા હતા, કે રાગિણીની બ્હીક તેજ ક્ષણે જતી રહી. અને તે આકૃત સાથે બોલવાના હેતુથી તે ઉઠીને બેસવાનો પ્રયત્ન ફરીથી કરવા લાગી. રાગિણીના પ્રયત્નને આ વખતે સફળતા મળી, અને તેણે "આપ કોણ?" એવા પ્રશ્નાત્મક શબ્દો

ઉચ્ચાર્યાં પણ ખરા ! પણ તે આકૃતિ આ વખતે અદશ્ય થઈ ગઈ હતી. તે આકૃતિ ભલે ગઈ પણ તેના શબ્દો રાગિણીના કાનમાં ઘણી વાર સુધી ઘૂમતા જ રહ્યા !

આ બધી વાત કદાચ કલ્પનાજન્ય ભ્રમ પણ હશે; રાગિણીનું મન દુઃખવિહ્વલ હોવાથી અને તેનો સ્વભાવ ભાવનાપ્રધાન હોવાથી આ બધી વાત તેની વિકૃતપ્રાય કલ્પનાની રમત પણ હશે; કદાચ અન્ય કારણોથી ઉત્પન્ન થએલો દૃષ્ટિભ્રમ કે મતિભ્રમ હશે; કદાચ તે બધું સ્વપ્ન પણ હશે, કે કદાચ તે આકૃતિ કોઈ મહાત્માની સૂક્ષ્મ–દેહાકૃતિ હશે અને ભ્રાન્તચિત્ત અને ભ્રાન્તમાર્ગે થએલી રાગિણીને સન્માર્ગે આણુવાની પરોપકાર બુદ્ધિથી તે મહાત્માએ તેને દર્શન દીધાં હશે ! કદાચ તેના અન્તરાત્માએ જ સદ્વિવેકબુદ્ધિથી તેને યોગ્ય આજ્ઞા કરી હશે, અને આ આજ્ઞાને રાગિણીના તે વખતના કલ્પના પ્રાબલ્યથી મૂર્તસ્વરૂપ પ્રાપ્ત થયું હશે. ગમે તેમ હોય તો પણ એટલું તો ખરું જ, કે જીવજાત સુલભ જીવિતતૃષ્ણાને કે ઉપભોગાભિલાષને કે પવિત્ર પિતૃપ્રેમને તરછોડવા જે રાગિણી એકદમ તૈયાર થઈ હતી, તે રાગિણીના આત્મહત્યાના વિચારો તે આભાસ પછી કે ભ્રમ પછી કે—સ્વપ્ન પછી કે—આવા અતર્ક્ય સાક્ષાત્કાર પછી—સવારના ધુમસની માફક એકદમ ઉડી ગયા. આત્મહત્યાનો નિશ્ચય કરવો એ સહેલું છે, પણ આત્મહત્યા કરવી એ કઠણ છે !

તે દિવસથી અથવા તે રાત્રિથી રાગિણીની વૃત્તિ ધીમે ધીમે બદલાતી ગઈ અને થોડો વખત વીતી ગયા પછી તો તેની વૃત્તિમાં ક્રાન્તિ જ થઈ હોય એમ દેખાયું. આ ક્રાન્તિનું કાળાનુક્રમ પ્રમાણે હેતુવિવરણપૂર્વક યથાર્થ વર્ણન કરવું અશક્ય છે અને તેની આપણને જરૂર પણ નથી.

તે રાત્રિ પછી રાગિણીના વિચારોમાં જે ક્રાન્તિ ધીમે ધીમે થઇ તેનાં કારણોમાં ભાઉસાહેબ વિષેના તેના પ્રેમને જ પ્રમુખ સ્થાન આપવું પડશે. પોતાના મૃત્યુથી ભાઉસાહેબની સ્થિતિ ઘણી જ શોચનીય થશે, એ વિચાર રાગિણીના મનમાં અત્યંત તીવ્રતાથી જાગ્રત હતો.

આનન્દરાવ, ઉત્તરા વગેરેની પ્રેમાળ સંગતિ પણ તેને ફરીથી સંસાર તરફ પ્રેમરજ્જુ વડે ખેંચવા લાગી. યૌવન પણ તેની ઉપર પોતાનું પ્રભુત્વ બેસાડતું હતું. તેની સાથે ધનસંપત્તિ પણ હતી જ. મૂળથી જ મનુષ્ય ઉપભોગલોલુપ હોય છે તેમાં યૌવન અને ધનસંપત્તિ હોય અને સ્નેહી મનુષ્યો આપણને આનંદિત કરવા માટે તત્પર હોય તો જીવયાત્રા કેવળ દુઃખમય નથી લાગતી, પણ તેમાં રમ્યસ્થાનો પણ ઘણાં છે એમ મનુષ્યને લાગવા માંડે છે.

આનન્દરાવ, ઉત્તરા, શાસ્ત્રીજી, નાનાસાહેબ વગેરેની આનંદી, વિનોદમધુર અને પવિત્ર સંગતિ કોની ઉદાસીનતા ન કાઢે ? રાગિણીને આ સંગતિ ઉપર, કાવ્યગ્રન્થો ઉપર, ભગવદ્ગીતા ઉપર અને થિયૉસોફીનાં પુસ્તકો ઉપર, હા, ભૈયાસાહેબના પ્રેમથી આ પંથ અને આ પુસ્તકો તેને પ્રિય થવા લાગ્યાં હતાં, તેને ફરીથી પ્રીતિ થવા લાગી, અને તેનું મન થોડા વખત પછી પહેલાંના જેવું જ પ્રેમમય, આશાપૂર્ણ, ઉલ્લસિત, વિનોદપ્રિય અને વિલાસપ્રિય પણ થયું.

રાગિણીના મનમાં આવી ક્રાન્તિ થઈ તેથી તે પૂર્ણ વિલાસિની બની, એમ તો નહોતું જ. અસદ્વિલાસોની તેના મનમાં કલ્પના આવે, એ પણ અશક્ય હતું. અમારા આ કહેવાનો ભાવાર્થ એટલો જ કે જે પ્રમાણે એકાદ અર્ધવિકસિત કળી અનાવૃષ્ટિથી અને પ્રચંડ સૂર્યતાપથી ચીમળાઇને બળી જાય છે કે શું એવી સ્થિતિમાં આવે, અને પછીથી પર્જન્યવૃષ્ટિ થઇ ધીમે ધીમે તે ખીલવા માંડે અને તે પ્રફુલ્લિત અને વિકસિત થાય, તે જ પ્રમાણેની સ્થિતિ દુઃખથી લગભગ દગ્ધ થએલી રાગિણીની સ્થિતિ હતી. તેના શરીર, અને મન હવે પૂર્ણ રીતે વિકસિત થયાં અને તેની અંદર વધારે રમણીયતા આવી હતી. હવે તેનામાં એક પ્રકારની મહત્તા આવી હતી અને તેનું બોલવુંચાલવું પણ ગંભીર દેખાવા લાગ્યું હતું. યૌવનભરથી તેની વૃત્તિ આનંદી થઇ, અને મનોહર દેખાવ, રમ્ય ઉત્સવ, હૃદયંગમ સુભાષિતો, હાસ્યકારક વિનોદ વગેરે બાબતો જો કે તેને પૂર્વવત્ પ્રિય લાગતાં હતાં, અને ઉત્સવપ્રસંગે તે જો કે પહેલાંની જેમ બાહ્યતઃ આનંદી, ઉત્સાહી અને ઉલ્લાસી દેખાતી હતી, તો પણ સૂક્ષ્મ દૃષ્ટિવાળા મનુષ્યને તો તેના ઉલ્લાસમાં એક પ્રકારની ઉદાસીનતા, તેના ઉત્સાહમાં એક પ્રકારની શાંતતા, તેની ઉત્સવપ્રિયતામાં એક પ્રકારનું કૃત્રિમપણું, તેના વિનોદમાં એક પ્રકારની કોમલતા, અને તેની આનંદી વૃત્તિમાં એક પ્રકારનું પાવિત્ર્ય તે જ દેખાઇ આવ્યા સિવાય રહેત નહિ. વસ્તુસ્થિતિ એવી હતી, કે રાગિણી ઘણે અંશે બીજાને માટે જ આનંદી હતી.

આત્મહત્યાનો વિચાર છોડતી વખતે તેણે પોતાના મન સાથે એવો નિશ્ચય કર્યો હતો, કે દેહનો ત્યાગ કરવા કરતાં પરોપકારાર્થે તેનો ઉપયોગ કરવો, એ જ ઉત્તમ છે; પરન્તુ હિંદુ વિધવાને આ વાત સાધ્ય કેવી રીતે થાય ? તત્સંબંધે તેને કોઇ ઉપાય સૂઝયો નહિ. વળી તેને એમ પણ વિચાર આવ્યો કે લોકોની ઉન્નતિ કરતાં પહેલાં પોતે પોતાની ઉન્નતિ થએલી છે કે નહિ તે જોવું; લોકોને શિક્ષણ આપતાં પહેલાં પોતે જ શિક્ષણ લેવું, લોકોને પવિત્ર આચરણ રાખવાનો ઉપદેશ કરતાં પહેલાં

પોતે જ પવિત્ર આચરણ રાખવું; "परोपदेशे पांडित्यम्" કરી પરહિત સાધતાં પહેલાં પોતે જ ઇન્દ્રિયદમન કરી આત્મોન્નતિ કરી લેવી એ સારું, એમ રાગિણીને લાગવા માંડ્યું. "રાગિણી, તું વિલાસપ્રિય છે; ઇન્દ્રિયો ઉપર અંકુશ મેળવવા પ્રયત્ન કર; સ્વાર્થબુદ્ધિ છોડ, પરનિંદા ન કર," આવો જે ઉપદેશ ભય્યાસાહેબે જતી વખતે તેને કર્યો હતો, તે તેને વારંવાર યાદ આવતો હતો, પોતાના પતિએ પોતાને જે દોષ બતાવ્યા તે કાઢી નાંખીને પછી પરોપકાર કરવા માટે દેહનો ઉપયોગ કરવો, એ રાગિણીના વિચારની દિશા થવા લાગી. ભય્યાસાહેબે આત્મોન્નતિ કરવા માટે જે માર્ગ સ્વીકાર્યો તે જ યોગ્ય હતો, એમ તેને તે સ્થિતિમાં લાગ્યું. ઇન્દ્રિયોને કાબુમાં રાખવી, બીજાનો દ્વેષ ન કરવો, કોઇને ખોટું લાગે એવું ન બોલવું, આ બધી વાતો પહેલાં શિખી લેવી, અને પછી પરોપદેશની અને પરોપકારની વાતો કરવી, આ અંશતઃ સત્ય દેખાતું તત્વ તેને હવે બધી રીતે શ્રેષ્ઠ લાગવા માંડ્યું.

પરનિન્દા, અસૂયા, અભિમાન વગેરે દોષ રાગિણીમાં વિશેષ પ્રમાણમાં હતા, એમ ન હતું; પણ પોતે આ દોષોથી પૂર્ણ છે, એવું તેને તે વખતે લાગવા માંડ્યું; અને તે કાઢી નાંખવા એ પોતાનું પ્રથમ કર્ત્તવ્ય છે, એમ તેણે નક્કી કર્યું. આ નિશ્ચયનું એવું પરિણામ આવ્યું, કે રાગિણી હમ્મેશાં પોતાના જ વિચારોમાં મગ્ન અને ખિન્ન દેખાવા લાગી. ખાવાપીવામાં કે બોલવાચાલવામાં તેનું ચિત્ત જરાએ ચોંટતું નહિ. શરીરકાર્યો તે પોતે કરતી હતી, એમ કહેવા કરતાં તેનું શરીર જ તે બધું કરતું હતું, એમ કહેવું વધારે ઠીક થઇ પડશે. ઉત્તરા જેવી બેનપણીની સંગતિથી દૂર રહી પોતાની ઓરડીમાં જ એકાન્તમાં બેસી પતિનું સ્મરણ કરી રુદન કરવું, એ જ એને વધારે પ્રિય થવા લાગ્યું. મનુષ્યને આનન્દ પ્રિય હોય છે એમ કહેવાય છે, પણ રાગિણીને તો આ વખતે દુઃખ જ પ્રિય હતું! મહિનો, બે મહિના, ત્રણ મહિના, ચાર મહિના આ રીતે વહી ગયા. દુઃખનું તદ્દન વિસ્મરણ થાય, એ તો અશક્ય જ છે, પણ તેનો આવેગ ઘણો ઓછો થઇ ગયો. આત્મહત્યાના વિચારો પણ મનમાં આવતા હવે બંધ થઈ ગયા. ચાર માણસોમાં રાગિણી ઉઠવાબેસવા લાગી. ભાઉસાહેબ, નાનાસાહેબ, આનન્દરાવ અને ઉત્તરા તેનું મનોરંજન કરવાનો પ્રયત્ન કરતાં જ હતાં. રાગિણીની વૃત્તિ હવે બદલાતી જાય છે, એમ જોઇને તેમને સમાધાન થયું. તેમને ઠીક લાગે એટલા માટે રાગિણી ઉપર ઉપરથી હસતી અને હાસ્યવિનોદ કરવાનો પ્રયત્ન કરતી. તેનો હાસ્યવિનોદ પ્રયત્નકૃત હતો, અને તેનું અન્તઃકરણ દુઃખવિહ્વલ હતું, જે વાત તે બધાં જાણતાં હતાં, પણ આવો પ્રયત્ન કરવાની તેને ઇચ્છા થવા લાગી છે, એ જ સારું ચિહ્ન છે એમ સમજી તેમને શાન્તિ વળતી હતી. અસ્તુ.

રાગિણીની ખિન્નતાથી તેની પ્રકૃતિ બગડવા લાગી છે, એ વાત આનન્દરાવના ધ્યાનમાં આવ્યા વિના કેવી રીતે રહે? એક વખત જમતી વેળાએ તેમણે જગતનું સાત્વિક અને રમ્ય કલ્પનાચિત્ર દોરી, જગત્‌માંના ઉદારતાના, શૌર્યના દાખલા આપી, જગત્ એકંદર રીતે સાત્વિક, આનન્દમય અને મનોહર છે; અને માણસ જો ઉચ્ચ હેતુ રાખી, વિશાળ દૃષ્ટિથી જગત્ તરફ જુવે, તો નિરાશાવાદ કેટલો અયથાર્થ છે, એમ બોલતાં બોલતાં સિદ્ધ કરી આપ્યું.

આનન્દરાવનો હેતુ તેજ ક્ષણે રાગિણીની ધ્યાનમાં આવ્યો. ભાઉસાહેબ જમીને બહાર ગયા પછી રાગિણીએ આનન્દરાવને કહ્યુંઃ "મોટાભાઇ! તમે કહો છો તે બધુંય ખરું; પણ મનને જ આનન્દ થતો નથી, તો આનન્દ માનવો શામાં?"

"શામાં એટલે? નિષ્કારણ દુઃખ માનવું છોડી દઇએ, એટલે આનન્દ જ થવાનો!"

"ઠીક, આનન્દ થયો; આગળ શું? ઈશ્વરે આ જીવતર આપણને આનન્દ અને સુખોપભોગ માટે આપ્યું છે?"

"આનન્દ માટે નહિ, તો શું દુઃખ ભોગવવા માટે આપ્યું છે?"

"દુઃખ માટે નહિ, પરોપકાર માટે?"

"તો પછી પરોપકારને માર્ગે જા! રાતદિવસ ઓરડીમાં બેસી રહ્યાં કરે છે, એ સારું કહેવાય કે?

"પણ મોટાભાઇ! વિધવા પરોપકાર કેવી રીતે કરી શકે? મારા જેવી હતભાગિની વિધવાઓ —"

"મનમાં હોય તો ધારે તે કરી શકે છે! વારુ, તેમ કરવું દુષ્કર છે, એમ માની લઇએ; તો પણ તું હંમેશાં ઉદાસ રહીને શું મેળવવાની છે? કયો પરોપકાર એ રીતે સધાવાનો છે? નથી એમાં સ્વાર્થ, કે નથી પરમાર્થ! ઉલટું એ રીતે તો તું તારી પોતાની શરીરપ્રકૃતિને બગાડે છે, એટલું જ નહિ, પણ જાતે ઉદાસ રહી, બીજાંને ઉદાસ કરવાનું પાતક પણ તું વ્હોરે છે. તારી ચિન્તાથી ભાઉસાહેબની સ્થિતિ કેવી થઇ છે, તેનો તને ખ્યાલ આવે છે ખરો?"

રાગિણીએ કાંઇ જ જવાબ આપ્યો નહિ. પણ આ શબ્દો તેને ઘણા લાગી આવ્યા. પોતે પોતાના પિતાના દુઃખનું કારણ થઈ પડી છે, એ વિચાર તેને પહેલાં આવતો નહિ, એમ તો નહોતું; પણ આનંદરાવના અત્યારે ઉચ્ચારાએલા શબ્દોની તેને ઘણી જ અસર થઇ, એ તો ખરું જ.

થોડી વારે રાગિણી પોતાની ઓરડીમાં જઇ બેઠી. "તારી ચિન્તાથી ભાઉસાહેબની સ્થિતિ કેવી થઇ છે, તેનો તને ખ્યાલ આવે છે ખરો?"

આનન્દરાવના આ શબ્દો ઉચ્ચારતી વખતે અને તેનો વિચાર કરતી વખતે રાગિણીના મનમાં એકદમ એક વિચાર આવ્યો. પરોપકાર તો દૂર જ રહ્યો, પણ ઉદાસ રહી પોતે અપકાર કરી રહી છે, એવી તેની ખાતરી થઇ. પોતાના પિતાને પોતે દુઃખ દે છે, આ વિચાર તેને ઘણો જ દુઃખદાયક થઇ પડ્યો; અને તેથી તેને ડુસકાં આવવાં લાગ્યાં, જેથી એ જ સ્થિતિમાં તે લગભગ કલાકેક સુધી પડી રહી. "જે પોતાના પિતાને સુખ નથી દઇ શકતી, તે બીજાને શી રીતે સુખી કરવાની છે? ભાઉસાહેબને જો હું સુખ નહિ આપી શકું તો પછી કોણ આપશે? સરલાદેવી ગુજરી ગયા પછી—"

આવી રીતે તેને તેની માતાનું સ્મરણ થતાં, દુઃખોર્મિઓ ફરીથી ઉછળવા લાગી. મૃત પતિનું સ્મરણ, તેમ જ મૃત માતાનું સ્મરણ, બચપણનું, વિવાહનું, વિવાહ પછીની સ્થિતિનું અને અત્યારની સ્થિતિનું—આ રીતે આખી જીંદગીનું સ્મરણ આ બે ત્રણ કલાકમાં ઉપરાઉપરી થવાથી તેના અન્તઃકરણની સ્થિતિ કેવી થઇ હશે, તેની કલ્પના વાચકવર્ગે જ કરી લેવી!

આકાશમાં મેઘાડંબર થઇ તોફાની પવન વાયા પછી બધી દિશાઓ ભલે ઉદાસ દેખાય, તો પણ વરસાદ પડ્યા પછી એકાદ વાર ફરીથી સૂર્યપ્રકાશ પડે છે અને તે વખતના સૂર્યની—સૂર્યપ્રકાશની શોભા વધારે શાન્ત, પવિત્ર અને ઉત્સાહદાયક હોય છે. તેવી જ રીતે રાગિણીની આંખમાંથી દુઃખાશ્રુની સતત ધારાઓ વર્ષી રહ્યા પછી તેના અન્તઃકરણ ઉપર પવિત્ર વિચારનાં શાન્તકિરણો પડ્યાં, અને તેને અપ્રતિમ ઉત્સાહ લાગવા માંડ્યો. "ભાઉસાહેબને સુખી કરવા એ જ મારું અત્યન્ત પવિત્ર કર્ત્તવ્ય છે," એમ તે બોલી, અને કેવળ તેમને જ સુખી કરવા માટે મનને આનન્દિત રાખવું, એવો તેણે નિશ્ચય કર્યો; અને વળી નવાઇની વાત એ છે, કે તેની વૃત્તિ તેજ ક્ષણેથી બદલાઈ ગઈ. 'હવે જીવીને શું કરવું છે?' એ ઉદાસ પ્રશ્ન જ જતો રહ્યો. ભાઉસાહેબને સુખી કરવા, એ જ તેના જીવનનું હવે મુખ્ય કર્ત્તવ્ય થઇ પડ્યું. તેજ વખતથી રાગિણીને એક પ્રકારની પવિત્ર શાન્તિ મળી અને તે સ્વાભાવિક રીતે જ આનન્દી બની જવાથી કૃત્રિમ આનન્દ બતાવવાની તેને જરૂર જ પડી નહિ!

અસ્તુ. આ વાતને દોઢ વર્ષ થઈ ગયું. આટલી મુદતમાં કેટલેક અંશે કાલમાહાત્મ્યથી કહો, કે માનવ સામાન્ય આનન્દ—પ્રિયતાથી કહો, અથવા પાછળ કહ્યા પ્રમાણે યૌવન, ઐહિક સુસ્થિતિ, સત્સંગતિ વગેરે કારણોથી કહો, અથવા રાગિણીનો સ્વભાવ જ આનંદી, વિલાસપ્રિય અને વિનોદપ્રિય હતો તેથી કહો, પણ રાગિણીની વૃત્તિમાં અને તેની વર્તણુંકમાં આશ્ચર્યકારક ઉત્સાહ અને ઉલ્લાસ જણાવા લાગ્યા. તેનું

મધુર સંગીત હવે ઘરમાં સંભળાવા લાગ્યું, તેના મીઠાં પ્રેમાળ વચનો હવે બધાંને સાંભળવાને મળવા લાગ્યાં, તેનો હાસ્યવિનોદ બધાંને હસાવવા લાગ્યો, તેના સૂચક પ્રશ્નો વાદવિવાદને ઉત્તેજન આપવા લાગ્યાં. ઉત્તરાની અને તેની એકાન્તમાં પ્રેમમધુર વાતો પણ થવા લાગી, અને તેની લખેલી નવલિકાઓનો આસ્વાદ પણ સર્વેના કર્ણોને મળવા લાગ્યો.

પરન્તુ આવી વસ્તુસ્થિતિ હોવા છતાં પાછળ કહ્યા પ્રમાણે રાગિણીના આનન્દમાં એક પ્રકારનું ઔદાસીન્ય પણ હતું, અને સાથે તેના ઉલ્લાસમાં એક પ્રકારની કૃત્રિમતા પણ દેખાતી હતી. આ વાત સૂક્ષ્મદષ્ટિ મનુષ્ય સિવાય બીજાને ન સમજાય એવી હતી. રાગિણી પહેલાંની માફક નવલિકાઓ લખીને બધાંની આગળ વાંચી બતાવતી, તેમ જ તે માસિક પુસ્તકોમાં પ્રસિદ્ધ પણ થતી, પણ તેમાં માત્ર તેનું નામ જણાતું ન હતું. તેના લખાણની ભાષામાં અને તેમાં રહેલા હાસ્યવિનોદમાં ઉપર કહ્યો તેવા પ્રકારનો સૂક્ષ્મ ભેદ શાસ્ત્રીજી જેવા માર્મિક મનુષ્યના ધ્યાનમાં આવ્યા વિના રહ્યો નહિ. રાગિણીનો પહેલાંનો સરલ વિનોદ અજશિશુની માફક સ્વતંત્રતાથી અથવા બાલિશતાથી આમ તેમ ક્રીડા કરતો, અથવા પક્ષિની માફક સ્વૈરવિહાર કરતો, પણ રાગિણીની નવલિકાની હમણાંની ભાષા વધારે પ્રૌઢ થઈ અને તેનો વિનોદ 'સરકસ'ના ઘોડાની માફક અથવા બંદુક મારતા પોપટની માફક, એક રીતે તો આનંદકારક અને આશ્ચર્યકારક, પરન્તુ વાસ્તવિક રીતે અસ્વાભાવિક, ક્લિષ્ટ, નીરસ, અને વાચકોનું મનરંજન ન છૂટકે કરતો હોય, એવો દેખાતો હતો.

આગળની વાર્તાનો સમ્બંધ સમજવાને રાગિણીની મનઃસ્થિતિનું આટલું વર્ણન હાલ તુરત તો બસ થશે.

---

## સપ્તમ પરિચ્છેદ

### નવી યોજના

વ્હાલા વાચક! તને યાદ છે કે પ્રથમ આપણે જણાવી ગયા છીએ કે, જ્યારે ઉત્તરાએ ચીનુભાઈને યોગ્ય સમજણ આપી ત્યારે તે પણ તેની ઉપર ગુસ્સે થયા નહિ, અથવા તેની પ્રાપ્તિ વિષે તે નિરાશ પણ થયા નહિ. "હું મારી જાતને મોટો વ્યવહારકુશળ ગણતો હતો, પણ ઉત્તરા સાથે કેમ બોલવું, કેમ વર્ત્તવું, તેનું મને ભાન રહ્યું નહિ." ચીનુભાઈના મનમાં આવેલો આ વિચાર તેમના સ્વાભિમાનને પોષક હતો, એમ ન હતું; પણ 'માણસ માત્ર ભૂલને પાત્ર છે,' આવો વિચાર કરી તેમણે પોતાના મનને શાન્ત કર્યું; અને ઉત્તરાની પ્રાપ્તિ માટે જોઇતી

ખટપટ વધારે સભ્યતાથી અને વધારે ઉત્સાહથી કરવાનો તેમણે પુનઃ નિશ્ચય કર્યો. તે પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા: “ આવી અડચણો તો આવવાની જ; પણ ડાહ્યા માણસો તેથી ન ડગતાં પોતાની અક્કલ અને શક્તિથી જ પોતાનું કાર્ય સાધી લે છે.” આવા વિચારથી પ્રેરિત થઈ કેવળ બાસાહેબનું જ નહિ પણ નાનાસાહેબનું પણ મન આકર્ષી લેવાના ઉદ્યોગમાં તે મગ્ન થઇ ગયા. પોતાની ઉપર વિદ્યા-દેવીની અવકૃપા છે, એ વાત જો કે ચીનુભાઈ જાણતા હતા છતાં પણ જરા વાચનમનનાદિની ખટપટ કરી પોતાની ત્રૂટિઓ પૂરી કરવાનો અને બને ત્યાં સુધી લોકોથી તેને સંતાડવાનો તેમણે નિશ્ચય કરી લીધો.

બાસાહેબનું મન આકર્ષી લેવામાં ચીનુભાઇને વિશેષ પરિશ્રમ પડ્યો નહિ, કારણ કે આનન્દરાવ તરફની આશા તૂટી જવાથી બાસાહેબનું મન ફરીથી ચીનુભાઇ તરફ વળવા લાગ્યું હતું. એવી નિરાશામય સ્થિતિમાં તેમની સાથે દિલાસો આપનારા શબ્દો બોલનારો ગમે તેવો માણસ તેમને પ્રિય થઇ પડ્યો હોત; તો પછી ચીનુભાઇ જેવો મીઠાબોલો અને બૈરક પાર્લામેન્ટમાં અસ્ખલિત રીતે ભાષણ કરી શકે એવો માણસ બાસાહેબને પ્રિય થાય, એમાં નવાઇ શી?

એક દિવસ આડીઅવળી વાતો ચાલતી હતી, તેવામાં બાસાહેબે કાંઇક દુઃખોદ્ગાર કાઢ્યા; એ વખતનો લાભ લઇ ચીનુભાઇએ તેમને, “જો તમે પિએર થોડા દિવસ માટે જાવ, તો તમને આરામ ન મળે? તમારાં માતા પણ હવે ઘણાં જ ઘરડાં થઇ ગયાં હશે, નહિ વારું?” એમ જાણે સહેજ પૂછતા હોય તેમ પૂછ્યું.

“હા, નેવુંમું વરસ ચાલે છે તેને; ને અમારા પિતાજીને તો સોમાં બે એક વરસ જ ઓછાં હશે!”

“પહેલાંના લોકો છે, તેથી આટલાં બધાં વરસ કાઢી શકયાં છે; નહિ તો આજકાલના લોકો જુવોને? કેટલો બધો ફેર છે?”

“માબાપને મળવાનું મન તો થાય છે; પણ ઘરનોએ મોહ છૂટતો નથી! ત્યાં જઇ મારે મારી બા સાથે ઘણીએ વાતો કરવી છે. ઉત્તરાના વિવાહની તો તેને ઘણી ફિકર છે. તેની આંખ આગળ આટલો વિવાહ થઇ ગયો હોત, તો કેટલું સારું થાત? પણ મારું નશીબ–”

બોલતાં બોલતાં બાસાહેબની આંખમાંથી બે ચાર આંસુ પડ્યાં અને નિરાશ થઇ તેમણે એક નિસાસો મૂકયો. આ જોઇ જાણે પોતે પણ ઘણા દિલગીર થયા હોય તેવો દેખાવ કરી ચીનુભાઇ પણ સહાનુભૂતિ દર્શાવવા લાગ્યા: “તમે ઉનાળાની રજામાં ત્યાં જતાં કેમ નથી? તમને પિએર ગયાંને ચાર પાંચ વરસ તો થઇ જ ગયાં હશે?”

"ચાર પાંચ કેમ? ખાસાં છ સાત વરસ થઇ ગયાં! અમારા પિતાજીને એમનો સુધારો બિલકુલ પસંદ નથી. ઉત્તરા આટલી મોટી થવા છતાં પરણાવી નથી, તેથી તેમનો એક કડક કાગળ પણ આવ્યો હતો. તેને લીધે કેટલાક દિવસ સુધી તો પત્રવહેવાર પણ બંધ થઇ ગયો હતો. પાછળથી મેં તેમને પત્રો લખી સમજાવ્યા અને આમને પણ કહ્યું, ત્યારે તેઓનાં મન પાછાં શુદ્ધ થયાં છે."

"તો આ 'મે' માસમાં (ઉનાળામાં) કાશીએ જઈ આવો, બીજું શું? સાથે આવનાર કોઇ નહિ હોય તો હું આવીશ. આ નિમિત્તે મને પણ કાશી જોવાનો અને જાત્રાનો લાભ મળશે!"

ચીનુભાઇએ બતાવેલો આ માર્ગ બાસાહેબને પસંદ પડેલો, તેથી રાત્રે જમતી વખતે પોતાના પતિ આગળ એ વાત કાઢવી, એવો તેમણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો. ચીનુભાઇએ જે વાત સૂચવી તે ધાર્મિક કે પરોપકાર કરવાની બુદ્ધિથી સૂચવી હતી, એમ તો નહોતું જ. પણ પ્રવાસમાં ઉત્તરા સાથે એકાન્તે બોલવાના પ્રસંગો આવવાનો સંભવ છે, અને તેને અંગે તેને ખુશ કરવાના પ્રસંગો પણ ઘણા આવશે અને તેનો પ્રેમવિકાર કદાચ પ્રવાસમાં પ્રબળ થાય અને તેથી તે પોતાને જલદી અનુકૂળ થશે, વગેરે વિચારોથી પ્રેરિત થઇ તેમણે આ વાત સૂચવી હતી. અને કર્મસંયોગે તેમની પ્રવાસની એ ઇચ્છા પણ સફળ થઇ.

તેજ સાંજે નાનાસાહેબના સસરાનો પણ પત્ર આવ્યો. જેમાં છેવટનો ભાગ વિશેષ મહત્ત્વનો હોવાથી તે અત્રે ટાંકીએ છીએ.

"અમે બન્ને અતિવૃદ્ધ, મૃત્યુદ્વારે ઉભાં રહ્યાં હોઇએ તેવાં છીએ, પુત્રપૌત્રોને મળી સંન્યસ્ત લેવાનો વિચાર છે. પત્રદ્વારા આપના સર્વેના કુશળ સમાચાર વાંચી ખુશી તો થયાં જ છીએ; છતાં આપ સર્વેને મળ્યાને સાત આઠ વર્ષો થઈ ગએલાં હોવાથી આપ સર્વે એક વાર અહીં આવો એવી ઇચ્છા છે, અને તે પૂર્ણ કરો તો ઠીક. 'મે' મહિનાની રજાઓ તો હશે જ, તો ના ન પાડતાં એક વાર અત્રે આવી જવું. આપને આવવાને સવડ ન થઈ શકે એમ હોય, તો ચિ. ઉત્તરા અને ચિ. સૌ, યમુનાને (બાસાહેબનું પિએરનું નામ) કોઈ વિશ્વાસુ માણસ જોડે મોકલી દેશો. આપનો સુધારો અને આપના વિચારો ભલે અમને પસંદ ન હોય, તોપણ આપને વિષે અમારા મનમાં પ્રેમ ઓછો થયો છે, એમ તો સમજવું નહિ, ચિ. ઉત્તરાને અવિવાહિત રાખવા માટે અને બીજી એવી જ બાબતો માટે પહેલાં આપને કઠોર પત્રો લખ્યા તેથી વખતે આપને લાગી તો આવ્યું જ હશે, પણ તે બધું હવે ભૂલી જશો. કાલપ્રવાહમાં બધું જ બદલાતું જાય છે; તો ધર્મ ક્યાંથી સ્થિર રહી શકે? અમે જૂના જમાનાનાં વૃદ્ધ માણસો! આજકાલનો સુધારો અમને અભિમત ક્યાંથી હોય? છતાં કાલ-મહિમા આગળ ઇલાજ નથી, એમ સમજી ધર્મક્ષય થતાં પહેલાં ઈશ્વર પાસે જવાય તો સારું, એવી ઇચ્છા છે. અસ્તુ. આલોક છોડતાં પહેલાં આપને સર્વેને

એક વાર મળવું એટલી જ ઇચ્છા છે તો આ રજામાં જરૂર, જરૂર, આવવાનું કરશો. વધારે શું લખું? આપના પ્રિય મિત્ર રા. ભાઉસાહેબને મારા યથાયોગ્ય કહેશો. આપના બીજા મિત્ર વેદાન્તભૂષણ રામશાસ્ત્રી ઉર્ફે શાસ્ત્રીજી કેટલાંક વર્ષ પહેલાં અત્રે આવ્યા હતા. તેમનો પરિચય દૃઢ થયો છે. તેઓ ઘણા વિદ્વાન્, સુજ્ઞ અને સ્નેહાર્દ્ર માણસ છે! 'મારે પ્રિય બ્રહ્મસ્વામીને મળવાની ઇચ્છા છે!' એમ તેમણે કહ્યું હતું. સ્વામીજી હમણાં જ આ ક્ષેત્રમાં આવ્યા હતા, તેઓ પાછા હિમાલયે નિવાસ માટે ગયા છે: એમ શાસ્ત્રીજીને કહેશો. સ્વામીજીનાં દર્શન કરવાની મારી ઇચ્છા તો પૂર્ણ થઈ. અને તેમની-શાસ્ત્રીજીની-પણ પૂર્ણ થાઓ! પત્રવિસ્તાર ઘણો થઈ ગયો છે. ચિ. ઉત્તરા માટે અત્રે એક ઠેકાણું જોયું છે. અત્રે આવશો, ત્યારે એ વિશે વિસ્તારપૂર્વક વાત કરીશું!"

આ કાગળ આવ્યાની વાત બાસાહેબે જાણ્યા પછી પિએર જવાની તેમની ઉત્કંઠા ઘણી જ વધી. કાશી જઈ પોતાનાં વૃદ્ધ માતપિતા સાથે ચાર સુખદુ:ખની વાતો ક્યારે કરીશ. એમ તેમને થઈ ગયું. નાનાસાહેબ પણ વિજયગામમાં રહીને કંટાળી ગયા હતા. 'મે'માસની રજામાં થોડાક દિવસ કાશી રહી, પછી હિમાલયની તળેટીમાં પ્રવાસ કરવો, અને રમ્ય સ્થળો જોવા જવું, એવો એમણે પોતાના મન સાથે વિચાર કર્યો. શાસ્ત્રીજીને પણ તેમના કાશીમાંના મિત્રોએ બોલાવ્યા હતા. કાશી જવાનો અને હિમાલયની ઠંડી હવાની 'લજ્જત' લેવાનો એ વિચાર તેમને પણ પસંદ પડ્યો. ભાઉસાહેબ અને રાગિણીએ પણ સાથે આવવું, એવું શાસ્ત્રીજીએ સૂચવ્યું. "મને આટલી બધી રજા નહિ મળી શકે. ત્યાંની ઠંડી હવા મારાથી સહન થશે નહિ. રાગિણીને પણ એ હવા માફક આવશે નહિ," વગેરે બ્હાનાં કાઢીને ભાઉસાહેબ તેમની સાથે જવાનું ટાળવા લાગ્યા. પણ છેવટે બન્ને મિત્રોના આગ્રહ આગળ તેમનું જરા પણ ચાલ્યું નહિ, અને ન ઇલાજે તેમને પણ સમ્મતિ આપવી પડી.

---

## અષ્ટમ પરિચ્છેદ.

---

### શું આ આનન્દની વાત છે?

"ઉત્તરા બેન! તમે કાલે કૉલેજમાં કેમ દેખાયાં નહિ?" આનંદરાવે ઉત્તરાને મેડીકલ કૉલેજમાં પૂછ્યું.

"કાલે હું જરાક 'સીક' હતી. હાં, ઠીક યાદ આવ્યું. આજે ઘેરથી એક કાગળ આવ્યો છે. નાનાસાહેબ અને બાસાહેબ કાશી જવાનાં છે; તેમણે મને પણ સાથે તેડી જવા બોલાવી છે."

"ભાઉસાહેબ અને રાગિણી પણ જવાનાં છે તેમની સાથે; તેમનો પત્ર મારી ઉપર પણ કાલે જ આવ્યો. કાશીમાં થોડાક દિવસ રહી, પછી

તેઓ બધાં હરિદ્વાર વગેરે જાણીતાં સ્થળો જોવા જવાનાં છે. હું પણ જવાનો વિચાર તો કરું છું."

"તો પછી તમારી પરીક્ષાનું અને ફર્સ્ટ કલાસનું શું? છેવટની પરીક્ષામાં જો ફર્સ્ટ કલાસમાં પાસ નહિ થવાય તો, તો તમારી બધી career (મહેનત) ફોગટ નહિ જાય કે?"

"જશે, તો ભલે જતી! પરીક્ષા પાસ કર્યા પછી મારે કયાં નોકરી કે 'પ્રેકટીસ્' (ધંધો) કરવી છે!"

"એટલે? પછી શું કરવા વિચાર છે ત્યારે?"

"શું કરવું તે આગળ ઉપર જોઈ લેવાશે! જ્યારે દેશની આવી દુઃખદ સ્થિતિ હોય, ત્યારે પરીક્ષાઓ પાસ કરી career અને નોકરી લઈ બેસવામાં શો લાભ? વિદ્યા શું પૈસા કમાવાં માટે જ મેળવવી? હું તો નોકરી નથી જ કરવાનો! દેશની સેવા કરવામાં—"

"તે ખરું; પણ નોકરી કરે તે દેશસેવા ન જ કરી શકે, એવું કંઈ છે?"

"તે બરાબર છે; પણ મારે બીજા લોકોની માફક પૈસા કમાવામાં જન્મારો વીતાડવો નથી. આફ્રિકે જઈ 'મંગો પાર્ક' જેવી, અથવા આપણા હિમાલયપર જઈ 'સ્વેન હેડીન્' પરજેવી, શોધો કરવી, એવું મારા મનમાં રમી રહ્યું છે. આપણા હિમાલયની બધી શોધો પાશ્ચાત્ય લોકો જ કરે, તેથી આપણને શું શરમ ન આવવી જોઇએ? હિમાલયમાં કેટલીક જંગલી જાતો વસે છે, તેમની અન્દર રહી તેમનો ધર્મ, તેમની ભાષા, અને તેમના રીતરિવાજ વિષે માહિતી મેળવવાનો મારો કેટલાએ દિવસથી વિચાર છે; આવાં સાહસનાં કામો આપણે ઉપાડ્યા વિના દેશ ઉન્નતાવસ્થાને કેવી રીતે પામે? અને આપણા દેશનું નામ પણ સુધરેલા દેશોની ગણતરીમાં કેમ આવશે? ભારતવાસીઓને આજે જે સન્માન નથી મળતું તેનું ખરું કારણ એ જ છે, કે તેઓ કોઈ પણ શાસ્ત્રની નવી શોધો કરતા નથી. હું તો—"

"ભય્યાસાહેબને થિઑસોફીનું વ્યસન જેવું હદ બહારનું હતું તેવું તમારું ન થાય, એ વાત યાદ રાખજો!" ઉત્તરા પ્રેમપૂર્ણ સ્વરે બોલી: "બાકી તમને મારે આ બધું કહેવું પડે એમ નથી! છતાં નથી રહેવાતું માટે જ કહેવું પડે છે!"

આનન્દરાવ કિંચિત્ હસીને બોલ્યા: "તમે મને અહીં રહેવાનું કહો છો, ત્યારે તમે જ કેમ જાઓ છો? તમારે પણ પરીક્ષામાં બેસવાનું છે ને?"

"હું ઘણા દિવસથી મોસાળ ગઈ નથી; અને સ્ત્રીઓની પરીક્ષાનું એટલું બધું મહત્ત્વ પણ નથી! તમારી પરીક્ષાનું થોડું જ એવું છે?"

"તે ખરું. પણ પરીક્ષા માટે તો મને હવે એટલું બધું લાગતું નથી. પરીક્ષામાં શું બળ્યું છે એટલું બધું? આવતે વરસે અપાશે પરીક્ષા?

પણ આવી તક કંઈ ફરી ફરી મળવાની છે કે? તમે બધાં ત્યાં રમણીય પ્રદેશો જુઓ અને હું અહીંઆં ઓરડીમાં ભૂત જેવો એકલો બેસી રહી અભ્યાસ કરતો રહું, એ તમને પણ ઠીક લાગશે ખરું કે?"

આનન્દરાવનું આ વર્ષ ફોગટ ન જાય, અને છેવટની પરીક્ષામાં તે ફર્સ્ટ કલાસમાં આવે, એવી ઉત્તરાની ઇચ્છા હતી ખરી; પણ સાથે સાથે તે બધાંની જોડે પ્રવાસમાં હોય તો સારું, એમ પણ તેને લાગતું હતું. આ હેતુદ્વયથી તે ગુંચવાઈ અને આનન્દરાવને શો જવાબ દેવો, તે તેને સૂઝયું નહિ.

ઉત્તરા આ રીતે ચૂપ રહી, તે જ વખતે આનન્દરાવને રાગિણીનું સ્મરણ થઈ આવતાં તે બોલ્યા: "તમારી તરફ રાગિણીનો પત્ર વગેરે કાંઇ આવ્યું છે આજકાલમાં?"

"હા, ચાર–પાંચ દિવસ પહેલાં એક પત્ર આવ્યો હતો. તે ઉપરથી જણાય છે કે તેની વૃત્તિ ફરીથી ઉલ્લસિત થવા લાગી છે. તેના હમણાંના પત્રોમાં હાસ્યવિનોદ પહેલાંની માફક હવે આવવા લાગ્યો છે."

"પોતે આનંદી છે, એવું તે બહારથી બતાવે છે ખરી; પણ મનમાં—"

ઉત્તરા વચ્ચે જ બોલી: "તે પુનર્વિવાહ કરે તો ઠીક, એમ મને લાગે છે. હવે લોકસમાજ પુનર્વિવાહની વિરુદ્ધ એટલો બધો નથી!"

"વિરુદ્ધ નથી એ ખરું; પણ વિધવાઓ જ પોતે હજી ઘણી ડરે છે! તેઓ ક્યાં પુનર્વિવાહ કરવા માટે તૈયાર છે?"

"તેઓ તૈયાર નથી, એ ખરું હશે, પણ તેમની સાથે પુનર્વિવાહ કરનારા પુરુષો પણ ક્યાં તૈયાર છે?"

આનન્દરાવ જરા આવેશથી બોલ્યા: "પુરુષો કરતાં આ કામમાં સ્ત્રીઓની જ વધારે હરકત હોય છે. રાગિણી સાથે પરણવા ગમે તે યુવક તૈયાર થશે, પણ તે પોતે જ સમ્મત નહિ થાય!"

આનન્દરાવ અને ઉત્તરા એ બન્ને વચ્ચે આ સિવાય પણ કેટલીએક વાતચિત થઇ પણ તેમાં વિશેષ મહત્ત્વ ન હતું. આનન્દરાવનું દેશાભિમાન જોઇ ઉત્તરાને તેમના વિષે આદર ઉત્પન્ન થયો હતો. પણ 'રાગિણી સાથે પરણવાને ગમે તે તૈયાર થશે!!' તેમના આ વાક્યનો અર્થ શો કરવો? આ સવાલ તેની દૃષ્ટિ આગળ ખડો થયો. "આનન્દરાવના જ મનમાં તેવો વિચાર આવ્યો છે કે શું? અને એવો વિચાર કરી તે પોતે જો પુનર્વિવાહ કરવા તૈયાર હોય, તો શું આ વાત આનન્દની છે? રાગિણીનો આનન્દરાવ સાથે પુનર્વિવાહ થાય, તો તે સુખસાગરમાં નિમગ્ન થશે, અને તેમને યોગ્ય સ્ત્રી મળશે, એ તો નિઃશંક છે પણ–પણ"

———

# નવમ પરિચ્છેદ

—:૦:—

## આગગાડીમાં

**वादे वादे जायते तत्त्वबोधः ।**

ભાઉસાહેબ અને શાસ્ત્રીજીએ મે માસ(ઉનાળા)ની રજાની સાથે જ બીજી વધારાની બે મહિનાની રજા અરજી કરીને મંગાવી લીધી. ચાર મહિનામાં પૃથ્વીપ્રદક્ષિણા કરનારા અમેરીકન લોકોની માફક ઉતાવળીઓ પ્રવાસ કરવો, એ ભાઉસાહેબને અને નાનાસાહેબને બિલકુલ પસંદ ન હતું. "જોવા લાયક સ્થળો ઉતાવળે જોઇ જલદી પાછા ફરવામાં શી મઝા છે ?" એમ તે કહેતા, અને એ તેમનું કહેવું ખરું પણ છે. પક્ષિની માફક ઉડીને એકદમ પાછા આવવામાં મનુષ્યના જ્ઞાનમાં કોઈ પણ જાતનો વધારો થતો નથી અને સાચો આનન્દ પણ મળતો નથી !

દરેક સ્થળે અમુક દિવસ રોકાવું અને ત્યાંની શોભાનું નિરીક્ષણ સ્વસ્થ ચિત્તે કરવું, એવો ભાઉસાહેબ અને નાનાસાહેબનો વિચાર હતો. આવા નિવાસમાં વાંચનાર્થે તેમણે પુસ્તકો પણ સાથે લીધાં હતાં. મુસાફરીમાં બધાંને આનન્દ પડે એટલા માટે નાનાસાહેબે એવું પણ સૂચવ્યું, કે 'નિર્ઝરગઢના પ્રવાસમાં જો કે ન બની શકયું, તો પણ આ પ્રવાસમાં દરેક જણે એક તો નિબન્ધ વાંચવો જ; અને પછી બધાંએ તેની ઉપર અનૌપચારિક રીતે ચર્ચા અને ટીકા કરવી. જેણે નિબન્ધ ન લખવો હોય તેણે એક નાની નવલિકા લખવી,—નહિ તો એકાદ વાર્તા મોઢે કહેવી.' આવી યોજના કરવામાં તેમનો હેતુ એ હતો, કે ફુરસદના વખતમાં બધાં કંટાળી જાય છે, અને એવે વખતે વાતચીત માટે કોઈ સારો વિષય ન હોવાથી એક બીજાની ગ્રામ્યચેષ્ટા કે કોઇની પરોક્ષ નિન્દા કરવાની સર્વને ઘણે ભાગે ઇચ્છા થઇ આવે છે. આવી ઇચ્છા આ પ્રવાસમાં તો કોઇને ન થાય, એવી તેમની ઇચ્છા હતી. તેમનો આ હેતુ કેટલેક અંશે સફળ થયો તે આપણે આગળ ઉપર જોઇશું.

એપ્રિલની ૨૦ મી તારીખે નીકળી, બનારસ જઇ ત્યાં આઠ દિવસ રહેવું, અને પછી હરિદ્વાર, ગંગોત્રી વગેરે ઠેકાણે જવું, એવો તેઓએ સાધારણ કાર્યક્રમ નક્કી કર્યો હતો. હિમાલય ઉપર ચઢી, હિમાલયની શોભા નિહાળવી એવું આનન્દરાવે સૂચવ્યું, અને એ સૂચનાને શાસ્ત્રીજીએ ટેકો આપ્યો. ત્યાં ગયા પછી કોઇ અધિકારી સ્વામી મળી આવશે, એવી તેમને આશા હતી. અને એવા કોઇ સ્વામી ન મળ્યા, તો નગાધિરાજ, પવિત્ર હિમાલય પર્વત જોવાનું શ્રેય તો મળશે જ, એવું એમનું કહેવું હતું. આપણા હિન્દુ લોકોને હિમાલય પર્વત એ એક ઉંચો પર્વત છે, ત્યાં

ગંગાનો જન્મ થયો છે, તેની ઉપર અનેક દિવ્યૌષધિ અને અનેક જાતનાં ચિત્રવિચિત્ર પશુપક્ષિઓનું નિવાસસ્થાન હોય છે, તેને અંગે પ્રિય છે. એટલું જ નહિ પણ તે 'देवतात्मा' છે, 'अनेकरत्नप्रभव' છે, તપસ્વીભૂમિ છે, એવું જ આપણને લાગે છે. યક્ષકિન્નરો પહેલાં ત્યાં રહેતા, યોગિરાજ શ્રી–શંકરની તપશ્ચર્યા ત્યાં ચાલતી, કે તેમનું પર્વતકન્યા સાથે પ્રેમસંભાષણ ત્યાં ચાલતું, ત્યાં અર્ધનારી મહેશ્વરનું તાંડવનૃત્ય પણ થતું, એવી જ આપણી કલ્પના હોય છે. યુરોપના 'આલ્પ્સ્' અને 'પિરીનીઝ્' પર્વતો ગમે તેટલા ઊંચા અને સુંદર હોય, તોપણ તે હિમાલયની બરાબરી કરી શકશે ખરા ? ધર્મશાસ્ત્રને ન માનનારા એકાદ સુધારકને પણ હિમાલયની મોહિની અનુભવગોચર થાય છે; તો પુરાણગ્રન્થો અને કાવ્યગ્રન્થો જેમને અત્યન્ત્ય પ્રિય છે, એવા શાસ્ત્રીજીને હિમાલય જોવા જતી વખતે અતુલ ઉત્સાહ થાય એમાં શી નવાઈ? અસ્તુ.

આનન્દરાવ અને ઉત્તરા કૉલેજમાંથી ૧૫ મી એપ્રીલે વિજયગામ આવ્યાં. નિયત કર્યા પ્રમાણે બધાં એપ્રીલની ૨૦ મી તારીખે સ્ટેશનપર ગયાં. આ પ્રવાસમાં ટીકીટ વગેરે બધી વ્યવસ્થા કરવાનું કામ ચીનુભાઇને સોંપવામાં આવ્યું હતું. ટીકીટ ઑફીસમાં જઈ તેમણે ટીકીટો લીધી, અને સામાન વગેરે 'પોર્ટરો'ને માથે ચઢાવી તે પ્લેટફૉર્મ ઉપર જવા લાગ્યા; પરન્તુ દરવાજે ઉભા રહેલા ટીકીટમાસ્તરે(મજુરો)'પોર્ટરો'ને રોકયા અને સામાન કાંટા ઉપર લઇ જઈ વજન કરાવવા તેમને ફરમાવ્યું. ચીનુભાઇનું અને તે છોકરવાદ પારસી ટીકીટકલેક્ટરનું થોડી વાર સુધી 'રેલ્વે ઇંગ્લીશ'માં સંભાષણ થયું. 'સંભાષણ થયું' એમ કહેવા કરતાં ટંટો જ થયો, એમ કહેવું યોગ્ય થઈ પડશે. આ ટંટો મારામારીએ જાય છે કે શું એવો પોર્ટરો (મજુરો)ને ધ્રાસકો પડ્યો. પણ છેવટે ચીનુભાઈના મનમાં શું આવ્યું, કોણ જાણે ? તેમનો અવાજ ધીમે ધીમે ઉતરવા લાગ્યો. અને તેમનું ભાષણ પણ વધારે ને વધારે સૌમ્ય થવા લાગ્યું. છેવટે બન્નેએ કાનમાં ખાનગી કાંઈ વાતચીત કરી અને ટીકીટ માસ્તરે છેવટે સામાન પ્લેટફૉર્મ ઉપર લઇ જવા દીધો. પોર્ટરો ગયા પછી ચીનુભાઇનું અને તે ટીકીટકલેક્ટરનું હસ્તાંદોલન (Shake-hand) થયું, તે વખતે ચીનુભાઇના હાથમાંથી ટીકીટકલેક્ટરના હાથમાં એકાદ રૂપીઓ પડ્યો કે શું, તે તો એ બન્નેએ જ જાણ્યું. બીજા કોઇને તે વિષે ખબર પડી નહિ. અસ્તુ !

પ્લૅટફૉર્મ ઉપર જઇને ચીનુભાઇ અને ટીલ્લુએ મળી પોર્ટરોની મદદથી બધો સામાન એક 'કમ્પાર્ટમેન્ટ'માં બાંકડા નીચે ગોઠવી દીધો, એટલામાં બધાં ત્યાં આવ્યાં. રાગિણી, બાસાહેબ અને ટીલ્લુ ગાડીમાં ચઢી ગયાં, અને ઉત્તરા, નાનાસાહેબ વગેરે સ્ટેશનની નિરીક્ષા કરતાં પ્લૅટફૉર્મ પર જ ઉભાં રહ્યાં.

ગાડી ઉપડવાને બે ત્રણ મિનિટ જ બાકી રહેલી હોવાથી તે બધાં ગાડીમાં ચઢી ગયાં. બધાં મળીને આઠ માણસો તે કમ્પાર્ટમેન્ટમાં હતાં. સ્ત્રીપુરુષો એકત્ર બેસવાથી તેમને થોડીક અડચણ તો પડી. નાનાસાહેબ પૈસાદાર હોવા છતાં 'સેકન્ડક્લાસ'ની ટીકીટો ખરીદી એક દિવસમાં સાઠ-સિત્તેર રૂપિઆનો વિના કારણ ખરચ કરવા કરતાં થોડીક અડચણ વેઠી લેવી, એવું માનનારા હતા. તેમ જ સાથે બેસનાર બધાં ઘર જેવાં હોવાથી તે વખતે તેમને વિશેષ અડચણ પણ પડી નહિ.

કાશીએ પહોંચતાં સુધી નોંધવા જેવો ખાસ બનાવ બન્યો નહિ. ગાડી એકાદ સ્ટેશને થોભે, એટલે વિવિધ વિષયોપર—ગૃહવિષયક, વ્યાક્તવિષયક, રાજકીય, સામાજિક, વાઙ્મયાત્મક, કોઈ વાર ગંભીરતાથી તો કોઈ વાર હાસ્યવિનોદથી અરસપરસ સંભાષણ ચાલતું. કોઈ કોઇ વાર એકાદ વાદગ્રસ્ત મુદ્દો નીકળે તો તેઓમાં તે વિષે વિવાદ પણ થતો. આ બધા વિવાદો અને સંવાદોનું વર્ણન કરવામાં આવે, તો તે એક મોટો ગ્રન્થ જ થાય. તેથી આપણી વાર્તા સાથે સંબન્ધ હશે, તેવા જ વિવાદનું થોડુંક દિગ્દર્શન કરી આપણે આગળ વધવું જોઇએ.

એક સ્ટેશન ઉપર ગાડી ઉભી હતી. તે વખતે ઉત્તરાએ બોલતાં બોલતાં સાહજિક રીતે 'ચિત્રકલા હમણાં સુધરતી જાય છે, અને લોકોને પણ પોતાનાં દિવાનખાનાં વગેરે ઉત્તમ ચિત્રોથી સુશોભિત કરવાની ઇચ્છા થતી જાય છે! એવા ઉદ્ગાર કાઢયા કે તુરત જ વિષાદવૃત્તિ ભાઉસાહેબે, "ચિત્રકલા સુધરી હશે, પણ સદભિરુચિ કયાં વધી છે?" એમ કહી વિવાદ ઉપસ્થિત કર્યો.

ભાઉસાહેબ બોલ્યા: "ચિત્રો કાઢવાની કળા સુધરતી જાય છે, એ હું કબુલ કરૂ છું; પણ રવિવર્મા જેવા ચિત્રકારોને પણ કામવિહ્વલ સ્ત્રીઓ સિવાય બીજો વિષય જ ચિત્ર કાઢવા માટે જડ્યો નથી; સ્ત્રી-સૌન્દર્ય સિવાય ચિત્રકારોને ચિત્ર કાઢવાની સ્ફુર્તિ જ ઉત્પન્ન થતી નથી, અને તિલોત્તમા જેવાં નગ્નપ્રાય ચિત્રો દિવાનખાનામાં જ નહિ પણ પવિત્ર મંદિરોના સભામંડપમાં પણ ટાંગવામાં આવે છે. આ ઉપરથી લોકોની સદભિરુચિ વધી છે, એમ કેવી રીતે કહી શકાય?"

ભાઉસાહેબે આવો આક્ષેપ કીધા પછી "પાશ્ચાત્ય લોક નગ્ન સ્ત્રીપુરુષોનાં પુતળાં મ્યુઝીઅમ જેવી જાહેર સંસ્થાઓમાં અગ્ર સ્થાને મૂકે છે, એ તેમને કેમ પસંદ પડતું હશે?" એવો આનન્દરાવે સવાલ કર્યો, જે ઉપરથી વિવાદ વધતો ગયો. છેવટે "કલાદસ્ય વર્ણનાત્મક (Realistic) હોવું જોઇએ, કે અદસ્ય વર્ણનાત્મક હોવું જોઇએ?" એ વિવાદ ઉપસ્થિત થયો.

બીજે એક સ્ટેશને શાસ્ત્રીજીએ બોલતાં બોલતાં મનુ, યાજ્ઞવલ્કય વગેરે શાસ્ત્રકારોની સ્તુતિ કરેલી, તે જોઇને ઉત્તરા રોષે ભરાઇ અને તેણે વિવાદ શરુ કર્યો. "न स्त्री स्वातन्त्र्यमर्हति" અને 'न शूद्राय मतिं दद्यात्' એ લખનારા ક્ષુદ્ર બુદ્ધિ શાસ્ત્રકારોને શા માટે માન આપવું જોઇએ?"

"પણ શાસ્ત્રકારોએ 'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः।' એવું પણ કહ્યું જ છે ને?"

"પણ મનુએ સ્ત્રીઓને માટે કેટલું બધું ખોટું લખાણ કર્યું છે, તે તમે કેમ નથી કહેતા? સ્ત્રીઓ સ્વભાવથી જ ચંચળ હોય છે; અનૃત, સાહસ, માયા, વગેરે દોષ સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતે જ હોય છે; વ્યભિચાર તરફ તેમની સ્વાભાવિક પ્રવૃત્તિ હોય છે, એમ તે વારંવાર કહે છે. એ બધું તમે કેમ નથી કહેતા? સ્ત્રીઓ વિષે તેની આટલી અનુદાર બુદ્ધિ છે, છતાં તમે તો તેની સ્તુતિ જ કર્યાં કરો છો?'

"પણ 'स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति' એમ પણ તે જ કહે છે ને?" શાસ્ત્રીજી જોરથી બોલ્યા: "'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः' આથી વધારે સ્ત્રીઓની સ્તુતિ તે કેવી રીતે કરી શકે?"

"મનુએ એવું કેમ કહ્યું છે તે હું જાણું છું. સ્ત્રીઓને જો વસ્ત્રાલંકારથી ભૂષિત કરવામાં ન આવે, તો તેઓ અસન્તુષ્ટ રહેશે; અને તેથી તેમના પતિને પણ તેઓ ગમશે નહિ; અને તેને અંગે કુટુંબમાં કલહ થવાનો; આવા સંજોગોમાં પ્રજા પણ સારી ન નીપજે; તેમ જ બાળકોનું પાલનપોષણ પણ તેઓ બરોબર રીતે ન કરે. આ બધાં કારણોથી ડરીને જ વ્યવહારજ્ઞ મનુએ એવું કહ્યું છે. ઉત્સવપ્રસંગે સ્ત્રીઓને ઘરેણાં પહેરાવીને આકર્ષક બનાવવી, અને તેમને ઘરમાંનાં ઝીણાં ઝીણાં કામ કહી તેમને બને તેટલી ખુશ રાખવી; સ્ત્રીઓને પટાવવાની તેની આ એક યુક્તિ છે. સ્ત્રી વિના પુરુષને સુખ થશે નહિ, તેથી મનુ કહે છે, કે સ્ત્રીઓને પુરુષોએ દાગીના આપી ખુશ રાખવી. એમાં એનો કાંઈ ઉદાર કે ઉદાત્ત હેતુ નથી. સ્ત્રીઓનું મન કોમળ અને પ્રેમાળ હોય છે. તેમને પુરુષોના જેવા હક્ક હોવા જોઇએ, એવા વિચારો મનુને સ્વપ્ને પણ આવ્યા નથી અને તેથી જ 'पिता रक्षति कौमारे, भर्ता रक्षति यौवने। रक्षन्ति स्थविरे पुत्राः न स्त्री स्वातन्त्र्यमर्हति ॥ એવો તો તેનો મત છે!"

ઉત્તરાનું આ વ્યાખ્યાન જેવું લાંબુ અને ઉત્સાહપૂર્ણ ભાષણ સાંભળી નાનાસાહેબને જરાક મનમાં આનંદ થયો. બાસાહેબને પણ મનમાં આનંદ થયો. પણ સાથે આપણા શાસ્ત્રકારોને માટે તેણે માનાર્થે બહુવચન ન વાપરતાં, એકવચનનો પ્રયોગ કર્યો, તેથી તેમને ખોટું તો જરૂર જ લાગ્યું. ઉત્તરાને ભણાવવાથી જ તેની બુદ્ધિ અવળી દિશાએ વળવા લાગી

છે, એમ તેમને મનમાં થયું. ટીલ્લુએ જ્યારે 'पिता रक्षति कौमारे'વાળો શ્લોક ઉત્તરાને મોઢેથી સાંભળ્યો, ત્યારે તે જો કે તે શ્લોકનો અર્થ તો ન જ સમજ્યો, તો પણ તેને ઉત્તરાની વિદ્વત્તા વિષે પૂરતી ખાતરી થઇ ગઇ, અને સ્ત્રી હોવા છતાં 'ભટજીને પણ ન આવડે એવા' શ્લોક સહેજે બોલનારી ઉત્તરાની તેને હવે તો બીક જ લાગવા માંડી.

ઉત્તરાનું ભાષણ – હા, ઉત્તરા આવેશમાં હોવાથી તેનું તે વખતનું બોલવું સભામાંના ભાષણ જેવું જ થયું – પૂરું થયા પછી આનન્દરાવ મનુનું સમર્થન કરવાના ઉદ્દેશથી બોલ્યા: "તે વખતે સમાજ અજ્ઞાન હતો, અને સ્ત્રીઓનું ચારિત્ર્ય પણ તે વખતે સારું નહિ હોય, તેથી જ મનુ મહારાજે એવા ઉદ્દગારો કાઢયા હશે!"

રાગિણીએ આ વિવાદનો નીવેડો આણવાને એક નવો જ મુદ્દો સૂચવ્યો: "મનુસ્મૃતિમાં સ્ત્રીઓ વિષે જે સારાં વાક્યો છે, તે સારી સ્ત્રીઓ વિષે છે; અને ખોટાં વાક્યો ખરાબ સ્ત્રીઓ માટે લખાએલાં હોવાં જોઇએ; એમ કહીએ, તો પછી વિવાદ જ ન રહે!"

"એ ખરી વાત છે," શાસ્ત્રીજીએ આનન્દથી અને ઉત્સાહથી ઉમેર્યું: "તે વખતની સ્ત્રીઓ અશિક્ષિત હતી, અને પુરુષોમાં પણ અજ્ઞાન હતું. સમાજ ચારિત્ર્યશાલી નથી, એ જોઈ મનુ મહારાજે સ્ત્રીઓને માટે આવાં આવાં બન્ધનો નાંખ્યાં. જો તે વખતે સ્ત્રીઓને સ્વતંત્રતા આપી હોત, તો ચારે બાજુએ પાપાચાર પ્રવર્તી રહેત!"

"બરોબર છે; મુખ્ય સવાલ એ છે, કે તે વખતના પ્રમાણમાં મનુએ સ્વીકારેલું ધોરણ ઉદાર બુદ્ધિનું હતું કે નહિ? તે વખતે સમાજની જો ખરેખર ખરાબ જ સ્થિતિ હોય તો તો આવાં બન્ધનો યોગ્ય જ હતાં, એમ કહેવું પડશે." ભાઉસાહેબે પણ પોતાનો મત દર્શાવ્યો.

"આ પ્રશ્ન તરફ ઐતિહાસિક નજરે જોવાની જરુર છે. મનુ મહારાજના વખતમાં અથવા તે પહેલાં સમાજબન્ધનો ઘણાં જ શિથિલ થઈ ગયેલાં હોવાં જોઇએ અને તેને અંગે વ્યભિચારાદિ પાપો પણ સર્વત્ર પ્રસરે એવી ભીતિ હોવાથી જ મનુને આવાં બંધનો નાંખવાની ફરજ પડેલી હોવી જોઇએ. એમ ન કરત તો તે સમાજ શાસન કરી શકત જ નહિ."

"જેવા પ્રકારની સ્ત્રીઓ મનુ મહારાજે જોઇ તેના ઉપરથી તેમણે સ્ત્રીવિષયક વિધાનો કર્યાં, અને તેમની ઉપર બંધનો પણ નાંખ્યાં, તેમાં તેમનો શો દોષ?" શાસ્ત્રીજી બોલ્યા: "બાકી હવે ખરું જ કહેવું હોય તો અત્યારની સ્ત્રીઓ પણ ક્યાં એટલી બધી સા........"

"પણ તે જવાબદારી તો પુરુષોની છે!" ઉત્તરા જરાક ગુસ્સાથી વચમાં જ બોલી: "પુરુષોએ સ્ત્રીઓને શા માટે અશિક્ષિત રાખી!

એ તેમનો અને તેમના શાસ્ત્રકારોનો દોષ નથી, તો પછી છે કોનો? પોતે જ સ્ત્રીઓને અજ્ઞાનમાં રાખે, અને પછી પોતે જ શંખ ફૂંકે, કે સ્ત્રીઓ અજ્ઞાન છે, મૂર્ખ છે અને—"

આનંદરાવ વચમાં જ બોલ્યા: "ગ્લૅડસ્ટન આટલો ઉદાર મતવાદી હોવા છતાં પણ તેણે પણ પાર્લામેન્ટની ચૂંટણીમાં મત આપવાનો હક્ક સ્ત્રીઓને આપ્યો નહિ. હવે એટલા માટે એકાદ સફ્રેજેટ જો ગ્લૅડસ્ટનની નિન્દા કરવા બેસશે, તો શું તે યોગ્ય કહેવાશે? ગ્લૅડસ્ટનના વખતમાં સ્ત્રીઓ તે હક્ક માગતી નહોતી, અને તેથી તેમને તે ન આપવા એ જ યોગ્ય હતું. પણ હવે સ્ત્રીઓ પોતાના હક્ક માગવા લાગી છે, એટલે તેમને હવે તેવા હક્ક આપવા, કદાચ ઇષ્ટ ગણાશે. સ્ત્રીઓને મતદાનનો અધિકાર ન આપ્યો, એટલા માટે વિસપચીસ વરસ પહેલાં થઈ ગએલા ગ્લૅડસ્ટનને કોઈ આજે દોષ નથી દેતું; એથી ઉલટું, બધા તેની ઉદાર મતવાદી તરીકે સ્તુતિ જ કરે છે; તો પછી હજાર વરસ પહેલાં થઈ ગએલા મનુને, સ્ત્રીઓને જોઇતા હક્ક ન આપ્યા, તેથી દોષ દેવો એ—"

"પણ નિયમ બનાવનારા શાસ્ત્રકારની દૃષ્ટિ સમકાલીન પરિસ્થિતિની આગળ શું ન જવી જોઇએ?" પોતાની બાજુ સાચવી રાખવાના ઉદ્દેશથી ઉત્તરા વચ્ચે જ બોલી ઉઠી.

"મનુ મહારાજ હાલના પ્રમાણમાં કદાચ ઉદાર મતવાદી નહિ હોય; પણ તેમની બુદ્ધિ આજના પ્રમાણમાં ઘણી જ ઉદાર અને વિશાળ હતી." શાસ્ત્રીજી બોલ્યા: "પણ તે રહેવા દો ભાઇ! સ્ત્રીઓને પુરુષોના જેવાજ હક્ક મળવા જોઇએ, એ જ અમને તો પસંદ નથી."

"બરોબર છે. પુરુષોને તે કયાંથી પસંદ હોય?" ઉત્તરા એકદમ બોલી.

'સમાન હક્ક માગવા સ્ત્રીઓ તૈયાર છે; પણ લડાઇને વખતે રણસંગ્રામમાં આવવાને શું તેઓ તૈયાર થશે? લડાઇમાં મરવા જવું હોય ત્યારે જવાનું અમારે—અને સારે નશીબે જો જીવતા પાછા આવ્યા તો ઘરવાળી કહેશે 'મને સમાન હક્ક આપો!"

"એવી કેટલી લડાઇઓ લડી આવ્યા છો તમે, શાસ્ત્રીજી?" રાગિણીએ હસતાં હસતાં પૂછ્યું: જે સાંભળીને બધાં જ હસવા લાગ્યાં.

હસતું બંધ થયા પછી ઉત્તરા બોલી: "જંગલી સ્થિતિમાં તમારું કહેવું ખરું હતું. પણ આજકાલ સત્તાના બળ આગળ કાંઇ પણ ચાલતું નથી. બ્રિટીશ સલ્તનત ઉપર વિકટોરીઆ રાણી હતાં; તે પણ અબલા હતી, તેથી તેમનો હુકમ કોઇએ નથી માન્યો, એમ બન્યું છે ખરું?"

રાગિણી વિવાદનો અન્ત આણવાના હેતુથી બોલી: "પણ સમાન હક્ક માટે લડીને કરવું છે શું? હાલમાં સ્ત્રીઓ સાથે ક્રૂરતાથી કોણ વર્તે છે? સ્ત્રીઓને સમાન અધિકાર જો કે નથી આપેલા તો પણ ઘણું-

ખરું બધા પુરુષોને 'વહુઘેલા' એવી પદવી ઘરમાંથી મળે જ છે! આ ઉપરથી શું સમજવું? ખરી સ્થિતિ તો એવી છે, કે સ્ત્રી જ પતિને નાથેલા બળદની માફક ગમે તેમ દોરે છે, જ્યારે પતિ એમ માને છે, કે હું જ અધિકાર ભોગવી રહ્યો છું!"

"તદ્દન ખરું છે!" એમ કહી નાનાસાહેબ બાસાહેબ તરફ અર્થપૂર્ણ નજરે જોઈ હસવા લાગ્યા.

સ્ત્રીસ્વાતંત્ર્યની હિમાયતી ઉત્તરાએ કહ્યું: "એ બધુંય ખરું, પણ અમારો અધિકાર સમાનતાનો છે, એમ તેમણે ખુલ્લે ખુલ્લી રીતે કબૂલ કરવું જોઇએ. 'દયા' કરીએ છીએ, એમ કહી પુરુષો સ્ત્રીઓ પ્રત્યે સારી રીતે વર્તે, એમાં કાંઈ મહત્વ નથી. પુરુષો રાજકારભારમાં 'સ્વરાજ્ય' શા માટે માગે છે? 'સુરાજ્ય' પર તેમનું સમાધાન કેમ નથી થતું? પુરુષોને જેવી રીતે તાત્ત્વિક સ્વતંત્રતા ગમે છે, તેવી જ રીતે સ્ત્રીઓ પણ તેવી જ સ્વતંત્રતા માગે છે. સ્ત્રી એ શું મનુષ્ય નથી? સ્ત્રીએ હંમેશાં પુરુષની દાસી થઈ તેના તાબામાં રહેવું જોઇએ. એવું કયા શાસ્ત્રમાં લખ્યું છે? હું તો કોઈ પણ પુરુષની અંકિત—"

"પણ તમે અંકિત ક્યાં છો." શાસ્ત્રીજી વચ્ચે જ બોલી ઉઠયા: "રાગિણી કહે છે, તેવી રીતે તમે પતિને જ આંગળીને ટેરવે નચાવો તેવાં છો! અને હમણાં તો છે સુધારાનો જમાનો! પાશ્ચાત્ય લોકોની માફક સ્ત્રીને ગાડીમાં બેસતી વખતે પુરુષ હાથવતી મદદ કરે અને તેના હાથમાં હાથ નાંખી બાગમાં ફરવા જાય, તેને કામ ન કરવું પડે એટલા માટે ઘરકામ કરવા ઘરમાં નોકરચાકર જોઇએ, અને......"

"સુધારો થવા લાગ્યો છે, પણ તમને તે ક્યાં પસંદ છે?" ઉત્તરા બોલી.

"અમને હવે પૂછે છે કોણ? આજકાલ બધા જ હવે સમાજ-સુધારક થતા જાય છે. દેશની અને સ્ત્રીઓની ઉન્નતિ માટે યુવાનવર્ગ સ્વાર્થત્યાગ પણ કરી રહ્યો છે."

"આવા સ્વાર્થત્યાગ કરનારા લોક ઘણા હોય, એમ મને નથી લાગતું." નાનાસાહેબ બોલ્યા: "એવા સ્વાર્થત્યાગી પુરુષો ઘણા હોત, તો સમાજસુધારો ક્યારનોય થઈ ગયો હોત, અને તેની સાથે કેટલાએ પુનર્વિવાહ પણ થયા હોત. અમે સમાજસુધારકોએ ઘણા જ પ્રયત્નો કર્યા છતાં પણ પુનર્વિવાહ એટલો પ્રચલિત થયો નથી અને હાથની આંગળીને વેઢે ગણાય તેટલા જ પુનર્વિવાહ થયા છે."

"એનું કારણ, યુવાન પુરુષો પુનર્વિવાહ માટે તૈયાર નથી, એ અંશતઃ સત્ય છે જ; તેમ જ વિધવાઓ પણ પુનર્વિવાહને માટે તૈયાર નથી, એ પણ બીજું કારણ છે." આનંદરાવે ખુલાસો કર્યો.

આ વાક્ય ઉચ્ચારતી વખતે આનન્દરાવના મનમાં રાગિણી વિષે બિલકુલ વિચાર આવ્યો ન હતો; જો તેમણે કેવળ તાત્ત્વિક સામાન્ય દૃષ્ટિથી જ ઉચ્ચાર્યું હતું. પણ આ વાક્યનો–'હું રાગિણી સાથે પરણવા તૈયાર છું, પણ રાગિણી જ મારી સાથે પરણવા તૈયાર નથી,' એવો ભળતો અર્થ નાનાસાહેબે કર્યો, અને બાસાહેબને પણ તેજ શંકા આવી, જેથી પોતાની ઉત્તરાનો આનન્દરાવ સાથેનો વિવાહ અશક્ય છે, એમ જ્યારે તેમને લાગ્યું, ત્યારે તેઓ ખિન્ન થયાં. વિધવાવિવાહનો વિષય નીકળેલો જોઇને રાગિણીને પણ જરા વિચિત્ર લાગ્યું. આ ચર્ચા ઉપસ્થિત થવાથી બધા જ પોતાને વિષે વિચાર કરતા હશે, એ વિચાર આવતાં જ રાગિણી લજ્જાયુક્ત થઈ, એટલું જ નહિ પણ તે કાંઈ પણ બોલી શકી નહિ.

એટલામાં ચીનુભાઇને બોલવાની ઇચ્છા થઈ આવતાં તે બોલ્યાઃ "આનન્દરાવનું કહેવું ખરું છે, કે રાગિણી બેન સાથે પરણવા આજે ઘણા યુવકો તૈયાર થશે, પણ એજ પોતે પુનર્વિવાહ કરવા તૈયાર નહિ થાય. એમની જો–"

"પરણવાથી મોક્ષ થોડો જ મળે છે?" રાગિણી કંપિત સ્વરે પણ લજ્જાયુક્ત થતાં બોલી: "જો હાલની સ્થિતિમાં મારું મન સુપ્રસન્ન હોય તો શું પુનર્વિવાહથી મને વધારે લાભ મળશે?"

ચીનુભાઈનું વ્યક્તિવિષયક અસમયોચિત ભાષણ કોઇને જ ગમ્યું નહિ. વાદવિવાદ છેવટે વ્યક્તિવિષયક વાતપર કેવી રીતે આવ્યો તેની ભાઉસાહેબને નવાઈ લાગી. રાગિણીની દયા ખાઇ બીજો વિષય કાઢવાનો તે વિચાર કરતા હતા, એટલામાં ગાડી છૂટવાનો ઘંટ સંભળાયો અને પછી ગાર્ડનો વિદાયગીરીનો પિશવો સંભળાતાં ગાડી ઉપડી. ગાડીના અવાજમાં વાતચિત કરવી અશક્ય હોવાથી તે વિવાદ તે વખતે ત્યાં જ અટક્યો; જેથી રાગિણીનું મન ફરીથી સ્વસ્થ થયું.

આ રીતે ઘણુંખરું દરેક જંક્શન ઉપર આ લોકોનું અવનવા વિષયો વિષે સંભાષણ થતું, અને કોઇ કોઇ વાર તો મોટો કડાકાનો વિવાદ પણ થતો, તે વખતે "બધાં વઢે છે કે શું" એવી ટીલ્લુને શંકા પડતી. "સામાજિક સુધારણા પહેલી કે રાજકીય સુધારણા પહેલી" એ વિષે નાનાસાહેબ અને આનન્દરાવ વચ્ચે વિવાદ ચાલતો હતો. તે વખતે તે બન્ને એટલા બધા આવેશમાં આવી જતા કે આ તકરાર ક્યાં સુધી પહોંચશે તેની બાસાહેબ અને રાગિણીને પણ ફિકર પડતી; અને ટીલ્લુ તો "આ પાડા જેવા બામણા શા માટે લડે છે અને આરડે છે!" એમ મનમાં જ વિચારી આશ્ચર્યચકિત થતો. એક ઠેકાણે આનન્દરાવે 'તરુણ સંન્યાસી' વિષે પોતાની કલ્પના સવિસ્તર રીતે કહી સંભળાવ્યા

પછી રાજકીય સુધારણા કેવી રીતે કરી શકાય તે વિષે તેમની વચ્ચે ચર્ચા થઈ. એક સ્ટેશન ઉપર શ્રી. નાનાલાલ કવિની કવિતા વિષે વાદવિવાદ થયો. ત્યારે બીજા એક સ્ટેશન ઉપર યોગશાસ્ત્ર ઉપર વિવાદ થયો. તે વખતે "પહેલાંના લોકો અંતર્ધ્યાનથી જે જાણી શકતા, તે આજે પાશ્ચાત્ય શાસ્ત્રજ્ઞો પ્રયોગો કરીને થોડે અંશે સમજવા લાગ્યા છે," એમ શાસ્ત્રીજીએ વિવેચન કરીને કહ્યું; અને તેને ભાઉસાહેબે 'Psychical Research Society' વિષે માહિતી આપતાં પોતાનો ટેકો આપ્યો.

કાશી પહોંચતાં સુધીમાં આવા એક બે નહિ, પણ અનેક વિષયો પર તેમના વિવાદો થયા; પણ તેમના વિવાદમાંના એક પણ પ્રશ્નનો નિકાલ તેઓ કરી શકયા હોય તો ઈશ્વર જાણે! આપણને તો કંઈ સમજ પડે નહિ.

——:o:——

## દશમ પરિચ્છેદ

——:o:——

### ફરીથી કાશી.

છેવટે જેમ તેમ કરી કાશીનું સ્ટેશન આવ્યું, જ્યાં ઉતારુઓને કયાં જવાનું છે, તે પૂછવા માટે, અને બને તો પોતાને જ ઘેર લઇ જવા માટે ઘણા પંડ્યા-ગોર આવ્યા હતા. નાનાસાહેબના સસરાને ત્યાંથી વિજયગામવાસીઓનું સ્વાગત કરવા માટે એક માણસ સ્ટેશન ઉપર આવેલો હોવાથી બિચારા પંડ્યા-ગોર મહારાજોને નિરાશ થવું પડ્યું. ટીલુએ અને તે જ વખતે ત્યાં ભેગા થએલા મજુરોએ ડબામાંથી સર્વ સર-સામાન બહાર કાઢ્યા પછી આનંદરાવે પુન: ડબામાં જઇ કંઇ સામાન રહ્યો નથી, એવી ખાત્રી કરી અને પછી બધાં સ્ટેશનની બહાર નીકળ્યાં.

નાનાસાહેબ, ઉત્તરા અને રાગિણીના પહેરવેશ ઉપરથી જ ત્યાંના ભિક્ષુકોને ખબર પડી ગઈ, કે આ લોક તો સુધારક છે, અને તેમની પાસેથી દમડી સરખીએ મળનાર નથી! ક્રિયા વગેરે કરવાનો વિચાર છે કે નહિ? એવો તે ભિક્ષુકવૃન્દમાંના એકે તેમને સવાલ પૂછી જોયો; પણ કંઇ પ્રાપ્તિની આશા ન દેખાવાથી છેવટે નિરાશ થઈ તેમણે પીછો છોડી દીધો.

સ્ટેશનની બહાર નીકળતાં જ ગાડીઓ ભાડે કરી બધાં ઘેર ગયાં. ઘેર પહોંચતાં જ બાસાહેબનાં વૃદ્ધ માતપિતાને કેટલો આનંદ થયો હશે, તેની કલ્પના વાચકોએ જ કરી લેવી. નાનાસાહેબના સસરાએ પોતાના કાગળમાં લખ્યા પ્રમાણે તે દંપતિ પણ મૃત્યુદ્વારે ઉભાં રહ્યાં જેવાં હતાં. પોતાની કન્યા, ભાણી અને જમાઇ ઘણા દિવસો પછી—વર્ષો પછી—મળ્યાથી તેમને એક પ્રકારનો પવિત્ર આનંદ થયો અને જેને

અંગે આંખમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં. આ આનંદમાં થોડોક દુઃખનો પણ અંશ હતો. મૃત્યુદ્વારે ઉભેલી માતાને કન્યાને જોઈ આનંદ થશેકે દુઃખ ? તેમ જ આ વખતે છોકરાંછૈયાંને પણ શું લાગે ? બાસાહેબે પોતાની મા તરફ જોયું, અને તે હવે ઘણાં દિવસ જીવી શકશે નહિ એ તેના ધ્યાનમાં આવ્યું, તેથી તેમની આંખમાંથી એકદમ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. અસ્તુ. બાસાહેબે પોતાની મા સાથે સુખદુઃખની અને એવી જ બીજી કેટલીક ઘરગુતી વાતો કરી હશે, તે સાથે ઉત્તરાનો વિવાહ ન થવાથી તે બન્નેએ કેટલી વાર સુધી આંસુ પણ ઢાળ્યાં હશે જ, એ વાચકો સહજ જ સમજી શકશે.

નાનાસાહેબના સસરા પણ આ વખતે નાનાસાહેબ સાથે ઘણા જ આદરપૂર્વક વર્ત્યા. નાનાસાહેબના સુધારા માટે તેમને જે તિરસ્કાર હતો તે પાંચ સાત વર્ષમાં તદ્દન નીકળી જઈ હૃદયે રહેલો પ્રેમ અકલ્પિત રીતે સ્ફુરી આવ્યો હતો. નાનાસાહેબનાં બુદ્ધિ અને ચારિત્ર્ય વિષે બાબાસાહેબને—નાનાસાહેબના સસરાને—પહેલેથી જ ઘણો આદર હતો; પણ તે, તેમના સુધારા વિષેના ક્રોધથી ઘણા વખત સુધી લુપ્તપ્રાય થયો હતો, પણ હાલમાં તે દ્વિગુણિત થયો હતો.

આ વખતે તેમની વચ્ચે ઘણી વાર પ્રેમની વાતો થઈ. ઉત્તરા માટે જોએલું ઠેકાણું, તેનું નામ, ગામ, ઉમ્મર, ઇસ્ટેટ વગેરે નાનાસાહેબને તેમણે કહ્યું, અને "વિવાહનું કાર્ય જલદી જ આટોપી લેવું," એમ સૂચવ્યું, પણ "વિચાર કરી જોઈશું," એવો સંદિગ્ધ જવાબ આપી નાનાસાહેબે તે ચર્ચા વધારે વધવા જ દીધી નહિ.

નાનાસાહેબ, ભાઉસાહેબ વગેરેનો અહિંઆં જે આદરસત્કાર થયો તેનું વર્ણન કરવાની જરૂર નથી; આ સુધારક લોકો પુરાણપ્રિય, ધાર્મિક બાબાસાહેબને ત્યાં કેવી રીતે રહ્યાં, તેનું કિંચિત્ દિગ્દર્શન કરવું આવશ્યક છે. ઉત્તરાને બાસાહેબે 'પગે પડીને' કહ્યું હતું, કે 'અહીંઆં તું પુરુષો સાથે વિવાદ કરીશ નહિ, અને આભડછેટ વિષે બરાબર સાવચેત રહેજે.' બાસાહેબને વિષે પ્રેમ ને આદર હોવાથી, અને વૃદ્ધ દાદા અને દાદીનાં મન નિષ્કારણ દુભવવા જેટલી અજ્ઞાન ન હોવાથી તે બરાબર સાવચેત રહેવા લાગી. આ બાબતમાં રાગિણી તો પહેલાંથી જ સાવચેત હતી, તેથી તેને આ વિષે વધારે કહેવાની જરૂર નહોતી. નાનાસાહેબ અને ભાઉસાહેબ અબોટીઉં પહેર્યા વિના જ જમવા બેસતા. ભાઉસાહેબ તો તે પહેરવાના હતા; પરંતુ "તમે જો ઘેર નથી પહેરતા, તો અહિં મારે લીધે શા માટે પહેરો છો ? એમ બાબાસાહેબે જ કહ્યું. બાબાસાહેબને હરકત નથી એમ દેખાયાથી તે શા માટે અબોટીઆની ભાંજગડમાં જ પડે ?

પોતાના સસરાની વૃત્તિ હમણાંહમણાંમાં કેમ બદલાઈ તેનો નાનાસાહેબ વિચાર કરવા લાગ્યા; પણ તેમને તે વિષે કંઈ સંતોષકારક

જવાબ મળ્યો નહિ, એટલામાં બાબાસાહેબ જ બોલ્યા: " ભાઉસાહેબ! આખું જગત જ ઉલટું ચાલે છે, ત્યાં કેટલી વાતો વિષે જીવને સંતાપવા. પરમાત્માની જો ઇચ્છા હશે, તો તે ફરીથી ધર્મસંસ્થાપના કરશે. હું તો એ વિષે હવે તદ્દન ઉદાસીન જ છું." બાબાસાહેબની આ બદલાએલી વૃત્તિ મતાંતરદર્શક નથી, પણ નિરાશામૂલક જ છે, એવી નાનાસાહેબની ખાતરી થઈ.

વિજયગામવાસી મંડળ કાશીમાં ઘણા દિવસ રહ્યું. તે પવિત્રક્ષેત્રમાંના કાશી–વિશ્વેશ્વર,, ધુંડિરાજ, દંડપાણિ વગેરે દેવાલયો, અને ભાગીરથી ઉપરના ઘાટ, મણિકર્ણિકા તીર્થ, જ્ઞાનવાપી તીર્થ, અગ્નિકુંડ, અગસ્ત્યકુંડ ઇત્યાદિ સ્થળો તેમણે તેટલા વખતમાં જોઈ લીધાં, એ કહેવાની જરૂર નથી. કાશીથી પાંચ છ માઇલ દૂર રહેલા બૌદ્ધજનપ્રિય, સારનાથ ગામે જઈ ત્યાંનું "ધામેક" નામનું બુદ્ધમંદિર પણ તેમણે જોયું. બનારસમાંનું મિસિસ ઍનિ બિસેન્ટે બંધાવેલ સુપ્રસિદ્ધ થિઓસૉફીસ્ટ 'સેન્ટ્રલ હિંદુ કૉલેજ' તેમણે એક દિવસ જોઈ. થિઓસૉફીથી જ ભય્યાસાહેબ સંસાર-વિમુખ થયા, એ વાત ભાઉસાહેબ, રાગિણી અને બીજાં બધાં કેમ ભૂલી શકે? તે કૉલેજ જોઇને તેમને વિશેષ આનંદ થયો નહિ. રાગિણીને તો થિઓસૉફીનું નામ કાઢતાં જ ભય્યાસાહેબનું સ્મરણ થઇ આવતું અને તે ઉદાસ થઇ જતી.

કૉલેજ જોઈ આવ્યા પછી શાસ્ત્રીજીએ કહ્યું: " આ થિઓસૉફી-સ્ટોનાં તત્વોમાં કંઈ સત્ય હો અથવા ન હો, પણ પવિત્ર આચાર અને વિચારની ઉપર જ થિઓસૉફીનો આધાર હોવાથી થિઓસૉફીથી કોઇને નુકસાન થતું નથી; ઉલટું તેથી માણસનું ચારિત્ર્ય વધારે પવિત્ર અને ઉચ્ચતમ થાય છે એવો અનુભવ છે. પણ મને આ લોકોની એક વાત જરાયે પસંદ નથી. થિઓસૉફીસ્ટ લોકો 'બ્રહ્મવિદ્યા' વગેરે જૂનાં નામ પોતાનાં નવાં તત્ત્વોને માટે શા માટે વાપરે છે? અમારા વેદાંતમાંનું 'બ્રહ્મજ્ઞાન' અને થિઓસૉફીસ્ટોની આ 'બ્રહ્મવિદ્યા' એમાં કેટલો બધો ફેર છે! વેદાંતના જ શબ્દો લઇને વેદાંતથી ઉલટાં તત્ત્વોનો આ લોકો પ્રચાર કરે છે, થિઓસૉફીસ્ટોનો બ્રહ્મવેત્તા મહાત્મા કેવળ બ્રહ્મસ્વરૂપ થતો નથી; પણ તેની આસક્તિ આ જગત ઉપર રહે છે જ અને તે આ જગતના મનુષ્યોને દર્શન દે છે, તેમને ઉપદેશ કરે છે અને તેમની પાસે પુસ્તકો પણ લખાવે છે. આ મહાત્મા એટલે ઢોંગ છે, એમ હું નથી કહેતો પણ આ મહાત્માઓના જ્ઞાનને 'બ્રહ્મજ્ઞાન' અને આ વિદ્યાને 'બ્રહ્મવિદ્યા' કહેવી એ અયોગ્ય છે."

"તદ્દન ખરું છે," નાનાસાહેબ બોલ્યા: "એમનાં તત્ત્વો જો નવાં હોય તો તેમણે તેમને માટે નામ પણ નવાં જ આપવાં જોઇએ. તત્ત્વો

જો જૂનાં જ હોય, તો તેમનો આ નવો પંથ શા માટે? અને જો નવો જ હોય તો આ જૂના શબ્દો કેમ?"

થિઑસૉફીસ્ટોની વિરૂદ્ધ બોલતી વખતે પોતે કોઇને દુભવે છે, એ શાસ્ત્રીજી કે નાનાસાહેબની ધ્યાનમાં હતું જ નહિ. આ ભાષણથી રાગિણીને ખોટું લાગ્યું. થિઑસૉફીની વિરૂદ્ધ બોલવું, એટલે ભય્યા-સાહેબની અપ્રત્યક્ષ નિંદા કરવી—ભય્યાસાહેબ ગાંડા હતા એમ કહ્યા બરોબર છે એમ તેને લાગ્યું. બે વર્ષ પહેલાં થિઑસૉફીની વિરૂદ્ધ બોલીને ભય્યાસાહેબનું મન સંસાર તરફ ખેંચવાનો પ્રયત્ન કરનારી રાગિણીને હવે થિઑસૉફી ઘણી જ પ્રિય લાગતી હતી, એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. 'આપણે સંસારનો મોહ છોડી શકતાં નથી, તેથી પતિને શા માટે દોષ દેવો?' એમ તે મનમાં વિચારતી.

શાસ્ત્રીજીનું થિઑસૉફી વિષે નિંદાયુક્ત ભાષણ સાંભળીને જવાબ આપવાના હેતુથી તે બોલી: "થિઑસૉફીસ્ટોને મન જો પોતાના મત ખરા છે, અને લોકોમાં તેમનો પ્રચાર થાય એવી તેમની જો ઇચ્છા હોય, તો લોકોને પ્રિય અને પૂજ્ય લાગતાં નામ તેમણે શા માટે ન વાપરવાં?"

"કારણ, એમ કરવું એ અપ્રામાણિકપણું છે!" ઉત્તરા બોલી:

"સ્વાર્થત્યાગ કરી, પોતાની લાયકાતના પ્રમાણમાં ઘણો જ ઓછો પગાર લઇ કામ કરનારા કૉલેજના પ્રિન્સિપાલ અને પ્રોફેસરો ઉપર અપ્રામાણિકપણાનો આરોપ મૂકવો, એ યોગ્ય નથી. એ થિઑસૉફીસ્ટ પ્રોફેસરોની નિઃસીમ, નિઃસ્વાર્થ ધર્મ—સેવા જોઇને મને તો તેમને વિષે ઘણું માન છે અને આપણે પણ સ્વદેશની એવી જ રીતે સેવા કરવી એવી સ્ફૂર્તિ થાય છે." આનંદરાવે કહ્યું.

આનન્દરાવ જો કે ઘણું બોલકણા નહોતા અને આત્મસ્તુતિવાળું ભાષણ તો તેમને બિલકુલ પસંદ જ નહોતું એ વાંચકોને યાદ હોવું જ જોઇએ; પણ જ્યારે આ કૉલેજ તેમણે જોઇ ત્યારે તેમના સ્વદેશભક્તિના વિચારોને સ્ફુર્તિ મળી અને સ્વાભાવિક રીતે તેમના મ્હોંમાંથી ઉપરના શબ્દો નીકળ્યા.

આનન્દરાવના એ શબ્દો સાંભળી રાગિણીને અથવા બીજા કોઇને શું લાગ્યું, તેનું વર્ણન ન કરતાં આ ભાષણની શી અસર થઇ, એ જોઇ આપણે આપણી વાત આગળ ચલાવીએ. આનંદરાવના આ અલ્પશબ્દક ઉત્સાહના ભાષણથી ઉત્તરાના મનમાં તેમને વિષે સુપ્ત રહેલો પ્રેમ હવે જાગૃત થયો, અને તેનું હૃદય કોમલ મનોવિકારથી કિંચિત્ ધબકવા લાગ્યું; પરંતુ તેણે પોતાના મનને એકદમ રોક્યું, અને આ વિચાર છોડવો જ જોઇએ, એવો સ્વતઃ વિચાર કરી બીજી બાબતપર વળવા પ્રયત્ન કરવા લાગી.

---

## એકાદશ પરિચ્છેદ

:o:

### સંન્યાસી અને સર્પ.

એક દિવસ આપણું વિજયગામવાસી મંડળ સન્ધ્યા સમયે ગંગા ઉપરનો એક ઘાટ જોવા ગયું હતું; જે વખતે તેમણે ત્યાં જે દેખાવ જોયો, તે અનેક દૃષ્ટિએ અપૂર્વ હતો. ગંગાના શાન્ત પ્રવાહમાં બે ત્રણ બ્રાહ્મણો સ્નાન કરતા હતા; કેટલાક બ્રાહ્મણો તે પ્રવાહ તરફ જોતા જોતા સન્ધ્યાવન્દન કરતા હતા; કેટલાક શોખીન લોકો એક બાજુએ બેસી સૂર્યાસ્તની, સામે તીરે દેખાનારી ગીચ ઝાડીની, અને ઝાડી ઉપર થઇ ડોકીયાં કરનારાં મન્દિરનાં શિખરોની શોભા જોઇ ઇશ્વરની લીલા વિષે આશ્ચર્ય પામતા હતા. પોપટ, કાગડા અને બગલાંનાં ટોળેટોળાં ગંગાના નિર્મળ પ્રવાહ ઉપરથી પોતાના નિવાસ તરફ પાછાં ફરતાં હતાં, જેથી તેમની છાયા નીચેના સ્વચ્છ પાણીમાં પ્રતિબિમ્બિત થતી હતી. આકાશમાં રહેલાં વાદળાં નદીકિનારે પ્રાણાયામ કરનારા બ્રાહ્મણોની માફક સ્થિર અને શાન્ત હતાં. તે સૂર્યાસ્તનું ચિત્ર કાઢવાના હેતુથી 'સ્કેચ' કાઢતી એક યુરોપિઅન રસિક યુવતી 'સ્કેચ' કાઢવાનું ભૂલી જઈ, તે શોભા જોવામાં મશગુલ થઈ જવાથી હાથમાં પેન્સીલ લઇ ચિત્રવત્ ઉભી રહેલી હતી; કિંમતી ગુલાબી સાડી પહેરી પોતાના પતિ સાથે સૂર્યાસ્ત–સૌન્દર્ય નિહાળવા આવેલી એક પારસી યુવતીને તેના પતિએ પશ્ચિમ દિશાનો મેઘમાલાનો ગુલાબી રંગ બતાવતાં જ તેનો પોતાની સાડીના ગુલાબી રંગ વિષેનો ગર્વ ક્યાંનો ક્યાંય જતો રહ્યો, અને જાણે તેના યૌવનને આ અપમાન સહન ન થવાથી, તેણે કૃષ્ણ મેઘના ગુલાબી રંગથી એ વધારે મનોહર એવો ગુલાબી રંગ પોતાના શુભ્ર ગાલ ઉપર ચઢાવ્યો, જેથી તેના પતિને પણ એ રંગ જોઇ આનંદ થયો; નિશાળમાં ભણતો એક છોકરો મેઘ તરફ આંગળી કરી એક પ્રાણિપદાર્થનું સામ્ય પોતાના મિત્રને બતાવતો હતો. બારેક વર્ષની ઉમ્મરનો બીજો એક છોકરો પોતાના પિતાને 'સૂર્ય તો ધોળો છે, પછી તે આ જૂદા જૂદા રંગ કેવી રીતે ઉત્પન્ન કરી શકે છે?' એમ પૂછતો હતો.

આ રીતે નદીકિનારા ઉપરનો અને આકાશમાંનો રમ્ય દેખાવ અનેક નરનારીઓને અને બાલકોને સુખદાયક હતો; જેથી તે બધાં ત્યાં જ બેસી, પોતપોતાની શક્તિ પ્રમાણે અવલોકન અને વાતચિત કરી, આનન્દોપભોગ લઇ રહ્યાં હતાં. ઉજ્જ્વલ વસ્ત્ર પહેરીને સુન્દર દેખાતી સંધ્યાદેવીને છોડીને જવું સૂર્યને પણ અઘરું લાગતું હોય એમ દેખાતું હતું. પત્નીને અને છોકરાંછૈયાંને છોડી જનારા પ્રવાસોન્મુખ મનુષ્યની જેવી સ્થિતિ થાય છે, તેવી જ સ્થિતિ સૂર્યની થઈ હતી; અને

સન્ધ્યાદેવીને છોડી જતી વખતે તે અત્યન્ત મન્દોત્સાહવાળો હોય અને તેથી જ આકાશમાં ઘણી વાર સુધી શોકાકુલ થઈ સ્થિર થઈ ઉભો રહ્યો હોય એવું દેખાઈ આવતું હતું.

તે અપૂર્વ શોભા જોઈ, આપણાં વિજયગામનિવાસી પ્રવાસીઓ તે ઘાટ ઉપર એક બાજુએ બેઠાં; અને જે તે પોતાના જ વિચાર સામ્રાજ્યમાં લીન થઇ ગયું. ટીલ્લુ પાસેના જ રસ્તા ઉપર ચાલતા સાપ રમાડનારા મદારીનો ખેલ જોવા ઉભો રહ્યો હતો. તેને સૃષ્ટિસૌન્દર્ય જોવા કરતાં મદારીના હાથ ચાલાકી અને તેની—હસવું ઉત્પન્ન કરે એવી ચર્પટપંજરી વધારે પ્રિય હતી.

જાહ્નવીના નિર્મળ જળમાં બગલાંના ટોળાનું શુભ્ર પ્રતિબિમ્બ રાગિણીએ ઉત્તરાને બતાવ્યું, અને તે બોલી: "મન હંમેશાં આવું જ સ્વચ્છ રહેવું જોઇએ. જેવું આ પાણી ચોકૃખું છે તેવું જ જો માણસનું મન પણ ચોકૃખું હોય, તો બીજા મનુષ્યોના વિચાર પણ તેના મનમાં પ્રતિબિમ્બિત થાય. યોગી લોકો બીજાના મનની વાતો જાણી શકે છે, તેનું કારણ પણ એ જ છે, કે તેમનું મન આ ગંગાના સ્વચ્છ પાણી જેવું નિર્મળ હોય છે."

"પણ યોગી લોકો બીજાના મનની વાતો જાણી શકે છે, એ તો તેં પહેલેથી જ માની લીધું છે!" ઉત્તરા બોલી.

"માની શું લેવાનું છે એમાં? એ વાત તો અનેક વાર સિદ્ધ થઈ ચૂકેલી છે!"

"બધી લુચ્ચાઈ છે! એવા ઢોંગી યોગીઓની કેટલીએ વાતો બહાર આવી ચૂકી છે!"

"કેટલાક યોગી કહેવડાવનારા લોકો ઢોંગી હશે! પણ તેથી આખું યોગશાસ્ત્ર જ ખોટું છે, એમ થોડું જ સિદ્ધ થઇ શકે છે?"

શાસ્ત્રીજી બોલ્યા: "આવી આ રમ્ય અને શાન્ત વેળાએ તાત્વિક વિવાદ વિનાકારણ શા માટે કરો છો?"

રાગિણી બોલી: "સૃષ્ટિસૌન્દર્ય જોવાનું છોડી શાબ્દિક કડાકૂટ કરવામાં તને શી મઝા આવે છે, કોણ જાણે?"

"તે તારાથી નહિ સમજાય! વિવાદ કરવામાં જે મઝા આવે છે તે તારા જેવીથી નહિ સમજાય!" શાસ્ત્રીજી હસતાં હસતાં બોલ્યા.

"નહિ સમજાય તો કાંઈ વાંધો નથી! આ દેખાવ જ જોઇ રહેવાનું મને મન થાય છે. આ દેખાવ એક વાર જોયો હોય, તો 'ઇશ્વર છે કે નહિ,' એ શંકા જ નીકળી જાય છે. આવા દેખાવો જે ઉપદેશ કરે છે, તે તમારા શાબ્દિક તત્ત્વજ્ઞાનમાંથી અને વેદાન્તમાંથી પણ નહિ મળી શકે!"

"ત્યારે રાગણી આ દેખાવનો ઉપદેશ તો જાણવા દે અમને! પછી અત્રેથી ગયા બાદ 'સુંદર દેખાવનો ઉપદેશ' એ નામનું આપણે એક પુસ્તક જ લખીશું!" ઉત્તરા બોલી.

"એ ઉપદેશ ઘણો ગૂઢ છે, તે શબ્દોમાં કહી શકાય એવો નથી!"

"ઉપદેશ જો ગૂઢ છે, તો તે સારો છે કે ખોટો! તે કેવી રીતે શમજી શકાય."

આ પછી રાગિણી કાંઇ કહે એટલામાં આનન્દરાવે જ ઉત્તરાને કહ્યું: "તમારામાં કાવ્યદૃષ્ટિ જરા ઓછી છે; તેથી તમે સૃષ્ટિ સૌન્દર્યનો ગૂઢાર્થ નહિ સમજી શકો!"

"તમે તેને 'ગૂઢાર્થ' કહો છો, તે ઉપરથી તમે પણ તેને સમજી શકયા હો એમ દેખાતું નથી!" ઉત્તરાએ વિવાદમાં ને વિવાદમાં આ જવાબ આપ્યો અને આનન્દરાવ ઉપર તાત્કાલિક વિજય મેળવ્યો. આનન્દરાવ એનો જવાબ આપી શકયા હોત, પણ ઉત્તરાએ તેમને શબ્દોમાં પકડેલા હોવાથી તે અચકાયા, એ કાંઇ ખોટું નથી. વિવાદમાં વિજય મળવાથી ઉત્તરાને આનન્દ થયો; પણ તે ઉપરથી તેને તે જ ક્ષણે માલમ પડ્યું, કે પોતે આનન્દરાવ સાથે પરણે, એ અયોગ્ય છે. પરણ્યા પછી પત્ની પતિને વિવાદમાં હરાવે, એ દુનિયાંમાં ઠીક દેખાશે ખરું? આવો તે વિચાર કરતી હતી, એટલામાં નાનાસાહેબને બીજો એક વિચાર સૂઝયો, અને તે ઉપરથી વાતચિતનો પ્રવાહ બીજી દિશાએ વળ્યો.

આ રીતે સંભાષણ કે ગૃહવિષયક વાતો, હાસ્યવિનોદ અથવા ગંભીર વિવાદો કરતું તે મંડળ ત્યાં જ બેઠું હતું તે વખતે સૂર્યાસ્ત કયારે થયો તેની કોઇને જ ખબર પડી નહિ. શાસ્ત્રીજીને ઘેર જવાનું સહજ સ્મરણ થવાથી તેમણે આસપાસ જોયું, તો સન્ધ્યાવન્દન માટે આવેલા ભૂદેવો પોતપોતાને ઘેર ચલ્યા ગયા છે, એમ તેમને જણાયું. હવા ખાવા આવેલાં હિન્દુ પારસી નર–નારીઓ, નિશાળના વિદ્યાર્થીઓ, સ્કેચ કાઢનારી યુરોપિઅન બાનુ વગેરેમાંથી હવે કોઇ પણ ત્યાં જણાતું નહોતું. પૌર્ણિમાનો પૂર્ણ, ભવ્ય અને વિશાલ ચન્દ્ર ક્ષિતિજ ઉપર આવેલો હતો. આકાશમાં ભ્રમણ કરનારાં સર્વ પક્ષિ રાતની વિશ્રાન્તિ માટે પોતપોતાના માળામાં ગયાં હતાં. ચામાચિડીયાં જ માત્ર આકાશમાં ઉડી રહ્યાં હતાં. પવન સ્થિર હોવાથી ગંગાપ્રવાહ પણ તદ્દન મન્દ પડી ગયો હતો. તારાનાથને ક્ષિતિજપર આવેલો જોઇ સર્વે તારાઓ જાણે લજ્જાથી જ સંતાઈ ગયા હોય, એવા દેખાતા. માત્ર એક ચંદ્રિકા પતિદર્શનેચ્છા રોકી ન શકાવાને લીધે જ જાણે ઝાડીની ઓથે રહીને, છૂપાઇને પોતાના પતિનું મુખદર્શન કરતી હોય એવી દેખાતી હતી.

આ વર્ણનથી તે વખતની રમણીય પ્રશાન્ત ચન્દ્રપ્રભાની કલ્પના વાચકોના મનશ્ચક્ષુ સામે આણવાનો કદાચ પ્રયત્ન કરવામાં આવે તો ઘાટ ઉપર જ મૂકેલા મ્યુનિસિપાલીટીના કેરોસીન તેલના ઝાંખા દીપકથી ચાંદરણાની શોભા બતાવવાની હિમ્મત કરવા જેવું છે! તેથી તેનું વર્ણન આટલેથી પૂર્ણ કરીને આપણે આપણા વિજયગામવાસી મંડળ તરફ વળીએ. અરે, પણ આ શું? સાપ! સાપ! ઘાટ ઉપર સાપ ક્યાંથી આવ્યો છે? વિજયગામવાસી મંડળ પણ ઉઠીને ઉભું થયું હોય એવું દેખાય છે. ઠીક થયું, કે તે મદારીના છોકરાએ તે સાપ પકડ્યો, અને તેનું મ્હોં મુઠ્ઠીમાં પકડી તે સાપને લઈ તે ચાલ્યો જાય છે.

"કેવો બેદરકાર છે, એ મદારીનો છોકરો?" નાનાસાહેબ શાન્ત થયા કે તરત જ બોલ્યા; "હમણાં એ સાપે આપનો જીવ લીધો હોત તો?"

પણ ફરીથી મદારીના છોકરાના હાથમાંથી તે સાપ છૂટયો! હાય! હાય! તે સાપ આપણા વિજયગામવાસી લોકો તરફ જ ધસી આવે છે કે શું? ના, તે તો તે સંન્યાસી ઉપર જ દાવો રાખતો હોય એમ જણાય છે! જુઓ, તે તેની તરફ જ વળ્યો!

આગળ ગંગાનો ઉંડો પ્રવાહ અને પાછળ સાપ, આવી મુશ્કિલતમાં તે સંન્યાસી સપડાયો! હવે શું કરવું? વિચાર કરવા જેટલો વખત પણ ક્યાં છે?

પૂર્ણ નિરાશામાંથી જ તે સંન્યાસીને ધીરજ આવી, અને તે જ ક્ષણે તેણે પાછા ફરી પોતાની લાકડી ઉગામી કે તરત જ સાપ પણ પુંછડી ઉપર ઉભો થતાં ફુંફાડા મારતો સામો થઈ ગયો. સંન્યાસીએ લાકડી મારી, પણ તેણે તે ચૂકવી અને ગુસ્સાથી ફેણ પત્થરપર પછાડી અને ફરીથી પુંછડી ઉપર ઉભો થતાં એકદમ સંન્યાસી ઉપર કુદી પડ્યો. સંન્યાસીએ તે જ ક્ષણે તેને લાકડી એવી તો જોરથી મારી, કે સાપ તે લાકડીના ઝટકાથી એકદમ દૂર જઇ પડ્યો અને પડ્યો તે પણ ક્યાં? રાગિણી અને ઉત્તરા જ્યાં ઉભાં હતાં, ત્યાં!

રાગિણી તો આથી ગભરાઇ જ ગઈ! ઉત્તરા ત્યાંથી નાસી જવા લાગી; પણ તેને નાસી જવાનું કાંઈ કારણ ન હતું! કારણ, તે સાપે તો તે સંન્યાસી ઉપર જ વેર લેવાનું નક્કી કર્યું હોય તેમ ફરીથી પાછો ઘાટ ઉપર ફેણ પછાડતો અને સું સું કરતો તે નીચે આવ્યો અને ફરીથી પુંછડી ઉપર ઉભો રહ્યો; સંન્યાસી પણ આટલા વખત સુધીમાં બરોબર તૈયાર થઈ રહ્યો હતો, જેથી તેણે પોતાની લાકડી ફરીથી ઉગામી અને તે સાપને મારી, પણ તે નિષ્ફળ ગઈ; આથી ફરીથી સંન્યાસીએ એક સપાટો તે સાપ પર માર્યો; તે પણ દુર્દૈવથી નિષ્ફળ ગયો! અને નહ્વામાં તે બિચારાનો હાથ ઉતરી ગયો અને લાકડી પણ ભોંયે પટકાઈ ભાગી ગઈ!

હવે સંન્યાસી શું કરે? સાપ તેના પર કૂદી પડે, એટલામાં તો નાનાસાહેબે પાછળથી આવી પોતાની લાકડી વતી તેને દૂર ફેંકી દીધો. પણ સાપ ફરીથી પાછો ફર્યો, અને સંન્યાસીને મૂકી તે હવે નાનાસાહેબની જ પાછળ પડ્યો; જેથી તે નાઠા!

આ વિચિત્ર સ્થિતિ જોઇને શાસ્ત્રીજી પોતાની લાકડી (તે ઘણી જ જાડી અને ભારે હોવાથી તેને સોટો જ કહીશું) લઇને તેમને છોડવવા ગયા; તેવો જ તે સાપ પાછો ફર્યો અને ફરીથી સંન્યાસીની પાછળ પડ્યો; તેને પગે તે વીંટળાયો, અને જોરથી દંશ કર્યો અને જાણે 'વેરની વસુલાત' કરીને પોતે કૃતાર્થ થયો હોય તેવો તે દેખાયો!

શાસ્ત્રીજી સાપ પાછળ દોડતા જ હતા; પણ હવે તે શા કામનું? હવે કરી પણ શું શકાય? સાપ પગે વીંટળાયો હોય ત્યારે તેને કેવી રીતે મારવો? તેની ભયાનક પકડ પણ કોણે અને શી રીતે છોડવવી? મદારીનો છોકરો તે દોડતા સાપને પકડી શક્યો નહિ, પણ સંન્યાસીને પગે સાપ વીંટળાયો છે, એવું જોતાં જ જરા પણ બીધા વિના તે તેના તરફ દોડી ગયો. અને તેનું પુંછડું તેણે પોતાની મુઠમાં પકડી, તેને જોરથી ખેંચ્યો. પકડ છૂટતાં જ તેને તેણે માથાની આસપાસ ચાર-પાંચ વાર ફેરવ્યો અને એક ગ્રામ્ય ગાળ દઈ તેને ઘાટની ફરસબંદી ઉપર અફાળ્યો. પોતાના હાથમાંથી છૂટી ગએલા દુષ્ટ સાપને તેણે આ રીતે દેહાંત શાસન કર્યું!

આ લાંબું વર્ણન વાંચતાં વખત જાય છે, એ ખરું; પણ તેમાં વર્ણન કરેલા બનાવો ફક્ત એકાદ મિનિટમાં જ બની ગયા. નાનાસાહેબ અને શાસ્ત્રીજી સાપની પાછળ દોડતા ગયા જ હતા. આનન્દરાવ અને ભાઉસાહેબ એ બન્નેના હાથમાં લાકડી ન હોવાથી તેમને અત્યાર સુધી દૂર ઉભા રહેવું પડ્યું હતું. તેઓ બન્નેય અને ઉત્તરા, રાગિણી તે નિશ્ચેષ્ટ સંન્યાસી પાસે આવ્યાં, અને હવે શું કરવું તેનો તે બધાં સાથે મળી વિચાર કરવા લાગ્યાં. આનન્દરાવે એકદમ પોતાના ખિસામાંથી સારી ધારવાળો એક ચપ્પુ કાઢ્યો, અને દંશ થયેલી જગ્યાનું દૂષિત લોહી તે જગ્યાને કાપીને અને દાબીને તેમણે કાઢી નાંખ્યું. ઉત્તરાને બૅંડેજ વગેરે કરવાનું કહીને પોતે દવા લેવા માટે કેમીસ્ટને ત્યાં ગયા.

સંન્યાસીના પગમાંથી રક્તસ્રાવ થાય છે એવું જોઇ પોતાને મૂર્છા આવવાનો સંભવ છે, એમ લાગવાથી રાગિણીએ પોતાની નજર ત્યાંથી ફેરવી અને તે એક બાજુએ જઈ નીચે બેઠી. ઉત્તરાને કૉલેજમાં મડદાં વગેરે ચીરવાની ટેવ હોવાથી તેને કાંઇ આથી વિશેષ લાગ્યું નહિ. પોતાના રૂમાલથી તેણે સંન્યાસીનો પગ બાંધી દંશ ધોવા લાગી.

સદ્‌ભાગ્યે 'કેમીસ્ટ'ની દુકાન આનન્દરાવને થોડી જ વારમાં જડી; જ્યાંથી દવા લઇ તે ઉતાવળે પગલે પાછા આવ્યા. આ દવા ગુણકારી

હતી તેથી કહો, અથવા સંન્યાસીના આયુષ્યની દોરી લાંબી હતી તેથી કહો, પણ તે દવા લગાડયે પંદર મિનિટ થતાં જ તે સંન્યાસી ભાનમાં આવ્યો.

આંખો ઉઘાડી જોયા પછી "પોતે સ્વપ્નું તો નથી જોતો ને?" એવો તેને ભાસ થયો હોય એમ લાગ્યું. ગભરાએલે ચહેરે આમતેમ જોઇ થોડી વારે તેણે પૂછયું. "તમે બધાં કોણ છો?"

"અમે અહીંનાં રહેવાસી નથી. પણ તમે કયાંના રહેવાસી છો? તમારો ચ્હેરો તો કયાંક જોયો હોય એમ લાગે છે, તેમ જ તમારો અવાજ પણ પરિચિત હોય એમ જણાય છે!" આનન્દરાવે જવાબ વાળ્યો.

"મને પણ આ અવાજ પરિચિત હોય એમ લાગે છે." રાગિણીએ કહ્યું.

"હું સુરત જીલ્લાનો રહેવાસી, મારું ગામ નવા—" આવી કેટલીક વાતો તે કહેવા લાગ્યો. પણ તેની આવી વાતોથી કોઇના મનનું સમાધાન થયું નહિ. પોતાનું ગામ અને નામ છૂપાવી રાખવાની તેની ઇચ્છા છે, એમ તેના ગભરાએલા ચ્હેરા ઉપરથી તરત જ બધાને જણાયું, જેથી તેને આ ક્ષણે વધારે સવાલો પૂછીને દુભવવો યોગ્ય નથી, એમ ધારી તેમણે બીજી જ વાત કાઢી.

આ તરફ પેલો મદારીનો છોકરો, પોતાની બેદરકારીથી સાપ હાથથી છટકી ગયો અને તે પેલા સંન્યાસીને કરડવાથી તે મરી જશે કે શું? અને કદાચ મરી જાય તો પોલીસ પોતાને પકડશે, એવી બીકથી ગભરાઇ ગયો હતો. સંન્યાસી બોલવા લાગ્યો છે અને સાજો થશે એમ ધારી તેને પણ આનન્દ થયો, અને હવે પાછા જવાને કાંઈ વાંધો નથી, એમ વિચારી તેણે પોતાનો રસ્તો લીધો.

નાનાસાહેબે આ દશ્ય જોયું કે તરત જ ટીલ્લુને હાંક મારી અને 'તે છોકરાને પકડી રાખ અને પોલીસના તાબામાં સોંપ.' એવો હુકમ કર્યો.

આ સાંભળતાં જ તે મદારીનો છોકરો રડવા લાગ્યો, પણ નાનાસાહેબને દયા આવી નહિ.

"છોડી દોને તે બિચારાને!" રાગિણી બોલી: અને તેની સાથે ઉત્તરાનું પણ મન પિગળ્યું હોય એવું દેખાયું; કારણ તેણે પણ તેની સૂચનાને ટેકો આપ્યો, પણ ભાઉસાહેબે કહ્યું: "એવી દયા ખાવામાં કાંઇ અર્થ નથી. ફરીથી તેની બેદરકારીથી જો એકાદ સાપ છૂટશે, તો તે કોઇનો જરૂર જીવ લેશે; જેથી એને તો પોલીસને સોંપવો જ જોઇએ."

ભાઉસાહેબના આવા કડક શબ્દો સાંભળીને તે છોકરો તો ગભરાઈ જ ગયો અને રડતો રડતો દીન સ્વરે કહેવા લાગ્યો; "તે સાપના દાંત હું આવતી કાલે જ પાડી નાંખવાનો હતો, એના સિવાય બધા સાપો જે મારી પાસે છે તેમના દાંત તો મેં પાડી નાંખેલા છે, સાહેબ! ફરીથી આવી ભૂલ કદિ નહિ કરૂં—કૃપા કરી જવા દો આટલી વાર!" પરન્તુ હજીએ નાનાસાહેબનું હૃદય પીગળ્યું નહિ, અથવા એમ કહેવા કરતાં તે પીગળ્યું નથી એમ કહેવું વધારે ઠીક થઇ પડશે.

"એને પોલીસ ચોકીમાં લઇ જા." એમ તેમણે ટીલ્લુને ફરમાવ્યું કે તરત જ તે તેને લઇને પોલિસ ચોકી તરફ જતો હતો. 'આ બામણ લોકો હવે મને પોલીસના હાથમાં સોંપશે જ' એવું જ્યારે તે છોકરાને લાગ્યું, ત્યારે ટીલ્લુ આમ તેમ જોઇ બેદરકારીથી ચાલે છે એમ જોઇ તેણે ટીલ્લુને એક ધક્કો મારી તેણે પોતાનો હાથ છોડવી લીધો, જે છૂટતાં જ તેણે ત્યાંથી 'यः पलायते स जीवति' કર્યું.

સંન્યાસી આ લોકો સાથે વાતચિત કરતો ચાલતો હતો ખરો; પણ તેનું મન કોઈ કારણથી દુઃખિત થયું હોય એમ ખૂલ્લુ દેખાતું હતુ. 'સાપના ઝેરથી હું મરી ગયો હોત, તો ઘણું સારૂં થાત!' આવા શબ્દો પણ તેણે ઘણી વાર વાતમાં કાઢ્યા હતા.

"મહારાજ! સાપ તમારી જ પાછળ કેમ પડ્યો?" નાનાસાહેબે પૂછ્યું.

"મદારીના ટોપલામાંથી તેને બહાર નીકળી જતો મેં જોયો, અને મારી લાકડીથી અટકાવ્યો તેથી તે છંછેડાયો!" સંન્યાસીએ જવાબ આપ્યો.

"મહારાજ! એક સવાલ પૂછું?" ભાઉસાહેબ બોલ્યા: "ખોટું ન લગાડશો. પણ તમે આ યુવાન અવસ્થામાં સંન્યાસ દીક્ષા કેમ લીધી? આ વાત જાણવાની અમને ઘણી ઇચ્છા છે! તમારે માબાપ, સ્ત્રી, પુત્ર વગેર કોઇ જ સંબંધી નથી કે શું?"

"નારાયણે બુદ્ધિ આપી તેથી મેં સંન્યાસ લીધો! મને છોકરાં-છૈયાં વગેરે કોઇ નથી. ઠીક, હવે હું જાઉં છું. મારૂં સન્ધ્યાવન્દન વગેરે હજી બાકી છે. તમે બધાં હજી અહીં કેટલા દિવસ રહેશો? તમારે ત્યાં આવીશ હું એકાદ વાર!"

"અમે બધાં હવે ટૂંકી જ મુદતમાં હરિદ્વાર જવાનાં છીએ!"

"ઠીક ત્યારે, તમારા જતાં પહેલાં હું એકાદ વાર તમને મળી જઇશ. હું જાઉં છું હવે." આમ કહી તે સંન્યાસી વિદાય થયો. 'તમને મળીશ' એ શબ્દો તેણે અન્તઃકરણપૂર્વક ઉચ્ચાર્યા નહોતા, પણ પ્રાણદાન આપનારાઓની રજા એકદમ લેવાથી તેમને ખોટું લાગશે, એમ વિચારી ઔપચારિક રીતે જ ઉચ્ચાર્યા હોય, એમ સ્પષ્ટ રીતે દેખાતું હતું.

"આ માણસ આપણા દેશનો જ હોય એમ જણાય છે. ઘણું ખરું ચોરી વગેરે કરીને નાસી આવ્યો હશે, અને જાત છૂપાવવા માટે પાછળથી સંન્યાસ લીધો હશે?" ભાઉસાહેબે કહ્યું.

"હા, એવું જ દેખાય છે." નાનાસાહેબે પણ ઉમેર્યું.

"પણ ઘણો જ પરિચિત હોય એમ મને પણ લાગે છે અને તે પણ આપણા વિજયગામનો જ કોઈ હશે!" ઉત્તરાએ શંકા બતાવી.

વિજયગામનો એ કોણ હશે? એણે કોની ચોરી કરી હશે? અથવા કોનું ખૂન કર્યું હશે? તે હવે વ્હાલા વાચક! આપણે તપાસીએ.



## દ્વાદશ પરિચ્છેદ

—:૦:—

### સવિકાર સમાધિ

વ્હાલા વાચક! હવે આપણે કાશી છોડી ગંગોત્રીના જંગલમાં આવેલા એક મઠમાં જવાનું છે; તો મારુતતુલ્યવેગવાળા કલ્પના રૂપી અશ્વ ઉપર આરૂઢ થઈ મારી સાથે તમો પણ ચાલો. તમને ત્યાં નથી જાત્રા માટે લઇ જવાં, કે નથી ત્યાંની વનશ્રી બતાવવા લઈ જવાનાં, પણ તમારું ત્યાંના એક સાધુ જોડે ઓળખાણ કરાવી આપવાનો વિચાર છે. આ ઓળખાણ જો કે નવું જ છે, એમ કાંઈ નથી. આ સાધુ તમારી ઓળખાણના તો છે; પણ તમે કદાચ તેમને ભૂલી ગયાં હો, એમ દેખાય છે. વ્યાઘ્રાંબર ઉપર આસનસ્થ થએલા જટામુકુટધારી એવા આ સાધુવર્યને જોયા હોય, એવું તમને સાંભરે છે ખરું? તેમના ચ્હેરા ઉપરથી તેમની ઉમ્મર ચાળીસપિસતાળીસ વર્ષની હોય એમ જણાય છે. પણ ભસ્મચર્ચિત એવા તેમના હાથ કસરતથી સ્નાયુયુક્ત હોય એવા દેખાય છે. ક્રુદ્ધ માણસની આંખો જેવી તેમની પણ આંખો લાલ છે, અને મ્હોંપર, કપાળપર અને પોપચાં નીચે પણ શુભ્ર ભસ્મ લગાડેલી હોવાથી તે વધારે જ લાલ દેખાય છે. પણ આ કાંઈ કોપની નિશાની નથી! કારણ ત્યાં જુઓ—તે પોતાના એક શિષ્ય સાથે પ્રેમાળ સ્વરે શાન્ત રીતે વાર્તાલાપ કરી રહ્યા છે; અને ઘણા દિવસે આવેલી મીઠાઈ મઠમાં મૂકી આવવા તે 'મૌન'ને—એક શિષ્યને—કહી રહ્યા છે; તેમનો જટામુકુટ, તેમનું વ્યાઘ્રાંબર, તેમની લાંબી કફની, તેમનું કમંડલુ, તેમનું ત્રિશૂળ, તેમની ધૂણી, ધૂણી પાસે પડેલા ચિપિઆ અને તેમની ચલમ, વગેરે વસ્તુઓ જોઇને આ સાધુ પુરુષ વિષે કદાચ તમને સારો અભિપ્રાય નહિ બંધાતો હોય, તો તમે, તેમના શિષ્ય તેમની કેવી રીતે સેવા કરી રહ્યા છે, તે જુઓ, તેમજ તે મઠમાં વેદાધ્યયન, યોગાભ્યાસ વગેરે કેવું ચાલી રહ્યું છે, તે તરફ પણ જરા નજર કરો, એટલે તમારા મનમાં તેમને વિષે આદર ઉત્પન્ન થયા વિના રહેશે નહિ! જુઓ! મઠમાં એક બાજુએ બે ત્રણ શિષ્યો વેદમંત્રોનો ઘોષ કરી રહ્યા છે; બીજી બાજુએ ત્રણ ચાર શિષ્યો પ્રાણાયામ (?) કરી રહ્યા છે; જ્યારે એક તરફ એક શિષ્ય ધૂણીમાં લાકડાના કડકા નાંખી ગુરુજીને સુખકર અગ્નિ વધારે પ્રજ્જવલિત કરતો દેખાય છે; તેની પાસે જ બેઠેલો બીજો શિષ્ય ગુરુજીની ચલમમાં ગાંજો ભરી તેની ઉપર દેવતા મૂકી રહ્યો છે; જ્યારે ત્રીજો એક શિષ્ય હમણાં જ પાણીનો દેગડો ભરી બહાર ચાલ્યો જાય છે; આ પ્રમાણે શિષ્ય—સમુદાય પોતપોતાનાં કામ ભક્તિપૂર્વક કરે છે; છતાં ગુરુજીનું મન આજે કેમ પ્રસન્ન દેખાતું નથી? તેમના હૃદયમાં પ્રવેશ

કર્યા વિના આપણને કાંઇ તે માલમ પડવાનું નથી! તો ત્યાં પ્રવેશ કરી ત્યાં શું ચાલી રહ્યું છે, તે આપણે જોઇએ.

"હિમાલય પર્વત વિષે ગપ્પાં હાંકી શકાય એટલા માટે કાશી છોડી હું અત્રે આવ્યો ખરો, પણ અહીં તો કાંઇ જ અર્થ સરે એમ દેખાતું નથી; અને આ તળેટીમાંથી મુકામ ઉઠાવીને જો ઉપર જઇશું, તો તો આપણા બાર જ વાગવાના! કાશીમાંની તે રાજવિલાસી રહેણી ક્યાં અને કામચલાઉ ઉભી કરેલી આ મઠીમાંનું આ કંગાલ જીવન ક્યાં? અહીં છે શું? રાત-દિવસ ટાઢમાં મરી જવું પડે છે, અને આઠ દસ શિષ્યોની જ સેવાપર સમાધાન માની રહેવું પડે છે! અહીં-આવે સ્થળે અમને મળવા પણ કોણ આવે? કોઈ આવે તો તે અમારા જેવો જ ભટકતો વેરાગી હોય! કાશીમાં હતો, ત્યારે એટલી બધી ત્યાં ગીરદી થતી કે મારાં દર્શનાર્થે સ્ત્રીઓ વઢી મરતી, અને અહીં તો સોગંદ ખાવાને એક પણ સ્ત્રી દેખાતી નથી! અલ્લાહાબાદ, પુના, મુંબાઇ, વિજયગામ વગેરે ઠેકાણે તો ખરેખરી મઝા હતી! ત્યાં એટલી બધી સ્ત્રીઓ દર્શનાર્થે આવતી, કે તેમના મુઠ્ઠી મુઠ્ઠીભર આણેલા ચોખા ઉપર મારા સાઠ સિત્તેર શિષ્યોનું ગુજરાન ચાલી શકતું! તેમણે ધરેલાં મેવામીઠાઈ, મિષ્ટ મધુર ફળો અને તેમણે આણેલા દુધસાકરના નૈવેદ્યની તો વાત જ ન પૂછો! એટલો બધો પ્રસાદ આવતો કે ખાતાં જ ન ખૂટે! મારા આખા શિષ્યસમુદાય સાથે હું મઝા મારતો. તે સ્ત્રીઓ પાસેથી હું દુધસાકરનાં પંચામૃતનું જ નૈવેદ્ય ગ્રહણ કરતો, એમ નહિ; પણ કેટલીએ સ્ત્રીઓના અધરામૃત નૈવેદ્ય પણ મેં ગ્રહણ કરેલું છે! પણ અહીં તો કોઈ પણ પ્રકારના નૈવેદ્યનું ઠેકાણું નથી! ગંગોત્રી ઉપર હમણાં જ કેટલાંક સ્ત્રી-પુરુષ યાત્રાળુઓ આવેલાં છે; પણ તેઓ તો સુધારક જણાય છે, એટલે મળવા આવે, એવું કાંઈ દેખાતું નથી! તેમની સાથે એક તરુણ નવયૌવના વિધવા પણ છે; તે કોઈ પણ પ્રકારે આપણાં દર્શન કરવા અહીં આવે એવો પ્રયત્ન કરવો જોઇએ. તે આવે એટલે હાથ જોવાને બ્હાને તેનો હાથ દબાવી મનનો હેતુ તેને સાનમાં કહીશું! જો કામ બની ગયું તો ઠીક જ છે, નહિ તો ચલાવીશું જેમ ચાલે છે તેમ! બીજું શું? હવે મૌનને બોલાવી તેને આ કામ સોંપવું!" આમ વિચારી તેમણે મૌનને હાંક મારી. "અલ્યા મૌન!—મૌન, ઓ મૌન!"

પણ મૌન ક્યાંક કામે ગયો હોય યાતો ઘણે દિવસે આવેલી મીઠાઇ છાનોમાનો આરોગવામાં ગુંથાયો હોય, કોણ જાણે? પણ તેણે ગુરુજીની હાંકનો જવાબ વાળ્યો નહિ. એ તો નક્કી જ!

"આ મૌન સાળો લુચ્ચો દેખાય છે! આ અભણ શિષ્યો કરતાં પેલો અંગ્રેજી ભણેલો સદાનન્દ જ સારો! મારાં અંગ્રેજી વ્યાખ્યાનો

સાંભળીને જ મારી પાછળ તે ઘેલો થયો! અને મને ગુરુ કરી હું કહું તે કરવા તૈયાર થયો છે! એ સદાનંદ પૂરો આજ્ઞાધારક છે, તેથી એ સુધારક લોકોને અહીં લાવવાનું કામ તેને જ સોંપીએ, તો ઠીક! આટલું અંગ્રેજી જાણનારો માણસ મારી સ્તુતિ કરશે, એટલે તે લોકો જાણશે, કે હું ખરે જ મહાત્મા છું! એટલે એ સદાનંદને જ આ કામ સોંપવું ઇષ્ટ છે. હવે આપણે જરા સમાધિ લગાવીએ. જે યોગાભ્યાસને બળે આપણે લોકોને આટલા બધા ઠગી શકીએ છીએ, તેને છોડી દેવો તો ન જોઇએ! ઘણા દિવસથી સમાધિ લગાવી જ નથી. આજે જરા લગાવી જોઇએ.—અરે પણ, આજે સમાધિ કેમ નથી લાગતી? કોઇ મળવા આવતું હોય એમ દેખાય છે. પેલા ગામમાં જોએલાં લોક જ આવતાં જણાય છે કે શું! સમાધિ તો નથી લાગતી! હવે શું કરવું? સમાધિનો ઢોંગ તો કરવો જ પડશે આ વખતે!"

સમાધિનો ઢોંગ મચાવનારા આ સાધુ પાસે આવનારા લોકો બીજાં કોઇ જ ન હતાં, પણ આપણી ઓળખાણવાળાં વિજયગામવાસી પ્રવાસીઓ જ હતાં. તેઓ અત્રે કેવી રીતે આવ્યાં તે વિચાર કરવાનું કાંઇ કારણ નથી; કારણ ત્રિસ્થળીની યાત્રા કરી હરિદ્વાર, ગંગોત્રી વગેરે સ્થળે જવાનું તેમણે નક્કી જ કર્યું હતું, જે વાંચકોને યાદ તો હશે જ.

બાસાહેબના મનમાં તો કાશીમાં જ પોતાનાં માબાપ સાથે રહેવાનું હતું પણ ઉત્તરા કાશીમાં રહેવાને તૈયાર નહોતી. બધી મંડળી જોવાલાયક સ્થળોએ ફરવા જાય, અને પોતે એકલી જ રહી જાય, એ તેને પસંદ ન હતું. "બા! તું અહીં રહે, હું નાનાસાહેબ સાથે જઇશ" એમ તેણે બાસાહેબને કહ્યું; અને તેનો આ આગ્રહ જોઇને બાસાહેબનું મન પણ દ્વિધા થયું. એક તરફ જ્યારે માતપિતાનો પ્રેમ તેમને કાશીમાં રહેવાને કહેતો હતો, ત્યારે બીજી તરફ ઉત્તરાને પુરુષમંડળમાં એકલી જ પ્રવાસે મોકલવી, એ યોગ્ય નથી, તેમ જ પોતાના પતિને છોડી પોતે કાશીમાં એકલાં રહેવું એ પણ યોગ્ય નથી, એવું તેમનું મન તેમને કહેતું હતું. આવી સંશયાકુલ સ્થિતિમાં જ્યારે બાસાહેબ હતાં, ત્યારે તેમનાં માતુશ્રીએ જ તેમને "ઉત્તરાને એકલી મોકલવી એ ઠીક નથી," એમ કહ્યું; અને "ત્રિસ્થળીની યાત્રા કરીને તું પાછી અહીં આવજે અને ઉત્તરાને પણ સાથે રાખી તું અત્રે જ રહેજે." એમ તેમણે સૂચવ્યું. આ સૂચના બાસાહેબને પસંદ પડી તેથી બધાં જ સાથે જવા તૈયાર થયાં.

ત્રિસ્થળીની યાત્રા કરી બધાં ગંગોત્રીમાં આવ્યાં હતાં. ગયાજી, હરિદ્વાર, કે ગંગોત્રી આ દરેક સ્થળે સાધુઓ, સંન્યાસીઓ અને સ્વામીઓ આવતા, રહેતા અને જતા; પરન્તુ ઉપર્યુક્ત સ્વામીજીની ત્યાં થોડી ઘણી ખ્યાતિ થઇ હતી. જે ગોરને ત્યાં આપણું મંડળ ઉતર્યું હતું,

તે ગોરે આ સ્વામીની કીર્ત્તિ તેઓ આગળ ઘણી ગાઇ; જેથી તેમનાં દર્શન કરવાનો વિચાર યાત્રાળુમંડળે નક્કી કર્યો. બાસાહેબ, શાસ્ત્રીજી, ટીલ્લુ અને થોડે અંશે રાગિણી આટલા માણસો સિવાય કોઇનીજ આ સ્વામી ઉપર શ્રદ્ધા નહોતી; પણ 'કેવીક મૂર્તિ છે?' એ જોવાના ઉદ્દેશથી જ તે બધાં સ્વામી દર્શનાર્થે આ તરફ આવતાં હતાં.

આટલી પ્રસ્તાવના કરીને આપણે તેમની જ રાહ જોઇ બેઠેલા બોધસ્વરૂપ સ્વામી તરફ હવે વળીએ. અરે પણ—હા—આ સ્વામીનું નામ હું તમને હમણાંજ કહેવાનો ન હોતો; પણ ભૂલેચુકે તે મારી કલમ માંથી નીકળી જ ચુક્યું. ઠીક જ થયું. તમે આગળ ઉપર જાણવાના જ હતા, તો તમે હમણાં જ જાણો, એમાં ખોટું શું?

સ્વામીજી પાસે ગયા પછી બધાંએ તેમને યથોચિત નમન કર્યું. થોડીક ઔપચારિક વાતો થયા પછી શાસ્ત્રીજીએ 'સમાધિની વેળાએ દર્શન માટે આવી ત્રાસ આપવા માટે' સ્વામીની ક્ષમા માગી.

"ના, ના," સ્વામી બોલ્યાઃ "સમાધિમાં વિઘ્ન આવે છે, એ ખરૂં, પણ તમારા જેવા લોકોના આવવાથી અમને વિશેષ આનન્દ થાય છે. વિષયવાસનાને છોડી જેટલા વધારે લોકો અમારી પાસ આવે, તેટલા સારા, પણ આજ કાલના લોકોને સંસારનો મોહ છૂટે ત્યારે ને?"

"એમ કેમ કહો છો? હમણાં હમણાંમાં તો ઇશ્વર ઉપરની શ્રદ્ધા વધતી જાય છે. અંગ્રેજી ભણેલા લોકો પણ યોગાભ્યાસ કરે છે અને સ્વામીના ભક્ત બને છે." આનન્દરાવે પૂછ્યું.

"ખરૂં છે તમારૂં કહેલું, પણ તમે અંગ્રેજી ભણેલા લોકો સામાન્ય રીતે અશ્રદ્ધાળુ હો છો, એ વાત કાંઇ ખોટી નથી. આપણા દેશમાં હજી નિરીશ્વરવાદિત્વ એટલું બધુ ફેલાયું નથી; પણ હું જ્યારે કેટલાંક વરસ પહેલાં અમેરીકા ગયો હતો ત્યારે ત્યાંના લોકમાં તેમનો દ્રવ્યાભિલાષ, વિષયાસક્તિ અને અનાચાર જોઇને તો હું ચકિત જ થઇ ગયો!" બોધસ્વરૂપસ્વામી બોલ્યાઃ

સ્વામીજીએ આ ભાષણમાં વચ્ચે વચ્ચે પોતાનો અમેરીકાનો ખરો ખોટો બધોજ અનુભવ મીઠુંમરચું ભભરાવીને કહ્યો. સ્વામીની ભવ્ય મૂર્તિ, તેમની તેજસ્વી આંખો, તેમનાં ભગવાં વસ્ત્રો, તેમના હાવભાવ, તેમનો અંગ્રેજી ભાષાપરનો કાબુ, તેમનું ગહન તાત્વિક જ્ઞાન વગેરે અંશો જોઇને બાસાહેબને, શાસ્ત્રીજીને અને ટીલ્લુને તેમને વિષે ઘણો આદર થાય, એમાં કાંઈ નવાઈ નથી; પણ નાનાસાહેબ અને ભાઉસાહેબ જેવા સુધારક પણ સ્વામીજીથી ભોળવાઇ ગયા, એ માત્ર આશ્ચર્ય ખરું! બીજી નવાઇની વાત એ હતી, કે નાનાસાહેબ અને ભાઉસાહેબ જેવા અનુભવી પુરુષો સ્વામીની જાળમાં સપડાયા

ખરા, પણ રાગિણી અને ઉત્તરા, એમાંથી એક પણ તે સ્વામીના વક્તૃત્ત્વથી ઠગાયું નહિ! એનું શું કારણ હશે? મનુષ્યની દૃષ્ટિ પાપમય છે કે નહિ, અથવા તેની બુદ્ધિ પાપાત્મક છે કે નહિ, તે વાત સચ્છીલ સ્ત્રીઓ શું સ્વાભાવિક રીતે જ જાણતી હશે? મને તો લાગે છે કે તે જાણતી હોવી જોઇએ. પણ જો એમ જ હોય તો બાસાહેબ સ્વામીથી કેમ ઠગાયાં? તે સચ્છીલ ન હોતાં એમ કેમ કહેવાય! સવાલ અઘરો છે; તેનો જવાબ આપતાં ઘણું વિવેચન કરવાની જરૂર પડશે; માટે તે સવાલને અહીં જ છોડી દઇએ તો ઠીક. કારણ ગમે તે હોય પણ રાગિણી અને ઉત્તરાને તો તેમને માટે વિશેષ આદર ન હોતો, એ તો ખુલ્લું જ હતું; અને આ વાત તે જ વખતે થોડે અંશે ત્યાં જ દેખાઈ આવી. સ્વામીએ પોતાનો અનુભવ કહ્યા પછી થોડોક તાત્ત્વિક વિવાદ કર્યો અને પછી રાગિણી તરફ જોઈ તેમણે નાનાસાહેબને પૂછ્યું: "આ દીકરી તમારી કે?"

"મારી નહિ—આમની." ભાઉસાહેબ તરફ આંગળી કરી નાનાસાહેબે ખુલાસો કર્યો.

"ચ્હેરા ઉપરથી તેનું વૈધવ્ય દુઃખ સ્પષ્ટ જ જણાઈ આવે છે, પણ એનું એ વૈધવ્યદુઃખ ઘણા દિવસનું જણાતું નથી, જે એની લલાટરેખાથી ખુલ્લું માલમ પડે છે."

એમ કહી રાગિણીના કપાળ તરફ થોડી વાર તાકીને જોયા પછી સ્વામીએ આગળ ચલાવ્યું: "પણ હાં—જરાક થોભો, એક શંકા છે. બેન! જોઉં તમારો હાથ!" એમ કહી પોતાનો હાથ લાંબો કરી રાગિણીનો હાથ આગળ આવવાની તે રાહ જોવા લાગ્યા.

"મારો હાથ જોવાની કશી જ જરૂર નથી! મારા કપાળમાં જે કાંઇ લખેલું છે, તે દેખાય જ છે." આવો જવાબ આપી રાગિણીએ પોતાનો હાથ બતાવવાની સ્પષ્ટ ના પાડી, જેથી સ્વામીનું અપમાન ન થાય એવા હેતુથી બાસાહેબ બોલ્યાં: "બતાવ તો ખરી! બતાવવામાં શું જાય છે?" છતાંએ રાગિણીએ પોતાનો હાથ બતાવ્યો નહિ.

"ના, હાથ બતાવવાની જરૂર જ નથી!" સ્વામીજી પોતાની બાજુ સંભાળી લેવાને ચલાવ્યું: "એનો પુનર્વિવાહ થશે, એ એના ચ્હેરા ઉપરથી સ્પષ્ટ દેખાય છે."

રાગિણીએ કરેલું અપમાન ઢાંકવું એ એક, અને પોતાની ઉત્તરાનો વિવાહ થશે કે નહિ એ જાણવાને બાસાહેબ ઉત્સુક હતાં, એ બીજું; આ બે કારણથી ઉત્તરાનો હાથ જોવાની તેમણે સ્વામીજીને વિનંતિ કરી, પણ તેમણે આ વિનંતિ માન્ય રાખી નહિ.

"હમણાં નહિ," સ્વામી બોલ્યા: "હવે મારી સમાધિની વેળા થઇ છે, સાંજે નહિ તો કાલે આવજો, તે વખતે તેમનો હાથ નીરાંતે જોઇશું."

સ્વામીની સમાધિમાં વિઘ્નરૂપ ન થવાય, એ હેતુથી બધાં જલદી-થી જ ઉઠ્યાં, અને મઠની બહાર ગયાં. બધાં આગળ ગયાં છે, એમ જોઇ ટીલ્લુ પાછો ફર્યો. સ્વામીને ચરણે પોતાનું મસ્તક ધરી આશિષ આપવાને તેણે સ્વામીને વિનંતિ કરી. પછી તેણે તેમને પૂછ્યું: "હું પરણીશ કે નહિ?"

"તે જ વખતે કેમ ન પૂછ્યું?" સ્વામી જરા ગુસ્સે થઇને બોલ્યા.

"શેઠ પાસે હતા ને? તેમની સામે હું કેવી રીતે પૂછું?" એવું ટીલ્લુએ જ્યારે કહ્યું ત્યારે સ્વામીએ જરા સ્મિત કર્યું. અને તેને જવાબ ન આપતાં પોતાનો હેતુ સિદ્ધ કરવામાં આ ભોળા નોકરનો ઉપયોગ થઇ શકે એમ છે, કે નહિ, તેનો તે આત્મગત વિચાર કરવા લાગ્યા; "તે ચટકચાંદણીએ મા હસ્તસ્પર્શ પણ ન થવા દીધો! હાં-! નહિ તો નહિ. પેલાં બાસાહેબ આવવાનાં છે: તેમની ઉત્તરા પણ સાથે સાથે આવશે, અને આપણી ચટકચાંદણી પણ અવશ્ય આવશે ત્યાં સુધી નિષ્ક્રિય બેસી રહેવામાં સાર નથી. તેમને અહીં લાવવાને અન્દરથી કાંઈ ખટપટ તો કરવી જ પડશે. આ કામમાં આ ભોળા નોકરનો ઠીક ઉપયોગ થશે." આવો વિચાર કરી તેમણે ટીલ્લુને કહ્યું: "તારો હાથ જોઇશ, પણ તારે એક ભગવાનનું કામ કરવું પડશે."

"શું કામ કરું? આજે ભૂલ થઇ; કાલે દખણા નક્કી લઈ આવીશ!"

"અમારા જેવા લોકો પૈસા માટે થોડા જ કામ કરે છે? ગાંડો થયો નો! અમે સંસાર છોડ્યો, તે પૈસો અને દખણા મેળવવા માટે? ભગવાન કહેશે તે કામ તારે કરવું પડશે!"

સ્વામી દખણા લેતા નથી એ જોઇ ટીલ્લુને તેમને વિષે ઘણો જ પૂજ્યભાવ ઉત્પન્ન થયો. બાસાહેબ ને શાસ્ત્રીજી જ્યાં ફસાયાં ત્યાં ભોળા ટીલ્લુ જેવા ફસાય એમાં નવાઇ શી? બીજે દિવસે આવી સ્વામી 'જે ભગવાનનું કામ કહેશે તે' કરવાનું વચન આપી તે ત્યાંથી નીકળ્યો અને આગળ ચાલતા યાત્રાળુમંડળમાં—તેના શેઠ વગેરેમાં—ભળી ગયો.

"આ જ બોધસ્વરૂપ સ્વામી વિજયગામમાં આવ્યા હતા, અને તેમની સાથે જ ભય્યાસાહેબ જતા રહ્યા એમ મને લાગે છે." એવું આનન્દરાવ ભાઉસાહેબને તે વખતે કહેતા હતા.

"તો તેમને ભય્યાસાહેબની હકીકત કેમ ન પૂછી?"

"હવે પૂછીને શું કરવું હતું? થવાની વાત થઈ ચૂકી! હવે શા માટે તે ફરીથી કાઢવી? વળી રાગિણી પણ તે વખતે ત્યાં હાજર હતી, તેના દેખતાં ભય્યાસાહેબનું સ્મરણ બધાંને શા માટે કરાવવું?"

"ન કાઢી તે ઠીક જ થયું; પણ આપણે આવતી કાલે ફરીથી સ્વામી પાસે જઇશું અને ભય્યાસાહેબે આત્મહત્યા કેમ કરી, તેની સવિસ્તર હકીકત પૂછીશું." ભાઉસાહેબ બોલ્યા.

પણ ભાઉસાહેબ-અને આનન્દરાવ ફરીથી સ્વામીના મઠ તરફ જાય તે પહેલાં વ્હાલા વાચક ! આપણે જ ત્યાં જઈ, શું બને છે તે જોઇએ.

ત્યાં તો સ્વામી મૌન નામના પોતાના શિષ્યને હાંકો મારી બોલાવી રહ્યા છે, અને "મૌન ગંગા ઉપર ગયો છે," એમ સદાનન્દે સ્વામીને કહ્યું.

"સદાનન્દ ! આ મૌન કંઈ કામનો નથી. તારી, જેવી ઈશ્વર ઉપર ભક્તિ છે, તેવી આ શિષ્યોમાંના કોઇની પણ નથી. પણ તારી ભક્તિ અચળ છે કે નહિ, તે વિષે હજી મારી પૂરતી ખાતરી થઈ નથી. તમે અંગ્રેજી ભણેલા લોકો ઘણા શંકાશીલ રહો છો." સ્વામી બોલ્યા:

સદાનન્દ કિંચિત્ ઉદાસ ભાવે બોલ્યો: "ગુરુજી ! આપની સેવામાં મેં કદી પણ ભૂલ કરી છે ? હું આપને શંકાઓ પૂછું છું; પણ શંકાઓ પૂછ્યા વિના મનનું સમાધાન કેવી રીતે થાય ?"

"શંકાઓ પૂછવી એ કંઈ ખોટું નથી; પણ આ યોગશાસ્ત્રમાં ગુરુપર દૃઢ ભક્તિ હોય તો જ ફલપ્રાપ્તિ થાય છે; નહિ તો કંઈ વળે નહિ. તમે અંગ્રેજી જાણનારા બધા લોકો શંકાશીલ રહો છો. તમારી ગુરુ ઉપર શ્રદ્ધા જ નથી હોતી."

"બીજા સાથે મારે શું કરવું છે ? મારી આપના ઉપર સંપૂર્ણ શ્રદ્ધા છે. આપના કહેવાથી જ મેં સંપત્તિ, પિતા, સ્ત્રી વગેરેનો ત્યાગ કર્યો, અને જીવતો છતાં તેમને મન મરી ગયા જેવો થયો; તો પણ મારી આપના ઉપર શ્રદ્ધા નથી, એમ કહેવું એટલે–"

"તે બધુંય ખરું, સદાનન્દ ! મેં પણ યોગશાસ્ત્રમાં બધા કરતાં તારી વિશેષ પ્રગતિ કરી છે કે નહિ ? તારા જેટલાં આસનો મેં બીજા કોઇને પણ શીખવ્યાં છે ? પ્રાણાયામની મોટી ચાવી તારા સિવાય બીજા કોઇને મેં આપી છે ? તને હવે સમાધિની ખૂબી કહેવી એવું મારા મનમાં છે; પણ તે જ્ઞાન આપતાં પહેલાં તારી ગુરુભક્તિની સખ્ત કસોટી કરીને સમાધિપ્રાપ્તિનો અધિકાર તારામાં છે કે નહિ તે મારે જોવું છે."

"આપ ચાહો તે રીતે મારી ભક્તિની કસોટી કરી જુઓ !"

"મારો પણ તે જ વિચાર છે. હું કહું તે તું કરીશ ?"

સદાનન્દ દૃઢ સ્વરે બોલ્યો: "આપને માટે મારા પ્રાણ આપતાં પણ હું ડગીશ નહિ. શ્રીસમર્થનો જેવો કલ્યાણ, તેવો જ–"

"શાબાસ, શાબાસ ! ઠીક, તો હું કહું છું તે સાંભળ. મારા મનમાં સ્ત્રીસાન્નિધ્યમાં સમાધિ ચઢાવવાનો વિચાર છે. અરણ્યમાં બેસી એકાન્ત-માં તો ગમે તે સમાધિ ચઢાવી શકે, પણ તરુણ સુંદર સ્ત્રી પાસે હોય છતાં જેની સમાધિ લાગે તેને જ ઇન્દ્રિયદમન કરવાની ખરી શક્તિ પ્રાપ્ત થઇ છે, એમ કહી શકાય."

"કાલિદાસે કહેલું જ છેઃ—

'विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः ।'"

"બરાબર કહ્યું! આવો વિચાર કરીને જ હું હમણાં સ્ત્રીને સાન્નિધ્યમાં રાખીને સમાધિ ચઢાવવાનો છું. યોગશાસ્ત્રમાં તેને 'सविकार समाधि' કહે છે. પહેલાં ચાર પાંચ વાર મેં એવી સમાધિ ચઢાવેલી છે, અને આજે પણ મને એવી જ ઇચ્છા થઇ છે. હું કહું તે કરવા તું તૈયાર છે ને!"

"હા, આપને માટે પ્રાણત્યાગ કરવા પણ હું તૈયાર છું!"

સ્વામીએ જરાક અચકાતાં અચકાતાં આગળ ચલાવ્યુંઃ "તો મારી સમાધિ માટે એક નવોઢા સ્ત્રી મને લાવી આપ. તારા સિવાય બીજા કોઇથી એ કામ બનનાર નથી."

સદાનન્દ આશ્ચર્યથી ચકિત થઇ ગયો, અને બોલ્યોઃ "પણ હું ક્યાંથી સ્ત્રી લાવી આપું?"

"તારી ગુરુભક્તિ જો ખરી હશે તો સ્ત્રી લાવવાનું કામ તને જરા એ અઘરૂં નહિ લાગે. ગુરુભક્તિ જો એટલી દૃઢ નહિ હોય તો તારા પર અનુગ્રહ કરવો એ અશક્ય છે અને સમાધિની ચાવી પણ હું તને બતાવી શકીશ નહિ."

સદાનન્દે ગુસ્સામાં જ કહ્યુંઃ "મારાથી તે કામ નહિ બને."

"કેમ? ગામમાં સ્ત્રીઓ શું ઓછી છે? ગામમાં આવેલા યાત્રાળુઓને જો તું મારો હેતુ સમજાવીશ અથવા તેમની આગળ આમ તેમનાં ચાર ગપ્પાં હાંકીશ; તો, તને સ્ત્રી નહિ મળી શકે એમ નથી. મારા મનમાં પાપ બિલકુલ ન હોવાથી તેમને ફોસલાવી અહીંઆં આણુવામાં તું જરા પણ શંકા કરીશ નહિ! આજે જે સ્ત્રીઓ મને મળવા આવી હતી, તેમને જો તું કહીશ—"

સ્વામીનું ભાષણ પૂરૂં થયું નહિ, એટલામાં સદાનન્દ ગુસ્સે થઇ એકદમ મ્હોટેથી બોલ્યોઃ "ગુરુજી! હવે બધું મારા ધ્યાનમાં આવ્યું કે તમારી 'स्त्रीसान्निध्यसविकारसमाधि'નો ખરો અર્થ શો છે? તે પણ હું હવે સમજ્યો! તમારે માટે ભક્તિથી આટલા દિવસ સુધી હું મારો જીવ આપવા તૈયાર હતો, પણ હવે તમારો જ જીવ લેવાનું મને મન થાય છે! નામઠામ બદલીને અને ઘરબાર છોડીને હું તમારી પાસે આવ્યો, તે બ્રહ્મજ્ઞાન માટે કે તમારા પાપાચારના કામમાં મદદગાર થવા માટે? ગુરુજી! તમારૂં માથું ઠેકાણે છે કે નહિ? તમારા વ્યાખ્યાનમાં વર્ણન કરેલા પવિત્ર આચારવિચારોનું મહત્વ તમે આ જ રીતે કૃતિમાં ઉતારો છો કે શું? તમને યૌગિક બળ પ્રાપ્ત થયું છે, તેનો તમે આવો જ ઉપયોગ કરો છો ને? તમારા શરીરમાં આજે નક્કી ભૂત ભરાયું છે. તમે—"

સ્વામીજી વચ્ચે જ હસીને બોલ્યાઃ "સદાનન્દ! મારે માટે કેવી તું ભળતી શંકા લે છે? કેવળ તારી પરીક્ષા કરવા માટે જ મેં તને એ

પ્રમાણે કહ્યું, પણ તું તો હજુ રહ્યો જ ભોળો! તને એ બધું ખરૂં લાગ્યું, અને તું મને જ ખાવા ધાયો! હા-હા-હા-હા—"

"સ્વામીજી! હવે હું આપની વાક્જાળથી ઠગાવાનો નથી! તમારા મનમાં પાપ ન હોત તો તમે તમારું માથું નીચું કરત જ નહિ, અને તમારો ચ્હેરો પણ આટલો બધો શ્યામ પડત નહિ! તમારૂં ખરૂં સ્વરૂપ મેં જલદી જાણ્યું એ ઠીક થયું, નહિ તો મારૂં જન્મારા સુધીનું નુકસાન થયું હોત. તમે આટલા દિવસ સુધી મારા ગુરુ હતા; પણ હું તમને હવે કહું છું તે બરોબર ધ્યાનમાં રાખો. આ ઢોંગ તમે હવે જલદી છોડી દો; નહિ તો આખા જગતમાં હું તમારી ફજેતી કરીશ! આટલા દિવસ સુધી તમે અનેક સ્ત્રીપુરુષોનો નાશ કર્યો હશે, તે બસ થયો! હવે આ વેષ અને આ દેશ છોડી દઈને કોઇ ખૂણામાં પેસીને તમે તમારૂં મ્હોંડું કાળું કરો! નહિ તો હું જ તમારું પોકળ દુનિયામાં બહાર પાડીશ, અને તમારી જીંદગી જોખમમાં નાંખીશ!"

આટલું બોલી ક્રોધ અને આવેશથી સદાનન્દ ત્યાંથી ચાલી નીકળ્યો, પણ બહાર નીકળ્યા પછી 'જવું ક્યાં?' આ સવાલ તેની સમક્ષ એકદમ ઉભો રહ્યો. ઘેર જાય, તો પોતાને હવે કોણ ઓળખશે? સદાનન્દ મનમાં જ વિચારવા લાગ્યો, "હું મરી ગયો છું એમ બધાં માને છે. સ્ત્રીનું સ્મરણ થાય નહિ, અને એકાગ્રચિત્તે યોગાભ્યાસ કરી શકાય, એ હેતુથી આ ઢોંગી સ્વામીના કહેવા ઉપરથી મેં જીવતાં છતાં સ્ત્રીને વૈધવ્યદુઃખમાં નાંખી! હાય, હાય, સદાનન્દ! તું સદાનન્દ શાનો? તું તો સદા દુઃખી છે! એટલું જ નહિ, પણ તું સર્વાધમ–પાપી છે! રાગિણી જેવી સ્ત્રીને તું છોડી આવ્યો, તે સાધ્વીને ખોટો પત્ર લખી તેં ફસાવી, ઠગી અને તેને દુઃખસાગરમાં તેં નિર્દય બની ફેંકી દીધી! આ પાપ માટે ઈશ્વર તને કેમ માફ કરશે? જા, ઘેર જા, અને રાગિણીને પગે પડ, અને તેની ક્ષમા માગ. ઈશ્વર તને ક્ષમા નહિ બક્ષે, પણ તે સાધ્વી તને જરુર જ માફ કરશે, એમાં શંકા નથી. દુર્દૈવી જીવ! જ્યારે કાશીના ઘાટ પર તને સાપ કરડ્યો, તે વખતે જ તું કેમ ન મરી ગયો? તારે હવે જીવીને શું કરવું છે? તારા મિત્ર, તારો સસરો, તારી સ્ત્રી–અરે, તને કોઈ પણ ઓળખશે નહિ. જીવતો છતાં મરી ગયાનો તેં ઢોંગ કર્યો તેથી 'જીવંત મરણ'ની શિક્ષા તને ઈશ્વરે કરી છે. આ જગતમાં તું જીવતો છતાં હવે ભૂત જેવો જ આમતેમ રખડ! હર હર! પરમાત્મા, તારી પાછળ પડ્યો, તેથી જ તેં મારી આવી દુર્દશા કરી? અરે ઈશ્વર! આ જગતમાં તું છે કે નહિ? જો તું હોય, તો હું હવે ક્યાં જાઉં, તે મને કહે!"

આ રીતે જેના મનમાં તોફાની વિચારલહરીઓ ઉઠી રહી હતી તે સદાનન્દ એટલે આપણા ભય્યાસાહેબ જ હતા. ગુરુજીની આજ્ઞાથી તેમણે ખોટો પત્ર લખ્યો હતો, અને તેનાથી રાગિણી વગેરેને ખાતરી

થતી નથી એમ જ્યારે જાણ્યું ત્યારે ગંગાકિનારે પડેલા એક શબની આંગળીમાં તેમણે પોતાની વીંટી પણ પહેરાવી હતી. આ વાત વાચકોને સ્પષ્ટ રીતે કહેવાની હવે જરુર નથી. વાચકવૃન્દ! ભય્યાસાહેબની સ્થિતિનો વિચાર કરો; તેમણે હવે શું કરવું? ઘેર જાય ક્યું મ્હોં લઇને? પોતે મૃત છે, એમ કહી પત્નીને વિધવા કરનારો પતિ તેને હવે શું મોંઢું બતાવે? વારું તે પાપી, અનાચારી અને અધમાધમ સ્વામી પાસે પણ ગર્ભશ્રીમંત અને બ્રહ્મજિજ્ઞાસુ ભય્યાસાહેબ કેમ રહી શકે? જગતમાં વિના કારણ રખડવું, તે શું પાપ નથી? સ્રીને આટલા દિવસ દુઃખી કરી, એને માટે તો આજ સુધી એક કારણ હતું. બ્રહ્મજિજ્ઞાસાની આગળ સ્રીનો કંઈ હિસાબ નથી, એ જગત એક વાર માને; પણ જ્યારે બ્રહ્મજ્ઞાનની આશા નથી, ત્યારે–તે સ્થિતિમાં સ્રીને છોડી આમતેમ અથડાવું, એમાં શું ડહાપણ છે? અને કદાચ ન કરે નારાયણને રાગિણી પુનર્વિવાહ કરે તો?

વાચકવૃન્દ! ભય્યાસાહેબે આ વખતે શું કરવું, એનો તમે તો તમારા મનમાં નિશ્ચય કર્યો હશે; પણ તે ભયંકર મનઃસ્થિતિમાં તેમનાથી તે વખતે નિશ્ચય થઇ શકયો જ નહિ. તેમને એકવાર લાગતું, કે ઘેર જઇ રાગિણીને પગે પડી, તેની માફી માગવી; ફરીથી એવું લાગતું, કે આપણે ધર્મજિજ્ઞાસાથી પત્નીનો ત્યાગ તો કર્યો જ છે, તો ફરીથી બીજા કોઇ સ્વામીની પરીક્ષા કરી જોવી. એક બોધસ્વરૂપ સ્વામી ઢોંગી નીકળ્યા એટલે જગતમાંના બધા જ સ્વામી તેવા હશે એમ નથી ઠરતું. પ્રિયબ્રહ્મસ્વામીની ઘણી ખ્યાતિ છે; તેમની એક વાર પરીક્ષા કરવી, અને તે પણ જો એવા જ હોય, તો પછી એકદમ સીધા ઘેર જવું, યા તો છેવટે પ્રાણત્યાગ કરવો, એવા વિચારવમળમાં ભય્યાસાહેબ ગુંચવાયા હતા. વળી 'આ અવધિમાં રાગિણી પુનર્વિવાહ કરે, અથવા તો તેને હાથે કોઈ પાપાચરણ થાય, તો તેની જવાબદારી કોને માથે?' આ પ્રશ્ન પણ તેમના મનમાં આવવાથી તેમણે છેવટે ઘેર જવાનો જ નિશ્ચય કર્યો.

ભય્યાસાહેબના વિચારોનું અહીંઆં ટુંકાણમાં દિગ્દર્શન કરેલું છે; પણ તે વખતે તેમના મનમાં કેવા વિચારો ચાલતા હશે, તેની કલ્પના વાચકો જ કરે તો ઠીક. મઠમાંથી બહાર નીકળી વિચાર કરતાં કરતાં શૂન્ય દૃષ્ટિએ તે ચાલ્યા જતા હતા. તે વખતે બપોરના ચાર વાગી ગયા હતા. ચાલતાં ચાલતાં છેવટે ભય્યાસાહેબ તદ્દન થાકી ગયા અને તેમને ભૂખ પણ ખરેખરી લાગી; પણ ખાય શું? એટલામાં તેમણે એક મોટું આમ્રવૃક્ષ જોયું. તે પલ્લવયુક્ત આમ્રવૃક્ષ તરફ જોઇને તેમને તેની છાયા નીચે બેસવાનું મન થયું; જેથી તે ત્યાં બેઠા પણ ખરા.

રસ્તે જતા આવતા પ્રવાસીઓ અને યાત્રાળુઓ ભય્યાસાહેબનો સંન્યાસી જેવો વેષ જોઈ તેમને પગે પડતા અને "क्यौंव बुवाजी यहाँ,

બૈઠે હૈ?" એવું આદરપૂર્વક પૂછી "हम लोकोंको आशीर्वाद दे देना!" એમ વિનયથી વિનવતા. મુસાફરો તરફથી થતો આ આદર જોઈ ભય્યાસાહેબને પોતાની જાતની જ શરમ લાગવા માંડી, અને ત્યાંથી કોઈ બીજે ઠેકાણે જવું જોઇએ, નહિ તો આ વેષ બદલવો જોઇએ, એવો તેમણે વિચાર કર્યો. પણ પગ તદ્દન થાકેલા હોવાથી જવું કેમ, અને ક્યાં? તે તેમને સૂઝયું નહિ. એટલામાં તેમના મનમાં એવો વિચાર આવ્યો, કે ઝાડ પર જ ચઢી બેસવું, એટલે બે ચાર કેરીઓ પણ ખાવાને મળશે, અને ભોળા લોક પોતાનો આદર પણ વિનાકારણ નહિ કરે. આવો વિચાર કરી તે ઝાડપર ચઢી ગયા, અને સગવડવાળી એક ડાળી જોઈ તે પર જઈ બેઠા. બીજી ડાળીને ઠુરશીની માફક અઢેલીને તેમણે બે ચાર શાખ ( પૂરી પાકેલી કેરીઓ ) ખાધી અને પછી તે પોતાના મનના વિચારોમાં જ મગ્ન થઇ ગયા!

દૈવયોગે રાગિણી અને ઉત્તરા તે દિવસે સાંજે ફરવા માટે બહાર નીકળેલાં તે ફરતાં ફરતાં તે જ ઝાડ નીચે આવ્યાં. ત્યાં તેમના પરસ્પરના વિવાહ વિષે જે વિશ્રમ્ભાલાપ થયો, તે ભય્યાસાહેબે ઝાડ ઉપર રહ્યે રહ્યે પૂરેપૂરો સાંભળ્યો.

———:૦:———

## ત્રયોદશ પરિચ્છેદ

———:૦:———

### ભૂત! ભૂત!

ઉત્તરાએ કહ્યું: "બેન રાગિણી! આજે જેમના દર્શનાર્થે બધાં ગયાં હતાં, તે સાધુ તને કેવા લાગ્યા?"

"સાધુ શાનો? પક્કો ઢોંગી હતો! તેની દૃષ્ટિ તો પાપી હતી! તે વખતે તો ક્યારે પાછાં જવાય એવું મને થઈ ગયું હતું!"

"પાપી શા ઉપરથી કહે છે!" ઉત્તરાએ પૂછ્યું. "એ લુચ્ચો હતો, એ તો મેં પણ જાણ્યું, પણ તેની દૃષ્ટિ પાપી છે, એ તેં કેવી રીતે જાણ્યું?"

"ગમે તે રીતે! પણ એ સાધુ સારો નથી, એટલું તો નક્કી જ. તેણે બાસાહેબને અને તને હાથ જોવા બોલાવ્યાં છે; પણ તમે એકલાં જશો નહિ, સમજી કે!"

"વાહ રે બેન! તું તો, ડોશીમા જેવો જ ઉપદેશ કરવા મંડી છે!"

"ગમે તો તું માન કે ન માન, પણ મને જે લાગ્યું, તે મેં કહ્યું."

"એ જ સાધુ સાથે ભય્યાસાહેબ ગયા હતા!"

"એની સાથે નહિ હોય; એ જ શા ઉપરથી કહેવાય?"

"નાનાસાહેબે પાછળથી તપાસ કરાવી, ત્યારે એમનું નામ બોધસ્વરૂપ સ્વામી છે, અને તેઓ પહેલાં વિજયગામમાં આવ્યા પણ હતા, એટલી ખબર તેમના એક શિષ્ય તરફથી મળી હતી."

"એમ? શું કહે છે તું?"

"હા, મારા દેખતાં જ તેમના એક શિષ્યે આ વાત કરી હતી."

"તો પછી આપણે ફરીથી એક વાર તે સ્વામીજી પાસે જઈએ."

"કેમ? શા માટે? 'તે પાપી છે, તેમની પાસે જઈશ નહિં,' એવું તેં હમણાં જ મને કહ્યું હતું ને?"

"કહ્યું ખરું; પણ માન કે વખતે મારી ભૂલ થઈ હશે. મારું મન પાપી, તેથી મને તે પણ પાપી લાગ્યા હશે. ગુરુની પરીક્ષા કર્યા વિના જ તે ઘરબાર છોડીને ગયા હશે કે શું?"

"ભય્યાસાહેબ તો ભોળા હતા, તેમને આ સ્વામીએ કેમ ભોળવ્યા નહિ હોય!"

"પુરુષ ભોળા હોય, તો પણ સ્ત્રીઓ કરતાં તેમનામાં વધારે જ્ઞાન હોય છે. આ સ્વામી વિષે તેમને ખાતરી થઇ, ત્યારે જ મને છોડીને તેઓ ગયા. આ સ્વામી વિષે બે ત્રણ સારા પત્રો પણ આવેલા છે."

ઉત્તરા વચ્ચે જ બોલીઃ "અનુભવ અને પ્રત્યય શાના આવ્યા? કલ્પનાથી મનમાના વિચારો તેમણે જાણ્યા, એટલે મોટા મહાત્મા બની ગયા! ભય્યાસાહેબ તો ગમે તેનાથી ઠગાઇ જાય, એવા ભોળા હતા."

આ સાંભળી રાગિણીએ કહ્યું: "તું તારે કહેવું હોય તે કહે. પણ મને નથી લાગતું કે હું તેમનાથી વધારે ડાહી હોઇશ!"

ભય્યાસાહેબ ઝાડપર બેસી આ બધી વાતચિત સાંભળતા હતા. રાગિણીના પ્રેમપૂર્ણ શબ્દો સાંભળી તેમને શું લાગ્યું તે ન કહેતાં આ શબ્દો સાંભળી તેમની આંખમાંથી બે અશ્રુ બહાર આવ્યાં અને દૈવ-યોગે તે નીચે રાગિણીના જ માથા ઉપર પડ્યાં, એટલું જ કહું છું. માથે કાંઇક પડ્યું એમ જાણી રાગિણીએ ઉપર જોયું, પણ સુદૈવથી અથવા દુર્દૈવથી તેને ઝાડ ઉપર બેઠેલા ભય્યાસાહેબ દેખાયા નહિ; અને ઉત્તરા સાથેની વાતોમાં તે આ વાત તદ્દન ભૂલી પણ ગઈ.

"રાગિણી!" બાસાહેબના કહેવા પ્રમાણે તું પુનર્વિવાહ કેમ નથી કરતી? તારી આ સ્થિતિ જોઇને મને તો ઘણું લાગે છે!"

"મારી સાથે પુનર્વિવાહ કરે કોણ?" રાગિણીએ મન્દ સ્મિત કરી જવાબ વાળ્યો.

"જો તું તૈયાર થાય, તો યુવકો હજારો તૈયાર થશે!"

"મને જ્યારે તું આટલો આગ્રહ કરે છે, ત્યારે તું જ કેમ નથી પરણતી!"

"હું તો છું 'તાડકા'—મને કોઇ જ વર પસંદ નથી આવતો?"

"કોઇ જ પસંદ નથી એમ નથી. તને આનંદ આપનારો એકાદ—" 'આનંદ' શબ્દ પર ભાર મૂકી ઉત્તરા તરફ વિનોદી દૃષ્ટિથી જોઈ રાગિણી બોલી.

ઉત્તરા જરાક શરમાઈ તો ખરી, પણ અંતઃકરણની વાત છૂપાવતાં તે બોલી: "એ તારી શંકા છે. મને તો કોઈની જ સાથે પરણવાનું નથી ગમતું! વળી બીજું એ કે હું કોઈને જ પસંદ પડવાની નથી!"

"આ તારી ભૂલ છે; આનન્દરાવને તું ગમતી નથી, એમ હું તો કહી શકું એમ નથી!"

"પણ મારા કરતાં તારી ઉપર તે વધારે પ્રેમ રાખે છે! તમો બન્ને નાનપણથી જ અને–"

"નાનપણનો સ્નેહ જૂદો અને આ યૌવનનો પ્રેમ પણ જૂદો."

"પણ બાળપણના જ સ્નેહનું રૂપાન્તર થઈ તે યૌવનના પ્રેમમાં–"

"આવું કોઈ કોઈ વાર બને છે ખરું; પણ અમારો પ્રેમ–"

"ત્યારે તમારી વચ્ચે પ્રેમ નથી, એમ તું કહે છે, કે શું? ત્યારે તો તે તને દુશ્મન જેવા લાગતા હશે; કેમ?"

"અમારી વચ્ચે પ્રેમ છે; પણ તે જૂદા જ પ્રકારનો છે. બેન–"

"રાગિણી! આપણે બાલપણથી એક બીજીની બેનપણીઓ છીએ ખરી; પણ હવે આપણી વચ્ચે દ્વેષ શરૂ થશે!"

"કેમ?"

"કેમ? તે તો તું તારા જ મન ઉપરથી જાણી લે! રાગિણી! ઔરંગજેબની 'રૂમેલા' અને 'જુમેલા' એ બે કન્યાઓની વાત તને યાદ છે?

"હા, તે બન્ને એક જ યુવાનને ચાહતી હતી, એટલી જ વાત હું જાણું છું."

"આગળની વાત મહત્ત્વની ય નથી! આપણે બન્ને તેવાં છીએ."

આટલું બોલી ઉત્તરા રાગિણી તરફ સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષણ કરવા લાગી. 'આપણી વચ્ચે દ્વેષ ઉત્પન્ન થશે' એ વાક્ય ઉત્તરા બોલી, તે પોતાના મન ઉપરથી જ રાગિણીના મનની પરીક્ષા કરીને બોલી હતી. એ એટલી શુદ્ધ અને ઉદાર હૃદયની હતી, છતાં તેના મનમાં પણ રાગિણી વિષે, તેની નાનપણની બેનપણી વિષે, દ્વેષબુદ્ધિ અંકુર રૂપે ઉત્પન્ન થવા લાગી હતી. કામદેવ! તારી તો હવે હદ થઈ!

"રાગિણી, આપણે બન્નેએ એક બીજીનાં મન પારખ્યાં છે; હવે છૂપાવવામાં શો સાર છે?"

આ શબ્દો સાંભળતાં જ ઝાડ ઉપર બેઠેલા ભય્યાસાહેબને આખે શરીરે પરસેવો છૂટ્યો, અને તેમના મ્હોંમાંથી 'હરે રામ! હરે રામ!' એવા શોકોદ્ગાર અજાણતાં નીકળી ગયા. એ શબ્દો સાંભળી તે બન્ને જણી ચકિત હરિણીની માફક આસપાસ જોવા લાગી; પણ આસપાસ કાંઈ ન દેખાવાથી 'દૂરથી જ એ અવાજ આવ્યો હશે; અથવા એવો ભાસ થયો હશે' એવું ઉત્તરાએ કહ્યું; અને તેણે પોતાના હૃદયમાં પ્રબળ થએલા વિચારો વિષની જ વાતો પુનઃ શરૂ કરી.

"આનન્દરાવને આપણે બન્ને ચાહીએ છીએ, એ વાત છૂપાવવામાં હવે સાર નથી." આમ ઉત્તરાએ ફરીથી જ્યારે કહ્યું ત્યાર પછી રાગિણી બોલી: "બેન! તેં તારું પોતાનું મન તો બરોબર પારખ્યું છે! આટલા દિવસ સુધી તું વિના કારણ તે છૂપાવ્યાં કરતી હતી. હવે હું મોટાભાઇને કહું છું; અને તમારો બન્નેનો વિવાહ ગોઠવવાનો પ્રયત્ન પણ કરું છું. મોટાભાઇ તને ચ્હાય છે, એમ મને–"

"ના, આટલી ઉતાવળની જરુર નથી! મને ચ્હાતા નથી, એ વાત મેં કયારનીએ જાણી લીધી છે! તે બીજી કોઇને ચ્હાય છે; અને તે પણ તને જ, એવી મને શંકા આવે છે. તમારો એ જણુનો.–"

"મારા ઉપર તારો એટલો વિશ્વાસ નથી શું, બેન?"

"ક્યાંથી હોય? પ્રેમની વાત કોઈ ઉઘાડી કરે ખરું?"

"તેં હમણાં નથી કહી તારા પ્રેમની વાત? અને નાનપણમાં મેં પણ મારા પ્રેમની વાત તને નહોતી કહી દીધી?"

રાગિણીએ જ્યારે આવું કહ્યું ત્યાર પછી ઉત્તરાને તેને વિષે ખાતરી થઈ. તેને માટે પોતે નિષ્કારણ શંકા લીધી, એમ વિચારી, પોતાના પાપી મનની તેને શરમ લાગવા માંડી. પોતાનું મન શંકાશીલ છે, એ વાત કબુલ કરી તે બોલી: "મને ચ્હાતા નથી, એમ મેં જોયું, તેથી મને લાગ્યું કે તે વખતે તને ચ્હાતા હશે. તેમ જ તારી હમણાંની આનન્દી વૃત્તિ જોઇ અને તમારી હાસ્યવિનોદયુક્ત વાતચિતો સાંભળી–"

"ક્યાંની ક્યાં પહોંચી જાય છે તારી કલ્પના! તારામાં કલ્પનાશક્તિ નથી, એમ તું કહે છે, પણ તારી કલ્પનાશક્તિ તો એક નવલકથાકારથી યે વધારે દોડે છે!"

"ગમે તે કહે! પણ મને જે શંકા આવી તે મેં આપણી વચ્ચે તકરાર ન થાય, એટલા માટે તને પહેલેથી કહી દીધી છે!"

"એ તેં ઠીક કર્યું. મનમાં શંકા રાખીએ, તો તે વધ્યાં જ કરે. અને તેનું છેવટ પરિણામ ભળતું જ આવે!"

"તે તો ઠીક, પણ રાગિણી, તારે પુનર્વિવાહ કરવો નથી, એવો તારો નિશ્ચય જ છે કે શું? તું શરમાતી તો નથીને? મને ખરું કહે, એટલે તે વાત ભાઉસાહેબને સૂચવી ફરીથી—"

"મારે પુનર્વિવાહ કરવો જ નથી!"

આ સાંભળી ઉત્તરા બોલી: "તારો મત તો પુનર્વિવાહની તરફેણમાં છે. નિશાળમાં ભણતી વખતે 'પુનર્વિવાહ'ના વિષય ઉપર કરેલું તારું ભાષણ–"

"જો ભાષણ કરવા બેસું, તો હજી પણ તે દિવસની માફક જ કહું! જેને પુનર્વિવાહ કરવો જરૂરનો લાગતો હોય, તે નિઃશંકપણે તે કરે. અત્યારની સ્થિતિમાં મારે શું ઓછું છે કે હું પુનર્વિવાહ કરું? આનન્દી થઇને ભાઉસાહેબને સુખી કરવા માટે જ હું હવે જીવું છું.

"પણ જો તું ફરીથી સંસાર માંડે તો ભાઉસાહેબને પણ આનન્દ થાય. તારા તરફ જોઈ તેમને કેટલું દુઃખ થાય છે, તેનો તને ખ્યાલ છે!"

"દુઃખ થાય છે ખરું; પણ તેને હું શું કરું?"

"ભય્યાસાહેબ ઉપર તારી અનન્યભક્તિ છે, પણ એમની કાંઈ તારા ઉપર એટલી બધી નહોતી. પુરુષવર્ગ સ્ત્રીઓને ચંચલ કહે છે. પણ તેમના જેટલું ચંચલ આ જગતમાં બીજું કોઈ નહિ હોય! તારા જેવી પતિવ્રતા સ્ત્રીને તજીને જવાયું કેવી રીતે તેમનાથી? તને છોડીને જતાં પહેલાં મને જો તે મળ્યા હોત, તો હું તેમની બરાબર ખબર લઇ નાંખત! જો ધર્મજિજ્ઞાસુ થવાની તેમની ઇચ્છા હતી, તો તે પરણ્યા-તા જ શું કરવા? વગેરે સવાલો હું તેમને ખાસ પૂછવાની હતી."

"એક વાર પરણ્યા એટલે જન્મારા સુધી સ્ત્રીના જ બન્ધનમાં રહેવું જોઇએ કે શું? આપણને–સ્ત્રીઓને સંસારમોહ નથી છૂટતો, તેથી પુરુષોએ પણ તે ન છોડવો? ઘરબાર અને આટલી મોટી મિલકતને આવી યુવાવસ્થામાં છોડી જનારની હિમ્મતનાં વખાણ કરવાં કે તેને દોષ દેવો? પણ, પુરુષોને અને તારે વેર છે, એ તો હું ભૂલી જ ગઇ! પુરુષોનું કયું કામ તને સારું દેખાયું છે, કે જેથી તને આ પણ સારું લાગે?" આમ બોલી રાગિણી હસવા લાગી.

"તું ગમે તે કહે, પણ ભય્યાસાહેબનું આ પગલું સારું ન જ કહેવાય."

"ભલે સારું નહિ કર્યું હોય, પણ તેમાં બીજા કોઇને નુકસાન તો નથી થયું ને?"

"ઠીક, બ્હેન! જો ખોટું લાગતું હોય, તો હવે હું નથી બોલતી! પતિએ પોતાની પત્નીને આવી જ રીતે છોડીને ચાલ્યાં જવું, એમ કહેવરાવવાની તારી ઇચ્છા હોય તો કહું! તું કહે છે કે, એમણે કોઇનું નુકસાન નથી કર્યું, પણ તેમના જવાથી તને નુકસાન શું ઓછું થયું છે? વૈધવ્યદુઃખ દીધું, હવે તેથી વધારે કયું દુઃખ દેવાનું બાકી છે?"

"મને તો એ નુકસાન જરા પણ લાગતું નથી. જતી વખતે મને કહ્યું હતું, કે 'તારું મન વધારે શુદ્ધ કરજે! મનમાંના પાપવિચારોનું નિયમન કરજે! અને હું પણ મારાથી બને તેટલો તેમ કરવાને પ્રયત્ન કરું છું. આવો ઉપદેશ આપી મારું મન પવિત્ર કર્યું, જેથી તેમણે મને નુકસાન કર્યું કેમ કહેવાય! ઇશ્વિરભક્તિનો તેમણે માર્ગ બતાવ્યો, એ પણ નુકસાન કર્યું, એમ તારું કહેવું છે?"

"તારી ભય્યાસાહેબપર આટલી ભક્તિ છે, તો હું શા માટે તેમની વિરૂદ્ધ બોલું? સાધ્વી સતીની પતિ ઉપર આવી જ ભક્તિ હોવી જોઇએ. અન્તઃ-કરણપૂર્વક આવી ભક્તિ ન હોવાછતાં માત્ર લોકલજ્જાથી જ તું પુનર્વિ—"

"જો મારા મનમાં પુનર્વિવાહ કરવાનો વિચાર આવશે તો હું લોક-લજ્જાથી જરા પણ ડરીશ નહિ. મને હાલ તો એવી ઇચ્છા જ થતી નથી!"

"શું તું આ બધું ખરું જ કહે છે? સુખોપભોગના વિચાર તારા મનમાં કદિ પણ નથી આવતા? પુનર્વિવાહ કરવાની ઇચ્છા તારા દિલમાં કદિ પણ ઉદ્દ્ભવતી જ નથી?"

"કેવા સવાલ પૂછે છે તું બેન? આવા વિચાર ક્ષણ માત્ર તો મનમાં આવવાના જ. હું કાંઈ સીતા સાવિત્રી જેવી–"

"તારા બોલવા ઉપરથી મને એમ લાગ્યું કે તું પણ તેવી જ છે. તેથી જ મેં તને પૂછ્યું."

"તેવા વિચાર કદાચ મનમાં એકાદ વાર આવે, તો તેથી શું કંઈ પુનર્વિવાહ કરાય છે! મને તો તેવી ઇચ્છા જ થતી નથી. તેમને હું ભૂલી ગઈ હોઉં તો ને? જાણે હજી તેઓ જીવતા હોય તેમ તેમની મૂર્તિ મારી નજર સામે હરઘડીએ ઉભી થાય છે. કોઈ વખત તો હું ઠગાઉં પણ છું! કોઈ વાર મનમાં એવું લાગે છે કે જાણે નદીમાં પ્રાણત્યાગ થયો જ નથી, અને હજી એ જીવતા જ છે. વળી એમ પણ લાગે છે કે તેઓ મારી આગળ આવી મારી ક્ષમા માગી રહ્યા છે! પણ બેન! બીજી જ ક્ષણે ખબર પડે છે, કે એ બધો ભ્રમ છે, ભાસ છે અથવા સ્વપ્ન છે. મારું ક્યાંથી એવું સદ્દ્ભાગ્ય હોય કે—?"

આટલું બોલતાં બોલતાં ઉત્તરાને ખભે માથું ટેકવી તે રોવા લાગી. જેથી ભય્યાસાહેબ ઝાડ ઉપરથી જ બોલ્યાઃ "રાગિણી! આ રહ્યો હું; હું જીવતો જ છું, અને તારી ક્ષમા માગવા જ આવું છું!"

આ શબ્દો સાંભળતાં જ તે બન્ને ગભરાઇ ગઇ, અને આમતેમ જોવા લાગી. ક્ષણવારમાં જ રાગિણી અને ઉત્તરાનું ધ્યાન ઝાડપર બેઠેલા સંન્યાસી ભય્યાસાહેબ તરફ ગયું, જેથી ઉત્તરા 'ભૂત! ભૂત!' કહી બૂમો પાડવા લાગી. રાગિણી પળવાર સ્થિર થઇ ઉભી રહી, પણ ઉત્તરા જ્યારે બ્હીકથી દોડવા લાગી અને તેને પણ સાથે ખેંચવા લાગી, ત્યારે રાગિણીના મનમાં પણ બ્હીકે વાસ કર્યો અને તે પણ સાથે દોડવા લાગી.

સમય સૂર્યાસ્તનો હોવાથી આસપાસ કોઇ જણાતું ન હતું. આકાશમાંનાં વાદળાં ઉડતી ધૂળથી ઘેરાયલાં જણાતાં હતાં. તે સમયે દશ હાથ નજીક આવેલું માણસ પણ ઝાંખું અને ઉભી છાયા જેવું દેખાતું હતું. આવા સમયે ભય્યાસાહેબ ઝાડપરથી નીચે ઉતરી તેમની પછવાડે દોડવા લાગ્યા, તેથી ભૂત પછાડી પડ્યું છે, એમ તેમને લાગ્યું. દોડતાં દોડતાં ઠોકર વાગવાથી તે બન્ને નીચે પડી, પણ ઉઠીને ફરીથી તે બન્ને દોડી, દોડતી દોડતી તેઓ અર્ધએક માઇલ દૂર આવેલા એક 'ટોલ'ના નાકા પાસે પહોંચી ગઇ, અને ત્યાંજ થોભી અને ગભરાતે હૃદયે શ્વાસ લેતી પાછળ જોવા લાગી.

આ તરફ ભય્યાસાહેબે ડાળીપરથી ઉતાવળે ઉતરતાં છેવટે ઉત્સુકતા વધવાથી નીચે ભૂસ્કો માર્યો. ઝાડ ઉપરથી મારેલા ભૂસ્કાથી તેમનો પગ

ઉતરી ગયો. છતાં પણ તે પોતાની પ્રિય પત્ની પાછળ દોડવા લાગ્યા; પણ એક જ મિનિટમાં આગળ ચાલતાં તેમનો પગ વધારે દુખવાથી તેમને નીચે બેસવું પડ્યું! 'રાગિણી! રાગિણી!' એવી બૂમો લાજશરમ છોડીને તે મ્હોટેથી પાડવા લાગ્યા. પણ આ બૂમો સાંભળવાથી તો તેઓ બન્ને વધારે ગભરાઈ અને વધારે જોરથી દોડવા લાગી.

પત્ની પાછળ દોડવાનું મૂકી દઈ ભય્યાસાહેબ 'હવે શું કરવું?' તેનો વિચાર કરવા લાગ્યા. વિચાર કર્યા છતાં 'ઉત્તરા અને રાગિણી અહીં આવી કેવી રીતે, એ સવાલનો નીવેડો પહેલાં આવી શક્યો નહિ.' 'યાત્રા માટે કદાચ આવી હશે,' એવો વિચાર કરી તેમણે મનને મનાવ્યું. સાધકબાધક કારણોનો વિચાર કરી નિશ્ચય કર્યો કે, 'ગામમાં જઈ તેમનું ઘર શોધી કાઢવું, રાગિણીની ક્ષમા માગવી, અને યોગાભ્યાસને તિલાંજલિ આપવી,' અને સ્વસ્થ ચિત્તે ત્યાં જ બેસી પોતાનો પગ તે તપાસવા લાગ્યા. સ્ત્રી આગળ દોડે, અને પતિ તેને 'ઉભી રહે, ઉભી રહે,' એમ કહેતો તેની પાછળ દોડે, એવું, નાટકમાં શોભે એવું, ફારસ આજે બન્યું, એ વિચાર આવતાં તેમને હસવું આવ્યું. અને પછી તો મૃચ્છકટિક નાટકના 'મા દોડ દોડ તું નારી' એ ગાયનનું સ્મરણ થઈ, પોતે કરેલી દોડાદોડ કેટલી હાસ્યસ્પદ હતી એનો વિચાર મનમાં આવવાથી તેમણે વિનોદપૂર્ણ હાસ્ય કર્યું. તેમની આ વિનોદી વૃત્તિ ક્ષણિક જ રહી. તે સમય શું હાસ્યવિનોદ સુઝાડે એવો હતો? ફરીથી તે ઉદાસ થયા, અને રાગિણી પાસે પહેલાં જવું, કે પ્રિયબ્રહ્મસ્વામીને દર્શને જવું, એનો તે વિચાર કરવા લાગ્યા. "હવે જ્યારે રાગિણીને દુ:ખ તો થએલું જ છે, ત્યારે એક વાર પ્રિયબ્રહ્મસ્વામીનો શો મત છે, તે તો જોવું જોઈએ! એટલે પછી મનમાં શંકા કાંઈ ન રહે, અને બ્રહ્મજિજ્ઞાસાનું ફરીથી નામ પણ કાઢવાનું મટી જાય! હમણાં જ રાગિણી પાસે જાઉં, અને ફરીથી પ્રિયબ્રહ્મસ્વામી પાસે જવાની ઈચ્છા થાય, તો પાછું પહેલાંની માફક ધર્મપ્રેમ, અને પ્રેમધર્મનું હૃદયમાં યુદ્ધ થવા લાગશે, અને મન અસ્થિર થશે; તેના કરતાં હમણાં જ એક વાર પ્રિયબ્રહ્મસ્વામીની પરીક્ષા કરી લીધી હોય અને તે પણ ખોટા નીકળે, તો પછી ઈશ્વરનું, યોગનું અને ધર્મનું ફરીથી નામ લેવાનું ન રહે!" આવો વિચાર કરીને તે પ્રિયબ્રહ્મસ્વામીની શોધ કરવાની ઈચ્છાથી, ધીમે ધીમે, લંગડાતે પગે ચાલતા, ગંગોત્રીની ધર્મશાળામાં ગયા.

ભય્યાસાહેબ! રાગિણીને છોડી ફરીથી જાવ છો? હવે તમને શું કહીએ? હવે પછી રાગિણીને પુનર્વિવાહ કરવાની જો કદાચ ઈચ્છા થાય, તો દોષ તેનો કે તમારો? કે દેવનો કે દૈવનો? બાકી અમારૂં કહેવું તમારે કાને થોડું જ ઉતરવાનું છે? ઈશ્વરની મરજી હશે, તેવું જ થશે; એમ કહી બેસી રહીએ, એટલે થયું.!

---

## ચતુર્દશ પરિચ્છેદ

### સ્નેહીઓના સંવાદ

"કહે છે કે બોધસ્વરૂપસ્વામી કોઇક ઠેકાણે જતા રહ્યા!" ભાઉસાહેબ બોલ્યા: "તેમને એક વાર મળીને ભય્યાસાહેબ વિષે કાંઇક પૂછવાનો વિચાર હતો; પણ આજ સવારે આપણા ગોરે કહ્યું કે તે તો ગઈ કાલે જ ક્યાંક ગુમ થઈ ગયા!"

નાનાસાહેબે પૂછ્યું: "કેમ ગુમ થયા?"

"અરે સ્વામીઓની વાત જ ન પૂછશો. મનમાં આવે એટલે ગુમ થઈ જાય! કાલે રાગિણીને ભય્યાસાહેબના જેવો અવાજ સંભળાયો અને તેમના જેવી આકૃતિ પણ દેખાઇ, એ શું બતાવે છે?" ભાઉસાહેબે કહ્યું.

"એકાદ બાવો ઝાડ પર બેઠો હશે. રાતને વખતે બન્નેને એકલી બહાર નીકળેલી જોઇને ભૂતનો વેષ લઈ તેમની પાસેથી પૈસા કઢાવવાનો તેનો ઇરાદો હશે; બીજું શું?" નાનાસાહેબે ખુલાસો કર્યો.

"નહિ રે તેમને તેવો ભાસ થયો હશે! આપણા મનમાં જે હોય છે, તેવો જ ભાસ આપણને ઘણીયે વાર થાય છે!"

"હશે, એમ પણ હશે, કાલથી એમને એકલી, કોઈ સાથે ન હોય તો, સાંજને વખતે ફરવા ન મોકલવી જોઇએ. ગમે એટલી ઉમ્મરે મોટી હોય, તો પણ આખરે તો સ્ત્રીઓ જ ને?"

"નાનાસાહેબ! આપણે આ છોકરીઓને આટલી ભણાવી ગણાવી પુરુષો વચ્ચે બેસવાની, વાદવિવાદ કરવાની અને હરવાફરવાની છૂટ આપી છે, તે સારું છે કે ખોટું, એવી મને હમણાંહમણાંમાં શંકા આવવા લાગી છે!"

"કેમ, કાંઈ વિશેષ બન્યું છે કે શું?"

"ના, વિશેષ કાંઈ નથી, મારું મન જ હમણાં હમણાંમાં સંશયગ્રસ્ત થવા લાગ્યું છે."

આ સાંભળી નાનાસાહેબ કાંઈ આગળ બોલવાના હતા પણ તે વખતે ઉત્તરા અને રાગિણી ત્યાં આવવાથી આ વાતચિત થોડી વાર માટે બંધ પડી. તે બન્ને સખિઓના ગયા પછી પણ તે બન્ને પોતપોતાના વિચારમાં જ કેટલીક વાર સુધી મૌન રહ્યા. રાતનો નવ વાગ્યાનો સુમાર હતો. તે બન્ને ચાંદનીમાં એક બેઠક બિછાવી અને ઓશિકાં મૂકી આડા પડ્યા હતા. મે મહિનામાં આપણી તરફ તો બહુ ઉકળાટ થાય છે; પણ તે બન્નેએ તે વખતે ગરમ કપડાં પહેર્યાં હતાં. હિમાલયમાંના મધ્યવર્તી ગિરિગ્રામ(Hill-Station)માં મે મહિનામાં પણ રાત્રે ઉઘાડા બેસી શકાય એમ નથી હોતું. ત્યાં ટાઢ એટલી પડે છે, કે તે

વખતે બહાર બેસવાનું મન પણ ન થાય. આ વિજયગામવાસી શોખીન મંડળ ગરમ કપડાં પહેરી બહારની શાંત ચંદ્રપ્રભાની શોભા જોતું ગપ્પાં હાંકવા ઘણી વાર બેસતું! તેમાંના કોઇને પણ બીડીનું વ્યસન નહોતું; પણ આવે વખતે નાનાસાહેબ વગેરે પુરુષો જાણી જોઇને બીડી કે સિગારેટ્સ મંગાવી ધૂમ્રપાન કરતાં આડીઅવળી વાતો કે વિવાદ કરવા બેસતા.

ઉપર જણાવ્યા પ્રમાણે તે દિવસે, અથવા તે રાત્રે તેમની થોડીક વાર સુધી ધૂમ્રપાન સાથે આડી અવળી વાતો થઈ પછી તે બન્ને જણા પોતપોતાના વિચારમાં મગ્ન થઈ ગયા. તેમનાં મનમાં તે વખતે શું ચાલી રહ્યું હતું, તે આપણે કેમ કળી શકીએ? કદાચ તેઓ તે વખતના તે શુભ્ર અને શાંત ચંદ્રપ્રકાશ વિષે કે તે વખતના ભવ્ય અને ઉદાસ દેખાવ વિષે વિચાર કરતા હશે; યા તો તેમને તેમના વિજયગામનું, ત્યાંના ઉનાળાનું અને ઉકળાટનું કે ત્યાંના મિત્રોનું સ્મરણ થયું હશે; કે, તે બંને પોતપોતાની કન્યા વિષે વિચાર કરતા હશે; પોતે છે ક્યાં, ક્યાં જાય છે, પોતાનું વર્તન કેવું છે અને પોતાની કન્યાઓને શિક્ષણ આપીને પોતે સમાજબંધનો કેવાં તોડ્યાં છે, આ પ્રકારના વિચાર કદાચ તેમના મનમાં આવી જતા હશે; અથવા તે, વિરોધપૂર્ણ, શાંત, ભવ્ય, રમ્ય દેખાવ ઉપરથી 'આ દેખાવ અને આ સૃષ્ટિ કોણે, કયારે, શા માટે અને કેવી રીતે બનાવ્યાં હશે,' આ પ્રકારના તર્કવિતર્ક પણ થતા હશે; અથવા તે અર્ધસુસ્તીના વખતે કદાચ આ સર્વ વિચાર અને તેથી સૂચિત બીજી અનેક ક્રમસંગતિહીન કલ્પનાઓ, આકાશમાં શાંત રીતે ભ્રમણ કરનારા મેઘની માફક, તેમના મનઃપથમાં આવી રહી હશે; અગર તે વખતે તેમના મસ્તક ઉપર ભ્રમણ કરનારાં ચામાંચિડીઆંની માફક તેમના મનઃપથમાં તેમાંની કેટલીક કલ્પનાઓ એકાદ વિચારની આસપાસ ભ્રમણ કરતી હોય, ગમે તેમ હો, પણ એટલી વાત ખરી, કે બે અઢી કલાક પછી જાણે ભાઉસાહેબને કોઇએ ચૂંટી ખયણી હોય તેમ તે એકદમ ચમક્યા. વિદ્યુત્-યંત્રમાંની વિજળીનો થોડોક ધક્કો લાગવાથી શરીર જેવું થાય છે, તેવી જ તેમના મનને તે વખતે કોઈ પણ કારણથી ચેતના મળેલી હોવી જોઇએ. તેઓ નાનાસાહેબને પ્રસ્તાવના વગેરે નહિ કરતાં એકદમ જ ગંભીર-તાથી કહેવા લાગ્યાઃ "નાનાસાહેબ! આપણે આપણી કન્યાઓને જે સ્વ-તંત્રતા આપેલી છે, તેનું પરિણામ ખોટું તો નહિ આવેને? સ્ત્રીઓને હમણાં મળે છે તે કરતાં વધારે શિક્ષણ અને વધારે સ્વતંત્રતા મળવાં જોઇએ, આ સામાન્ય તત્ત્વો ઠીક જ છે; પણ રાગિણીને મેં જે સ્વ-તંત્રતા આપી છે, તેને બહાર ફરવાની, પુરુષો સાથે બોલવા ચાલવાની—"

"તમારા કહેવાનો ભાવાર્થ હું સમજ્યો. મને પણ હમણાંહમણાંમાં ઉત્તરા વિષે એવી જ ચિંતા થાય છે."

"મારું મન વખતે શંકાશીલ હશે, પણ સ્ત્રીઓનું મન ક્યારે કોની ઉપર ઢળશે, અને તે શું કરશે–"

"તમારી રાગિણી સુશીલ છે, સાત્ત્વિક છે, ધર્મનિષ્ઠ છે, સુજ્ઞ છે, વગેરે વાતો કહીને તેને વિષે શંકા ન આણવાનો હું તમને ઉપદેશ કરી શકીશ; પણ આ ઉપદેશ ઉપલકીઓ છે, કારણ મારું પોતાનું જ મન ઉત્તરા વિષે તમારા જેટલું જ સાશંક થયું છે."

"મારી કદાચ ગેરસમજ થઈ હશે; પણ તમારા ચીનુભાઈબાડીઆ વિષે મારો સારો અભિપ્રાય નથી."

"તેમના સ્વભાવમાં ઉદારતા વગેરે વિશેષ નથી; તદ્દન વ્યાવહારિક અને ઐહિક દૃષ્ટિવાળા તેઓ જણાય છે. તેમનું મન અમારી ઉત્તરા ઉપર હોય એમ મને હમણાં હમણાંમાં શંકા આવે છે. તે ઘણા સ્પૃહણીય જમાઈ છે, એમ નથી; પણ ઉત્તરાને તે પસંદ હોય તો કંઈ વાંધા જેવું નથી, પણ ઘણું કરીને તેને તે ગમશે જ નહિ."

"તેનો કંઈ નિયમ ન કહેવાય! 'स्त्रीयश्चरित्रं पुरुषस्य भाग्यं देवो न जानाति कुतो मनुष्यः' સ્ત્રીઓનાં મનની ખાતરી કોઈ નહિ આપી શકે!" ભાઉસાહેબ બોલ્યા.

"એમાં કંઈ અર્થ નથી!" નાનાસાહેબ આવેશથી બોલ્યા: "પુરુષ જાતિએ સ્ત્રીજાતિની કરેલી આ નિંદા છે. એમાં સત્યાંશ બિલકુલ નથી! મારી તો લગભગ ખાતરી જ છે, કે મારી ઉત્તરાને ચીનુભાઈ કંઈ પસંદ પડવાના નથી. મને શંકા આવે છે, તે તમારા આનંદરાવ વિષે. 'શંકા' એટલે કંઈ ખોટી નહિ! ઉત્તરા જેવી કે રાગિણી જેવી સુસંસ્કૃત કન્યાઓને પ્રિય થાય એવો જ તે છે. તે શ્રીમાન નથી, તો પણ તેનો આનંદી, ઉદાર અને નિષ્કપટ સ્વભાવ ગમે તે સ્ત્રીનું મન આકર્ષી લે."

"મને પણ તેમ જ લાગે છે! તે ઘણો બોલનારો નથી, છતાં તેનું તે માર્મિક હાસ્ય, ઉત્તમ વક્તૃત્વ કરતાં પણ વિશેષ મોહક છે. આપણા વિવાદમાં તે જો કે ઘણું નથી બોલતો, તો પણ આપણે કરેલા હાસ્યકારક વિધાનો સાંભળીને તેના જેવો આનંદ કોઈને જ થતો નહિ હોય. એકાદ વાર પ્રસંગાનુરૂપ સમયોચિત કહેવત કે સુભાષિત બોલે, એટલે તે સાંભળી તેને જે આનંદ થાય છે, તે શબ્દ દ્વારા નહિ, પણ તેની મુખચર્યા ઉપરની મધુર હાસ્યલહરીઓથી વ્યક્ત થાય છે. રાગિણી અને તેની વચ્ચેનો બંધુભગિનીપ્રેમ તેવો જ રહેશે કે પ્રેમનું બીજું કંઈ સ્વરૂપ થશે, તે કંઈ સમજાતું નથી!"

"બીજું સ્વરૂપ થાય, તો તેમાં બગડ્યું શું? મને જો તે જમાઈ મળે તો હું તેને મારી ઉત્તરા આપું એટલું જ નહિ પણ મારી બધી મિલકત પણ સાથે આપી દઉં!"

"હું પણ તેમ કરવા તૈયાર છું. રાગિણીને જો પુનર્વિવાહ કરવો હોય, તો તેમના વિવાહને માટે હું આજે જ તૈયાર છું, પણ તેમનો આ પ્રેમ જાહેર થતાં પહેલાં જ જો કંઈ ભળતુંસળતું તેમની વચ્ચે–"

"Nonsense! મ્હોંમાં આવે છે તેમ બોલ્યા જ જાઓ છો! રાગિણી વિષે આ શંકા લેશો જ નહિ! વળી આનંદરાવ પણ તેવો નથી."

"મને પણ એમ જ લાગે છે. પણ આ શંકા આવે, એટલે પછી બધા વિચાર બાજુએ રહી જાય છે, અને હું ગભરાઇ જાઉં છું નાના-સાહેબ! રાગિણી જો જન્મી ન હોત, તો ઠીક થયું હોત, એમ મને લાગે છે. જેની યુવાન દિકરી વિધવા થાય તે પિતાના હૃદયમાં શું શું યે થતું હશે, તેની તમને કલ્પના નથી. તેને પુનર્વિવાહ કરવાનું કહીએ, તો એ ખોટું, ન કહીએ તો ભળતું જ પરિણામ આવે, અને–"

ભાઉસાહેબે એ વાક્ય પૂરૂં કર્યું નહિ. ચહેરો ખિન્ન થતાં તેમની આંખમાંથી એક બે અશ્રુબિન્દુ પડ્યાં, અને તે વધારે ખિન્ન અને અનુ-કંપનીય દેખાવા લાગ્યા.

"This is morbid!" નાનાસાહેબ તેમનું સમાધાન કરવાના હેતુથી બોલ્યાઃ "ભાઉસાહેબ,! તમારાથી હું આઠ દસ વર્ષે મોટો છું; પણ તમે મારા પહેલાં જ વૃદ્ધ થયા છો, અને તમારી શંકાશીલ વૃત્તિ અને અનુદારતા એકાદ ઘરડા માણસ કરતાં પણ વધારે છે. તમારી ઉમ્મરને આટલી અનુદાર બુદ્ધિ ન શોભે. 'આખું જગત લુચ્ચું અને પાપી છે, બધી સ્ત્રીઓ અનાચારી છે,' એવા વિચારો ઘડપણમાં આવવાના જ છે; પણ તમારી આ ઉમ્મરમાં રાગિણી જેવી પોતાની કન્યાને–"

"તમે કહો છો તે બધું હું સમજું છું; પણ રાગિણીની મને બ્હીક લાગે છે, તેને હું શું કરૂં? તે એટલી સારી છે, તેથી તો મને તેની વધારે ફિકર થાય છે!"

"ભાઉસાહેબ! તમારા મનમાં આવા વિચારો આવે એ સ્વાભા-વિક જ છે. મારા મનમાં પણ ઉત્તરા વિષે એવા વિચારો આવે છે; પણ હું તમારા જેટલો કોમળ મનનો નથી. હું પ્રયત્ન કરી આ કુકલ્પ-નાઓને દાબી દેઈ શકું છું. 'મેં તેને સારૂં શિક્ષણ આપેલું છે, હવે તેનું નશીબ તેની સાથે,' એવો વિચાર કરી–"

"તેનું નશીબ તેની સાથે એમ કહ્યે મનનું સમાધાન થતું નથી, તેને શું કરવું? મારા મનમાં જ્યારે કુકલ્પનાઓ આવવા માંડે છે, ત્યારે હવે જીવવું કે મરવું, એવું મનમાં થાય છે. જે જગતમાં ચારિત્ર્ય નથી તે જગતમાં જીવીને શું કરવું છે? જે જગતમાં રાગિણી જેવીનો ભરોંસો નથી તે જગત છોડેલું જ સારું; બીજું શું? જગતમાં સદાચાર, નીતિમત્તા, પાવિત્ર્ય છે કે જગતમાં માત્ર જીવનકલહ જ ચાલે છે અને જે તે

પોતપોતાના સુખ માટે જ ગોથાં ખાય છે, અને પવિત્રતા, ધર્મનિષ્ઠા, અથવા એકપત્નીત્વ આ બધાં લોકોને કહેવા પૂરતાં જ શાબ્દિક તત્ત્વો છે? જગતમાં આખરે સત્યનો જય થશે કે અસત્યનો? સ્વાર્થત્યાગ કરીને સદાચારથી રહેનારાઓનો, કે સ્વેચ્છાથી આચરણ કરી મોજ-મઝા ભોગવનારાઓનો? ધર્મ, પવિત્રતા, સદાચાર આ જો કેવળ શાબ્દિક તત્ત્વો જ હોય તો પછી સ્વાર્થત્યાગ, કર્તવ્યનિષ્ઠા, પાતિવ્રત્ય– આ બધાં મૂર્ખતાનાં જ લક્ષણો સમજવાં? આ વિચાર આજે મારા મગજમાં આવ્યાં કરે છે અને હૃદયમાં અન્તઃકલહ મચી રહ્યો છે, જેનાથી આજે હું ઘણો જ કંટાળી ગયો છું, અને એમ જ થાય છે કે આ 'બુદ્ધિ' પરમેશ્વરે મને આપી ન હોત, તો ઘણું જ સારૂં થાત.

"મનુષ્યમાત્રને વિચારશક્તિ, સ્મૃતિ વગેરે બાબતો ઈશ્વરે આપેલી હોવાથી તે વધારે દુઃખી થાય છે. કસાઇને હાથે ઘડી પછી જેનું ગળું કપાવાનું છે એવું બકરૂં સ્વચ્છન્દે આમતેમ ફર્યા કરે છે; પણ મનુષ્યને 'બુદ્ધિ' આપેલી હોવાથી તે કલ્પનામય દુઃખોની ચિંતા કરતો રહે છે. મનુષ્યને બુદ્ધિ ન હોત, તો તે પશુપક્ષીની માફક સ્વેચ્છાપૂર્વક વિહાર કરતો રહેત; બુદ્ધિનો અભાવ હોત, તો અભિમાન ન હોત, દ્વેષ ન હોત, પાપ-પુણ્યની કલ્પના નહોત અને ભવિષ્યમાં આવનારાં દુઃખોની ફિકર પણ ન હોત; અને ગત દુઃખોનું સ્મરણ પણ તેને રહ્યું ન હોત."

"આ તમારૂં કહેવું વિચારણીય છે, પણ તમે તમારું પોતાનું જ્ઞાન છોડી અને પાપપુણ્યની કલ્પના કર્યા સિવાય પશુની માફક રહેવાને કદિ પણ તૈયાર થશો ખરા કે?"

"આપણામાં બુદ્ધિ છે, તેથી પશુની માફક રહેવાનું ઠીક નથી લાગતું. બુદ્ધિ જ ન હોત, તો આ સવાલ જ રહ્યો ન હોત, ને આપણું જીવન અન્ય પશુપક્ષીઓ પ્રમાણે બેફિકર અને આનંદી રહ્યું હોત."

"અન્ય પશુપક્ષીઓની માફક રહેવાની તમારી ખરેખર ઈચ્છા છે? જો ખરેખરી ઈચ્છા હોય તો વાત જૂદી! ન હોય, તો બુદ્ધિ અને જ્ઞાન સાથે પ્રાપ્ત થનારૂં દુઃખ ભોગવવાને પણ તૈયાર રહેવું જોઇએ."

"તૈયાર ન હોઇએ તો કયાં ચાલે એવું છે? આપણી ઈચ્છા હો કે ન હો, પરમેશ્વર ચાહે તે તરફ આપણને ભવસાગરમાં લઈ જાય છે અને મરજી પ્રમાણે ગોથું ખવરાવી, ડુબકીઓ મરાવી, ખારૂં પાણી પીવડાવી, આંખકાનમાં તેનો પ્રવેશ કરાવી, આપણને તે રડાવે છે અને છેવટે આપણને ઉપરથી દાબીને ડુબાડી દે–"

"તમે આજે ઘણા જ ઉદાસ અને નિરાશ થયા છો. તમને આજે આખું જગત દુઃખમય અને પાપપૂર્ણ દેખાય છે. પણ જગતમાં પાપ અને દુઃખ હોય, તો પણ એકંદર રીતે સમષ્ટિરૂપે કંઈ ખોટું નથી. આપણું મન શુદ્ધ અને સાત્ત્વિક હોય, તો જગતમાં ઘણો આનંદ–"

"જગતમાં આનંદ વિશેષ છે, ઈશ્વર પોતાના ભક્તોનો રક્ષક છે, સત્યનો જ છેવટે જય થાય છે, પાપ ઘણું થાય, એટલે ઈશ્વર અવતાર લે છે, વગેરે ધર્મવચનો કથા કહેતી વખતે અથવા હરિકીર્તન કહેતી વખતે બરોબર શોભે એવાં છે! પરંતુ જેનું હૃદય મારી માફક દુ:ખાગ્નિથી દગ્ધ થયું છે, જેની પત્ની પતિને મૂકી મૃત થઈ છે, જેની કન્યા વિધવા થઈ છે, અને તેનાં દુ:ખ તરફ જેને દરરોજ જોવું પડે છે; તેને તમારાં આ ધાર્મિક આશ્વાસનો ઉપલકીઆં જ લાગશે. ઈશ્વર જો સજ્જનોનો પાલક છે, તો રાગિણીને તેણે આ સ્થિતિમાં કેમ આણી મૂકી? તેણે એવું કયું પાપ કર્યું છે? 'सत्यमेव जयते' એ જ જો ખરૂં હોય તો લુચ્ચા–બદમાશ લોક પૈસાદાર કેમ? અને સત્યવચની લોક કંગાલ કેમ?"

"આ આશ્વાસનો આપણા જેવાને હમ્મેશાં ઉપલકીઆં જ લાગશે; કારણ આવી વાતો તર્કથી કદિ પણ સિદ્ધ કરી શકાવાની નથી. 'सत्यमेव जयते' આ વાત તર્કથી અને અનુભવથી સિદ્ધ કરી આપવી, એ શક્ય જ નથી! જગતમાં આજ સુધી અનેક પાપી અને હરામી લોકોને જય મળેલો છે; અનેક નીચ લોકો પૈસાદાર થયા છે અને તેઓ દીનજનો ઉપર જુલમ ગુજારે છે; અનેક સજ્જનો ઉપર આપત્તિઓ આવી પડે છે અને દુર્જનોનું તેમને દાસત્વ પણ કરવું પડે છે. પૂર્વકાળના અનેક બલવાન રાજાઓએ બીજાં બલહીન રાજ્યો ઉપર સ્વારી કરીને તે રાજ્યોને પાદાક્રાન્ત કરી નાંખ્યાં છે; અનેક રાષ્ટ્રો પોતાની તલવારના બળે આજે પણ કરોડોની પ્રજાઓને ગુલામીમાં રાખી શક્યાં છે; આ સર્વ જગજાહેર હોવા છતાં 'सत्यमेव जयते' એમ છાતીએ હાથ ઠોકી કોણ કહેશે? એક પળ માટે આપણે આ બાબતો ભૂલી જઈએ, અને એમ ધારીએ કે આજ સુધી પૃથ્વીની સપાટી ઉપર કોઈ પણ ઠેકાણે અને કોઈ પણ વખતે પાપનો અને અસત્યનો વિજય થયો નથી; આજ સુધી જ્યાં ત્યાં સત્ય જ વિજયી નીવડ્યું છે, તો પણ ભવિષ્યમાં સત્યનો જ જય થશે, એ અનુમાન તર્કથી સિદ્ધ કરી શકાશે નહિ. જગતના આરંભકાળથી હિમાલય ઉપરનો આ મોટો ખડક અહીં જ પડી રહેલો છે, છતાં એક પળ પછી તે અહીંઆં જ રહેશે એવી તમારી ખાતરી છે? તર્કદૃષ્ટિથી સત્યનો જય થયા વિષેના લાખો, કરોડો દાખલા નિષ્ફળ ઠરે છે, કારણ ન્યાયશાસ્ત્ર પ્રમાણે કરેલું અનુમાન દાખલાની સંખ્યા ઉપર બિલકુલ આધાર રાખતું નથી. દસ છોકરાન માથા ઉપર કાળી ટોપી હોય એટલે અગિયારમા છોકરાના માથા ઉપર પણ કાળી જ ટોપી હોવી જોઇએ, એ અનુમાન ભૂલભર્યું નીવડશે. પહેલા સો છોકરા પાસ થયા, એટલે એકસો એકમો નંબર પણ પાસ થશે, એવું નથી. શહેરમાંના માણસોની ગણતરી કરતી વખતે પહેલી બે ત્રણ શેરીમાંનાં દસ હજાર માણસો હિન્દુ હોય, એટલે તેમની પછીની શેરીના લોક પણ ખાત્રીથી હિંદુ જ હોવા જોઇએ એવું નથી."

"આજે તો તર્કશાસ્ત્ર ઉપર આપ વ્યાખ્યાન આપી રહ્યા હો એમ જણાય છે?" ભાઉસાહેબ મંદ સ્મિત કરી બોલ્યા.

"વ્યાખ્યાન હોય કે ન હોય પણ તમારું ઔદાસીન્ય તો કાઢી નાંખ્યું ને? તમે જરા હસ્યા, એ જોઇ મને આનંદ થયો."

"તમારા તર્કશાસ્ત્રમાંના દાખલા પૂરા થયા, એ જોઈ મને પણ આનંદ થાય છે, અનુમાનનો સંખ્યા ઉપર આધાર નથી, એ બતાવવાને આટલા દાખલા શું કરવા છે? સત્યનો વિજય થયાના લાખો દાખલા હોય, તો પણ તે પછી તેનો જ જય થવાનો છે એમ નથી, એ હરકોઇ કબૂલ કરશે. આજ સુધી દૈત્યોનો પરાજય થઈ દેવોનો જ જય થયો, એ કબુલ કરીએ તે છતાં હવે પછી દૈત્યો જ શા ઉપરથી જોર પર નહિ આવે? બાકી ખરું જોઇએ તો જે આપણે ધાર્યું તે જ ખોટું છે. મને લાગે છે, કે જગતમાં દૈત્ય જ વધારે યશસ્વી થાય છે! પુરાણમાં કહ્યા પ્રમાણે દેવોનો જ છેવટ વિજય થશે, એ કહેવું પુરાણમાં જ યોગ્ય છે. સત્ય અને સદાચારનું જગતમાં સામ્રાજ્ય નથી એ અનુભવસિદ્ધ છે, તો પછી સત્ય શા માટે બોલવું? અને સદાચારથી પણ શા માટે વર્તવું? ધર્માચરણ કરનારા લોકો આ દૃષ્ટિથી શું મૂર્ખ નથી ઠરતા?"

"તમારા આ ઉદાસ વિચારોનું તર્કથી કાંઈ સમાધાન થવાનું નથી. સદાચરણપ્રીતિ તર્કથી કોણ અને કેવી રીતે ઉત્પન્ન કરી શકશે? સજ્જનને પવિત્રતા જે પ્રિય હોય છે, તે કેમ હોય છે તે તે પોતે પણ કહી શકશે નહિ. સારા માણસ ઉપર ગમે તેટલાં સંકટો આવી પડે, તેને ગમે તેટલું દુઃખ સહન કરવું પડે, કેટલોએ જુલમ સહેવો પડે, તેની વર્તમાન સ્થિતિ ગમે એટલી કષ્ટપ્રદ અને નિરાશાપૂર્ણ હોય, અને ભવિષ્યકાળ ગમે એટલો ભયંકર અને આપત્તિગર્ભ હોય, છતાં પણ તે પોતાનું સદાચરણ છોડશે નહિ! પણ આ કૃત્ય ડહાપણનું છે, એવું તર્કથી સિદ્ધ થશે તો જ હું આ રીતે વર્તીશ, એમ તે કદિ પણ કહી શકશે ખરો? જેનામાં સ્વભાવતઃ જ પાવિત્ર્યપ્રીતિ નથી, જેનું મન કોમળ નથી, જેને હૃદયમાં દયા નથી, તેને તમારા તર્કથી અને તાત્ત્વિક વિવાદોથી સદય, પુણ્યશીલ અને પરોપકારી કોણ બનાવી શકશે? જેના સદાચારને ભાવિ સુખની લાલચ હોય છે, અને જેને પાવિત્ર્યપ્રીતિ માટે તર્કના સર્ટીફીકેટની જરૂર લાગે છે તેની લાયકાત તેટલી જ સમજવી. મનુષ્ય સદાચારશીલ બને છે, તે તર્કના જોર પર નથી બનતો, પણ સ્વભાવની કોમળતા અને માનસિક ઉદારતા ઉપર; ઉપલકીઆ નૈતિક ઉપદેશથી નહિ, પણ ઘરનાં માણસોના, સન્મિત્રોના અને સદ્‌ગુરુના ઉદાર દાખલાથી; બાળપણથી પવિત્રાચરણપ્રીતિ ઉત્પન્ન ન થઇ હોય, અને સદાચરણની ટેવો ન પડી હોય, નાનપણથી સન્મિત્રસંગતિ

અને સદ્દગુરુસહવાસ ન હોય, તો તમારાં ધાર્મિક આશ્વાસનો અને નૈતિક કહેવતો, ઉપયુક્તતાવાદ (Utilitarianism) અને ડહાપણભર્યો સ્વહિતવાદ (Enlightened self-interest) આ બધાં લંગડાં થઈ પડશે, અને મનુષ્યનાં તર્ક અને સુખપ્રવૃત્તિ આગળ ગમે તે ધર્મબંધન ટકી શકશે નહિ. પાવિત્ર્યપ્રીતિ એ યુક્તિવાદ ઉપર આધાર નથી રાખતી, પણ તે યુક્તિવાદને અગોચર છે. તે તર્કસિદ્ધ નથી પણ તર્કાતીત છે. પાવિત્ર્યપ્રીતિ મનની કોમળતા ઉપર, સહૃદયતા ઉપર, ઉદાર મનોવૃત્તિ ઉપર, બાળપણથી મળેલા શિક્ષણ ઉપર અને બાળપણથી પડેલી ટેવો ઉપર છે. સદાચારી માણસને પાપાચરણ ખરાબ લાગે છે. તે કોઈ પણ પાપી કાર્ય નથી કરતો, કારણ તે કરતી વખતે તેને 'ખરાબ' છે એમ લાગે છે અને તે વાત યોગ્ય છે એમ તે યુક્તિવાદથી સિદ્ધ કરી શકશે.

"ઘણા દિવસથી ભાષણ આપવાનો અવસર આપને નથી મળ્યો, તેથી મારી આગળ આપ ભાષણ કરો છો કે શું, નાનાસાહેબ? અને બીજી ખૂબી એ છે કે તમે આજે તમારા યુક્તિવાદ (Reason)નો બધો આધાર છોડી દીધો હોય એમ દેખાય છે. તમારી સામાજિક સુધારણા તો આ તર્ક (Reason)ના જ જોર ઉપર ચાલી રહેલી છે! અને હમ્મેશાં હું તમારા તર્કની વિરુદ્ધ રહું છું; પણ આજે મને તર્કનો પક્ષ લેવાનું મન થાય છે! સદાચરણી મનુષ્ય પોતાના સદાચારનું સમર્થન યુક્તિવાદથી ન કરી શકે, તો તે વાત સમજ્યા પણ તેનું ચિત્ર સદાચારથી ડામાડોળ નહિ થાય કે? બાળપણમાં આપેલા ધર્મશિક્ષણથી, ઉદાર દાખલાથી અને બેળેબેળે પાડેલી ટેવોથી આવેલી સદાચાર પ્રીતિને 'યુક્તિ'નો જરા પણ આધાર નથી. આ વાત તે છોકરાની ધ્યાનમાં મોટપણે આવ્યા પછી, મહાદ્રવ્યલોભ કે કામમોહને પ્રસંગે તેનો સદાચાર થોડોક તો ડોલશે જ! 'પાપ કરીશ નહિ,' એવું ધર્મમાં કહેલું છે, સદ્દગુરુ પણ એવું જ કહે છે, લોકો પણ એવું જ કહે છે, અને મને પણ એવું જ લાગે છે, પણ લોકોના આ 'કહેવાને' અને મારા આ 'લાગવાને' બુદ્ધિનો—યુક્તિનો આધાર નથી, એવી ખાતરી થયા પછી, 'પાપ કરવું નહિ,' એ લોકોનું કહેવું ઉપલકીઉ અને ઢોંગથી ભરપૂર તો જરૂર લાગશે, અને મારૂં ધર્મભીરુત્વ પણ મને ઘેલછા જેવું જ જણાશે. મારા સદાચરણના ઉદાત્ત અને સુંદર કલ્પનાયુક્ત કિલ્લા, કાગળના બનાવેલા ક્ષણભંગુર તાબુતની માફક થોડી વાર પછી નદીમાં ડુબાડી દેવાની પણ મને ઇચ્છા થશે!"

"એમ થવાનો સંભવ છે ખરો; પણ તેનો ઉપાય શો?"

"એને માટે પણ ઉપાય છે, પણ તમે તે માન્ય નહિ કરો. તમે હમ્મેશાં યુક્તિવાદ ઉપર આધાર રાખો છો. તમને અમારૂં અંતઃસ્ફૂરિત જ્ઞાન-

(Intuition)નું તત્ત્વ માન્ય નહિ થાય. બાકી તમે આજે તર્ક-(Reason)ને અર્ધચંદ્ર આપી કાઢી મૂક્યું છે, એટલે અંતઃસ્ફૂરિત જ્ઞાન-(Intuition)ને કદાચ ઘરમાં આવવા દેશો!"

"તમારું આ 'અંતઃસ્ફૂરિત જ્ઞાન' એટલે દરેક મનુષ્યના હૃદયમાંની સદસદ્વિવેકબુદ્ધિથી ઉત્પન્ન થનારું જ્ઞાન જ ને? કે 'બર્ગસન' વગેરે તત્ત્વજ્ઞાનીઓનાં નવાં બચ્ચાંમાંનું આ એક છે?"

ભાઉસાહેબ બોલ્યા: "મારું એ કહેવું છે, કે જેને 'સદાચાર' જ શ્રેષ્ઠ' એવું પ્રત્યક્ષ ભાસે છે, માતાને જેવું બાળકપ્રિય લાગે છે તેવી જ રીતે પાવિત્ર્ય પ્રિયતમ લાગે છે; તેને તમારા તર્કની મદદની જરૂર જ નથી, અને તે તમારા તર્કના 'ભસવા' તરફ જરાએ ધ્યાન આપશે નહિ. 'અગ્નિ ઠંડો છે,' અથવા 'હમણાં આપણે અહીંઆં મનોહર ચંદ્રપ્રકાશમાં બેઠા નથી,' એવું તમે તાર્કિક હાથચાલાકીથી અથવા બુદ્ધિચાલાકીથી ભલે સિદ્ધ કરો, તો પણ 'અગ્નિ ઉષ્ણ છે,' એ વિષેની મારી ખાતરી તલભાર પણ ઓછી થશે નહિ. પ્રત્યક્ષ જ્ઞાન આગળ તાર્કિક અનુમાનને અને સંશયને કોણ પૂછે છે? 'ધર્માચરણ એ જ શ્રેષ્ઠ' 'સત્યનો જ જય' થશે, જગતમાં 'ઈશ્વર એ કોઇ સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને ન્યાયી જગચ્ચાલક છે' વગેરે બાબતોનું આપણને જો પ્રત્યક્ષ અનુભવથી જ ખાતરી હશે તો તે જ્ઞાન આગળ તાર્કિક સંશયાલાપનું શું ચાલશે? બાહ્ય દૃષ્ટિથી હાથમાંના આ પત્થરનું કે સામેના આ પર્વતનું મને જેવી રીતે નિશ્ચિત જ્ઞાન થાય છે, તેવી જ રીતે અંતર્દૃષ્ટિને સ્વાનુભવથી એ તત્વો પ્રત્યક્ષ દેખાય, તો આ કૃતનિશ્ચય અચલ ધર્મશ્રદ્ધા આગળ, તર્કના આ સંશયાલાપ હાથી આગળ શ્વાનના ભસવા જેવા જ થશે! કેટલાંક તત્ત્વોનું આપણને નિશ્ચિત 'અંતર્જ્ઞાન' થાય છે, એમાં શંકા નથી. 'પરોપકાર કરવા કરતાં પરોપકાર કરવો એ શ્રેષ્ઠ છે,' એ 'અંતર્જ્ઞાન' તર્કના ભસવાથી જરાએ ડરશે નહિ. 'ચોરી કરવી એ સારૂં છે,' એવું તર્કથી યુક્તિવાદ કરી ગમે તેટલું કહો, પણ અંતર્જ્ઞાન તેથી હંમેશાં ઉલટું જ કહેશે, અને આ નિશ્ચિતજ્ઞાન તર્ક આગળ જરા એ ડગમગશે નહિ."

નાનાસાહેબ બોલ્યા: "You are begging the question—જે સિદ્ધ કરવાનું છે તે જ તમે માની લો છો. 'ચોરી કરવી નહિ,' એવું તમારૂં અંતર્જ્ઞાન તમને ઘણુંએ કહેશે; પણ એ 'અંતર્જ્ઞાન વિશ્વસનીય શા માટે?' આ જ સવાલ જેની આગળ ઉભો રહ્યો છે તેને તમે શો જવાબ આપશો? ધારો, કે 'ચોરી કરવામાં વાંધો નથી,' એમ તર્ક કહે છે, અને તમારૂં 'અંતર્જ્ઞાન' 'ચોરી કરવી નહિ,' એમ કહે છે; હવે પ્રશ્ન એ છે, કે તમારો 'તર્ક' ખરો, કે 'અંતર્જ્ઞાન' ખરૂં?"

"અલબત અંતર્જ્ઞાન."

"'તર્ક'ને એકદમ અર્ધચંદ્ર આપી દીધો? તર્ક એટલો બધો ઢીલો નથી, સમજ્યા કે! તેની આગળ કોઇનું પણ ચાલશે નહિ. તે બધાં તત્ત્વોનું મૂળ શોધે છે, તેથી તે બધાં તત્ત્વોના મૂળ આગળ હોવો જ જોઇએ."

"બધાં તત્ત્વોના મૂળ ઉપર આવેલો હોવાથી તે પોતાના પણ મૂળ ઉપર ચઢી બેઠો છે! તર્કનું મૂળ જુઓ, એટલે તે કેવો વિશ્વસનીય છે તે સમજાશે। તમારા તાત્ત્વિક યુક્તિવાદી શાસ્ત્રજ્ઞો ઉત્ક્રાન્તિતત્વ ઉપર ઘણો જ આધાર રાખે છે! પણ ઉત્ક્રાન્તિતત્વની દૃષ્ટિએ જોઇએ, તો તર્કનું સામ્રાજ્ય એકદમ મર્યાદિત થઈ જાય છે, અને તે ફિક્કો પડે છે. સ્પેન્સરનું ઉત્ક્રાન્તિતત્ત્વ એવું કહે છે, કે પ્રાણિવર્ગનું અવિકસિત સ્થિતિમાંનું એકજાતીય અનન્યસંબદ્ધ સ્વરુપ નીકળી જાય છે, અને ક્રમે ક્રમે વિજાતીય અને અન્યોન્યસંબદ્ધ એવા અનેક અવયવો તેને પ્રાપ્ત થાય છે. આ નિયમ પ્રાણિવર્ગને જ લાગુ પડે છે, એમ નથી; પણ તે સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, ભાષાશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર એ બધાં શાસ્ત્રોને પણ લાગુ પડે છે, એવું એનું કહેવું છે. હવે આ જ તત્ત્વ મનુષ્યના મનને લગાડો, એટલે તર્કનો અધિકાર મર્યાદિત છે, એ તમારા ધ્યાનમાં આવશે."

નાનાસાહેબ હસીને બોલ્યા: 'આ તત્ત્વ મનને કેવી રીતે લગાડવું? આપણા વિજયગામના રમણભાઇ દર રવિવારે પ્રાર્થનાસમાજમાં જઇ ત્યાં પ્રાર્થના 'ચલાવે' છે, તેમના કરતાં પણ તમારું પરાક્રમ વધારે વખાણવા જેવું છે! તે તો પ્રાર્થનાને 'ચાલવા'ની ફરજ પાડે છે, અને તમે અમૂર્ત મનને અમૂર્ત તત્ત્વ લગાડી—:'

"ભલે તમે ભાષા માટે મારી મશ્કરી કરો, એક વાર સપડાયો છું, એટલે તમારી મશ્કરી સાંભળી લેવી પડશે. ભાષા ખોટી થઈ એટલે તત્ત્વ ખોટું થયું, એવું થોડું જ છે? હું એમ કહેતો હતો, કે ઉત્ક્રાન્તિતત્ત્વ પ્રમાણે પ્રાણિવર્ગને આંખો, પગ, હાથ, કાન વગેરે જૂદી જૂદી ઇન્દ્રિયો પ્રાપ્ત થઈ; તેથી તેમને ફાયદો પણ થયો. પણ આ ઇન્દ્રિયોનું કાર્યક્ષેત્ર પણ મર્યાદિત થએલું છે, એ આપણે જોતા નથી. હાથનું કામ પગ કરતા નથી, આંખો સાંભળી શકતી નથી અને કાન જોઈ શકતા નથી. આપણા મનનો પણ એ જ ઉત્ક્રાન્તિતત્ત્વના મતાનુસાર વિકાસ થયો હશે. તો મૂળભૂત જીવોના ઘણાખરા એકજાતીય અને અનન્યસંબદ્ધ મનનું સ્વરૂપ બદલાઈ જઇને આપણા મનમાં વિજાતીય પરંતુ અન્યોન્યસંબદ્ધ એવી જૂદી જૂદી અનેક 'બુદ્ધિઓ' ઉત્પન્ન થઇ હશે. તાર્કિકબુદ્ધિ એ મનનું એક અંગ, સદસદ્વિવેકબુદ્ધિ એ બીજું, સહજપ્રેરણાબુદ્ધિ એ ત્રીજું અને ધાર્મિકબુદ્ધિ એ ચોથું—"

નાનાસાહેબ હસીને વચમાં જ બોલ્યાઃ "પાપબુદ્ધિ એ પાંચમું, ઉદારબુદ્ધિ એ છઠ્ઠું, કૃપણબુદ્ધિ એ સાતમું, જડબુદ્ધિ એ આઠમું, તીક્ષ્ણબુદ્ધિ એ નવ–"

ભાઉસાહેબ બોલ્યાઃ "બસ, બસ, આ 'લીસ્ટ' ઘણું છે ? મેં કહેલી બુદ્ધિ અને તમે કહેલી બુદ્ધિ, એ બન્નેમાં કેટલો બધો તફાવત છે ? મેં કહેલી બુદ્ધિઓ તદ્દન વિજાતીય છે. જેવી રીતે આંખ કાનનું કામ કરી શકે નહિ, તેવી જ રીતે તર્કબુદ્ધિને સદસદ્વિવેકબુદ્ધિનું કામ કરતાં ફાવશે નહિ. તાનસેન ગાવા બેસે, ત્યારે તેના સંગીતની કિમ્મત તેના વાંકાચુકા થતા મોંઢાપરથી ન આંકી શકાય, તે તો તેના ગાયન ઉપરથી જ માલમ પડે ! ગાયન 'આંખોથી કાંઇ જોવાવાનું' નથી. તેવી જ રીતે અમુક કામ સારું છે, કે ખોટું છે, એ જોવાનું કામ સદસદ્વિવેકબુદ્ધિનું છે; એ કામમાં તર્કની અક્કલ જરાએ કામમાં નહિ આવે !"

"આ જ તો વિવાદનો ખરો પ્રશ્ન છે !"

"તમારા ઉત્ક્રાન્તિતત્ત્વના જ આધાર આપીને કહું છું, કે મનની ઉત્ક્રાન્તિ થવાથી તે ભિન્ન બુદ્ધિઓનું કાર્યક્ષેત્ર ભિન્ન થયું છે. સદસદ્વિવેકબુદ્ધિને ખરી માની ઉદાત્ત વીર્યકૃત્યો કરનારને જો તર્ક હસશે, અને જો તેનું હસવું યોગ્ય મનાશે, તો તાનસેનનું સંગીત સાંભળી ડોલનારા સંગીતજ્ઞ માણસને જોઈ જો એકાદ બેહેરો માણસ હસે, તો તે પણ યોગ્ય જ ગણાવું જોઇએ."

"તમારું તત્ત્વ મને માન્ય નથી, પણ તમે આપેલા દાખલા ઉપરથી મને એક વાત સાંભરી આવી છે. અમારી કૉલેજમાંના શિવરામ વૈદ્ય એક વાર પોતાની ઓરડીમાં સતાર વગાડતા હતા, તે વખતે હું ત્યાં ગયો. એટલામાં ત્યાં માધવલાલ પંડ્યા આવ્યા અને ગુસ્સાથી બોલ્યાઃ 'અરે વૈદ્ય ! આંગળીના નખોથી તુંબરા ઉપરના તારોને હમ્મેશાં ઘસઘસ કરે છે, એમાં તને શો આનંદ મળે છે ?' આ તેનું વાકય મેં સાંભળ્યું અને 'વાયોલીન' વગાડવું એટલે 'It is only horse-hair scraping on catgut' એવું કહેનારો માણસ કંઇ કલ્પિત નથી, એવી મારી ખાતરી થઇ."

"તર્ક અને પવિત્રતા શી ચીજ છે, તેનું ભાન નહિ હોય." ભાઉસાહેબ બોલ્યાઃ 'મા પોતાનાં બચ્ચાં ઉપર શામાટે પ્રેમ રાખે છે, પોતાના સુખ તરફ ન જોતાં તે તેમને માટે કેમ પરિશ્રમ કરે છે અને તેમની સંભાળ લે છે, આ બાબતોમાં રહેલું રહસ્ય તાર્કિક નહિ સમજી શકે. પોતાના છોકરા માટે પ્રાણત્યાગ કરવા તૈયાર થએલી માતાને, કે પોતાના શિયળનું રક્ષણ કરવા માટે પોતાના પેટમાં કટાર ભોંકનારી પતિવ્રતાને તાર્કિક મનુષ્ય તો મૂર્ખ જ કહેશે !"

"એટલે નૈતિક વિષયો વિષે બોલતી વખતે તર્કે પોતાનું મ્હોંઢું બંધ રાખવું, એમ બને ખરું?" નાનાસાહેબે પૂછ્યું: "એકાદ કામ કરવું હોય ત્યારે તે હિતકારી છે કે અહિતકારી છે તે બાબતનો વિચાર શું ન કરવો જોઈએ? સદસદ્વિવેકબુદ્ધિનું માનવું અને પાતિવ્રત્ય પાળવું. એ વિષે તમે અત્યારે મોટા આવેશથી શબ્દો ઉચ્ચાર્યા; પણ થોડા જ વખત પહેલાં તમે જ બધી વાતોનો વિચાર કરી, રાગિણી પુનર્વિવાહ કરે તો ઠીક એમ બોલ્યા હતા!"

"આ વાતો વિરોધી છે ખરી, પણ તેનો ઉપાય શો? તર્કનો અને સદસદ્વિવેક બુદ્ધિનો આ કલહ હમ્મેશનો જ છે. માણસ કોઈ વાર આ તરફ વળે છે તો કોઈ વાર પેલી તરફ વળે છે! મારું મન જ આ વિષે સંશયિત છે. તર્કનો, સદસદ્વિવેકનો, બુદ્ધિનો, પ્રેમનો, મનોવૃત્તિનો કલહ હમ્મેશ માટે જ આપણા મનમાં ચાલ્યાં કરવાનો છે, એમ મને લાગે છે. તર્ક ખરો, કે સદસદ્વિવેકબુદ્ધિ ખરી, આ પ્રશ્નનો છેડો જ માણસ મેળવી શકશે નહિ. કદાચ છેડો આવશે, તો તે ઘણા વખત પછી. માનવજાતિનું જ્ઞાન વધતાંવધતાં અને નીતિ સુધરતાં એક વખત એવો આવશે, કે તે વખતે જે વાત મનને 'સત્ય' લાગશે તે જ વાત તર્કને પણ ખરી લાગશે, અને તે જ વાત ઇન્દ્રિયોને પણ આનન્દદાયક થશે, અને તે વખતે આ વિવાદ રહેશે નહિ; અથવા મનુષ્યને જે વાત તર્કથી ખરી લાગે છે, તે જ પવિત્ર આચરણ અને એ જ ઇન્દ્રિયોને પ્રિય આચરણ થઈ પડે એવી સ્થિતિ જ્યારે આવશે ત્યારે આ વિવાદ બંધ પડશે. ઇન્દ્રિયોને જે સુખકારક તે જ પવિત્ર આચરણ અને તે જ સંમજસપણાનું આચરણ, એવી સ્થિતિ આવ્યા પછી અંતઃકલહ શાનો અને તાત્વિક વિવાદ પણ શાના? ભૌતિકશાસ્ત્રો યા તો ધર્મનો વિવાદ પણ કયાંથી રહેશે! ધર્મનાં તત્વો તર્કથી સમજ્યા પછી અને ભૌતિકશાસ્ત્રોનાં તત્ત્વો પ્રમાણે તેના વિષે ખાતરી થયા પછી ધર્મ ને ભૌતિકશાસ્ત્રોનો વિરોધ અજ્ઞાન-મૂલક છે, એમ જાણ્યા પછી—"

નાનાસાહેબ વચ્ચે જ બોલ્યા: "પણ આવી સ્થિતિ આ જીંદગીમાં આવશે ખરી કે? તમારૂં આ વર્ણન સ્વપ્નસામ્રાજ્યમાં ખરૂં છે. આ દુર્દૈવી, દુ:ખી–પાપી જગતમાં આ સ્થિતિ કદીએ દેખાવાની નથી. ધર્મ એક તરફ ખેંચે છે તો તર્ક બીજી તરફ ખેંચે છે, અને ઇન્દ્રિયો ત્રીજી જ બાજુએ માણસને લઈ જાય છે. આમાંથી એક પણ જોડકાનો મેળ નહિ બેસે, તો ત્રણેનો કયાંથી જ બેસવાનો!"

ભાઉસાહેબ બોલ્યા: "એવું જ કંઈ નથી. ઇન્દ્રિયોને જે પ્રિય, મનને જે પ્રિય તે જ ધર્મને પણ પસંદ, એવું દુષ્યંતને શું નહોતું બન્યું? શકુંતલાને તેણે પહેલી વાર જોયા પછી તેના મનમાં કલ્પના આવી,

કે તેની સાથે વિવાહ કરવો; પણ પછીથી શંકા થઇ કે તે કદાચ બ્રાહ્મણકન્યા હશે અને ક્ષત્રિય સાથે તેનો વિવાહ નહિ થઇ શકે; પણ પછીથી તે જ કહે છે, 'મારું ક્ષત્રિયનું આર્ય પાપરહિત મન તેણે આકર્ષી લીધું છે, તેથી ક્ષત્રિય રાજા સાથે વિવાહ કરવા યોગ્ય જ તે હોવી જોઇએ. મારું મન અયોગ્ય બાજુએ કદિ પણ જશે નહિ. મારા અંતઃકરણને પાપાચાર કદી પણ સ્પર્શ કરી શક્યો નથી, તો હમણાં જ આ વિચાર પાપાત્મક કેવી રીતે હોઇ શકે?

असंशयं क्षत्रपरिग्रहक्षमा यदार्यमस्यामभिलाषि मे मनः ।
सतां हि संदेहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः ॥

આ સાંભળી નાનાસાહેબ બોલ્યા: "આવું તો નાટકમાં જ બની શકે! મનુષ્યના મનમાં કલહ તો હમ્મેશાં ચાલવાનો જ. મનોવૃત્તિ એક તરફ ખેંચે તો સદસદ્વિવેક બુદ્ધિ બીજી તરફ જવાનું કહે; તર્ક એક કહે તો ધર્મશાસ્ત્ર બીજું જ કહે. આવી આપણા મનની સ્થિતિ હોય છે. તમારા દુષ્યન્તની પણ ચોથા અંકમાં આવી જ સ્થિતિ થઈ હતી.

'दारत्यागी भवाम्याहो परस्त्रीस्पर्शपांसुलः'

એક વાર એવો વિચાર કરી બીજે ઠેકાણે તો

प्रथमपरिगृहीतं स्यान्नवेति व्यवस्यन्
भ्रमर इव प्रभाते कुन्दमन्तस्तुषारम्
न च खलु परिभोक्तुं नैव शक्नोमि हातुम् ॥

એવી તેની સ્થિતિ થઇ તે તો તમે જાણો જ છો ને?"

"દુષ્યન્તની અન્તઃકરણપ્રવૃત્તિ સદભિલાષી જ હતી. તેનું આર્ય મન અવળી દિશાએ જાય એવું ન હોતું, એ વાત ચોથા અંકમાંના આ શ્લોક ઉપરથી જ સિદ્ધ કરી શકાય એમ છે. શકુંતલા એ પોતાની પત્ની છે, એની તેને સ્મૃતિ નહોતી, છતાં તેની 'અંતઃકરણપ્રવૃત્તિ' પોતાની ધર્મપત્ની તરફ જ વળી. મને તો એમ લાગે છે, કે સદસદ્વિવેકબુદ્ધિ, મનોવૃત્તિ, તર્ક, ધર્મ, પ્રેમ, સુખાભિલાષ વગેરેનો અન્યોન્ય વિરોધ હમ્મેશ માટેનો નથી જ. જેમના હૃદયમાં આ કલહ બંધ થયો હતો એવા વસિષ્ઠ, અત્રિ, મરીચી વગેરે ઋષિમુનિઓ આપણા દેશમાં થઇ ગયા છે."

નાનાસાહેબે કહ્યું: "થઈ ગયા, એમ પુસ્તકોમાં લખ્યું છે; વસિષ્ટ, વાલ્મીકિ વગેરે ખરેખર જ થઇ ગયા, કે તેઓ કાલ્પનિક—"

"તે જવા દો! હમણાંના શ્રીરામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ વગેરે મહાવિભૂતિનાં હૃદયોમાં તર્ક અને શ્રદ્ધા, મનોવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિ, સુખાભિલાષ અને કર્તવ્યકર્મ, જ્ઞાત અને જ્ઞેય, પ્રવૃત્તિ અને નિવૃત્તિ ઇચ્છા અને પ્રાપ્તિ, આકાંક્ષા અને કર્મ, 'હોતું

જોઈએ' અને 'છે' એની વચ્ચેનો કલહ જ રહ્યો ન હોતો. જગતમાં જે છે, તે બધું ઉત્તમ, જેવું જોઈએ તેવું-બ્રહ્મસ્વરૂપ છે, એવો તેમને આત્માનુભવ હતો. તે સદૈવ બ્રહ્માનંદમાં મગ્ન હતા. તેમને કોઈ પણ વાતનો ભય ન હોતો, તેમ જ કોઇ પણ જાતનું દુઃખ પણ ન હોતું. આવા લોકો આપણી આંખ સામે થઇ ગયા, તેમ છતાં વસિષ્ઠાદિ ઋષિમુનિઓ ખોટા, કાલ્પનિક છે એમ તમે કેમ કહો છો? સ્વામી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી રામતીર્થ વગેરે પ્રત્યક્ષ બ્રહ્મવેત્તા જીવનમુક્ત લોકો હમણાં હમણાંમાં જ થઈ ગયા છે, તો પણ 'બ્રહ્મજ્ઞાન' એટલે શાબ્દિક કડાકૂટ અને 'બ્રહ્માનંદ' એટલે સ્વપ્નમય મનોરાજ્ય એવું તમારું કહેવું છે?"

નાનાસાહેબ હસીને બોલ્યા: "તે જીવનમુક્ત હતા, એટલે કેવા હતા એ તો કહો! બહારથી જોવામાં તો તે મારા તમારા જેવા જ હતા."

"બહારથી જોવામાં તે આપણા જેવા હતા, એ ભૂલ છે. તેમના ચ્હેરા ઉપરનું અને તેમની આંખોમાંનું તેજ બીજે કયાંય જોવાનું મળશે? સ્વામી રામતીર્થનું હાસ્ય જોવું એટલે સાક્ષાત બ્રહ્માનંદનો ક્ષણુમાત્ર અનુભવ લેવા જેવું જ! સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થ એમની મુખચર્યા કયાં, અને બીજા લોકોની કયાં! શ્રીરામતીર્થે 'સર્વ પૃથ્વી મારી છે, હું રામ છું, હું બાદશાહ છું, જ્યાં ત્યાં આનંદ છે-બસ મઝા છે,' આવાં બહારથી વિચિત્ર દેખાતાં વાકયો પોતાના હસતા મુખમાંથી કાઢયાં હોય ત્યારે આપણને તે ખરાં જ હોય એમ લાગે! હિમાલય ઉપર તે એક વાર ગયા હતા ત્યારે મોટું વાવાઝોડું થયું, અને ઉપરથી કરા તેમ જ બરફનો વરસાદ વરસવા લાગ્યો. અંધારી રાત્રિનો સમય હતો, તે વખતે મેઘગર્જના ડરાવતી હતી અને વિજળી પોતાની તીક્ષ્ણ જીભ બહાર કાઢી ભય બતાવતી હતી. વાયુ તેમનાં કપડાં લઇ જવા લાગ્યો, વરસાદથી તેમનું શરીર પલળી ગયું, કરા અને બરફ માથા અને ખભા ઉપર પત્થરની માફક પડવા લાગ્યા; સાથેના લોકો પાસેના તંબુ તરફ દોડી ગયા અને તંબુમાં જઇ પ્રલયકાળ પાસે આવ્યો છે કે શું, એ બીકથી રડવા લાગ્યા. પણ સ્વામી રામતીર્થ બહાર જ ઉભા રહ્યા અને 'રામ રામ' એવી આનંદગર્જના કરી વારંવાર 'આનંદ હૈ, આનંદ હૈ,' એમ કહી વરસાદમાં જ ઉભા રહ્યા! આવા લોકો અને મારા તમારા જેવા લોકો વચ્ચે સામ્ય કયાંથી હોય?"

"તેમનો ફોટો તો આપણા જેવો જ દેખાય છે!"

"તમે મારી મશ્કરી કરો છો! હું જ તેમની મુખચર્યાનો વિષય છોડી દઉં છું. તેમના ચારિત્ર્ય તરફ જોઇશું, તો તે ખરેખર આધુનિક કાળના ખરા બ્રહ્મવેત્તા હતા, એમ તમારે કહેવું પડશે! જગતમાં તેમને

'ગૂઢ', 'અજ્ઞેય' એવું કંઇ જ નહોતું. જગતનું ખરું સ્વરૂપ એટલે બ્રહ્મ; બ્રહ્મ એટલે પોતે જ, એવી તેમની દૃઢ ભાવના હતી. જગત આત્મ-સ્વરૂપ છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાનની બધી વાતો તે જાણતા હતા અને તેમના કાર્યકારણભાવનું તેમને અજ્ઞાન નહોતું. તે બધી વાતો ક્યાંથી અને શા માટે આવી એટલું જ એ જાણતા નહોતા પણ તે તેમ રહે એ જ ઉત્તમ, એ જ ઉત્કૃષ્ટ છે એમ તે માનતા હતા. જગતમાં નવાઈ જેવું એમને મન કંઇ જ નહોતું. સર્વ વાતો કરતલામલકવત્ તેમને સુબોધ હતી. તેમનાપર જે પ્રસંગ આવતા, તે આવે એવી જ તેમની ઇચ્છા હતી! તર્ક તેમને જે કહેતો, તે જ અંતઃકરણ કહેતું, તે જ ઇન્દ્રિયોને પણ પ્રિય હતું, અને તે જ તેમને હાથે બનતું! તેમના હૃદયમાં કોઇ પણ જાતનો કલહ કદિ પણ નહોતો, સંશય પણ નહોતો અને પાપવિચાર પણ નહોતો. જગતમાં આપણા જેવાને પાપ અને દુઃખ જેવું જે દેખાય છે, આપણને જે અમંગલતા, અનુચિતતા કે કુરૂપતા દેખાય છે તે ખરેખર તેવી નથી, પરંતુ જો વધારે વિશાળ અને ઉંડી દૃષ્ટિથી જોવામાં આવે તો આખા જગતમાં સત-ચિત–આનંદ આ ત્રણે વસ્તુઓ ભરેલી છે, એમ એમને દેખાતું. જગત એ સચ્ચિદાનંદસ્વરૂપ અને પોતે પણ સચ્ચિદાનંદસ્વરૂપ છે, એવી એમની ભાવના હતી. આવા ભાગ્યવાન લોકોને બ્રહ્મવેત્તા ન કહીએ તો શું કહીએ?"

"પણ તમે એમને કોઈ વાર પ્રત્યક્ષ જોયા છે? નહિ તો પછી તેમનું વર્ણન વાંચીને જ તેમનું આટલું વક્તૃત્વપૂર્ણ ગુણવર્ણન કરતા હો એમ દેખાય છે!"

"તમારા વકિલી પ્રશ્નનું ધોરણ હું સમજી ગયો. માણસ શંકાઓ કાઢવા જ બેસે, તો તેનું મહોંઢું કંઇ બંધ કરી શકાય નહિ. તમારા જેવા લોકો આવી શંકાઓ કાઢયાં કરે છે ખરા, પણ પોતે કદિ કોઇ સ્વામીનાં દર્શન કરવા જતા નથી; આ એક નવાઇની વાત છે. આ વખતે જ પ્રિયબ્રહ્મસ્વામીનાં દર્શન થાય તો ઠીક; પણ જો નહિ જ થાય તો આવતી વખતે ફરીથી ખાસ તેમનાં દર્શન કરવા માટે જ હું આવવાનો છું. એક વાર પ્રત્યક્ષ દર્શન કરી બધી શંકાઓ તેમને પૂછી જોવી, એવો મને વિચાર થાય છે."

"અમે પણ આવીશું તમારી સાથે! બાકી, અમારી શ્રદ્ધા નથી એવું એમને અમે પ્રથમથી જ કહી દઇશું!"

"અમે પણ એવું જ કહીશું. તાત્વિક શંકાઓ પૂછવામાં ખોટું શું છે?"

"આ હિમાલયમાં જ તે ક્યાંક રહે છે, એવું અમારા શ્વશુરે કહ્યું હતું. તેમની એ સ્વામી ઉપર પણ ઘણી ભક્તિ છે!"

"ઘણા લોકો એમનું વર્ણન કરે છે ખરા. આપણને આ વખતે જો દર્શન થાય તો ઠીક, નહિ તો આવતી સાલ ફરીથી આવીશું દર્શન

કરવા માટે. અંગ્રેજી જાણનારા સ્વામી તાત્ત્વિક વિવાદ માટે ઘણા જ સારા. આપણા પંડિતો, શાસ્ત્રીઓ અને કીર્તનકારો સાથે તાત્ત્વિક ચર્ચા કદિ પણ ન થઈ શકે. તેમની તે માયા, ને આદિ માયા, પ્રકૃતિ ને પુરુષ અથવા બ્રહ્મ નીકળે, એટલે તેમાંથી બ્રહ્મ ગોટાળા વિના બીજું કંઇ નીકળે નહિ !"

"બધા જ શાસ્ત્રી–પંડિતો આવા હોય છે એવું નથી, આપણા શાસ્ત્રીજી તાત્ત્વિક ચર્ચા કરતી વખતે ઘણું માર્મિક બોલે છે."

"આજે આપણા આ સંભાષણ વખતે શાસ્ત્રીજીની ખાસ જરૂર હતી. બિચારો બ્રાહ્મણ માંદો પડ્યો છે."

"આજે સંભાષણનો આરંભ કેવી રીતે થયો, તાત્ત્વિક વિષય કેવી રીતે નીકળ્યો, અને હવે તેનો અંત કેવી રીતે આવે છે, એ બધુંય વિચારવા જેવું છે!"

હવે આગળની વાતચિત હું નથી આપતો. આપી છે તેટલી જ વાતચિત કેટલાક વાચકોને કંટાળારુપ થઇ પડી હશે, તેથી હવે કલમ અથવા 'સ્ટીલ'–અહિં જ અટકાવું છું! પણ આ પરિચ્છેદ પૂરો કરતાં પહેલાં એક બે વાતો લખ્યા સિવાય મારાથી રહેવાતું નથી. નાનાસાહેબ અને ભાઉસાહેબની વાતચિત એક બીજાને પોતાની વિદ્વત્તા બતાવવા માટે ન હોતી, કે હાસ્યકારક વિધાનો કરીને વિવાદમાં એક બીજાનો પરાજય કરવા માટે પણ ન હોતી. એ બન્નેનાં ભાષણોમાં વિરોધ હતો અને તે એક બે વાર તેમની ધ્યાનમાં પણ આવેલો. વિરોધ (વિસંગતતા) હોય એ દોષ તો ખરોજ, પણ તે માલમ પડ્યા પછી તે કબૂલ ન કરતાં દુરાભિમાનથી વિતંડાવાદ કરવો એ શું સારું છે? વિદ્યાનો ઉપયોગ વિતંડાવાદ કરવામાં જ કરવો? વિવાદમાં કોઇ જિતે એટલે હલકા ઠરીએ છીએ તેથી હાસ્યકારક વિધાનો કરી ખોટું બોલવાનું પાપ માથે વ્હોરી લેવું? કેટલીક બૂમાબૂમથી ભરેલી કર્ણકટુ વાતચિતો કે જબરજસ્ત વિવાદો સાંભળતી વખતે મને એવું લાગે છે કે અહીંઆં કુતરાના ભસવાની હરિફાઇ જ ચાલી રહી છે! જે મોટેથી ભસે, અને જે જરા પણ અચકાયા વિના બીજાને કરડે તેનો જ જય છે, એવી સ્થિતિ આ હરિફાઇમાં હોય છે! આવું શા માટે હોવું જોઇએ? દરેક માણસ વિદ્વાન નથી હોતો, દરેક માણસને તાત્ત્વિક કે સાહિત્યવિષયક ચર્ચા પ્રિય નથી હોતી, એ હું જાણું છું. વિનોદ, હાસ્યકારક વિધાનો એ આનંદકારક છે, એ પણ હું જાણું છું; પણ વિનોદ એટલે કેવળ અપશબ્દોનો ઉચ્ચાર, એમ નથી. એક વાર અપશબ્દોચ્ચાર પણ સહન થશે; પણ બીજાના મનને લાગે એવાં મર્મભેદક વાક્યો બોલવામાં કયું ભૂષણ છે? તાત્ત્વિકવિદ્વદ્‌ગોષ્ઠી વિદ્વાનો માટે જ શક્ય છે;

પણ પ્રેમાળ સુહૃદ્‌ગોષ્ઠી તો બધા માટે શક્ય છે ને? વિનોદ કરો, હાસ્ય-કારક શબ્દો બોલો, મશ્કરીઠઠ્ઠા કરો, હસો, રમો, મઝા કરો, પણ તમારા વિનોદમાં કે હસવામાં દ્વેષવિષ ન હોવું જોઇએ! મર્મભેદક વાક્યો છોડી તમે ગમે તે બોલો, અને ગમે તેની કોઇની મશ્કરી કરો.

નાનાસાહેબ, ભાઉસાહેબ અને શાસ્ત્રીજી એમના જેવા તત્ત્વ-બોધાર્થ સંભાષણ કરનારા મિત્રોને ધન્ય છે. તેમને વિવાદ કરી તત્ત્વ-બોધ થયો હતો એમ નહોતું; પણ તેઓ તે માર્ગના પથિક હતા, એટલું ખરું. તત્ત્વબોધ એ એક ભયાનક અને ઘોર અરણ્યની વચ્ચે રહેલું મંદિર છે. આ દેવાલયનાં દર્શન થોડા જ લોકોના ભાગ્યમાં લખેલાં હોય છે. કારણ આ અરણ્ય અજ્ઞાન રૂપી અંધકારથી વ્યાપ્ત થએલું છે. ઋષિવચનો, શાસ્ત્રો, કાવ્યો વગેરેનો પ્રકાશ નભોમંડળના તારા-ગણોના પ્રકાશની માફક આ અરણ્યમાં ઝાંખો અને અસ્પષ્ટ પડેલો હોય છે. આવા આ અરણ્યમાં સંશયપિશાચો ભ્રમણ કરી રહેલા છે, અને તેમની ચીસોથી આખું અરણ્ય ભયાનક બનેલું હોય છે. તેમાં તર્કવિતર્કાદિ વન્ય પશુઓનું તુમુલ યુદ્ધ ચાલી રહેલું હોય છે, અને તેમના ગર્જનાધ્વનિ અને પ્રતિધ્વનિ ઘણા જ ભયાનક હોય છે! વળી વચ્ચેવચ્ચે અગણિત અદૃશ્ય હેત્વાભાસરૂપી ગર્તાઓ હોવાથી અંધકારમાં આમતેમ અથડાતાં જતી વખતે એકાદ ખાઇમાં પડી જવાનો સંભવ હોય છે! તેમાં વળી પ્રેમ, સુખ, વિલાસ વગેરે હિતશત્રુ આપણને પાછળ ખેંચે છે અથવા અવળી દિશાએ ફેંકે છે. પ્રેમ તો મિત્રનો વેષ લઈ અને મશાલ ધરી આપણને અવળે જ માર્ગે એકાદ વાર દોરી જાય છે. યદિ કોઈ કહે કે આ અરણ્યમાંનાં ધર્મવૃક્ષો પાસે જઈ તત્ત્વબોધ ગ્રહણ કરી લેવો, તો તે પણ શક્ય નથી. કારણ આ અરણ્યમાં વિચાર-સ્વાતંત્ર્યના તોફાની ઝંઝાવાતથી ઘણાં બદ્ધમૂલ અને દૃઢસૌહૃદ ધર્મવૃક્ષો પાંદડાં અને ફૂળીઆં સાથે જ ભોંયભેગાં થઇ ગયાં છે. તર્કવિતર્કાદિ વ્યાઘ્રસિંહોની ગર્જનાની બીકથી આગળ પગલું ઉપડતું નથી; તેમજ સંશયપિશાચો એક ઠેકાણે બેસવા પણ દેતા નથી. નિશ્ચયપૂર્વક પગ આગળ મૂકીએ, તો રસ્તામાં હેત્વાભાસના ખાડા હોવાથી, તેમાં પડી જઈ ઘાયલ થઈ જવાય છે. આસપાસ ચારે બાજુ અંધકાર, આગળ દેખાતું નથી, પાછા જવાની ઇચ્છા નથી, અને બાજુએ ઉભા રહેવામાં સમાધાન નથી; પગલું આગળ ઉપાડતાં તો ઠોકર વાગે છે કે એકાદ ઝાડ સાથે માથું અફળાય છે ને એકાદ સાપ પર કદાચ પગ પડતાં તે દંશ કરે છે અથવા એકાદ વિકરાળ દેખાતો નવો જ પિશાચ ઉભો થાય છે. વારુ, જગ્યાએ જ બેસી રહીએ, તો વન્યશ્વાપદોની ગર્જના સંભળાય છે, અને જીવિતેચ્છા અને જિજ્ઞાસા આપણને આગળ

ધકેલે છે. આવા આ ઘોર અરણ્યમાંથી પણ એકબીજાનો હાથ પકડી પોતાના અલ્પપ્રકાશ, ખદ્યોતતુલ્ય જ્ઞાનદીપની જરૂર પડતાં એક બીજાને મદદ આપીને, બ્હીતાં બ્હીતાં અને આથડતાં આથડતાં માર્ગ ખોળી કાઢનારા, અને પોતાની માંહેનો એકાદ અથડાઇને કે પગ ચૂકીને હેત્વાભાસના ખાડામાં પડે તે વખતે તેને, પોતાનો જ્ઞાનદીપ–પછી ભલે તે અલ્પપ્રકાશ હોય–બતાવી, તેને હાથ દઇ મદદ કરનારા તત્ત્વ-શોધક પ્રવાસી આ જગતમાં ઘણા થોડા પણ હોય છે, એ વાત આનંદની છે. નાનાસાહેબ, ભાઉસાહેબ અને શાસ્ત્રીજી એ એવા જ પ્રકારના મિત્રો હતા. આ તત્ત્વશોધક પ્રવાસી મિત્રોને છેવટે યશપ્રાપ્તિ થાય અથવા ન થાય, તત્ત્વશોધ કરતાં કરતાં રસ્તામાં ભયંકર ખાઇ આવવાથી તેમની ગતિ કદાચ અટકી પણ જાય; કદાચ એકને નાનકડા ખાડામાંથી ઉંચકતી વખતે, બીજાનો તોલ બીજી તરફ જઇ તેઓ બન્ને કદાચ ભોંય-પર જોરથી અથડાઇ પડે; કદાચ તે બન્ને રસ્તામાં થાકી જવાથી, દેવા-લયનાં દર્શન કીધા વિના જ પ્રાણગત પણ થઇ જાય; તો બ્હેતર પણ એટલું તો નક્કી જ છે કે તત્ત્વશોધાર્થે માર્ગે આક્રમણ કરતાં કરતાં ગતપ્રાણ થવું એ સારું; પણ તેમાં તર્કવિવેક રહિત અંધશ્રદ્ધા રૂપી સ્વાસ્થ્ય કે જાડ્ય ન જ જોઇએ, અને ધનદૌલતના ક્ષુદ્ર એશ-આરામ પણ ન જ જોઇએ !

:o:

## પંચદશ પરિચ્છેદ

:o:

### રાગિણી જ સારી !

ગરુડપક્ષી આકાશમાં પોતાના ઉચ્ચ સ્થાનેથી પૃથ્વિનું શાન્તચિત્તે નિરીક્ષણ કરી, અથવા પોતાના જ આનન્દમાં નિમગ્ન થઇ, પોતાનો માળો, પોતાનાં બચ્ચાં વગેરે બધું ભૂલી જઈ મંડલભ્રમણ કરી, પાંચ સાત ઘડી 'ઉચ્ચ' સુખોપભોગ લે છે; પણ આખરે તેને ભૂમિ ઉપર ઉતરવું જ પડે છે ! દિવસના ચોવીસે કલાક ગગનવિહાર કરવો, એ તેને માટે શક્ય નથી હોતું. તેની પાંખો થાકી જાય છે અને તેના પેટમાં કુરકુરીઆં બોલે છે. ગ્રન્થકારની અવસ્થા પણ આવી જ હોય છે. ઉદાત્ત વસ્તુવર્ણનમાં તેને ઘડી બે ઘડી બ્રહ્માનંદતુલ્ય આનંદ થશે, પણ તેનું આ સુખ વધારે વાર ટકતું નથી. તેનાં બે કારણો છે. તેની કલ્પનાશક્તિ થાકી જાય છે, એ એક; અને બીજું થોડી વાર પછી તેની ઐહિક ક્ષુધા તીવ્ર થઈ, ઉચ્ચ ઉડ્ડયન છોડી ભૂમિ ઉપર ઉતરવાની તેને ઇચ્છા થાય છે.

વાચકોની દૃષ્ટિથી; તો આ વાત ખોટી નથી. ગરુડપક્ષીનું ઉચ્ચ ઉડ્ડયન અને શાંત આકાશભ્રમણ જોઇ આપણને કદાચ તેનું કૌતુક થશે; પણ મિનિટ બે મિનિટ સુધી તેની સામે જોઇ રહ્યા પછી આપણી

આંખો થાકે છે અને આપણે તેની તરફ જોવાનું છોડી દઇએ છીએ. બહુ બહુ તો તેની તરફ વારે વારે નજર નાંખી તેના ઉડ્ડયનની આપણે શાબ્દિક પ્રશંસા કરીએ છીએ. મનુષ્યને આકાશમાંના તારાઓ તરફ જોઇ રહેવા કરતાં જમીન ઉપરની જ વાડીઓ અને પુષ્પો તરફ જોવાનું વધારે પ્રિય હોય છે. અથવા મેઘનું ઉચ્ચ ભ્રમણ કે આકાશમાંના તારાઓની સૂક્ષ્મ ગતિ વગેરેનું નિરીક્ષણ કરવા કરતાં એકાદ ગંદા ગધેડાના આળોટમાં અથવા એકાદ નકલી વાંદરાના ચાળાના નિરીક્ષણમાં મનુષ્ય પોતાનો વખત વધારે આનંદમાં ગાળી શકશે !

ગ્રન્થકારને પણ ભૂમિ ઉપરના પવિત્ર આશ્રમોનું, રમ્ય ઉદ્યાનોનું, સુંદર સુવાસિત પુષ્પોનું, ભવ્ય તરુવરોનું અને આકાશમાં વિહાર કરનારા પક્ષીનું વર્ણન કરતી વખતે જેટલો આનન્દ થાય છે, તેટલો જ આનન્દ નાનકડું ઝુંપડું, ગંદો ઉકરડો અથવા ભયાનક સ્મશાન વગેરે વસ્તુઓનું વર્ણન કરતી વખતે થાય છે. સાત્વિક ધીરોદાત્ત નાયકનું શુદ્ધ ચિત્ર દોરવામાં તે જેટલો મગ્ન થાય છે, તેટલો જ તે દુષ્ટ અને બ્ડીકણ શિકાર કે નીચ નરપશુનું વર્ણન કરવામાં મગ્ન થઇ જાય ! પહેલા પ્રકારના વિષયો નીતિની દૃષ્ટિથી અથવા પવિત્રતાની દૃષ્ટિથી તેને વધારે પ્રિય અને પૂજ્ય હોય છે; પણ કલાની દૃષ્ટિથી તેને બીજા પ્રકારના વિષયો પણ પ્રિય હોય છે. રામનું અને સીતાનું વર્ણન કરનારા કવિએ રાવણનું અને ત્રાટિકાનું વર્ણન શું નથી કર્યું ?

આવી સ્થિતિ હોવા છતાં પણ નીચ અને દુષ્ટ લોકોના વિચાર તેમ જ વર્તનનું વર્ણન કરતી વખતે કલમ જેવી ચાલવી જોઇએ તેવી ચાલતી નથી. જે વર્ણન પોતે કરે છે, તે ન કર્યું હોત—ન કરે—તો ઠીક, એમ લેખકને લાગવા માંડે છે. જગતમાં નીચ માણસો શું ઓછા છે ? અને તેમનાં દુષ્ટ કૃત્યોનો શું કોઇને અનુભવ નથી, કે તેમનાં વર્ણનો કરવાની જરૂર રહે ? જગતમાં સજ્જનો જ થોડા છે, તેમનાં સત્કૃત્યો પણ ગૂઢ હોય છે અને તે જલદી જાહેરમાં આવતાં નથી. તેથી કવિએ પોતાની પ્રતિભાશક્તિ વડે ધીરોદાત્ત નાયક, વીર પુરુષ અથવા ઋષિજનો ઉત્પન્ન કરી તેમના ગુણો ગાવા; પરંતુ નીચ લોકનાં 'ગુણ'વર્ણનો શા માટે ? બંગલો બંધાવ્યો હોય તો જાજરૂ યે બાંધવું જ પડે ! પણ તે કોઈ ખુણામાં હોય તો જ ઠીક, ખરુંને ? તેનું ભરરસ્તામાં શા માટે પ્રદર્શન થવું જોઇએ ? અને તેનું અયોગ્ય પ્રસંગે વર્ણન શા માટે કરવું જોઇએ ?

આ દૃષ્ટિથી જોઇએ, તો ચીનુભાઇ બાડીઆનાં કૃત્યોનું વર્ણન એકદમ ટુંકામાં જ પતાવ્યું હોય તો ઠીક, ગ્રન્થકર્તાએ આ વર્ણન કાઢી પણ નાંખ્યું હોત; પણ વાર્તા જેવી બની, તેવી જ કહેવી એ કથાલેખક તરીકેની તેની પવિત્ર ફરજ છે. તેની જ ઇચ્છા ઉપર આ વાતનો આધાર

હોત, તો તેણે પોતાની કથામાં ખરાબ પાત્ર જ આણ્યું ન હોત. પણ જેવા લોકો હતા, તેવું જ તેમનું વર્ણન કરવું, એવો તેનો હેતુ હોવાથી ચીનુભાઇની 'વિચારસૃષ્ટિ' પ્રસિદ્ધ કરવાનું કામ તેને અપ્રિય હોવા છતાં કર્યા વિના ચાલે એમ નથી.

ઉત્તરાએ અપમાન કરવાથી ચીનુભાઇ બાડીઆના બે ચાર વર્ષના બધા 'પ્લેનો' કેવી રીતે નિષ્ફળ થયા, તેમનું મ્હોં ઘણા દિવસ સુધી કેવું ઉદાસ રહ્યું, અને તે પછી પોતાનો હેતુ સાધ્ય કરવા માટે તેમણે કેવા ઉપાયોની યોજના કરવા માંડી, વગેરે બાબતોનું વર્ણન પાછળ આપણે કરી ગયા છીએ. એ વાતને કેટલાક દિવસ વીતી ગયા પછી હિમાલયમાંના ગિરિસ્થાન–હિલ સ્ટેશન ઉપર એક દિવસ તેઓ તે વિષે વિચાર કરતા હતા, તે વખતે, ઉત્તરાએ પોતાને કેમ ધિક્કાર્યા તે વિષે તે વિચાર કરવા લાગ્યા. પણ આ સવાલનો સમાધાનકારક જવાબ એમને મળી શક્યો નહિ! ઉત્તરા જેવી પ્રૌઢ, 'કન્યા'ને બીજો કોઈ વર મળે એ અશક્ય છે, એવી ચીનુભાઇની ખાતરી હતી; તેજ પ્રમાણે દરેક સ્ત્રીની વિષયેચ્છા ઘણી જ પ્રબળ હોય છે, એવો તેમનો નિશ્ચિત મત હતો; આમ છતાં આ ઉત્તરા પોતાની સાથે પરણવાને કેમ તૈયાર થતી નથી એ સવાલ ચીનુભાઇની સામે આવી ખડો થાય, એમાં નવાઈ નથી. વિજયગામમાં હતા તે વખતે, તેમનો અને ઉત્તરાનો કેવો નાટ્યમય 'સીન' થયો, તેનું તેમને આ વખતે સ્વાભાવિક રીતેજ સ્મરણ થયું, અને તે વખતે પોતાની કેવી હાસ્યાસ્પદ સ્થિતિ થઈ, એ વિચાર મનમાં આવી તેમને ખોટું લાગે, એ કુદરતી હતું; પરંતુ તે વાતને ઘણા દિવસ વીતી ગએલા હોવાથી પોતાની તે વખતની સ્થિતિનું ચિત્ર આંખ આગળ આવ્યું એટલે તેમને હવે જરાક હસવું જ આવ્યું.

આ વાર્તાલાપમાં ઉત્તરાએ જે વર્તણુંક ચલાવી તેનો શાન્તચિત્તે વિચાર કરતાં, ચીનુભાઇને એમ માલમ પડ્યું, કે ઉત્તરા એ કંઇ ભોળી-ભાલી સ્ત્રી નથી. તે દૃઢનિશ્ચયી છે, અને મારા કરતાં પણ વધારે બુદ્ધિ-શાળી છે, અને એકંદર રીતે તે આપણા કાબુમાં રહે એ અશક્ય છે!

"ઉત્તરા કંઈ રાગિણી જેવી ગરીબ નથી." ચીનુભાઇ મનમાં બોલવા લાગ્યા, અને તે બન્નેના ગુણાવગુણની તુલના કરવા લાગ્યા. "ઉત્તરા ગમે એટલી બુદ્ધિમતી હોય, તો પણ સ્ત્રી તરીકે તો તે રાગિણીથી ઉતરતા દરજ્જાની જ છે! રાગિણીના મ્હોંમાંથી કઠોર શબ્દ કદિ પણ નીકળ્યો છે ખરો? ઉત્તરાની માફક બીજાના દોષ એણે કદિ પણ બતાવ્યા છે ખરા? 'પુરુષ જાતિએ સ્ત્રીજાતિને ગુલામીમાં જકડી છે,' એવું તેણે કદિ પણ પ્રતિપાદન કર્યું છે ખરું? 'સ્ત્રીઓના અધિકાર',

'પુરુષ જાતિનું અભિમાન', વગેરે શબ્દો રાગિણીના મુખમાંથી કદિ પણ બહાર નીકળ્યા છે ખરા? ઉત્તરાની માફક ઈશ્વરના અસ્તિત્વ વિષે તેણે કદિ પણ શંકાઓ કાઢી છે? ઉત્તરા જો પુરુષ હોત, તો ખરેખર તે અજબ નીવડત. તેનું મન કોમળ છે, એ ખરું; બહારથી તે જેટલી ઉદ્ધત દેખાય છે, તેટલી ઉદ્ધત તે નથી, એ પણ ખરું; છતા એકંદર રીતે જોતાં તેની વર્તણુક આદર્શ હિંદુ સ્ત્રીને શોભે એવી તો નથી જ! રાગિણી તો હિન્દુ સ્ત્રીઓ માટે અનુકરણીય આદર્શ છે. તેના જેવી સ્ત્રી જેને મળે, તે ખરેખર ધન્ય છે! પણ દૈવયોગ કેવો છે તે તો જુઓ! રાગિણી પેલા ધર્મમગ્ન ભટ્યાસાહેબના હાથમાં પડી. કુટિલ દૈવને આટલું કરતાં પણ સંતોષ ન વળ્યો તેથી તેણે તેને વૈધવ્ય-પંકમાં ધકેલી મૂકી. આપણા દેશમાં વિધવાઓનો વિવાહ પણ નથી થતો. તેણે હવે પોતાનો જન્મારો કેવી રીતે કાઢવો? તે વિવાહ કરે, તો તેમાં લોકોનું શું જાય? જેને તે મળે તેને ખરેખર ધન્યવાદ આપવો જોઈએ પણ લોકો એટલા અરસિક છે, કે 'તે વિધવા છે' એવી તેના લલાટપર છાપ લાગી છે તેથી—અથવા તેના કપાળ ઉપરનો કુંકુમ-તિલક અથવા 'કંકુનો શિક્કો જતો રહ્યો' છે, તેથી—તેની સાથે કોઇ પરણતું પણ નથી! રાગિણી વિધવા થઇ તેથી શું તે સ્ત્રી મટી ગઇ? કપાળે લાલ તિલક ન હોય, તેથી શું તેનું સૌન્દર્ય નષ્ટ થઇ ગયું? પતિ મરી ગયો એટલે તેના પ્રેમ અને સંગતિની તેને કદિ પણ ઇચ્છા જ ન થાય? પણ નિરસ રિતરિવાજો આગળ કોઇનું શું ચાલે? વિધવાઓનો ઉદ્ધાર કોણ કરે? લોકોને હું દોષ દઉં છું; પણ હું પોતે જ આ વાત શા માટે નથી કરતો? તેની સાથે પુનર્વિવાહ કરવામાં શી હરકત છે? રાગિણી! આ જગતમાં રાગિણી જેવી બીજી કોઇ સ્ત્રી હશે ખરી? તે જો મને મળે તો મારા જેવો સુખી કોણ? શું આશ્ચર્ય છે? આટલા દિવસ સુધી આ વાત મારા ધ્યાનમાં કેમ ન આવી? ઉત્તરાના એવા કયા ગુણ ઉપર હું મોહી પડ્યો? એ ઉત્તરા કરતાં રૂપમાં અને ગુણમાં હજાર ગણી શ્રેષ્ટ છે! તેની મર્યાદા શીલતા કયાં અને ઉત્તરાની ધૃષ્ટતા કયાં? તેનું ઉદાર પ્રેમાળ મન કયાં અને ઉત્તરાનું કાયદેસર 'હક્કો' વિષેનું ધડાકાભેર બોલવું કયાં? બોલવામાં ભૂલ થઈ હોય એવા માણસને સંભાળી લેવાની રાગિણીની મનોવૃત્તિ કયાં, અને વિવાદમાં બીજાને પકડી તેને ચુપ કરવાની ઉત્તરાની મનોવૃત્તિ કયાં? ઉત્તરાના પૈસાપર મોહી પડી મેં ઘરમાં એક 'હેડંબા' જ આણી હોત! રાગિણી ખરેખર ગાય-કામધેનુ છે. તે હમણાં વૈધવ્યરૂપી કાદવમાં ફસાઈ પડી છે. તેનો જો હવે ઉદ્ધાર કરીશું, તો તેની ઉપર ઉપકાર થશે, અને આપણને પણ ફાયદો જ થશે! વળી રાગિણી પાસે પૈસા ઓછા છે એમ પણ નથી, તેની પોતાની

મોટી એસ્ટેટ અને ભાઉસાહેબની એસ્ટેટ પણ આગળ ઉપર આપણી જ થવાની! આ બાબતમાં કામ ધીમેથી લેવું પડશે. ઉત્તરા સાથે બોલતી વખતે જેવી ભૂલ થઇ ગઈ, તેવી આ વખતે ન થાય એની સાવચેતી રાખવી પડશે. વિધવાવિવાહનો પ્રશ્ન જાણીજોઈ વિવાદ માટે ઉપસ્થિત કરવો, અને તે વખતે વિધવા વિષેની પોતાની લાગણી સારા શબ્દોમાં બતાવવી; અને પછી ભાઉસાહેબનું મન પણ આકર્ષી લેવું. રાગિણીનું મન તો સહેજમાં વશ થાય એવું છે. તે ઉત્તરા જેવી બેદરકાર નથી. તેનું મન પ્રેમાળ છે. વળી તેને વિલાસ પ્રિય છે. પણ તે નીતિમાન છે, તેથી તે પોતાની નૈસર્ગિક વિલાસપ્રિયતા દબાવે છે એટલું જ છે! પુનર્વિવાહ વિષે તેનું મન પ્રતિકૂળ નથી. એ હું જાણું છું. વિવાહ કરવાની સૂચના જો હું કરું, તો ભાઉસાહેબ ઘણું ખરું આડા આવશે નહિ! તેને અને તેમને મારા 'ઉદાત્ત' હેતુ કહ્યા પછી બધું ઠીક થઇ રહેશે. પાસા તો એક વાર ફેંકી જોવા દો! પછી જે બને ખરું!"

આ પ્રમાણે ચીનુભાઇ બાડીઆએ પોતાનો વિચાર તો નક્કી કર્યો. આપણી સભાઓમાં અમુક કામ કરવું એ જેમ 'નક્કી થાય છે,' અને પછીથી તે 'નકી થયેલું' કાર્યમાં ન ઉતરતાં જેમનું તેમ પડી રહે છે, તેમ ચીનુભાઇના નક્કી થએલા વિચારોનું કદિ પણ બનતું નહિ. નક્કી થયા પછી તેને તે અમલમાં પણ મૂકવા લાગ્યા. પુનર્વિવાહનો વિષય તેમણે વાતચિતમાં એક વાર કેવી રીતે કાઢયો, વિધવાઓ વિષે બોલતી વખતે બીજે પ્રસંગે તેમણે કેવો નિસાસો મૂકયો, ભાઉસાહેબની પાસે જઈ, જ્ઞાનલોલુપ માણસની પેઠે અનેક વિષયો વિષે તે માહિતી કેવી રીતે પૂછવા લાગ્યા, પર્વત ઉપર ફરતાં ફરતાં એકાદ સુવાસિક, મધુર ફુલ મળે, કે તરત જ તે ભાઉસાહેબને સપ્રેમ કેવી રીતે અર્પણ કરતા, રાગિણી સાથે સભ્યતાથી જ પરંતુ પહેલાં કરતાં વધારે મૃદુતાથી અને જેમ બને તેમ વધારે તે કેવી રીતે બોલતા, તેના વૈધવ્ય માટે પોતાને કેટલું લાગી આવે છે, આ વાત દૂરથી જ પણ ખુબીથી તે કેવી રીતે સૂચવતા, ભાઉસાહેબની અને રાગિણીની તે કેવી રીતે સ્તુતિ કરતા—આ અને આવી જ બીજી બાબતોનું શબ્દચિત્ર દોરી વાંચકો સમક્ષ હું મૂકું તેના કરતાં તે જ પોતાની કલ્પનાથી તેને પોતાના મનશ્ચક્ષુ સામે લાવે તો કથાપ્રવાહની ગતિ સરળ થઇ પડશે.

ભાઉસાહેબને આત્મસ્તુતિ પસંદ ન હોતી. ખુશામતીઆ લોક નજર આગળ પણ ન આવે એવી તેમની ઇચ્છા હતી. પણ ચીનુભાઇ બાડીઆ આ વાતથી જાણીતા હોવાથી તેમની એવી ચાતુર્યપૂર્ણ, સૂક્ષ્મ અને મધુર રીતે પ્રશંસા કરતા, કે ભાઉસાહેબને પણ તે ધીમે ધીમે પ્રિય થવા લાગ્યા! ભાઉસાહેબનો એમાં દોષ નથી. મનુષ્યને જ આત્મ-

પ્રશંસા પ્રિય છે. સીઝર આટલો મોટો રાજદ્વારી અને ચતુર પુરુષ, છતાં તે પણ સૂક્ષ્મ પ્રશંસાને અજ્ઞાન સ્ત્રીની માફક વશ થતો! 'કોઇ મારી સ્તુતિ કરે, તે મને બિલકુલ પસંદ નથી,' એમ તે કહેતો; અને તેના આ શબ્દો ખરા અંતઃકરણથી જ ઉચ્ચારાએલા હતા; તેમ છતાં, 'સીઝરને સ્તુતિ પસંદ નથી,' એવી તેની એક જણે સ્તુતિ કર્યા પછી તે પણ બુદ્ધિહીન મત્સ્યની માફક તે મોહક, સૂક્ષ્મ જાળમાં સપડાયો.

ભાઉસાહેબની વિદ્વત્તા વિષે આદર બતાવી, અને પોતાનો તેમની પાસે તત્ત્વજ્ઞાન વગેરે શીખવાનો વિચાર છે, એમ કહી તેમનું મન તો ચીનુભાઇએ અનુકૂળ બનાવી લીધું.

વ્હાલા વાચક! રાગિણી, બાડીઆએ બિછાવેલી જાળમાં સપડાઇ કે નહિ, અને બાડીઆના આ ઉદાર પ્રયત્નોનો અંત કેવો આવ્યો તે આગળ ઉપર વાચકો સમક્ષ રજુ કરીશું.

——:о:——

## ષોડશ પરિચ્છેદ

### અસૂયા–બીજ

પુરુષ, વ્યવહારમાં સ્ત્રી કરતાં વધારે ડાહ્યા હોય તો પણ સ્ત્રીઓ કેટલીક બાબતોમાં–દાખલા તરીકે બીજાના પ્રેમવિષયક વિચારો ઓળખવામાં–વધારે ચતુર હોય છે, એ આપણે કબૂલ કરવું જોઇએ. ચીનુભાઇ બાડીઆનો હેતુ ભાઉસાહેબ સમજી શક્યા નહિ; પણ રાગિણી બે ત્રણ દિવસમાં જ તેમનો હેતુ પૂરેપૂરો સમજી ગઈ. પરંતુ પોતાના દૃઢ અંતઃકરણની પૂરી ખાતરી હોવાથી બાડીઆના પ્રયત્નોની તેને દયા આવી! ભાઉસાહેબની અનુમતિ મેળવવાની ચીનુભાઇની યુક્તિઓ જોઇ રાગિણીને હસવું જ આવતું. ચીનુભાઈ અને ઉત્તરા વચ્ચે બનેલા નાટ્યમય પ્રવેશની હકીકત ઉત્તરા પાસેથી જ તેણે જાણી હતી, અને તે બન્ને તે પ્રસંગનું સ્મરણ કરી કેટલીએ વાર સુધી પોતાના મનનું રંજન કરતાં હતાં. ઉત્તરાની માફક જ પોતાની ઉપર પણ ચીનુભાઈ એવો પ્રસંગ ટુંક મુદતમાં જ આણશે, એ રાગિણી સમજી ગઈ હતી. અને તેવો પ્રસંગ આવે તો તેનો પ્રતિકાર કેવી રીતે કરવો તેનો તે વિચાર કરવા લાગી; પરંતુ તે ઉપાયની યોજના કરે, તે પહેલાં જ ચીનુભાઇએ તે પ્રસંગ આણ્યો. અમે જો કે વાત જેવી બની તેવી જ લખવા માગીએ છીએ, અને તે પ્રસંગનું વર્ણન પણ જો કે ઘણું મનોરંજક થવા જેવું છે, તો પણ તે અહીંઆં વિસ્તારપૂર્વક કરવાનું અમે સાહસ કરી શકતા નથી.

ટુંકાણમાં કહીએ, તો રાગિણી ફરવા માટે બહાર જતી હતી, તેવામાં ચીનુભાઇએ તેની એકાંતમાં મુલાકાત લીધી, અને નિર્લજ્જતાપૂર્વક તેમણે તેને પોતાની સાથે વિવાહ કરવાની વિનંતિ કરી! એક

આધુનિક નવલકથામાંના એક નાયકનું ભાષણ વાંચી ચીનુભાઇ બાડીયાએ તેમાંના કેટલાક વિચારો પોતાના ભાષણમાં આણ્યા. રાગિણી જેવી તરુણ, લાવણ્યવતી સ્ત્રીનું આયુષ્ય દુર્દૈવથી કેવું દુઃખમય થયું છે, તેના જેવી 'નવમંજરી'ની સુવાસથી લુબ્ધ થઇને તેના પાસે આવેલા 'ભ્રમર'ને તેણે તરછોડવો નહિ, રાગિણી એ પોતાના 'હૃદયમાનસસર'માં વિહાર કરનારી એક 'હંસી' છે, તે પંકમાં મગ્ન થએલ એક 'કામધેનુ' છે, વગેરે પરસ્પર–વિરોધી ઉપમાઓ, રૂપકો વગેરે અલંકારોની તેમણે નિડર-પણે પોતાના નાટકી ભાષણમાં રેલમછેલ કરી મૂકી!

ચીનુભાઇ તદ્દન આકસ્મિક રીતે આવેલા હોવાથી અને તેમના ચાલુ થએલા ભાષણને કેમ રોકવું તે બે ત્રણ મિનિટ સુધી રાગિણીને ન સુઝવાથી, મનમાં ગોઠવેલી બધી ઉપમાઓ ચીનુભાઈ ત્યાં પૂરેપૂરી રીતે આંકી શકયા! તેમનું નાટકી ભાષણ સાંભળી અર્ધીક મિનિટ સુધી તો રાગિણીને હસવું જ આવવા લાગ્યું, અને તે રોકવા માટે તેને ઘણો પ્રયત્ન કરવો પડ્યો. હસવું રોકવા માટે તે હાથમાંનો દર્ભાંકુર મ્હોમાં પકડી દાંત વચ્ચે હલાવવા લાગી અને ચીનુભાઇનું ભાષણ, તેમને ન દુભવતાં કેવી રીતે બંધ પાડવું તેનો તે વિચાર કરવા લાગી.

પરંતુ આ 'સીન' ઘણી વાર ચાલે એ અશક્ય હતું! રાગિણીએ ચીનુભાઇનો અંતઃસ્થ હેતુ પૂરેપૂરો ઓળખ્યો હતો. તે જ્યારે પોતાના 'ઉદાત્ત હેતુ'નું વર્ણન કરવા લાગ્યા અને માત્ર વિધવાવિવાહને ઉત્તેજન આપી સમાજને દાખલો બેસાડી આપવાની જ વાતો કરવા લાગ્યા, અને રાગિણીને છોડી જવા માટે ભય્યાસાહેબને દોષ દેવા લાગ્યા, ત્યારે રાગિણીને રોમે રોમે ક્રોધ વ્યાપી રહ્યો; અને ચીનુભાઇને ખોટું લાગશે કે નહિ, તે વિષે મનમાં વિચાર કર્યા વિના તેના મ્હોંમાંથી નીચેના શબ્દો એકદમ ગુસ્સામાં બહાર પડ્યા.

"મારે પુનર્વિવાહ કરવો જ નથી. મને છોડી તમે એકાદ ગરીબ, અનાથ વિધવાનો જો ઉદ્ધાર કરશો, તો–"

"પણ તમારા સિવાય મારું આખું જીવન શુષ્ક છે! મને તમારા સિવાય બીજું કોઇ પ્રિય નથી! તમારે માટે હું ઘરના લોકોને, મિત્ર-મંડળને, વધારે શું કહું જનલજ્જાને પણ ન ગણકારતાં–"

"તમારી આટલી ઉદાર બુદ્ધિ છે, તેથી જ હું કહું છું, કે તમારે એકાદ કોઈ ગરીબડી વિધવા સાથે વિવાહ કરી લેવો. એવી વિધવાઓ આ જગતમાં કાંઈ ઓછી નથી!"

"પણ મને તમારા જેવી વિધવા ત્રણલોકમાં પણ મળવાની નથી!"

"એ ખરું કહ્યું! દરેક સ્ત્રીમાં કંઇ ને કંઇ ફેર તો હોય છે જ!"

"મારા કહેવાનો ભાવાર્થ એવો નથી. મને તમારા જેવી પ્રિય, પવિત્ર અને પૂજ્ય સ્ત્રી બીજે કયાં મળશે? હા, તમે મને પ્રિય છો

એટલું જ નહિ, પણ અત્યંત પૂજ્ય પણ છો. તમારા શબ્દો મને સંગીતની માફક મધુર લાગે છે, એટલું જ નહિ પણ મને તે વેદવાક્ય જેવા માન્ય છે.''

''વેદવાક્ય જેવા માન્ય' એટલે બિલકુલ માન્ય નથી, એમ જ કહેવું જોઇએ!'' રાગિણી આ 'સીન'નો જલદી અંત લાવવાના ઉદ્દેશથી બોલી: ''વેદવાક્યો તમને માન્ય નથી અને લોકોને પણ તે માન્ય નથી. વેદોની માન્યતા માત્ર શાબ્દિક જ છે?''

''આ મશ્કરીનો વિષય નથી. મારા તરફ જુઓ, મારું હૃદય કેવું આકુળ વ્યાકુળ થઇ રહ્યું છે.''

''તમારા પ્રાણ મારા દર્શનથી વધારે વ્યાકુળ ન થાય એટલા માટે તમે મારાં દર્શન જ ન લો એ ઠીક; અને આમ એકાંતમાં તો મારાં દર્શન માટે કદિ પણ તમારે આવવું નહિ! મારા આ સ્પષ્ટ શબ્દોનો અર્થ જો તમે સમજ્યા ન હો, તો ભાઉસાહેબને કહી તેમની પાસે મારે તમને તે સમજાવવો પડશે. અને તેમની પાસે મારે આ બાબતનો પૂરો બંદોબસ્ત કરાવવો પડશે!''

આગળની વાત સમજવાને આ 'સીન'નું આટલું જ વર્ણન બસ છે. ઉત્તરા અને બાસાહેબ બન્ને જરાક માંદાં હોવાથી રાગિણી તે દિવસે એકલી જ ફરવા ગઈ હતી. બાસાહેબ તેને 'એકલી જઇશ નહિ' એવું ઘણી વાર કહેતાં, તે છતાં તેણે તેમનું માન્યું નહોતું. પણ હવે રાગિણીને પસ્તાવો થયો. ઘરનાં મોટાં માણસોનું કહ્યું ન માનવાનું પરિણામ આવું જ આવે એમ તે હવે મનમાં બરાબર સમજી.

એકલી ફરવા જવાની પોતાની હઠનું આ પરિણામ આવ્યું, તેથી બાસાહેબને આ વાત કહેવાની પણ તેને શરમ લાગી. બનેલી વાત કોઇને જ ન કહેવી, એવો તેના મનમાં વિચાર આવ્યો, પણ ઉત્તરાની ઓરડીમાં ગયા પછી સખીસ્નેહ પ્રબળ થયો અને તેણે બનેલી વાત ઉત્તરાને પહેલાં ટુંકાણમાં-અને પછી વિસ્તારપૂર્વક કહી.

ગુસ્સાના આવેશમાં ચીનુભાઇને પોતે 'ગરીબ વિધવાનો ઉદ્ધાર કરો,' એવું મ્હેણું માર્યું એ વાત પણ તેણે ઉત્તરાને કહી અને ''આ શબ્દોનો ખરો અર્થ તેમના ધ્યાનમાં ન આવે, તો ઠીક થાય,'' એમ તે ઉત્તરા પાસે બોલી.

''કેમ? જો અર્થ જ ન સમજે તો મ્હેણું મારવામાં ફાયદો શો?''

''હું તે ગુસ્સાના આવેશમાં જ બોલી ગઇ-તેમનું મન મારા એ મ્હેણાથી મેં નિષ્કારણ દુભવ્યું, એમ મને હવે લાગે છે.''

''તું તો હદબહાર કોમળ અને દયાળુ છે! ચીનુભાઈ જેવાને આથી પણ કડક કંઇ કહ્યું હોત, તો મને જરાએ ખોટું લાગત નહિ!''

''તે બિચારા મૂર્ખ છે! તેને કડક શબ્દો કહીને શા માટે દુભાવવો? તેનું પાપ તેની સાથે, એમ કહી આપણે તેને જવા જ દેવો; બીજું શું?''

"તને તેમની દયા આવે છે. પણ તે પાડાને આ મ્હેણાંથી કંઇ પણ લાગ્યું નહિ હોય, તે પક્કો નિર્લજ–નફ્ફટ છે!"

"એમ કેમ થાય? તે પણ માણસ છે ને? 'ભાઉસાહેબને કહી તમારું આવવું બંધ કરાવીશ,' એવું જ્યારે મેં તેમને કહ્યું ત્યારે બિચારા-એ શરમથી માથું નીચું નમાવ્યું. તેમનો તે વખતનો ચહેરો જોઈ મને એમ થયું, કે એ કઠોર શબ્દો હું ન બોલી હોત તો જ ઠીક થાત."

"પણ એમ કર્યા વિના છૂટકો જ નહોતો!" ઉત્તરા બોલી: "સ્ત્રીઓને આવી રીતે એકાંતમાં મળી તેમની સાથે વિવાહની વાતો કરવી, એ સારું કહેવાય કે?"

"સારું તો નથી જ!" રાગિણી હસીને બોલી: "પણ કેમ બ્હેન, તને તો આમાં ખરી રીતે જોતાં ગેરવાજબી જરા પણ ન લાગવું જોઇએ. સ્ત્રી પુરુષોનાં હક્ક તદ્દન સમાન છે ને? પુરુષો એકાંતે મળે તેમાં જેવી રીતે જરાપણ વાંધો ન હોય, તેવી જ રીતે સ્ત્રીપુરુષો એકાંતમાં મળે તો—"

"ખરું પૂછે, તો વાંધો ન જ હોવો જોઇએ? પણ આપણા હિંદુ રિવાજ મુજબ એ ખોટું દેખાય છે. વળી ચીનુભાઇ જેવાને તો સ્ત્રીઓ સાથે એકાંતમાં બોલવાનો કદાપિ અધિકાર ન જ હોવો જોઇએ.

"કેમ વારું? તેમણે શું કર્યું?"

"તેમણે પોતાના હક્કનો દુરુપયોગ કરી તે ગુમાવ્યો છે!"

"તારી સાથે પરણવાની વાત કાઢી એ શું દુરુપયોગ કહેવાય?"

"દુરુપયોગ નહિ તો બીજું શું?"

"મોટાભાઈ જેવાએ જો એવી વાત કાઢી હોત, તો સદુપયોગ થયો હોત ખરું ને?" રાગિણી હસીને બોલી.

"બસ–બસ કર, તારી આ વાતો! મને તારી આ મશ્કરી જરાએ નથી ગમતી!"

"વારુ. રહી મારી મશ્કરી એમ ને એમ! પણ મોટાભાઇએ કરેલી મશ્કરી તો તને ગમશે ને?"

"મારું માથું તાવથી દુ:ખે છે અને તું મને હવે વધારે સતાવીશ નહિ. આવતી કાલ સુધી જો તાવ ન મટ્યો, તો મને, બાને અને તને શાસ્ત્રીજી સાથે પાછાં મોકલવાં એવું નક્કી થયું છે."

"અને નાનાસાહેબ વગેરે પુરુષવર્ગ ક્યાં જવાનો છે?"

"તે બધા જવાના છે વધારે દૂર; આગળ ક્યાંક એક સાધુ રહે છે તેમનાં દર્શન કરવા બધા જવાના છે."

"હેં..., નાનાસાહેબને સાધુઓને મળવાની આ વૃત્તિ ક્યારથી થઇ?"

"તે તો અમસ્થા ભાઉસાહેબની સાથે જવાના છે. આ બધી પ્રવૃત્તિ-નું કારણ ફક્ત આનંદરાવ છે. જો કે તેમને સાધુને મળવાની ઇચ્છા

નથી, તો પણ તેમને ક્યાંક હિમાલયમાં વસતી જંગલી જાતોમાં જઇને રહેવું છે અને તેમના રીતરિવાજ વિષે માહિતી મેળવવી છે."

"અને જો આપણે સાધુનાં દર્શન કરીએ, તો આપણને શું પાપ લાગવાનું છે? ભાઉસાહેબને હું કહીશ, કે અમારે પણ તમારી સાથે આવવું છે."

"મારા મનમાં પણ ત્યાં જવાનું છે, પણ આ તાલ આડો આવશે એમ દેખાય છે. મને યુરોપીઅન સ્ત્રીઓની માફક પ્રવાસ કરી શોધો કરવાની ઇચ્છા થાય છે."

"તે સાધુ મળશે, એટલે હું તેમને પૂછવાની છું, કે સ્ત્રીઓએ યોગાભ્યાસ કરવો કે નહિ? મને હવે આ જગતનો કંટાળો આવ્યો છે, ઈશ્વરકૃપાથી જો આત્મજ્ઞાન થાય તો જીવતરનું સાર્થક તો થાય! નહિ તો શું? 'જન્મી' અને 'મરી ગઇ' એટલું જ મારું ચરિત્ર થાય!"

"ભય્યાસાહેબની માફક તને પણ આત્મજ્ઞાનની ઘેલછા વળગવા લાગી હોય, એમ દેખાય છે!"

"'આત્મજ્ઞાન' એ ઘેલછા! અને શાસ્ત્રીય શોધો કરવી એ મહેચ્છા, એ કંઈ ઘેલછા નહિ! તે સ્તુત્ય જિજ્ઞાસા! વાહ!"

"શાસ્ત્રીય શોધોથી જગતને ફાયદો થાય છે. યોગીઓ હાથમાં નાક પકડી બેસે તો તેથી જનતાને શો ફાયદો છે?"

"તે પોતાની શુદ્ધ વિચારલહરીઓવડે જગતને પવિત્ર બનાવે છે. પોતાના અંતર્જ્ઞાનથી ઘણા લોકોને સંકટમાંથી ઉગારે છે; અને તેમને સન્માર્ગે વાળે છે."

"ત્યારે તો ભય્યાસાહેબને આવા યોગીઓ સન્માર્ગે જ લઇ ગયા, એમ કહેવું જોઇએ!"

"હા—સન્માર્ગે નહિ તો શું? સંસારમાં પડીને બાળબચ્ચાંને જન્મ આપ્યો એટલે શું જીવનનું સાર્થક થયું? હા—તેમના જવાથી મને દુઃખ થયું તેથી આત્મપ્રાપ્તિના માર્ગને મારે શા માટે ખોટો કહેવો?"

"તારો આ વૈરાગ્ય થોડા વખતનો! તું પુનર્વિવાહ નથી કરતી, તેથી જ આખું જગત તને અસાર લાગે છે. જો તું પુનઃ લગ્ન કરે અને એક બે છોકરાંની મા થાય તો પછી આ વિચારો તને સુઝશે જ નહિ. તું પુનર્વિવાહ કેમ નથી કરતી? તું તો પુનર્વિવાહની વિરોધી તો નથી, અને—"

"પુનર્વિવાહ કરવો ઉચિત છે તેથી શું તે કરવો જ જોઇએ? પતિપત્ની વચ્ચે પ્રેમ તો હોવો જ જોઇએ ને?"

"અલબત્ત, પ્રેમ તો જોઇએ જ. પરણવાનો વિચાર થાય, એટલે પ્રેમ એની મેળે જ ઉત્પન્ન થાય છે."

"એટલે પહેલાં પ્રેમ ન હોય તો પણ લગ્નનો વિચાર કરવો એવું જ ને તારું કહેવું?"

"માણસ કોઇને જ ચ્હાતું ન હોય એમ તે કેમ બને?"

"હું જેને ચ્હાઉં છું તે આ જન્મારામાં તો મને નહિ જ મળે!"

'એના પ્રેમનું કયું માણસ હશે?' એવો ઉત્તરા પોતાના મન સાથે વિચાર કરવા લાગી. 'ભય્યાસાહેબને એ ચ્હાય છે, પણ તે હવે ફરીથી મળવાની આશા નથી.' એમ કહેવાનો રાગિણીનો હેતુ હશે, એમ તેને પ્રથમ લાગ્યું; પણ બીજી જ પળે 'આનન્દરાવ વિષે તો એ નહિ બોલતી હોય ને?' એવી તેને શંકા આવી.

"આનન્દરાવ કેમ ન હોય?" ઉત્તરા મનમાં બોલી: "હા–તે જ હોવા જોઇએ. આટલા દિવસ સુધી ભાઇ પ્રમાણે તેમને ગણેલા હોવાથી તે એમની સાથે પરણવાને તૈયાર નહિ હોય. રાગિણીએ કદાચ પૂછ્યું પણ હશે, અને નકારમાં જવાબ મળવાથી તેને નિરાશા થઈ હશે."

આનન્દરાવ રાગિણી સાથે પરણવાને તૈયાર નથી, આ વિચાર સ્વાર્થદૃષ્ટિથી ઉત્તરાને આનંદદાયક લાગ્યો. પરંતુ રાગિણી તેમને જ ચાહે છે એ તેની શંકા આ વાક્યથી દૃઢ થઇ, અને તેના મનની અંદર રહેલા અસૂયા બીજને અંકુર ફૂટવા લાગ્યાં.

"રાગિણી જો આનન્દરાવને ચ્હાતી હોય તો તે મને મળવાની આશા જ નથી!" ઉત્તરા મનમાં બોલી: "નાનાસાહેબે મારા વિવાહની વાત તેમની પાસે કાઢી ત્યારે તેમણે ચોકખી ના પાડી! આ ઉપરથી તે મને ચ્હાતા નથી એ સ્પષ્ટ દેખાય છે. તેમનું મન રાગિણીએ અથવા તો બીજી કોઇ સ્ત્રીએ નક્કી આકર્ષી લીધું છે. પણ ઘણું કરીને તો રાગિણીનું જ આકર્ષણ હોવું જોઇએ. આટલો વખત ભાઇ બેન જેવાં રહ્યાં એટલે હવે પરણતાં શરમાય છે, બીજું શું?"

કાગળ ઉપર લખેલા ઉત્તરાના મનમાંના વિચાર વાંચવાને અડધી મિનિટ પણ લાગી હશે, પણ તે તેના મનમાં અર્ધી ક્ષણ માટે જ આવવાથી રાગિણી ઉપરના તેના સ્નેહમાં અસૂયાએ પોતાનું દ્વેષ–વિષ ભેળવ્યું. પોતાના મનની શંકા તેણે વ્યક્ત કરી હોત, તો એક દૃષ્ટિએ ઠીક થયું હોત, અને તેથી ભાવિ અનર્થ પણ ટળત. પણ 'यद्भावि तद्भवत्येव' 'લખ્યા લેખ ટળે નહિ,' આમ હોવાથી ઉત્તરાએ પોતાની શંકા રાગિણીને કહી નહિ અને તે જ ખરી છે એમ ધારી લઇ તે તદ્દન નિરાશ થઇ, તેના શશિતુલ્ય મુખ ઉપર નિરાશા અને અસૂયાની છાયા પડતાં ગ્રહણ થવા લાગ્યું.

રાગિણીએ ઉત્તરાના ચ્હેરા ઉપરનો ફેરફાર જોયો; પણ તે વખતે પોતે ઉચ્ચારેલા ઉદાસ વાક્યથી ભય્યાસાહેબનું સ્મરણ તેના હૃદયમાં

જાગૃત થયેલું હોવાથી તે પોતે જ ઉદાસ થઈ હતી; અને ઉત્તરાને પણ તે જ સ્મરણ થયું હશે અને મારી વૈધવ્યદશાથી તે પણ ઉદાસીન કદાચ થઈ હોય એમ માન્યું. આ વિષય બન્નેને અપ્રિય છે એમ જણાતાં તેણે તે વાત છોડી દીધી અને આ દુ:ખદાયક વિષયનો અંત આણ્યો.

રાગિણીએ વિષય બદલ્યો, તેથી ઉત્તરાના મનની અસૂયા થોભશે ખરી? રાગિણીના દરેક વાક્યનો, દરેક શબ્દનો, તેના હાસ્યવિનોદનો અને હસવાનો 'અસૂયા' અનુસાર તે અર્થ કરવા લાગી, અને રાગિણીના સવાલનો ઉત્તરા વિચિત્ર અને હૃદયભેદક જવાબ આપવા લાગી.

ઉત્તરા આવું કેમ બોલે છે તે રાગિણી સમજી શકી નહિ; પણ આનન્દરાવ વિષેનું તેનું હૃદગત તે જાણતી હોવાથી પ્રેમવિહ્વલતાનાં અને પ્રેમમૂઢતાનાં જ આ લક્ષણો છે, એમ માની તેની ઇચ્છા પૂર્ણ કરવાનો અને તે વિષે આનન્દરાવ સાથે ફરીથી એક વાર વાર્તાલાપ કરવાનો તેણે નિશ્ચય કર્યો.

થોડી વાર પછી રાગિણી ઉત્તરાની ઓરડામાંથી પોતાને સ્થાને ગઈ.

---

## સપ્તદશ પરિચ્છેદ

---

### આયાગો નહિ તો શું? (દુષ્ટતાની હદ!)

" કહે છે 'ગરીબ, અનાથ વિધવાનો ઉદ્ધાર કરો!' જાણે આ 'ગરીબ' શબ્દનો અર્થ મારી ધ્યાનમાંજ આવ્યો નહિ હોય! ઉત્તરાએ મારો તિરસ્કાર કર્યો, પણ તેનાં વચનો આટલાં કડક અને કાંટા જેવા તીક્ષ્ણ નહોતાં. ઉત્તરાના મનમાં કપટ નથી, પણ આ રાગિણી બહારથી જેટલી વિનયશીલ દેખાય છે, તેટલી જ તે અંદરથી પક્કી અને ઢોંગી છે. પણ તેને કયાં ખબર છે કે આ ચીનુભાઇ સાથે પ્રસંગ છે! આજકાલની છોકરી મને ટાણો મારે છે કેમ? ઉત્તરાને લોકો તાટિકા, કૈકેયી, ભવાની, હેડંબા વગેરે નામોથી ઓળખે છે; પણ તેના કરતાં આ રાગિણી હજાર દરજ્જે ખોટી! ઉત્તરા તો કૂતરીની માફક ભસશે, પણ કરડશે નહિ; પણ રાગિણીનું રૂપ બહારથી નાગણની માફક સુંદર છે, પણ તે તો દ્વેષીલી અને પાછળથી આવી કરડનારી કૂતરી જેવી છે? ઉત્તરા મ્હોંપર ગમે તેવું બોલશે, પણ મનમાં એ જરા રાખશે નહિ; પણ આ રાગિણી તો બહારથી મીઠું મીઠું બોલી, પાછળથી ધક્કો મારી ખાડામાં નાંખશે! જુઓ તો ખરા, એ છોકરી મને બ્હીક બતાવે છે, કે ભાઉસાહેબને કહી, તમારું આવવું-જવું બંધ કરાવીશ. પણ યાદ રાખ, કે ભાઉસાહેબને કહી તારું જ મ્હોંઢું હું કાળું ન કરાવું તો મારું નામ

ચીનુભાઇ બાડીઓ નહિ! ભાઉસાહેબના કાન પહેલાં જ ભંભેરી મૂકું અને પછી જોઉં છું, કે રાગિણી મને ઘરમાં આવવા નથી દેતી, કે હું જ તેને ઘરની બહાર કાઢી મૂકાવું છું! ઉત્તરાને એકાંતે મળી વિવાહપ્રાર્થના જે મેં કરેલી તે વાત આખા સમૂહમાં વિસારે પડી નથી, એટલામાં હું રાગિણીને એકાંતમાં મળ્યો, અને તેની પાસે વિવાહ-વિષયક વાત કાઢી; એ વાત બહાર આવતાં લોકો સમક્ષ હું મારું મ્હોં કેમ બતાવી શકીશ! અને રાગિણી તો મને હૃદયભેદક શબ્દો કહીને મારી જ નાંખશે! ભાઉસાહેબ, નાનાસાહેબ અને આનન્દરાવ વળી મને શું કહેશે? તેમનું મ્હોં બંધ કરવાનો ઉપાય એક છે; અને તે એ કે તેમના ઘરમાં મારા જેવી જ એકાદ લોકાપવાદની વાત ઉત્પન્ન કરવી જોઇએ. ઉત્તરા યા રાગિણી વિષે ખરી ખોટી વાત ઉરાડી લોકોમાં તેમને વિષે ખોટું બોલાય એવું કંઇ નવુંજૂનું કરવું જોઇએ; એટલે તે પ્રમાણમાં આપણો ગુન્હો નાનો દેખાશે. ઉત્તરા તો ભોળી છે, એને તો હું ગમે ત્યારે ખાડામાં ઉતારી શકીશ. પણ આ ચાલાક, કપટી, દુષ્ટ રાગિણીને અથવા નાગણને છેતરવી એ અવશ્ય મુશ્કેલ છે. તેના ઉપર આપણે એક મોટો આરોપ રચી કાઢવો જોઇએ, જેના માટે પહેલેથી જ કંઈ ખટપટ કરવી જોઇએ. બસ આજથી જ મારી અને રાગિણી વચ્ચે દુશ્મનાવટ શરૂ થઇ. જ્યારથી એ નાગણની પૂછડી ઉપર મેં પગ મૂકયો ત્યારથી એનો હવે અંત આણ્યા વિના આ દુનિયામાં મારું જીવવું અશક્ય છે! ઉત્તરા સાથે વિવાહ કરી જનતા સમક્ષ પ્રામાણિકપણે રહેવાનો મારો ઇરાદો હતો; પણ આ ઇરાદો દૈવે કંઈ પાર પડવા દીધો નહિ. પછી આ રાગિણી સાથે પરણી ઘર માંડવાના હેતુસર ફરીથી એક વાર મેં દૈવની પરીક્ષા કરી જોઇ; પણ આ વખતેય તે આડું જ ફાટયું! આ જગતમાં સીધા થઇને રહેવું અશક્ય જ છે! જ્યાં જુઓ ત્યાં જીવનકલહ ચાલી રહ્યો છે, અને તેમાં નીતિનો તો બિલકુલ અંશ જણાતો નથી. રાગિણી અને મારી વચ્ચે હવે આજથી જ કલહ શરુ થયો. જોઇએ હવે છેવટે કોણ જિતે છે! પણ હવે વધારે વિચાર કરવામાં કંઈ સાર નથી. આવી પડેલી આપત્તિની સામે તો થવું જ જોઇએ. હમણાં આપણી બાજુ જરા નબળી દેખાય છે, તેને પાછી ખુબીથી સાચવી લઇ સબળ કરવાના પ્રયત્નમાં આપણે હવે મંડવું જ જોઇએ. આ કરેલી મૂર્ખતા સાંજ સુધીમાં બધાં જાણી જશે! હું પોતાને આટલો ડાહ્યો માનું છું, પણ કામદેવે મારી અક્કલ પણ હરી લીધી! कामातुराणां न भयं न लज्जा અને ન अक्कलं! આજની વાત કંઈ છાની રહેવાની નથી; તો આપણે જ યુક્તિપ્રયુક્તિથી ખરી વાતનું રૂપાંતર કરી 'મેં ઇંગ્લિશ પદ્ધતિથી વિવાહપ્રાર્થના કરી છે' એવી વાત

મોટી ખુશીથી ભાઉસાહેબને કહી દેવી, અને ગમે તેમ કરી હમણાં આપણી બાજુ સંભાળી લેવી, એટલે થયું."

આવો પોતાના મન સાથે પાકો નિશ્ચય કરીને ભાઉસાહેબ વગેરે મંડળ જે રસ્તે ગયું હતું, તે જ રસ્તે ચીનુભાઇ પણ જવા લાગ્યા. તે મંડળ તેમને જલદી જ મળ્યું, અને પછી ચીનુભાઇએ મોટી ખુબીથી પોતાની પ્રેમપ્રાર્થનાની હકીગત ત્યાં કહી. અંગ્રેજી નવલકથાઓ વાંચવાથી પોતાનો ઉચ્ચ અને ઉત્કટ પ્રેમ અંગ્રેજી પદ્ધતિથી વ્યકત કરવાની પોતાને ઇચ્છા થઈ, વગેરે વાતો કહી પોતે કરેલું તે કૃત્ય ઉચ્ચ અને પવિત્ર પ્રેમને લીધે જ થવા પામ્યું હતું, અને તે જો કે અસમંજસપણાનું હતું, તો પણ તેમાં પાપબુદ્ધિ બિલકુલ નહોતી એવું બતાવવાનો ચીનુભાઇએ બહુ પ્રયત્ન કર્યો; અને તે પ્રયત્ન ઘણે અંશે સફળ પણ થયો. વ્હાલા વાચક! જોયું, આ દુનિયાંના ભોળા અને ઉદાર માણસો કેવી રીતે ઠગાઈ છે!

આ વાતને ત્રણચાર દિવસ થઈ ગયા પછી ચીનુભાઇએ ભાઉ-સાહેબના કાન ભંભેરી રાગિણી વિષે તેમનું મન કલુષિત કરવાનો પોતાનો કૃતનિશ્ચય અમલમાં મૂકવાની શરુઆત કરી.

"રાગિણી વ્હેનને હું લાયક જ ન હોતો." ચીનુભાઈ, ભાઉસાહેબ સાથે જ્યારે ફરવા ગયા હતા તે વખતે બોલ્યા: "મારી પાસે ન મળે વિદ્યા કે ન મળે લક્ષ્મી, તેમ જ ઉમ્મરથી પણ હું તેમને યોગ્ય ન હતો. પણ ભાઉસાહેબ! હું પ્રેમમૂઢ થઈ ગયો તેથી આપની આગળ બોલતાં પણ હવે શરમાઉં છું."

"તમને કહ્યું કે તે વાત ભૂલી જાઓ? માણસને હાથે ભૂલ તો થાય જ!"

"તે બધું ખરું, પણ રાગિણી વ્હેનને આ વાત કેટલી લાગતી હશે! હું તો તેમને માટે બિલકુલ લાયક ન હોતો. તેમના જેવી યુવાન કન્યા સાથે પરણવાની મારી શું આ ઉમ્મર પણ છે? પણ નવાઈ જેવું આ જગતમાં એ છે, કે અમારા જેવાને વિવાહ કરવાની ઇચ્છા થાય છે, ત્યારે આનન્દરાવ જેવાને અવિવાહિત રહેવાનું ગમે છે!"

"ખરેખર! તે કેમ પરણતા નથી, તે કાંઈ સમજાતું નથી. નાના-સાહેબ તેને ઘરજમાઇ કરી રાખવા માગતા હતા. પણ તે તો પરણવા તૈયાર નથી. દેશાભિમાનને લીધે કદાચ તે પરણતા નહિ હોય!"

"કદાચ ઉત્તરાને તે ચ્હાતા નહિ હોય! તેથી ન પરણતા હોય. પ્રેમ વિના આનન્દરાવ વિવાહ કરવા કદિએ કબૂલ થવાના નથી!

"કદાચ એમ પણ હોય."

"મને તો એવી જ શંકા આવે છે. મેં પરમ દિવસે જ્યારે આનન્દ-રાવને 'કેમ પરણતા નથી?' એવો જ્યારે પ્રશ્ન પૂછયો ત્યારે તેમના બોલવા પરથી મેં એટલું તો અનુમાન કર્યું, કે પરણવાનો તેમનો ઇરાદો તો છે, પણ–"

"ત્યારે પછી તે કેમ નથી પરણુતા ?"

"પ્રેમને લીધે ! જ્યાં ત્યાં આ પ્રેમ જ આડો આવે છે !" ચીનુભાઇ વક્રદૃષ્ટિથી ભાઉસાહેબ તરફ જોતાં હસીને બોલ્યા.

"હું નથી સમજી શકતો કે તમારા કહેવાનો ભાવાર્થ શો છે!"

'અર્થ ગૂઢ ક્યાં છે ? જેને તે ચ્હાય છે તે મળ્યા વિના પરણુવું એ–"

"તે કોને ચાહે છે?"

"મને શી ખબર ? પણુ કદાચ અનુમાન કરી શકું ખરો. નાનપણુથી આપણે જેને જોતાં આવીએ છીએ, નાનપણુથી જેની સાથે આપણે રમેલા હોઇએ, તેને જ આપણે મોટપણુમાં પણુ ચ્હાઇએ ! એમાં નવાઇ જેવું છે શું ?"

"શું, તે રાગિણીને ચ્હાય છે, એમ તમે કહો છો ?"

"હા, મને તો એમ લાગે છે ખરું ! અને જો એમનો વિવાહ થઈ જાય તો ઘણું સારું થશે. બન્ને પરસ્પરને નાનપણુથી ચાહે છે અને પરસ્પર તેઓ બન્ને યોગ્ય છે, એ વાત મારી ધ્યાનમાં આવ્યા પછી રાગિણી બ્હેને મારો તિરસ્કાર કર્યો. અને તેનાથી મને નવાઈ લાગતી નથી."

"તમે આ વાત કેવી રીતે જાણી ?"

"કેવી રીતે ? પ્રેમીજનોની દૃષ્ટિ ઘણી જ તીક્ષ્ણુ હોય છે, એ આપની આગળ કબૂલ કરવામાં હું જરા પણુ અચકાતો નથી. વળી જ્યારે રાગિણી બ્હેને મને ના પાડી, તે વખતે તેમના મ્હોંમાંથી અજાણુતાં નીકળી ગએલાં વાક્યો ઉપરથી મને આ ગુપ્ત ભેદ સ્વાભાવિક પણુ સ્પષ્ટ રીતે માલમ પડી આવ્યો. અને એ તો તદ્દન ખુલ્લું જ છે કે બન્નેની લાયક ઉમ્મર, બન્નેનો એક બીજા ઉપરનો પ્રેમ, બન્નેનું–"

"તો પછી મારા આગળ તેઓ કેમ નથી બોલતાં ?"

"વાહ ! આપની આગળ તે કેમ કરી બોલે ? તેઓ શું એટલા બધાં નિર્લજ્જ છે ? વળી રાગિણી બ્હેન પુનર્વિવાહ કરતાં શરમાય છે. તેમની વચ્ચે પ્રેમ છે, તેમને વિવાહ કરવો છે; પણુ તે જનલજ્જાથી બ્હીએ છે."

"ઊંહ ! એમાં તે વળી શી આવી છે જનલજ્જા ?"

"આપણુને એમાં કંઇ લાગતું નથી, અને આપણે પુરુષો લોકનિંદાને મહત્વ પણુ આપતા નથી; પણુ સ્ત્રીઓને પુનર્વિવાહ કરવો, એટલે તો તેમને જાણે જીવસાટેની વાત હોય એમ લાગે છે. વળી રાગિણી બ્હેને આનન્દરાવને આટલા દિવસ સુધી 'મોટાભાઈ મોટાભાઈ' કહીને બોલાવેલા–"

"હું તેને કહું છું, પછી તો તે કબૂલ થશે ને ? આ વિવાહમાં મારા તરફનો જરાએ વાંધો નથી !"

" પૂછી જુઓ તેમને. કદાચ ખુશીથી તે કબૂલ પણ થાય! કદાચ રાગિણી બ્હેન પહેલાં 'ના, ના' કહે એ તો સ્વાભાવિક જ છે કારણ કે, ભાઉસાહેબ! સ્ત્રીઓનો સ્વભાવ જ એવો હોય છે—પોતાની ઇચ્છા હોય તો પણ તેઓ પહેલાં આનાકાની કરે જ!"

વાચકો! આ પ્રમાણે આનન્દરાવ અને રાગિણી વચ્ચે પ્રેમ છે, એવી જાતની વાત ચીનુભાઇએ ભાઉસાહેબને કરી. ભાઉસાહેબને આમાં કંઇ નવાઈ જેવું કે ખોટું લાગવા જેવું જરાએ હતું નહિ. 'નાનપણમાં જ ભાઇબ્હેન જેવાં રહ્યાં, એટલે મોટપણમાં તે જ સમ્બંધ કાયમ રાખવો, એવું કંઈ ખાસ નથી' તે મનમાં બોલ્યા: "બન્ને યુવાન છે, અને એક બીજાને ચ્હાય છે, આવી સ્થિતિમાં તે લગ્ન કરે એ જ સારું, નહિ તો કદાચ એમને હાથે કંઇ ભળતું જ થઈ જાય!"

ચીનુભાઈ દરરોજ ગમે તે રીતે ગમે તેવી વાત કાઢીને ભાઉ-સાહેબની શંકા દઢ કરતા ગયા. એક દિવસે તો આ વિષય ઉપર બોલતાં બોલતાં તેમણે તરુણ યુરોપીઅન લોકોની નીતિવિષયક વાતો કાઢી, 'લગ્નનો હેતુ સર્યો, પછી પરણીને શું કરવું છે?' એવું સૂચક વાકય ઉચ્ચારી, તેમણે ભાઉસાહેબનું મન તદ્દન સાશંક કરી મૂકયું.

ચીનુભાઇએ ભાઉસાહેબના કાન કેવી રીતે ભંભેર્યા, તેમનું મન કેવી રીતે કલુષિત બનાવ્યું, એ બધું વર્ણન જો કે ઘણું મનોરંજક હશે; પણ તે ન કર્યું હોય તો જ ઠીક. એક તરફ રાગિણી અને આનન્દરાવ એ બન્નેનાં શીલ અને ચારિત્ર્યની બાબતઃ તેમણે કેવી સ્તુતિ કરી, પછી યુવાનીમાં સ્ત્રીપુરુષોને હાથે કેવા પ્રમાદો થાય છે તેમ જ તરુણ વિધવા પાપકર્મમાં કેવી રીતે પ્રવૃત્ત થાય છે, અયોગ્ય સ્થાને દુષ્ટ માણસોના હાથમાં તેઓ કેવી રીતે સપડાય છે, વગેરે વગેરે બાબતો વિષે તેમણે પોતાના કે પોતાના મિત્રોના અનુભવની વાતો કહી, તેનું સવિસ્તર વર્ણન કર-વામાં લેખકની કલમને કંઈ ઉત્સાહ થતો નથી; અને વિશેષતઃ એક પ્રસંગે ચીનુભાઇએ આનન્દરાવ અને રાગિણી વિષે જે સંદિગ્ધાર્થ નીચતાપૂર્ણ વાકય ઉચ્ચાર્યું, તે તો કલમ અત્રે નથી જ ટાંકી શકતી.

——:o:——

## અષ્ટાદશ પરિચ્છેદ

——:o:——

## નગાધિરાજ હિમાલય

**अस्त्युत्तरस्यां दिशि देवतात्मा हिमालयो नाम नगाधिराजः ।**
**पूर्वापरौ तोयनिधी वगाह्य स्थितः पृथिव्या इव मानदण्डः ॥—कालिदास.**

"નાનાસાહેબ! આ હિમાલય પર્વત ઉપર આવ્યા પછી મન કેટલું પ્રફુલ્લિત થયું છે! હું કાંઈ કવિ નથી, અથવા કાવ્યનો એટલો બધો

રસિક પણ નથી; આથી ઉલટું મારો જન્મારો કોઈ વાર 'ઘટપટાદિ'ની નીરસ ખટપટોમાં તો કોઈ વાર 'ખકૂચ્છટ'ની શુષ્ક ધડઝાંજોમાં, નહિ તો માયાબ્રહ્મના ભ્રમ ઉત્પન્ન કરે એવા બ્રહ્મગોટાળામાં જ ગયો. પણ આ હિમાલયની શોભા નીરખી અને મને પણ કાવ્યસ્ફૂર્તિ થઈ જે હજીયે મારી નસેનસમાં સ્ફૂરી જ રહી છે. હે હિમાચલ! ઉમાશંકરે સપત્નીક બીજા લોકોનો ત્યાગ કરી તારા કૈલાસશિખરને જ પોતાના નિવાસ-સ્થાન માટે પસંદ કર્યું, તેમાં હવે મને જરા પણ નવાઈ લાગતી નથી. મુનિજનો પણ ઈશ્વરપ્રાપ્તિ માટે આટલે દૂર સુધી નિવાસાર્થે આવે છે, તેથી પણ મને નવાઈ થતી નથી. આજની આ ચંદ્રજ્યોત્સ્નના અથવા એક પાછળ એક ઉંચાં ઉંચાં થતાં ગએલાં આ ગગનચુંબી હિમાચ્છાદિત શિખરો, અથવા તેમની ઉપર થઈ પરાવર્તન પામેલાં આ વનસૌન્દર્ય ઉપર પડેલાં ચંદ્રકિરણો, અથવા આ સ્વચ્છ પાણીના ઝરા, આ બધું જોયા પછી, 'જગદાત્મા'ના અસ્તિત્વ વિષે જેને શંકા રહેશે, તેની સામે પ્રત્યક્ષ બ્રહ્મદેવ આવીને ઉભા રહે, તો પણ તેને ઈશ્વરના અસ્તિત્વ વિષેની ખાતરી થશે નહિ. ભાઉસાહેબ! નભોમંડલમાં સ્થિત થએલા નક્ષત્રમંડળમાં હું પુરાણકાલના ઋષિમુનિઓને જોઇ શકું છું. તેઓ મારી તરફ પ્રેમપૂર્ણ દૃષ્ટિએ જોઇ રહ્યા છે; અને આનંદપૂર્વક મને બોલાવી રહ્યા છે! આ પ્રસન્નજલ ઝરા શાંતચિત્તે ઈશ્વરાસન તરફ પ્રયાણ કરી રહ્યા છે અને પોતાની સાથે આવવાની મનપ્રેરણા કરે છે. ભાઉસાહેબ! નાના-સાહેબ! આ સર્વોત્તુંગ હિમમય શિખરે આસન માંડીને સચ્ચિદાનંદ ઈશ્વર સત્સ્વરૂપ, સદ્વિકાસી સૃષ્ટિનું ધ્યાન ધરે છે અને એ ધ્યાનમાં અથવા આ આત્માનંદમાં હું લીન થઇ ગયો છું એમ પણ મને ભાસે છે!"

"શાસ્ત્રીજી! જે તમે કહો છો, તે તમારા જેવાને લાગે તેમાં નવાઇ નથી." નાનાસાહેબ પ્રત્યુત્તર રૂપે બોલ્યા: "યદ્યપિ જો કે હું પૂરતો નાસ્તિક ન હોતો, છતાં આટલા દિવસ અજ્ઞેયવાદનું અને જડવાદનું મારા મનમાં પ્રાબલ્ય હોવાથી બુદ્ધિ શિથિલ થઇ ગઈ હતી અને નીતિવિષયક ઉત્સાહ જતો રહેતો હોય એમ દેખાતું હતું; પરંતુ આ હિમાલય ઉપર આવ્યા પછી અને તેની ઉપરનાં આ દૃશ્યો જોયા પછી, પૂર્વસંસ્કાર જાગૃત થયા હોય, તેમ મારા મનમાં ચિત્રવિચિત્ર ભાવનાઓ ઉત્પન્ન થઇ છે-થાય છે. ગઇ કાલે બપોરે આ ડાબી બાજુના ધોધમાંથી ઉડનારા તુષારો ઉપર અથવા ફીણ ઉપર પડેલાં સૂર્યકિરણોનું પૃથક્કરણ થવાથી તેમાં દેખાતું સપ્તરંગી વિચિત્ર ચિત્ર મેં જોયું, અને મારા જડવાદને સગુણ ઈશ્વરનો રંગ લાગ્યો! અહીંઆંનાં જાતજાતના તરુવરો અને પ્રફુલ્લિત લતા-ઓ જોવાથી મારી સામેના શિખર ઉપરનો બરફ જેવી રીતે બપોરે તાપથી ઓગળે છે, તેવી જ રીતે મારો આત્મજ્ઞાનઅકારક જડવાદ પણ ઓગળવા

લાગ્યો. વિવિધગુણ ધર્મવાળાં લતાવૃક્ષાદિઓને આશ્રય આપનારો આ હિમાચલ, અસંખ્ય પુષ્પોને અને જીવોને આનંદ આપનારો સૂર્ય નિષ્ઠુર માણસોને અથવા જેની ટેવાએલી અનુભવદષ્ટિ નષ્ટ થઇ ગઈ હોય એવા પાપી લોકોને પણ ભયાકુલ કરનારાં આ સુશોભિત ઉંચાં ગિરિશૃંગો, ઉદાસ મનુષ્યોને પણ દિલખુશ કરે એવું આ સૌન્દર્ય, આ બધું અહેતુક છે–માત્ર પરમાણુસંઘર્ષણથી બનેલું છે–એ પ્રમાણે હવે પછી તો હું કહેવાનો નથીજ. ભાઉસાહેબ! આ હિમાચલનાં દર્શનથી શું આપણી ઉપર આવી જરાએ અસર થઈ નથી?"

"કાલિદાસાદિ કવિઓએ કરેલું હિમગિરિનું વર્ણન મેં નાનપણમાં આનન્દપૂર્ણ હૃદયે વાંચેલું અને તે વખતથી હિમાલયનાં દર્શન કરવાને માટે હું ઘણો જ ઉત્સુક હતો. જે દિવસે હું અહીંઆં આવ્યો, તે દિવસે મારી બાલપણની એક મહત્વાકાંક્ષા સફળ થઇ, તેથી હું મારી જાતને ધન્ય માનવા લાગ્યો. અત્રેનું આ મનોહર દશ્ય મને મારી જન્મદાતા માતા જેટલું જ પ્રિય લાગેલું; પરંતુ હવે મને તે પ્રિય તો નથી જ લાગતું, પણ ઉલટું મહાભયંકર લાગે છે. મને આમાં ઈશ્વર–સદય ઈશ્વર–ક્યાંયે દેખાતો નથી. શાસ્ત્રીજી! તમને તારામંડળમાં અને ઝરાઓમાં ઈશ્વર દેખાય છે; નાનાસાહેબ! તમને તે જલતુષારોમાં દગ્ગોચર થાય છે; પરંતુ ગઇ પરમ દિવસ સાંજે જે નાગ રાગિણીના પગ તળે આવવાથી તેને કરડવા આવ્યો, તે નાગમાં પણ તમે ઈશ્વરને જુઓ છો કે? નાનાસાહેબ! પેલો ધોધ જોઇને તમને ઈશ્વરના અસ્તિત્વ વિષે ખાતરી થઈ. પણ તે ધોધ ઉપરની લીલવાળી જમીન ઉપરથી જ્યારે ગાયને નીચે લપસી પડતી આપણે જોઇ, ત્યારે આપણને શું લાગ્યું? ખીણમાં પડેલી તે ગાયનું દીન વદન જોઇ, શાસ્ત્રીજી! તમારા તે શિખરસ્થ ધ્યાનમગ્ન સચ્ચિદાનંદને આનંદ થતો હશે, નહિ વારું? નાનાસાહેબ! તમને અહીંઆંનાં વિવિધ ફળપુષ્પાન્વિત લતાવૃક્ષો જોઈ આનંદ થયો; પણ આપણા પેલા યુવાન અને ચાલાક ભોમિયાએ એક સુંદર ફળ ખાધું અને તે જ ક્ષણે તરફડીઆં ખાઈ તેણે પ્રાણ છોડ્યા, એ તમારો ઈશ્વર કેમ કરી જોઇ શક્યો? મને અરસિક કહો, પાખંડી કહો, ગમે તે કહો,–મને હવે આ હિમાલય ઉપર સદય અને સચ્છીલ ઈશ્વર બિલકુલ દેખાતો નથી. આ ભવ્ય હિમનગ તરફ જોઇ અને આસપાસની ભયાનક ઉંડી ખીણો જોઇ મારો જીવ આશ્ચર્યભયાકુલ થઇ જાય છે!"

"આ આશ્ચર્યભયાકુલતામાં જ ધર્મનું બીજ છે." નાનાસાહેબે કહ્યું.

"ના! જંગલી લોક આપણા કરતાં પણ આશ્ચર્ય અને ભયથી વધારે ડરી જાય છે, તેથી શું તે વધારે ધાર્મિક થયા? આ જગત વિષે જેને આદરપૂર્વક પ્રેમ હોય તેજ ધાર્મિક છે, એમ હું તો માનું

છું. આવો પ્રેમ શાસ્ત્રીજીએ હમણાં જ વ્યક્ત કર્યો; પણ શાસ્ત્રીજી તમે તો હમણાં સાકાર ઈશ્વરના ભક્ત દેખાઓ છો, અને પહેલાં તો તમે નિરાકાર બ્રહ્મવાદી તરીકે અમારી સાથે વિવાદ કરતા હતા!"

"બન્નેય મત ખરા છે. જેને જે ગમે તેને તે અનુસરે."

"પણ તમને શું ખરું લાગે છે?" નાનાસાહેબે પૂછ્યું.

"મને નિર્ગુણ બ્રહ્મવાદ શ્રેષ્ઠ લાગે છે; પણ વ્યવહારમાં સગુણવાદી બન્યા હોઇએ તો ઠીક." શાસ્ત્રીજીએ કહ્યું.

"એટલે 'સત્ય' એ વ્યવહારપર આધાર રાખે છે, ખરું ને?" ભાઉસાહેબે જરાક હસતાં હસતાં પૂછ્યું.

"વ્યવહાર પર નહિ, છતાં આપણી વખત વખતની મનોવૃત્તિ ઉપર તે નક્કી જ આધાર રાખે છે. સ્નાનસંધ્યા થયા પછી શાન્ત ચિત્તે તત્ત્વજ્ઞાનના ગ્રંથ વાંચતી વખતે મને અદ્વૈતવાદ તદ્દન સત્ય લાગે છે, પણ હું જ્યારે દુઃખમાં હોઉં છું ત્યારે તો સાકાર ઈશ્વરની સ્તુતિ કરવામાં જ લીન થાઉં છું." શાસ્ત્રીજીએ જવાબ વાળ્યો.

નાનાસાહેબ હસતાં હસતાં બોલ્યા: "આજે તમે તમારી વિસંગતિ આટલી જલદી કબૂલ કરી એ મોટી નવાઇની વાત છે. કલાક નહિ તો ઓછામાં ઓછો અડધા કલાક પણ આ સગુણ અને નિર્ગુણ બ્રહ્મ બન્ને એક છે એવું સિદ્ધ કરવામાં તમે વાદવિવાદ ન ચલાવ્યો, એ ખરેખર નવાઇની વાત છે. ઠીક જવા દો, આપણું તત્ત્વજ્ઞાન મનોવૃત્તિ ઉપર આધાર રાખે છે એ તમારું કહેવું મને તદ્દન કબૂલ છે. શાસ્ત્રીજી! હિમાલય જોઇને તમને optimistic વિચાર સૂઝયા, તે પહેલાં તમારી વૃત્તિ આનંદી હતી, એ હું હવે સમજી શકું છું. પણ ભાઉસાહેબ તે જ હિમાલય તરફ જોઈ ભયાકુલ થયા છે, તેથી તેમના મનને સ્વસ્થતા ન હોતી અને હજીએ નથી, એમ હું માનું છું!"

"તદ્દન ખરું છે. રાગિણીને લીધે હું પણ ઘણી ચિંતામાં છું."

"પરમ દિવસે સાપના પૂંછડા ઉપર તેનો પગ પડ્યો તેથી કે શું?" શાસ્ત્રીજીએ પૂછ્યું.

"ના. સાપના કરડવાથી તેનું મરણ નિપજત, તેનો તો કંઈ વાંધો ન હોતો; પણ–પણ આ તરુણ છોકરીના કોમલ મનને કામરૂપી અંતસ્થ સર્પ મોહિત કરે અને તેને હાથે જો કંઈ વિપરિત કર્મ થાત, તો–તો–"

"મને બે ત્રણ દિવસથી એમ જ લાગતું જ હતું, કે તમને કોઈ હૃદ્રોગ થયો છે. ભાઉસાહેબ! તમારો આ સંશય તદ્દન નિરાધાર છે." નાનાસાહેબ આવેશથી બોલ્યા.

"જો નિરાધાર હોય, તો તો ઠીક જ છે. પણ નાનાસાહેબ! મને શંકા કરવાને સ્થાન છે, તેથી જ મારું મન આટલું બધું ગભરાઈ ગયું છે."

"એટલે? તમે કંઇ નવું સાંભળ્યું છે કે શું?"

"હા—નવું સાંભળ્યું છે. પણ શું કહું અને તે કેવી રીતે કહું?"

બોલતાં બોલતાં ભાઉસાહેબની આંખમાં જળઝળીઆં આવ્યાં. જે તેમણે પોતાના ખેસવતી લુછ્યાં, અને શૂન્ય દૃષ્ટિએ સામેના એક ગિરિશિખર ભણી તે જોઇ રહ્યા. શાસ્ત્રીજી અને નાનાસાહેબને શું બોલવું તે સુઝયું નહિ. થોડી વારે શાસ્ત્રીજીએ રાગિણી અને આનન્દરાવના ચારિત્ર્ય અને પાવિત્ર્ય વિષે પ્રશંસા કરી, ત્યારબાદ તેમને શંકા લેવાને કંઇ ખાસ કારણ બન્યું છે કે શું, એમ પૂછયું.

"એવું કંઇ ખાસ નથી; 'उन्मादकारी च यौवनम्' એવું કહ્યું છે ને? તેમાં એ બન્ને નાનપણથી પરસ્પરને ચ્હાય છે અને વળી આ રમ્ય સ્થાનો કામોદ્દીપક પણ છે."

"કામોદ્દીપક છે, એ તમારી પોતાની કલ્પના છે. મારું મન તો અહીંઆં આવવાથી વધારે શાન્ત થયું છે અને એકંદર રીતે અહીંઆંનું વાતાવરણ વધારે પવિત્ર હોય એમ મને દેખાય છે." નાનાસાહેબ બોલ્યા.

"શું, આનન્દરાવ એટલો ખરાબ છે, એવું તમને ખરેખર લાગે છે?" શાસ્ત્રીજીએ પૂછયું.

"તે ખરાબ નથી, તેથી તો મને તેની બ્હીક લાગે છે. તેણે પોતાના સદ્ગુણોથી આપણાં મન આકર્ષી લીધાં છે, તેવી જ રીતે રાગિણીનું પણ—"

"તમે આ શા ઉપરથી કહો છો?" નાનાસાહેબ બોલ્યા.

"ગમે તે ઉપરથી હશે! મને એ વિષે ખબર મળી છે, એટલું ખરું!"

"જો બન્નેનાં મનોમન મળી ગયાં હોય, તો પછી તમે તેમને પરણાવી શા માટે નથી આપતા?" શાસ્ત્રીજી બોલ્યા.

નાનાસાહેબ આશ્ચર્યચકિત સ્વરે બોલ્યાઃ "શું શાસ્ત્રીજી! તમે પણ પુનર્વિવાહને અનુકૂલ છો?"

"તેમનાં મન જો મળી ગયાં હોય તો પછી તેમનાં શરીર જૂદાં રાખવામાં શો અર્થ છે? તેમાંય વળી તેમની યુવાવસ્થા, બંનેનો એક બીજા ઉપરનો પ્રેમ, એવી દશામાં એકત્રિત કુટુંબમાં રહેવા છતાં તેમને મળવા દેવાં નહિ, એટલે તેમની અગ્નિપરીક્ષા કરવા જેવું છે. અરે તેમને કેવળ દુઃખ દેવા જેવું છે! તેમને આવી રીતે સતાવવાં એ ઠીક ન ગણાય."

"તો આનન્દરાવને બીજે મોકલી દેવાની તમે સલાહ આપો છો?"

"જો પુનર્વિવાહ કરવો ન જ હોય, તો એવો રસ્તો લેવો યોગ્ય ગણાય. પણ હું પૂછું છું. કે તમે તેમના વિવાહની વિરુદ્ધ શા માટે છો? આ વિવાહની ક્રિયા કરાવવા કોઈ બ્રાહ્મણ જો ન મળતો હોય તો લાવો, તેનું યાજ્ઞિક કર્મ કરાવીશ! મને તેટલા માટે ભલે લોક ન્યાત બહાર

મૂકવાના હોય તો મૂકે, કંઈ વાંધો નથી! પણ રાગિણી જેવી યુવતીને જન્મારા સુધી દુઃખમાં રીબાવવી, એ ધર્મ શાનો!"

"આજે શાસ્ત્રીજી ઘણા જોરપર આવેલા છે હોં! ઠીક, પણ તમે રાગિણીને પૂછી જોયું છે કે તેનો શો વિચાર છે?" નાનાસાહેબે પૂછ્યું.

"તે તો કહે છે કે 'મારે પુનર્વિવાહ કરવો જ નથી.' પણ મને લાગે છે કે તે લોકાપવાદથી ડરે છે, બીજું કંઈજ નથી. દીલમાં તો તેને થતું હશે કે પરણી લેવાય તો ઠીક, પણ લોક હસશે તેથી—"

નાનાસાહેબ બોલ્યાઃ "આ તમે શા ઉપરથી કહો છો? કદાચ તેને ખરેખર જ પુનર્વિવાહ નહિ કરવો હોય તો? ભય્યાસાહેબને તે કેટલી વ્હાલી હતી, એ તમે ભૂલી ગયા?"

"પહેલાં તે તેમને વ્હાલી હતી.–પણ હવે તે બીજાને–"

"તમે આજકાલ ઘણા જ અનુદાર થઈ ગયા છો, ભાઉસાહેબ! હું ઉત્તરા પાસેથી યુક્તિપ્રયુક્તિથી રાગિણીના મનમાં શું છે, તે જરૂર જાણી લઈશ."

આ પછી થોડીવાર સુધી એ ત્રણે જણા બહાર જ તંબુમાં કંઈ વાતો કરતા બેઠા હતા. થોડી વારે 'જમવાનો વખત થયો છે,' એવી ટીલુએ વરદી આણ્યાથી તે બધા જમવા માટે ઉઠ્યા. બધાં જમવા બેઠાં હતાં તે વખતે બાસાહેબે હિમાલય છોડી ઘેર પાછાં જવાની વાત કાઢી, અને 'અહીંઆં ટાઢ ઘણી છે; સાપ વગેરેની બ્હીક છે; સિંહ, વાઘ જેવાં હિંસક પશુઓ પણ અહીંઆં ઘણાં છે,' એવી વાતો ધીમે ધીમે શરુ કરતાં તે શોખીન પ્રવાસીઓને વિજયગામના પોતાના સુખ અને સગવડ આપનારા ઘર-તરફ વળવાનો તે આગ્રહ કરવા લાગ્યાં.

ખરું જોવા જઈએ તો બાસાહેબનું કહેવું ખરું હતું. પુરુષવર્ગ અને ઉત્તરા–રાગિણી તો ગરમ ગરમ કપડાં પહેરતાં, અને તેથી તેમને ટાઢની એટલી બધી પરવા ન હોતી. પણ બાસાહેબને બબ્બે ત્રણ ત્રણ કપડાં પહેરવાનું બિલકુલ પસંદ નહોતું; વળી આ ટાઢમાં રાંધવાનું કામ પણ એમનેજ માથે આવી પડતું. રાગિણી અને ઉત્તરા 'અમે રાંધીએ છીએ,' એમ કહેતાં, પણ તેમને તે પસંદ પડતું નહિ!

"તમારે તો ઠીક છે," બાસાહેબ હવે બધાંને કહેવા લાગ્યાંઃ "સવારસાંજ અહીં તહીં ભટકો છો અને બાકીના વખતમાં ગપ્પાં હાંકો છો! અને મારે તો માત્ર આ ટાઢમાં બન્ને વખત રાંધવા માટે બેસવું પડે છે."

"ચુલા આગળ ક્યાંથી ટાઢ આવી?" નાનાસાહેબે પોતાનાં પત્નીને મશ્કરીમાં કહ્યુંઃ "અને તારે જો રાંધવું ન હોય તો રાગિણી

અથવા ઉત્તરા એ બેમાંથી કોઇ રાંધશે. અરે! નહિ તો આપણો ટીલ્લુ જ રાંધશે. અમને તેના હાથનું રાંધેલું ખુશીથી ખપશે!"

"બસ. આમ બોલ્યા એટલે થયું!"

"એમને ખપશે ટીલ્લુનું રાંધેલું, પણ મને નહિ ખપે, સમજ્યાં કે! મારે માટે તો આપણી ઉત્તરા જ રાંધશે." શાસ્ત્રીજી બોલ્યા.

"પણ હું પૂછું છું કે, આ પર્વતપર અહીં જોવાનું છે શું? ન તો અહીંઆં બાગ છે કે બગીચા, યાતો મહેલ કે બીજું કંઇ ખાસ અહીંઆં બન્યું છે શું? હું તો અહીંઆં ફોગટની આવી, એમ મને થાય છે. જ્યારથી મેં પરમ દિવસે પેલો મોટો સાપ જોયો, ત્યારથી તો હું એવી ગભરાઇ ગઇ છું કે અહીંથી ક્યારે પાછાં નીકળશું, એવું જ થયા કરે છે."

"આપણા દેશમાંય પણ સાપ તો હોય છે!" શાસ્ત્રીજીએ કહ્યું.

"હા, હોય છે. પણ અહીંના જેવા થોડા જ હોય છે? વળી અહીંઆં સિંહ પણ છે, એમ ટીલ્લુ કહેતો હતો. પણ મારું સાંભળે છે કોણ? પરમ દિવસે તમે બધાં ફરવા ગયાં હતાં, ત્યારે ચીનુભાઇએ અને મેં વાઘની ગર્જના પણ સાંભળી હતી."

"ત્યારે અમને તે કેમ ન સંભળાઇ! અને તે ગર્જના વાઘની જ શા ઉપરથી? મેઘગર્જના કેમ નહિ હોય?" નાનાસાહેબે કહ્યું.

"મને નથી આપની સાથે બોલતાં આવડતું. સ્ત્રીઓને બોલવામાં પકડવાની તમને ઘણી ટેવ છે! મને બોલતાં નથી આવડતું, એ તો હું કબૂલ જ કરું છું, પણ છોકરીઓને લઈ આવી રીતે મહિનાના મહિના સુધી ટાઢ તડકામાં આથડવું–રખડવું–એ સારું નથી; વળી મારાથી હવે ડુંગર ચઢાવાનો નથી. ઘેર ચાલવું હોય તો તો ઠીક છે; નહિ તો હું મારે અહીંઆં જ બેસી રહીશ. અહીં તાવબાવ આવે યાતો કોઇ માંદું પડે, તો કોઈ દવા આપનાર છે?"

"આનન્દરાવ ડૉક્ટર છે તો ખરા! અને તારી ઉત્તરા પણ ક્યાં ઓછી ડૉક્ટરી ભણેલી છે?"

"આનન્દરાવ ડૉક્ટર જ માંદા પડ્યા છે તેનું કેમ! તેમનું માથું ઘણું દુ:ખે છે એમ તેઓ હમણાં જ મને કહેતા હતા."

"આનન્દરાવ! ખરું છે કે આ?" ભાઉસાહેબે પૂછ્યું.

"વિશેષ કાંઈ નથી. આજે સવારે ટાઢમાં બહાર નીકળ્યો તેથી. જરા સળેખમ થયું છે અને તેનાથી તબિયત જરા સુસ્ત છે, બીજું શું?"

"થોડી વાર પહેલાં તો પથારીમાં પડ્યા હતા, હવે કેમ છૂપાવો છો?"

"આનન્દરાવ પોતે માંદા નથી એમ કહે છે, અને તું તેમને માંદા પડવાનો શા માટે આગ્રહ કરે છે?" નાનાસાહેબે હસતાં હસતાં કહ્યું.

"મારું રહ્યું! પણ રાગિણીને જ પૂછી જુઓ કે, તે પથારીમાં પડ્યા પડ્યા 'ઉંહ ઉંહ' કર્યા કરતા હતા કે નહિં. રાગિણી પણ હવે અહીં રહેવાને ઇચ્છતી નથી." બાસાહેબે ખુલાસો કર્યો.

"તે જરા પણ કંટાળી નથી," ઉત્તરા બોલી: "સાપના પૂંછડાપર પગ પડ્યા પછી તે બહાર નીકળતાં જરા ડરે છે."

"સ્ત્રીઓ તો બ્હીકણુ જ હોય!" શાસ્ત્રીજી બોલ્યા: "ગમે એટલી ઉમ્મરે મોટી થાય, ભણેલી હોય તોપણ સ્ત્રીઓ તે સ્ત્રીઓ જ રહેવાની!"

સ્ત્રી જાતિ વિષેનો શાસ્ત્રીજીનો આ ટીકાત્મક સિદ્ધાંત ઉત્તરાથી કેવી રીતે સહન થાય? "શું પુરુષો કદિ પણ બ્હીતા નથી?" તેણે આવેશમાં આવી જઇ પૂછ્યું. "સ્ત્રીઓ કરતાં પુરુષો જ વધારે ડરપોક હોય છે. જો પુરુષો બ્હીતા ન હોય તો પછી ગઇ પરમ દિવસે પેલો સાપ કેમ ન માર્યો?"

સંભાષણુનો વિષય બાજુએ જ રહી સ્ત્રી પુરુષોની લાયકાતનો વિવાદ શરૂ થશે, એ બ્હીકથી ચીનુભાઇ બોલ્યા: "હવે વિજયગામ પાછાં ફરવું કે હજી ઉપર ચઢવું, એટલો જ હમણાં આપણો સવાલ છે."

"આગળ કે પાછળ જવું નથી, તેમ જ અહીંઆં પણ રહેવું નથી." આનન્દરાવે કહ્યું.

"એટલે! આ બધો શો ગોટાળો છે?" બાસાહેબે પૂછ્યું.

"તમારા પ્રિયબ્રહ્મસ્વામીનાં તમારે દર્શન કરવાં છે ને? તેમનો આશ્રમ ડાબા હાથ તરફ અહીંથી ફક્ત ત્રણેક માઇલ દૂર છે. એવું તેમનો એક શિષ્ય મને મળ્યો હતો રસ્તામાં, તેણે કહ્યું હતું. વળી તેમના આશ્રમમાં રહેવા કરવાની સારી સગવડ પણ છે."

"બધું તમે અમને પહેલાં જ કેમ ન કહ્યું?" ભાઉસાહેબ બોલ્યા: "મને પ્રિયબ્રહ્મસ્વામીને મળવાની ઘણી ઇચ્છા છે. શાસ્ત્રીજી, તમે આવશો ને?"

"અલબત્ત," શાસ્ત્રીજી બોલ્યા: "એટલા માટે તો હું આટલે દૂર હિમાલય સુધી આવ્યો. એમના જેવા સત્પુરુષનાં દર્શન કરવામાં પણ પૂર્વજન્મના પુણ્યની જ જરૂર છે!"

"ત્યારે તો અમે પણ આવીશું." બિચારાં ભાવિક બાસાહેબ પણ બોલ્યાં.

"ના, તું કંટાળી છે ને આ પ્રવાસ અને ટાઢતડકાથી?" ચાલો આપણે બધા હવે વિજયગામ તરફ પાછા ફરીએ!" નાનાસાહેબે કહ્યું.

"મને આમ બોલવામાં પકડવાની કંઈ જરુર નથી! હવે આટલે સુધી આવ્યાં છીએ, તો તેમનાં દર્શન કર્યા વિના ઘેર પાછાં કેમ જવાય?

મંદિરમાં જઈ દેવનાં દર્શન ન કરવાથી જેમ પાપ લાગે છે તેમ સાધુ-મહાત્માઓ માટે પણ સમજવું."

"પણ હવે આપણને એ માર્ગ બતાવશે કોણ? આ જંગલમાંથી આપણને માર્ગ કેમ જડશે? આપણા ભોમિયાને તો એ સ્વામીશ્રીના આશ્રમ તરફ જતા રસ્તાની કંઈ ખબર નથી." ઉત્તરા બોલી.

"પણ સ્ત્રીઓ બ્હીકણ નથી હોતી તો પછી શા માટે આટલી બધી ચિંતા કરે છે, ઉત્તરા?" શાસ્ત્રીજીએ હસતાં હસતાં કહ્યું.

"તમને તો સ્ત્રીપુરુષના વિવાદ વિના બીજું કંઈ સૂઝતું જ નથી!" બાસાહેબે પોતાની દીકરીની બાજુ લેતાં કહ્યું.

"સ્ત્રીપુરુષ સિવાય આ જગતમાં છે શું?" આવું હસતાં હસતાં કહી શાસ્ત્રીજીએ તે વિષયને મશ્કરીમાં જ ઉડાવી દીધો.

---

## એકોનવિંશ પરિચ્છેદ

### ઉત્તરા, રાગિણી કે સ્વદેશી ?

"કેમ આનન્દરાવ! મેં કહ્યું તે ખરું કે નહિ?"

"તદ્દન ખોટું. તમારા કહેવા પ્રમાણે રાગિણી મને મળી હતી; પણ તેણે તો ઉત્તરા સાથે પરણવાનો મને આગ્રહ કર્યો."

"આનન્દરાવ, તમે તો ભોળા જ રહ્યા! શું, તમારી પાસે આવી, 'તમે મારી સાથે પરણો,' એવું તમને તે કહી શકે ખરી? ગમે તે બહાનું કાઢી તે તમારી પાસે આવે છે અને લાગ જોઈ તમારી સાથે મિનિટ બે મિનિટ એકાંતમાં વાતચીત કરે છે. એ ઉપરથી જ તમારે તેનું મન પારખી લેવું જોઇએ. 'મારી સાથે પરણો,' એવા શબ્દો તેના મ્હોંમાં-થી કેવી રીતે કહાડી શકે! એ વાતને તો તમારે જ છેડવી જોઇએ."

"તમે તો ગમે તેમ બોલો છો! ઉત્તરાની સાથે પરણવાને માટે રાગિણીએ મને એટલો બધો આગ્રહ કર્યો, જેથી મને તો એમ જ લાગ્યું કે રાગિણીની ખાતર પણ મારે ઉત્તરા સાથે પરણવું!"

"જો એમ જ હોય, તો તો ઠીક જ છે! મારી આગળ તે દિવસે રાગિણી જે બોલી, તે ઉપરથી મેં તમને સહેજ સૂચના કરી. તમારી ઇચ્છા જ તેની સાથે પરણવાની ન હોય, તો તેને તેવું એક વાર સ્પષ્ટ રીતે કહી દો, તે નિરાશ પણ ન થાય!"

"તમારી આગળ તે શું બોલી હતી?"

"તે હું તમને કહેવા માગતો નથી. લોકોના વિવાહ ગોઠવી આપ-વાનું કામ મારું નથી. તમે મારા ઘણા દિવસના જૂના મિત્ર છો, તેથી તમારી આગળ મેં વાત કાઢી; નહિ તો મારે તે શી જરૂર હતી?"

"મારી ખાતરી છે, કે રાગિણીના મનમાં મારી સાથે પરણવાનો વિચાર સ્વપ્ને પણ આવશે નહિ. તમારી ક્યાંક તેમાં ગેરસમજ થઇ હોય, એમ મને લાગે છે."

"શાબાશ! ત્યારે તો રાગિણી બ્હેને મને તુચ્છકારી કાઢયો, એ પણ મારી ગેરસમજ જ હશે? 'હું આનન્દરાવને ચાહું છું,' આવું તો તે વખતે ગુસ્સામાં બોલી ગયાં, એ પણ મારી ગેરસમજ જ? તે તમારા તરફ પ્રેમદષ્ટિએ જુએ છે, અને ઉત્તરા બ્હેનનું બહાનું કરીને તમારી સાથે એકાંતમાં વાતો કરતી બેસી રહે છે, એ પણ ગેરસમજ જ કેમ? આનન્દરાવ! તમે ભોળા અને નિષ્કપટી છો, એ તમારો સદ્ગુણ છે ખરો; પણ આટલું હદબહારનું ભોળપણ જગતમાં કેમ કરી નભશે? મને તો ખરેખર તમારી દયા જ આવે છે."

આનન્દરાવ આગળ બિલકુલ બોલ્યા નહિ. તેમનું મસ્તક ફરવા લાગ્યું અને તમ્મર આવતાં પોતે પડી જાય છે કે શું, એમ થવાથી તે એક પાસેના ઝાડ નીચે બેઠા. ગઈ કાલે તેમનું માથું દુખતું હતું, એમ બાસાહેબ બોલ્યાં હતાં જે વાત ખરી હતી; પણ એનું ખરું કારણ બાસાહેબથી અજાણ્યું હતું, એ તો સ્પષ્ટ છે. આનન્દરાવને તાવ નહોતો આવ્યો, પણ ચીનુભાઇએ કહેલી વાતોથી તેમનું મન સંતપ્ત થયું હતું: "રાગિણી જો મારી સાથે પરણવા ઇચ્છતી હોય, તો મારે શું કરવું? તેનાં દુઃખ દૂર કરવાને માટે મારું 'સ્વદેશી' વ્રત છોડી હું બીજા લોકોની માફક ગૃહસ્થાશ્રમી થાઉં? તેની સાથે પરણી ચૂકયા, એટલે સ્વદેશસેવા નહિ જ કરી શકાય, એમ તો ખરું? પરણીને સ્વદેશસેવા કરવી હોય તો કરી શકાય, તો પછી નાનાસાહેબનો અત્યાગ્રહ છતાં હું ઉત્તરા સાથે કેમ ન પરણ્યો? જો પરણવાનું જ નક્કી હોય, તો પછી ઉત્તરા સાથે શા માટે ન પરણવું? પણ જો હું ઉત્તરા સાથે પરણું, તો પછી રાગિણી સાથે કોણ પરણશે? હમણાંના વખતમાં વિધવા સાથે પરણવા કોણ તૈયાર થવાનો છે? સ્વદેશસેવા જો છૂટવાની હોય, તો પછી સામાજિક સુધારણા હાથમાં કેમ ન લેવી? સ્વદેશસેવા, રાગિણી, કે ઉત્તરા? વારુ, પણ રાગિણી ફરીથી પરણવા માગે છે,' એ ખરું છે કે ખોટું? તેના મનમાં આ વિચાર આવ્યો હશે ખરો? ના, ચીનુભાઇની તેમાં ક્યાંક ભૂલ થએલી જણાય છે, એ તો નક્કી છે! તેમના બોલવા તરફ હવે ધ્યાન જ ન આપવું; નહિ તો તેના મનમાં એવો વિચાર બિલકુલ નહી હોય અને હું તેને ગમે તેવું કહી દઇશ! પરણવું હોય તો ઉત્તરા સાથે પરણવું શું સારું નથી? સારું તે કેમ કહેવાય? ઉત્તરા સાથે પરણ્યા પછી, ડગલે ને પગલે આપણું અપમાન થવાનો સંભવ છે! તે મારા કરતાં વધારે બુદ્ધિમતી, વધારે ચાલાક, વધારે બોલનારી અને વધારે તેજસ્વી છે. તેની આગળ મારો

પ્રભાવ બિલકુલ નહિ પડે. પણ નહિ પડે તેથી શું બગડી ગયું ? પતિ જ સ્ત્રી કરતાં વધારે સારો અને ડાહ્યો દેખાવો જોઇએ, એ શાસ્ત્ર ક્યાંનું ?

"ના, પણ તે તો દેખીતું જ ખરાબ. ઘરમાં હું કદાચ ઉત્તરાનું માનીશ, વધારે શું તેને પગે પણ પડીશ; પણ બહાર તો તેણે મારાથી બ્હીવું જ જોઇએ, અને મારી સામે જરા પણ બોલવું ન જોઇએ. અરે, પણ ઉત્તરાને આ કહેવું કેવી રીતે ? જવા દોને ! પરણવું જ નહિ, એ સરસ માર્ગ છે. આપણો સ્વદેશનો માર્ગ સર્વશ્રેષ્ઠ છે. હવે હિમાલય ઉપર તો આવ્યો જ છું, તો પ્રિયબ્રહ્મસ્વામીનાં દર્શન કરી અહીંઆંની આસપાસ રહેતી 'અનાકુરી' જાતિની શોધ કરી તેમના સહવાસમાં બે ચાર માસ રહેવું; તેમની ભાષા શિખી લેવી; તેમની રીતભાતનાં ટિપ્પણો કરી લેવાં, અને પછી એ બધી માહિતી પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવી. યુરોપીઅન લોકોએ જ બધી શોધો કરવી, અમારા હિમાલયનાં શિખરોની અને ત્યાં રહેનારી જાતિઓની પણ એ જ શોધો કરે, એ અમને ઘણું શરમાવનારું છે ! આવા પ્રકારની શોધખોળ કરી ભારતભૂમિનું નામ જગતમાં ગજવવું એ મારી મહત્વાકાંક્ષા છે. પણ જોઇએ હવે શું શું થાય છે તે. કારણ, આ આજની વાત—રાગિણી વિષે સાંભળેલી વાત—તો વિચિત્ર જ છે; તેને માટે અને ભાઉસાહેબ માટે સ્વદેશસેવા વગેરે બધું છોડી દેવું પડશે, એમ દેખાય છે. આટલા દિવસ સુધી ભાઉસાહેબે મને પોતાના પુત્રની માફક રાખ્યો, એટલે તેમની આજ્ઞાથી પણ વિરુદ્ધ જવાશે નહિ ! જોઇએ તો ખરા કે હવે શું શું બને છે ! ઈશ્વરને બધી ચિન્તા છે; તો પછી શા માટે નિષ્કારણ આપણે ફિકર કરવી ?"

આવો વિચાર આનન્દરાવે કર્યો. વિચાર કરવાનું તેમના હાથમાં હતું, પણ તેમનું મન થોડું જ તેમના કબજામાં હતું ? મસ્તક અશાન્ત થવા લાગ્યું, તેથી તે આમતેમ હરવાફરવા લાગ્યા; છતાં પણ તેમના મનને શાન્તિ મળી જ નહિ. વાચકગણ ! કોઇ પણ માણસ ચિન્તામાં હોય, ત્યારે તેને છોડીને ચાલ્યા જવું, એ ખોટું ગણાય, પણ આગળની વાત જાણવાને માટે આનન્દરાવને અત્રે જ છોડી આપણે હવે બીજી તરફ દૃષ્ટિ કરીએ તો ઠીક.

વ્હાલા વાંચક ! આવો, આપણે બધાના મુકામ તરફ જઇ જોઇએ કે તેઓ શું કરે છે ! બાસાહેબ અને ઉત્તરા સામાન બાંધી રહ્યાં છે, અને બૈરક પાર્લામેન્ટમાં હંમેશાં ભાગ લેનાર ચીનુભાઈ પણ ત્યાં જ કાંઈ કરતા ફરે છે ! જ્યારે રાગિણી પોતાની ઓરડીમાં સૂતેલી હોય એમ દેખાય છે. મારે ટીલ્લુ ભોમિઆની સાથે બહાર તંબુ વગેરે બાંધવાની ખટપટમાં પડ્યો છે અને નાનાસાહેબ વગેરે બધાં જ બહાર ઝાડ નીચે બેઠક જમાવી ગપ્પાં હાંકતાં બેઠાં છે. તેમની સાહિત્યવિષયક કે તાત્ત્વિક વાતો સાંભળવા

કરતાં બાસાહેબની ગૃહવિષયક વાતો જ સાંભળીએ તો ઠીક. ત્યાં આગળ ઉત્તરા પણ આજે ચીનુભાઇની વાતો ધ્યાન દઇને સાંભળે છે! આનું શું કારણ હશે વારુ? વળી ચીનુભાઇનું ભાષણ સાંભળી બાસાહેબ શા માટે કાનપર હાથ મૂકે છે? આવો તો ખરા, આપણે તેમની વાતો જરા સાંભળીએ.

"મારી કદાચ ભૂલ થઈ હશે, પણ મેં તેમને પેલા ઝાડ નીચે વાતચિત કરતાં મારી પોતાની આંખે જોયાં; મને તે જરા અજુકતું તો લાગ્યું; છતાં આજ સુધી મેં એ વાત કોઇની પાસે કાઢી નહોતી પણ આજે સહેજ એમની વાત નીકળી, ત્યારે જ તમને કહ્યું!" ચીનુભાઇએ કહ્યું.

"તે બન્ને ત્યાં વાતો કરતાં બેઠાં હશે, બીજું શું! અને કદાચ તેમણે આવી વાતચિતો કરી, તો તેમાં શું થઈ ગયું? નાનપણથી તે બન્ને ભાઇબેન જેવાં રહેલાં છે, અને–"

"ચીનુભાઇને નિષ્કારણ શંકા આવી છે!" ઉત્તરા બોલી: "રાગિણીને હું આજથી થોડી જ ઓળખું છું? તેને હાથે તો એવું કાર્ય કદિ પણ બને નહિ! તેના મનમાં ખોટા વિચાર પણ નથી આવતા, તો ખોટાં કામ તો તેને હાથે ક્યાંથી જ થાય?"

"મારું માનવું જો ભુલભરેલું હશે, તો મને તેમાં આનંદ જ છે. મને પણ એમ લાગે છે, કે આનન્દરાવના હાથે એવું કદિ પણ બને નહિ!"

ચીનુભાઇનાં આ સંશયાત્મક વાક્યોથી તેમનું ઇષ્ટ કામ થયું. આજે છ સાત દિવસ થયા, આ માદીકરીના મનમાં રાગિણી વિષે દ્વેષ–વિષબીજ રોપવાનું અને તેની નિંદા કરવાનું કામ તેમણે ચાલુ રાખ્યું હતું, અને આજે પણ નિશ્ચયાત્મક એવું કંઈ પણ ન બોલતાં અને પોતાનો નિષ્પક્ષપાતીપણાનો અને સત્યવાદિત્વનો આવેશ ન છોડતાં તેમણે ઉત્તરાનું મન રાગિણી વિષે તદ્દન કલુષિત કરી નાંખ્યું. આનન્દરાવની પ્રશંસા કરી તેઓ જયારે રાગિણીનો દોષ કાઢતા, ત્યારે ઉત્તરાને ઠીક લાગતું. તેથી ગમે તેમ આડું અવળુ બોલીને પણ આ બન્નેનો સમ્બંધ ચીનુભાઈ જોડી દેતા એટલે આનન્દરાવનો દોષ એમાં થોડે ઘણે અંશે તો આવતો જ, અને પછી આનન્દરાવપર ગુસ્સો કરવો, કે તેમનો તિરસ્કાર કરવો, કે તેમની દયા ખાવી, શું કરવું તે ઉત્તરાને સમજાતું નહિ! આનન્દરાવનો તે તિરસ્કાર કરે એ શક્ય નહોતું, તેમના ઉપર ગુસ્સો કરવો એ પણ શક્ય નહોતું અને તેમની દયા ખાવાનું તો બિલકુલ અશક્ય હતું! આનન્દરાવ જેવા દૃઢ નિશ્ચયી અને સ્વદેશાભિમાની મનુષ્યના હાથે આવું દુષ્કૃત્ય થશે જ નહિ, એમ ઉત્તરાને કોઇ કોઇ વાર લાગતું, અને એ વિચારથી તેને આનંદ થતો. નાનાસાહેબના અત્યાગ્રહ છતાં, તેમ જ પોતાની બધી મિલકત તેમને આપી દેવા તૈયાર થયા છતાં, જે આનન્દરાવ સ્વદેશાભિમાનથી વિવાહ કરવા તૈયાર થયા નહોતા, તેમને વિષે આવી ખોટી

શંકા લેવી એમાં પણ પાપ છે, એમ ઉત્તરાને ક્ષણક્ષણને માટે લાગતું, અને ચીનુભાઇની એમાં કંઇક ભૂલ થઈ હશે, એમ માની તે પોતાનું મન મનાવતી; પણ આથી તેના હૃદયને શાંતિ કયાંથી મળે?

પ્રેમ અને અસૂયા—આનન્દરાવ વિષેનો પ્રેમ અને રાગિણી વિષે અસૂયા—આ બન્ને મનોવિકારોથી ઉત્તરાનું મન આકુળવ્યાકુળ થઇ ગયું. આનન્દરાવ ઉપરના પ્રેમથી તેણે બધો દોષ રાગિણી ઉપર જ ઢોળ્યો! અને રાગિણી ઉપરની અસૂયાથી તો તે નીચમાં પણ નીચ છે, એમ તેને લાગ્યું. તે બન્નેનો પહેલાંનો સ્નેહ કયાં ગયો? તે તો બિચારો હૃદયમાં જ લપાઈ રહ્યો હતો! અસૂયાનો જે દિવસથી તેના હૃદયમાં પ્રવેશ થયો, તે દિવસથી સ્નેહ બિચારો દીન થઇ કોઇ ખૂણામાં સંતાઇ ગયો. જ્યારે અસૂયા સુપ્ત થતી, ત્યારે તે બ્હીતો બ્હીતો પોતાનું મસ્તક જરાક ઉંચું કરતો, અને ઉત્તરાને હિતકારક અને પ્રેમાળ ઉપદેશ કરતો, ઉત્તરાને તે ઉપદેશ તેટલા વખત પૂરતો ઠીક લાગતો, પણ અસૂયા જાગૃત થતી કે તરત જ સ્નેહ પાછાં પગલાં ભરવા મંડતો! છતાં પણ તે તેવા વખતે બને એટલો સદુપદેશ કરવાને ચૂકતો નહિ, પણ ક્ષુબ્ધ બનેલી અસૂયા આગળ તેનું કહેવું કોણ સાંભળે? અસૂયા! સંસ્કારી સત્યપ્રિય અને સત્વશીલ ઉત્તરાને ફસાવવામાં તું સફળ થઇ, તેથી તને ખરેખર ધન્યવાદ ઘટે છે! ઉત્તરા! તેં કામદેવને જિત્યો, પણ આ અસૂયાને તું ન જિતી શકી!

———:o:———

## વિંશ પરિચ્છેદ

———:o:———

### માતાનું સ્મરણ

પ્રિયબ્રહ્મસ્વામીની પાસે જવાને બધાં નીકળ્યાં તો ખરાં; પણ તેમના આશ્રમ તરફ જવાનો માર્ગ કોઈ પણ જાણતું નહોતું. ભોમિયા કહેતા, કે આશ્રમનો માર્ગ અમે કોઇએ જોયો નથી, ત્યારે આનન્દરાવ આગળ જતા અને તે ઝાડીમાંથી માર્ગ ખોળી કાઢતા; પણ એકાદ વખતે તો તે ગીચ ઝાડીમાં ભમતાં ભમતાં એવું બનતું, કે આ બધાં પ્રગતિ તો બિલકુલ કરતાં નહિ, પણ જ્યાંથી નીકળતાં ત્યાં જ પાછાં આવી પહોંચતાં! વળી એકાદ વાર તે ખરેખર આગળ વધતાં; પણ હરતાં ફરતાં તેમને પહેલાંના જેવું જ નવું સ્થાન દેખાતું અને ત્યાંનો બધો દેખાવ પહેલાંના જેવો જ લાગતો, અને તે બન્નેનું સામ્ય હોવાથી આપણે વર્તુલભ્રમણ કરી પહેલે-જ સ્થાને આવ્યાં છીએ કે શું, એવી તેમને શંકા થઈ આવતી! આવે વખતે મજુરો પણ સામાન લઈ આગળ જવાની જ ના પાડતા! “किधर से जाते हैं महाराज?” આમ કહી “આ તરફ આશ્રમ નથી, સ્વામી નથી અને કોઇ માણસ પણ રહેતું નથી,” એવું તેઓ હિંદુસ્તાનીમાં કહેતા અને

ભાર નીચે મૂકી બેસી જતા ! તે બિચારાઓનો પણ શો વાંક હતો ! ગરમ ગરમ કપડાં પહેરી, ખીસામાં ખારેકો, બદામ, બિસ્કિટ લઈ ફરનારા આનન્દરાવને, અથવા નાનાસાહેબને તે ટાઢમાં જવાનું અથવા બુટ પહેરી કાંટા કંકર પર ચાલવાથી દુ:ખ ક્યાંથી હોય ? પણ પગમાં જેના ફાટ્યાતુટ્યા જોડા હોય, શરીરપર જેનાં સેંકડો છિદ્રવાળું કપડું હોય, ખાવાને માટે માત્ર મીઠુંમરચું અને રોટલા હોય, આવા મજુરોને રોજના આઠ આના મજુરી મેળવવાની ખાતર માથે મણ અધમણ બોજો લઈ તે ઝાડીવાળા પ્રદેશમાં આથડવું એ કેટલું દુ:ખદાયક લાગતું હશે, તેની વાચકગણ તું જ કલ્પના કરી લે. તેમાં વળી કલાક અર્ધો કલાક આથડી ફરીથી મૂળ સ્થાને પોતે પાછા આવ્યાં છે એમ જણાતાં તેમને કેટલું દુ:ખ થતું હશે, તેનો પણ થોડોક વિચાર કર, જેથી તેમને દોષ દેવો, એ યોગ્ય છે કે નહિ તે આપોઆપ સ્પષ્ટ સમજાશે. તેમાંએ વળી આનન્દરાવ જે માર્ગ કાઢતા, તે ઘણો જ વિકટ હતો ! તે ઘણો વિચાર કરી અમુક દિશા તરફ અમુક રસ્તે ગયા હઈએ તો ઠીક, એમ નક્કી કરતા, અને ભોમિયાનું કહેવું બિલકુલ સાંભળતા નહિ; પરંતુ ઘણું કરીને આનન્દરાવે કાઢેલો માર્ગ તેમને કાંટામાંજ લઈ જતો—અથવા એકાદ ખીણ અથવા તો ઉંચી ટેકરી તરફ તેમને ખેંચી જતો—અને પછી પાછા ફરી ભોમિયાએ બતાવેલા માર્ગે તેમને પાછા ફરવું પડતું ! ભોમિયા આવે વખતે ઘણા જ ગુસ્સે થઈ જતા, પણ જરા ધમકાવીને યા તો થોડી વધારે મજુરી આપવાની લાલચ બતાવી નાનાસાહેબ તેમનું મન મનાવી લેતા અને તેમને આગળ ચાલવાનું કહેતા.

રાગિણી અને ઉત્તરા કંઇક વાતો કરતી હતી, પણ તે કંઈ ખાસ મુદ્દાની નહોતી કારણકે ઘણે દૂર ચાલવાથી તે બન્ને થાકી ગઈહતી એ એક; અને બીજું એ કે તેમનાં મન પહેલાંની માફક એક બીજા પ્રત્યે હવે શુદ્ધ નહોતાં. તેમાંય ખાસ કરીને ઉત્તરાનું મન તો રાગિણીપ્રત્યે શુદ્ધ નહોતું જ ! આનન્દરાવ પાસે મેં તારા વિવાહની એક વાર વાત કાઢી હતી, એવું રાગિણીએ ઉત્તરાને કહ્યું ખરું: પણ ઉત્તરાને તેનું આ કહેવું બિલકુલ ખોટું લાગ્યું, અને તેને અંગે તેણે તેને કંઈ કર્કશ જવાબ આપ્યો જેથી, રાગિણી આશ્ચર્યચકિત થઇ ગઇ અને પોતાની સખી આજ આમ કેમ બોલે છે, તેનો તે વિચાર કરવા લાગી. ઉત્તરાના મનમાં પોતાને વિષે દ્વેષ હશે, એવો રાગિણીને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો.

એક વાર રાગિણીએ પોતાના વર્ગની એક કપટી છોકરી સમ્બંધમાં હસવું ઉપજાવે એવી વાત ઉત્તરાને કહી, અને તે વાતનું તેને ફરીથી વાતમાં ને વાતમાં સ્મરણ કરાવી આપ્યું, છતાં પણ આ વખતેય ઉત્તરા સંદિગ્ધ બોલી: "એક દષ્ટિએ તે છોકરી ઘણી જ સારી ! કેટલીક તો એવી હોય છે કે બહાર-

થી મીઠું બોલશે, પણ અંદરથી તો જાણે ગળું કાપવાને તૈયાર હોય!" એમ કહી રાગિણી તરફ જરા ભેદક દૃષ્ટિથી જોવા લાગી.

પણ રાગિણીના મનમાં જરાએ કપટ ન હોવાથી તેને આ વચનોની કંઈ અસર જ થઈ નહિ. રાગિણીના ચહેરા ઉપર જરા પણ ફેરફાર ન થયેલો જોઈ ઉત્તરાને એમ પણ થયું કે પોતે તેને વિષે ખોટી શંકા લે છે! પણ બીજી જ ક્ષણે તેને ચીનુભાઇના શબ્દોનું સ્મરણ થતાં નાગણ ગમે એટલી સારી અને ગરીબ દેખાય, તો પણ તેની ઉપર કદિએ વિશ્વાસ ન મૂકવો, એમ કહી પોતાની શંકા સાધાર અને યથાર્થ છે, એવો તેણે પોતાના મન સાથે પુનઃ વિચાર કર્યો. ઉત્તરાના મનની આવી ડામાડોળ સ્થિતિ હોવાથી તે સખીઓની વાતચિતમાં મઝા યાતો રસિકતા ક્યાંથી આવે! અને કદાચ આવે તો તે ટકે પણ કેવી રીતે!

હવે રાગિણી બાસાહેબ સાથે વાતો કરવા લાગી. પણ તેમનું મન ચીનુભાઇએ કલુષિત કરેલું હાવાથી તેમની પણ તેની સાથે નિખાલસ દિલથી બોલવાની ઇચ્છા નહોતી. રાગિણીનો દોષ નહિ હોય, એમ તેમને લાગતું હોવાથી ઉત્તરાની માફક તેમણે તેને અસર થાય એવા કઠોર શબ્દો કહ્યા નહિ, એટલો જ ઉત્તરામાં અને તેમનામાં ફેર હતો!

વાતચિતમાં રસ ન પડવાથી રાગિણી એકલી જ હવે પોતાના મન સાથે વિચાર કરતી બધાની પાછળ ચાલવા લાગી. "આજકાલ બધાં મારી તરફ આમ બેદિલથી કેમ જુએ છે, અને તેઓમાંથી કોઇ પણ મારી સાથે નિખાલસ હૃદયથી કેમ નથી બોલતું! ઉત્તરા મારી સખી, તે પણ આજકાલ આમ કેમ બોલે છે? તેના બોલવાનો અર્થ શું? મોટાભાઈ પાસે જઈ તેના વિવાહની વાત કરી, અને તે તેને હું કહેવા ગઈ, તેથી તો તે ઉલટી મારાપર જ ગુસ્સે થઈ! વળી મોટાભાઈ પણ હમણાં હમણાંમાં મારી સાથે સારી રીતે વાતચિત નથી કરતા! આમ કેમ હશે? હું તેમની સાથે વાત કરવા જાઉં છું, તો તે કંઈ નહિ જેવું બોલી ચાલ્યા જાય છે! અને ભાઉસાહેબ પણ આજકાલ મારી તરફ આમ કેમ જુએ છે? તેમને મારે વિષે કંઇ ફિકર લાગી હોય એમ દેખાય છે, અને તેથી જ પુનર્વિવાહ કરવાનો મને તે આગ્રહ કરતા નહિ હોય? વિધવા પાપ કરે તેના કરતાં ફરીથી પરણે એ વધારે સારું, એવું તે મને વારંવાર કેમ કહે છે? કદાચ તેમને મારે વિષે શંકા આવી હશે–'આવી હશે' શા માટે? આવી જ છે. તેમના ઉદાસ અને ચિંતાક્રાન્ત ચહેરાનો અને મને પુનર્વિવાહ કરવાના આગ્રહનો અર્થ હવે હું બરાબર સમજી, અને ઉત્તરા તેમ જ મોટાભાઈ પણ આમ કેમ વર્તે છે, તે પણ બરાબર ધ્યાનમાં આવ્યું. હું આડે માર્ગે જાઉં છું, એમ બધાંને લાગે છે. ભગવાન! મને વૈધવ્ય આપ્યું, તેથી

પૂરું ન થયું ? ભાઉસાહેબ, મોટાભાઈ, ઉત્તરા, બાસાહેબ, તમને પણ મારે વિષે ખાતરી નથી ? મારા હાથે હમણાં હમણાંમાં કયું ખોટું કામ થયું છે, કે તમે સર્વ મારે વિષે શંકાશીલ થયાં છો ? હું હસું છું–રમું છું–વિનોદ કરું છું તેથી ? પણ મને ઉદાસ જોઈને તો તમે જ દુ:ખી થતાં હતાં ને ! હાય, હાય ! વિધવાનું જીવન ઘણું જ ખોટું ! તે હસે તોય ખોટું, ઉદાસ રહે તોપણ ખોટું ! પુનર્વિવાહ કરે તોય ખોટું, અને ન કરે તોપણ લોક ખોટી ખોટી શંકાઓ લે, અને ગમે તેવી વાતો પણ ફેલાવે છે ! તો હવે વિધવાએ પ્રાણત્યાગ કરવો, એ જ સારું ને ! પણ બળી આ જીવની આશા નથી છૂટતી. હું જીવું તેથી હવે શો ફાયદો છે ? ભાઉસાહેબ માટે બધું દુ:ખ સહન કરતાં મેં બને એટલી આનંદી વૃત્તિ સ્વીકારી; પણ તેમને જ હું હવે નથી ગમતી, તો હવે મારે જીવવું કોને માટે ? મા ! ઓ જન્મદાતા મા ! જો તું અત્યારે જીવતી હોત, તો ભાઉસાહેબને મારે વિષે આવી શંકા આવત ? અને તેં પણ મારા વિષે આવી શંકા લીધી હોત ? મા ! મારું દુ:ખ હું હવે કોને કહું ? તું છે ત્યાં મને જલદી લઈ જા ! નહિ તો હું જ આવું છું તારી પાસે ! પણ ના, મારી આ સ્થિતિ તારી નજરે ન પડે એ જ ઠીક ! મા ! તું હવે મને કયારે અને કયાં મળીશ ? બધાંએ મને તરછોડી છે, જેથી હવે તું તો મને તારી પાસે લઈ લે !"

—:૦:—

## એકવિંશ પરિચ્છેદ

### ધર્મશાળા

અથડાતાં અથડાતાં અને માર્ગ કાપતાં કાપતાં આપણું વિજયગામવાસી યાત્રાળુમંડળ છેવટે એક ધર્મશાળા પાસે તો આવી પહોંચ્યું. હિમાલયમાં કેટલેક ઠેકાણે બાંધેલી ધર્મશાળાઓ મળી આવે છે. ત્યાં ધર્મશાળાઓ કોણ બાંધે છે, એ વિષે વિસ્મય થવાનું કંઈ કારણ નથી. કોઈ સ્વામી અથવા તપસ્વીના શિષ્યો તેની સેવામાં રહેવા લાગે, એટલે ત્યાં ધર્મશાળા ધીમે ધીમે બંધાય છે; અથવા તો એકાદ ભક્તિમાન પૈસાદાર શેઠીઓ, ગુફામાં રહેતા યા તો ભાવિક ભક્તજનો સિદ્ધપુરુષની પાસે પોતે રહી શકે એટલા માટે, ધર્મશાળા બંધાવે છે; અથવા એકાદ પરોપકારી ધાર્મિક કે ભાવિક મનુષ્ય પોતાના ગુરુનાં દર્શનનો લાભ જનતાને થાય તેથી પણ ધર્મશાળા બંધાવી આપે છે અને ત્યાં સીધા પાણીની પણ વ્યવસ્થા કરી રાખે છે.

વિજયગામવાસી મંડળને જે ધર્મશાળા જડી, તે એક ધનિક અને ભાવિક ગૃહસ્થે પ્રિયવ્રતસ્વામીની ભક્તિને લીધે જ ત્યાં બંધાવી હતી,

તેમ જ ત્યાં એક મહેતો અને બે નોકર એમ ત્રણ માણુસની નિમણુંક કરી તેમની પાસે વર્ષ પહોંચે એટલી સીધાસામગ્રીનો પણ બંદોબસ્ત કરી આપેલો હતો. પ્રિયબ્રહ્મસ્વામીને દર્શને જે શ્રદ્ધાળુ લોક આવે, તેમના ખાવા–પીવાની અને રહેવાની સગવડ પણ ત્યાં જ થતી હતી. પહેલાં આ સ્વામીનું ભક્તમંડળ ઘણું મોટું હતું. હિમાલયમાંની આ દુર્ગમ ધર્મ-શાળામાં પહેલાં ત્રીસચાળીસ માણુસો રહેતાં હતાં; પણ હમણાં તો ઉપર કહ્યા તે ત્રણ માણુસો સિવાય ત્યાં બીજું કોઇ જણાતું નહોતું. આનું કારણ, સ્વામી હમણાં હમણાંમાં ઘણા દિવસ સુધી ગુફામાં રહી વર્ષ બે વર્ષ સુધી કોઇને મળતા જ નહિ, એ હશે; કદાચ તેમના બીજે ઠેકાણે બીજા આશ્રમો હશે, અને ત્યાં તેમના વધારે ભકતો હોવાથી આ ધર્મ-શાળાનું મહત્વ ઓછું પણ થયું હશે. કારણ ગમે તે હોય પણ આપણા વિજયગામવાસી મંડળે તો ત્યાં ગયા પછી બીજા કોઈ ભકતો ત્યાં જોયા નહિ.

બીજા ભકતો દેખાય એટલે આપણી શ્રદ્ધા વધારે દૃઢ થાય છે અને જરાક મનને પણ ઠીક લાગે છે. ખાસ કરીને બાસાહેબ જેવાં ભોળાં ભાવિક લોકોની શ્રદ્ધા તો ભકતોની સંખ્યા ઉપર આધાર રાખે છે, એમાં તો શંકા નથી. બીજા કોઈ પ્રવાસી ભકતો ન દેખાયા તેથી બાસાહેબ-ને જરાક ખોટું લાગ્યું; પણ નાનાસાહેબ વગેરેને તે લાંબી પહોળી ધર્મ-શાળા જોઈ અને ત્યાં બીજા લોકોની પોતાને અડચણ નથી, એમ માલુમ પડતાં આનંદ જ થયો. પ્રિયબ્રહ્મસ્વામી ત્યાં જ છે કે આસપાસ કોઈ ગુફામાં છે, કે બીજે કોઇ સ્થાને છે, તેની ખબર નથી, એમ જાણ્યા પછી તેમનાં દર્શન થશે કે નહિ થાય, એવી શંકા ઉત્પન્ન થવાથી ભાઉ-સાહેબને અને ખાસ કરીને શાસ્ત્રીજીને તો મનમાં જરા ઓછું આવ્યું પણ રમ્ય પ્રદેશમાંની તે રમ્ય ધર્મશાળા જોઈ તેમને ત્યાં થોડા દિવસ રહેવાનું તો મન થયું. ગમે ત્યાં રજાના દિવસ મઝામાં ગાળવા, એ બધાનો હેતુ હોવાથી તેમણે દશપંદર દિવસ સુધી ત્યાં રહેવાનો વિચાર કર્યો. સ્વામીનાં દર્શન થવા જેટલાં પુણ્યો જો પોતે કર્યાં હશે, તો તે પણ થશે, એવાં આશાજનક વાકયો બોલી શાસ્ત્રીજી બાસાહેબને સમજાવવા લાગ્યા.

ધર્મશાળાની વચ્ચે એક મોટો ચોક હતો અને આસપાસ ચારે બાજુએ ઓરડીઓની હાર હતી. ઓરડીઓની આગળ લાંબી લાંબી ઓસરીઓ હતી. બે નોકરો વચ્ચે એક, એક કારકુનને માટે, સીધા સામાન વગેરે મૂકવા માટે એક અને એક રસોઈ માટે, એમ ચાર પાંચ ઓરડીઓ સિવાય બાકીની બધી ધર્મશાળા આ પ્રવાસીમંડળના તાબામાં આવી હતી. પણ તેમને એટલી બધી શું કરવાની હતી!

પૂર્વમાં જે મોટી ઓરડી હતી તે રસોડા ખાતે રોકી, અને તેની પાસેની ઓરડી ટીલ્લુએ પોતાને માટે રાખી લીધી. પશ્ચિમ તરફની

એક ઓરડી આનન્દરાવે લીધી અને તેમાં પોતાનાં પુસ્તકો, લેખન-સાહિત્ય વગેરે મૂક્યું, પ્રવાસી ભક્તો માટે ખાસ રાખેલાં ગોદડાંમાંથી એક ગોદડું અને એક દીવી પોતાના તાબામાં લઇ લીધાં. રાગિણી અને ઉત્તરા એમણે ઉત્તર તરફની એક ઓરડી કબજે કરી. નાનાસાહેબે એક સ્વતંત્ર ઓરડો રાખી, ભાઉસાહેબ અને શાસ્ત્રીજી એમની વચ્ચે એક વિશાળ ઓરડો આપ્યો, અને ચીનુભાઇને પણ એક સ્વતંત્ર ઓરડી મળી. આવી તે વિજયગામવાસી પ્રવાસીઓની ઘર જેવી જ વ્યવસ્થા થવાથી તેઓ ત્યાં આનંદમાં વખત વીતાડવા લાગ્યાં. સવારે ફરવું, બપોરે વાતચિત, નિબંધ–વાચન કે વાદવિવાદ, અને સન્ધ્યા સમયે અસ્તાચળનો રમ્ય દેખાવ જોવાને પુનઃ ફરવા જવું એવો તેમનો સામાન્ય કાર્યક્રમ શરુ થયો. સવારે ને સાંજે તે એટલું બધું ફરતાં, કે તેમને સાંજના આઠ વાગતામાં જે ઉંઘ આવતી તે સવારના સાત વાગતા સુધી કોઈ હાલતું જ નહિ–ઉઠતું જ નહિ !

ધર્મશાળાનું વર્ણન કરવા કરતાં તેઓની ઓરડીમાંથી બહાર દેખાતા દેખાવનું અથવા પ્રવાસીઓના વાદવિવાદનું વર્ણન કર્યું હોય તો ઠીક. રાગિણીવાળી ઓરડીની બારીમાંથી જો તમે બહાર જોયું હોત, તો તમને નીચે એક ભયંકર ખીણ દેખાત. તે ખીણની ઝાડીમાંથી એક પ્રચંડ નદી ધીમેથી અને શાન્તિથી વહેતી હતી. ખીણની સામી બાજુએ આવેલા વૃક્ષાચ્છાદિત પર્વત ઉપરથી કેટલાંક ઝરણાં સ્વચ્છન્દે કૂદી રહ્યાં હતાં; પણ તેમની વૃત્તિમાં ઉચ્છૃંખલતા નહોતી, અને તેઓ બાલકની જેમ વિહાર કરતાં હોય, એમ દેખાતાં હતાં. આ ખીણમાંની લીલીછમ–અથવા કાળી કહી હોય તોય ચાલશે–ઝાડીના મધ્ય ભાગમાં એક નાનકડું તલાવ હતું, તે એટલું નાનું હતું, કે તે કાળી અંધકારમય ઝાડીમાં સવારે તો બિલકુલ દેખાતું નહિ. પરંતુ મધ્યાહ્ને જ્યારે સૂર્ય ઉપર આવતો અને તેનાં કિરણો તે તલાવના પાણીમાં પડતાં ત્યારે તે તલાવ એકાદ મોટા હીરાની માફક ચકચકતું, અને તેના તે પ્રકાશ તરફ વધારે વાર કોઇથી જોવાતું નહિ.

રાગિણી પોતાની ઓરડીની બારીમાં બેસી કલાક અર્ધો કલાક વિચારમાં મગ્ન થઇ જતી. તે ઘોર ખીણ તરફ જોઇ તેને ભય લાગતો. બાલકની માફક આનન્દથી વિહાર કરનારાં સામેનાં ઝરણાં જોતી ત્યારે તે બિચારીને એમ થતું કે પોતાને તેવાં જ બે ત્રણ બાળક હોત તો કેવું સારું થાત. તેનું મન તે દેખાવ જોઇ કોઈ વાર બ્હીકથી ગભરાઈ પણ જતું, તો કોઇ વાર ઉપર્યુક્ત વિચારોથી નિરાશ, ઉત્સાહહીન અને ઉદાસ બની જતું. સામેની ઝાડીમાંના વૃક્ષોનાં કોમલ પલ્લવો કે રંગબેરંગી પુષ્પો કે બારી બહાર પોતાના પ્રિય પતિની સાથે કે પોતાનાં પ્રિય બાલકો સાથે ગૂઢ પ્રેમસંવાદ કરનારી કાબરો કોને પ્રિય ન હોય? પણ રાગિણીની તે ઉદાસ મનસ્થિતિમાં તેને આ બધી જ વસ્તુઓ અપ્રિય

થઈ પડતી. કાબરોનો કિલકિલાટ તો તેને આવે વખતે ઘણો જ કઠોર લાગતો ! તેમના પ્રેમસંવાદથી તો તે ઘણી દિલગીર થતી અને તેમને કંકરીપ્રહાર કરી હાંકી મૂકવાનું તેને મન થતું. ખરું જોતાં તે કાબરોનો શો અપરાધ હતો ? જ્યારે આપણે ઉદાસ હોઈએ ત્યારે લોકોનો–પક્ષિઓનો અરે કોઈનો પણ આનંદ આપણે જોઈ શકતાં નથી અને તેમની ઉપર નિરર્થક ગુસ્સો આવે છે !

આનન્દરાવે તાબામાં લીધેલી ઓરડીની બારીમાંથી તમે બહાર જોયું હોત, તો તમે વધારે ઉત્સાહજનક દેખાવ જોઈ શકત. નીચેનાં પર્વતશૃંગો તરફ જોઈ આપણે તેમના કરતાં પણ ઉપર છીએ, આ વિચાર કોને સુખપ્રદ ન થાય ? આનન્દરાવને આ વિચાર સુખદાયક જ થયો એમ નહિ, પણ વધારે ઉંચે જવાની અને હિમાલયના ઉચ્ચતમ શિખર ઉપરથી આખા જગતને એક વાર જોવાની પ્રબલ મહત્વાકાંક્ષા તેમના મનમાં ઉત્પન્ન થઈ. તેમની બારીની બહાર અનેક ઝાડો અને અનેક લતાઓ હતી. તે લતાઓ ઉપરનાં સુવાસિક પુષ્પો માતાના ખોળામાં બેઠેલાં બાળકોની માફક શોભતાં હતાં, અને લતાઓ જાણે પોતાનાં સંતાન તરફ જોઇને આનંદથી ડોલતી હોય એમ દેખાતું હતું.

સૂર્યાસ્તની શોભા જો કોઇને જોવી હોય, તો તેણે તે ધર્મશાળામાંની આનન્દરાવની ઓરડીમાં જઈ ત્યાંની બારી આગળ સંધ્યાસમયે કલાક અર્ધો કલાક સુધી બેસવું. સૂર્ય જેમ જેમ અસ્તાચળમાં જશે, તેમ તેમ નીચેના શિખરો ઉપર અંધકાર પડતાં, તેમના ઉપરનાં શિખરો જાણે તેમની તરફ જોઈ હસતાં હોય એમ દૃશ્ય થતું. પરંતુ ધીમે ધીમે તેમની ઉપર પણ છાયા પડતી અને તેમની ઉપરનાં શૃંગો પણ તેમને હવે હસવા લાગતાં ! આકાશમાંના મેઘોને પણ ઉંચું માથું રાખનારાં આ શિખરોનો ગર્વ હરાએલો જોઈ જાણે આનંદ થયો હોય તેમ હાસ્યમુખથી રંગબેરંગી વેશ ધરી દુષ્મનની હાર જોવા માટે આકાશમાં તેઓ ફરતાં હોય, એવો ભાસ કોઇ કોઇ વાર થતો. બારીમાંથી જોતાં જમણી બાજુએ જે શિખર હતું, તેની ઉપર એવી ચિત્રવિચિત્ર ઝાડી હતી, અને તેના અનેક–રંગી પલ્લવોમાં એવાં અનેકવિધ રંગોનાં નાનાં મોટાં ફળો અને પુષ્પો ઝળકતાં હતાં, કે સૂર્યનાં કિરણોએ તેમના રંગોમાં વધારે સાથીઆ ન પૂર્યાં હોત, તો પણ તેમનું વૈચિત્ર્ય અત્યંત ચિત્તાકર્ષક થયું હોત, અને ઇશ્વરે આ જ પર્વતશિખરને આટલું બધું શા માટે શણગાર્યું, એ વિષે આપણે નવાઇ પામતા રહ્યા હોત.

બારીની ડાબી બાજુના ઉચ્ચ પર્વત–શિખર તરફ જોયું હોત, તો તેથી તદ્દન ઉલટો જ દેખાવ જોવામાં આવ્યો હોત. એટલે જમણી બાજુએ રંગબેરંગી રમ્યતા, તો ડાબી બાજુએ એક રંગી કઠોરતા તમારી

નજરે પડત. ડાબા હાથ તરફનું તે શિખર હમ્મેશાં હિમાચ્છાદિત કેમ રહેતું અને જમણા હાથ તરફનું શિખર વૃક્ષાચ્છાદિત કેમ હતું, આનો યોગ્ય પ્રત્યુત્તર, હું સૃષ્ટિશાસ્ત્રજ્ઞ ન હોવાથી, મારાથી આપી શકાશે નહિ. આ તો શું, પણ આવી કેટલીએ વાતોનું યોગ્ય વિવેચન હું નહિ કરી શકું. દાખલા તરીકે, આનન્દરાવની બારીની બહાર પડેલી કૃષ્ણવર્ણી પ્રચંડ શિલા ત્યાં કોણે આણી? આ પ્રશ્નનો ઉત્તર હું શો આપું? પ્રચંડ એટલે તે કેટલી બધી પ્રચંડ હતી! એની ઉપર એકાદ રાજાનો રાજમહેલ પણ ઉભો કરી શકાત, એટલું જ કહું તો તમને તેની ઉંચાઈનો ખ્યાલ આવશે. આ શિલા ત્યાં કોણે અને શા માટે મૂકી? શું તે જ્વાલામુખી પર્વતમાંથી બહાર નીકળી? કે પૂર્વકાળમાં મોટો ધરતીકંપ થઇ પૂર્વ દિશા તરફનું એકાદ શિખર તે ડુંગરપર પડવાથી એની ઉપરની શિલા અહીંઆં આવી? પણ અહીંઆં આવો પ્રશ્ન ઉભો થાય છે, કે તે શિલા પૂર્વ તરફના તે ઉંચા શિખર ઉપર કોણે ગોઠવી? કહેવાનો ભાવાર્થ એટલો જ, કે આનન્દરાવના ઓરડામાંથી સંધ્યાકાળનો અથવા બીજા ગમે તે સમયનો દેખાવ જોવો એટલે એક પ્રકારનું અનુપમ શિક્ષણ લેવા જેવું હતું. જગતના અતિવિસ્તર વિસ્તારની, કે સૌન્દર્યની, ભયાનકતાની કે ગૂઢતાની, જગતના આનંદની કે ચમત્કૃતિની કલ્પના એક જ સ્થાનેથી જો કોઇને પોતાના ચર્મચક્ષુ આગળ ખડી કરવી હોય, તો તેણે ત્યાં જઇને ઉભા રહેવું; અથવા શ્રીમન્ છતાં પવિત્ર એવી વનશ્રી જોવાની ઇચ્છા હોય, રમ્ય છતાં ઉન્માદક ન હોય એવું સૌન્દર્ય નિહાળવાની ઇચ્છા હોય, તો ત્યાં જઈ થોડી વાર ઉભા રહી શાંતચિત્તે તે દેખાવનું નિરીક્ષણ કરવાથી જ મનની ઇચ્છા સફલ થાય!

કદાચ તમને ઉપરમાંની એક પણ ઇચ્છા નહિ હોય; તમને સૃષ્ટિદેવતાનું મેં કરેલું વર્ણન પસંદ પણ નહિ હોય, પણ વિજયગામવાસી મંડળ ત્યાં કેમ રહેતું, શું બોલતું, શાનો વિવાદ કરતું, ઉત્તરાની અસૂયાનું શું થયું, આનન્દરાવે રાગિણી સાથે વિવાહ કરવાનું નક્કી કર્યું કે ઉત્તરા સાથે યાતો 'સ્વદેશી' સાથે, ભાઉસાહેબના આગ્રહથી બિચારી રાગિણી પુનર્વિવાહ માટે તૈયાર થઈ કે નહિ, ભય્યાસાહેબ ક્યાં હતા, ચીનુભાઇએ ઉભા કરેલા પ્રપંચનું શું થયું, વગેરે વગેરે વાતો જાણવા માટે તમે કદાચ ઉત્સુક હશો! હું પણ તમને હવે તે જ કહેવાનો છું. આપણી વાર્તા એવા બિન્દુ ઉપર આવી છે કે તમને તે કહી દેવાની મને પણ ઉતાવળ થઈ છે. પણ મને એક જ મુખ હોવાથી, અથવા લેખનસમર્થ એક જ હાથ હોવાથી હું સર્વ વાતોનો ખુલાસો એકદમ કેવી રીતે કરું? છતાં પણ હવે આપણે તેનો થોડે થોડે ઉકેલ કરીશું.

———:o:———

## દ્વાવિંશ પરિચ્છેદ

—:o:—

**વાગ્બાણ**

ચર્ચાના વિષયો જ આપણે પહેલાં લઈએ. આ દશપંદર દિવસમાં આખા જગતના વિષયો આપણા આ યાત્રાળુ મંડળે ફેંદી નાંખ્યા હશે, એમ હું ધારું છું. સૌન્દર્ય જો ઈશ્વરનિર્મિત અને ઈશ્વરપ્રિય છે, તો સુન્દર વસ્તુ અને સુન્દર સ્ત્રીઓ મનુષ્યને પાપપ્રવૃત્ત શા માટે કરે છે? સૌન્દર્ય જો ઈશ્વરાંશભૂત છે, તો સૌન્દર્યનો મોહ થવો એટલે ઈશ્વરનો મોહ થવો એમ નથી ઠરતું? અને 'ઈશ્વરનો મોહ' આ શબ્દો પરસ્પર વિરોધી નથી? આ વિષયની ચર્ચા લગભગ બે એક દિવસ સુધી ચાલી હતી. પછી કેટલાક રાજકીય વિષયો નીકળ્યા તે પછી શાસ્ત્રાંગપારંગત્વ મેળવી સુસંસ્કૃતતા મેળવવી, એ શકય છે ખરું? તેની જ રીતે, માનસિક સુ-સંસ્કૃતતા મેળવી, જ્ઞાનયોગી થઈ પછી કર્મયોગી બનવું, એ પણ શકય છે ખરું? કે, ઉચ્ચતમ જ્ઞાનયોગને કર્મયોગ આવશ્યક છે? વિદ્વાન મનુષ્યનું જીવન વ્યવહારદક્ષ, પરોપકારરત, તેજસ્વી અને વીર્યવત થઈ શકે ખરું? વિદ્વત્તા એ મનોવૃત્તિઓમાં ઓછાવત્તા પ્રમાણમાં શૈથિલ્ય કે જાડય ઉત્પન્ન કરતી નથી? આ વિષયોની તેમની વચ્ચે સાંગોપાંગ ચર્ચા થઈ. આવા અનેક પ્રકારના વિષયોનો વિવાદ થઇ છેવટે નિકાલ શો થયો, તે એક વાકયમાં કહી શકાશે: 'નિકાલ કાંઈ પણ નહિ!' આ વિષયોનો ચાલુ વાત સાથે વિશેષ સંબંધ ન હોવાથી આપણે તેને છોડી દઈએ.

'સ્ત્રીશિક્ષણ' અને 'સ્ત્રીઓનું કર્તવ્ય' એ વિષય એક દિવસે સહેજ નીકળ્યો. તે દિવસે ઉત્તરા ઘણી આવેશમાં આવી, અને "અમે તત્ત્વ માટે લડીએ છીએ, સુખ માટે નહિ," એમ તે બોલી.

"પુરુષો અમારી સાથે પ્રેમથી વર્તતા હોય, તો પણ જ્યાં સુધી તેઓ અમને સમાનતાની દૃષ્ટિથી માન આપતા નથી, ત્યાં સુધી અમને શાન્તિ નહિ મળે. પુરુષોની સાથે સરખો હક્ક ભોગવતાં અમને દુઃખ થતું હશે તો પણ ચાલશે; પણ દાસીની માફક રહી ખાવાપીવાને સારું ભોજન અને પહેરવાને માટે ભારે લુગડાં, ઘરેણાં મેળવવાની અમને જરૂર નથી! અમે અમારા હક્ક માટે લડીએ છીએ, સુખ માટે નહિ!"

"તો સ્ત્રીઓને જોઇએ છે શું? સારાં સારાં લુગડાં નથી જોઇતાં, તો અમારા જેવાં શું ધોતીઆં પહેરવાં છે?" શાસ્ત્રીજી હસીને બોલ્યા.

"અમને જો તે ઠીક લાગે તો તેવું કરવાનો પણ અમને અધિકાર છે."

"તો ના પણ કોણ પાડે છે? તમારા અધિકાર કોણે લઈ લીધા છે?"

ઉત્તરા એકદમ બોલી: "'न स्त्री स्वातंत्र्यमर्हति' એવું મનુએ—".

'મનુસ્મૃતિ'નો પ્રશ્ન છોડીને વિષય મશ્કરીમાં જ ઉડાવવાના હેતુથી શાસ્ત્રીજી વચ્ચે જ બોલ્યા: "તો તારું કહેવું શું છે? તારી એવી ઇચ્છા છે કે, પુરુષો આવતી કાલથી રાંધવા બેસે, સ્ત્રીઓ લશ્કરમાં નામ નોંધાવે, અને તેમના ધણીરાજ ઘેર રોટલા ટીપે?"

"જો એકાદ પુરુષની લાયકાત રસોઈ કરવાની હોય, તો તેણે તે જ કામ કરવું! અને ઝાંશીની રાણી જેવી સ્ત્રીને લશ્કરમાં સેનાપતિની જગ્યા મળતી હોય, તો તેણે ખુશીથી તે સ્વીકારવી. પ્રત્યેક વ્યક્તિને પોતાને ગમતું કામ કરવાનો અધિકાર છે!"

"અધિકાર તો છે; પણ સામાન્ય સ્ત્રીવર્ગની લાયકાત કઈ છે?"

"એ નક્કી કરવાનો અધિકાર પુરુષોનો નથી! અમને જો સમજાશે કે અમે રાંધવાની જ લાયકાત ધરાવીએ છીએ, તો અમે રાંધીશું; પણ 'આ કામ કર,' એવું દબાણથી સ્ત્રીને કહેવાનો અધિકાર પુરુષોને ન હોવો જોઈએ. આજકાલ પંદર રૂપરડી કમાનાર કારકુનને જો ભણેલી સ્ત્રી મળે, તો તેના નશીબમાં તો ચૂલો ને તવેથો જ! અને જો કોઈ દિવસ રાંધતાં વાર થાય તો પેલા કલમબહાદુર કારકુન સાહેબ તેને હાથચાલાકી પણ બતાવી શકે! આમ શા માટે? તે બન્નેને સમાન હક્ક શા માટે ન હોવા જોઈએ?"

"હોવા જોઈએ, પણ કોણે રાંધવું, એ વિષે વિવાદ કરતાં તેમણે શું મત લેવા? અને કદાચ બન્નેના મત જો એક ન થાય તો પછી શું કરવું? તે દિવસે કોઈએ જ રાંધવું નહિ?" રાગિણીએ સવાલ કર્યો.

"આ આક્ષેપ કંઈ નવા નથી! બે પુરુષો ભેગા રહેતા હોય ત્યારે કોણ રાંધે છે? તેમનામાંથી જેને ફુરસદ હોય, અથવા તેમાંનો જે ઓછા દરજ્જાનો હોય અથવા રાંધવામાં જે વધારે કુશળ હોય, તે જ રાંધે. તેવી જ રીતે પતિપત્નીમાં પણ થાય. સ્ત્રીને જો યોગ્ય લાગે, કે પોતે રાંધવું એ ઠીક, તો તે રાંધશે; પણ તેને 'તું આ કામ કર,' એમ કહેવાનો—હુકમ કરવાનો પતિને હક્ક ન જ હોવો જોઈએ."

"જવા દોને એ વિષય!" નાનાસાહેબ બોલ્યા: "આ વિવાદમાં ઉત્તરાને ખીજવવા શિવાય બીજું કંઇ નહિ મળે. હવે આજે રાગિણીની કોઈ નવલિકા હોય તો સાંભળીએ, ઘણા દિવસથી તેની વાર્તા સાંભળી નથી."

"મારી નવલિકા કરતાં એકાદ નિબંધ વંચાય તો ઠીક. હું તો હમ્મેશાં તૈયાર છું જ. પણ શાસ્ત્રીજી જેઓ હમ્મેશાં બધાં ઉપર ટીકા કરે છે, અને તેઓ પોતે એક પણ નિબંધ કે વાર્તા કેમ લખતા નથી?"

"હા, શાસ્ત્રીજી! એ ખરું. તમે એક વાર નિબંધ લખો! તમે બધા ઉપર હમ્મેશાં ટીકા કરો છો; જેથી તમારી ઉપર ઘણી કડક ટીકા કરવાની મારી પણ ઇચ્છા છે!" નાનાસાહેબ બોલ્યા.

"અમે નિબંધ તો લખવાના નહિ, તેમ જ બૈરાં લખે તેવી વાર્તાઓ તો કદિ જ નહિ લખીએ! જો બધાંની ઇચ્છા થતી હોય, તો મેં ગઈ કાલે જે એક સ્વપ્નું દીઠું તે તમને કહી સંભળાવું." શાસ્ત્રીજી બોલ્યા.

"વાંધો નહિ! તમારું સ્વપ્નું આવવા દો. પણ સ્ત્રીઓના અને પુરુષોના હક્કનો વિવાદ તો જવા જ દો!" આનન્દરાવે કહ્યું.

આનન્દરાવના આ શબ્દોની અસર ઉત્તરા ઉપર કેવી થઈ હશે, તેનો વિચાર વાચક તું જ કરી લે.

"શાસ્ત્રીજી! ડોશીઓની માફક સ્વપ્નાં શાનાં કહેવા બેઠા છો! તેના કરતાં આનન્દરાવનો નિબંધ જ સાંભળીએ." ભાઉસાહેબ બોલ્યા.

"સાંભળો તો ખરા મારું સ્વપ્નું! તમને ભલે તે ન ગમે, પણ ઉત્તરાને તો તે જરુર જ ગમશે. મારા સ્વપ્નામાં તેને ગમતો જ વિષય આવેલો છે. કાલે રાત્રે આ વિષય વિષે જ વિચાર કરતો હું પડ્યો હતો, એટલામાં મારો એક બાલમિત્ર મને મળ્યો. તેણે મને મારી પથારીમાંથી ઉઠાડ્યો અને મને કાનમાં કહ્યું: 'શાસ્ત્રીજી! ચાલો, તમને અમારી 'અધિકારનગરી-માં' લઈ જાઉં..ત્યાંના લોક ઘણા બુદ્ધિમાન, સ્વાભિમાની અને બાહોશ કાયદાપંડિત છે. તે લોકોમાં કાયદાનું જ્ઞાન એટલું વધ્યું છે, કે તેમાંના આઠ વરસના બાળકને જે કાયદાનું જ્ઞાન છે, તે તમારા ન્યાયાધીશને પણ નહિ હોય!' એમ કહી મારો હાથ પકડી તે મને લઈ જવા લાગ્યો. 'મને ઉંઘ આવે છે, હું નથી આવતો,' એમ પણ મેં કહ્યું, છતાં તેણે મારું માન્યું નહિ. તેણે મને એક વરુની ગાડીમાં બેસાડ્યો. તે ગાડીને દોરડાંની જગ્યાએ સાપ બાંધેલા હતા. ગાડીમાં બેઠા પછી થોડી વારે મારા બાલમિત્રે ગાડીવાનને ગાડી થોભાવવા કહ્યું અને ગાડી થોભતાં અમે બન્ને એક તંબોળીની દુકાને ગયા."

"'પૈસાનાં પાન કેટલાં?' એવું પૂછતાં જ દુકાનદારે 'દશ' એમ કહ્યું; જેથી મેં એક પૈસાની તમાકુ અને બે પૈસાનાં પાન માગ્યાં. તેણે વીશ ગંદાં–સડેલાં પાન મારા હાથમાં મૂકયાં અને મુઠ્ઠીભર તમાકુનો ભૂકો તેણે મારા મિત્રના હાથમાં આપ્યો.

"આવાં સડેલાં પાન મારે નથી જોઈતાં?" મેં કહ્યું.

"મારી દુકાનમાં આવી, મારાં પાનને 'સડેલાં–ગંદાં' કહેવાનો તમને 'અધિકાર' નથી!" તંબોળી બોલ્યો.

'અધિકાર છે!' મારો મિત્ર ગુસ્સામાં બોલ્યોઃ 'પાન પાછાં લેવાં પડશે!'

"પાનની કિમ્મત નક્કી કરતી વખતે તમે મને મારી દુકાનમાંના પાનનો ભાવ પૂછ્યો, જે મેં તમને કહ્યો, અને તે પ્રમાણે પૈસા લઈ કહ્યા પ્રમાણે મેં તમને વીશ પાન આપેલાં છે. હવે પૈસા પાછા માગવાનો તમને શો અધિકાર છે!"

"થયું! 'જવા દે, તે મૂર્ખ દુકાનદાર સાથે શા માટે વઢવાડ કરવી, એમ મેં મારા મિત્રને કહ્યું, પણ તેણે માન્યું નહિ અને મારો મિત્ર તો તપી ગયો.'

"હું બે પૈસા માટે નથી લડતો. પણ તત્ત્વ માટે લડું છું.' તે બોલ્યો: 'આ ઘરાકના અને દુકાનદારના 'અધિકાર'નો સવાલ છે. આ બાબત હું કોર્ટે લઈ જઈશ."

"આમ કહી મારો મિત્ર તે દુકાનદારને ફોજદાર પાસે પોતાની સાથે ચાલવાને કહેવા લાગ્યો. 'મને ફોજદાર પાસે લઇ જવાનો તમને 'અધિકાર' નથી,' એવો દુકાનદારે જવાબ વાળ્યો. તકરાર છેવટે મારામારીપર જાય એવો રંગ દેખાવા લાગ્યો. એટલામાં તો ત્યાં એક પોલિસદાદા આવ્યા અને તેણે અમને ત્રણેયને પોલિસ થાણે લઈ જઈ ફોજદાર સમક્ષ ઉભા કર્યા."

"ફોજદારે તપાસ કરી 'ખટલો કાલે ચલાવીશું,' એમ ઠરાવ્યું. અને પછી તે અમને કહેવા લાગ્યાઃ 'તમને ચોકીમાં અટકાવવા કે નહિ, તે મારા **અધિકારની** વાત છે; પણ તમે સારા માણસ દેખાઓ છો તેથી તમારા જામીન લીધા સિવાય હું તમને છોડી મૂકું છું."

"આ શબ્દો સાંભળી આપત્તિમાંથી છૂટ્યો હોઉં, એવો મને આનન્દ થયો; પણ એટલામાં તો મારો **કાયદાપંડિત** અધિકારવાદી બાલમિત્ર બોલ્યોઃ 'અમને તમારી દયાની જરૂર નથી, ફોજદાર સાહેબ! આ આરોપ માટે ચોવીસ કલાકથી વધારે વાર કોટડીમાં પૂરવાનો તમને **અધિકાર** જ નથી!"

"'એમ કે?' ફોજદાર સાહેબ તપી જઇ બોલ્યાઃ તો જોઇએ હવે મને 'એવો અધિકાર છે કે નહિ તે!' આમ કહી પાસેના પોલીસને તેણે અણસારો કર્યો. તે જ પળે પોલીસે અમારા હાથપગમાં બેડીઓ ઠોકી દીધી અને અમને એક ખુણામાં બેસાડ્યા."

"'આ શું કર્યું?' મેં મારા મિત્રને પૂછ્યું."

"'તમને ખબર નથી, શાસ્ત્રીજી!' તે બોલ્યોઃ 'હું **હક્ક** માટે અને **તત્ત્વ** માટે લઢું છું. અમારા આ ગામમાં અમે પૈસા તરફ, કે સગવડ તરફ, કે પ્રેમ તરફ, યાતો બીજી કોઇ પણ વાત તરફ જોતા નથી! પણ એક બીજાના કાયદેસર અધિકાર કયા છે, એ વિષે અમે ઘણી ઝીણવટથી તપાસ રાખીએ છીએ."

"આ સાંભળી હું કંઈ બોલ્યો નહિ. મારા મિત્રના તત્ત્વાભિમાનની સ્તુતિ કરવી, કે તેનો નિષેધ કરવો, તે મને સૂઝયું નહિ. જેથી હું તે વિષે વિચાર કરતો ત્યાં બેઠો હતો, એવામાં મારું ધ્યાન પોલિસચોકીના સામેના ઘર તરફ ગયું. ત્યાં પણ પતિપત્નીની રસાકસી ભરેલી તકરાર ચાલી રહી હતી.

"'હું એ પાણીનો લોટો નથી લાવવાની! મને કામ કરવાનું કહેવાનો તમને કશો જ **અધિકાર** નથી!' પત્ની બોલતી હતી."

"'ઘરનાં કામ તારે કરવાં, ને પૈસા મારે મેળવવા, એવો મૅજિસ્ટ્રેટ આગળ ઠરાવ થએલો છે.' પતિ બોલ્યો. અને 'ઘરનાં કામ કરવાનું કહેવાનો મને કાયદેસર હક્ક છે,' એવું તે પ્રતિપાદન કરવા લાગ્યો.

"સ્ત્રીએ કહ્યું: 'હું લોટો લાવીશ; પણ 'મારે તે લાવવો જ જોઈએ!' એવી જો તમે આશા રાખશો, તો તો હું નહિ જ લાવું!'

"'તારી દયા અને કૃપા મારે નથી જોઇતી! તારે ઘર કામ કરવું જ પડશે!' પતિએ જવાબ આપ્યો.

"આખરે તકરાર તેરીમેરીપર ને છેવટે મારપીટપર આવી ગઈ. પતિએ સ્ત્રીના વાળ પકડ્યા અને પત્નીએ તેની ચોટલી પકડી. વાત આટલી હદે પહોંચી છે, એવું જોઈ પડોશનો એક ગૃહસ્થ તેમનો ટંટો મીટાવવા તેમના ઘરમાં ગયો. તે જ ક્ષણે તે બન્નેએ એક બીજાને છોડી દીધાં અને તે પડોશીની ઉપર કૂતરાની માફક તેઓ તૂટી પડયાં.

"'તમને આ ઘરમાં આવવાનો અધિકાર શો?' આ પ્રમાણે તેઓએ ભસવાનું શરુ કર્યું: "પરવાનગી વિના અંદર આવવું નહિ' એવું પાટીઉં તમે બહાર જોયું કે નહિ?'"

"'પડોશના ઘરમાં પ્રાણઘાતક મારામારી, તોફાન કે ખૂન થતું હોય, તો પરવાનગી વિના ઘરમાં પ્રવેશ કરવાનો ગમે તે નાગરિકને અધિકાર છે!' તે આગંતુક બોલ્યો.

"'અધિકાર છે તો ચાલો સામેની ચોકીપર,' એમ કહી તે આગંતુક ગૃહસ્થનો એક હાથ તે સ્ત્રીએ અને બીજો હાથ તેના પતિએ પકડી તેને અમે જ્યાં હતા તે ચોકીમાં ખેંચી આણ્યો."

સ્વપ્નું કહેતાં કહેતાં શાસ્ત્રીજીએ જાણી જોઈને બે ત્રણ વાર 'હં હં હં' એમ ખોંખારી ઉત્તરા તરફ અને પછી બધાં તરફ અર્થપૂર્ણ દૃષ્ટિથી જોયું. ઉત્તરાના પગની ઝાળ માથે પહોંચી ગઈ હતી! આ સ્વપ્નું તદ્દન બનાવટી છે, અને શાસ્ત્રીજી તે કહી પોતાની ઉપર કડક ટીકા કરી, પોતાને હાસ્યાસ્પદ બનાવી રહ્યા છે, એ તેની ધ્યાનમાં આવ્યું, છતાં પણ તેણે પોતાનો ગુસ્સો રોકી રાખ્યો, અને સ્વપ્નું પૂરું થયા પછી શાસ્ત્રીજીની પૂરી ખબર લેવાશે, એમ નક્કી કરી તે ચૂપ રહી. સ્વપ્નું કહેવાતું હતું, તે વખતે બધાં તેની તરફ જોતાં હોવાથી તે તદ્દન ક્ષુબ્ધ થઈ ગઈ હતી; અને દબાવી રાખેલા અંતઃક્ષોભથી, બધાંને પોતાના ઉપરની આ ટીકાથી આનન્દ થાય છે એ ભાવનાથી, ગુસ્સાથી અને શરમથી તેનો ચહેરો લાલચોળ થઈ ગયો હતો.

બે ત્રણ વાર ખોંખારી અને વચ્ચે એક વાર પાણી પી શાસ્ત્રીજીએ સ્વપ્નકથાસૂત્રની દોરી ફરીથી હાથમાં લીધી.

"તે પડોશીને તે પતિપત્નિએ ફોજદાર આગળ આણ્યો પછી તે ખટલાની અનૌપચારિક સુનાવણી શરુ થઈ. તે સુનાવણી પૂરી થાય ન થાય એટલામાં એક વૃદ્ધ માણસ પોતાના છોકરાને એક હાથે, અને તેના જુવાન માસ્તરને બીજે હાથે પકડી ફોજદાર પાસે આવ્યો.

"'ફોજદારસાહેબ! મને મારા માસ્તરે હાથપર પાંચ સોટી મારી,' છોકરો બોલ્યો: 'આવી રીતે સોટીઓ મારવાનો તમને **'અધિકાર'** નથી, એવું મેં કહેતાં જ તેમણે મારા પગપર બીજી બે સોટી મારી. ફોજદાર સાહેબ! મને સોટીઓ મારવાનો તેમને શો **અધિકાર** છે?'

"અલબત્ત છે!' માસ્તર બોલ્યા. 'મેં આમ કરવામાં મારા અધિકારનું જરા પણ અતિક્રમણ કર્યું નથી!'

"'તમારે મારવું હોય તો કુલા ઉપર મારવું, એવી કાયદામાં કલમ છે!' છોકરો બોલ્યો.

"'પણ છોકરો મારામારી કરવા મંડે, અથવા ગુરુનું બિલકુલ ન માને, તો ગમે ત્યાં સોટીઓ મારવાનો અમને અપવાદાત્મક અધિકાર મળેલો છે. વળી મેં તને માર્યો તે તારા હિત માટે જ મારેલો.'

"'માસ્તર! હું તમારા મારથી બ્હીતો નથી; અથવા તમે મારું અહિત કરવાના ઉદ્દેશથી મને માર્યો, એમ પણ હું કહેતો નથી; હું તો સિદ્ધાન્ત માટે લડું છું! ગુરુશિષ્યોના **અધિકાર** નિશ્ચિત થવા જોઇએ, અમને ગુરુની દયા કે માયા નથી જોઇતી; પણ અમારા જે હક્ક હોય, તે પ્રમાણે તમારે અમારી સાથે વર્તવું જોઇએ.'

"'મારા છોકરાનું કહેવું તદ્દન ભૂલભરેલું છે.' છોકરાનો બાપ બોલ્યો: 'મારી પાસે તે આમ બોલેલો જ નહિ. એ તદ્દન મૂર્ખ છે.'

"'પિતાજી! કાયદા પ્રમાણે તમે મારા પાલક હશો, પણ 'મૂર્ખ મૂર્ખ' કહેવાનો તમને **અધિકાર** નથી! તમે ગાળો ન દેશો, નહિ તો પાલક બદલવા માટે મારે કોર્ટમાં અરજી કરવી પડશે!'

"'આ સાંભળી તે બાપે 'એ છોકરાને એવું બોલવાનો અધિકાર છે?' એમ ફોજદારને પૂછ્યું.'

"ફોજદાર બોલ્યા: 'તમને જો આટલી પણ અક્કલ નથી, તો આ માસ્તરને અહીંઆં લાવવાનો અને મારો કિમ્મતી વખત લેવાનો તમને શો **'અધિકાર'** છે? તમને બધાને જ પૂરી રાખવાનો મને કાયદાથી સંપૂર્ણ **'અધિકાર'** મળેલો છે.'

"દરેક શહેરીને તકરાર કરવાનો **'અધિકાર'** છે; **'અધિકાર'** છે'. એવી બધા બૂમો પાડવા લાગ્યા અને તેમના **'અધિકાર' અધિકાર** એ શબ્દોનો એટલો બધો ઘોંઘાટ થયો, કે જેથી હું તો એકદમ જાગી ઉઠયો અને આંખો ઉઘાડી જોઉં છું, તો અધિકારનગરી એ બધું સ્વપ્નું જણાયું. મારી પાસે નહતો મારો બાલમિત્ર કે નહોતાં તે નાગરિકો. પણ તમે જ બધાં છો, અને ઉત્તરા સ્ત્રીપુરુષના સમાન અધિકાર વિષે વિવાદ કરી રહી છે, એમ જ્યારે મેં જોયું ત્યારે આ સ્વપ્નનો અર્થ શો હશે, તે એકાદ જોષીને પૂછવું પડશે," **આમ કહી શાસ્ત્રીજીએ પોતાની સ્વપ્ન-કથા પૂરી કરી.**

ઉત્તરા ગુસ્સે થઇ બોલી: "થયોને હવે સન્તોષ ? સ્વપ્નામાંનો એકાદ ભાગ રહી ગયો હોય, તો કહી નાંખો ! નહિ તો વળી હું ટીકા કરીશ, ત્યારે પાછું સ્વપ્નું સાંભરી આવશે, અને–"

"જો ફરીથી સાંભરી આવે, તો તે પુનઃ કહેવાને તેમને 'અધિકાર' છે." આનન્દરાવ હસતાં હસતાં વચ્ચે જ બોલ્યા.

"અધિકાર શબ્દ ઉચ્ચારવાનો હવે કોઇને જ અધિકાર નથી !" રાગિણી વિનોદ કરવાના ઉદ્દેશથી બોલી.

"કોઇને ન હોય તો ભલે, પણ મને તો છે! મારા અધિકારથી હું શરમાતી નથી!" ઉત્તરા ચીડવાઇને બોલી.

ઉત્તરા વિવાદમાં ચીડાઈ ગઈ છે, એવું જોઈ નાનાસાહેબે તેની બાજુ લીધી, અને તે બોલ્યા: "ઉત્તરાના શબ્દોની તમે ગમે તેટલી મશ્કરી કરશો તો પણ તેનું જ કહેવું ખરું છે. પતિપત્નીનો સમ્બન્ધ સમાનતાનો હોવો જોઇએ, આ તેના કહેવાનો ભાવાર્થ છે, અને તે બરોબર જ છે."

"તદ્દન ખરું છે," રાગિણી બોલી: "પણ અધિકાર કોનો વધારે, એ વિષે પતિપત્ની વિચાર કરે, તેના કરતાં 'કોણ એક બીજાને વધારે ચ્હાય છે,' આનો જ જો તે બન્ને વિચાર કરે, તો શું ખોટું છે? પોતાનું જીવન પોતાના પતિ માટે અને પોતાના છોકરાંછૈયાં માટે જ છે, એવું જે સ્ત્રીને લાગે છે, તેને સમાનતાના હક્ક સાથે શું કામ છે? અને જે પોતાની સ્ત્રીને સહધર્મચારિણી–અર્ધાંગના–માને છે તે પોતાની સ્ત્રી ઉપર અધિકાર ક્યાંથી બજાવે? અને અધિકાર બજાવે, તો તેથી બગડયું શું?"

"વાહ, રાગિણી ! તેં તો બરોબર જ કહ્યું ! હિન્દુ ધર્મનું ખરું રહસ્ય જ તેં અત્યારે બતાવ્યું છે !" શાસ્ત્રીજી બોલ્યા.

રાગિણી વિષેના આ પ્રશંસોદ્‌ગાર શાસ્ત્રીજીના મુખમાંથી સ્વાભાવિક રીતે જ નીકળી ગયા; પણ ઉત્તરાનું મન તેને વિષે માત્સર્યકલુષિત થએલું હતું જ; તેમાંય વળી તે હમણાં તો ચીડવાઇલી હતી; તેથી તેને રાગિણીની પ્રશંસા જરા પણ પસંદ પડી નહિ. રાગિણીએ પોતાના આનન્દરાવનું મન આકર્ષી લીધું છે,–અને તે પણ સીધે રસ્તે નહિ– તેમ છતાં બધાં તેની જ સ્તુતિ કરે, એ ઉત્તરાથી સહન થઈ શક્યું નહિ. રાગિણી જેવી સખીને માટે પણ તેને હવે દ્વેષ ઉત્પન્ન થયો; એટલે પ્રિયપ્રાપ્તિની આગળ મિત્રતા નહિ, સ્નેહ નહિ, પ્રેમ નહિ–અરે, કાંઇ પણ ટકી શકે નહિ, એમ જ કહેવું પડશે, બીજું શું? અસ્તુ.

ઉત્તરાએ પોતાનો ગુસ્સો અને દ્વેષ આ વખતે શબ્દોમાં પ્રકટ કર્યો નહિ. પણ "હિન્દુ ધર્મનું શું રહસ્ય છે, તે હજી મારા ધ્યાનમાં બરોબર રીતે નથી આવ્યું." તે બોલી: "વ્રતોદ્યાપન આદિ કાર્ય હોય

ત્યારે પતિના ડાબા હાથને પોતાના જમણા હાથ વડે સ્પર્શ કરીને બેસવું, કોઈ પણ ન અડકે એવાં, છોકરાંના ગંદામેલાં કપડાં ધોવાં, રસોઈ કરવી આ જ ને હિન્દુ સ્ત્રીઓનો ધર્મ?"

"ઉત્તરાનું મન આ પાશ્ચાત્ય શિક્ષણથી બ્હેકી ગયું છે. ભાઉસાહેબ બોલ્યા: 'આનન્દરાવ જેમ હિન્દી લોકનાં 'રાજકીય સ્વરાજ્ય' પાછળ ગાંડો થઇ ગયો છે, તેમ ઉત્તરા પણ સ્ત્રીઓના 'સામાજિક સ્વાતંત્ર્ય'ની પાછળ પડી છે. બન્ને જણાં યોગ્યાયોગ્ય સમય, પૂર્વપરંપરા તરફ ધ્યાન જ દેતાં નથી."

"એટલે? ભારતવાસીઓનું સ્વરાજ્ય અને સ્ત્રીઓનું સ્વાતંત્ર્ય એ બન્નેને તમો એક જ પંક્તિમાં મૂકો છો?" આનન્દરાવ બોલ્યા.

"સ્ત્રીઓને સ્વતંત્રતા આપ્યા સિવાય ભારતવાસીઓને સ્વરાજ્ય મળવાનું નથી!" ઉત્તરા બોલી.

"સ્ત્રીઓ સાથે પુરુષો વધારે પ્રેમથી વર્તે અને તેમને શિક્ષણ આપે, એ સિદ્ધ કરવાનો ઉત્તરા બેનનો હેતુ છે. અને તેનું એ કહેવું ખરું પણ છે. સ્ત્રીઓના 'અધિકાર' અને 'સ્વાતન્ત્ર્ય'નાં તત્ત્વોનું તે વિવાદ પૂરતું જ પ્રતિપાદન કરે છે." રાગિણી બોલી.

ઉત્તરાનો પક્ષ સંભાળી લેવાના ઉદ્દેશથી જ રાગિણી આ શબ્દો બોલી હતી. પણ તેના એ શબ્દો ઉત્તરાને તો બિલકુલ ગમ્યા નહિ. રાગિણી ડહાપણ અને સુજ્ઞતાનો ડોળ કરી પોતે નમ્ર અને ગરીબ છે, એવું બધાંને બતાવી, બધાંનાં–વિશેષતઃ આનન્દરાવનું–મન પણ આકર્ષી લે છે, એમ તેને લાગ્યું. આથી પણ વધારે અનુદાર–ગ્રામ્ય–વિચાર ઉત્તરાના મનમાં આ વખતે આવ્યો હતો: "ચીનુભાઇ કહે છે, તે પ્રમાણે આ રાગિણી અને આનન્દરાવ, પણ ના! રાગિણી ખરાબ હોય, તો પણ આનન્દરાવ એવો ધંધો કરશે નહિ. અરે! એનું નક્કી શું કહેવાય? રાગિણીના મોહજાળ આગળ કોણ ટકી શકે?"

જ્યારે ઉત્તરાના મનમાં આવા ક્ષુદ્ર કલ્પનાતરંગ ચાલી રહ્યા હતા, ત્યારે દૈવયોગથી થોડા જ સમયમાં રાગિણીની નવલિકા સમ્બંધમાં વાતો નીકળી, જેમાં શાસ્ત્રીજીએ તેનાં ઘણાં વખાણ કર્યાં અને તેને શાબ્દિક શાબાશી આપી. બાસાહેબે પણ ખરેખરા નિષ્કપટ મનથી તેની સ્તુતિ કરી. ઉત્તરા તેમને પ્રિયતમ હતી, અને રાગિણી તેમને અપ્રિય હતી, એમ ન સમજવું.

"અમારી ઉત્તરા તો આ શિક્ષણથી ઘણી જ બોલકણી થઈ ગઇ છે." ઉત્તરાના વખાણ કરવાના ઉદ્દેશથી બાસાહેબ હસતાં હસતાં બોલ્યાં: "પુરુષોને માન કેવી રીતે આપવું, ચાર માણસોમાં કેવી રીતે બોલવું, ચાલવું

તે પણ હજી તે બિચારી જાણતી નથી. રાગિણી નથી ભણેલી, પણ તે કેવી નમ્ર છે, અને મર્યાદામાં રહીને કેવી રીતે વાદવિવાદ કરે છે!"

"નિશાળના ઘંટમાં અને ગવૈયાની કોમળ સ્વરવાળી સતારમાં જેટલો તફાવત છે, તેટલો જ તફાવત આ પાશ્ચાત્ય પદ્ધતિવાળા શિક્ષણમાં અને અમારા પૂર્વપરંપરાવાળા હિન્દુ પદ્ધતિવાળા શિક્ષણમાં છે." શાસ્ત્રીજીએ હસતાં હસતાં જવાબ આપ્યો.

"આટલું બધું છુપાઇને શા માટે બોલો છો?" ઉત્તરા ગુસ્સે થઈ બોલી. "રાગિણી ગરીબ છે, તે જવાબને સામો જવાબ નથી આપતી, તે ઘંટની માફક ઘણઘણ ઘણઘણ અવાજ નથી કરતી, આ કહેવું તો તમારું હમ્મેશનું જ છે. મને ખોટી ઠરાવવા માટે બીજી કોઈ નવી ઉપમા કાઢો!"

"નવી ઉપમા પણ કાઢી હોત; પણ આજે તું બહુ ચીઢાઈ છે, તેથી આજે તો નહિ. આજના જેટલી તું કદિ પણ ચીઢાઈ ન હતી!" આમ કહી શાસ્ત્રીજીએ રાગિણી અને ઉત્તરા એ બન્નેની તુલનાનો વિષય જ છોડી દીધો. વિજયગામમાંના લોકો વિષે વાતો કાઢી તેમણે પહેલા વિષયને બદલી નાંખ્યો. તેમણે બીજી વાતો કાઢી ખરી, પણ તેથી ઉત્તરાના મનમાંનો દ્વેષ કાંઈ શાન્ત થયો નહિ. રાગિણીને એકાદ ટીકાત્મક વાકય કહી તેને ચૂપ કરવાની તેને તાલાવેલી લાગી હતી. રાગિણી ખરાબ ચાલે ચઢી ગઈ છે, એ વિષે તે ક્ષણે તો તેને બિલકુલ શંકા નહોતી. દૈવનો યોગ પણ એવો હતો, કે તેની દુષ્ટ ઇચ્છા સફળ કરવાનો લાગ પણ તેને જલદીથી જ મળી ગયો.

વાતચિતના પ્રવાહમાં વિજયગામની એક યુવાન વિધવાની વાત નીકળી, અને "તે બિચારી ગરીબ છોકરી છે." એવું નાનાસાહેબ બોલ્યા. અને તેની શાસ્ત્રીજી પણ સ્તુતિ કરતાં દયા ખાવા લાગ્યા.

"તે બહારથી ગરીબ દેખાય છે." બાસાહેબ બોલ્યાં: "પણ કાંઈ ઓછી નથી હાં કે! તેની સાસુને પૂરી પડે એવી છે તે. શંકરભાઈ કંકાશીઆની તે છોકરી છે સમજ્યાને?"

"ખરું છે; તેનો દિયર જ મને કહેતો હતો." ભાઉસાહેબ બોલ્યા: "બહારથી તે ગરીબ દેખાય છે, પણ અંદરથી તો એવી છે, કે આપણે પણ તેની આગળ ગરીબ થવું પડે."

"તેના દિયરને કહેવાની શી જરુર છે?" ઉત્તરા બોલી; "તેને જોતાં જ તે કેવી છે, તે આપણને દેખાઇ આવે છે. બહારથી ઘણીએ ગાય જેવી ગરીબ દેખાવાનો ડોળ કરે છે, પણ અન્દર તો તેમનું જૂદું જ રૂપ હોય છે, અને તેમના જૂદા જ ધંધા ચાલતા હોય છે!"

આ છેવટનાં વાકયો રાગિણીને અસર કરે એવા ઉદ્દેશથી તેણે ઉચ્ચાર્યાં હતાં; પણ રાગિણીના મનમાં કપટ જરાય ન હોવાથી તેને તે વાકયોની કયાંથી અસર થાય? ઉત્તરાએ આ વાકયો સાભિપ્રાય મુદ્રાથી

ઉચ્ચારેલાં હોવાથી તેની અન્દર કાંઈ ગૂઢ અર્થ સમાએલો હોવો જોઇએ, એમ તેણે જાણ્યું, અને પોતાને વિષે તેનું મન સાશંક થએલું હોવાથી કદાચ પોતાને માટે જ તેણે આ વાક્યો ઉચ્ચાર્યાં હશે, એવો વિચાર પણ તેના મનમાં આવ્યો. તેમ જ ઉત્તરા હમણાં હમણાંમાં આમ કેમ વર્ત્તે છે, એનો પણ તે વિચાર કરવા લાગી. મોટાભાઇ સાથે તેના વિવાહનું એક વાર ગોઠવી આપીશું, એટલે તે પોતાની ભૂલ સમજી શકશે અને આવાં વાક્યો બોલવા માટે તેને જ પશ્ચાત્તાપ થશે, એમ તે મનમાં બબડી તેમ જ તે વાક્યોથી તેણે જરા પણ ખોટું લગાડ્યું નહિ. આવાં વાક્યો તેને કાને વાયુની લહેરોની માફક આવતાં અને જતાં રહેતાં; પણ તે જ અસર તેના હૃદયમાં જરાએ થતી નહિ. વળી તેણે તે વાક્યોને ગણકાર્યાં પણ નહિ, જે વાત સ્ત્રીવાચકોએ ખાસ યાદ રાખવા જેવી છે.

ભાઉસાહેબના મનને તો ઉત્તરાનાં આ અર્થગર્ભ વાક્યો સાંભળી, અને આ વાક્યો ઉચ્ચારતી વખતે અને ઉચ્ચાર્યા પછી ઉત્તરાએ રાગિણી તરફ ફેંકેલી સાભિપ્રાય દૃષ્ટિ જોઇ, જે ધક્કો લાગ્યો, અને તેમના હૃદયમાં જે કાંઈ થયું તેનું હું શું વર્ણન કરું? આટલું જ કહ્યું હોય તો બસ છે, કે તેમને પોતાને વિષે જો કોઇએ ભળતો જ આક્ષેપ કર્યો હોત, ને તેથી તેમને જેટલું ખોટું લાગ્યું હોત, તેના કરતાં સોગણું—હજાર ગણું ખોટું તેમને રાગિણી વિષે ઉત્તરાએ ઉચ્ચારેલાં સાભિપ્રાય વાક્યોથી લાગ્યું. પોતાને વિષે તો દરેકને ખાતરી હોય છે, અને આરોપ જો ખોટો હોય, તો પછી તેથી મનને એટલું બધું લાગતું નથી; અથવા તેથી મન એટલું બધું દિલગીર પણ થતું નથી; પણ આ વખતે રાગિણી વિષે ઉત્તરાએ જે સંશય વ્યક્ત કર્યો, તે સાધાર હશે, એવી શંકા ભાઉસાહેબને પણ આવવા લાગી. ચીનુભાઇએ તેમના કાન એટલા બધા ભંભેર્યા હતા, કે રાગિણી તેવી છે, એવું તેમને લાગવા માંડ્યું હતું. પણ પ્રેમથી કહો અથવા રાગિણીના સ્વભાવની પૂર્ણ ખાતરી હોવાથી કહો, રાગિણી ખરાબ નથી, એવું પણ તેમને તેટલું જ અથવા તેથીએ વધારે લાગતું હતું. પણ ચીનુભાઇનું કહેવું તેમને કોઈ કોઈ વાર ખરું લાગતું! આવી આ વિચિત્ર સ્થિતિમાં ઉત્તરા જેવી તેની જ બેનપણીએ તેને વિષે સૂચવેલો આરોપ ભાઉસાહેબને થોડોક સાધાર લાગે, એમાં કાંઈ નવાઈ નથી. અને જો તેમને તે નિરાધાર લાગ્યો હોત, તો તેથી તે દિલગીર ન થતાં ઉલટા ઉત્તરા ઉપર ગુસ્સે થાત; પણ હવે કરે શું? એક રીતે તો તે તેની ઉપર ઘણા જ ક્રોધે ભરાયા, અને બીજી રીતે તો આરોપ કદાચ ખરો હશે, એવી બ્હીકથી તે ચૂપ થઈ ગયા. આવી સ્થિતિમાં તે પોતાના ગુસ્સાને વ્યકત પણ કરી શકયા નહિ. હવે શું બોલવું—શું કરવું તે પણ તેમને સૂઝયું નહિ.

———:o:———

## ત્રયોવિંશ પરિચ્છેદ

### એક જ માણસ ઉપર પ્રેમ અને ગુસ્સો.!

"ઉત્તરા! તું આજ કાલ આટલી બધી ઉદાસ કેમ થઈ છે?" બાસાહેબે ઉત્તરાને પોતાના ઓરડામાં ધીમેથી પૂછ્યું: 'અને હમણાં હમણાં તું ગુસ્સામાં કેમ રહે છે? આનન્દરાવને ફરીથી એક વાર પૂછી જોવાને કહું કે?"

"કાંઈ જરુર નથી! તેમનું મન રાગિણી તરફ વળ્યું છે, હવે તે બન્નેને જ પરણી જવા દે!"

"તું આ શા ઉપરથી કહે છે? ચીનુભાઈના કહેવા ઉપરથી જ ને? ચીનુભાઈના બોલવા તરફ શા માટે ધ્યાન દે છે? રાગિણી તેવી હોય એમ મને તો જરાએ નથી લાગતું!"

"હોય! પણ તે બન્ને એક બીજાને ચ્હાય છે, એ તો ખરું ને? પછી તેમના પ્રેમની આડે હું શા માટે આવું?"

"રાગિણીને જેમ આનન્દરાવ ચ્હાય છે, તેમ તને પણ ચ્હાય છે. અને રાગિણી જ તારા વિવાહની ખટપટ કરે છે."

"મારા વિવાહની, કે તેના પોતાના જ વિવાહની, એ તો તે જ જાણે છે! અને તેને પરણવાની પણ શી જરુર છે?"

"આવું ભળતું તું ન બોલ! રાગિણી તેવી નથી, અને તે તેવી હોય, તો પણ આનન્દરાવ આવા કામમાં પડશે ખરા કે? રાગિણીની તને ખાતરી નથી, પણ આનન્દરાવની તો છે ને?"

"કોઈની ખાતરી નથી! રાગિણી વિષે મને કંઈ ઓછી ખાતરી હતી? પણ ચીનુભાઈએ કાલે જે કહ્યું, તે તેં સાંભળ્યું ને? હું ખુલ્લા દિલથી તેને બધું કહી દેતી કે, આપણ બન્ને એક જણને જ ચાહીએ છીએ, જેથી આપણી વચ્ચે આગળ ઉપર તકરાર થશે, એવું મેં તેને ચોકખું કહ્યું હતું; ત્યારે તે શું બોલી હતી. 'બેન! મારે તો પુનર્વિવાહ કરવો જ નથી. તું પરણે એટલે તને હું શું કહીને બોલાવું? તને હું 'ભાભી' કહું કે 'બેન' કહું? એવું પૂછીને તો તે મારી મશ્કરી પણ કરતી. મને તેનું આ બધું કહેવું ખરુ લાગતું. પણ અંદરથી તેનો બીજો જ પ્રપંચ ચાલુ છે, એ હું કેવી રીતે જાણું? જો તે વખતે જ તેના પ્રપંચની મને ખબર હોત, તો–"

"પણ મને નથી લાગતું કે રાગિણી એવી હોય!"

"બા! તું તો ભોળી છે! તને માણસની પરીક્ષા નથી. રાગિણીની અને તેમની આંખો તરફ તું બારિકાઇથી જો; એટલે, તેમનો સંબંધ કેવો છે, તેની તને ખબર પડશે. હમણાં તો હું તેમને બિલકુલ ગમતી જ નથી!"

"તારું મન ઘણું જ શંકાશીલ છે. મને તો લાગે છે, કે આનન્દરાવ તને જ વધારે ચ્હાય છે. તું કહેતી હોય તો એક વાર ફરીથી પૂછાવી જોઉં!"

"હા, પૂછાવ, પૂછાવવું હોય તો તારે, પણ મને આશા નથી. મારું દૈવ એટલું બધું સારું ક્યાથી હોય?"

"ત્યારે પૂછાવી જોઉં છું એક વાર. તેમનું મન હવે અનુકૂળ થયું હોય, એમ મને તો લાગે છે. રાગિણી અને તેમની વચ્ચે પ્રેમ છે; પણ તે જૂદો. અને તારા ઉપરનો પ્રેમ તે પણ જૂદો."

"બા! તું ન પૂછાવીશ. મારે તેમની સાથે પરણવું જ નથી! પરણશે મારી સાથે, અને ચ્હાતા હશે રાગિણીને એના કરતાં વિવાહ ન થયો હોય એ જ ઠીક છે. અને કદાચ ચીનુભાઈ કહે છે તે બધું ખરું હોય, તો પછી એવા માણસ સાથે પરણવું એ ઠીક કહેવાય કે? જવા દે ને! તેમની ઇચ્છા હોય, તોપણ મારે હવે તેમની સાથે પરણવું નથી."

"અરે! તું આવી ભળતી શંકાઓ શા માટે લે છે?"

"શા માટે એટલે? મારી લગભગ ખાતરી છે તેથી. પહેલાં હું પણ તારા જેવું જ કહેતી હતી. રાગિણી એવી નથી, અને તે તો તેવા બિલકુલ છે જ નહિ, એવો બચાવ હું ચીનુભાઇ આગળ કરતી હતી તે તું સાંભળતીતી ને? ચીનુભાઈ કહે છે, કે 'મેં મારી પોતાની આંખે તે બન્નેયને એકાંતમાં જોયાં! આના કરતાં બીજો કયો પ્રરાવો જોઇએ?"

"ચીનુભાઈની તેમાં ક્યાંક ભુલ થઈ હશે, બીજું શું? આનન્દરાવ એવા હશે ખરા? અને તે એવું કાર્ય કરશે, એમ તું માને છે?"

"હું નથી માનતી—પણ ચીનુભાઈ તો સોગનપર કહે છે, અને હમણાં હમણાંમાં મારું બોલવું પણ તેમને પસંદ નથી પડતું એમ હું તેમના ચ્હેરા ઉપરથી જોઈ શકું છું. હું બોલું છું તે બધું ઉદ્ધતાઈભરેલું લાગતું હશે. પણ બા, તું જ કહે, હું એવું જાણી જોઇને થોડું જ બોલું છું? વિવાદમાં બોલવાનું મને ભાન રહેતું નથી, તેને હું શું કરું? રાગિણીની માફક શાન્ત રહેવાને હું ઘણી જ મથું છું, પણ વખત આવે છે ત્યારે મને તેનું ભાન જ નથી રહેતું."

"ભાન રહેતું નથી, એમ કહે કેમ ચાલશે? જગતમાં જેને સારી રીતે રહેવું છે, તેણે તો પોતાના મનને કાબુમાં રાખવું જ જોઇએ. તને નાનપણથી હું કહેતી આવી છું કે, ઉત્તરા! તું આવી રીતે બોલીશ નહિ; પણ તને તો મારા તે શબ્દો કડવા લાગતા હતા."

"પણ બા, સ્ત્રીઓએ આવી રીતે ચોરની માફક શા માટે રહેવું?"

"પુરુષોને તે ગમતું નથી, અને ચાર માણસોમાં તે ખોટું દેખાય છે."

"પણ તેમાં ખોટું શું હોય છે? હું શું કોઇને ગાળો દઉં છું, કોઇને મારું છું, કે બીજું કંઈ કરું છું? હું કરું છું શું? પુરુષોને પસંદ ન પડતું હોય, તો બહેત્તર છે; પણ હું કંઈ ચોરની માફક ચૂપચાપ તો બેસી રહેવાની નથી! અને કદાચ એ કારણથી મારો વિવાહ નહિ થાય, એ જ ને?

નહિ તો નહિ! અને નહિ તોય સ્ત્રીઓએ હમ્મેશાં મુંગાં જ રહેવું જોઇએ એવું જે માનતા હોય તેની સાથે પરણ્યાં ન હઇએ તે જ વધારે સારું!"

"તારે મુંગાં બેસવું એવું તને કોઈ થોડું જ કહે છે? પણ જરા લોકોની મર્યાદા રાખવી, સામા ઉદ્ધતાઇભરેલા જવાબ ન આપવા, બૂમાબૂમ ન કરવી, એટલું જ લોક કહે છે. આનન્દરાવને તો તારું બોલવું અને તારા સવાલ–જવાબો ઘણા જ ગમે છે, એમ એ કહેતા હતા."

"કોણ, નાના કહેતા હતા? શું કહેતા હતા?" ઉત્તરાએ ઉત્સુકતાથી પૂછ્યું.

"શું કહ્યું તે મને અત્યારે બરોબર નથી સાંભરતું! 'સ્ત્રીઓ પુરુષોમાં બેશી વિવાદ કરે, તો તેમાં ખોટું શું થયું?' એવું આનન્દરાવ તેમની આગળ કહેતા હતા, અને તે વખતના આનન્દરાવના શબ્દો ઉપરથી તે તને ચાહતા હોય એમ પણ એમને લાગ્યું."

"બા, આ ખરું કહે છે? પણ એમ સમજવામાં નાનાની કંઈ ભૂલ થઈ હશે! એવું તે મારું નશીબ ક્યાંથી હોય! લીલા ચંપાનાં ફુલને જેમ લોક દૂર દૂર જ રાખે છે તેવું જ મારું પણ છે!"

"ઉત્તરા! શી તારી વિચિત્રતા! એક વાર આમ કહે છે, અને જ્યારે પૂછવાનું કહું છું, ત્યારે ના પણ પાડે છે!"

"એમાં વિચિત્રતા શી છે? ફરીથી જો તે ના પાડશે, તો મને ઘણું લાગી આવશે, તેથી ન પૂછ્યું હોય તે જ વધારે સારું!"

"તું આમ ગમે તેમ બોલે છે, પણ હું તો તેમને પૂછાવું છું જ!"

"ના, મને હજી રાગિણીનો વિશ્વાસ નથી. હવે આ બાબતનો એક વાર અંત જ આણવો જોઇએ. કાં તો ચીનુભાઈ ખરા હોવા જોઇએ, નહિ તો રાગિણી ખરી ઠરવી જોઇએ; પણ આ અધુરું અધુરું તો ઘણું જ ખોટું. મને તો ચીનુભાઈ જ ખોટા હશે એમ લાગે છે; રાગણી એવું કાર્ય કદિ પણ નહિ કરે, અને—"

"ચીનુભાઈ ગમે તેમ બોલે છે. રાગિણીએ તે દિવસે તેમને ધમકાવ્યા, ત્યારથી તે ગુસ્સે છે અને તેથી તેની ઉપર એમણે આળ ચઢાવ્યું પણ હોય!"

"પણ તે તો આજે એવું બોલેલા, કે તેમણે એ પ્રત્યક્ષ જોયું છે. અને તે આપણાં બધાંની એક વાર ખાતરી પણ કરી આપવાના છે. 'આઠ દિવસની અંદર તે બન્નેને પકડી આપું છું' એમ પણ તેમણે કહ્યું હતું. આઠ દિવસ પછી નાનાસાહેબ મારફત તું પૂછાવજે. ત્યાં લગી શું થાય છે તે જો."

"થવાનું શું છે? અને જોવાનું ય શું છે? રાગિણી તેવી ક્યાં છે? અને હોય, તો ચીનુભાઇને આવી વાતોની ખબર પણ પડવા દે ખરી?"

"બિલાડી દૂધ પીતાં, એમ પોતે માને છે કે તેને કોઈ જોતું નથી! પણ એકાદ વાર તો ઘરવાળી તેને પકડી જ પાડે છે!" ઉત્તરાએ કહ્યું.

"તું પુરુષોની સામે પણ બોલતાં વિવાદમાં હારતી નથી, તો મારી આગળ થોડી જ અટકવાની છે? રાગિણી સાથે તું લઢવાડ ન કરીશ હોં! તું આજ કાલ ઘણી જ શંકાશીલ અને વઢકણી બની ગઈ જણાય છે, તેમ જ તું રાગિણીનો દ્વેષ પણ બહુ કરે છે. સારા માણસે કદિ એ કોઇનો દ્વેષ ન કરવો જોઇએ. તેના નશીબમાં હશે તે ઠેકાણું તેને મળશે, અને તારા નશીબમાં હશે તે તને મળશે. એમાં તકરારની શી જરુર છે? જા હવે, સૂઈ જા. હું કદાચ તેમને પૂછવાનું કહીશ. પણ ત્યાં લગી તું લઢીશ નહિ હોં. મને તો, ઉત્તરા! તારી ઘણી જ બ્હીક લાગે છે."

"ઉઠતાં બેસતાં લઢવાનો જ મારો ધંધો છે કે શું?" ઉત્તરા બોલી.

---

## ચતુર્વિંશ પરિચ્છેદ

### સહેતુક અસદાગ્રહ

"રાગિણી! તારે મારું માનવું હોય તો તું પુનર્વિવાહ કરી લે. આનન્દરાવને હું પૂછું છું; તે મારું માનશે. તમે એક બીજાને ચાહો છો જ, તેનું જો ભિન્ન સ્વરૂપ–"

"પણ ભાઉસાહેબ! મારે પુનર્વિવાહ કરવો નથી, ત્યાં તમારો આટલો બધો આગ્રહ શા કામનો? જેને પુનર્વિવાહ કરવો હોય તે ભલે કરે; મારે તો તે કાર્ય કરવું જ નથી, તો પછી શા માટે તમે બધાં મને આટલો બધો આગ્રહ કરો છો, અને નિરર્થક સતાવો છો? પુનર્વિવાહમાં શું મોક્ષ છે?"

"મોક્ષ નથી, તેમ જ તેમાં પાપ પણ નથી. શું પુરુષ બીજી વાર નથી પરણતો?"

"પાપ નહિ હોય! પુનર્વિવાહ કરનારી સ્ત્રીને હું દોષ થોડો જ દઉં છું? પણ એટલું જ કહું છું કે મારે નથી કરવો પુનર્વિવાહ. પુનર્વિવાહ કરવાથી પુણ્ય તો નથીને લાગતું? જેની પતિ ઉપર અટલ ભક્તિ હોય, તેણે તો પુનર્વિવાહ ન જ કર્યો હોય તો ઠીક, એવું તમે જ હમ્મેશાં કહેતા હતા ને? અને હમણાં વળી તમે શા માટે આવો આગ્રહ કરો છો?"

રાગિણીના આ શબ્દોનો શો જવાબ આપવો તે ભાઉસાહેબને સૂઝયું નહિ. પોતાની રાગિણી શ્રેષ્ઠતમ માર્ગે ચાલે, એ તેમની ખરી ઇચ્છા. રાગિણીનું તે વખતનું પાવિત્ર્ય, તે વખતનું તેજ અને તે વખતનો નિર્ધાર જોઇને એને પુનર્વિવાહ કરવાને કહેવું એટલે તેને દુઃખ દેવા જેવું છે, એમ પણ તેમને લાગ્યું. રાગિણી વિષે તેમને અભિમાન ઉત્પન્ન થયું, અને પોતે તેને જે શિક્ષણ આપ્યું તેનું તેણે સાર્થક કર્યું, એવો વિચાર મનમાં આવવાથી તેમને એક પ્રકારનો સદભિમાનપૂર્ણ આનન્દ થયો; પણ રાગિણીના અને તેમના દુર્દૈવથી આ આનન્દ વધારે વાર

ટક્યો નહિ ! ચીનુભાઇની મૂર્તિ આંખ આગળ આવી, અને તેમના ઉચ્ચારેલા કુટિલ શબ્દો ભાઉસાહેબના કાન આગળ વળી પાછા ઘૂમવા લાગ્યા. ઉત્તરાના મર્મભેદક શબ્દો પણ શલ્યની જેમ ભોંકાવા લાગ્યા, અને રાગિણી જો કે હજી પાપી નહિ થઈ હોય, તો પણ તે પાપપ્રવૃત્ત તો હોવી જોઇએ, એવી તેમને પાછી શંકા આવવા લાગી.

"પાપાચાર કરતાં પહેલાં જ પરણાવી દીધી હોય તો ઠીક !" ભાઉસાહેબ સ્વતઃ વિચાર કરવા લાગ્યા "એના મનમાં તો હશે, પણ શરમને લીધે તે બહારથી ના પાડ્યાં કરતી હશે. તેથી મારે જ હવે એને આગ્રહ કરવો પડશે, અને 'જો તારે પુનર્વિવાહ ન કરવો હોય તો મારા ઘરમાંથી જતાં રહેવું પડશે,' એવી ઉપરઉપરથી તેને ધમકી આપી હોય, તો 'ભાઉસાહેબને માટે ફરીથી પરણવું પડ્યું,' એવું એને બ્હાનું મળશે, અને ખોટી શરમ બાજુએ રાખી તે પરણવા તૈયાર થશે. પણ મનમાં ઇચ્છા ન હોય છતાં, તે મારા આગ્રહથી અને ધમકીથી પરણવા તૈયાર થાય, તો તેનું પાપ કોને માથે ? તેને શ્રેષ્ઠતમ માર્ગ બતાવવાનું છોડી હું તેને અવળે જ માર્ગે કેમ લઈ જાઉં છું ? 'પરણ, નહિ તો મારા ઘરમાંથી કાઢી મૂકીશ,' એવી ધમકી જો હું તેને આપીશ, તો તે બ્હીકથી કદાચ કબૂલ પણ થાય, અને એ પાપ પછી મને જ લાગશેને !"

ભાઉસાહેબનો આ સદ્વિચાર જો કાયમ રહ્યો હોત, તો આગળ લખેલું કષ્ટપ્રદ અને પાપાત્મક પ્રકરણ અમારે લખવું પડત નહિ અને વાચકોને વાંચવું પણ પડત નહિ, પણ રાગિણીના, ભાઉસાહેબના અને આપણા બધાંના જ દુર્દૈવથી ચીનુભાઇએ ભાઉસાહેબના હૃદયમાં જે વિષબીજ રોપ્યું હતું, તે વિષથી આ સદ્વિચારોને તેમના હૃદયમાં વધારે વાર સ્થાન મળ્યું નહિ, અને રાગિણી જો પુનર્વિવાહ ન કરે, તો તે નક્કી પાપ કરશે, અને તેની અને પોતાની આબરુના કાંકરા જગતમાં થશે, એવી તેમની ભાવના થઈ અને તેમના મુખમાંથી અનુચ્ચરણીય શબ્દો નીકળી ગયા. ભાઉસાહેબે રાગિણીને દોષ જ દીધો, એટલું જ નહિ પણ ઉપર કહેલી ધમકી પણ આપવા ચૂક્યા નહિ !

સંશયપિશાચના આ ઝપાટામાં ભાઉસાહેબ આનન્દરાવ પાસે ગયા, અને તેમને પણ મર્મભેદક શબ્દો કહી " મેં આટલા દિવસ કરેલા ઉપકાર જો તને યાદ હોય, તો રાગિણી સાથે પુનર્વિવાહ કરવા તૈયાર થા !" એવું રોદનપૂર્વક કહ્યું, અને રાગિણીની માફક તેમને પણ તે ધમકી આપી ચૂક્યા.

——:o:——

## પંચવિંશ પરિચ્છેદ

—:o:—

### વ્યાકુળ મત્સ્ય

"આનન્દરાવ! તમને મેં કહ્યું ત્યારે તમે માન્યું નહિ; પણ હવે તેણે ભાઉસાહેબ મારફત કહેવડાવ્યું, ત્યારે જ તમારી આંખો ઉઘડી!"

આનન્દરાવે જવાબ આપ્યો: "પણ આ તેણે જ કહેવડાવ્યું, એ શા ઉપરથી કહેવાય? ભાઉસાહેબે પોતે જ–"

"હા–હા–હા–હા!" ચીનુભાઇ મોટેથી હસીને બોલ્યા: "ભાઉસાહેબે પોતે જ જો સલાહ આપી હોત, તો આટલા બધા દબાણથી તમને કહેત ખરું? નાનાસાહેબે પહેલાં તમને જેવી રીતે પૂછ્યું, તેવી જ રીતે તેમણે પણ સીધી અને શાન્ત રીતે કહ્યું હોત. પણ આટલો તેમનો આગ્રહ અને આવી ધમકીની શી જરૂર હતી? જરૂર એ જ કે—"

"પોતાની યુવાન પુત્રી સુખી થાય, એવી તેમની તીવ્ર ઇચ્છા હોય એ સ્વાભાવિક છે!"

"સ્વાભાવિક છે, એ કબૂલ; પણ રાગિણીની ઇચ્છા ન હોય, તો તેમણે તમને આટલો બધો આગ્રહ કર્યો હોય ખરો? તેમણે જ્યારે તેની ઇચ્છા જોઇ હશે, ત્યારે નિરુપાયે અને–"

જરા વાર થોભી આનન્દરાવ અચકાતાં બોલ્યા: "તમારું કહેવું ખરું દેખાય છે; પણ રાગિણી–"

"આનન્દરાવ! તમે હજી સ્ત્રીનું હૃદય ઓળખી શક્યા નથી! રાગિણી બ્હેનનું મન હું ક્યારનોય સમજી ગયો છું; પણ તમને જ્યારે આજે પ્રત્યક્ષ પ્રમાણ મળ્યું, ત્યારે તમારી હવે ખાતરી થવા માંડી છે!"

"ના, હજી મારી ખાતરી થતી નથી! હું હવે ગાંડો થઇશ, એમ મને લાગે છે! ચીનુભાઈ! તમે જાઓ તમારી ઓરડીમાં, મારું માથું દુઃખે છે, તેથી હું જરા હવે આરામ લઇશ."

"વિચાર શાનો કરો છો? ભાઉસાહેબ તમારા બૂરા માટે તો નથી કહેતા ને? હવે આટલો બધો આગ્રહ કરે છે, તો પરણી જાઓ ને? તમારા સામાજિક સુધારાના સિદ્ધાંતો હવે કૃતિમાં ઉતારો એક વાર! અત્યારના સમયમાં પુનર્વિવાહ કરવા કોઈ તૈયાર નથી હોતું. અને તમે જો રાગિણી સાથે વિવાહ નહિ કરો, તો તેનો આજન્મ ફોગટ જશે, એનો પણ તમે જરા વિચાર કરો!"

"મને આ વખતે કોઈપણ જાતનો વિચાર આવતો નથી. મને હવે જરા સ્વસ્થતાથી આડો પડવા દો. રાગિણીના મનમાં મારી સાથે લગ્ન કરવાનો વિચાર આવે, એ હજી મને અસમ્ભવિત લાગે છે."

"હવે જ્યારે તે તમને આવીને આલિંગન દેશે ત્યારે જ તમે માનશો!" ચીનુભાઈ કટાક્ષમાં સ્મિત કરી બોલ્યા: "હું બોલું છું, તે જરા ગ્રામ્ય છે; પણ હું તો છું ગામડીઓ! ખરું લાગે છે તે તમને સ્પષ્ટ કહું છું!"

આનન્દરાવે ચીનુભાઇને જવાબ જ આપ્યો નહિ. માથે ઓઢી લઇને તેમણે તેમને ઓરડી બહાર જવાની શબ્દહીન પણ સ્પષ્ટ સૂચના આપી. ચીનુભાઈની ઉપર તે ગુસ્સે તો થયા પણ તેમના બોલવામાં સત્ય હોવાનો સમ્ભવ હોવાથી પોતાનો ગુસ્સો દબાવી રાખવાની તેમને ફરજ પડી.

"ભાઉસાહેબને માટે–તેમના ઉપકારને યાદ કરી–તેમની આ ઇચ્છાને માન આપવું?" આનન્દરાવ પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યાઃ "ભાઉસાહેબે મને આટલો મોટો કર્યો, મને ભણાવ્યો, મને વિદ્યાદાન આપ્યું, તે મારી સાથે અતિશય પ્રેમથી વર્ત્યા, એટલા માટે તે કહે તેની સાથે મારે પરણી જવું? આ ઉપકાર ભૂલી જવા ન હોય, અને ભાઉસાહેબને દિલગીર પણ કરવા ન હોય, તો મારે રાગિણી સાથે પરણવું જ પડશે. વળી રાગિણીની પણ ઇચ્છા દેખાય છે, અને તેથી જ ભાઉસાહેબે મને આટલું આગ્રહપૂર્વક કહ્યું છે. કદાચ તેને પરણવાની ઇચ્છા ન હોય તો ભાઉસાહેબે જ તેને પુનર્વિવાહ કરવાનો આગ્રહ કર્યો હશે; પણ મને વિચાર થાય છે કે આટલો બધો આગ્રહ શા માટે? એના વિષે તેમને ભળતી શંકા તો નહિ હોય? હા, એવું જ કંઈ દેખાય છે, અને ઉત્તરા પણ હમણાં હમણાંમાં રાગિણીને કટાક્ષથી ભરપૂર વેણ કહે છે. આ બધું શા માટે? પરમ દિવસે તેની પર મને એટલો તો ગુસ્સો આવ્યો, કે કંઈ કહી શકાય જ નહિ! પણ કોણ જાણે શું છે; ઉત્તરા ઉપરનો મારો ગુસ્સો વધારે વાર ટકતો જ નથી! મનુષ્ય સ્વભાવ કેવો વિચિત્ર છે! ઉત્તરા જેવી તેની સખી પણ રાગિણીનો દ્વેષ કરે છે! પણ આવું કેમ? ઉત્તરાના હમણાં હમણાંના ટોણા સાંભળીને, મને તો એવું થાય છે, કે સાપ અને નોળીઓ એક વાર ભેગાં રહી શકશે, પણ બે સ્ત્રીઓ કદિએ ભેગી રહી નહિ શકે! રાગિણી જેવી બેનપણીનો ઉત્તરા કેમ દ્વેષ કરે છે? ઈશ્વરેચ્છા, બીજું શું? આને માટે બીજો જવાબ જ નથી. રાગિણી સારી છે, ને ઉત્તરા પણ સારી છે; પણ આખરે તો બન્ને સ્ત્રીઓ જ છે ને?

"અરે! પણ તેમની સાથે મારે શી લેવાદેવા? આ વખતે મારું શું કર્તવ્ય છે? પરણ્યા પછી સ્વદેશસેવાનું શું થશે? 'તરુણ સંન્યાસી' નામની સંસ્થા કાઢવાના વિચારનું શું? આ હિમાલય ઉપરનાં શિખરોની અને હિમનદીઓ(Glaciers)ની શોધો કરવાનું શું? હિમાલયપર રહેતી જંગલી જાતિનારીતરિવાજો અને ધર્મ વિષે માહિતી મેળવવાનું ક્યારે બનશે?- પરણ્યા પછી મંગોપાર્ક, લિવિંગસ્ટન, સ્વેનહેડિન–ની માફક શોધો કેવી રીતે કરી શકાશે? અને જો પરણવાનું નક્કી જ હોય, તો પછી નાનાસાહેબની ઇચ્છા મુજબ ઉત્તરા સાથે કેમ ન પરણવું? રાગિણી સાથે પરણવું, એ જરા પણ ઇષ્ટ નથી; તેમ જ ચીનુભાઈ કહે છે એ પણ ખરું

છે. જો હું તેની સાથે ન પરણું, તો પછી તેની સાથે પરણશે કોણ? એ ગમે એવા શંખશિરોમણિ સાથે શા માટે પરણે?"

આવી રીતે આનન્દરાવે ઘણી વાર સુધી વિચાર કર્યો; પણ તેમનો નક્કી નિશ્ચય કંઈ પણ થયો નહિ. પાણી બહાર કાઢેલું માછલું જેવી રીતે તાપમાં તરફડીઆં મારે છે, આમ તેમ શરીરને ફફડાવતાં વચ્ચે એકદમ કૂદકો મારે છે, તેવી જ આનન્દરાવના મનની અવસ્થા થઈ.

આ તરફ રાગિણીની પણ એવી જ સ્થિતિ થઈ હતી. ભાઉસાહેબને પોતાને વિષે શંકા આવી છે, આ વિચાર તેને એટલો બધો દુઃખદ થઈ પડ્યો, કે ભાઉસાહેબ સાથે વાતચિત કરીને, તે પોતાની ઓરડીમાં જતાં જતાં તેને એકદમ રડવું આવ્યું! ત્યાં જઈ થોડી વાર માતાનું સ્મરણ કરી તે શોક કરવા લાગી. અને પછી ભાઉસાહેબે આપેલી ધમકીનો તે વિચાર કરવા બેઠી. તે પોતાના ગુજરાનને માટે ભાઉસાહેબપર આધાર રાખે એવી તેની સ્થિતિ જરાએ નહોતી. પોતાની મિલકતમાંથી બીજી દશ અનાથ વિધવાઓને પોષવાની તેની શક્તિ હતી. પણ ભાઉસાહેબે મને ઘરમાંથી જવાનું કહ્યું છે, એમ જો લોક જાણે, તો તેનો શો અર્થ કરશે? આ વિચારથી તે બિચારી ગભરાઈ ગઈ. 'બધા લોક મારી નિંદા કરશે, અને મારી તરફ અર્થપૂર્ણ દૃષ્ટિએ જોઇને હસશે, ઘેરઘેર મારું નામ બદનામ કરી લોકો મારી ગ્રામ્યચેષ્ટા કરશે.' આ વિચારો રાગિણીને ઘણા અસહ્ય થઇ પડયા. 'આવી રીતે નામ ખરાબ થાય તે કરતાં પરણ્યાં હઇએ તો શું સારું નથી?' એવું તે પોતાના મનને પૂછવા લાગી.

વાચકો! રાગિણીના આગળના વિચારોનું સવિસ્તર વર્ણન મારાથી કરી શકાતું નથી. પોતાના પુત્ર અથવા પુત્રીનું મરણ નીપજે તો એક વાર વર્ણન કરી શકાશે; પણ રાગિણી જેવી પવિત્ર સ્ત્રીના નૈતિક અધઃપતનનું વર્ણન કરવા કઈ કલમ તૈયાર થશે? વારાંગનાઓનાં ગ્રામ્યશૃંગાર કે લીલાઓનું વર્ણન લેખક કદાચ આનન્દોત્સાહથી કરશે; પણ રાગિણી જેવી સ્ત્રીના તે વખતના વિચારોનું વર્ણન કોઇનાથી પણ કરી શકાશે નહિ. તેની નૈતિક હિમ્મત ગળી ગઈ, જનનિંદાથી તે ગભરાઈ, તેની ક્ષુદ્ર મનોવૃત્તિઓ પ્રબળ થઇ. આટલું જ કહેવું તેને માટે બસ થશે.

પુનર્વિવાહનો વિચાર મનમાં આવ્યો એટલે મહત્પાપ થયું, એવું કહેનારામાંનો હું એક નથી. હું રાગિણીને દોષ દેતો નથી; પણ રાગિણીના મનમાં જે વિચાર આવ્યો, તે તેને શોભે એવો નહોતો—ન આવ્યો હોત તો ઠીક થાત, એમ મને લાગે છે. તેને દોષ દેવાનો મારો જરા પણ હેતુ નથી. એથી ઉલટું જો કોઇ તેને દોષ દેવા માંડે, તો આગળના લખાણનો વિચાર કરવાનું કહીશ.

મનુષ્યના મનમાં એક વાર જો ખોટા વિચાર આવવા લાગે, તો તે ક્યાં સુધી પહોંચશે, તેની હદ હોતી નથી. તેમાંય વળી કોમળ અંતઃકરણના લોકો જનનિંદાથી ઘણા બ્હીએ છે, અને તેવા લોકો પોતાની આબરુ જાળવવા એકાદ નિંદ્ય વાત કરવા પણ પ્રવૃત્ત થાય છે. તે નિંદ્ય વાત તેમને અંતઃકરણથી ત્યાજ્ય લાગે છે; પણ જો તે ન કરે, તો અન્ય રીતે લોકો આપણી આબરુના કાંકરા કરશે, આપણી ઉપર થૂંકશે, આપણી તરફ આંગળી કરી સાભિપ્રાય હસશે, ઇત્યાદિ વાતોથી તેઓ એટલા બ્હીએ છે, કે તેવા લોકો ઉપર કહ્યા પ્રમાણે એકાદ નિંદ્ય કર્મ કરી પોતાની આબરુ જેમ તેમ કરી ઢાંકવાનો તેઓ પ્રયત્ન કરે છે.

તેમાંય વળી યુવાની હોય, ત્યારે મન ઘણું મુંઝાય છે. તેને જે મતિભ્રમ થાય છે, તેની તો વાત જ ન કરતા! રાગિણીના મનમાં પુનર્વિવાહનો વિચાર આવ્યો તેથી તેને કોઈ દોષ દેવા પ્રવૃત્ત થશે, તો તેને 'યૌવન' એ શું છે, યુવયુવતિજનસુલભ સુખલાલસા એ શું છે, તેની ખબર નથી, એમ જ કહેવું પડશે. યૌવન એ એક વિવર્ત છે. આની અંદર જે સપડાય, તેને તેની સાથે જ જવું પડે છે! અથવા, યૌવન એટલે મહાપૂર છે. તેમાં સપડાયેલો માણસ એક તણખલાની જેમ પ્રવાહ સાથે ઘસડાય છે. વિવાહેચ્છા એ આપણી ઇચ્છા નથી; તે ઇશ્વરેચ્છા છે, અથવા નિસર્ગેચ્છા છે, એમ કહો ગમે તો તે ઇચ્છા જો આપણી જ હોત, તો આપણે તેને રોકી ન શકત? ના; વિવાહેચ્છા એ માનવી નથી; દૈવી છે. તેની વિરુદ્ધ જવાની ખટપટ કરવી, એટલે મહાપૂરની વિરુદ્ધ દિશામાં તરવાનાં ફાંફાં મારવા જેવું છે. જો બધાં સ્ત્રી-પુરુષો અવિવાહિત રહેવાનો નિશ્ચય કરે. તો 'જગદાત્મા' (Life–Force), તેમની ઇચ્છા વિરુદ્ધ તેમને ધક્કા મારતો મારતો ભેગાં કરશે, એવી મારી ખાતરી છે! બાલ વિધવાઓના પુનર્વિવાહને દોષ દેનારા લોકો રાગિણીના જેવું જ મન ભલે ક્ષણ માત્ર રાખે, તો પણ તેઓ યૌવનમાં ચળે છે, એ વાતનો વિચાર કરો. સ્ત્રીઓના શરીરમાં સુપ્ત રહેલી વિષયેચ્છા પ્રબળ થાય, ત્યારે તેમની શી અવસ્થા થાય, તેનો વિચાર જરા કરો. પાંદડાં તોડી નાંખેલા વૃક્ષને જેવી રીતે ફરીથી પાંદડાં આવે છે તેવી જ રીતે દુઃખવિહ્વલ સ્ત્રીને પણ વખત જતાં સુખલાલસા ઉત્પન્ન થાય છે, એ વાત ધ્યાનમાં લાવો. જીવનેચ્છા અને સુખપ્રવૃત્તિ એ જીવસૃષ્ટિનો વિશિષ્ટ ધર્મ છે. આ ઇચ્છાઓ દુર્નિવાર છે, એ તત્ત્વ ભૂલશો નહિ. ખરો પતિપ્રેમ હોય, પાતિવ્રત્યનું પાવિત્ર્ય તાત્ત્વિક દૃષ્ટિથી વિવેકબુદ્ધિને ભલે સમ્મત હોય, પતિ જીવતો હોય તે છતાં, સાધારણ સ્ત્રીઓની કેવી સ્થિતિ થાય છે, તેનો વિચાર કરો, અને 'પતિપ્રેમ' એ જે વિધવા બાલિકા કેવળ શબ્દ માત્રથી જ જાણે છે, અને જેને પતિથી માત્ર વૈધવ્યનો જ લાભ

થએલો છે, જેનો ખરો પ્રેમ—સ્મરણવિષયીભૂત મૃતપ્રાય પ્રેમ નહિ, પણ સર્વાંગે સ્ફૂરી રહેલો જીવંતપ્રેમ—એકાદ સદ્વિલાસી યુવાને કબજે કર્યો હોય, તેને 'પતિપ્રેમ,' 'પાતિવ્રત્ય,' 'ધર્મનિષ્ઠા', અને 'સાવિત્રીનો દાખલો' ઇત્યાદિ શબ્દોમાં કેવળ 'શાબ્દિક' સત્ય દેખાય, અને સમસ્ત સૃષ્ટિને ખેંચી જનારી પ્રચંડ શક્તિને વશ થઈ તે જરાક અધઃપાતત થાય, તો દોષ તેનો, કે યુવજનોમાં અસુલભ એવા પાવિત્ર્યની અજ્ઞતા ભરી ઇચ્છા કરી તેના પ્રેમાંકુરો પર નિર્દયતાપૂર્વક દબાણ કરવાની ઇચ્છા કરનારા બ્હીકણ લોકોનો? મને તો લાગે છે, કે આવી બાલિકાઓનાં પાપકર્મોનો દોષ તેમની ઉપર એટલો બધો નથી, પણ તેમનાં પાપનો ખરેખરો ભાર આપણા બ્હીકણ અને નિર્દય સમાજના માથા પર જ નંખાવો જોઇએ! They are more sinned against than sinning.

પિતાજી ઘરમાંથી કાઢી મૂકશે તો લોકોમાં આપણી આબરુના કાંકરા થશે, એ બ્હીકથી ને બીજાં કારણોથી પુનર્વિવાહનો વિચાર રાગિણીના મનમાં પણ આવ્યો, એટલું જ મારે કહેવાનું હતું. આનન્દરાવ, ઉત્તરા, ભાઉસાહેબ, ચીનુભાઈ વગેરેની મનઃસ્થિતિ મેં ઉપર બતાવી જ છે. રાગિણીની નૈતિક હિમ્મતની ખાતરી હોવાથી બ્રહ્મજિજ્ઞાસુ ભય્યાસાહેબ પ્રિયબ્રહ્મસ્વામીની શોધ માટે તપાસ કરતા ફરતા હતા. આ બધી વિચિત્ર વાતનો અંત કેવી રીતે આવશે? ભય્યાસાહેબ અને આ બધાં ગમે તે રીતે ભેગાં થાય તો ઠીક, એવું વાચકો! તમને નથી લાગતું?

ઉત્તરાના હૃદયમાંનું અસૂયાવિષ ગમે તેમ કરી તેના હૃદયમાંથી નીકળી જાય, અને તે સખીઓનો સ્નેહ પહેલાંની માફક ફરીથી સાત્ત્વિક, સંશયશૂન્ય અને નિર્મત્સર બને, એવી જ સર્વની ઇચ્છા હશે! જગત જો મારી જ ઇચ્છા પ્રમાણે ચાલવાનું હોત, તો હું તો આ બધી વાતનો અંત ઇચ્છાનુસાર આણત, અને બધાંને આનંદિત કરત; પરંતુ જગતમાંની બધી જ વાતો આપણા મન પ્રમાણે થતી હોય, તો વધારે શું જોઇતું હતું?



## ષડ્‌વિંશ પરિચ્છેદ

—:૦:—

## કુવિચાર અને સુવિચાર

"તમે કહો છો તે ખરું હો, કે ખોટું હો, પણ હું તો આવતી કાલે અહિંથી જતો જ રહેવાનો!" આનન્દરાવે ચીનુભાઇને કહ્યું.

"કેમ? આટલો બધો વૈરાગ શા માટે? ભય્યાસાહેબની માફક બ્રહ્મજિજ્ઞાસા તમારી પાછળ પડી હોય, એમ દેખાય છે! રાગિણી જેવી કામધેનુ ઘરમાં આવે છે, તે છતાં તમને આવું અવળું સૂઝે છે, તેથી 'લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે, ત્યારે તમે મ્હોં ધોવા જાઓ છો,' એમ જ કહેવું પડે છે!"

"મને નથી લાગતું, કે રાગિણી પરણવાને ઇચ્છતી હોય; અને તેમ હોય, તો મને તેની પરવા નથી. હું કાલે આ સ્થાનને છોડી જવાનો છું."

આનન્દરાવના આ નિશ્ચયાત્મક શબ્દો સાંભળી, ચીનુભાઈ બાડીઆ દિલગીર થયા! પોતે આટલા દિવસ સુધી તૈયાર કરેલું 'સંશયપિશાચ'નું નાટક આનન્દરાવના જવાથી નાયકહીન એટલે નીરસ થશે, એ વિચાર તેમને ઘણો જ દુઃખદાયક લાગ્યો. પણ ચીનુભાઈ નિરાશ થાય એવા નહોતા! તેમણે મગજમાંથી એક નવી યુક્તિ ખોળી કાઢી, અને તેનું આલેખન આંખ આગળ ખડું થવાથી અને તે યશસ્વી થઈ હોય એમ ધારી તેમને આનન્દ થયો અને તેમના ચહેરા પર સ્મિત ઝળકયું.

"કેમ હસ્યા?" આનન્દરાવે ચીનુભાઇને પૂછ્યું.

ખરું કારણ સંતાડી તે બોલ્યા: "મને તમારા ભોળપણથી હસવું આવ્યું! રાગિણીની ઇચ્છા છે, એ તો હું સ્પષ્ટ રીતે જોઈ શકું છું; પણ તે વિવાદમાં તો હું સિદ્ધ કરી શકતો નથી, ત્યારે મારે કરવું શું? તમારા બન્નેનું દુર્દૈવ, બીજું શું? તમારી ઓરડીમાં આવી તે જ્યારે તમને ભેટશે, ત્યારે જ તમારી ખાતરી થશે. બીજું શું?"

"મને ખાતરી કરી આપવાની તસ્દી તમારે શા માટે લેવી પડે છે?" આનન્દરાવ ગુસ્સાથી બોલ્યા: "હું હવે અહીંઆં આજ પૂરતો જ છું. મારી સામે તમે આવા શબ્દો ફરીથી ઉચ્ચારશો નહિ! હવે મારે સરસામાન બાંધવો છે જેથી આપ આપની ઓરડીમાં સિધાવો!"

આવા ગુસ્સાભર્યાં અને અપમાનકારક શબ્દ સાંભળી, ચીનુભાઇ ત્યાં વધારેવાર શા માટે ઉભા રહે? અને તેમને ત્યાં ઉભા રહેવાની જરૂર પણ નહોતી! તેમને જેટલું કહેવું હતું તેટલું તે કહી જ ચૂકયા હતા. તે આનન્દરાવના ઓરડામાંથી ગયા, અને ધીમે ધીમે વિચાર કરતાં કરતાં પોતાની ઓરડી તરફ ચાલ્યા ગયા. ત્યાં ગયા પછી રસોડામાં પ્રવેશ કરી બાસાહેબ અને ઉત્તરા પાસે પોતાનાં ભાષણોની રસધાર ચાલુ કરી. વાતચિતમાં "આનન્દરાવ તો કાલે જાય છે!" એવી સૂચના પણ કરી.

"ક્યાં?" ઉત્તરાએ જિજ્ઞાસાથી પૂછ્યું.

"તે તો તે જાણે! મને કેવી રીતે ખબર પડે? પણ 'કાલે હું જાઉં છું, પાછળથી તને લઇ જઇશ,' એવું તેમણે રાગિણીને કહ્યું." મને જોયા પછી રાગિણી તો શરમાઈ જ ગઈ, અને આનન્દરાવની ઓરડીમાંથી જતી રહી. મેં તેમનું તે વાક્ય સાંભળ્યું છે, એ વાતની મેં તેઓને ખબર પણ પડવા દીધી નહિ. ભલે ગમે ત્યાં જાય, અને ગમે તે કરે, મારે તેની સાથે શી લેવા દેવા છે?" ચીનુભાઇ બોલ્યા.

બાસાહેબ ને ઉત્તરા આ સમાચાર સાંભળી ચકિત જ થઈ ગયાં; એટલું જ નહિ પણ તેનાથી તે સંતપ્ત પણ થયાં.

"તમારા શબ્દો ઉપર મેં આજલગી વિશ્વાસ ન મૂકયો, પણ ચીનુભાઇ! તમારી જ શંકા છેવટે ખરી પડી! ગઈ કાલે મેં તેમની મારફત આનન્દરાવ આગળ ઉત્તરાના વિવાહની વાત કઢાવી; પણ આનન્દરાવે એક જ જવાબ આપ્યાં કર્યો, 'મારે તો પરણવું જ નથી!' શા માટે પરણે? આવા ઢોંગ ધંતુરા કરવા હોય, પછી પરણવાની શી જરૂર!"

ઉત્તરાનું દુઃખ કહો, કે તેનો સંતાપ કહો, યા તો સંતાપમિશ્રિત દુઃખ કહો, એ એટલું ભારે હતું કે તેનો ચહેરો એકદમ ફિક્કો પડ્યો, આંખ-પાણીથી ભરાઈ આવી અને તે અવાક્ બની ગઈ! ચીનુભાઈ આટલા નિર્દય હતા તેમ છતાં તેમને પણ તેની આ સ્થિતિ જોઇને મનમાં લાગી આવ્યું. ચીનુભાઈ છેવટે તો માણસ જ હતા ને? ઉત્તરાને સારું લાગે એટલા માટે તે બોલ્યાઃ "કદાચ મારી ગેરસમજ થઈ હશે! તે બીજી વાત વિષે બોલતા હશે, અને હું બીજું સમજ્યો હોઇશ. આનન્દરાવ આટલા ખરાબ હશે એમ મને પણ હજી નથી લાગતું. તે આવતી કાલે જવાના, એ વાત તો નક્કી છે; પણ તેમનો હેતુ કદાચ બીજો હશે!"

ચીનુભાઇએ ઉદારતાપૂર્વક કરેલા ઉપરના ભાષણની અસર ઉલટી જ થઈ! દુષ્ટ માણસોએ ઉચ્ચારેલા મીઠા શબ્દો પણ વિષમય જ હોય છે, તેનું સુપરિણામ કદિએ ન આવે! વિષવલ્લિએ અમૃતમય ફળ આપ્યાં હોય, એમ કદિ સાંભળ્યું છે?

ઉત્તરા ત્યાંથી ઉઠી, અને પોતાની ઓરડીમાં જઈ ઉદ્વેગ, કોપ, નિરાશા, નિરુત્સાહ વગેરેથી વિહ્વલ થઈ તે રોવા લાગી. રાગિણી આડે માર્ગે ગઈ, આ વિચાર જ તેને દુઃખદાયક હતો; પણ તેના અસૂયાદુષિત મનને એમાં પણ એક પ્રકારનું દુઃખમિશ્રિત સુખ લાગતું હતું. અને આનન્દરાવ પણ આવા બિભત્સ ઢંગ કરવા લાગ્યા, એમ લાગવાથી નીતિ એટલે શું? જગતમાં નીતિમાન કોઈ છે કે નહિ, એ વાતની તેને ખરેખર શંકા આવવા લાગી, અને તેના હૃદયમાં પૂર્ણ નિરાશાનું સામ્રાજ્ય ફેલાવાથી ન કરી શકાય એવા વિચારો પણ તે કરવા લાગી. તેના

વિચારની અંદર સુસ્રતા કે સુસંગતતા જરા ય નહોતી. તે વિચારો પરસ્પર વિરોધી હતા એમાં ઉત્તરાનો પણ શો વાંક હતો? તે વખતે ગમે તેવા માણસનું મન પણ એવું જ ડામાડોળ થાય.

"આનન્દરાવ, ના, જો આ ખરું હશે, તો જગતમાં કોઇ જ માણસ સારો નથી, એમ સમજવું જોઇએ! આ જગતમાં પવિત્રતા નથી, સાત્વિકતા નથી, અરે! કંઈ નથી! કૃમિકીટક જ નહિ, પશુપક્ષિઓ જ નહિ, પણ 'ધર્મ-ધર્મ' અને 'સ્વદેશ–સ્વદેશ' કહી મોટેથી બણગાં ફુંકનારા લોકો પણ વિષયવાસનાને જ અધીન છે! અને જો એવું છે, તો સિદ્ધાંત માટે સુખત્યાગ કરનારા લોક શું મૂર્ખ નથી? બાકી, આવાય લોકો દુનિયાંમાં છે ખરા? ગમે તો બીજા કોઈ એવા હોઈ શકે, પણ આનન્દરાવ ખરાબ હોય એમ મને લાગતું નહતું! પણ હવે તો તે પણ–પણ ના, આ વિચાર જ જવા દો અને આ જીવિત પણ જવા દો! આ ઘોર પાપી જગતમાં જીવતાં રહેવું એટલે પાપ વધારવા જેવું છે. મને તો આ જગતમાં જીવતાં રહેવાની હવે ઇચ્છા જ નથી! પરીક્ષા પસાર કરી અને જગતમાં નામ મેળવી છેવટે મને શું મળશે?–તો કષ્ટ, દુઃખ, પાપ–છાણુ ને–પણ જવા દો! આનન્દરાવ આ ધર્મશાળા છોડી કાલે જાય છેઃ પણ હું તો કાલે આ જગતને જ છોડી જાઉં છું! જો જીવતી રહીશ, તો ફરીથી પ્રેમના સપાટામાં સપડાઇશ! એક વાર અનુભવ થયો, તે જ બસ છે! શું ચીનુભાઈ કહે છે તે ખોટું તો નહિ હોય? હા, ખોટું જ છે. ચીનુભાઇના શબ્દો ઉપર મેં વિશ્વાસ મૂક્યો અને તેમને દોષ દીધો, એટલે હું જ મૂર્ખ, બીજું શું? તેમને વિષે મારા મનમાં ખોટો વિચાર આવ્યો, એટલે હું જ પાપી છું! માટે તેમની ક્ષમા માગવી પડશે. આવી શંકાઓ જો લેવા બેસીશું તો તે લેતાં–જવા દો ને, ગમે તેને વિષે શંકાઓ તો લઈ શકાશે! હવે ચીનુભાઈ આવે એટલે તેમને કહું છું, કે ફરીથી આવી વાત તમો મારી આગળ કદિ પણ કાઢશો નહિ! તમારો જ આ બધો પ્રપંચ છે! આનન્દરાવના નખ જેટલી પણ તમારી કિમ્મત નથી! આટલા દિવસ સુધી આજ ચીનુભાઈ ઉપર મેં વિશ્વાસ કેમ રાખ્યો, કોણ જાણે! હવે તે મારી સામે આવે, એટલે તેમને એવા ધમકાવું અને તેમને એવું કહું કે તે ચૂપ જ થઈ જાય! હું એમને એવું કહીશ, કે તમારા કરતાં તે હજાર–લાખ દરજ્જે સારા છે. કાગડાએ કદિ પણ હંસની નિંદા ન કરવી જોઇએ, એવું તેમને કહીશ. હા, હા; એવું જ કહીશ! શી બ્હીક છે તેમની? તે આવે તો ખરા, મારી સામે?"

ઉત્તરાનો નિશ્ચય તો સારો છે; પણ ચીનુભાઇની અક્કલ આગળ, મત્સરના મોહ આગળ, અને દૈવકૃતિ આગળ તે કેટલો ટકે છે, તે જોઇએ.

---

## સપ્તવિંશ પરિચ્છેદ

——:o:——

### હદ થઈ!

રાત્રે માંકણુ કરડતા હોવાથી આખી રાત પાસાં બદલી પડી રહીએ, અને સવારના પહોરમાં થોડીક ઉંઘ આવે અને રાતનો થાક અથવા રાતની ત્રસ્તતા જાય, અથવા આગબોટમાં બેસી ઘેર આવ્યા પછી ન્હાઇને જમી લીધા પછી મનને જેવો આનન્દ થાય છે, તેવો જ આનન્દ રાગિણીને થયો હતો. તેના પૂર્ણ ચન્દ્રોપમ વિકસિત મુખ તરફ જુઓ, એટલે તમને પણુ આનન્દ થશે. પૌર્ણિમાની જ્યોત્સ્નાની માફક તેના આનન્દની સીમા જ ન હતી. તેનો પુનર્વિવાહ થશે—આનન્દરાવે તે માટે સમ્મતિ આપી છે—તેથી આ આનન્દ હતો? ના—ના! આ આનન્દ અતિ ઉચ્ચ પ્રકારનો—સાત્વિક—શાન્ત અને તેજસ્વી હતો. રાગિણીના તે આનન્દને આપેલી ઉપમાઓ તો અરસિકતાથી ભરપૂર છે. તેમાં પૌર્ણિમાની જ્યોત્સ્નાવાળી ઉપમા કાંઇક સારી કહેવાય! પણુ વિદુષકની ઉપમાઓ જેવી રીતે ખાદ્ય—પદાર્થને જ ઉદ્દેશીને હોય છે, તેવી જ રીતે, વાચકો! આપણી સુખ વિષયક ઉપમાઓ પણુ વ્યાવહારિક જ રહેવાની!

રાગિણીનો આજનો આનન્દ નિરતિશય, સાત્વિક અને પવિત્ર હતો. તેના મનમાંનો કલહ હવે શાન્ત થઈ ગયો હતો; તેના હૃદયમાંનું પાપકિલ્મિષ હવે બળીને ખાખ થઈ ગયું હતું, અને તેને ઠેકાણે હવે પવિત્રતાનું તેજ સ્ફૂરી રહ્યું હતું. તેના મનમાંના કુવિચારો લય પામી ગયા હતા, અને શરીરમાંની સુખલાલસા ગુપ્ત થઈ ગઈ હતી. સુખપ્રવૃત્તિ અને કર્તવ્યજ્ઞાન એ બેની વચ્ચેનો કલહ હવે મટી ગયો હતો. રાગિણીના મનનો પહેલાંનો ક્ષોભ અને પહેલાંની ચલવિચલતા તો તેટલા વખત પૂરતાં જ હતાં, એમ હવે સ્પષ્ટ દેખાયું. એ ચાંચલ્ય એક બે દિવસ પૂરતું જ હતું. તે બે દિવસોમાં તેના ક્ષુદ્ર મનોવિકારોએ તેનાં પ્રેમ અને પાવિત્ર્યના હજારો કકડા કરી નાંખવાનો પ્રસંગ આણ્યો હતો; પણુ તે પછી તેનું મન હવે વધારે શુદ્ધ અને શાન્ત થઈ ગયું હતું. રાગિણીના અન્તઃકરણુમાંનો પૂર્વક્ષોભ શાન્ત થઈ ગયો હતો. અને તેથી તેને એક પ્રકારનો ઉચ્ચ, શુદ્ધ, પવિત્ર અને બ્રહ્માનંદતુલ્ય આનન્દ થવા લાગ્યો. આ બધું કેમ થયું, તેની કારણુમીમાંસા કરવાની ખાસ જરૂર નથી. કારણુ ખરું જોતાં ઉચ્ચતમ પાવિત્ર્ય, શ્રેષ્ઠ પ્રકારની નૈતિક હિમ્મત અને આનન્દયુક્ત શાન્તતા, એ જ તેનો સ્વભાવ હતો; સામાન્ય સુખપ્રવૃત્તિ, લોકનિન્દાની બ્હીક અને ઔદાસિન્ય તેનામાં ક્ષણિક વિકૃતિ થઈ હતી.

રાગિણીના આ આનન્દમાં ગ્રામ્યસુખનો અંશ પણુ નહોતો. કેટલાક દિવસો પહેલાં અથવા કેટલાક કલાક પહેલાં જ કહોને તેના હૃદય સરોવરમાં જે ક્ષુદ્ર મનોવિકાર કૃષ્ણુસર્પની માફક આમથી તેમ ફરી રહ્યા

હતા, તે હવે મૃત થઈ ડૂબી ગયા હતા! તેનું હૃદય, સરોવરની માફક સ્વચ્છ અને શાન્ત થઈ ગયું હતું. સરોવરના પાણી ઉપર તો પવનની લહેરોથી નાના તરંગો પણ ઉત્પન્ન થતા હશે, અને કૃષ્ણસર્પ ડૂબી ગએલા હોવાથી નાનાં મોટાં માછલાંનાં સમૂહ ત્યાં આવે, અને જ્યાં જ્યાં આપણે મમરા નાંખીએ, ત્યાં ત્યાં તે ટોળાં અથડાય; પણ રાગિણીના હૃદયમાંના ક્ષુદ્ર મનોવિકાર ગુપ્ત હતા, એટલું જ નહિ, પણ તે હવે પૂર્ણ મૃતપ્રાય થઈ ગયા હતા, જેથી તેને હવે કોઈ પણ પ્રકારનો મોહ થાય, એ શક્ય ન હતું. સરોવરમાં તો પથ્થર ફેંક્યો હોય અથવા હલેસાં માર્યાં હોય તો પણ તરંગો ઉઠે છે તેમ જ તોફાની પવન છૂટે ત્યારે તો તેના તરંગોની વાત જ ન કરવી! પણ રાગિણીની આ સ્થિતિમાં તેના મનને ક્ષુબ્ધ કરવું અશક્ય હતું. પ્રત્યક્ષ કૈલાશપતિ શંકર તેનું સત્ત્વ જોવા આવ્યા હોત, અથવા સીતાને જેમ રાવણ લઈ ગયો હતો તેમ રાગિણીને પણ કોઈ રાક્ષસ ઉંચકી જવાનો પ્રયત્ન કરત, તોપણ પાર્વતીની માફક—સીતાની માફક તે પોતાનું સ્વત્ત્વ જાળવવા તૈયાર થઈ ગઈ હોત. મનમાં આનન્દ હોવાથી જગતમાં પણ તેને બધે આનન્દ જ દેખાતો હતો. વિધવાએ દિવસો કેવી રીતે પસાર કરવા, એ સવાલ જ હવે તેને મન રહ્યો ન હતો. ભય્યાસાહેબે પોતાનો ત્યાગ કરી તપોવનનો માર્ગ લીધો એ પણ ઠીક જ થયું, એમ તેને લાગવા માંડયું. ભાઉસાહેબને પોતાને વિષે શંકા આવી, તે સ્વાભાવિક જ છે, એટલું જ નહિ પણ તેમાં પરમાત્માનો કોઈ મહાન્ હેતુ હોવો જોઇએ, એવો તેણે પોતાના મન સાથે વિચાર કર્યો હતો. જગતમાં આનન્દ છે, એટલું જ નહિ, પણ સર્વત્ર સાત્વિકતા પૂરેપૂરી ભરાએલી છે, એવી તેની તે વખતે ઉદાર ભાવના થઈ હતી. જગતમાં ખરાબ છે કોણ? કોઈ નથી! પોતે ખરાબ હોઇએ, એટલે લોક આપણને ખરાબ દેખાય છે, એટલું જ! બાકી, ખરેખરું જોતાં તો કોઈ જ ખરાબ નથી. અરે મનુષ્ય આખર માણસ જ છે, એટલે એકાદ વાર પાપ કરે; પણ એકંદર રીતે જોતાં તો જગતમાં સર્વે લોક સારા જ છે, એવી રાગિણીની તે વખતની જગત્પ્રેમપૂર્વક સમાધાનવૃત્તિ હતી. ચીનુભાઈ ખોટા દેખાય છે, એટલું જ, બાકી તે એટલા ખરાબ તો નહિ હોય, એવું તે પોતાના મન સાથે ઉદાર વૃત્તિથી કહેતી હતી.

એટલામાં રાગિણીનું કહેવું ખોટું ઠરાવવા જ ન હોય, તેમ ચીનુભાઈ ત્યાં આવ્યા, અને ગભરાએલા સ્વરે બોલ્યાઃ "રાગિણી બ્હેન! આનન્દરાવ સંન્યાસ લે છે કે શું, કોણ જાણે! મને તો લાગે છે, કે તે ગાંડા થયા છે, કાલે અહીંથી જતા રહેવાનું કહે છે. અહીં ન રહેવાનો—"

"શું? મોટાભાઈ? અરે! સમજવામાં તમારી કયાંક ભૂલ થઈ હશે! તે કદિ પણ સંન્યાસ લે નહિ!"

"પણ તમે તેમની ઓરડીમાં જઈને જુઓ તો ખરાં, તે ગાંસડાં-પોટલાં બાંધે છે. કાલે સવારના પહોરમાં 'ગચ્છન્તિ' કરી જવાનો તેમનો વિચાર છે. મેં તેમને ઘણુંએ કહ્યું, પણ તે મારું કહેવું માનતા જ નથી. હવે તમે કોઈ જઈને કાંઈ તો કહો. તમે જાવ એટલામાં હું ભાઉસાહેબ અને નાનાસાહેબને લઈને ત્યાં આવું છું. તમે જાઓ, જલદી જાઓ!"

આમ કહી ચીનુભાઈ ભાઉસાહેબની ઓરડી તરફ દોડતા દોડતા ગયા. ચીનુભાઈના તે વિચિત્ર શબ્દો સાંભળી અને તેમની ગભરાએલી મુદ્રા જોઈ રાગિણીએ તેમનું કહેવું સાચું માન્યું, અને તે એકદમ આનન્દ-રાવના ઓરડા તરફ ગઈ, જે વખતે આનન્દરાવ વિચારમાં મગ્ન હતા.

"રાગિણીના મનમાં મારી સાથે પરણવાનો વિચાર આવ્યો હશે ખરો? યુવાન સ્ત્રીઓ વિષે શું કહી શકાય? આજ બે ત્રણ દિવસ થયાં તે મારી સાથે ખુલ્લા દિલથી વાતો કરતી નથી. હું જાણે અજાણ્યો હોઉં, તેમ તે મારાથી શરમાય છે. આજ લગી આવું નહોતું, અને આજે જ આમ કેમ છે? ચીનુભાઈ કહે છે, તે ખરું તો નહિ હોય? ભાઉસાહેબ મને જે આટલો આગ્રહ કરી રહ્યા છે, તે રાગિણીના કહેવાથી જ હશે? હા, દેખાય છે તો એવું જ! નહિ તો ભાઉસાહેબ આટલી કડક ભાષા મારી પ્રત્યે ન વાપરત! ઉત્તરા તેની સખી છે, તે તેના હૃદયની વાત જાણતી હોવી જોઈએ. તેને પણ હમણાં હમણાંમાં રાગિણી વિષે શંકા આવવા લાગી છે, એટલે રાગિણી જ ઘણું કરીને દોષિત-હશે-પણ આનું નક્કી શું કહેવાય? ઉત્તરા ઉદાર મનવાળી છે, તેનું મન શુદ્ધ અને નિષ્કપટ છે તે, નહિ તો રાગિણીને નિષ્કારણ અસરકારક શબ્દો કહે નહિ! પણ ઉત્તરા તો તેને વારંવાર એવા શબ્દો કહે છે, એટલે રાગિણીનું જ મન ચંચલ થએલું હોવું જોઈએ-થએલું છે, એ નિઃશંક વાત છે! આપણે તો આવતી કાલે અહીંથી 'यः पलायते स जीवति' કરવું પડશે; નહિ તો કોઈ જૂદું જ થવા બેસશે. ભાઉસાહેબ 'ઘરમાંથી ચાલતો થા,' એવું કહે, તે પહેલાં જ ગયા હોઈએ તો ઠીક! અને એવું ન કહે, તો પણ રાગિણીનું મન ચંચલ થયું હોય, તો અત્રે રહેવામાં જરા પણ સાર નથી! સ્ત્રીઓનું કાંઈ જ કહેવાય નહિ! શું કરશે ને શું નહિ, તે કોણ જાણે! રાગિણીના મનમાં પાપવિચાર આવ્યો હોય, અને ચીનુભાઈ કહે છે, એવું જ એકાદ વાર બને તો!"

આનન્દરાવના મનમાં આવા વિચાર ચાલતા હતા ત્યાં રાગિણી તેમના ઓરડામાં આવી અને પ્રેમપૂર્ણ સ્વરે બોલી: "મોટાભાઈ! તમે આજે આ શું મનમાં આણ્યું છે?"

"અરે! તું અત્રે કેમ આવી છે? તારા મનમાં આજે શું આવ્યું છે? હજી તારી સૂવાની વેળા નથી થઈ? રોજ આઠ વાગે સૂઈ જાય છે, અને આજે હજી સુધી કેમ જાગે છે?"

"હું હમણાં સૂવાની જ હતી; પણ મેં સાંભળ્યું, કે તમે આવતી કાલે અહીંથી જતા રહો છે. શું આ ખરું છે? તમને વળી આ શું ભૂત ભરાયું છે?"

"ગમે તે હશે, તારે તેનું શું કામ છે ? હું જગતથી કંટાળી ગયો છું !"

"જગતથી કંટાળી ગયા હશો, પણ મારાથી તો નથી કંટાળ્યાને ? મારી ખાતર તો તમે અહીં રહો !"

વાક્યો સાદાં જ, અને ઉત્કટ બંધુ-ભગિની પ્રેમવાળાં, પણ આનન્દરાવના વિકૃત મનને તેનો અર્થ વિપરીત જ દેખાયો !

"મને તારો જ કંટાળો આવ્યો છે, ના તિરસ્કાર આવ્યો છે !" આનન્દરાવ સંતપ્ત થઈ બોલ્યા: "તું અત્રેથી જતી રહે તારી ઓરડીમાં ? અહીં જરા પણ ન ઉભી રહીશ ! તારા જેવી સ્ત્રીઓનું ચારિત્ર્ય જોયા પછી કોને જગતમાં રહેવાની ઇચ્છા થશે ?"

"પણ મેં એવું કર્યું છે શું ?" રાગિણી શાન્ત ચિત્તે બોલી. તેનું મન હમણાં સુપ્રસન્ન હતું, એટલું ઠીક હતું; નહિ તો આનન્દરાવનાં ઉપર્યુક્ત તીવ્ર વાગ્બાણોથી તે મરી જ ગઈ હોત ! રાગિણીએ આનન્દરાવના મુખમાંથી આવાં જ—આથી પણ વધારે કઠોર અને અનુચ્ચરણીય વાક્યો સાંભળ્યાં; જેથી તેની શાન્તતા થોડીક નષ્ટ થઈ. તેની આંખો અશ્રુથી ભરાઈ આવી અને તે પાછી વળવા લાગી.

'ચીનુભાઈએ મને અહીં મોકલી, તેથી હું આવી,' આવા ભાવાર્થનું એક વાક્ય રાગિણીએ ઉચ્ચાર્યું હતું; પણ ગુસ્સાના આવેશમાં તેનો અર્થ આનન્દરાવની ધ્યાનમાં આવ્યો ન હોતો. સદ્ભાગ્યે અથવા દુર્ભાગ્યે તે અલક્ષિત વાક્યનો અર્થ આ ક્ષણે તેમના ધ્યાનમાં આવ્યો, અને ચીનુભાઈનો બધો પ્રપંચ તેમની આંખ આગળ ઉભો રહ્યો ! તેમણે રાગિણીને પાછી બોલાવી. રાગિણી બારીમાં બેઠી. પોતાના શોકાવેગને શાન્ત કરવાને માટે તે બહારની ચાંદની તરફ જોવા લાગી. આનન્દરાવ ભોંય પર પાથરેલી ગાદી પર બેઠા, અને "મેં ગુસ્સે થવાનો ડોળ કર્યો હતો; મારો ગુસ્સો તારી ઉપર નથી, પણ આખા જગત ઉપર છે. મેં અહીંથી જતા રહેવાનો નિશ્ચય કર્યો, અને તું મારો વિચાર ફેરવવાને માટે આવી, તેથી તને દૂર કાઢવાને માટે હું આવા કઠોર શબ્દો બોલ્યો. નાનાસાહેબ મને ઉત્તરા સાથે પરણાવી દેવા ઉતાવળ કરી રહ્યા છે, અને મારે તો પરણવું નથી; તેથી જ હું જતો રહું છું." ઇત્યાદિ વાતો કહીને તે રાગિણીને શાન્ત પાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. મન જ્યાં શુદ્ધ અને પ્રેમપૂર્ણ હોય, ત્યાં હૃદય એકાગ્ર થઈ જતાં વાર શી ? તે બન્ને પહેલાંની માફક વાતો કરવા લાગ્યાં. ઉત્તરા સાથે પરણવાનો આનન્દરાવને રાગિણી આગ્રહ કરવા લાગી, અને 'મારે પરણવું જ નથી, તું આ બાબતમાં મને વધારે કહીશ નહિ,' એમ તે તેને વારંવાર કહેવા લાગ્યા.

આ પ્રમાણે જે વખતે તેમની વચ્ચે વાતો ચાલતી હતી, તે જ વખતે તે ધર્મશાળામાં બીજે ઠેકાણે શું ચાલી રહ્યું છે તે તરફ વ્હાલાં વાચક આપણે જરા દૃષ્ટિ કરીએ.

"શું? ચીનુભાઈ! તમો ખરું કહો છો?" ભાઉસાહેબ બોલ્યા.

"ખરું એટલે? આનન્દરાવના ઓરડામાં ચોપડી લેવા માટે હું સહેજ જતો હતો ત્યાં રાગિણી અને આનન્દરાવ એ બન્નેને મેં બહારથી જ પ્રેમની વાતો કરતાં સાંભળ્યાં. આનન્દરાવના મનમાં પાપી વિચાર નહિ હોય, અને રાગિણીના મનમાં હશે, એમ કેમ કહેવાય; પણ લોકમાં તો એ ખોટું દેખાય ને? રાતને વખતે એકાન્તવાસમાં એકલાં આવી–"

"રાગિણી ત્યાં આ વખતે કેમ ગઈ હશે? તમારી માફક કદાચ તે પણ પુસ્તક લેવા ગઈ હશે, અને વાતે ચઢી ગઈ હશે! આપણે શા માટે નિરર્થક શંકા લેવી?"

"ભાઇબેનની વાતો શું મેં સાંભળી નથી? એક ગાદી ઉપર–"

"શું કહો છો ચીનુભાઈ! એક ગાદી ઉપર?"

"મેં એ દૃશ્ય મારી આંખે જોયું. અને મને તે જરા વિચિત્ર લાગ્યું, તેથીજ તમને કહેવા આવ્યો. તમારે જોવું હોય તો ચાલો મારી સાથે બતાવું! હજીએ પણ તેઓ વાતો કરતાં બેઠાં હશે. આપણે બધાં આઠ વાગે સૂઈ જઇએ છીએ, એ સૌ જાણે છે. ચાલો, જુઓ. એટલે–"

"હજીએ તેઓ ત્યાં જ બેસી રહ્યાં હશે, ખરાં? ચાલો, તેમને એક વાર પકડી પાડીએ, અને તેનો બદલો હું તેમને એવો આપું કે જન્મારા સુધી યાદ રહે!" આમ કહી સંતપ્ત થયેલા ભાઉસાહેબ રાગિણીની ઓરડી તરફ જવા નીકળ્યા; પણ ફરીથી તેમનો વિચાર ફર્યો. તે ગદ્ગદિત સ્વરે બોલ્યા: "પ્રત્યક્ષ જોઇને શું કરવું છે? આવી વાતો ન જોઈ હોય, એ જ સારું! ચીનુભાઈ! રાગિણી અને આનન્દરાવ પણ આવાં જ નીકળ્યાં? રામ! રામ! હવે આ જગતમાં ત્યારે વિશ્વાસ કોનો કરવો? રાગિણીનું પ્રેમાળપણું, તેની કોમળતા, તેની મૃદુતા, એ બધું શું ખોટું? પૂર્ણ ચન્દ્ર જેવા તેના મુખ ઉપરના સૌમ્ય, શાન્ત અને પવિત્ર તેજથી મારું દુઃખી હૃદય હમ્મેશ શાન્ત થતું અને તેની સંગતિથી મારા ઘરમાં પાવિત્ર્ય તેજ વસી રહ્યું છે, એમ મને લાગતું. બીજા લોકોને ત્યાં છોકરીઓ હશે; તે સુસ્વરૂપ, સદ્ગુણી પણ હશે; પણ મારી રાગિણી જેવી કોઇ પણ ઠેકાણે નહિ હોય, એમ જ હું માનતો; અને તે જ રાગિણીનો આવો અધઃપાત થાય છે ને? બીજી છોકરીઓ વિષે હું આવી વાતો સાંભળતો; પણ મને તો લાગતું, કે તે છોકરીઓ એવી જ હશે! તેમને હાથે પ્રમાદ થાય એમાં નવાઈ નથી! પણ જ્યારે રાગિણી પણ તેવી જ થાય ત્યારે તો તોબા? અરરર! આ શું કહેવાય? Oh, the pity of it! Oh the pity of it, Iago!"

ઑથેલ્લો નાટકમાંનું ઉપરનું અંગ્રેજી વાક્ય ભાઉસાહેબના મુખમાંથી તે વખતે તે શોકવૃત્તિમાં હોવાથી સ્વાભાવિક રીતે જ નીકળી ગયું. પણ ચીનુભાઈને તો 'ચોરને મન ચાંદરણું' હોવાથી 'આયાગો'નું નામ સાંભળતાં જ ગભરાટ છૂટયો; અને પોતાનો પ્રપંચ ભાઉસાહેબ જાણી ગયા કે શું એવી તેમને બ્હીક લાગવા માંડી. પણ રાગિણી અને આનન્દરાવના અવાજ હજીએ તેમને કાને આવતા હોવાથી તે બન્ને હજીએ તે જ ઓરડામાં છે, એવી તેમની ખાતરી હતી, તેથી તે ગભરાયા નહિ. ભાઉસાહેબે તેમની પાસે જો 'પ્રત્યક્ષ પુરાવો' માગ્યો હોત, તો તે વખતે ચીનુભાઈએ તેવો પુરાવો સહેલાઈથી આપ્યો હોત; અને તે પુરાવો ભાઉસાહેબને તે સ્થિતિમાં પૂરતો પણ લાગ્યો હોત.

પણ ભાઉસાહેબને રાગિણીને તે સ્થિતિમાં પકડવાની રાક્ષસી ઇચ્છા બિલકુલ નહોતી. તેથી તેઓ બોલ્યા: "આ બધું મારે આંખે જોઈને શું કરવું છે? તેમનો અવાજ પણ મારે કાને આવે છે. આથી વધારે પ્રત્યક્ષ નજરે જોવાની મારી ઇચ્છા નથી. કાલથી તેનું અને આનન્દરાવનું મ્હોં જ મારે જોવું નથી! હું હવે જગતમાંથી અદૃશ્ય જ થાઉં છું. એટલે થયું! ચાલો." અને પછી તે પોતાના ઓરડામાં ગયા.

રાગિણી ઉપર 'વેરની વસુલાત' કરવાનો કૃતનિશ્ચય ચીનુભાઈનો તેમની અક્કલ પ્રમાણે સફળ તો થયો. આ વિચાર ચીનુભાઈને તો સમાધાનકારક અને અભિમાનપરિપોષક થયો, એમાં કાંઈ નવાઈ નથી. જેમાં સજ્જન સુખ જુએ છે, તેમાં દુર્જન દુઃખ માને છે; જે વાતથી સજ્જન શરમાય, તે જ વાતમાં દુર્જન અભિમાન માને, એ આ જગતનો નિયમ છે. તેને આપણે શું કરીએ? આપણે સજ્જનોનું દુઃખ ઓછું કરી શકતા નથી, કે તેમના સંકટને વખતે મદદ પણ આપી શકતા નથી; તેમ જ દુર્જનોની સામે આપણે થઈ પણ શકતા નથી, તો તેમને શાસન કરવાનું તો આપણા હાથમાં હોય જ કયાંથી? તેથી આ જગતમાં જે થાય છે, તે શાન્ત ચિત્તે જોતાં રહેવું, એટલું જ આપણું કર્તવ્ય છે! તે કર્યું, એટલે બસ!

ભાઉસાહેબના મનની પૂરી ખાતરી કરી આપ્યાથી ચીનુભાઈનો પ્રપંચ નવ્વાણુ ટકા તો સફળ થયો; પણ તે બહાદુર માણસ આટલાંથી જ સંતોષ માને, એવો ન હોતો. રાગિણીએ કહેલા શબ્દો તેને ફરીથી સાંભરી આવ્યા, જેથી આબરુના કાંકરા કરવાની પોતાની પ્રતિજ્ઞાનું પણ તેમને સ્મરણ થતાં જ તેમણે પોતાનો ઉદ્યોગ ફરીથી શરુ કર્યો.

"બાસાહેબને અને ઉત્તરાને આ વાત કહી આનન્દરાવની ઓરડી આગળ તેમને લઈ જવાં, એટલે મારું કામ લગભગ પૂરું થયું. પછી રાગિણીનો બરાબર ફજેતો થતો હોય, તે વખતે તેના ઉચ્ચારેલા શબ્દોનું એક વાર તેને સ્મરણ કરાવી આપવું, એટલે કામ ખલાસ!" આવો

વિચાર તે કરે છે એટલામાં ઉત્તરા રસોડામાંથી બહાર નીકળી સૂવા માટે પોતાના ઓરડા તરફ જતી હતી જ્યાં ઓસરીમાં ચીનુભાઈ મળ્યા.

"આજ તમને સૂવાને કાંઈ મોડું થયું ખરું?" જાણે સહેજ પૂછતા હોય, તેમ ચીનુભાઈ પૂછવા લાગ્યા.

"બા સાથે વાતો કરતી બેઠી હતી, તેથી જરા મોડું તો થયું!"

"પેલા ઓરડામાંની ગમ્મત જોઇ કે?" ચીનુભાઇ ધીમેથી બોલ્યા.

"શાની ગમ્મત?"

"ધીમેથી બોલો; ભાઉસાહેબ સાંભળશે! તમારી રાગિણી અને તમારા આનન્દરાવ તે ઓરડામાં કયાં બેઠાં છે, અને શું કરે છે, તે તો જરા જુઓ! પગપર પગ મૂકી અને ગાલે ગાલ–"

"શું કરે છે?" ચીનુભાઈના શબ્દો સાંભળ્યા છતાં ઉત્તરાએ ફરીથી સહજસ્ફૂર્તિથી જ પૂછ્યું.

"તે મારાથી બોલાય એવું નથી, ને જોવાય એવું પણ નથી? હું સહેજ બારણા આગળ ગયો, અને અંદરના ઢંગ જોઈ પાછો ફર્યો? તમેય પણ એ બાજુએ ન જશો! તમારે પુરાવો જોઇતો હતો ને? લો જુવો હવે! 'આનન્દરાવ એવું કદિ પણ ન કરે,' એવું બાસાહેબ કહેતાં હતાં ને! તેમને કહો, કે હવે, જઇને જુએ, અન્દરના ઢંગ!"

ઉત્તરાની ચીનુભાઈ સાથે વધારે વાતચીત કરવાની ઇચ્છા નહોતી, અને તેમની પણ તેની સાથે આથી વધારે બોલવાની ઇચ્છા નહોતી. કેરોસીન તેલ છાંટેલા ઘરને એક વાર સળગાવ્યા પછી તેને આગ નહિ લાગે, એવું કોણ માનશે? 'પોતાનું કામ પૂરું થયું' માની ચીનુભાઈ રસોડામાં ગયા, અને ઉત્તરા ગુસ્સાના આવેશમાં લાલચોળ થઈ પોતાની ઓરડીમાં ચાલી ગઈ.

ત્યાં જઇને જુવે છે, તો રાગિણીવાળુ બિછાનું ખાલી! પોતાના આનન્દરાવ પાસે રાગિણી જાય, ત્યાં વાતો કરે, અને પોતે ભૂત કે ડાકણની માફક પોતાની રૂમમાં પડી રહે, એ વિચાર તેને અસહ્ય થઈ પડ્યો!

"રાગિણીએ છેવટે મને દગો જ દીધો!" ઉત્તરા પોતાના મન સાથે બોલવા લાગીઃ "મારા વિવાહની એ ખટપટ કરે છે! વાહ, રાગિણી વાહ! મારા વિવાહની તેં તો ખરી ખટપટ કરી? તારા મારી ઉપર ઘણા–ઘણા ઉપકાર થઈ ગયા! અને આનન્દરાવ પણ ખરા સ્વદેશ-ભક્ત નિવડ્યા! નાનાને કહે છે, કે 'મારે પરણવું જ નથી?' ખરું છે, શા માટે પરણે? અરે! પણ તેમનું બારણું તો ઉઘાડું દેખાય છે, અને બન્ને મોટ-મોટેથી વાતો કરે છે. માટે મારે પાપવિચાર શા માટે મનમાં આણવો? આનન્દરાવ ખરાબ નથી, અને રાગિણી પણ ખરાબ નથી. આનન્દ-રાવના મનમાં પણ પાપવિચાર નહિ આવે. તે બંને ભાઇબેનની માફક વાતો કરતાં કેમ નહિ હોય! તેમના મનમાં પાપ જ હોત, તો બારણું

ખુલ્લું શા માટે રાખત? રાગિણીના મનમાં જો પાપ હોત, તો તે મને ઉંઘ આવ્યા પછી જ જાત! ના, ના, તેમના મનમાં પાપ તો નથી જ! ચાલ, હું પણ ત્યાં જ જઈ તેમની સાથે વાતો કરું. પણ જવા દો! ચીનુભાઇએ કહ્યું તેમ પગપર પગ મૂકી અને ગાલને ગાલ લગાડીને તે બન્ને બેઠાં હશે તો? તો હવે કરવું શું? જઇને જોવા દે એક વાર; એટલે મનમાંની બધી જ શંકા તો ટળશે. અને હાં, મારે તેમની પાસેથી 'સ્કૉટ'નું કેનીલવર્થ માગવું છે. તે લાવી પડી પડી પછી વાંચ્યાં કરીશ. અને રાગિણી જો ત્યાં તેવી સ્થિતિમાં પકડાઇ જશે, તો તેનો ચોટલો પકડી બે ત્રણ તમાચા પણ ખેંચી કાઢીશ તેમ જ આનન્દરાવને 'સ્વદેશ સેવા' પણ બરાબર સમજાવીશ!"

આવો વિચાર કરી ઉત્તરા આનન્દરાવના ઓરડા તરફ જવા લાગી. તે વખતે દૈવયોગ એવો હતો, કે રાગિણી બારીમાં બેસી આકાશમાંના તારા જોતી હતી. તેવામાં તેની નજર ક્ષિતિજ પાસેની તમોમય ખીણ તરફ ગઈ, અને તેમાં તેને તારા જેવું કાંઇક દેખાયું. "અહીં કયાંક તલાવ કે નદી જેવું કાંઇ છે ખરું, મોટાભાઈ?" તેણે પૂછ્યું. "આટલા અન્ધકારમાં પણ હું ત્યાં તારા જોઈ શકું છું. આકાશમાંના તારાઓનું વખતે એ પ્રતિબિમ્બ હશે."

"તલાવ નથી ને કાંઇ નથી. નીચેની ખીણમાંના દીવા હશે."

દીવા તો નથી જ આ ખીણમાં કોઇ રહેતું નથી, અને દીવાનો પ્રકાશ તો જૂદી જ જાતનો હોય છે. તમે જ આવીને જુઓ. દીવાનો પ્રકાશ આવો ચોડો જ હોય છે? કાલે તો તમે ફાનસના દીવાને પણ 'તારો જ કહેશો!"

આનન્દરાવ ગાદી ઉપરથી ઉઠ્યા. અને ખીણમાંનો પ્રકાશ જોવા લાગ્યા. તે પ્રકાશ દીવાનો તો નહોતો જ; ત્યાં તલાવ જેવું પણ કાંઈ ન હોતું; આ વાત તે બરોબર રીતે જાણતા હોવાથી આકાશના તારાઓનું પ્રતિબિમ્બ ત્યાં પડે, એ પણ શકય નથી એવી તેમની ખાતરી હતી; ત્યારે આ તારા જ હતા? કદાચ દૂરના ક્ષિતિજપર ચળકતા તે તારાઓ જ હશે, એવો, રાગિણી પાસે જ બારીમાં ઉભા રહી, તે વિચાર કરવા લાગ્યા. રાગિણીએ કહ્યું: "ત્યાં તળાવ હોવું જોઇએ." આનન્દરાવે જવાબ આપ્યો "ના, ત્યાં તલાવ તો છે જ નહિ."

તે બન્ને બારીમાંથી તે વિચિત્ર દીવા તરફ, પ્રતિબિમ્બ તરફ અથવા તારા તરફ જોતાં હતાં, તે વખતે ઉત્તરા દૈવયોગે તે ઓરડી પાસે આવી અને પાછળથી તેણે તે બન્ને જણને નાનીશી બારીમાંથી પાસે પાસે ઉભાં રહી, શરીર લગભગ ઘસાતાં રાખી, નીચેનો દેખાવ જોતાં હોય, એ સ્થિતિમાં જોયાં. અને તેમનો પ્રેમ–કલહ સાંભળ્યો. એક તે મનમાં દ્વેષથી બળી રહી હતી, તેમાં પાછો દ્વેષ અને ગુસ્સો હતો; આટલું

ઓછું હોય તેમ, ચીનુભાઇએ આગમાં તેલ રેડી પ્રદીપ્ત કરી મૂકેલી; અને છેવટે તેના પ્રિય આનન્દરાવ પાસે તેને દુશ્મન જેવી લાગનારી રાગિણી એકાન્તમાં આનન્દપૂર્વક પ્રેમાલાપ કરે; આ સર્વ તેણે નજરોનજર જોયું પછી પૂછવું શું? ઉત્તરાના હૃદયમાં ક્રોધાગ્નિ એકદમ સળગી ઊઠયો.

તે બન્નેની બરોબર ખબર લેવાની તેને ઇચ્છા થઇ; પણ અતિશય ક્રોધથી તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. બેત્રણ મિનિટ સુધી તે તેવી જ સ્થિતિમાં ઓસરીમાં ઉભી રહી. ચુંબનાદિની શરુઆત થાય ત્યારે જ પોતાનું ઉગ્ર સ્વરૂપ તેમને બતાવવું, એવો દુષ્ટ વિચાર તે મનમાં કરવા લાગી.

હવે થયું પણ એમ જ, કારણ કે રાગિણી નીચે બીજુ તરફ જોઇને કંટાળી ગઈ; અને પોતાની સૂવાની વેળા વીતી ગઈ છે એમ તેને સ્મરણ થતાં જ તે બોલી: “જવા દો હવે આ શુષ્ક વિવાદને! વાતોમાં ને વાતોમાં તો સાડા આઠ થઇ ગયા. હવે આંખમાં ઉંઘ પણ ભરાઈ છે જેથી હું તો જઇને સૂઈ જાઉં છું.” આમ કહી તે પોતાની ઓરડી તરફ જવા લાગી, જયાં સામી જ ઉત્તરા ઉભી છે, એમ તેણે જોયું.

“તમારી ભાઇબેનની વાતોમાં હુ આવી તેથી જ જાય છે કે શું? રાગિણી!” ઉત્તરા રાગિણીને લાગે એવા ઉદ્દેશથી બોલવા લાગી: “મને શી ખબર કે તમારી અહીં વાતો થઈ રહી છે? મારે પુસ્તક લેવું હતું, તેથી હું તો સહેજ આવી હતી. હવે આ હું તો પાછી ચાલી!”

રાગિણીના મનમાં પાપ ન હોવાથી ઉત્તરાના શબ્દોમાં રહેલો અર્થ તે સમજી શકી નહિ. “ઠીક ત્યારે, લે; તારે લેવું હોય તે પુસ્તક!” એમ કહી તે ઉત્તરા માટે થોભી.

રાગિણીનો ચહેરો શાન્ત જોઈ ઉત્તરા વધારે જ ગુસ્સે થઈ; પણ આનન્દરાવના મુખ ઉપરનું બ્રહ્મવર્ચસ–પાવિત્ર્યતેજ જોઈ તે ચમકી, અને ક્ષુદ્ર શબ્દો તેના મુખમાંથી નીકળી શકયા નહિ. તે ‘સ્કૉટ’નું ‘કેનીલવર્થ’ આનન્દરાવની ઓરડીમાં શોધવા લાગી. પણ તેને તે જલદી મળ્યું જ નહિ. રાગિણી પણ શોધવામાં મદદ કરવા લાગી; પણ તેને ય જડ્યું નહિ. જેથી તે બોલી: “ચાલ બ્હેન! સવારે ખોળી કાઢીશું તારું ‘કેનીલવર્થ’! અત્યારે ચાલ, સૂઇ જઇએ હવે; મારી આંખોમાં તો ઉંઘ ભરાઈ છે.”

“તું જા, તારે જવું હોય તો.” ઉત્તરા તિરસ્કારભર્યા સ્વરે બોલી: “હું પુસ્તક શોધી કાઢીશ અને તે લઇને આવીશ.”

“મળ્યું પુસ્તક!” આનન્દરાવને એકદમ કંઇક સ્મરણ થતાં, બોલી ઉઠયા: “મારી પેલી ખૂણામાંની પેટીમાં મેં તે મૂકયું છે.” એમ કહી તે પુસ્તક કાઢી આપવા પોતે જ ઉઠયા.

'પુસ્તક મળ્યું' એ સાંભળીને અને આનન્દરાવ તે કાઢી આપવા ઉઠ્યા એ જોઇને 'ત્યારે હું હવે જાઉં છું, બેન!' એમ બોલી રાગિણી પોતાની ઓરડી ભણી ચાલી ગઇ.

આનન્દરાવે 'કેનીલવર્થ' કાઢી આપ્યું, અને તે ઉત્તરાના હાથમાં મૂકતી વખતે તેની તરફ કઠોર દૃષ્ટિથી જોઇ તે બોલ્યા: "તમે આજકાલ રાગિણીને ઘણા જ કઠોર શબ્દો કહો છો, એનો શો અર્થ? તમે બન્ને સખીઓ હતી; તેમ જ બન્ને સુશિક્ષિત છો; છતાં આવી વર્ત્તણૂક તમારે માટે સારી દેખાય કે?"

"હું બોલું છું તે ખરાબ, અને તે જે કરે છે તે સારું. ખરું ને?"

"રાગિણીએ શું ખોટું કર્યું છે?"

"તેની વાત તે જાણે! અને તમને પણ કદાચ તેની ખબર હશે!" આનન્દરાવે દોષ દીધાથી ઉત્તરાનાં કોપ, મત્સર, દ્વેષ, કલહપ્રવૃત્તિ વગેરે વિકારો પ્રબળ થવાથી આ ધૃષ્ટતાભર્યા શબ્દો તેના મુખમાંથી બહાર પડ્યા.

"એટલે તમે શું કહેવા માગો છો? રાગિણીનો અને મારો કંઇ ને કંઇ સમ્બંધ જોડી કાઢી આવું ભળતું જ શું બોલો છો?"

"હું જ આવું બોલું છું, એમ નથી, આખુંય જગત એમ જ કહે છે!"

"પણ તમને જગતનું એ કહેવું ખરું લાગે છે!"

"ખરું ન લાગે તો શું? પ્રત્યક્ષ આંખે જે જોયું, તેને ખોટું કેમ કરી કહી શકાય?"

"ઠીક ત્યારે! આજથી તમે મારી સાથે બોલશો નહિ! હવે આપણો સમ્બંધ તૂટી ગયો, સમજજો! અને રાગિણીનું નામ પણ તમારા મુખથી ન ઉચ્ચારશો! તેના નખની પાસે પણ તમે ઉભાં રહી શકો એમ છો? તેનો એક પણ ગુણ તમારામાં છે ખરો? છતાં પણ આ બધું મારે શું કરવું છે? આપણો સમ્બંધ હવે પૂરો થયો, એટલું યાદ રાખજો, એટલે બસ!"

"મારે પણ તમને એ જ કહેવું હતું! તમારી સાથે બોલવાની મારી હવે બિલકુલ ઇચ્છા નથી! તમારી રાગિણી અને તમે ગમે તે બોલો, અને ગમે તેવા ઢંગ કરો!"

આ શબ્દો ઉચ્ચારતી વખતે ઉત્તરા થરથર કંપી રહી હતી. તે વખતે તેનો ગુસ્સો એટલો બધો વધી ગયો હતો, કે શું બોલવું, અને શું ન બોલવું, તેનું તેને ભાન જ રહ્યું નહિ. મ્હોંમાં આવે તેમ તે બોલવા લાગી.

વ્હાલાં સ્ત્રી વાચક! ઉત્તરાને દોષ દેશો નહિ! પ્રેમભંગ શું છે, તેનો વિચાર કરો: અસૂયાનું જોર કેટલું છે, તે મનમાં આણો. પોતાને પ્રિય લાગતો પુરુષ પોતાના જ દેખતાં દુશ્મન જેવી પરસ્ત્રી સાથે પ્રેમાલાપ કરે, અને પોતાને નિષ્કારણ ઠપકો દે, આવો પ્રસંગ સ્વતંત્ર વૃત્તિની નિષ્પાપ સુશિક્ષિત સ્ત્રી ઉપર દૈવયોગે આવે, તો તેનું પાવિત્ર્ય જ તેના કોપને

કેટલો બધો વધારે તેનો વિચાર કરો;—પણ તમને ઉપદેશ કરવા કરતાં આગળ શું બન્યું તે જ તપાસીની તો ઠીક.

આનન્દરાવે પણ ઉત્તરાને કહેલું હતું તે બધું કહી દીધું. ઉત્તરાએ તેમને દોષ દીધો હોત, તો તેમને ખોટું ન લાગત, પણ ઉલટું ઉત્તરાની—પોતાની પ્રિય ઉત્તરાની—હિમ્મત જોઈ તેમને આનન્દ જ થયો હોત; અને તેની ગેર-સમજ દૂર કરવાનો તેમણે ઘણી રીતે પ્રયત્ન કર્યો હોત, અને તેનું મન પોતાને વિષે ફરીથી સપ્રેમ કેવી રીતે થાય, તેની તે ચિંતા કરી રહ્યા હોત. પણ ઉત્તરાએ જ રાગિણીનું નામ વારંવાર દેતાં તેની ઘણી જ નિન્દા કરી, જે વાત આનન્દરાવની સહનશક્તિની બહારની હતી! ઉત્તરા વિષે જો કોઈએ આવા શબ્દો કાઢયા હોત, તો પણ તેમની અવસ્થા આવી જ થાત. ઉત્તરાને તે કેટલા ચાહતા હતા, તેની તેમને પોતાને ખબર હતી. મૂળ તો આનન્દરાવ થોડા બોલા, મ્હોંમાંથી કઠોર શબ્દ કાઢે નહિ; તેમાંય વળી તેમને પ્રિય એવી ઉત્તરાને તો તે કઠોર શબ્દ કહે, એ તો અશક્ય જ! પણ રાગિણીની નિન્દા સાંભળ્યા પછી આનન્દરાવ તે આનન્દરાવ રહ્યા નહિ; અને ઉત્તરા પણ તેમને ઉત્તરા ભાસી નહિ! તેમણે ઉત્તરાના ગર્વની, ઉદ્ધતાઈની જેટલી બની શકી, તેટલી નિન્દા કરી લીધી. અને છેવટે પાંચેક મિનિટ બાદ તે જરા શાન્ત થયા, અને વિવાદ બન્ધ કરવાના હેતુથી બોલ્યાઃ "ઠીક, ઠીક, આપણો સમ્બંધ હવે તૂટી ગયો ને? હવે બસ થયું!" આમ કહી તે બહાર જઈ ઓસરીમાં ઉભા રહ્યા. ઉત્તરા તેમની પાછળ ગુસ્સાથી પગ પછાડતી ઓરડામાંથી બહાર નીકળતી, તેમણે જોઈ ખરી પણ તે તો પોતાની ઓરડી તરફ ગઈ અને આનન્દરાવ પોતાના વિચારોમાં લીન થઈ ગયા.

આ તરફ પોતાની ઓરડીમાં જઈ તેણે જોયું, કે રાગિણી તો સૂઈ ગઈ છે. જેથી પોતે પણ સૂઇ જવું; એવો તેણે વિચાર કર્યો પણ ઉંઘ નહિ આવે એમ ધારી 'કેનીલવર્થ' વાંચતાં પથારીમાં પડી રહેવું એવો પોતાના મન સાથે ઠરાવ કર્યો.

પણ 'કેનીલવર્થ' ક્યાં છે? તે તો રહ્યું આનન્દરાવના ઓરડામાં, તે લાવવા માટે ઉત્તરા ફરીથી તેમના ઓરડામાં ગઈ. આનન્દરાવ પોતાના જ વિચારમાં મગ્ન હોવાથી ઉત્તરા ફરીથી અન્દર આવી તે તેમણે જાણ્યું પણ નહિ! ઉત્તરાનું મસ્તક એટલું બધું ભમી ગયું હતું, કે ત્રણ મિનિટ સુધી શૂન્ય દૃષ્ટિથી તે પુસ્તક ખોળવા લાગી. તેને પુસ્તક ક્યાંથી જડે? તેનું ધ્યાન પુસ્તક તરફ હોય તો ને? 'રાગિણીના નખની સામે પણ તું ઉભી રહી શકીશ નહિ!' આ આનન્દરાવનું વાક્ય તેના મગજમાં રમી રહ્યું હતું. તેના સદ્ગુણોમાંનો એક પણ ગુણ તારામાં છે કે!' આ વાક્યનું પણ તેમ જ થયું. આનન્દરાવ ઉપર તે ગમે એટલી રોષે

ભરાઈ હોય, તે તેને ગમે એટલા અપ્રિય થયા હોય, પણ તે પોતાને વિષે આવું બોલે, એ તેનાથી સહન કેમ થઈ શકે? પ્રેમ એ કોઈ અજબ ચીજ છે! 'અપ્રિય' માણસ પણ પ્રિય હોય છે, જેના પર પોતે રોષે ભરાયા હોઈએ, તેનો પણ આપણે વિષે સારો મત હોવો જોઈએ, એવી ઇચ્છા પ્રેમ કરાવે છે! આ તર્કદૃષ્ટિએ અસિદ્ધ દેખાતી વાત તાર્કિક નહિ સમજી શકે; પ્રેમીજન બરોબર રીતે સમજી શકશે.

"મેં તેમને વિષે ખોટી શંકા તો નહિ લીધી હોય ને?" ઉત્તરાને એક વાર તો, લાગતું. વળી "રાગિણી અને તે નિષ્પાપ મનથી વાતો કરતાં હતાં, તે છતાં મેં તેમની ઉપર ખોટો આરોપ તો નહિ કર્યો હોયને? એમ જ હશે. તેથી તો તે મારી ઉપર આટલા બધા ગુસ્સે થયા. આજ સુધી તે મારી ઉપર એકેય વાર ગુસ્સે ભરાયા હતા ખરા? અને આજનો ગુસ્સો તો કેવો ભયાનક હતો! આંખો કેવી લાલચોળ થઈ ગઈ હતી. જાણે એમાંથી અગ્નિ જ ન ઝરતો હોય! તેમના મનમાં પાપ હોત, તો તેમને આટલો બધો ગુસ્સો આવે, એ શક્ય જ નહોતું. ઓ રામ—ઓ ભગવાન—ઓ મા—"

ઉત્તરાનું-મસ્તક પહેલાંના સંતાપથી અને આ પશ્ચાત્તાપથી એટલું બધું ભમવા લાગ્યું, અને તેના મનમાં એટલા બધા પરસ્પર વિરોધી વિચાર અને વિકાર ઉત્પન્ન થવા લાગ્યા, કે શૂન્ય દૃષ્ટિ થઈ ઓશિકા પાસેની દીવી પાસે તે ઉભી રહી. તેનું શરીર કંપવા લાગ્યું. આ અન્તઃસ્થ કલહ મગજને અસહ્ય થવાથી તે બિચારી એકદમ નીચે પડી. પડતાં પડતાં તેનું લુગડું દિવાને અફળાયું જેથી દિવો તો હોલવાઈજ ગયો; પણ તેનું લુગડું સળગ્યું! તેને ફેફરું આવવાથી તે બેશુદ્ધ થઈને પડી હતી, જ્યારે આનન્દરાવ તો પોતાના મનોરાજ્યમાં એટલા બધા મગ્ન હતા, કે ઉત્તરા પોતાના બિછાનાપર જોસભેર પડી ગઈ, તેની પણ તેમને ખબર પડી નહિ! તેનું લુગડું સળગ્યું અને તેના સ્પર્શથી પથારી ઉપરની ચાદર પણ સળગવા લાગી. દૈવ પણ એટલું પ્રતિકૂળ હતું, કે આ બન્ને સળગ્યાં, તોપણ ભડકો કે અજવાળું એમાંથી એક પણ થયું નહિ. ભડકો થયો હોત, તો આનન્દરાવ તેનો પ્રકાશ જોઈને પોતાના મનોરાજ્યમાંથી જાગૃત થાત; પણ આ વિષે કોને ખાતરી છે? જેવી રીતે અવાજ તરફ તેમનું ધ્યાન ન ગયું તેવી રીતે ભડકા તરફ પણ તે ન ગયું હોત! તેથી જે થયું એ એક રીતે ઠીક જ થયું, એમ કહેવું જોઈએ. લુગડું અને ચાદર સળગવા લાગ્યાં, એટલે સળગતાં સળગતાં તે ઉત્તરાના શરીરને સ્પર્શ કરવા લાગ્યાં અને તેનું શરીર દઝાવા લાગ્યું! તેજ ક્ષણે તે 'ફિટ્'માંથી જાગૃત થઈ હોય તેમ થયું, અને જીવમાત્રસામાન્ય જીવનસંરક્ષક સ્વયંસ્ફૂર્તિથી આમ તેમ આળોટવા લાગી, અને ધીમેથી 'ઉંહ, ઉંહ'નો ઉચ્ચાર કરવા લાગી. આ 'ઉંહ, ઉંહ'નો તો

કાંઈ ઉપયોગ થયો નહિ; કારણ કે આનન્દરાવને તે સંભળાયો જ નહિ. પણ તેના આળોટવાથી પેલો પ્રાણઘાતક અગ્નિ માત્ર હોલવાઈ ગયો; એટલું જ સુખ માનવા જેવું છે.

અગ્નિ હોલવાયા પછી તેનું આળોટવું બંધ થયું. તે 'ફિટ'માં તેના મોંમાંથી ફીણ નીકળતું હતું, હાથપગ લાકડા જેવા થઈ ગયા હતા, અને તેના દાંત તો બંધ જ થઈ ગયા હતા. તેનું મુખ એટલું બધું કાળું ઠીકરા જેવું થઈ ગયું હતું, કે કોઇ પણ સહૃદય માણસ તેની તરફ જોઈ શકત નહિ. તેમાંએ તેના દાંત બંધ થઈ ગએલા હોવાથી, ઓઠના ખૂણામાંથી ફીણ નીકળતું હતું; સૌભાગ્યાલંકાર–કુંકુમતિલક આળોટવાથી ભુસાંઈ ગએલું હતું, અને આળોટવાથી અંબોડો છૂટતાં તેના વાળ આગળ પાછળ મ્હોં ઉપર અને પીઠ ઉપર અસ્તવ્યસ્ત થઇ ગયા હતા. ઉત્તરાનું આ ભયંકર અને વિદ્રૂપ થએલું સ્વરૂપ આનન્દરાવે જોયું નહિ, એ જ એક દૃષ્ટિએ ઠીક થયું. તેમણે જો તેનું આ સ્વરૂપ જોયું હોત તો અરે! જવા દો ને; નિષ્કારણ તર્ક કરવામાં શો સાર છે? ઉત્તરાના સદ્ભાગ્યે કહો, કે દુર્ભાગ્યે કહો, આનન્દરાવની નજરે તેનું આ સ્વરૂપ પડ્યું નહિ; એટલું તો ખરું. થોડી વારે ઉત્તરા આ 'ફિટ'થી સાવધાન થઈ. દાંત ઉઘડ્યા, ફીણ નીકળતું બંધ થયું, અને તેનો ફિક્કો થએલો ચહેરો ભલે પહેલાંના જેવો પૂર્ણ તેજસ્વી નહિ હોય, તો પણ થોડે અંશે તો દર્શનીય થયો. પોતે ક્યાં છે, કઈ સ્થિતિમાં છે, એ સર્વ વાતનું તેને તો કાંઇ પણ ભાન નહોતું.

× × × ×

આ તરફ આનન્દરાવ થોડી વારે ઉચ્ચ કલાની સૃષ્ટિમાંથી નીચે ઉતરી આ કઠોર ભૂમિનો વિચાર કરવા લાગ્યા. બહાર પવન જોશથી ફૂંકાતો હતો; તેથી અન્દર જઈ સૂવાનો તેમણે વિચાર કર્યો પણ સૂઈ જવા કરતાં, અન્દર બારીમાં બેસી આકાશ અને મેઘ તરફ દૃષ્ટિ ફેંકી કાલે પોતે શું કરવું, તેનો જ વિચાર કરવાનો તેમણે ઠરાવ કર્યો.

"હવે સૂઇને શું કરવું છે? કાલે અહીં રહેવું કે નહિ; એ મુખ્ય સવાલ છે. આનો સાંગોપાંગ વિચાર કરી એક નિશ્ચયપર આવ્યા પછી જ સૂઈ જઇશું." આનન્દરાવ મન સાથે વિચાર કરવા લાગ્યા.

વિચાર કરતાં કરતાં આનન્દરાવ પોતાના ઓરડામાં ગયા અને રોજની ટેવ પ્રમાણે તેમણે બારણાંને સાંકળ વાસી દીધી. દીવો કેમ નથી? એવો વિચાર તેમના મનમાં આવ્યો; પણ પવનથી હોલવાઈ ગયો હશે, અથવા તેલ નહિ હોવાથી બૂઝાઈ ગયો હશે! આમ ધારી તેમણે પોતાના મનનું સમાધાન કર્યું, અને તે બારી તરફ જવા લાગ્યા! જતાં જતાં ઉત્તરાના એક પગની તેમને ઠેસ વાગી; પણ અંધારામાં બિછાનું જ વાગ્યું હશે, એવો વિચાર વિચારમગ્ન આનન્દરાવના મનમાં આવ્યો, અને તે

બારીમાં જઈને બેઠા. ત્યાં તે પોતાના મન સાથે પુનઃ વિચાર કરવા લાગ્યા. વિચાર શાનો કરે? કાલે જવું કે અહીં રહેવું એનો' બીજો શાનો? "ઉત્તરાની અને મારી વચ્ચે આજે તકરાર થઈ છે; અને 'આખું જગત' રાગિણીનો અને મારો અયોગ્ય સમ્બન્ધ છે, એમ કહે છે; આવિ સ્થિતિમાં અહીં રહેવું એ યોગ્ય નથી. આ તરફ જ્યારે ભાઉસાહેબ 'રાગિણી સાથે વિવાહ કર; નહિ તો ઘરમાંથી જતો રહે,' એમ કહે છે; ત્યારે નાનાસાહેબ ઉત્તરા સાથે પરણું, તો બધી મિલ્કત મને આપવાને તૈયાર છે. અને ઈશ્વર પ્રેરણા કરે છે, કે 'સ્વદેશસેવાનું' વ્રત જો સ્વીકારીશ, તો તારે માટે નિશ્રેયસ્ સુખનો અક્ષય્ય ભંડાર મેં તૈયાર રાખ્યો છે, તે તને મળશે. આ દુનિયાંના દાવપેચમાંથી છૂટવું કેવી રીતે? રાગિણી સાથે પરણવું નથી; ઉત્તરા સાથે તો તકરાર થઈ છે; અને સ્વદેશસેવાનું વ્રત તો અસિધારાવ્રત કરતાં યે કઠણ! તો આ બધામાંથી શું પસંદ કરવું? અને તે કેવી રીતે?"

આનન્દરાવને આ પ્રશ્ન મોટો મહત્ત્વનો લાગતો હતો; પણ આપણને તેની વિશેષ જરૂર નથી. આનન્દરાવની ફિકર આપણે કરવાની શી જરૂર? તેમની ફિકર તે પોતે કરે છે, એટલે બસ. આપણે તો ચીનુભાઈની ગમ્મતભરી સોબતમાં ફરીશું. આનન્દરાવ, ભય્યાસાહેબ વગેરે ઉદાસવૃત્તિ અને અન્તર્મુખ લોકોને તેમના 'किं कर्म किमकर्मेति'નો અથવા ધર્માધર્મવિષયક સૂક્ષ્મ ભેદોનો અથવા વેદાન્તવિષયક વિચારોનો વિચાર કરવા દો. તે વિચારો કે વિવાદો તેમને જ લાભદાયક થવા દો: આપણે તો થોડી વાર તેમની પાસે, થોડીવાર બાસાહેબ પાસે, થોડી વાર ચીનુભાઈ પાસે, તો થોડી વાર ટીલ્લુ પાસે બેસીને થોડો થોડો સમય વાતચિત કરી વખત આનન્દમાં વીતાડીશું.

પણ વાચકવૃન્દ! હું ગમે એટલો પ્રયત્ન કરું, તો પણ તમને ઉલ્લસિત બનાવવાનું મારાથી બની શકવાનું નથી! કારણ પ્રસંગ જ વિચિત્ર આવેલો છે! તે વખતે હાસ્યવિનોદ કોને સૂઝે? ચીનુભાઈ બાસાહેબના કાન ભંભેરી આનન્દરાવની ઓરડી પાસે લાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે.

"તમે મને કહેતાં હતાં ને, કે 'તમારી કયાંક ભૂલ થતી હશે. રાગિણી કાંઈ તેવી નથી!' ચાલો હવે, જુવો તમારી પોતાની જ આંખે તે લોકોને અને તમે ખાતરી કરી લો!"

"જોઇને શું કરવું છે? આવી વાતો જોવાથી શું મળવાનું છે? રાગિણી આનન્દરાવના ઓરડામાં છે તે શું તમે ખરું કહો છો?"

"હા—પંદર મિનિટ પહેલાં તો મેં તેમને બન્નેને ત્યાં જોયાં હતાં. હવે તે પોતાની ઓરડીમાં ગઈ હોય તો કોણ જાણે?"

આટલું બોલી ચીનુભાઈ બહાર નીકળ્યા. આનન્દરાવની ઓરડી તરફ જઈ તેમણે અંદર જોયું, તો ત્યાં દિવો નથી, એમ તેમને માલમ

પડયું. એટલે રાગિણી ત્યાં નહિ હોય, એવો તેમણે વિચાર કર્યો; અને હવે પ્રત્યક્ષ પુરાવાની વાત છેડવામાં સાર નથી, એમ પણ વિચાર્યું, અને તે ધીમે ધીમે પોતાની ઓરડી તરફ જવા લાગ્યા. જતાં જતાં તેમણે રાગિણીની ઓરડીના એક કાણામાંથી અંદર ડોકીઉં કરીને જોયું, તો અન્દર એક બિછાનું ખાલી હતું! જેથી રાગિણી હજી પણ આનન્દરાવના ઓરડામાં જ છે! અને તેમના ઓરડામાં હવે તો દિવો પણ નથી! વાહ, ઠીક ગમ્મત આવી છે! આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા.

આ વિચાર ચીનુભાઈને એટલો બધો સન્તોષકારક લાગ્યો, કે પોતાના અનુમાનમાં પોતે કદાચ ભૂલ કરી હશે, એવો તેમને ખ્યાલ સરખો પણ આવ્યો નહિ. 'બરોબર પકડાયાં છે હવે!' એમ કહી ઉતાવળા ઉતાવળા તે આનન્દરાવના ઓરડા પાસે ગયા અને તેનાં બારણાંને બહારથી સાંકળ વાસી દીધી.

"જોઉં છું હવે કયાં છટકી જાય છે તે!" ચીનુભાઈ આવેશપૂર્વક બોલ્યા. સાંકળ ચઢાવ્યા પછી નાનાસાહેબ અને બાસાહેબને ત્યાં લઈ આવવાનો તેમણે વિચાર કર્યો; પણ આવું જોવા નાનાસાહેબ કદિ પણ નહિ આવે, એવી તેમને ખાતરી હતી. તેમ જ 'આવી વાતો જોવામાં શી મઝા છે?' આવા ભાવાર્થનું બાસાહેબ પણ હમણાં જ બોલી ગયાં હતાં. પોતે શિકાર પકડ્યો હોય, અને તેને જોવા કોઈ પણ ન આવે, આ વિચાર કોને સન્તોષકારક થાય? આથી ચીનુભાઈ તો ઘણા જ દિલગીર થયા. પણ આવી અડચણોથી નિરાશ થઈ શાન્ત રહે, એવા તે ન હોતા! તેમણે પોતાના ભેજામાંથી નાનાસાહેબ, બાસાહેબને જ નહિ, પણ બધાંને આનન્દરાવના ઓરડા પાસે આણવાની યુક્તિ ખોળી કાઢી.

'દીવો લઈ લઘુશંકા કરવા ગયો હતો એટલામાં એક સાપ મારા પગપર પડ્યો, અને હજી પણ તે ત્યાં જ છે.' આવી ગપ ઠોકી; અને બૂમ બરાડા પાડીને તેમણે નાનાસાહેબ, બાસાહેબને જ નહિ, પણ શાસ્ત્રીજી, ટીલ્લુ, ધર્મશાળામાંના કારકુન અને નોકરો વગેરે બધાંને ત્યાં ભેગાં કર્યાં. સાપની બૂમ સાંભળી ભાઉસાહેબ પણ દીવો અને ડાંગ લઇને ત્યાં આગળ આવ્યા; પણ ત્યાં તેમનામાંના કોઇને પણ સાપ દેખાયો નહિ! આનન્દરાવે બહારનો ઘોંઘાટ સાંભળ્યો. નાનાસાહેબ અને બાસાહેબનો અવાજ તેમને કાને સ્પષ્ટ રીતે આવતો હતો. પણ તેમને લાગ્યું, કે પોતાની સાથે થએલી તકરાર ઉત્તરાએ બાસાહેબને કહી હશે, તેથી તે તકરારને શાન્ત કરવા બધાં પોતાની ઓરડી પાસે આવ્યાં હશે; અથવા પોતે કાલે જતા રહેવાના છે, એ વાત રાગિણીએ અથવા ચીનુભાઇએ બધાંને કહી હશે, તેથી આ બધાં મને સમજાવવા મારી ઓરડી પાસે આવતાં હશે! 'ચોરના મનમાં ચાંદરણું', તેના જેવી જ આ સ્થિતિ

થઈ! બધાં ગમે એટલું કહે, તો પણ ઉત્તરા સાથે હવે બોલવું નહિ, અને કાલે સવારે જતા રહેવાનો વિચાર, બધાં ગમે એટલું કહે તો પણ છોડવો નહિ, એવો મક્કમ વિચાર તેમણે આટલી વાર સુધીમાં લગભગ નક્કી કર્યો હતો. 'કોઇનું બિલકુલ સાંભળવું નહિ, અને બધાં બારણું ઠોકે, તો પણ ઉઘાડવું નહિ', એવું પણ તેમણે મનમાં યોજી રાખ્યું, અને તે સ્વસ્થ થઈ બેસી રહ્યા!

હવે આ તરફ સાપ જડ્યો નહિ, એટલે બધાં પાછાં જવા લાગ્યાં; પણ ચીનુભાઇએ "આનન્દરાવ કેમ બહાર ન આવ્યા?" એમ કહ્યું, અને બાસાહેબને ધીમેથી "રાગિણી અને તે બન્ને અન્દર જ છે!" એવું અભિપ્રાયપૂર્ણ રીતે તેમણે સૂચવ્યું.

"શું કહો છો? રાગિણી હજી સુધી અન્દર જ છે?" બાસાહેબ એકદમ અસાવધ રીતે બોલી ઉઠ્યાં: એક પળની અન્દર જ બધાંની ધ્યાનમાં તે વાત આવી. ભાઉસાહેબનું માથું ફરી ગયું. પર્વતપરથી નીચે કૂદી પડી આપઘાત કરવાનો વિચાર પણ તેમના મનમાં આવ્યો; પણ તે પહેલાં તો દુષ્ટ 'રાગિણી અને આનન્દરાવને જ નીચે ખીણમાં ફેંકી દઉં છું,' એવો વિચાર કરી, આનન્દરાવના ઓરડાનાં બારણાં તે બળપૂર્વક ઠોકવા લાગ્યા. જેનું માથું જ ફરી ગયું હોય, ત્યાં વિચાર કે અવિચાર ક્યાંથી હોય?

આનન્દરાવ તો બારણું ઉઘાડતા જ ન હોતા. "મને ઉંઘ આવે છે, હું હવે સૂઈ ગયો છું." આમ કહી બારણું ઉઘાડવાની તેમણે ચોખ્ખી ના પાડી. બસ! હવે વધારે પુરાવો શું કરવો હતો?

"રાગિણી આવી હશે, એવું મેં તો નહિ ધારેલું!" બાસાહેબ બોલ્યાં: "અને આનન્દરાવ પણ બહારથી કેટલા ભોળા અને ગરીબ દેખાય છે!"

"તું જરા ચૂપ રહે!" નાનાસાહેબ ગુસ્સે થઈ બોલ્યા: "બીજાની ફજેતી જોતાં તને આનન્દ થાય છે ખરો? તારી ઉત્તરાનો આવો તમાશો જોવા લોક ભેગા થયા હોત તો?"

"મારી ઉત્તરા આવું કદિ કરે જ નહિ!" અપમાન સહન ન થઈ શકવાથી બાસાહેબ સામું બોલ્યાં: "લોકો તેને 'તાડકા' ભલે કહે; તેને હાથે આવું કદિ પણ થાય નહિ! તે એટલી બેશરમ નથી."

"બેશ, બેશ હવે!" નાનાસાહેબ બોલ્યા: "તારી ઉત્તરાને જાણું છું! હવે તું જરા ચૂપ બેશ!"

આટલું બોલી નાનાસાહેબ ભાઉસાહેબ પાસે ગયા, અને તેમને સમજાવવા લાગ્યા. ભાઉસાહેબ, જરા શાન્ત થાવ! એકદમ આવું શું કરો છો? રાગિણી પોતાની ઓરડીમાં છે કે નહિ, તે તો પહેલાં જૂઓ!"

"તેની ઓરડીમાં તે નથી!" ચીનુભાઈ બોલી ઉઠયા: "હું જોઈ આવ્યો છું; તેનું બિછાનું ખાલી છે!"

"આપણે પોતેજ જોઇએ!" 'નાનાસાહેબ ભાઉસાહેબને કહેવા લાગ્યા: "આનન્દરાવ બારણું ઉઘાડતા નથી; એટલે પહેલાં આપણે તેની ઓરડી તો જોઈ આવીએ! નહિ તો થશે એમ, કે તે હશે તેની ઓરડીમાં, અને આપણે અહીં નિષ્કારણ ધોંધાટ મચાવીશું! જે કરવું હોય તે શાન્તિથી કરવું જોઇએ! તમને મારે કહેવું પડે, એમ છે?"

પણ ભાઉસાહેબે નાનાસાહેબનું બિલકુલ માન્યું જ નહિ! અને તે તો બારણાં ઠોકવા જ લાગ્યા!

"તમે બધાં શા માટે આવ્યાં છો, તે હું જાણું છું. મારો નિશ્ચય હું ફેરવવાનો નથી!" આનન્દરાવ અન્દરથી જવાબ આપી રહ્યા હતા.

"શાનો નિશ્ચય, આનન્દરાવ! જરા બારણું તો ઉઘાડો!" નાના-સાહેબે ધીમેથી પૂછ્યું.

હા—ના કરતાં કરતાં છેવટે બારણું ઉઘાડવા આનન્દરાવ ઉઠ્યા. ઉતાવળે ચાલતાં પાછી તેમને ઉત્તરાની ઠોકર વાગી. "બિછાનું પણ આજે મારી વિરુદ્ધ થયું છે!" એમ આનન્દરાવ મનમાં બોલ્યા, અને બારણું ઉઘાડવા તે આગળ વધ્યા. બારણું ઉઘાડી તે બારણા પાસે ઉભા રહ્યા.

"રાગિણી બ્હેન અન્દર છે કે? તેમની ઓરડીમાં તો તે નથી!" ચીનુભાઇએ એકાએક પ્રશ્ન કર્યો.

"ના, થોડી વાર પહેલાં તે અહીંઆં આવી હતી; પણ તરત જ પાછી જતી રહી હતી."

"ક્યારે આવી હતી?" ભાઉસાહેબે પૂછ્યું.

"કલાકેક થઈ ગયો હશે." આનન્દરાવે જવાબ આપ્યો.

"તે વખતે તે અહીં શા માટે આવી હતી?"

"ચીનુભાઇએ તેને અહીં મોકલી હતી."

"વાહ વાહ! ઘણું જ સરસ!" ચીનુભાઈ રાગડો તાણી બોલ્યા: "તમે જે કરો છો, તે બધું હું જ કરાવું છું, ખરું ને?"

"વારું, અહીંઆં તે કેટલો વખત રહી હતી?" ભાઉસાહેબે ગુસ્સા-થી પૂછ્યું.

"હશે પંદરેક મિનિટ સુધી."

"અને આટલો વખત તે અહીં શું કરતી હતી?"

"અમે બન્ને વાતો કરતાં હતાં."

"અંધારામાં શાની વાતો ચાલી હતી?"

"તે વખતે અંધારું નહોતું."

"ઠીક, હમણાં અંધારામાં શું ચાલી રહ્યું છે? રાગિણી અન્દર શું કરી રહી છે?" ચીનુભાઈ વચ્ચે જ બોલ્યા.

"શું બોલ્યા?" આનન્દરાવ થંભી જઈ બોલ્યા. ક્ષણમાત્ર તે અટક્યા, પછી એકદમ ગુસ્સે થતાં બોલ્યાઃ "ચીનુભાઈ, આવી વાતો અહીંઆં કરવાની જરૂર નથી! તમારી હરામખોરી હવે બસ કરો!"

"હું તો હરામખોર છું જ. પણ હવે અમને તમારી ઓરડીમાં તો જવા દો!" ચીનુભાઇએ કહ્યું.

"બહાર છો, એ જ સારું છે! તમારા જેવાને અંદર પગ મૂકવાની પણ જરુર નથી!"

"જો રાગિણી અન્દર નથી, તો અન્દર જવા દેવામાં શી હરકત છે?," બાસાહેબ બોલ્યાંઃ "રાગિણી ઉત્તરાના વિવાહની ખરી ખટપટ કરે છે! અને આ રાગિણી બધાંને પ્રિય, અને ઉત્તરા અપ્રિય!"

"તું શા માટે વચ્ચે બોલે છે? તને કાંઈ અક્કલ છે કે નહિ?" નાનાસાહેબ તેમના તરફ ગુસ્સાથી જોઇને બોલ્યા. પછી આનન્દરાવ તરફ જોઇને તેમણે ધીમે સ્વરે કહ્યુંઃ "આનન્દરાવ! આવો આપણે અન્દર બેસીએ! ઉભાં કેટલીક વાર રહીશું? ભાઉસાહેબ! તમે પણ આવો, બધા જ અન્દર બેસીએ!"

આમ કહી ભાઉસાહેબને લઈ નાનાસાહેબ અંદર જવા લાગ્યા. આ રીતે અંદર જવાનો હેતુ તેમણે સૌમ્યતાથી પાર પાડ્યો. ભાઉસાહેબને તે વખતે રાગિણી ત્યાં મળી હોત, તો તેને ખેંચીને તેમણે ખરેખર નીચે ખીણમાં જ ફેંકી દીધી હોત. પણ મનુષ્ય ધારે છે શું અને ઈશ્વર કરે છે શું? તે બન્નેની પાછળ શાસ્ત્રીજી, બાસાહેબ, ચીનુભાઈ વગેરે અન્દર ગયાં અને અન્દર જઇને જુવે છે, તો શું જોયું? લુગડું અસ્તવ્યસ્ત થઈ ગએલું, કુંકુમતિલક ભૂંસાઇ ગએલું, આવી સ્થિતિમાં તદ્દન શાન્ત અને શ્રાન્ત થઈ આનન્દરાવના બિછાના ઉપર ઉંઘી ગએલી ઉત્તરાને જોઈ. બધાં ચકિત જ થઈ ગયાં! આ વખતની બાસાહેબની સ્થિતિ તો પૂછશો જ નહિ! તેમનો ચ્હેરો એકદમ ઉતરી ગયો, અને એકાએક એક કારમી ચીસ પાડી. શાસ્ત્રીજી તો 'રામકૃષ્ણ! રામકૃષ્ણ!! રામકૃષ્ણ!!!' એવો જાપ જપવા લાગ્યા.

વાચકવૃન્દ! પછી શું થયું, તેનું વર્ણન હવે હું અહીંઆં કરતો નથી. પણ ટૂંકાણમાં એટલું જ કહીશ કે વિજયગામવાસી પ્રવાસીઓના ચરિત્રમાં જે એક તોફાની વાદળ ચઢી આવ્યું હતું, તે ટૂંક મુદતમાં જ આ રીતે વિખરાઈ ગયું. અને થોડા દિવસ પછી તો તેની નિશાની પણ રહી નહિ.



# રાગિણી

અથવા

# કાવ્યશાસ્ત્રવિનોદ

[ ઉત્તરાર્ધ ]

આશ્રમખણ્ડ

લેખક
પ્રોફેસર વામન મલ્હાર જોશી, M.A.

પ્રકાશક
ધી ગુર્જર ગૌરવ ગ્રંથમાલા, મુંબાઈ

# રાગિણી

## તૃતીય ખંડ.

—:o:—

### પ્રથમ પરિચ્છેદ

—:o:—

**આ સ્વામી કયા?**

ગુફા તો ખરી, પણ તેમાં ન્હોતો વધારે અન્ધકાર, કે ન્હોતો ચામાચીડીઆંનો નિવાસ; હવા અશુદ્ધ ન્હોતી કે અન્દર વ્યાઘ્રસિંહાદિ હિંસ્ર પશુઓનો નિવાસ પણ નહતો. આવી ગુફામાં વાચકો હવે આપણે જવાનું છે. એ ગુફા પશ્ચિમાભિમુખ હતી. અન્દર દેવમંદિર જેવી સ્વચ્છતા અને વ્યવસ્થિતતા હતી, એટલું જ નહિ, પણ સામાન પણ વ્યવસ્થિત રીતે ગોઠવેલો હતો. એક ખૂણામાં પાણીથી ભરેલું એક માટલું અને તેની સાથે નાનાં મોટાં બે ત્રણ કમંડલુ પણ પડેલાં હતાં; બીજા ખૂણામાં વ્યાઘ્રચર્મની અંદર વીંટાળેલી જીર્ણવસ્ત્રની શય્યા; એક તરફ એક તદ્દન સાદું અને બરોબર રીતે ચોખ્ખું દેખાતું દેવદારનું કબાટ અને તેમાં અનેક સંસ્કૃત પોથીઓ અને સંસ્કૃત ભાષામાં છાપેલા ગ્રન્થ હતા. તમે તે કબાટમાં જરા વધારે સૂક્ષ્મ નિરીક્ષણ કરશો તો તેની અન્દર આસનસ્થ થએલા અંગ્રેજી, ફ્રેન્ચ અને જર્મન ગ્રન્થો પણ જોઈ શકશો. આ ગ્રન્થોને તે પવિત્ર ગુફામાં પ્રવેશ કેવી રીતે મળ્યો હશે, અને ગુફામાં કબાટ મૂકવાનો વળી શો ઉદ્દેશ હશે? ગુફામાં વધુ નિરીક્ષણ કરતાં તો એક વાર આદ્યકાલીન ઋષિમુનિનું સ્મરણ થાય છે, અને સાથે સાથે સાંપ્રત સમય તરફ પણ મન ખેંચાય છે! ગુફા તો હમ્મેશાં અસ્વચ્છ જ હોય, અન્દરની હવા પણ તેવી જ હોય, અને તેની અન્દર આધુનિક સંસ્કૃતિનું એક પણ ચિહ્ન ન હોય, એવી સમજ સામાન્ય રીતે બંધાઈ હોય છે; જ્યારે આ ગુફામાંની હવા તો ચોખ્ખી હતી, અન્દર અજવાળું પૂરતું હતું, અને એક ખૂણામાં હાલના જમાનાને શોભે એવું સોઇવાળું કબાટ, અને તેની અંદર અંગ્રેજી ફ્રેન્ચ અને જર્મન પુસ્તકો હતાં. ગુફાની અન્દર આમતેમ દેખાતાં વ્યાઘ્રચર્મો અને કમંડલુ એકાદ તપસ્વીનું સ્મરણ કરાવે છે; પણ વ્યાઘ્રચર્મની અંદર મૂકેલી શુભ્ર, સુન્દર અને સ્વચ્છ કામળીઓ તરફ દૃષ્ટિ કરતાં અથવા ગુફાના

ખડકોની ઉપર ચોઢેલા અનેક દેવતાઓના, સિદ્ધપુરુષોના અને સ્વામીઓના 'ફોટો' (છાયાચિત્ર) તરફ નજર ફેંકતાં યા તો એક ખૂણામાં પડેલો કાચનો ખડીયો, કાગળ વગેરે લેખનસાહિત્ય તરફ નિરીક્ષણ કરતાં કોઇ જૂદા જ પ્રકારની ભાવના આંખ આગળ ખડી થાય છે.

ખરી રીતે જો જોવા જઇએ, તો તે ગુફા એક વિરોધનો ભંડાર હતો; અથવા તે વિરોધ એ વિરોધ જ ન હતા; કારણ ત્યાં એવો કાંઇ જાદુ ભરેલો હતો કે બધા વિરોધો ત્યાં શમી જ જાય ? રઘુવંશીય રાજાઓએ 'निसर्गभिन्नास्पद' લક્ષ્મી અને સરસ્વતીનો વિરોધ જેવી રીતે નષ્ટ કર્યો અથવા 'नृपत्व' અને 'ऋषित्व' (રાજસ અને ઋષિત્વ) એ પરસ્પર વિરોધી ગુણ પણ 'एकसंस्थ' થઇ શકે છે-એક સાથે રહી શકે છે, જે વાત તે રાજર્ષિઓએ પોતાના દાખલાથી જેવી રીતે સિદ્ધ કરી બતાવી, તેવી જ રીતે આ ગુફામાં નિવાસ કરી રહેલા સ્વામીએ ઉપનિષત્કાલીન પરંપરા અને સંસ્કૃતિનો આધુનિક ભૌતિક શાસ્ત્રો અને સુધારણા સાથે મેળ બેસાડી દીધો હતો.

પણ આ સ્વામી કયા ? આપણી ઓળખાણવાળા બોધસ્વરૂપ સ્વામી તો આ ન જ હોય. સ્વામીના શરીર તરફ નજર કરતાં તો ત્યાં પણ ગુફાના વિરોધની માફક અનેક વિરોધોની એકતા જ માલમ પડી આવે છે. તેમણે પહેરેલાં વસ્ત્રો કિમ્મતી નહોતાં, છતાં તેમના શરીરપરની કફની સાદી, ગરમ અને સ્વચ્છ હતી. તે 'સાધુ—સ્વામી' હતા. તેમના શિરપર કેશકલાપ તેમ જ ગુંચળાં થઈ ગયલા વાળ ન હોતા; પણ તે તો સ્વચ્છ રીતે ધોવાએલા હતા. તેમને આખે શરીરે, મોંથી પગ સુધી ભસ્મ ચોળેલી હોવા છતાં પણ તેમનું શરીર વિશેષ તેજસ્વી દેખાતું હતું. તેમ જ તે એકાદ મલ્લ જેવું સુદૃઢ અને મજબૂત હતું, તોપણ તેમાં એક પ્રકારની કુલીન મૃદુતા હતી. તેમની આંખમાં જ્ઞાનતેજ હતું, જગતની બધી વાતોથી તે જાણીતા છે, સર્વ શાસ્ત્રો તેમને અવગત છે, સર્વ પ્રકારનાં પાપ, દુઃખો, ઠગબાજી, ઢોંગ આ બધું તેમનાથી અજાણ્યું નથી. બીજાના હૃદયમાં શું ચાલી રહ્યું છે તે તેમને સ્વચ્છ રીતે માલમ પડી જાય છે, આવી તેમના તરફ જોનારની ખાતરી થાય અને પાપી મનુષ્યો તેમનાથી ડરે, એવું તેમનું બ્રહ્મવર્ચસ્ હતું—જેવી રીતે આયનામાં આપણે આપણું મ્હોં જોઈ શકીએ છીએ. પણ આ તેજની અંદર એક પ્રકારની સૌમ્યતા હતી; તેમનાં તેજસ્વી ચક્ષુ અને ચહેરો 'સ્વામી જ્ઞાનમય છે, એટલું જ નહિ, પણ તે પ્રેમાળ પણ છે', એવું કહેતાં હતાં. સ્વામીમાં નીતિનિપુણ રાજાનું વ્યવહારજ્ઞાન કે વ્યવહારકઠોરતા હોવા છતાં પણ તેમના ચહેરા ઉપર બાલકનું નિર્દોષત્વ અને કોમલહૃદયત્વ પણ દેખાતુ હતું. તેમનું તપ ઋષિઓની માફક ઉગ્ર હતું, પરન્તુ તેમની મુદ્રા તપસ્વી કન્યાની માફક મોહક અને કોમલ હતી. તે જ્ઞાનવૃદ્ધ તો હતા તેમ જ વયોવૃદ્ધ પણ હતા, એવું

તેમને જોનાર તરત જ કહી આપતા. વાળ તો ધોળા હતા, તે છતાં યુવાનનો ઉત્સાહ અને તેની વીર્યચિકીર્ષા સ્પષ્ટ રીતે દેખાતાં હતાં.

સ્વામીના મહાનુભાવ ચહેરા તરફ કે જ્ઞાનતેજયુક્ત નેત્રો તરફ નજર કરે કે તરત જ પાપી મનુષ્ય ડરી જાય, એમ મેં ઉપર જે કહ્યું તે વાત સર્વાંશે ખરી નથી; કારણ પાપી માણસ તેમને જોઇને એક વાર ભલે બ્હીએ, તે છતાં બીજે જ ક્ષણે તેને એમ જ લાગવાનું કે 'મારા ગુન્હા જો હું સ્વામીજી આગળ કબૂલ કરી લઉં તો તે મને ક્ષમા કરશે, એટલું જ નહિ, પણ પ્રેમપૂર્ણ ઉપદેશ કરી મને સન્માર્ગે ચઢાવશે ! હું પાપ કબૂલ કરીશ તેથી મને તુચ્છ અને તિરસ્કારપાત્ર ગણશે નહિ પણ ઉલટું તે મને એક બાળકની જેમ ચાહશે, અને પિતા દુરાગ્રહી અથવા ઉન્માર્ગગામી પુત્રને સદ્બોધ કરી સત્પન્થે વાળે છે, તેમ આ વિભૂતિ પણ મને સન્માર્ગ બતાવી નિશ્રેયસ સુખનો ભાગીદાર બનાવશે.' પાપી માણસને પણ તેમને વિષે આવી જ ભાવના થતી. જેમ માતાથી બાળકને ડરવાનું કારણ ન હોય, તેમ આ સ્વામી–સાધુથી બ્હી જવાનું કોઇને કારણ ન હતું. અત્યન્ત પાપી ગણાતા લોકો પણ તેમની પાસે આવી ઉપદેશ લેતા. તેમની સાથે પ્રેમથી વાતો કરતા, પણ ઉદ્ધત અથવા બીભત્સ વચન કાઢવાની હિમ્મત કોઇની ય ચાલતી નહિ. ઘણા લોકો, જેમને જનતા પાપી ગણતી, તે પણ તેમની સાથે કલાક કલાક બબ્બે કલાક વાતચિત કરતા. માણસ ગમે તેટલો પાપાસક્ત ભલે હોય પણ આ સ્વામીના પરિચયમાં આવ્યા પછી પોતાના પાપાચારથી તે શરમાતો અને પોતાની પાપી પ્રવૃત્તિ છોડી દેવા મથતો, અને છેવટે તેનો આત્મા ધીમે ધીમે ઉચ્ચતર અને પવિત્રતર માર્ગ પ્રેમાનન્દથી આક્રમણ કરવા લાગતો !

સ્વામીજીના તે તેજસ્વી અને આનન્દી ચહેરાનું સ્મરણ થતાં હજીએ અમાપ આનંદ થાય છે; તો પછી જે માણસોને તેમની પવિત્ર સંગતિનો અને સંભાષણનો લાભ પ્રત્યક્ષ રીતે પુષ્કળ મળ્યો છે, તેમને તે વખતે કેટલો બધો આનન્દ થયો હશે ? ;માત્ર આનન્દ જ નહિ, પણ પવિત્રતા, ઉત્સાહ, નિશ્ચય, પ્રેમ, આ બધાં સ્વામીજીની સંગતિથી વૃદ્ધિ પામતાં ! તે વખતે આ જગત આનન્દપૂર્ણ છે. આ તત્ત્વ સિદ્ધ કરવાને તર્કની જરૂર ન હોતી ભાસતી. आत्मवत्सर्वभूतेषु શા માટે હોવું જોઇએ, આ પ્રશ્ન જ મનઃચક્ષુ આગળ ઉભો રહેતો નહિ ! બીજાના મનને દિલગીર કરવાની પ્રવૃત્તિ મન કરી શકતું નહિ. એટલું જ નહિ પણ પાપબુદ્ધિ મનમાં પ્રવેશ કરવાની હામ પણ ભીડી શક્તી નહિ. સ્વામી સાથે વાતચિત કરતી વેળાએ જાણે પોતે બ્રહ્માનન્દનો જ આસ્વાદ લેતો હોય એવું મનુષ્ય માનતો; અથવા ખરૂં પૂછો તો આવું મનને 'લાગે' એ

પણ સંભવિત હતું. કારણ તે સંભાષણમાં મનુષ્ય એટલો બધો મગ્ન થઈ જતો, કે પોતે આનન્દસાગરમાં અવગાહન કરે છે એ વાતનો વિચાર પણ તેને સ્પર્શ કરે, એ સર્વથા અશક્ય હતું.

નવલકથાઓમાં અને કાવ્યગ્રન્થોમાં જે કાલ્પનિક ઉદાત્ત વર્ણનો આવે છે તેમાંનું આ વર્ણન ન હોય. શું આ સ્વામી કાલ્પનિક નથી? હા કહું છું તો આધુનિક કાળના અતિચિકિત્સક વાચકો તે વાતને માન્ય રાખશે નહિ; અને 'નવલકથાકાર લખે તે બધું માનવા જેટલા અમે કાંઇ ભોળા નથી,' એવું પણ તે પોતાના મનમાં કહેશે. વાચકોને પ્રત્યક્ષ અનુભવ નથી, એટલે તેમની આવી વૃત્તિ થાય એ કુદરતી છે. પણ નાનાસાહેબ અને ઉત્તરા જેવાં પાશ્ચાત્ય સંસ્કૃતિનાં આધારસ્તંભોને પણ આ સ્વામીજીની સંગતિમાં ઉપર લખ્યા પ્રમાણે જ અનુભવ થયો. અને ચીનુભાઈ જેવા પણ સ્વામીજીના ભક્ત થવાને પંથે વળવા લાગ્યા. આટલું કહેવા કરતાં વધારે લખવાનું કામ લેખક શું કરી શકે, તેમ જ ખાતરી આપી શકે?

આ વિજયગામનિવાસી યાત્રાળુમંડળની અને સ્વામીજીની ક્યાં, ક્યારે અને કેવી રીતે ઓળખાણ થઈ, તેમ જ આ સ્વામી છે કોણ? તેની જરા આપણે તપાસ કરીએ.

—:०:—

## દ્વિતીય પરિચ્છેદ

—:०:—

### અકસ્માત

પાછલા ખંડના અન્તિમ ભાગમાં 'હદ થઈ' એ પરિચ્છેદવાળી વાર્તા મેં ત્યાં જ છોડી. તેથી આપણે હવે આપણા યાત્રાળુમંડળ તરફ જરા નજર કરીએ. જ્યાં કોઇના જ મનમાં પાપ ન હોય, ત્યાં ચીનુભાઈ જેવા ગમે એટલું કરે તો તેથી શું કોઇનું બગડવાનું હતું? કલાકની અંદર જ બધાંએ ખરી વાત જાણી લીધી. રાગિણીને ચીનુભાઇએ આનન્દરાવની ઓરડીમાં મોકલી, અને પોતે જ બહાર આવી તેના નામની ખોટી અફવા ફેલાવી, આ વાત જ્યારે બધાંએ જાણી, ત્યારે ચીનુભાઈ વિષે તેઓને શું લાગ્યું હશે, તેનું વિસ્તારપૂર્વક વર્ણન કરવાની જરૂર નથી. ઉત્તરા તરફ જોઇને જ ડૉક્ટર આનન્દરાવે તેને 'ફીટ' આવી હતી એ જાણ્યું, અને તે એકદમ તેને માટે ઉપચાર કરવા લાગ્યા. ઉત્તરા આવ્યા પછી તેના મનમાં શા શા વિચારો આવ્યા હશે, તેનું વર્ણન હું કરતો નથી. તેણે કહેલી વાત કોઇને પણ—ચીનુભાઇને પણ—ખોટી લાગી નહિ. તેની દાઝેલી પીઠ, બળેલો સાડીનો છેડો અને જરાક દાઝેલી ચાદર આ બધાં ઉત્તરાના કથનની સત્યતા સિદ્ધ કરતાં હતાં. અરે! વર્ણન કરતાં કરતાં તો તે જ વિષય પાછો લખી રહ્યો છું. તો હવે મારે કલમ રોકવી જ જોઇએ!

જ્યાં મન શુદ્ધ હોય છે ત્યાં તેમને એક થતાં કંઈ વાર લાગતી નથી. રાગિણી અને ઉત્તરા ફરીથી પરસ્પરની બેનપણી બન્યાં. રાગિણી વિષેની ભાઉસાહેબની શંકા નષ્ટ થઈ; આનન્દરાવનો ઉત્તરા ઉપરનો રાગ દિનપ્રતિદિન ઓછો થવા લાગ્યો અને તેને બદલે તેમના હૃદયમાં તેને માટે અનુરાગને હવે સ્થાન મળ્યું. ટુંકાણમાં જ બધું કહેવું હોય તો વરસાદનું ઝાપટું આવતાં પહેલાં આકાશ વાદળાંથી ઢંકાઇ જઈ સર્વત્ર ઉદાસીનતા ફેલાવે, ગડગડાટ થાય, તોફાન થાય અને સપાટાબેર પવન ફૂંકાય, અને વરસાદ પડયા પછી પણ પહેલાં જો કે જ્યાં ત્યાં ખાબોચીઆં ભરાય, કાદવ કચરો થાય, તો પણ ફરીથી વરસાદનું મોટું ઝાપટું આવતાં ભેગો થએલો કચરો વગેરે જેમ ધોવાઈ જાય છે અને બધે ટંડક થતાં સૂર્યોદય વખતનો દેખાવ જેમ લોકોને પહેલાં કરતાં ય જેટલો વધારે આનંદદાયક અને ઉત્સાહજનક થાય, અને વધારે નયનમનોહર લાગે, તેવી જ સ્થિતિ આપણા આ વિજયગામવાસી મંડળની થઈ હતી. સંશયમેઘોની તેમની ઉપર ઉદાસ કૃષ્ણછાયા પડી, મન કલુષિત થયાં, કલહ રૂપી મેઘોએ ગડગડાટ કર્યા, અને અશ્રુવર્ષાવ પણ થયો, તો પણ છેવટે તેમનાં મન શુદ્ધ, નિષ્કિલ્મિષ અને પ્રફુલ્લિત થયાં, અને અન્તે તેમના હૃદયમાં પૂર્ણ આનંદ પ્રસર્યો, જેથી આખું જગત આનંદમય છે, એવું તેમને ભાસવા લાગ્યું. વધારેમાં તો તે ઉદાર મંડળે ચીનુભાઈ જેવાને પણ ક્ષમા આપી, અને તેમનો ધિક્કાર ન કરતાં તેમના મૂર્ખતાભર્યા વિચારો માટે તેઓ તેમની દયા ખાવા લાગ્યા. આવા માણસની સંગતિ નુકસાનકારી છે, એવી બધાંને ખાત્રી હતી; છતાં પણ 'તેમને એકલાને હિમાલયમાંથી પાછા કેવી રીતે કાઢવા,' આ હરકતથી તેમણે તેમની દયા ખાધી અને ત્યાંથી ચાલ્યા જવાનું કહ્યું નહિ.

યાત્રાળુમંડળે ત્યાંથી મુકામ ઉપાડવાનો તો નિશ્ચય જ કરેલો હતો. પણ વિજયગામ તરફ જવું કે બીજે કોઈ સ્થાને જવું, તે નક્કી થયું ન હોતું. પાંચ છ દિવસમાં ત્યાંથી નીકળી જવું, એ વાત બધાંએ નિશ્ચિત કરી દીધી હતી.

એક દિવસ સાંજે ચારના સુમારે આખું મંડળ ફરવા માટે બહાર નીકળ્યું. પાછલા ખંડમાં વર્ણન કરેલા પ્રસંગ પછી ઉત્તરા અને રાગિણી એ બન્ને બાસાહેબ પાસે જ રહેતાં. ઉત્તરા અને આનન્દરાવની વચ્ચે જો કે હમણાં અનુરાગ હતો છતાં પણ તે બન્ને પરસ્પર વાતચીત કરતાં નહિ. ફરવા જતી વખતે તો આનન્દરાવ તેનાથી ખાસ દૂર રહેતા, અને ઉત્તરા પણ બાસાહેબની પાછળ અથવા રાગિણી સાથે જ ફરતી. આ કારણથી આજે સ્ત્રીપુરુષમિશ્રિત વાતચિત કંઇ થઇ નહિ, એમ કહેવાને કંઈ હરકત નથી. પુરુષમંડળમાં તો જબરો વિવાદ થયો. શાસ્ત્રીજી-

એ વેદાન્તની પ્રશંસા કરી અને 'જગત એ માયા છે,' એમ કહેતાં જ વિવાદની શરૂઆત થઇ.

"જો જગત માયા છે, તો આ પાસેની માયાજન્ય ખીણમાં તમો પડતું નાંખો," નાનાસાહેબ હસતાં હસતાં બોલ્યા.

આ પછી શાસ્ત્રીજીએ પોતાના હમ્મેશના રિવાજ મુજબ જવાબ આપ્યા; જેથી વિવાદ વધી પડ્યો. "વેદાન્ત તમારી મોભાગ્ર બુદ્ધિને અગમ્ય છે, એટલે શું તે ખોટો થઇ ગયો?" આ પ્રમાણે શાસ્ત્રીજીએ પ્રશ્ન કર્યો આ ઉપરથી ફરીથી વેદપ્રામાણ્ય વિષે જ વિવાદ ઉપસ્થિત થયો. વેદ એ અપૌરુષેય–ઇશ્વરપ્રણીત છે, આ વાત સિદ્ધ કરવાને માટે 'ઇશ્વર' શબ્દની શાસ્ત્રીજીને કેટલી ખેંચતાણ કરવી પડી હશે, તે તો શાસ્ત્રીજીને પૂછ્યું હોય તો જ ખબર પડે! વેદમાંની હાસ્યજનક પ્રાર્થનાઓ લઇને નાનાસાહેબે જ્યારે વેદની હાંસી કરી ત્યારે શાસ્ત્રીજી ખૂબ ચીઢાયા. તે ઘણું-ખરૂં ચીડાતા નહિ; પણ આજે શું થયું તે સમજાયું નહિ; તેમનું માથું ફરી ગયું, અને અંગ્રેજ તત્ત્વવેત્તાઓને, અજ્ઞેયવાદી હિન્દી સુધારકોને અને તેમના 'સુધારાને,' તેમણે ઉધડા જ લીધા. સામાજિક સુધારાના તો તેમણે પોતાની જીભના સપાટાથી ટુકડે ટુકડા કરી નાંખ્યા! આ જોઇને ગંભીર વૃત્તિવાળા નાનાસાહેબનું મન પણ ક્ષુબ્ધ થવા લાગ્યું.

વાદવિવાદ કરતાં કરતાં પોતે કેટલું ચાલ્યા, અને કયાં આવ્યા તેનું તેમાંના કોઇને ભાન રહ્યું નહિ. રસ્તાની ડાબી બાજુએ ઉંચા પર્વતની એક મોટી દિવાલ હતી અને જમણી બાજુએ ઉંડી અને લાંબી ખીણ હતી. પગરવાટ તો એક માણસથી જેમ તેમ કરીને ચલાય એવી હતી. શાસ્ત્રીજી સૌથી આગળ, તેમની પાછળ નાનાસાહેબ, આનન્દરાવ, ભાઉસાહેબ તેમની પાછળ ઉત્તરાપ્રભૃત્તિ સ્ત્રીઓ અને છેલ્લા ચીનુભાઈ એક ચોરની માફક, આ રીતે આખુંય મંડળ ધીમે ધીમે ચાલતું હતું. ઘણું લાંબે ચાલવાથી બૈરાં તો થાકી ગયાં; પણ કોઇ પુરુષનું એ તરફ ધ્યાન ગયું નહિ. કોણ કેટલું ચાલી શકશે, એ વાતનું વિવાદના પ્રવાહમાં તેમને સ્મરણ રહ્યું હોય, તો તેઓ એ વાતનો વિચાર કરવા બેસે ને!

વાયુના ઝપાટાથી ઉત્તરા અશક્ત થઇ ગયેલી હતી. તેમાં વળી આજ ઘણું ચાલવાથી થાકી ગઈ હતી. પણ તેને તો આજે જરૂર એક લાભ થયો. નાનાસાહેબ અને શાસ્ત્રીજીનો આજનો શુષ્ક વિવાદ સાંભળીને, અને આ ક્ષુદ્ર પ્રશ્નો માટે પોતાની મિત્રતા ભૂલી જઇને તે બન્ને 'મેરી તેરી' પર આવી ગયેલા જોતાં તેને પોતાની વિવાદપ્રવૃત્તિમાં રહેલો દોષ આજે બરોબર દેખાયો. 'હું પણ વિવાદ કરતી વખતે ભાન ભૂલી જાઉં છું,' આવો તેને પોતાના મનમાં વિચાર આવતાં હવે પછી વિવાદમાં ઘણો ભાગ ન લેવો, એવો તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો.

ઉત્તરાની મનઃસ્થિતિનું વર્ણન કરતાં પહેલાં એક વાત અત્રે કહી દેવામાં વાંધો નથી. તેના સ્વભાવ અને વિચારોમાં હવે ઘણો જ ફેરફાર થયો હતો. તેની પહેલાંની ધૃષ્ટતા નષ્ટ થઈ અને દુર્દૈવથી તેના મનની નિઃસંકોચવૃત્તિ પણ અદૃશ્ય થવા લાગી. તેની આટલી ઉમ્મર સુધી તે કોઈ પુરુષની આગળ શરમાઇ નહોતી એટલું જ નહિ પણ તે કોઇથી બ્હીતી પણ નહિ; છતાં પાછલા ખંડમાં બનેલા પ્રસંગ પછી તેનું મન અસ્થિર થવા લાગ્યું અને તેનો આત્મપ્રત્યય ગયો તેમ જ તેનું સ્વાભિમાન પણ અદૃશ્ય થયું. 'સ્વાભિમાન, કહેવા કરતાં 'ગર્વ,' એ નામ આપવું હોય તો આપો—પણ તેની અંદરનું 'તેજ' ઓછું થવા લાગ્યું હતું, એ તો કબૂલ કરવું જ પડશે. 'મેં કંઈ પણ પાપ કર્યું નથી, મને બ્રહ્મદેવનો પણ ડર નથી', આવી ઉત્તરાની આટલા દિવસ સુધી સ્વાભિમાનમૂલક નિર્ભય અને બેદરકાર વૃત્તિ હતી, તે વૃત્તિ હવે વિલીન થઈ અને તેની જગાએ 'હું શંકાશીલ—ઇર્ષ્યાખોર—વઢકણી—પાપી છું,' આવું તેને મનમાં થવા લાગ્યું હતું. આથી તે હમ્મેશ ઉદાસ રહેતી અને તેને બધાનો ડર લાગતો. વિશેષતઃ જ્યારે તે આનન્દરાવ તરફ જોતી, ત્યારે તો તે આનન્દરાવ તરફ પૂરું જોઈ શકતી જ નહિ!

રાગિણી પ્રત્યે શરૂઆતમાં એક બે દિવસ તો આ જ પ્રકારની ભાવના તેના મનમાં આવતી; પણ જ્યારે તે રાગિણી સાથે વધુ વાતો કરવા લાગી ત્યારે એવી તેની ખાત્રી થઈ, કે રાગિણીના મનમાં પોતાને વિષે તિરસ્કાર અથવા દ્વેષ નથી. આ પછી તે બન્ને ખુલ્લે દિલે વાતો કરવા લાગ્યાં અને તેમની વચ્ચે એકબીજાની ઠઠ્ઠામશ્કરી પણ શરૂ થઈ. આનન્દરાવ સાથે ઉત્તરાની વાતચીત થતી નહિ, તેથી તેમનું મન તે હજી સમજી શકી ન હતી. પોતાને માટે તેમને કેવો ખ્યાલ હશે, આ વિચાર તેના મનમાં વારંવાર આવતો. આનન્દરાવથી કોઈ બ્હીતું નહિ; પણ ઉત્તરા તો હવે તેમનાથી ડરવા લાગી. અને તેમને પગે પડી તેમની ક્ષમા માગવાનો પણ તેને વિચાર આવતો. ચાર માણસોની સમક્ષ આનન્દરાવ જોડે વાતચીત કરતાં તેને જ્યારે શરમ આવતી, તો પછી તેમને પગે પડી ક્ષમા માગવાનું કામ તેને હાથે ક્યાંથી જ બને! તે વિચાર કરતી, કે 'લાવને પત્ર દ્વારા તેમની ક્ષમા માગું!' પણ બીજે જ ક્ષણે વિચાર આવતો કે આનો કોઈ અવળો અર્થ કરશે તો!' આથી તે પાછું પગલું ભરતી. બાસાહેબે 'ઉત્તરાનો સ્વભાવ ક્રોધી છે, તે બોલકણી છે, ગુસ્સાના આવેશમાં ગમે તેમ બોલી જાય છે,' આવું આવું આનન્દરાવને કહી ઉત્તરાનું માફીનું કામ કંઇક અંશે તો ઓછું કર્યું હતું; પણ પોતે એક વાર ક્ષમા માગે નહિ તે સિવાય તેના મનનું સમાધાન થાય એમ નહોતું. અને ખરું પૂછો તો આ ક્ષમાયાચનાની જરૂર પણ નહોતી, કારણ કે આનન્દરાવનો ગુસ્સો તે સ્મરણીય—અથવા વિસ્મરણીય—રાત્રે જ લય

પામ્યો હતો. આકાશમાંથી તારો ખરી પડે, અને એક પળ પછી તે ગુમ થાય, આવી જ સ્થિતિ આનન્દરાવના ગુસ્સાની હતી. પણ તે વખતે આ વાત ઉત્તરાને ક્યાંથી યાદ રહે? તેને લાગતું કે 'મારે માટે આનન્દરાવ શું ધારતા હશે?' તેમના મનમાં પોતાને વિષે ગુસ્સાની ભાવના નથી, એ તો તેણે તેમના ચ્હેરા ઉપરથી જ જાણી લીધું હતું; એટલું જ નહિ પણ તે પોતાને ચાહે છે, એ વાત પણ તે જાણતી હતી. પણ ઉત્તરાના મનમાં શું હતું તે, વ્હાલા વાચક! મારાથી ગમે એટલું વર્ણન કરું, તો પણ અત્રે સ્પષ્ટ રીતે લખી શકાવાનું નથી. "હું તારા પર ગુસ્સે થયો નથી, પણ હું તને ચાહું છું," આવા શબ્દો આનન્દરાવના મુખથી સાંભળવાની તેને ઘણી ઇચ્છા હતી. આ શબ્દો સાંભળવાનું પોતાના નસીબમાં છે કે નહિ તે વિષે તેના મનમાં મોટી શંકા હતી. ગમે તે હો, પણ આનન્દરાવથી ઉત્તરા હવે ડરતી. તેમના નીતિતેજ આગળ તેનું બુદ્ધિતેજ ફીકું પડવા લાગ્યું, અને તેમના વિનય આગળ તેની ધૃષ્ટતા શરમાવા લાગી, જે વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે.

શાસ્ત્રીજી અને નાનાસાહેબના તાત્ત્વિક વાક્કલહથી કંટાળીને આપણે તેમને છોડી આડા ગયા. તે ગમે એટલા લઢશે, તોપણ વઢવાડીઆ છોકરાની માફક તેઓ કલાક પછી ફરીથી ભેગા થવાના જ એવી આપણને ખાત્રી છે; પણ આજે તો તેમનો કલહ ઘણો લંબાયો જણાય છે; તો આવો, જોઇએ તો ખરા કે કયા વિષયપર એ લોકો લઢી રહ્યા છે!

શાસ્ત્રીજી કહે છે કે, "સત્ય એટલે શું?"

"અમારી બુદ્ધિને જે ખરું લાગે તે સત્ય!" નાનાસાહેબે કહ્યું.

"હા, એ પણ ખરું, તો 'ખરું' એટલે શું?" શાસ્ત્રીજી જાણે દુશ્મનને પકડ્યો હોય તેવા આનન્દથી બૂમ પાડી ઉઠ્યા. "'ખરું એટલે સત્ય, અને સત્ય એટલે ખરું,' આ તો બીજી ચોપડીમાં ભણનારા છોકરા માટે યોગ્ય શબ્દાર્થ છે; પણ તમે સત્યની વ્યાખ્યા તો કરશો કે નહિ?"

"શાસ્ત્રીજી! સત્યની વ્યાખ્યા કેવી રીતે કરી શકાય?" આનન્દરાવ વિવાદની દિશા બદલવાના હેતુથી વચ્ચે જ બોલ્યા: "પ્રત્યેક શબ્દની વ્યાખ્યા કર્યા વિના બોલવું જ નહિ એવો જો નિશ્ચય કરીશું, તો પહેલાં 'વ્યાખ્યા'ની જ 'વ્યાખ્યા' કરવી પડશે, અને એમ કરવા બેસીએ તો અનાવશ્યક પ્રસંગ આવીને ઉભો રહેશે!"

"ખરું છે; પણ તમે 'જગત સત્ય છે.' એમ કહો છો; હવે 'સત્ય' એ શું છે, તે તો અમને સમજાવો!" શાસ્ત્રીજી શાન્ત થઇને બોલ્યા.

"પણ તમે જ ક્યારના 'જગત માયા છે,' 'જગત ખોટું છે,' એવું કહી રહ્યા છો; તો હવે તમે 'ખોટા'ની વ્યાખ્યા કરો."

"અમારે વ્યાખ્યા કરવાની જરૂર નથી; કારણ કે જ્યાં બધું જ ખોટું છે, 'કંઈ જ નથી !' તો પછી વ્યાખ્યા શાની કરાવો છો ? શાસ્ત્રીજી બોલ્યા.

"બધું જગત ખોટું હશે, પણ 'હું છું' એટલું તો મારે ખરું માનવું કે નહિ ? હું ખરો છું કે નહિ ?" આનન્દરાવ કલહવિષય બદલવાના ઉદ્દેશથી બોલ્યા.

"તમારા આ 'ખરો' શબ્દની અંદરથી કાનોમાત્રા કાઢી નાંખો ને !" શાસ્ત્રીજી 'ખર' શબ્દ પર ગ્રામ્ય શ્લેષ કરીને બોલ્યા, અને આનન્દરાવને તેમણે જરાક દબાવ્યા. આનન્દરાવ આ જવાબથી જરાક અટક્યા; પણ બીજે જ ક્ષણે તેમણે આનન્દપૂર્ણ હાસ્ય કર્યું. આ સ્મિત શાસ્ત્રીજીની શબ્દકોટીથી આવ્યું હતું એમ તો હતું જ નહિ; પણ વિવાદાસ્પદ વિષય બદલવામાં પોતાને સફળતા મળી તેથી તે ખૂશ થયા અને હસવું આવ્યું. તે પોતાના આનન્દમાં એટલા બધા મગ્ન થયા કે તેમનું ધ્યાન ચાલવા તરફ રહ્યું નહિ અને તેમનો પગ ખસ્યો, જેથી તે એકદમ નીચેની ખીણ તરફ ગબડ્યા. ઉત્તરાએ મોટેથી "નાના ! નાના !" એવી બૂમ પાડી, અને આગળ વધતા નાનાસાહેબને તેણે રોક્યા. રાગિણી તો આ દૃશ્ય જોતાં જ ગભરાઈ ગઈ અને ત્યાં જ બેસી ગઈ. બાસાહેબ: "અરે કોઈ નીચે જાઓ, તેમને કાઢો, જાઓ—જાઓ—જાઓ—" એવું કંઈક આક્રંદ કરવા લાગ્યાં !

પણ નીચે જવાય કેવી રીતે ? તેમ જ નીચે જઈને કોઈ કરે ય શું ? આટલે ઉંચેથી નીચે ગબડી પડેલા આનન્દરાવના શરીરનો એક પણ કણ હાથમાં આવશે ખરો ? હાય હાય ! આનન્દરાવ ! તમે એક પળ પહેલાં તો વાતો કરતા હતા ને ? એક ક્ષણ પહેલાં જ તમે શાસ્ત્રીજીને વ્યાખ્યા કરવાને કહ્યું હતું ને ? અને હમણાં જ શાસ્ત્રીજીએ તમને વિનોદપૂર્ણ રીતે ખર કહ્યા હતા ને ? અરેરે ! આ શું થયું !

ઉત્તરા બેહોશ થઈ અને રાગિણીના ખોળામાં માથું મૂકી રડવા લાગી. બાસાહેબ તેની પાસે આવ્યાં, અને તે બેભાન થાય છે એવું જોતાં "પાણી લાવો, પાણી લાવો," એમ બૂમ મારવા લાગ્યાં.

પાણી ક્યાંથી અને શામાં આણવું ? વળી પહેલાં પાણી આણવું, કે આનન્દરાવ ક્યાં છે તેની તપાસ કરવી ? શું કરવું ? અને શું ન કરવું ! તેની જ કોઈને ગભરાટમાં સમજ પડી નહિ.

---

## તૃતીય પરિચ્છેદ

### રુગ્ણશુશ્રૂષા

"અરે આ શું! મોટાભાઈ તો એ આવે!" રાગિણી બોલી.

ઉત્તરાએ પાછું ફરી જોયું તો તેણે આનન્દરાવને લંગડાતે પગે ધીમે ધીમે આવતા જોયા. તેમને જોઇને પોતાનો વ્યાકુળ જીવ જાણે પાછો શાન્ત થતો હોય, એમ ઉત્તરાને લાગ્યું!

"મોટાભાઈ! આ બાજુથી ક્યાંથી આવ્યા?" રાગિણીએ પૂછ્યું.

"ક્યાંથી આવ્યો અને કેમ આવ્યો, એ બધું પછી કહું છું; પણ પહેલાં પાણી જો ક્યાંય મળી શકે એમ હોય તો લાવો. પહેલાં આ જખમ ધોઈ નાંખું અને પછી બધું ય કહું છું. મને તરસ પણ ઘણી લાગી છે.

ઉત્તરા પાણી માટે આમતેમ જોવા લાગી. જો વેચાતું પાણી મળતું હોત તો પોતાના શરીરમાંથી લોહી કાઢી આપીને પણ તેણે તે વડે પાણી ખરીદ્યું હોત! પણ પાણી તો દૂર ઘણું હતું, પાસે તો ટીપું એ દેખાતું નહોતું! છેવટે "હું જઇને હમણાં લઈ આવું છું," એમ તે બોલી, અને આનન્દરાવ "ના, ના, એટલી બધી કંઇ જરૂર નથી," એવું શુષ્ક કંઠે કહેતા હતા; છતાં પણ તે તરફ ધ્યાન ન દેતાં ઉત્તરા પાણી લેવા દોડી!

"મારો પગ એકદમ લપસ્યો, જેથી અથડાતો અથડાતો હું નીચે ગયો; મૃત્યુએ જાણે મને પકડ્યો હોય એમ જ મને લાગ્યું; બાનું અને ઈશ્વરનું સ્મરણ કર્યું! એટલામાં જાણે ઈશ્વરે જ મારા તરફ જોયું હોય અને દયા કરી હોય તેમ હું એક વેલામાં ભરાયો અને નીચે ગબડતો અટક્યો. નીચે આવતાં માથું તો કેટલીયે વાર અફળાયું હશે, અને પગમાં કેટલાય પથરા વાગતાં તેથી લોહી નીકળ્યું હશે; પણ તે વખતે તો તેનું ભાન જ નહોતું. જીવ બચ્યો એટલે મનને ઘણો આનન્દ થયો. હું ત્યાંથી ઉભો થયો. ઉભો થઇને ઉપર જવાને માટે રસ્તો ખોળવા લાગ્યો. છેવટે જેમ તેમ રસ્તો કાઢી આટલે સુધી તો આવ્યો. અત્યાર સુધી તો મને પગે કંઈ દુખાવો નહોતો જણાયો, પણ હવે દુખાવો શરુ થયો છે."

"તો તમે જરા નીચે તો બેસો." રાગિણી બોલી.

"આ બેઠો; પણ તારાં બ્હેન શા માટે ગયાં? કપરી જગાએ પાણી લેવા જશે, અને મારી માફક કદાચ ક્યાંક ગબડશે તો!"

"તમારા જેવી ઉત્તરા કંઈ ભ્રમિષ્ટ નથી!" રાગિણી હસીને બોલી.

"મારાથી વધારે છે!" આનન્દરાવ બોલ્યા: "હા, એ તો ઠીક, પણ નાનાસાહેબ અને શાસ્ત્રીજી ક્યાં છે? તેમ જ બાસાહેબ ક્યાં ગયાં?"

"નાનાસાહેબ, ભાઉસાહેબ અને શાસ્ત્રીજી તમને ખોળવા નીચે ગયા છે! અને બ્હેનને ચક્કર આવવાથી બા પાણી લેવા ગયાં છે!"

"વાહ! ઠીક ધંધો આદર્યો!" આનન્દરાવ કંઈક ચિંતાથી અને કંઈક આનન્દથી બોલ્યા: "તેમને (ઉત્તરાને) ચક્કર આવ્યાં હતાં, તો તે શા માટે ગયાં? તું કેમ ન ગઈ?"

"હા, તે મારી ભૂલ થઈ! મેં કેટલીયે ના પાડી, છતાં પણ તે ક્યાં થોભી? અરે! હું તો ગાંડી છું! બ્હેનની આવી ભૂલ કોઈ વખત થાય છે ખરી? એ તો અમારી જ ભૂલ ગણાય!"

"રાગિણી! તારે મારી મશ્કરી કરવી નહિ; અરે! મારી તો શું, પણ 'કોઈની જ' કરવી નહિ. મારે પરણવું જ નથી, એ તો તું જાણે છે ને? તો પછી મશ્કરી શા કામની? અને મારા મનમાં આ ભળતા જ વિચારો તું શા માટે આણે છે? રાગિણી! મારે મારા વિકારોનો દાસ નથી બનવું. દેશહિતાર્થે શરીર ઘસીને આ માનવ જન્મનું સાર્થક્ય કરવું, એવી મારી ઇચ્છા છે; તો તું મારી આવી મશ્કરી હવેથી કરતી નહિ, તેમ જ લગનના વિચાર મારા મનમાં આવે, એવું કંઈ પણ બોલતી નહિ."

"ઠીક ભાઈ! રહી મારી મશ્કરી મારી પાસે. ત્યારે હવે નક્કી થયું, ફરીથી આ વાત નહીં કાઢું હું! પણ ઉત્તરાની સ્થિતિ કેવી થઈ છે, એ જો તમે જાણતા હોત, તો તમે આટલા ક્રૂર કદિ પણ થાત નહિ. બાકી તમારી જો ઇચ્છા જ ન હોય, તો મારો કંઈ એટલો બધો આગ્રહ નથી, સમજ્યા ને? મને તો જાણે એમ થતું હતું કે આપણા મોટાભાઈ અને ઉત્તરા બેન—"

"રહેવા દે ને હવે! મારું મન ફેરવવા પ્રયત્ન ન કર! રાગિણી આ બાબતમાં તો મેં નિશ્ચય કરી નાખ્યો છે. દેશમાં ચારેય દિશામાં બધે શું ચાલી રહ્યું છે, તેનું તમને ભાન નથી, તેથી જ આ ચાળા સૂઝે છે?" એટલામાં પોતાની પલાળેલી શાલ અને રૂમાલ ડાબા હાથમાં લઈને અને જમણા હાથમાં પાનના બનાવેલા પડીઆમાં પાણી ભરી ઉત્તરા ત્યાં આવી. આનન્દરાવે પાણીભરેલો પડીઓ હાથમાં લીધો અને "તમે શું કામ ગયાં? મને કંઈ તેની એટલી બધી જરૂર નહોતી," આ શબ્દો શુદ્ધ અંતઃકરણથી પણ શુષ્ક અવાજે ઉચ્ચારતાં તેઓ પાણી પી ગયા.

ઉત્તરાએ શાલ અને રૂમાલ પલાળીને શા માટે આણ્યાં હતાં, તે આનન્દરાવ સમજી ગયા; પણ પોતાનો જખમ ધોઈ સાફ કરવાનું કામ ઉત્તરાને કહેતાં તેમને પણ શરમ આવી. ઉત્તરાએ જે ઉદ્દેશથી આટલી મહેનત લીધી હતી, તે કાર્ય કરવા તેનું જીગર આગળ વધી શક્યું નહિ!

આ સ્થિતિ રાગિણીની ધ્યાનમાં અર્ધી એક ક્ષણ સુધી તો આવી નહિ; પણ પછી તરત પોતાની ચતુરાઈથી તે વાત સમજી ગઈ અને

બોલી: "બ્હેન! તું પેલો જમણો પગ ધોઈ સાફ કર, અને મને પેલો રુમાલ આપ કે જેથી હું ડાબો પગ ધોઈ નાંખું."

જાણે આટલા જ શબ્દોની ઉત્તરા રાહ ન જોતી હોય! તેમ તેણે એકદમ પગ ઉપરનું લોહી સાફ કરીને તેને ચોખ્ખો કર્યો, અને બે ત્રણ ઠેકાણે જ્યાં જખમ થયા હતા, ત્યાં પણ રાગિણીના અને પોતાના રુમાલના ટુકડા ફાડી પાટા બાંધ્યા, પછી એ બધાની ઉપર આનન્દરાવના ખીસ્સામાંના રુમાલનો પાટો બાંધી તે જખમો ઉપર બરોબર બૅન્ડેજ કર્યું. મેડીકલ કૉલેજમાંનું શિક્ષણ તેને આ કામમાં વધારે ઉપયોગી થઈ પડ્યું, કે તેનો આનન્દરાવ પરનો પ્રેમ વધારે ઉપયોગી થઈ પડ્યો! આ પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપવાનું સાધન મારી પાસે તો નથી પણ સુજ્ઞ વાચકવર્ગે પોતે જ તે સમજી લેવું.

---:o:---

## ચતુર્થ પરિચ્છેદ

---:o:---

### સાપ્તપદીન સખ્ય

ગયા પરિચ્છેદમાં કહેલી વાતને પાંચ છ દિવસ થઈ ગયા. આનન્દરાવના પગને દુખાવો થએલો હોવાથી બધાંને ત્યાં રહેવાની ફરજ પડી, તેમ જ બીજા પાંચ છ દિવસ સુધી ત્યાંથી ખસી શકાય એમ પણ નહોતું. આ પાંચ છ દિવસમાં ખાસ નોંધવા લાયક બનાવ બન્યો નથી.

સાયંકાળનો વખત હતો. અસ્ત થવાનો વખત પાસે આવ્યો તેથી જ જાણે સૂર્ય મંદમંદ ચાલતો ન હોય અને તેને અંગે તે શાન્ત અને ઉદાસ થએલો પણ દેખાતો હતો. તે ધર્મશાળાની આસપાસનાં લતા-વૃક્ષોએ તો વધારે રમ્ય, મોહક, ઉજ્વલ સ્વરૂપ ધારણ કર્યું હતું. નાનાં બાલકના વાળની માફક લતાવૃક્ષોનાં કોમળ પલ્લવો હાલી રહ્યાં હતાં. બાળકોના કોમળ રકત–હસ્તોની જેમ વૃક્ષનાં કુંમળાં પાન સૂર્યકિરણોથી વધારે લાલ થયાં હતાં. વૃક્ષોની કેટલીક કુમળી શાખાઓ ડોલી રહી હતી, કેટલીક નાચતી હતી અને કેટલીક તો જાણે માથું હલાવીને પક્ષીને રમવા બોલાવતી હતી! પક્ષીગણ પણ તે વખતે રમવાનો રંગ જમાવી રહ્યાં હતાં. લતાઓ હિંચકાની માફક ડોલી રહી છે, એ દૃશ્ય જોતાં જ કેટલાંક પક્ષીઓ તેની ઉપર જઈને બેસતાં, અને તેમના તે અલ્પભારથી તે કોમળ લતાઓ વધારે ઝૂકતી અને હાલતી જેથી તે પક્ષીગણો ખૂશ થઈ, ચીં ચીં કરી તે મઝા જોવાને માટે પોતાના સહચરોને અથવા ચીં ચીં શબ્દથી પોતાની સહચરીઓને કહેતાં કે જુઓ અમે કેવી મઝા કરીએ છીએ. કેટલાંક પ્રૌઢ અથવા વૃદ્ધ પક્ષીઓને આ બાલ–પક્ષીની લતાલીલા પોતાને માટે ભલે અયોગ્ય લાગતી હોય તોપણ તેઓ પોતાનાં

બચ્ચાંની લીલાનું પ્રેમપૂર્ણ કૌતુક ઝાડપર બેસીને જ કરતાં હતાં. એકાદ બે મનનશીલ પક્ષીઓને આ બચ્ચાંની રમત ગ્રામ્ય લાગી હોય તેથી જ જાણે તેઓ એક ડાળીપર બેસી કોઈ વિષયપર ગમ્ભીર વિચાર કરતાં હોય તેમ દેખતાં હતાં. બીજાં પક્ષીઓની બીજી જ લીલા ચાલી રહી હતી. એક યુવાન કાબર પોતાના પ્રિયતમને પાછળ આવવાનું કહીને દૂરની એક ડાળીએ જઈ બેઠી. તે ત્યાં જઈ બેસે એટલામાં તેનો પ્રિયતમ પણ તેની પાસે આવ્યો; પણ તે ત્યાંથી એકદમ ઉડી, અને બીજી ડાળીએ જઈ બેઠી. ત્યાં પણ તે જ્યારે આવ્યો ત્યારે ફરી ઉડી, અને તેને પોતાની પાછળ આવતો જોઈ ત્રીજી જ ડાળીએ જઇને બેઠી ! આ રીતે એ લુચ્ચીએ એ મોહાન્ધ પક્ષિને આમથી તેમ નકામા ધક્કા ખવડાવ્યા, અને તેને નચાવ્યો ! એક બે કાગડા લીમડાના ઝાડપર બેસી તેની ઉપરની પાકી લીમ્બોળીઓ અમૃતરસતુલ્ય સમજી સ્વાદપૂર્વક ખાતા હતા, જ્યારે કેટલીએક સમડીઓ એક અત્યુચ્ચ શિખરે બેસી આનન્દથી ગાઇ રહી હતી. એ તેમનું આનંદપૂર્ણ સંગીત આપણને કઠોર લાગે એ વાત જૂદી છે! અસ્તુ. કહેવાનો મુદ્દો એટલો જ છે, કે એ ઝાડીમાં બધે આનન્દ પ્રસરી રહ્યો હતો.

આવા પ્રકારની ઝાડીમાં આપણું પ્રવાસીમંડળ ગપાટા ચલાવી રહ્યું હતું અને તે વખતે તેમને ઉત્સાહ થવો જોઇતો હતો; પણ મનુષ્યનું મન એવું વિચિત્ર છે, કે તે હર્ષ સ્થાનમાં વિષાદ માને છે, અને દુઃખસ્થાને સુખ માને છે! બાહ્ય જગત સુખી હોય ત્યારે અંતર્મુખ મનુષ્ય દુઃખી અને હેરાન થાય છે. એવી જ રીતે સંસારમાં વાવાઝોડું આગ અથવા શોકનો પ્રસંગ પ્રાપ્ત થતાં આત્મસંતુષ્ટ મનુષ્ય આનન્દમાં રહી શકે છે!

ધર્મશાળા પાસેનો જ ઉપર લખેલો દેખાવ છે, એમ ઉપર આપણે કહી ગયા છીએ. ઘણે દૂર સુધી ચાલવાની આનન્દરાવના પગમાં તાકાત આવી ન હતી. મંડળમાંથી કોઈ પણ થાકેલું નહોતું, આવે વખતે ભાઉસાહેબ એકદમ બોલ્યાઃ "નાનાસાહેબ, આ સૃષ્ટિ જોઇને મને ઉત્ક્રાન્તિતત્ત્વ જ ખરું લાગે છે. જ્યાં ત્યાં જીવનકલહ ચાલી રહ્યો છે. જીવનકલહ એ જ સૃષ્ટિનો નિયમ! ન્યાય, નીતિ, ધર્મ, દયા, પ્રેમ આ બધાં આ નિયમ આગળ રદ છે. આ ઝાડો વચ્ચે કલહ ચાલી રહ્યો છે, જે લતાઓમાં છે, આ ઘાસમાં છે, પક્ષીઓમાં છે, કૃમિ અને કીટકોમાં છે અને માણસોની અંદર પણ તે જ કલહ સ્પષ્ટ દેખાય છે. આ ઘાસ, આ લતાઓ અને આ વૃક્ષો પોતાને વધારે જગા મળે, પોતાને જમીનમાંનું પાણી અને સૂર્યકિરણો વધારે મળે, એવી ખટપટમાં પ્રત્યેક ક્ષણે મશગુલ છે, અને બીજાને તેના સ્થાનમાંથી કાઢી મૂકવાનો પ્રત્યેક પ્રયત્ન કરે છે. કીડા પોતાના જીવન માટે લતાનાં પાન નિર્દયપણે ખાય છે, અને ઝાડો ઉપરનાં

કૃમીઓની અંદર પણ પ્રવેશ કરે છે. પોતાનો જીવ બચાવવાને માટે કાબરો એ કીટકોને ખાઈ જાય છે અને મધુર માંસનો કોળીઓ ખાવાને મળે એટલા માટે પારધીઓ એ કાબરોનો પણ ભોગ લે છે. આ પ્રમાણેનો આ સૃષ્ટિક્રમ છે! જેના શરીરમાં તાકાત વધારે હશે, તે જીવશે. કમજોર લતાઓનું, કમજોર કીડાઓનું, કમજોર પશુપક્ષીઓનું, કમજોર માણસોનું અને કમજોર રાષ્ટ્રોનું આ જગતમાં કંઈ કામ નથી. 'બીજાને મારો તેને ખાઈ જાઓ, અને તમે જીવો,' આવું સૂચન સૃષ્ટિ પોકારીને બધાંને કરે છે. પણ મૂર્ખ મનુષ્ય ધર્મ, દયા અને પ્રેમનાં બંધનો છાતીએ રાખી બેસી રહે છે! 'अहिंसा परमो धर्मः' આ સૃષ્ટિનો નિયમ હોત, તો આ સૃષ્ટિ ઉપર આજ દેખાય છે એવાં જંગલો ન દેખાત, પણ ત્યાં શુષ્ક ખડકો જ જોવામાં આવત!"

નાનાસાહેબ બોલ્યા: "સૃષ્ટિની ઉત્ક્રાન્તિ જીવનકલહના તત્ત્વ ઉપર જ ચાલી રહી છે, એમ નથી. પ્રેમ એ પણ સૃષ્ટિનું જ એક તત્ત્વ છે. અપત્યસ્નેહને લીધે વાઘણ પણ સિંહ સાથે લડે છે, અને પોતાનો પ્રાણ આપતાં પોતાનાં બચ્ચાંને બચાવે છે! ગાય જેવું ગરીબ પશુ કોઈ નહિ હોય; પણ સામે જ્યારે વાઘ આવે છે ત્યારે તે વાઘ અને વાછરડાંની વચ્ચે ઉભી રહે છે, અને જીવ જતાં સુધી પોતાનાં બચ્ચાંનો બચાવ કરે છે!"

શાસ્ત્રીજીએ કહ્યું: "કલહ અને સ્વાર્થ એ સૃષ્ટિનો નિયમ છે, કે પ્રેમ અને સ્વાર્થત્યાગ એ સૃષ્ટિનો નિયમ છે. એ વાત કેવળ તર્કથી જ સમજી શકાશે નહિ. તર્ક તો બન્ને બાજુના દાખલા તમને બતાવશે. સૃષ્ટિનું અંતઃસ્થ તત્ત્વ જાણવું હોય, તો માણસે યોગમાર્ગનો સ્વીકાર કરવો જોઇએ. સૃષ્ટિનું અંતરંગ બહિર્મુખ તર્કથી નહિ પણ યોગનિર્દિષ્ટ અંતરદૃષ્ટિથી જ કળી શકાશે."

"એ ખરું હશે; પણ એવા યોગીઓ હમણાં કયાંથી લાવવા? તમારા મારા જેવાએ તો તર્કના જ માર્ગે જવું પડશે." નાનાસાહેબ બોલ્યા.

"પણ હમણાં યોગીઓ નથી, એવું નથી–"

"પણ છે, એવુંયે નથી!"

"પણ હતા, એટલું તો કબૂલ કરો છો ને? તેમનાં પુસ્તકો છે, તેમનું યોગશાસ્ત્ર છે–"

નાનાસાહેબ વચ્ચે જ બોલ્યા: "યોગશાસ્ત્રના ગ્રન્થો છે, એટલે યોગશાસ્ત્ર ખરું છે, એવું કંઈ નથી; અને જગતતત્ત્વ જાણનારા બ્રહ્મવેત્તા યોગીઓ થઈ ગયા, એ તો બિલકુલ સિદ્ધ થતું નથી. તમારાં કાવ્યોમાંના આશ્રમોનાં અને ઋષિઓનાં વર્ણનો કાવ્યોમાં ઠીક છે; પણ તે કેટલે અંશે ઐતિહાસિક છે, એની તો મને તો શંકા છે."

ભાઉસાહેબ બોલ્યા: "ઋષિઓ હતા કે નહિ, એ જૂદો જ પ્રશ્ન છે. 'જગત કેવું છે,' આ જ સવાલ હમણાં આપણી સામે ખડો છે.

તે આનન્દમય અને પ્રેમમય છે, કે દુ:ખમય અને કલહમય છે! આ સવાલપર તમારું યોગશાસ્ત્ર શો જવાબ આપી શકશે?"

શાસ્ત્રીજીએ કહ્યું: "અલબત્ત, જગત આનન્દમય અને પ્રેમમય છે, એવો જ જવાબ તમને મળશે. જે પૂર્ણયોગી થયો, તેને તો બધે આનન્દ જ છે! આ જગતમાં આનન્દ સિવાય તેને બીજું કંઈ દેખાશે જ નહિ. આપણે બધું દુ:ખમય જોઈએ છીએ, તેનું કારણ આપણી ટુંકી દૃષ્ટિ જ છે!"

"કણ્વ ઋષિ આશ્રમના કુલપતિ હતા. તે યોગી હતા કે નહિ?" આનન્દરાવે પૂછ્યું.

"હા, હતા જ; એમાં શી શંકા? કણ્વ ઋષિ જો યોગી ન હોય, તો બીજા કયા યોગી છે?"

આનન્દરાવ બોલ્યા: "પણ શકુન્તલા જ્યારે દુષ્યન્તને ઘેર જવા લાગી, ત્યારે તેમને દુ:ખ થયું હતું. તેમનું મન 'स्तंभितबाष्पवृत्तिकलुषं' થયું, તેમનું દર્શન 'चिन्ताजड' થયું, અને 'वैक्लव्यं मम चेदृशं यदि भवेत्स्नेहादरण्यौकसः। पीड्यन्ते गृहिणः कथं नु तनयाविश्लेषदुःखैर्नवैः' ॥ આવા ઉદ્‌ગારો તેમના મુખમાંથી સહજ રીતે બહાર પડ્યા! આ ઉપરથી કણ્વ ઋષિને તો આ જગતમાં જે છે તે ઉત્તમ છે, એવું લાગતું ન હતું, એ સ્પષ્ટ છે. જો તેમને નવીન સૃષ્ટિ ઉત્પન્ન કરવાની શક્તિ ઈશ્વરે આપી હોત, અને નવું જગત ઉત્પન્ન કરવાને કહ્યું હોત, તો કણ્વ ઋષિએ પોતાના ઉત્પન્ન કરેલા જગતમાં કોઈ પણ માણસના નસીબમાં કન્યાવિરહનો દુ:ખમય પ્રસંગ ન આવે, એવી ખાસ ગોઠવણ કરી હોત!"

"જાઓ, જાઓ, એમ નથી! સમાધિમાં હોય તે વખતે અને જગત સાથે તેમની એકતાનતા થયેલી હોય તે વખતે તેમને કન્યાવિરહ પણ આવશ્યક લાગ્યો હશે; અથવા શિષ્યોને આશ્રમહોમ સામે ઉપનિષદોનો ઉપદેશ કરતી વખતે તેમણે 'જગત છે તેવું જ હોવું જોઈએ,' એમ જ શીખવેલું હોવું જોઈએ. કન્યાવિરહથી તેમને ક્ષણિક દુ:ખ થયું; પણ એ વિરહ ગમે તેટલો દુ:ખદ હોય, તો પણ જગતમાં આવશ્યક અને ઇષ્ટ છે, એવું તેમણે પોતાના શિષ્યોને કહેલું હોવું જ જોઈએ, એવું મારું માનવું છે."

આનન્દરાવ બોલ્યા: "આમાં ખરી વાત એ છે, કે 'જગત કેવું છે,' આનો જવાબ મનુષ્યના જ્ઞાન ઉપર, વૃત્તિ ઉપર અને નૈતિક ઉન્નતિ ઉપર આધાર રાખે છે. કેટલાક જગતને ભગવદ્‌ગીતામાં કહ્યા પ્રમાણે 'आश्चर्यवत्' થઈને જુએ છે. કેટલાક કેવળ આશ્ચર્યદૃષ્ટિથી જોતા નથી, પણ વિશ્વરૂપદર્શનથી તેઓ અર્જુનની જેમ ગભરાઈ જાય છે! જે કોઈ 'स्थितप्रज्ञ' હશે, તેમને વિશ્વસ્વરૂપથી આશ્ચર્ય થતું નથી, ભય લાગતો નથી, ક્રોધ પણ થતો નથી. સ્થિતપ્રજ્ઞને નથી રાગ કે નથી લોભ!"

"તમે કદિ પણ નથી બોલતા, ને આનન્દરાવ ?" શાસ્ત્રીજી હસીને બોલ્યા: "આજે શા માટે વ્યાખ્યાનકારની માફક જોરપર આવ્યા છો ?"

"અરે ! મને પૂરતું કહેવા તો દો–" આનન્દરાવ બોલ્યા.

"કહો; પણ ટૂંકાણમાં કહો. મારી સંધ્યાનો વખત થવા આવ્યો છે."

"હવે ટૂંકાણમાં જ પતાવું છું–માત્ર બે જ બોલ બોલું છું."

શાસ્ત્રીજી હસીને બોલ્યા: "ભાષણકર્તાના 'બે બોલ' પૂરા થતાં ઓછામાં ઓછો અર્ધો કલાક થાય છે, એવો મારો તો અનુભવ છે !"

એટલામાં ઉત્તરાની દૃષ્ટિ દૂર ગઈ અને તે એકદમ ચમકીને બોલી: "શાસ્ત્રીજી ! પેલું શું દેખાય છે ? શું એ ગુફા છે ?"

"ક્યાં આગળ ? પેલી દેખાય છે તે ? હા, ગુફા જેવું તો લાગે છે !"

"ચાલો ત્યારે, જોઇએ તો ખરાં શું છે !" આનન્દરાવ ઉત્સાહથી બોલ્યા.

બાસાહેબ કિંચિત્ ગભરાઇને બોલ્યાં: "જવા દો ને, અંદર વાઘ બાઘ હશે તો–"

"ત્યારે હું એકલો જ જાઉં છું. હું જોઈ આવું, અને પછી તમો બધાં આવજો." આનન્દરાવ બોલ્યા.

નાનાસાહેબે કહ્યું: "ચાલો હું પણ આવું છું તમારી સાથે."

નાનાસાહેબની સમ્મતિ મળતાં જ આનન્દરાવ ઉઠ્યા અને તે બન્નેએ ચાલવા માંડ્યું.

"ત્યારે અમે અહીં પાછળ રહીને શું કરીએ ? તમને પુરુષોને તો કોઇ જાતની બ્હીક જ ન મળે !" બાસાહેબ બોલ્યાં.

શાસ્ત્રીજી બોલ્યા: "બ્હીવું કોનાથી ? ખરું પૂછો તો ખુદ ઇશ્વરથી કે રાક્ષસથી પણ બ્હીવું ન જોઇએ. ગુફામાં જવામાં બીક શાની ?"

આનન્દરાવ હસીને બોલ્યા: "પણ અંદર ભૂતબૂત–ડાકણ બાકણ હોય તો ?"

શાસ્ત્રીજીએ કહ્યું: "હોય તોય મને શું કરી નાંખશે ! ડાકણ વિષે તો—"

બાસાહેબ વચ્ચે જ બોલ્યાં: "ફાવે તેવું ન બોલશો ! તમને કોઇની બ્હીક નથી, પણ આ નાની છોકરીઓ–"

"હા, ખરું છે ! તારી 'છોડીઓ' ઘણી જ નાની છે !" નાનાસાહેબે હસીને કહ્યું.

"હા, એમની ઉમર ગમે એટલી મોટી હશે, તોય મારે મન તો છોડીઓ જ ને ?"

આ રીતે વાતો કરતું આખું મંડળ જતું હતું તે વખતે તેણે જે વિત્ર અને રમ્ય દેખાવ જોયો, તે જોઇને, મનોહર દેખાવ જોઇ–જોઇને

ચઢેલા આપણા પ્રવાસીઓને પણ ઘણો ઉત્સાહ થયો ! તેમનાં મન પ્રસન્ન થયાં. ઉત્તરાની પણ કામિનીવૃત્તિ નીકળી ગઈ. આનન્દરાવની ઉચ્ચ દેશસેવાની આડે પોતે ન જ આવવું, એવું તેને લાગવા માંડયું. સંશયવૃત્તિ, અજ્ઞેયવાદી ભાઉસાહેબની સૃષ્ટિ સાથે એકતાનતા થઈ અને તેમની શંકાકુશંકાઓ દૂર થઈ ગઈ. રાગિણી પોતાનું વૈધવ્યદુઃખ ભૂલી ગઈ. ચીનુભાઈને પણ પશ્ચાત્તાપ થવા લાગ્યો. એ દેખાવમાં શો જાદુ હતો, તે કોણ જાણે ? પણ ત્યાં જ્યારે તેમની મનઃસ્થિતિ આવી હતી, ત્યારે ત્યાંની પ્રત્યેક વસ્તુ તેઓને સુંદર ભાસવા લાગી. શિતળ વાયુ મંદમંદ રીતે વાતો હતો. તેમજ એક પ્રકારની સુગંધ તેમને આનંદિત કરતી હતી. નીચેની ખીણમાં વહેતી નદીની ઉચ્છૃંખલતા અહીંઆં નિયમિત થતાં કોઈ વિનીત સ્ત્રીની જેમ તે લજ્જાતીલજ્જાતી ધીમે ધીમે વહન કરતી હતી. ગિરિ-નિર્ઝરોએ પણ પોતાની સ્વૈરવૃત્તિ અહીંઆં છોડી દીધી હતી, અને જાણે ગુરુ પાસે હોય તેથી જ સચ્છિષ્યની માફક લજ્જામધુર સ્મિત કરતાં નીચું માથું રાખી, વિનમ્ર બની ધીમે ધીમે વહી રહ્યાં હતાં. જાત જાતનાં વિજાતીય પક્ષીઓએ પોતાના વિપક્ષીઓથી સહજ વૈરનો ત્યાગ કર્યો હતો તેમ જ સજાતીય પક્ષીઓએ પોતાનામાં રહેલી કામવિષયક સ્પર્ધાને પણ તિલાંજલિ આપી હતી. તે બધાં અરસપરસ સંપીને ઝાડ ઉપર-નાં સુસ્વાદુ ફળો ચાખતાં બેઠાં હતાં. હરણાં, ગાયો અને ભેંસો ચારો ચરતાં વાગોળતાં ફરતાં હતાં. ઘોડાનાં નાનાં વછેરાંઓ આમ તેમ કૂદી રહ્યાં હતાં. અહિનકુલતુલ્ય સહજ વિરોધ હોય એવાં પશુઓનો પણ વિરોધ અહીંઆં નષ્ટ થયો હોય એમ જણાતું હતું. આ દેખાવ તરફ જોયું હોય તો પૂર્ણ રીતે હતાશ થએલો મનુષ્ય પણ આશાવાદી થતાં આનન્દસાગરમાં સ્નાન કરવા મંડી પડે; દુઃખી મનુષ્ય દુઃખ ભૂલી જાય, અને પાપી મનુષ્યને પણ તે વખતે અને તે સ્થળે પોતાના પાપભાવ મૂકવાની ફરજ પડે !

આ દેખાવમાં આ ગુણ યા તો આ મોહિની કયાંથી આવ્યાં હશે ? આ કોઈ દેવ, યક્ષ કે ઋષિનું સ્થાન તો નહિ હોય ને ? હિમાલયમાં અધિકારી બ્રહ્મજ્ઞ યોગીઓ અને મહાત્માઓ હોય છે, એમ કહેવાય છે તે તો ખરું નહિ હોય ? આવો, આપણે આપણા મંડળની સાથે જઈએ. જે હશે તે એની મેળે ખબર પડશે !

જુઓ, પેલા જાય આનન્દરાવ ! સામેના શિખર ઉપરની ગુફા જોવા જાય છે, જતાં જતાં વચમાં તેમણે વળી એક બીજી ગુફા જોઈ, તેથી તે અને શાસ્ત્રીજી તેની અંદર પ્રવેશ કરે છે. જુઓ, જુઓ; તેઓ અંદર ગયા !

ગુફામાં પેઠા પછી ડાબા હાથ તરફ ફરીને જુએ છે તો આસન માંડીને સમાધિમાં બેઠેલા એક તપસ્વીને તેમણે જોયા. શાસ્ત્રીજી તો તેમને

કોણ છે તેની ખબર ન હોવાથી બધાં પ્રવાસીઓ હાસ્યવિનોદ કરતાં કરતાં જ અંદર પેઠાં. શાસ્ત્રીજી હવે તો ઘણા જ ગભરાયા; કારણ કે પોતાના સમૂહના કોલાહલથી જો આ યોગીરાજની સમાધિનો ભંગ થશે, તો તે સંતપ્ત થઈ આપણને શ્રાપ જરૂરથી દેશે! સ્વામીજી તરફ જોતાં જ—તેમની આંખમાંનું તેજ જોઈને બધાંએ અવાજ તો બંધ કર્યો. અને 'બહાર ચાલો,' એવું શાસ્ત્રીજીએ સંજ્ઞાથી સૂચવ્યું, જેથી બધાં બહાર જવા લાગ્યાં. એટલામાં સ્વામીજીએ આંખ ઉઘાડી. તે ક્રોધથી જ હોય, કે બીજા કોઈ કારણથી, પણ તે લાલ હતી. તેમણે "कः कोऽत्र भोः"* એવું ગુસ્સાભર્યા અવાજે પૂછ્યું.

આ કોઈ પૂર્વકાળના મહાન તપસ્વી હોવા જોઈએ, એવી ખાત્રી શાસ્ત્રીજી અને બાસાહેબને તો થઈ, તેથી હવે તે બધાંને શાપ દેશે એવી તેમને બ્હીક લાગી. "अपराद्धाः स्म अकालागमनेन क्षन्तव्योऽयमस्माकमपराधः"† આ પ્રમાણે શાસ્ત્રીજી બોલ્યા, અને તેમણે સ્વામીજીને દંડવત્ કર્યા. બાસાહેબે પણ તેમ જ કર્યું. સ્વામીજીનું તેજ એવું કંઈ વિલક્ષણ હતું કે, નાનાસાહેબે પણ તેમને યોગ્ય નમન કર્યું. ઉત્તરાએ પણ સ્ત્રીયોચિત્ત પ્રણામ કર્યા.

શાસ્ત્રીજીનાં સંસ્કૃત વાક્યો સાંભળીને સ્વામીજીએ મંદ સ્મિત કર્યું, અને તે પ્રેમપૂર્ણ સ્વરે બોલ્યા: "હું બધી ભાષા જાણું છું, જેથી તમો તમારી માતૃભાષામાં જ બોલો, અને મારાથી ગભરાવાની કંઈ જરૂર નથી. હું તમારા ઉપર અપ્રસન્ન થયો નથી. સમાધિનો ભંગ થવાથી કિંચિત્ ગુસ્સો આવ્યો હતો; હવે તે પણ રહ્યો નથી."

સ્વામીજીની અને આપણા પ્રવાસીમંડળની ઓળખાણનો આવો વિચિત્ર આરંભ થયો, છતાં થોડી જ વારમાં તેમણે પરસ્પરનાં હૃદયો પિછાની લીધાં અને તે જ ઠેકાણે તે જ વખતે તેઓમાં પ્રેમયુક્ત વાર્તાલાપની શરુઆત થઈ, તેનું હું કેવી રીતે વર્ણન કરું? ગમે એટલું લખું, તો પણ તે વર્ણન ખરી સ્થિતિના પ્રમાણમાં નિરસ અને ફીકું જ લાગશે! તેથી સવિસ્તર વર્ણન કરવા ન બેસવું એ જ ઠીક છે!

તૃતીયખંડની શરુઆતમાં વર્ણન કરેલા તે આ જ સ્વામી! એમનું નામ પ્રિયબ્રહ્મસ્વામી હતું. તેમની જોડે વાતચીત કરતાં કરતાં આપણાં જિજ્ઞાસુ પ્રવાસીઓને જાણે ઘણા દિવસની ગાડી ઓળખાણ હોય એવું લાગવા માંડ્યું. સજ્જનોનાં માત્ર સાત પગલાંની સંગતિથી તેમની મિત્રતા જામી જાય છે, એવું કહેવાય છે; અને તે કંઈ ખોટું નથી. સચ્છીલ અને સહૃદય માણસો ભેગાં થાય તે જ વખતે તેમનાં હૃદય એક બીજા

* કોણ છે એ?

† અયોગ્ય વખતે આવીને અમે અપરાધી બન્યા છીએ, તો ક્ષમા કરશો.

તરફ આકર્ષાય છે. તેમને ઔપચારિક ઓળખાણની જરૂર પડતી નથી. પ્રિયબ્રહ્મસ્વામીના પ્રેમપૂર્ણ, નિષ્કપટ અને સ્મિતયુક્ત ચહેરા તરફ જોયું હોય, તો પૂર્ણચંદ્ર તરફ અથવા વિકસિત કમળ જોઇને જેવો આનન્દ થાય, તેવો આનન્દ ગમે તેવા માણસને પણ થયા સિવાય રહે નહિ.

સ્વામીશ્રીનો મેળાપ થતાં પહેલાં તો બધાં જરાક ગભરાયાં; પણ પાંચ જ મિનિટમાં ઉપર કહ્યા પ્રમાણે તેમની સાથે પોતાને દૃઢ પરિચય હોય તેમ જૂદા જૂદા વિષયો ઉપર બધાં વાર્તાલાપ કરવા લાગ્યાં.

"મહારાજ! આપ મરાઠી ક્યાં શીખેલા? આપ મહારાષ્ટ્રી તો નથી જ!" શાસ્ત્રીજીએ વાતચીતના પ્રવાહમાં પૂછ્યું.

"હું બંગાળી છું, પણ મને ઘણી ભાષાઓ આવડે છે. પેલા કબાટમાં જોશો, તો તેમાં ફ્રેંચ અને જર્મન ભાષાના ગ્રંથો પણ તમને જોવાને મળશે."

"આપ આ ગુફામાં કેટલાં વરસથી છો? આપનો પૂર્વવૃત્તાન્ત–"

"હું કલકત્તાની એક હાઇસ્કૂલમાં હેડમાસ્તર હતો, પણ સ્વામી વિવેકાનંદજીની સાથે મેળાપ થયા પછી આ સંસારપર મને તિરસ્કાર છૂટયો. તેમના અનુગ્રહથી યોગવિદ્યા અને બ્રહ્મવિદ્યામાં મેં ઘણી પ્રગતિ કરી; પણ બ્રહ્મપદની પ્રાપ્તિ તો હજી થઈ નથી. મને ઘણી સિદ્ધિઓ પ્રાપ્ત થઈ છે, અને હું ઘણા ચમત્કારો પણ બતાવી શકું છું; પણ જો ખરું કહું તો નીતિની દૃષ્ટિથી આ સિદ્ધિઓનું કંઈ મહત્વ નથી."

"પહેલાં તો હું ગભરાઈ જ ગયો!" શાસ્ત્રીજીએ, પૂછતાં પહેલાં જ કબૂલ કરી દીધું: "મને લાગ્યું, કે આપ કોઈ પૂર્વકાળના તપસ્વી છો."

"અને હું તપસ્વી હોઉં તેથી બ્હીવાનું શું કારણ? તમે તો, ઇશ્વરથી અને રાક્ષસથી પણ ન ડરવું જોઇએ એવું કહેનારા છો!"

બધાં જ સાશ્ચર્યચકિત થતાં સ્વામીજી તરફ જોવા લાગ્યાં. થોડી વાર પહેલાં ઉચ્ચારેલા શાસ્ત્રીજીના શબ્દો સ્વામીજીએ કેવી રીતે જાણ્યા હશે? અંતર્જ્ઞાનથી કે જાદુઇ બળથી!

"એમાં કંઇ આશ્ચર્ય પામવાનું કારણ નથી." સ્વામીજીએ કહ્યું: "બીજાના મનની વાત જાણવી, એ તો કંઇ જ નથી. હું એક ક્ષણમાં સૂક્ષ્મ દેહ ધારણ કરી ગમે ત્યાં જઈ શકું છું! એવી તો અનેક પ્રકારની સિદ્ધિઓ છે. તે યોગાભ્યાસથી મનુષ્યને મળે છે. એમાં અભિમાન કરવા જેવું પણ કંઈ નથી. જગતમાં જે અનેક 'શક્તિઓ' છે. તેમાંની જ આ એક યોગાભ્યાસથી મેળવી શકાય એવી શક્તિ છે. જળધોધથી અથવા એન્જીનથી જેમ પોતાની શક્તિનું અભિમાન કરી શકાય નહિ, અથવા તીક્ષ્ણ બુદ્ધિના મનુષ્યથી પણ ઇશ્વરદત્ત બુદ્ધિનું અભિમાન કરી શકાય નહિ, તેવી જ રીતે અમારાથી યોગબલથી મેળવેલી શક્તિનું અભિમાન ધરી શકાય નહિ! બાષ્પશક્તિ, જલમન્ત્રશક્તિ, વિદ્યુત્‌શક્તિ, મત્તગજશક્તિ,

મતિશક્તિ, યોગશક્તિ, ઇત્યાદિ શક્તિઓની ધર્મની દૃષ્ટિથી સરખી જ લાયકાત છે. વધારે 'શક્તિ' છે તેથી વધારે 'પવિત્રતા' છે, એવો અર્થ ન કાઢી શકાય. મનુષ્યની 'શક્તિ' કેટલી છે, આ સવાલ નથી; પણ જે છે તે શક્તિનો જ્ઞાનપૂર્વક સદુપયોગ કરવામાં આવે છે કે દુરુપયોગ એ જ સવાલ મહત્વનો છે !"

પ્રિયબ્રહ્મસ્વામી જે વખતે આ પ્રમાણે કહી રહ્યા હતા, તે વખતે રાગિણીના મનમાં ' આમને કયાંક જોએલા હોવા જોઇએ ' આવો વિચાર આવતો હતો. અને પોતે તેમને કયાં જોયા હશે, તે વાતનો તે વિચાર કરી રહી હતી. 'હા, આત્મહત્યા કરવાનો નિશ્ચય જે દિવસે મેં કર્યો, તે જ દિવસે અથવા તે જ રાત્રે મેં આ મૂર્તિ જોએલી હોય એમ મને લાગે છે." તે સ્વતઃ કહેવા લાગી: 'એમણે જ મને આત્મહત્યામાંથી પરાવૃત્ત કરી. આ તે જ મૂર્તિ, એમાં શંકા જ નથી ! આ જ સ્વામીએ સૂક્ષ્મ દેહ ધારણ કરી ગમ્ભીર અને પ્રેમાળ વચન મને કહેલું, કે રાગિણી ! આત્મહત્યા કરીશ નહિ. આત્મહત્યાથી કર્મફળ છૂટશે ખરું ?' હા, આ તે જ સ્વામી !"

રાગિણીના મનમાં આ વિચાર ચાલે છે એટલામાં તો સ્વામીજીએ તેનું નામ લઈ તેને બોલાવી. "રાગિણી બ્હેન ! તમારા મનમાં શું ચાલી રહ્યું છે, તે હું તમને કહું ? આત્મહત્યાનો વિચાર તમારા મનમાં એક વાર આવેલો, તે સમયનું સ્મરણ તમને અત્યારે થાય છે, કેમ ખરુંને ?"

સ્વામીજીએ આ રીતે રાગિણીને પોતાની યોગશક્તિનો સ્પષ્ટ પુરાવો આપ્યો; અને બીજાંને પણ વાતમાં ને વાતમાં એવી કેટલીએ વાતો કહી કે જેથી દરેક જણ અજબ જ થઇ ગયાં ! વળી, આ વાતો કહેતી વખતે સ્વામીજીને જરા પણ અભિમાન થતું હતું ખરું ? ના, ના, જરાય પણ નહિ ! તેમણે પોતાની યોગશક્તિની વાતો બધાંને કહી, તેમાં ડોળનો અંશ જરાએ નહોતો. જૂના મિત્રો એક બીજા સાથે જેમ છૂટથી બોલે તેમ સ્વામીજી પોતાનું હૃદય ખુલ્લું કરીને તેમની સાથે વાર્તાલાપ કરતા હતા. તેમના ભાષણમાં, ચ્હેરામાં અને આંખમાં એવો કંઈ જાદુ હતો કે તેમને વિષે સર્જનને કેવળ આદર જ નહિ પણ પ્રેમ પણ ઉત્પન્ન થતો. ખરું પૂછો તો નાનાસાહેબ સાધુસંતો ઉપર અને સ્વામીઓ ઉપર શ્રદ્ધા મૂકે એવા નહોતા; પણ આ સ્વામીનું પાવિત્ર્ય–તેજ, તેમની સાદાઈ, વગેરે બાબતો જોઇને અને તેમનું નિષ્કપટ, નિરાભિમાન ભાષણ, તેમનું પ્રેમપૂર્ણ આતિથ્ય અને તેમનો સ્નિગ્ધજનતુલ્ય સસ્મિત આગ્રહ પ્રત્યક્ષ અનુભવી સુધારણાગ્રણી નાનાસાહેબ પણ તેમની સાથે પ્રેમપૂર્ણ આદરથી વાર્તાલાપ કરવા લાગ્યા. એટલે સુધી, કે તેમણે પોતાની નાસ્તિકતાની શંકાઓ પણ તેમની આગળ કબૂલ કરી, અને તેમને અનેક તાત્વિક પ્રશ્નો પણ પૂછ્યા. પ્રિયબ્રહ્મસ્વામી અપરિચિત હોય, એમ તેઓમાંથી કોઇને લાગ્યું

નહિ. રાગિણીને તો જાણે તે આપ્તજન જેવા જ લાગતા હતા! પણ નાના-સાહેબ, ભાઉસાહેબ વગેરેને પણ તે ગુફા ઘરમાંના દિવાનખાના જેવી જ ભાસવા લાગી. આ બધું શાનું પરિણામ ? માત્ર સ્વામીજીના શુદ્ધ અંતઃકરણનું જ ! હૃદયને હૃદય પલભરમાં પારખી લે છે !

આપણાં યાત્રાળુમંડળને જોઇ પ્રિયબ્રહ્મસ્વામીને કેટલો આનન્દ થયો તે અહીં કહી શકાય તેમ નથી. મને તો લાગે છે, કે સ્વામીજી એ બધાંની રાહ જ જોઇ રહ્યા હતા. ગાયને પોતાનું વાછરડું જોઇને, અથવા માને પોતાનું ખોવાઈ ગએલું બાળક મળતાં જેટલો આનન્દ થાય તેટલો આનન્દ તે તપોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ પ્રેમાળ પ્રિયબ્રહ્મસ્વામીને રાગિણીને જોતાં થયો હતો. ઉત્તરાને જોઇને પણ તેમને તે જ ભાવના થઈ હતી. ગમે તે હો! પણ આપણા યાત્રાળુમંડળ ઉપર તેમને પ્રેમ ઉત્પન્ન થતો હતો, એ વાત તો નિઃસંદેહ છે. આ બધાં ઉપર પ્રેમ ઉત્પન્ન થવાનું કારણ શું હશે? આ પ્રશ્નનો ઉત્તર દેવો, એ અઘરું કામ છે. એ પ્રેમનું કારણ કોણ કહી શકશે ? 'तत्तस्य किमपि द्रव्यं यो हि यस्य प्रियो जनः' છેવટે આ જ મુદ્દા પર આપણે આવવું પડશે ! ગમે તે હો, પણ યુવાન સ્ત્રીપુરુષોની ચાર આંખ મળતાં જ તેમનાં મન પ્રેમબદ્ધ થાય છે. આ વાત જેમ અનુભવસિદ્ધ છે, તેમ શુદ્ધ અંતઃકરણનાં અને સરળ સ્વભાવનાં માણસોનો પ્રથમ મેળાપ થતાં જ તે જ ક્ષણે તેમની મિત્રતા બંધાય છે, અને જાણે ઘણાં વર્ષનાં પરિચિત હોય, તેમ તેઓ વાતો કરવા લાગે છે !

———:૦:———

## પંચમ પરિચ્છેદ

———:૦:———

### સ્વામીજીના સહવાસમાં

આ પછી સ્વામીજી અને આપણું વિજયગામવાસી મંડળ એ બન્ને વચ્ચે ઘણા સંભાષણના પ્રસંગો થયા, એ બધા પ્રસંગોનું વર્ણન કરવાની અત્રે જરૂર નથી. એટલું જ કહેવું બસ થશે, કે જેઓ તેમની તત્ત્વ ચર્ચાત્મક, હાસ્યજનક અને નિષ્કપટ વાતચીત સાંભળવાને ભાગ્યશાળી થયા હશે, તેઓને ખરેખર ધન્ય છે. ઘણાય વિષયો ઉપર આ આઠ દિવસમાં તેમણે વિવાદ ચલાવ્યા. તેમાં સામાજિક, રાજકીય, ધાર્મિક કાવ્યવિષયક, ઐતિહાસિક, શાસ્ત્રીય આ બધા વિષયોની તે પ્રસંગે ગેરહાજરી નહોતી! તાત્ત્વિક ચર્ચા તો ઘણું ખરું દુર્બોધ, શાબ્દિક, ઉદાસ અને શુષ્ક હોય છે, એવો આપણામાં ઘણાનો ખ્યાલ હોય છે; પરંતુ તેમની તત્ત્વચર્ચામાં તો કાવ્ય ભરેલું હતું, તે સુબોધ અને વિનોદ–પરિપૂર્ણ હતી, અને સંગીતની જેમ આનન્દકારી પણ લાગતી હતી. તેમની કાવ્યચર્ચામાં તત્ત્વજ્ઞાન નીકળતું, અને ઐતિહાસિક ચર્ચામાં વખતેવખતે સાહિત્ય પણ પેસી જતું.

કોઈ કોઈ વાર પુરાણોમાંની મનોરંજક અને બોધપૂર્ણ વાર્તાઓ પણ આવતી અને કદિ કદિ તો ગહન તાત્ત્વિક ચર્ચા ચાલતી હોય તો પણ કોઈની વિનોદાત્મક વાત હાસ્યકારક વિધાન અથવા ધાર્મિક ટુચકાઓ, એમાંનું કંઈક કંઈક આવતું, જેથી ગહનચર્ચા બાજુએ રહેતાં એક બે મિનિટ સુધી બધાં ખડખડાટ હસવા જ મંડી પડતાં! ઉત્સવપ્રસંગે અત્તર ગુલાબની સુવાસ જેમ દિવાનખાનામાં મધમઘી રહે છે, તેમ તેમની વિવિધ ચર્ચાઓમાં વિનોદ અને આનન્દ ઉભરાઈ આવતાં. આજે પણ એ દિવ્ય, મધુર અને ગહન વિનોદ સંભાષણનું સ્મરણ થતાં આપણાં વિજયગામવાસી પ્રવાસીઓ આનન્દમગ્ન થઈ જાય છે; તો તે વખતે તેમને કેટલો ય આનન્દ થતો હશે, તેનો વિચાર સુજ્ઞ વાચકો! તમે જ કરી લેજો!

પ્રિયબ્રહ્મસ્વામી વિષે જો કે બધાંને પૂજ્યભાવ હતો, તો પણ સ્વામીજીનું વાક્ય એટલે વેદવાક્ય એવી અવિચારણીય માન્યતા તેમનામાં કોઈની ન હતી. મનમાં શંકા આવે તો નમ્રપણે પણ સ્પષ્ટ રીતે બધાં કહી દેતાં અને તેથી સ્વામીજી પણ ગુસ્સો કરતા નહિ. ખરી વાત એ હતી કે વિવાદ વખતે સ્વામીજી અને આપણું મંડળ ભેદભાવ ભૂલી જતું. સ્વામીજીની કીર્તિ તેમણે ઘણા દિવસથી સાંભળેલી હતી; જો કે તેમનું ઓળખાણ ઘણા દિવસનું નહોતું, તો પણ પાછળ કહ્યા પ્રમાણે સાત પગલાંની સંગતિથી સજ્જનોનો સ્નેહ જામે છે, એ ઉક્તિ પ્રમાણે આ પ્રયતાત્મ સ્વામીજીના અને આ શુદ્ધ હૃદય અને નિષ્પાપ મંડળના પરિચયને અલ્પાવધિમાં જ સ્નેહ-સ્વરૂપ મળ્યું હતું! જાણે જૂના ઘનિષ્ઠ મિત્રો હોય તેમ તેઓ ઠઠ્ઠા મશ્કરી પણ કરતા, અને ગમ્મત કરતાકરતા અનેક વિષયોની ચર્ચા ચલાવતા.

એક દિવસે વાતચિતમાં અદશ્યવાદ ('Idealism') અને દશ્યવાદ (Realism)નોવિષય નીકળ્યો, અને થોડી વાર વિવાદ ચાલ્યો, તેમાંથી 'ધર્મ ખરો, કે ભૌતિક શાસ્ત્રો ખરાં!' આ પ્રશ્ન અંતે ઉપસ્થિત થયો.

"ભૌતિક શાસ્ત્રો ગમે તે કહે, તોપણ અમે તો ઈશ્વર છે, એમ જ કહેવાના!" શાસ્ત્રીજી બોલ્યા.

"'ઈશ્વર છે,' એવું માનવાને પૂરાવો શો છે?" ઉત્તરાએ પૂછ્યું.

"એનો પ્રથમ પૂરાવો શાસ્ત્રોનો. વળી સજ્જનોની અંતઃકરણપ્રવૃત્તિ એ બીજો એક પૂરાવો છે. 'सतां हि संदेहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरण-प्रवृत्तयः' આ કવિવાક્યપર અમારો ખરો આધાર છે."

ઉત્તરા બોલીઃ "કવિઓ કહી ગયા એટલે શું તે ખરું છે? રસાયનશાસ્ત્રવેત્તા પોતાનું કહેવું જેમ પ્રત્યક્ષ પ્રમાણ આપીને સિદ્ધ કરી બતાવે છે, તેમ તમારો કવિ અથવા તમારાં શાસ્ત્રો—"

"ત્યારે શું તમો એમ માનો છો કે, જગતમાં જે પ્રત્યક્ષ દેખાય છે તેટલું જ ખરું છે?" સ્વામીજી વચ્ચે જ બોલ્યા: "ત્રિકાળદર્શી ઋષિઓનાં વચનો, પ્રતિભાશાળી કવિઓની વાણી, સજ્જન અને વીર પુરુષોની અંતઃકરણ–પ્રવૃત્તિ, આ બધાંને અવિશ્વસનીય જ સમજવાં કે શું?"

"સજ્જનોની ઉદાત્ત અંતઃકરણ પ્રવૃત્તિ એટલે ગાંડપણ, અને કવિઓની કલ્પનાનું સામ્રાજ્ય એટલે મનોહર સ્વપ્નસૃષ્ટિ!" ઉત્તરાએ જવાબ આપ્યો.

"અરસિક મનુષ્યને કવિની વાણી ક્યાંથી સમજાય? જંગલી લોકોની સામે કાલિદાસના શ્લોક કહેવાથી તેમને શો આનન્દ થવાનો હતો? એ તો ભેંસ આગળ ભાગવત!" શાસ્ત્રીજી બોલ્યા.

"મને જંગલી કહો, યા તો ગમે તે કહો તો પણ મને તેથી ખોટું લાગવાનું નથી. મને તો એમ જ લાગે છે કે કવિના કાલ્પનિક વર્ણનથી જે આનન્દ થાય છે, તે બાળકની રમતના આનન્દ જેવો હોય છે. તેમનાં વર્ણનથી આનન્દ થયો તેથી તેમના વિચાર કે લખાણો શાસ્ત્રજ્ઞોના સિદ્ધાન્તની માફક માન્ય થવાનાં નથી. પ્રયોગ કરીને સિદ્ધાન્ત સિદ્ધ કરનારા શાસ્ત્રજ્ઞો ક્યાં, અને મનમાં આવે તે કવિતામાં લખી કાઢી મીઠે અવાજે લવરી કરનારા કવિઓ ક્યાં! કવિનાં ઉદાત્ત વર્ણનો ઘડીક વાંચીને દૂર મૂકવાં, એ જ તેમનો ઉપયોગ! કવિનાં વર્ણનમાં ગમે તે જાતનું ગાંડપણ નભી શકે, કવિસૃષ્ટિમાં મેઘો જોડે સંદેશા મોકલી શકાય, સિંહને બોલવાની શક્તિ આપી શકાય અને પત્થરને પણ પીગળાવી શકાય! કવિસૃષ્ટિમાંનાં વાંદરાં સમુદ્ર પર મોટો સેતુ બાંધી શકે છે, કવિને 'ગંગાને કિનારે સાપ કે પક્ષી થવું ઠીક લાગે છે, પણ રાજા બનવું પસંદ પડતું નથી!' તેને 'વનવાસી ફૂલ' ઉપદેશ કરી શકે છે! તે 'આગીઆને' સંબોધન કરી શકે છે! તે 'પતંગીઆં' જોડે વાતો કરી શકે છે! કવિના સમ્બંધીઓ 'ભમરા' પણ હોય છે ખરા! પુરુરવાને લતાની અંદર જેમ ઉર્વશી દેખાઈ તેમ કવિને પ્રત્યેક વસ્તુમાં ઈશ્વર દેખાય છે! જો દરેક વસ્તુમાં ઈશ્વર છે, તો કવિ સાપને હાથમાં કેમ નથી પકડતો? કવિવચનો ઉપર જ વિશ્વાસ મૂકાતો હોય તો આપણાં પ્રિયજનોને હવેથી 'પોસ્ટ'દ્વારા સંદેશા મોકલવાની જરૂર નથી; કારણ કે સંદેશા પહોંચાડવાનું કામ કવિઓના રાજહંસો અને મેઘો ખૂશીથી કરી શકશે! માટે–"

"બ્હેન! કવિઓને તું ઉડાવે છે, તેવી રીતે ભૌતિકશાસ્ત્રજ્ઞોની પણ જો આપણે ઇચ્છીએ, તો શું ન ખબર લઈ શકાય?" રાગિણી વચ્ચે જ બોલી: "એક શાસ્ત્રજ્ઞે 'સૂર્યપ્રકાશને લીધે દિવસે દીવા સળગાવવા પડતા નથી' એવો વિચાર કરી એક સૂર્ય એક લાખ–કરોડ દીવા (માટીનાં કોડીઆંના–તેલના–) બરોબર છે એવું પ્રમાણ કાઢેલું હતું, એ તું ભૂલી ગઈ? મુંબાઈના એક શાસ્ત્રજ્ઞને દીવાળીની 'લાઇટ' જોવાને આમંત્રણ કર-

વામાં આવ્યું ત્યારે તેણે 'એક દીવાના જેવા લાખો-કરોડો દીવા એક હારમાં અથવા વિવિધ આકૃતિમાં ગોઠવ્યા છે, એવી કલ્પના મનમાં કરવાથી દીવાળીની 'લાઇટ' જોયા બરોબર છે,' એવા ઉદ્ગારો કાઢ્યા હતા એ પણ તેં સાંભળ્યું છે ને?''

રાગિણીનું વાક્ય પૂરું થતાં જ ઉત્તરા બોલી ઉઠી: "તમે ભૌતિક શાસ્ત્રજ્ઞોની ગમે એટલી હાંસી કરશો, તો પણ તેમનાં તત્ત્વો પ્રયોગસિદ્ધ છે, તેમની આગળ તમારી હાંસી કેમ ટકશે? યુરોપીઅન તોપોની આગળ પેશ્વાઈ વખતના બ્રાહ્મણોના શાપનું અથવા જંગલી લોકોના તીરકામઠાંનું કંઈ ન ચાલી શકે તેમ શાસ્ત્રજ્ઞોનાં તત્ત્વો આગળ તમારાં ધાર્મિક વચનો અથવા તમારાં હાસ્યજનક વાક્યોનું કંઈ ચાલશે નહિં!"

પ્રિયબ્રહ્મસ્વામી બોલ્યાઃ "સમ્ભવ છે કે, તમારા ભૌતિકશાસ્ત્રજ્ઞોના સિદ્ધાન્ત ખરા હોય! પણ તેનો અર્થ 'ધાર્મિક તત્ત્વો ખોટાં,' અને 'કવિવચન તો તદ્દન જ ખોટાં,' એવો નથી. ધર્મગ્રંથોમાં જે કહેલું છે, અથવા કવિઓ જે કહે છે, તે બધું તમે અંધવિશ્વાસથી માની જ લો, એમ હું નથી કહેતો. મારો હેતુ એ જ છે કે ઇશ્વરવિષયક બાબતો પ્રત્યક્ષ પ્રમાણથી અથવા તાર્કિક યુક્તિવાદથી સિદ્ધ કરી શકાતી નથી; તેથી તે બધી ખોટી છે, એવું કહેવાનો આપણને અધિકાર પણ નથી. જો આપણે પ્રયત્ન કરીએ, તો કંઈ ઉચ્ચ, ઉદાર વસ્તુ સયુક્તિક અને અવશ્યકરણીય છે, એ બુદ્ધિવાદથી સિદ્ધ કરી શકાશે. 'અપકારની સામે ઉપકાર કરવો,' આ શ્રેષ્ઠ સિદ્ધાંત સુજંનહૃદયને જ માન્ય થશે, આ સિદ્ધાન્ત બુદ્ધિવાદ કરી દુર્જન પાસે બુદ્ધિની દૃષ્ટિથી માન્ય કરાવવો, એ અશકય વસ્તુ છે. ગમે તે વીરપુરુષ પાસે, દાનશૂર મનુષ્ય પાસે, અથવા ઉદાર સુધારક પાસે તમે જાઓ, અને તેમના વર્તનમાં દેખાઈઆવનારું ઉચ્ચતમ તત્ત્વ તેમનાથી તાર્કિકની આગળ યુક્તિવાદથી સિદ્ધ કરી શકાય છે કે કેમ તે જુઓ. તેમને તે સિદ્ધ કરતાં નહિ આવડે. ઉદાર તત્ત્વ હૃદયંગમ્ય છે, તર્કપ્રતિપાદનીય નથી. જેના હૃદયમાં પ્રેમ નથી, તેની આગળ બીજાને ચ્હાવાની જરૂર કોણ અને કેવી રીતે સિદ્ધ કરી શકશે? બીજાને ચ્હાવાથી પોતાનો ફાયદો થાય છે, એમ તમે બતાવશો, તો જ્યાંસુધી પોતાને ફાયદો થવાનો સમ્ભવ છે, ત્યાં સુધી ચ્હાવું જોઇએ, એ વાત તે કબૂલ કરશે; પણ પ્રેમને માટે પ્રાણત્યાગ અથવા નિઃસ્વાર્થ સ્વહિતત્યાગ કરવાને તે તૈયાર થશે નહિ. લોકોમાં વાહવાહ થાય એટલા માટે તે દાન આપશે; પણ રામની જેમ રાજત્યાગ કરવાને કે કર્ણની જેમ જન્મસિદ્ધ કર્ણકુંડલો આપવાને અથવા ખ્રિસ્તની જેમ પરહિતાર્થ સ્વદેહયજ્ઞ કરવાને તે કદિ પણ તૈયાર થશે નહિ!"

સ્વામીજીના આ ભાષણ ઉપર નાનાસાહેબે વિનોદાત્મક ટીકા કરી, જેથી નાનાસાહેબ, ભાઉસાહેબ અને શાસ્ત્રીજીની વચ્ચે ઘણો વાદવિવાદ થયો. પ્રિયબ્રહ્મસ્વામી જો કે ન્યાયાધીશની માફક શાન્ત વૃત્તિથી અને નિષ્પક્ષપાત રીતે વિવાદનો નિકાલ લાવવાનો પ્રયત્ન કરતા હતા, તો પણ તેમનાથી કંઇ નિકાલ આવ્યો નહિ. તે કંઇક કહે, એટલે નાનાસાહેબ વગેરે કોઇક નવીન આક્ષેપ આગળ લાવતા જ! સ્વામીજી બહુશ્રુત અને વિવેકી હતા, પરન્તુ તાત્વિક દૃષ્ટિથી તે કૃતનિશ્ચય થયા નહોતા. તે પરોપકારી હતા, તેમની અહંતા લય પામેલી હતી, તે બીજા કરતાં જ્ઞાનમાં ઘણા શ્રેષ્ઠ હતા; છતાં તે પ્રત્યક્ષ બ્રહ્મવેત્તા નહોતા. તેમની પાસે ઘણી યોગસિદ્ધિઓ હતી, અને નીતિની દૃષ્ટિથી તે ઘણા જ ઉચ્ચ હતા; છતાં પોતે સર્વજ્ઞ અને સર્વશ્રેષ્ઠ હોય એમ તે માનતા નહોતા. અને જો તેઓ તેમ માનતા હોત, તો પણ આપણું વિવાદશૂર વિજયગામવાસી પ્રવાસીમંડળ તેમની સામે આક્ષેપ યા તો શંકાકુશંકા ઉઠાવવામાં પાછું પગલું ભરે તેમ નહોતું!

———:o:———

## પષ્ઠ પરિચ્છેદ

———:o:———

### શોધક પ્રવાસી

હિમાલય ઉપરની તે ચિરસ્મરણીય ધર્મશાળામાં એક યુવાન ગૃહસ્થ ચિન્તાક્રાન્ત થઈ પોતાની ઓરડીમાં બેસી કોઇક વિષયનો ગમ્ભીરપણે વિચાર કરતો હતો. કયા પ્રકારની ચિન્તામાં તે મશગુલ હશે? 'તગાદો કરનારા લેણદારનું કરજ કેમ વાળવું' આ પ્રકારની ચિન્તા જો તેને હોત, તો તેના ચ્હેરાપર જે હાસ્ય દેખાય છે, તે ન દેખાત. 'પોતાનું પાપ કેમ છુપાવવું,' આવી જો તેને ચિન્તા હોત તો તેના ચ્હેરાપર જે સાત્વિક તેજ દેખાય છે, તે પણ ન દેખાત. ચિન્તા ગમે તે હશે, પણ તેનું મન તે વખતે ક્ષુબ્ધ હતું અને તે વખતે પોતાનું કર્તવ્ય શું છે, તે તે સમજી શકતો ન હતો, એટલું તો નક્કી જ હતું! આ ચિન્તાગ્રસ્ત અને કિં–કર્તવ્યતામૂઢ થએલો ગૃહસ્થ કોણ હતો, અને તેની ઉપર એવું સંકટ શું આવ્યું હતું? તે જો જાણવું હોય તો આપણે તેનું સ્વગત ભાષણ સાંભળીએ જેથી બધું ય સમજી શકાશે!

"આ ઉત્તરાના કારણથી સ્વામીજીના બોધપ્રદ ભાષણ તરફ પણ મારું લક્ષ ચોંટતું નથી! એના મોહથી ખરેખર જ હું ગાંડો થયો છું! અહીંથી હવે છટકવું જ પડશે, નહિ તો તે ચતુર સ્ત્રીના મોહપાશમાં હું નક્કી સપડાવાનો. સપડાવાનો શું–સપડાયો છું એમ જ કહોને! ખાતાં, ઉઠતાં, બેસતાં હરવખત મારા મનમાં તેના જ વિચારો આવ્યાં કરે છે.

વળી તેનું ભાષણ સાંભળવાનું પણ મન થાય છે. તેના મુખનું અવલોકન કરતાં મને સૃષ્ટિસૌંદર્યનું અવલોકન કોઈ વિસાતમાં જ લાગતું નથી. આવી મારી–આ આનન્દરાવની સ્થિતિ થએલી છે! “ નવલકથાઓમાં પ્રેમીજનોનાં વર્ણનો ખરાં જ હોય છે, એમ હવે મારી ખાત્રી થાય છે ખરી! ઉત્તરા! તું સાદી, નિષ્કપટી સ્ત્રી નથી! પણ તું સૌંદર્યજાળમાં સપડાવનારી કપટી અને નિર્દય સ્ત્રી છે! ખેર! તું ગમે એટલી કપટી મોહિની હોઇશ, તો પણ તારા મોહપાશમાં સપડાઉં, એવો હું ભોળો નથી! તું ખાસ યાદ રાખજે કે તારા પાશ હું તોડી નાંખીશ, અને એકાદ બે દિવસમાં તો હું અહીંથી ચાલ્યો જઇશ! હું ચાલ્યો ગયો છું એમ માલમ પડતાં તો તારી પૂરી હાંસી થશે. ઉત્તરા! સ્વદેશપ્રેમ આગળ તારી શી કિંમત? તને જો તારા મોહિનીસ્વરૂપનો ગર્વ હશે તો તું કાલે પ્રભાતમાં નક્કી જ ખિન્નતાને પાત્ર થઇશ.”

“ પણ ઉત્તરાને દુઃખી થએલી જોઇને મને આનન્દ થવો જોઇએ ખરો! અને તેને મેં કપટી, નિર્દય અને ચતુર શા માટે કહી? ઉત્તરા, ઉત્તરા! મને ક્ષમા કર! ખરી વાત એ છે કે તારા સહજ પ્રેમને મેં કપટજાળ કલ્પ્યો! તારૂં મન કોમળ છે, તેથી જ તારું સૌન્દર્ય મને નિર્દય રીતે સતાવે છે! તને લોક ‘પક્ષી’, ‘તાડકા’ કહે છે, તેથી જ મેં પણ તને વિનોદબુદ્ધિથી આવાં કઠોર વિશેષણો આપ્યાં. પણ તારી ખરી પરીક્ષા હવે મેં કરી છે. બાહ્યસ્વરૂપ જોઇને જ જો કોઇને ‘તાડકા’ કહી શકાય, તો બાહ્યસ્વરૂપ ઉપરથી જ તાબુતમાંના ચટ્ટાપટ્ટાદાર વાઘોને પણ સાચા વાઘ સમજી ક્રૂર અને નિર્દય કહેવા જોઇએ. ઉત્તરા! મશ્કરીમાં મેં તને આ બધું કહ્યું તેથી તું મારા પર ગુસ્સે તો થઈ નથી ને?”

“ પણ હું આ સવાલ પૂછું છું કોને? ઉત્તરા અહીં છે ક્યાં? તે તો પોતાની ઓરડીમાં એકાદ પુસ્તક વાંચતી પડી હશે હમણાં! નહિ તો–નહિ તો, કદાચ મારી માફક વિચાર કરતી પડી રહી હશે! હા, આજ મારી કલ્પના ઘણીખરી ખરી હોવી જોઇએ! અને તેથી જ મને દુઃખ થાય છે. ઉત્તરા! જો તું મને ચ્હાતી ન હોત, તો ઘણું જ સારું થાત! પોતાની પ્રિયા પોતાને ન ચાહે, એવી વિપરીત પ્રાર્થના કોઈ પણ નાયકે કોઈ નાટકમાં અથવા નવલકથામાં કરી હશે ખરી? ઉત્તરા! હું તને ઘણો ચ્હાહું છું; પણ તું જો મને ન ચાહત, તો મારો પ્રેમ રોકીને સ્વદેશ તરફ વધારે ઉત્સાહથી હું તેને વાળી શકત! પણ તારી સ્થિતિ જોઇને મારો નિશ્ચય હવે ચળવા લાગ્યો છે! અરેરે! પ્રેમી મનુષ્યને પ્રિયજનનો પ્રેમ શત્રુ જેવો કેમ ભાસતો હશે! પરમાત્મન્! તારી અસંખ્ય લીલાઓમાંની આ લીલા અત્યંત શોચનીય છે!

"પણ ઇશ્વરની વાત શા માટે કરવી? ઇશ્વરને સારા નરસા માટે 'સર્ટીફીકેટ' આપનારા આપણે કોણ? મારું કર્તવ્ય મેં પૂરું કર્યું છે? 'જન્મ ધરી દેશસેવા કરીશ,' આ કરેલો નિશ્ચય હું કેમ પાળીશ? બસ–કંઇ નહિ, ઉત્તરા! સ્વદેશસેવાના યજ્ઞમાં તારા પ્રેમનો હું હોમ કરીશ. હું કાલે સ્હવારે જ તારો અને તારા મોહનો ત્યાગ કરી અત્રેથી ચાલ્યો જઇશ!"

"ઠીક હાં, પણ જવું કયાં? હા, આ એક વિચાર સરસ છે! અહીંથી ત્રણ ચાર દિવસના રસ્તા ઉપર 'કારિસેન' નામની એક મનુષ્ય-ભક્ષક જંગલી જાત છે, અને એ જાતની હજી કોઇએ શોધખોળ કરી નથી, તેમ જ તેમના વિચિત્ર રીતરિવાજો વિષે કોઇએ કંઈ લખ્યું પણ નથી, એવું સ્વામીજી ગઈ કાલે મારી આગળ કહેતા હતા. હું જો ત્યાં જાઉં તો? તે લોકોમાં જવું જોખમ ભરેલું છે ખરું; પણ જો ત્યાંથી પાછો જીવતો આવું, તો તે લોકો વિષે માહિતી લખી એકાદ પુસ્તક પ્રસિદ્ધ કરું; જેથી અમારા હિન્દીઓને નવીન શોધખોળો કરવાનો યશ મળશે. હા, આ બરોબર છે વિચાર! આ જ કરું!"

આનન્દરાવે આ વિચાર મનમાં યોજી રાખ્યો, અને યોગ એવો આવ્યો, કે પોતાનો વિચાર બધાંને કહેવાની તેમની ઇચ્છા સફળ પણ થઈ.

ગયા પરિચ્છેદમાં સંવાદનું વર્ણન કરી છેવટે 'વિવાદ હતો તે ત્યાં જ અટકયો,' આવા ભાવાર્થનું એક વાકય હું લખી ગયો છું, અને તે ખરું પણ છે. પરંતુ બીજી દૃષ્ટિએ જોતાં તેનું પરિણામ વિચિત્ર અથવા ભયંકર આવ્યું, એમ કહેવામાં જરાય વાંધા જેવું નથી. બીજે દિવસે ફરી તે જ પ્રશ્ન ઉપર વિવાદ શરુ થયો અને તે વિવાદનો પ્રવાહ હિન્દીઓની વર્તમાન સ્થિતિ તરફ વળ્યો.

'ઉપનિષત્કાલના આર્યોને ઉદાત્ત–અદૃશ્ય વસ્તુઓ પ્રિય હતી, પણ આજકાલના આર્યોનું લક્ષ કેવળ દૃશ્ય પેટ ભરવા સંબંધી સ્વાર્થ-મૂલક–બાબતો તરફ લાગેલું હોય છે! આ બાબત પ્રતિપાદન કરવાના હેતુથી સ્વામીજી આગળ બોલ્યા: "આજ કાલના હિન્દીઓને વ્યવહાર સિવાય બીજી કોઇ વાત વિષે ઉત્સુકતા નથી; કોઇપણ બાબતની વિશેષતા જણાતી નથી, એટલું જ નહિ, પણ નવીન પ્રકારનાં સાહસ કરવાની ઇચ્છા અને હિમ્મત પણ નથી. આપણા આ હિમાલય વિષે જે શોધખોળો થએલી છે, તે તરફ જ જૂઓને! આ શોધખોળો હિન્દીઓએ કરી છે, કે યુરોપીઅનોએ? આ હિમાલય! આ દેવતાત્મા નગાધિરાજ! મૂળ તો અમારી–હિન્દીઓની સમ્પત્તિ, તેના સૌન્દર્યે અમારા કવિઓને કાવ્ય લખવાની પ્રેરણા આપી, જ્યાં અમારા પૂર્વજોએ બ્રહ્મચિન્તન કર્યું હતું, અને અમારા દેવ ભગવાન શ્રી શંકરે અહીં જ ઉગ્ર તપ આચરેલું. પણ આ પવિત્ર રમ્ય પર્વત વિષે આપણને

જરા તરા પણ માહિતી છે ખરી? જે કાંઈ થોડીક માહિતી જાણમાં છે, તે તો યુરોપીઅન પ્રવાસીઓએ આપણને આપેલી છે! હિમાલય છે હિન્દુસ્થાનમાં; પણ તેની શોધખોળો કરવાનું કામ કરે પરદેશીઓ?"

આનન્દરાવ વચ્ચે જ બોલ્યા: "કેટલાક બંગાળીઓએ શોધખોળો કરેલી છે, અને મહારાષ્ટ્રના એક યુવકે પણ કૈલાસ, માનસરોવરનાં દર્શન કરેલાં છે, એમ સંભળાય છે."

"તે ગમે તે હોય," સ્વામીજી બોલ્યા: "તોપણ ઘણીખરી મુખ્ય અને મહત્ત્વની શોધખોળો યુરોપિઅન લોકોએ જ કરેલી છે, એમાં તો શંકા નથી. આપણા ભારતવાસીઓ, આવી શોધખોળનું કામ હાથમાં લઇ તેઓ પણ જિજ્ઞાસુ અને સાહસિક છે, એ જગતને જણાવવાની તેમની ફરજ તમે માનતા નથી? કવિઓ વિષે વાતચીત નીકળે, ત્યારે આપણે કાલિદાસ–પ્રભૃત્તિ કવિઓનાં નામ ખૂશીથી લઈ શકીએ, પણ શોધખોળો કરનાર શોધક તરીકે કયા હિન્દીનું નામ લેવાનો આપણને અધિકાર છે? જ્યારે પૂર્વકાળના આર્યોએ યુરોપ, આફ્રિકા, અને અમેરિકામાં પણ દેવાલયો બંધાવ્યાં; ત્યારે આજે અમારા જ દેશમાંના પવિત્ર પર્વતોને કેવળ નામથી જ ઓળખીએ છીએ. હિમાલય વિષે અમારે કંઈ જાણવું હોય, તો 'ઇમ્પીરીઅલ ગેઝેટીઅર' અથવા સ્વેન હેડિન ઇત્યાદિ યુરોપીઅન લોકોએ લખેલાં પુસ્તકો અમારે જોવાં જોઇએ! બાકી ખરું જોવા જઇએ, તો હિમાલય વિષે માહિતી કયા ભારતવાસીને જોઇએ છે? કુતૂહલથી જ આટલે સુધી આવનારા ગૃહસ્થો તમે જ છો!"

"જો એટલું કદાચ ન હોય, તો અત્રે સુધી આવનારી પહેલી સ્ત્રીઓ તો જરૂર અમે જ છીએ. એમાં કાંઈ પણ જાતની શંકા નથી!" ઉત્તરા બોલી.

"જ્યારે હું આટલે સુધી તો આવ્યો છું જ ત્યારે અત્રેથી હું આગળ જરૂર જઇશ જ! જેથી અમારા ભારતવાસીઓ સાહસિક નથી, એવું હવે પછી કોઈ કહે નહિ!" આનન્દરાવ ઉત્સાહથી બોલ્યા.

"તમારે જો આગળ જવું જ હોય, તો તમારે માટે બધી સોઈ હું તમને કરી આપું." સ્વામીજી બોલ્યા: "અહીંથી થોડે અંતરે મારો 'આનન્દમઠ' નામનો બીજો એક આશ્રમ છે, અને ત્યાંથી થોડેક દૂર ત્રીજો એક આશ્રમ છે. આ બધા આશ્રમો જો તમારે જોવા હોય, તો તે સંબંધી બધી વ્યવસ્થા હું તમને કરી આપું. ત્રીજા આશ્રમની પાસે શોધ કરવા લાયક ઘણી બાબતો છે. તેમની પાસે 'કારીસેન' નામની જંગલી લોકોની એક જાત વસે છે. તેમની ભાષા, તેમના રીતરિવાજ. આ બધી બાબતો વિષે હજી કોઇએ પણ કશુંય જાણ્યું નથી તેમ લખ્યું પણ નથી."

આપના સ્વમુખથી એ વાતો સાંભળ્યા પછી, ત્યાં જવાનો વિચાર મારા મનમાં રમી રહ્યો છે. અરે ! એમ જ કહેવું પડશે કે, ત્યાં જવાનું મેં નક્કી જ કર્યું છે !" આનન્દરાવે કહ્યું.

"આપણે બધાં જ જઇએ, ચાલોને." ઉત્તરાએ આસ્તેથી સૂચના કરી.

"અરે ! ગાંડી તો નથી થઇને !" બાસાહેબે નવાઈ પામીને પૂછ્યું.

"પણ બા ! આપણે ત્યાં જઇએ તો તેમાં ખોટું શું ?" ઉત્તરાએ જવાબ આપવાને બદલે સામો પ્રશ્ન જ પૂછ્યો.

"તમારે જવું હોય તો ભલે જાવ, આનન્દરાવ !" ચીનુભાઈ બોલ્યા: "અમે તો કોઈ નથી આવતા. આ સુખ છોડી દુઃખમાં પડવા કોણ જાય ? ખુણાખાંચરામાં વસતી જંગલી જાત જોઇને તમને શો લાભ મળવાનો છે ? વર્ણનનું એકાદ પુસ્તક લખી 'ગ્રન્થકાર'ની ફોગટીઆ પદવી મેળવશો, એટલું જ કેની ?"

"ના, એટલું જ નથી." આનન્દરાવે આવેશથી જવાબ વાળ્યો: "ત્યાં જઇને હું શોધખોળો કરી મારી જિજ્ઞાસા પૂર્ણ કરીશ, અને દેશની કીર્તિ વધારીશ."

"છટ્, વગર સમજે નકામી ઉપાધિ માથે ન લેશો ! કહેવાય છે કે, એ લોક તો બિલકુલ જંગલી છે. તમને એકલા જોઈ ક્યાંક મારી નાંખશે ! જીવ નકામો જોખમમાં શા માટે નાંખો છો ?" બાસાહેબ બોલ્યાં.

"હિમાલયપર એવી વળી કઈ જંગલી જાત છે ? તેનો ભૂગોળમાં તો ક્યાંયે નિર્દેશ નથી" ભાઉસાહેબ આશ્ચર્ય પામતાં બોલ્યા.

"અત્યાર સુધી કોઇને પણ આ લોકોની ખબર જ નથી તો ભૂગોળમાં તેમને વિષે ઉલ્લેખ ક્યાંથી જ હોય ? ત્યાં અત્યાર સુધીમાં ફક્ત ત્રણ જ યુરોપીઅન શોધકો ગયા હતા; તેમાંનો એક અંગ્રેજ તો ત્યાં ને ત્યાં માંદો પડીને મરી ગયો; બીજો જે ડચ હતો, તે ત્યાંથી આવતાં આવતાં બરફમાં જ ટાઢથી મૂઓ; અને ત્રીજો એક ફ્રેંચમેન હતો, તેને તે જંગલી લોકો સાથે ઝગડો થવાથી શેકીને ખાઈ ગયા !" સ્વામીજીએ ખુલાસો કર્યો.

"વાહ ! જો એમ જ હોય તો મારે ત્યાં અવશ્ય જવું જોઇએ." આનન્દરાવે કહ્યું: સ્વામીજી તરફથી ભયદર્શક ખુલાસો સાંભળ્યા છતાં આનન્દરાવનો ઉત્સાહ ઘટવાને બદલે ઊલટો વધ્યો !

"આનન્દરાવ ! ગમે તેવો ગાંડો ઘેલો વિચાર મનમાં ન કરશો !" બાસાહેબે તેમન ગમ્ભીરતાથી સલાહ આપી: "પેલા ત્રણ સાહેબોનું શું થયું તે તો તમે સાંભળ્યુંને હમણાં ?"

"અંહ ! એમાં શું !" આનન્દરાવ બેદરકારીથી બોલ્યા.

"એમાં શું છે ?" ચીનુભાઈ તેમને ઉડાવવાના હેતુથી બોલ્યા: "એ લોક જ્યારે તમને પકડશે અને તમારા હાથપગ બાંધી, તમને બાળી નાંખશે યા તો છેવટે ખાઈ જશે, ત્યારે જ તમને તેનું ખરું સ્વરૂપ સમજાશે !"

"નિષ્કારણ કોઈને બાળે એવા એ લોકો મૂર્ખ નથી! પેલા ફ્રેંચ સાહેબે ત્યાં કંઈ ઉદ્ધતાઈ વાપરી હશે, એટલે તેને શિક્ષા થઈ હશે, બીજું શું? આપણે જો તેમની સાથે મીઠાશથી રહીએ, તો કોઈ આપણું નામ પણ નહિ લે. નકામો વિવાદ શા માટે કરો છો? તમારે આવવું હોય તો આવો, યા ન આવો, પણ હું તો જવાનો જ છું! નહિ તો જીવીનેય વળી શી ધાડ મારવાનો છું?" આનન્દરાવે પોતાનો નિશ્ચય દર્શાવ્યો.

આનન્દરાવનો આ અડગ નિશ્ચય જોઈને ભાઉસાહેબ પણ ઉત્સાહિત થયા અને બોલ્યા: "ત્યારે ચાલો આપણે બધાંય જઈએ!"

"જવા દોને ભાઈ હવે, બહુ થયું, યાત્રાથી તો ધરાઈ ગયા છીએ." શાસ્ત્રીજી બોલ્યા: "રસ્તામાં ઠંડી ઘણી પડતી હશે અને ત્યાં કેટલી ઠંડી હશે, તેનો કાંઈ ખ્યાલ છે?"

"હા, રસ્તામાં ઠંડી તો ઘણી હશે," સ્વામીજીએ કહ્યું: "પણ ખાસ કરીને તે ગામની હવા તો સમશીતોષ્ણ છે. તેની ચારે બાજુએ ડુંગર છે, તેમ જ ગામ જરા નીચાણમાં આવેલું છે; તેથી ત્યાંની હવા સારી છે. શરીર સુધારવું હોય તો એવી હવા બીજે કયાંય નહિ મળે!"

"બા! જો એમ જ હોય તો, જરૂર આપણે બધાંએ ત્યાં જવું જ જોઈએ!" ઉત્તરા બોલી: "તારા શરીરને પણ ત્યાં આરામ થશે."

ઉત્તરાને પોતાની માતાના શરીરની ફીકર હતી, એ વાત કંઈ ખોટી નથી. પણ 'કારિસેન' ગામમાં જવાની ઉત્સુકતામાં આ ફીકરનો કંઈ વિશેષ ભાગ ન હોતો.

"પણ રસ્તામાંની ટાઢ કેવી રીતે સહન થશે?" રાગિણીએ પૂછ્યું, અને પોતે આ સાહસિક પ્રવાસને અનુકૂળ નથી એમ જણાવ્યું.

"ઓઢવાપાથરવા તેમ જ પહેરવાને માટે જો પૂરતું સાધન લેશો, તો ટાઢથી બ્હીવાનું કંઈ કારણ નથી." સ્વામીજીએ આશ્વાસન દીધું.

"મને તો એમ લાગે છે, કે સ્ત્રીઓએ અહીંઆં રહેવું, અને આપણે પુરુષોએ જ આગળ જવું." શાસ્ત્રીજી બોલ્યા.

"બાને અને રાગિણીને ભલે રાખો અહિંઆં, જો તમારી ઇચ્છા એમ જ હોય તો; પણ હું તો સાથે આવવાની જ." ઉત્તરા બોલી.

"ઉત્તરા! હઠ ન કર." બાસાહેબ ઉત્તરાનું મન ફેરવવા બોલ્યાં. "જંગલી લોકોનાં ગામ જોવામાં વળી તને શી મઝા પડવાની છે, કોણ જાણે! એ ગામ તે વળી કયું તીર્થસ્થાન–પુણ્યક્ષેત્ર છે, કે આપણે આટલું દુઃખ વેઠીને ત્યાં જવું? ખરું તો પુરુષોએ પણ ત્યાં ન જવું, એ ઠીક છે; પણ તેઓ થોડું જ આપણું માનવાના છે? આપણે તો બધાં અહીં જ રહીશું!"

આવી રીતે બાસાહેબ ઉત્તરાને પ્રવાસગમનથી પરાવૃત્ત કરતાં હતાં અને ઉત્તરા 'હું તો જઈશ,' એવું કહેતી હતી તે વખતે આનન્દ-

રાવને ઉત્તરાનું આવવું પસંદ હતું કે નહિ, તેનો નિર્ણય કરવો હમણાં કઠણ છે. તેની સાથે પરણવું કે નહિ એ વિષે તેમના મનમાં જે પરસ્પરવિરોધી વિચારો ચાલી રહ્યા હતા, તેનું પણ યથાર્થ વર્ણન કરવું અશક્ય છે! સુભાગ્યે એવું વર્ણન વાંચકો ન વાંચે તો નભી શકે એમ છે. ઉત્તરાનો અત્યાગ્રહ જોઇને તેને ચિઢવવાના ઉદ્દેશથી શાસ્ત્રીજીએ તેને જે કંઈ કહ્યું અને તેથી ત્યાં જે વાદવિવાદ થયો, તેનું વર્ણન જ અત્રે તો બસ છે!

"તમારું કહેવું યથાર્થ છે!" શાસ્ત્રીજીએ બાસાહેબને કહ્યું: "સ્ત્રીઓનો પ્રવાસ બહુબહુ તો હૉલાથી ચૂલા સુધીનો જ હોવો જોઇએ! આવા સાહસિક પ્રવાસ કોઈ દિવસ સ્ત્રીઓએ કર્યા છે ખરા? ગમે એટલી સ્ત્રીઓ ભણે, તોપણ આવા પ્રવાસ તેમનાથી તો ન જ કરી શકાય! ઉત્તરા બ્હેન! તમારાં બૈરાંનાં આ કામ ન્હોય! પુરુષના જેવા જ અધિકાર સ્ત્રીઓને પણ હોવા જોઇએ, એવું સ્ત્રીઓ સભાઓમાં ભલે બોલે; પણ આવા પ્રવાસ અને શોધખોળો કરવાનું કામ તો તેઓ જો પુરુષોને સોંપે તો જ સારું! સમજ્યાં?"

શાસ્ત્રીજીએ કરેલી આ મશ્કરી સાંભળી સ્ત્રીજનાભિમાની ઉત્તરા બોલી ઉઠી: "અમે સ્ત્રીઓ પણ સાહસિક પ્રવાસો કરી શકીએ છીએ, એ સિદ્ધ કરવાને માટે જ હું તમારી સાથે આવવા માગું છું! જો આ પ્રવાસ હું કરીશ, તો પછી પુરુષોના જેવા હક્ક માગવાને માટે સ્ત્રીઓ લાયક છે, એ વાત તમે કબૂલ કરશો ને? બા! મને તો તું જવા જ દે! હું જરાય થાકવાની નથી, અને માંદી યે પડવાની નથી. તારે અને રાગિણીએ ભલે અહીં રહેવું હોય તો રહો પણ હું તો જવાની જ!"

"વાહ!" રાગિણી બોલી: "ખરું પૂછો તો મને જવામાં શી અડચણ? ટાઢતડકાથી મારું ગમે તે થાય, તોય કંઈ નુકશાન નથી. પણ તારે તો હજી પરણવાનું છે, ઘરસંસાર ચલાવવાનો છે—છોકરાંછૈયાં—"

"છટ્ હું તો પરણવાની જ નથી!" ઉત્તરા એકદમ બોલી ઉઠી.

"ગાંડી તો નથી થઈ તું ઉત્તરા!" બાસાહેબ બોલ્યાં: "ત્યાં જવાથી તને શો લાભ મળવાનો છે? આ ટાઢમાં પ્રવાસ કરવાથી માંદી પડીશ! આનન્દરાવ તો કોઈનું માનવાના નથી, અને આ પુરુષવર્ગ આપણા કાબુમાં નથી. તેમને જવા દો 'શોધ' કરવા જવું હોય તો, આપણે તો ત્યાં લગી અત્રે જ રહીશું!"

બાસાહેબની આ પ્રવાસ કરવા મરજી નથી. એવું જણાતાં ઉત્તરાએ નાનાસાહેબનું મન પોતાના તરફ ફેરવવાનો વિચાર કર્યો, અને તેમાં તે સફળ પણ થઈ. ઉત્તરા અને બીજી સ્ત્રીઓ 'કારિસેન' ગામ પાસેનો પોતાનો આશ્રમ જુવે એવી સ્વામીજીની ઇચ્છા હતી. 'માર્ગમાં પ્રવાસની અને મુકામ વગેરેની વ્યવસ્થા મારા શિષ્યો પાસે હું કરાવી આપીશ,'

એવું તેમનું આશ્વાસન સાંભળતાં જ ઉત્તરાને જોર આવ્યું અને તેનું જવાનું નક્કી થતાં બાસાહેબ પણ જવા તૈયાર થયાં. તેથી રાગિણીને પણ અનિચ્છાએ તેમની સાથે ઘસડાવું પડ્યું.

ચીનુભાઈને તો આ પ્રવાસ જરાય પસંદ ન હોતો; પણ જો સાથે ન જાય તો બધાં પોતાને બ્હીકણ કહે, વળી 'શું, હું બૈરાંથીય ગયો?' ના ના! બધાં મારે માટે શું કહેશે? આવા વિચારથી તે પણ ઘસડાયા અને બધાને સમ્મત થયા.

હવે રહ્યો ટીલ્લુ! એ તો બિચારો હુકમનો તાબેદાર! ક્યાં જવાનું છે, અને શા માટે જવાનું છે, એ વાત જ્યારે ચીનુભાઈ અને બાસાહેબ પાસેથી તેણે સાંભળી, ત્યારે તે જરાક કચવાયો તો ખરો; પણ તે વફાદાર નોકરે 'જે અવસ્થા શેઠની, તે જ મારી!' એવો વિચાર કરી, બધાંની સાથે જવાનું દુરસ્ત ધાર્યું. અને જ્યારે નાનાસાહેબે "કેમ ટીલ્લુ! આવવું છે કે અમારી જોડે, કે પછી અહિં જ રહેવું છે?" એમ પૂછ્યું, ત્યારે તે ઉત્સાહપૂર્વક બોલ્યોઃ "હું તો આવવાનો! મારા વગર તમારું કામ કેમ થશે? ના બા! હું તો અહિં નહિ રહું!" અને તેનો તો આ જવાબ ધારી જ મૂકેલો હતો; છતાં તે સાંભળીને નાનાસાહેબને આનન્દ થયો, અને પોતાના નોકરની વફાદારીથી તે ખૂશ થયા.

વાચકગણ! તમારામાં પણ જેઓ શોધકવૃત્તિવાળા હશે તેમને તો એમ જ લાગતું હશે કે, તેઓ જો 'કારિસેન' જાતિની જગતને પ્રથમ જ ઓળખાણ કરાવનારા આ મંડળમાં પોતે હોત, તો ઠીક થાત પણ ભવિષ્યમાં આપણા આ યાત્રાળુ મંડળ ઉપર જે ભયાનક સંકટો આવી પડવાનાં છે તેનું વર્ણન વાંચતાં તમારી એ ઇચ્છા કાયમ રહેશે કે કેમ, તેની મને તો શંકા જ છે! પણ ભવિષ્યની વાત અત્યારે કરવાથી શો ફાયદો?

——:o:——

## સપ્તમ પરિચ્છેદ

——:o:——

### ભાગ્યશાળી ટીલ્લુ

નિયત થયા પ્રમાણે બધાં ઉપડ્યાં. જાણકાર ભોમિયા અને કાર્યદક્ષ સ્વામીજીના શિષ્યગણ સાથે હોવાથી તે કઠણ પર્વત ઉપરથી પણ તેમને સુગમ માર્ગો મળ્યા, અને તેમનો પ્રવાસ એકંદરે રીતે સુગમ નિવડ્યો. રસ્તામાં કેટલેક ઠેકાણે બાસાહેબને આરામની જરૂર હોવાથી કલાક–અર્ધોકલાક બેસવું પડેલું, છતાં પણ છેવટે તો તેમને 'ઝોકા'માં બેસાડીને શિષ્યગણ આગળ લઈ ગયા. આ પહાડી 'ઝોકા' બીજું કંઈ નહોતું, પણ બે સાદાં ધોતીઆં લઈ તેમને ભેગાં કરવાં અને તેમના છેડા ચાર જણે પકડી વચ્ચે માણસને બેસાડી આગળ ચાલવું. ભાર

ઉંચકવામાં તકલીફ ન પડે એટલા માટે શિષ્યોએ ધોતીઆના છેડા હાથ નીચેથી બગલ પાસેથી ખાંધે બાંધેલા હતા.

થોડી વારે રાગિણીને પણ આ 'ઝોકા'ના પ્રયોગમાંથી પસાર થવું પડયું. ઉત્તરા તો રાગિણીના પહેલાંજ થાકી ગએલી હતી; પણ તેથી **શાસ્ત્રીજી** સ્ત્રીઓની નિર્બળતા વિષે ટીકાપ્રહાર શરૂ કરશે, એ બ્હીકથી પોતે થાકી હોય એમ તે જરાય બતાવતી નહોતી! પણ છેવટે તેના પગ આગળ ન ચાલવાનો તેને હઠપૂર્વક આગ્રહ કરવા લાગ્યા, અને આગળ જવાની અવિનયથી ના પાડવા લાગ્યા, એટલે તે નિરુપાય થઇ, અને તેને પણ તે ઝોકાની મદદ લેવી પડી.

છેવટે થાકેલાંપાકેલાં, આપણું યાત્રાળુમંડળ અને શિષ્યગણ વગેરે બધાં કારિસેન ગામ નજીક આવી પહોંચ્યાં.

રસ્તામાંની ઠંડીથી બાસાહેબ અને **શાસ્ત્રીજી** જરાક અસ્વસ્થ થયાં. પણ એકંદરે તો પ્રવાસ બધાંને સુખદાયી લાગ્યો, એમ જ કહેવું જોઇએ. આ વાતનું શ્રેય સ્વામીજીના શિષ્યોને અને તેમના દૂરદર્શિત્વને આપવું જોઈએ. તેમની હાજરીથી આપણા મંડળને જરાએ તકલીફ પડી નહિ.

કારિસેનગામ પાસેનો સ્વામીજીનો આશ્રમ નાનો પણ સુંદર હતો. તે નદીકિનારે જ હતો. તેની આસપાસ સ્વામીશિષ્યોએ એક ફૂલવાડી પણ કરી હતી, અને તે ઘણી જ સુંદર હતી. પણ આ કૃત્રિમ વાડીની શોભા કરતાં તે આશ્રમની આસપાસનું અરણ્યસૌંદર્ય કેટલાય ઘણું મધુર અને સુંદર હતું! આશ્રમના પાછલા દરવાજે ઉભા રહી જો નદી તરફ દૃષ્ટિ કરીએ તો વારૂણી નદીનું ડાબી તરફનું નાનકડું પણ જોસદાર વહેણુ ખડકોની અડચણથી ન ડગતાં પાસેના 'કારિસેન' ગામના ક્રૂર લોકોના મનની જેમ સ્વૈરગતિથી વિહાર કરતું દેખાશે; પણ તેજ વહેણુ ધીમે ધીમે વધતું જઈ જમણી બાજુએ મહાત્માના મનની માફક ગહન, શુદ્ધ, વિશાળ અને શાન્ત થએલું દેખાતું હતું. નદીની બીજી બાજુએ અનેક વૃક્ષોથી આચ્છાદિત પર્વતોની હાર હતી, જે ઘણા ઉંચા નહોતા, જેમાંથી અનેક નાનાં મોટાં ઝરણો નિકળી તે નદીને મળી જતાં હતાં, જેવી રીતે નાનાં બાળક પોતાની માતાને ભેટે છે તેમ. અને આશ્રમની આગલી બાજુએ ચાર પાંચ માઇલ સુધી ઘાડી ઝાડી હતી અને તેની પેલી પાર તેજસ્વી ગિરિશિખરો હતાં. આ શિખરો અત્યુચ્ચ હોવાથી હિમાચ્છાદિત હતાં; પરન્તુ તે પર્વતોની નીચલી બાજુએ તો લીલીછમ ઝાડી હતી. એક ઠેકાણે શિખર ઉપરથી ધસી આવતી બરફની નદી હતી. આ હિમ–નદી તરફ જોઇને મનને કોઈકોઈ વાર આનન્દ થતો, તો કોઈ વાર બ્હીક લાગતી, તો કોઈ વાર ઈશ્વરની અગાધ લીલાનો વિચાર મનમાં આવતાં કુતૂહલ લાગતું, તો કોઇ વાર આ પ્રચંડ શક્તિ તરફ જોઈ 'જગત તો એક ભયાનક સમસ્યા છે,' એવો વિચાર આવતાં મન બિચારૂં ગભરાઇ જતું!

'કારિસેન' ગામ આશ્રમની જમણી બાજુએ ત્રણ ચાર માઇલને અંતરે હતું. ત્યાં જવા માટે પાકી સડક તો ન હોતી પણ ડાબી બાજુએ હિમાચ્છાદિત દેદીપ્યમાન શિખરો; જમણી બાજુએ સ્વચ્છજલ સ્વૈરગતિ નદી; સામે ગાઢ અને હરિતશીતલ અરણ્યશ્રી; માથે અવિરલ મનોહર તરુચ્છાયા; આસપાસ વહેતો કંઇક અંશે શીતલ તો કંઇક અંશે સુગંધયુકત એવો પવન, અને રસ્તામાં જાતજાતનાં સુવાસિત પુષ્પોની સુવાસ, એવા એ સ્વર્ગીય દેખાવનું દષ્ટિસુખ, સ્પર્શસુખ, અને ઘ્રાણસુખ લેતાં લેતાં ગામ તરફ પ્રયાણ કરવામાં ખરેખર આનંદ લાગતો, એમાં તો શંકા નથી. હવે, ખરું જ કહેવું હોય, તો શેવાળવાળા રસ્તા ઉપર લપસવાનો તેમ જ મોટમોટા ખડકો સાથે પગ ટીચાવાનો અને સર્પદંશનો પણ ભો હતો, એ વાત પણ કબૂલ કરવી જ જોઇએ; તેમ જ કાંટાવાળાં ઝાડની પાસે જનારને જે જોખમ હતું, તે તો અનુભવી જ સમજી શકશે! પણ બધી જ દષ્ટિએ સુખ આપે એવું આ જગતમાં શું છે? એકંદરે આ આશ્રમમાં થોડાક દિવસ રહેવામાં કંઇ મઝા હતી.

ચીનુભાઈ એક દિવસે ટીલ્લુને કહેવા લાગ્યા: "અલ્યા ટીલ્લુ! તને અહીં ફાવે છે ખરું કે?"

"ખાવાપીવાનું તો ઠીક છે; પણ એક મોટી અગવડ છે ભાઈ!"

"એ વળી કઈ?" એમ પૂછી ચીનુભાઇ જાણે તેને બહુ જ ચાહતા હોય તેમ તેના તરફ જોવા લાગ્યા અને પ્રેમદષ્ટિથી તેને કહેવા લાગ્યા: "એ તો સમજ્યા, પણ અલ્યા એક બીડી તો કાઢ!"

"બીડીની તો મોટી અગવડ છે અહીંઆં!" ટીલ્લુ બોલ્યો: "આ સ્વામી દૂધ ઘી પૂરતું આપે છે, પણ તમાકુની ચપટી સરખીય આપતા નથી. તમારી પાસે હોય, તો કાઢોને એકાદી બીડી. ગયા બે દિવસમાં તો એક પણ બીડી નથી પીધી! મહેરબાની કરી કાઢો જરા!"

"અલ્યા! પણ મારી પાસે જોઇએ ને? મારો બધો 'સ્ટૉક' ગઈ કાલે જ પૂરો થયો, તેથી તારી પાસે હું કયારનો માગી રહ્યો છું"

"તમાકુ ન હોવાથી તો હું ઘણો જ હેરાન થઈ ગયો છું."

"પણ ટીલ્લુ! આ ગામમાં તમાકુ કયાંય નહિ મળતી હોય? જરા તપાસ તો કર. કાલે હું ગયો હતો ગામમાં પૂછવા માટે, પણ મારું કહેવું કોઈ મારું બેટું સમજ્યું જ નહિ! એટલે પાછો આવતો રહ્યો."

"તો પછી આનન્દરાવને કહેવું હતું ને, તે વિષે પૂછવાનું! તેમને તો આ ગામની બોલી મારાથીય સારી આવડે છે! બહુ હોશિયાર છે?"

"આવડે એમાં નવાઈ શી? સવારથી સાંજ લગી તે ગામમાં જ ભટકતા હોય છે! અરે, ટીલ્લુ! પણ આખો દિવસ ગામમાં શું કરતા હશે?"

"જેને તેને કંઈને કંઈ પૂછતા ફરે છે અને પેન્સીલથી તે બધું લખી લે છે! વિજયગામ જઈને તેઓ એક ચોપડી પણ છપાવવાના છે! આ બધું ખરું હશે? ખરું હોય તો આનન્દરાવ ડાહ્યા ન કહેવાય?"

"વળી એમાં ડાહ્યા શાના?" ચીનુભાઈ તુચ્છતાથી બોલ્યા: "આ જંગલી લોકોની ભાષા શીખે, તેમને સવાલ પૂછી જવાબ ઉતારી લે, અને ઘેર જઈ તે બધું એક ચોપડીમાં છપાવે, એમાં હોંશિયારી શી છે અને ડહાપણ પણ શું છે? આ જંગલી લોકોમાં આપણે બધાં શું કરવા રહ્યાં છીએ તે જ મને કંઈ સમજાતું નથી? હવે તો જલદી પાછાં ઉપડે તો ઠીક, નહિ તો હું એકલો જ જવાનો વિચાર કરું છું!"

"હા, એ ખરું, આપણે બધાં જલદી જઇએ, એ જ સારું છે. આ લોકો બહુ જ ખરાબ છે. મારા દેખતાં જ ગઈ કાલે તેમણે ત્રણ જણને કટોહમાં બાળી મૂક્યાં, અને સાંભળ્યું છે કે, તેઓ તેમનું માંસ આજે વહેંચી ખાવાના છે."

"અલ્યા! પણ 'કટોહ' એ શું?" ચીનુભાઈએ પૂછ્યું.

"અરે, ગામમાં પેલું હોળી જેવું દેખાય છે ને, તે જ કટોહ. બારે માસ-રાતદિન બળતો જ રહે છે! મને તો તેનો ઘણો જ ભો લાગે છે! વરસમાં ઓછામાં ઓછો પાંચ માણસના તેમાં હોમ કરાય છે, એમ મેં તો સાંભળ્યું."

ચીનુભાઇ ટીલ્લુની આ બ્હીકને વધારતાં બોલ્યા: "મને તો આ જંગલી લોકોના ચ્હેરા અને તેમની પેલી કુહાડી—શું કહે છે એને? 'ફરસ?' હા, હા, એ જ. એ બધું જોઇને બ્હીક જ લાગે છે. પણ આ બધાંના ગાંડા આગ્રહ આગળ મારું કશુંય ચાલતું નથી!"

"પણ એ દુરાગ્રહ છે કોનો?" ટીલ્લુએ ઉત્સુકતાથી પૂછ્યું.

"આનન્દરાવનો; બીજા તે કોનો હોય!"

આ વાતચીતને બેએક દિવસ થયા પછી એક દિવસે ટીલ્લુ સાંજના વખતે ગામમાંથી કેટલોક સામાન ખરીદી—પૈસા અથવા રૂપીઆ આપીને નહિ, પણ તે જંગલી લોકોને ગમતા, સ્વામીશિષ્યો તરફથી મળેલા કાચના મણિ આપીને—નદીને કિનારેકિનારે ફરતો ફરતો આશ્રમ તરફ પાછો આવતો હતો. તેનું લક્ષ્ય સૃષ્ટિસૌન્દર્ય તરફ નહોતું પણ તેને પોતાના ઘરનું અને પોતાની ઘરડી માતાનું સ્મરણ થતું હતું. તેની આગળ બે જંગલી લોકો ચાલ્યા જતા હતા, તેમાંના એક માણસે "આ પેલા આશ્રમમાંની બે યુવાન છોકરીઓમાંથી તને કઇ ગમે છે?" આ અર્થના શબ્દો ઉચ્ચાર્યા, જે શબ્દો ટીલ્લુએ સાંભળ્યા.

પોતાની પાછળ કોઈ આવતું હશે, એ વાતનો પેલા આગળ ચાલનારને તો ખ્યાલ જ નહોતો, તેથી તેઓ વાત કરતા કરતા જ આગળ ગયા. પણ આ વાક્ય સાંભળતાં જ ટીલ્લુને તો ધ્રાસકો પડ્યો. આશ્રમમાંની યુવાન છોકરીઓ તો ઉત્તરા અને રાગિણી જ હતી. અને તેમને

સમ્બોધીને આ જંગલી લોકો શા માટે વાત કરતા હશે ? આનો અર્થ શો ! સાંભળેલી વાત શેઠને કહેવી કે નહિ ? વારુ, કદાચ કહેવી, તો આ વાત તેમની આગળ કેવી રીતે કહેવી ? આ વિચારોથી બિચારો ટીલ્લુ ગભરાઈ ગયો, અને ધીમે ધીમે વિચાર કરતો કરતો આગળ ચાલતો હતો. ચાલતાં ચાલતાં તે ગામની ભાગોળે આવ્યો, કે તુરત જ તેણે એક કારમી ચીસ સાંભળી. એક ક્ષણ પછી તો 'મરી ગઇ રે!' એવી આક્રંદભરી ચીસ તેને કાને આવી. આજુબાજુ નજર કરતાં તો કૂવા પરથી માટીની ગાગર લઇ આવતી એક યુવાન સ્ત્રીનો હાથ એક હરામખોરે પકડેલો છે, અને તેને તે બળાત્કારે ખેંચી રહ્યો છે, એવું તેને જણાયું ! એકદમ ટીલ્લુ તે સ્ત્રી તરફ દોડતો ગયો. ત્યાં જઇને જુવે છે તો, બે ફરસ નીચે પડ્યાં છે, એક જંગલી માણસનું માથું ધડથી જુદું થયું છે, અને નીચેની જમીન લોહીથી લાલ બનેલી છે, એમ તેને માલમ પડ્યું.

ટીલ્લુને જોતાં જ તે યુવાન છોકરી પોતાને છોડાવવાને ટીલ્લુને વિનવવા લાગી. આ યુવતી માટે જ તે બે માણસો વચ્ચે તકરાર થયેલી હોવી જોઇએ, અને તે મારામારીમાં વિજયી થયેલો 'વીર' તેને બળાત્કારથી ખેંચી જતો હોવો જોઇએ, એમ ત્યાંનો દેખાવ જોઈ ટીલ્લુએ જાણ્યું અને તે તેને છોડાવવાને તે હરામખોર ઉપર તૂટી પડ્યો. તે નીચ પોતાના મરેલા શત્રુના ઘાથી જ ઘાયલ થયેલો હતો, તેથી ટીલ્લુ તે યુવતીને છોડાવી શક્યો પણ તે કામાન્ધ પોતાની ફરસ ઉગામી તુરત જ સામો થયો; જેથી તે બન્ને વચ્ચે બરોબર યુદ્ધ જામ્યું.

ટીલ્લુના હાથમાં મોટી ડાંગ હોવાથી દુશ્મનની ફરસનું કંઈ ચાલ્યું નાહ. થોડી વાર સુધી ડાંગ અને ફરસની વચ્ચે કડકડાટ ઝપાઝપી થઈ, પછી ટીલ્લુની ડાંગે તે ફરસ શત્રુના હાથમાંથી પાડી નાંખી, અને ડાંગ વિજયશાળી નીવડી ! પણ એટલામાં પેલા ચાલાક જંગલી માણસે ટીલ્લુને કેડથી પકડ્યો અને તેને જોરથી દબાવીને તેણે તેને ધબ દઇને નીચે ફેંકી, તેની છાતીપર ચઢીબેસતાં દૂર પડેલી ફરસ લેવાનો તે પ્રયત્ન કરવા લાગ્યો. ટીલ્લુ ઉઠવા માટે પ્રયત્ન કરવા લાગ્યો, પણ છાતીપર બેઠેલો માણસ પ્રમાણમાં ઘણો ભારે હતો. તેણે પોતાની ફરસથી ટીલ્લુના ફચ દઇને બે કટકા કરી નાંખ્યા હોત, પણ ટીલ્લુની આયુષ્યદોરી મજબુત હોવાથી પેલી યુવતીને તત્કાળ એક વિચાર આવ્યો અને ધીરેથી જમીનપર પડેલી બીજી ફરસ તેણે ઉંચકી અને એકદમ તે હરામખોરપર ફેંકી. તેનાથી પડેલો ઘા કંઈ જબરો અથવા એટલો બધો બળપૂર્વક નહોતો થયો, પણ તે નીચને ભોંયભેગો કરવાને પૂરતો હતો. તે કામાન્ધ નરપશુ નીચે પડ્યો કે તુરત જ તે યુવતીએ બીજો એક ઘા કર્યો, અને પોતાના દુશ્મનના પ્રાણ પોતાને હાથે લીધા !

ટીલ્લુને આ ક્રૂર કૃત્ય એટલું બધું પસંદ પડ્યું નહિ, પણ જો તે નરપશુને તેણે માર્યો ન હોત, તો તેણે પોતાને મારી નાંખ્યો હોત, એવો વિચાર આવતાં, પોતે બચ્યો તેથી તે મનમાં કિંચિત ખૂશ થયો. તેને ખૂશ

થવાને કદાચ બીજું પણ કાંઇ કારણુ હશે! તે યુવાન છોકરી જો કે જંગલી જાતની અને રંગે કાળી હતી, તો પણ તેનામાં એક પ્રકારનું મોહોત્પાદક સૌન્દર્ય હતું. ટીલ્લુ તો તેના ભણી તાકીતાકીને જોવા જ લાગ્યો, અને ચમત્કાર એવો બન્યો કે તે પણ ટીલ્લુ તરફ ઉપકારબદ્ધ દૃષ્ટિથી–પ્રેમદૃષ્ટિથી જ કહીએ તો વાંધો નથી–જોતી રહી. આ સ્થિતિમાં તે યુવતીએ આત્મસંરક્ષણાર્થે કરેલા કર્મથી ટીલ્લુ પણ પ્રસન્ન થયો!

ટીલ્લુને એ જંગલી યુવતીની ભાષા નહોતી આવડતી; તેથી તેમની વચ્ચે તે વખતે વિશેષ વાતચીત તો થઈ નહિ; પણ પ્રેમની ભાષા શબ્દ વિના અર્થબોધ કરી શકે છે, એ તત્ત્વ વાચકોથી ક્યાં અજાણ્યું છે!

ટીલ્લુ આશ્રમ તરફ જવા નીકળ્યો, અને તે પણ–જેનું નામ 'કિનરી' હતું, એવું થએલી વાતચીતપરથી ટીલ્લુએ જાણ્યું–પોતાને માર્ગે ગઇ; પણ તે યુવતીના મનમાં ટીલ્લુ તો પ્રથમ દર્શને રમી રહ્યો હતો, જ્યારે ટીલ્લુની આંખમાં એ શ્યામા નાચ્યાં જ કરતી હતી.

બીજે દિવસથી જ જ્યારે ટીલ્લુ ગામમાં શાકભાજી લેવા જતો ત્યારે તે યુવતીના ઘરડા પિતાની દુકાનમાંથી જ શાકભાજી તે ખરીદ કરતો અને કિમ્મત પેટે મોટા મોટા કાચના મણિ આપતો. એક દિવસે ટીલ્લુ દુકાનમાંથી બહાર નીકળ્યો કે, “ આણે જ મને બચાવી, ” એવું કિનરીએ તેના પિતાને કહ્યું, જેથી તેણે બીજે દિવસે ટીલ્લુને બધી વાત પૂછી, તે ટીલ્લુએ અભિમાનપૂર્વક ભાંગીતૂટી ભાષામાં તે બુઢ્ઢાને કહી. આ હકીકત સાંભળીને તે બુઢ્ઢો તેને પોતાની ભાષામાં કહેવા લાગ્યો: “ એ બંને બહુ ખરાબ હતા. મારો વિચાર તેમાંના એકેયને મારી દિકરી આપવાનો ન હતો; પણ તેમણે મારું માન્યું નહિ, અને છેવટે તેઓ વઢી મર્યા. પેલો જે લકૂ જેવો મજબુત બાંધાનો હતો તે મારી કિનરીને ઉપાડી જવાનો હતો; તું આવ્યો એ ઠીક થયું. ભાઈ! તારો આ મારાપર મોટો ઉપકાર થયો છે. તે દુષ્ટોને મારીને તેં મને પ્રાણદાન આપ્યું, એમ જ હું સમજું છું. મારા જેવો માણસ ઘરડો થાય, અને તેને કોઈ પાસેનું સમ્બન્ધી અથવા પુત્ર ન હોય, તો તેની આવી જ દુર્દશા થાય, એમાં કંઈ નવાઈ જેવું નથી! મારો છોકરો જો હયાત હોત, તો આજના આ અપમાનનો—”

ડોસાથી આગળ બોલાયું જ નહિ. ટીલ્લુએ પોતાની અક્કલ પ્રમાણે તેને શાન્ત કરવાનો પ્રયત્ન કર્યો, અને તે અમુક અંશે સફળ પણ થયો. તે ડોસાને ટીલ્લુ સાથે હવે ઠીક બની ગયું. તે બન્નેએ તે દિવસે ઘણી વાતચીત કરી નહોતી, પણ તે પછી દરરોજ ટીલ્લુ કોઈને કોઈ નિમિત્તે ડોસાને ઘેર જતો અને તેની સાથે વાતે વળગતો. નવાઇની વાત તો એ હતી, કે જ્યારેજ્યારે ટીલ્લુ ત્યાં જતો ત્યારે ત્યારે કિનરીને પણ તેની સાનિધ્યમાં જ બહારનું કામ સુપ્રત કરવામાં આવતું હતું.

## અષ્ટમ પરિચ્છેદ

—:૦:—

### આનન્દરાવની માહિતી

વારુણી નદીના કિનારા ઉપર જે સ્વામીજીનો મઠ હતો, ત્યાં આપણા યાત્રાળુમંડળને આવ્યાને હવે લગભગ પંદરેક દિવસ થયા હતા. એ બધા જ દિવસો તેઓએ આનન્દથી પસાર કર્યા. નરમાંસભક્ષક લોક સતાવશે અથવા ઠેર કરશે એવી જે બ્હીક ચીનુભાઈ અને બાસાહેબના મનમાં પેઠી હતી, તે ખોટી નિવડી.

પ્રિયબ્રહ્મસ્વામી અને તેમના શિષ્યો ઉપર આ જંગલી લોકોની સારી ભક્તિ હતી, તેથી કદાચ આ લોકોને તેમણે સતાવ્યા નહિ હોય; અથવા તેમને ન સતાવવાનું કારણ આ લોકોનું સભ્ય અને સૌમ્ય આચરણ પણ હોય! તે જંગલી લોકો પાસેથી ખરીદેલી ચીજોના બદલામાં તેમને મનગમતા કાચના લાલ, લીલા, પીળા મણિ આપવામાં આવતા તેમ જ તે લોકો સાથે ઉદ્ધતાઇથી કોઈ પણ વર્તતું નહિ. તે જંગલી લોકોનાં બાલ–બચ્ચાં આશ્રમ પાસે આવતાં, તેમને આપણા પ્રવાસીઓ વધેલું ખાવાપીવાનું આપતાં અને તેમને તુચ્છકારતાં નહિ. સતામણી ન થવાને કારણે યા તો ગમે તે કારણ હોય પણ એટલું તો ખરું, કે આ પંદર દિવસ તેઓ બધાંએ ઘણા જ આનન્દથી ગુજાર્યા.

કહેવામાં વાંધો નથી કે, આનન્દરાવે તો આ બધા દિવસો દિવ્યાનંદમાં જ વિતાડ્યા. ઉત્તરાનો મોહ ઘણો ખરો છોડીને આ કારિસેન જાતિની માહિતી, તેમના રીતરિવાજો, રાજ્યપદ્ધતિ, ભાષા વગેરે બાબતો તે ઉત્સાહથી મેળવવા લાગ્યા. તેમણે ભેગી કરેલી માહિતીથી પાંચ સાત નોટબૂકો ભરાઈ ગઈ હતી. ઘણું ખરું આખો દિવસ તે એ જ કામમાં રોકાએલા રહેતા, અને આખા દિવસમાં મેળવેલી માહિતી બપોરે ચ્હા પીતી વખતે અથવા રાત્રે ગપ્પાં હાંકતી વખતે તે બધાંને કહેતા. આ માહિતી હમ્મેશાં જ મનોરંજક અને બોધદાયક હતી, એવું ન હતું; તેમ છતાં તે કહેતી વખતે આનન્દરાવને ઘણો જ ઉત્સાહ થતો. અને તેમના સદ્‌ભાગ્યે, તેમણે ઘણા ઉત્સાહથી મેળવેલી માહિતી સાંભળનાર એક એક પણ શ્રોતાજન તેમને મળી જ રહેતું. એ શ્રોતા અથવા શ્રોત્રી કોણ હશે! તે વાંચકોએ કલ્પનાથી જ જાણી લીધું હશે!

"આજે તમે શી માહિતી મેળવી છે?" શાસ્ત્રીજીએ આનન્દરાવને એક દિવસ પૂછ્યું: "તેમના ધર્મ વિષે કોઇ નવીન માહિતી મળી છે ખરી?"

"તેમના ધર્મ વિષે તો કાંઇએ નવું ન મળ્યું," આનન્દરાવે કહ્યું: પણ તેમની રાજ્યપદ્ધતિ વિષે કેટલીક મનોરંજક બાબતો જણાઈ ખરી?"

"સો ઝુંપડાવાળા નાનકડા ગામમાં વળી રાજ્યપદ્ધતિ શી?" ઉત્તરાએ પ્રશ્ન કર્યો.

"આ ગામ નાનકડું છે ખરું," આનન્દરાવે જવાબ આપ્યો: "પણ એ તો એક રાષ્ટ્ર છે. મારી નોંધપરથી તો મને એવો વિચાર આવે

છે, કે અસલમાં આ લોક આર્ય હતા; તેઓ કેટલોક કાળ તિબેટમાં વસ્યા પછી હિમાલયના ખૂણામાં વસવાટ કરવા આવ્યા છે. આ લોકો હમણાં જંગલી અને નરભક્ષક છે ખરા, પણ તેમની ભાષામાં આર્યોના શબ્દો છે, એટલું જ નહિ પણ ઘણા રીતરિવાજો પણ મળતા આવે છે. દાખલા તરીકે, બીજાની યુવાન કન્યાને નસાડીને લઈ જવી, એ તેમનામાં ખોટું ગણાતું નથી, તેમ જ એ લોકમાં અનેકપત્નીત્વ છે. ભાષા ઉપરથી તો આ લોકો આર્યો જ હોવા જોઇએ, એવું સ્પષ્ટ સમજાય છે.''

"ભાષા ઉપરથી કાઢેલાં અનુમાનો ઘણેખરે અંશે ભૂલભરેલાં હોય છે." ભાઉસાહેબ બોલ્યા, અને શાસ્ત્રીજીએ તેને ટેકો આપ્યો.

"મારું માનવું કદાચ ભૂલભરેલું હશે! એમ મને પણ કોઈ કોઈ વાર લાગે છે ખરૂં. આ લોકો કોરીઆમાંથી આવ્યા હોય, એમ તેમની ભાષામાંના કેટલાક શબ્દો અને તેમનાં જાપાની જેવાં જણાતાં નામો પરથી સમજાય છે!"

"પણ આ શુષ્ક વિવાદ તજ્જ્ઞ લોકો પોતપોતાનાં પુસ્તકમાં યા તો તેના જાણકાર આગળ જ કરે તો ઠીક; અમારી આગળ શા માટે એ નકામી કડાકુટ કરો છો? અમારે તો આજે કાંઈ નવીન માહિતી મળેલી હોય, તો તે જ સાંભળવી છે." રાગિણીએ કહ્યું.

"નવીન માહિતી તો આજે ઘણી છે. એક ચાલાક માણસે ઘણી મહત્ત્વની વાતો આજે મને કહી છે. આ ગામ એક 'કિનતોબા'ના તાબામાં છે. 'કિનતોબા' એટલે 'ગામનો રાજા.' આ શબ્દ જાપાની ભાષામાંથી ઉતરી આવેલો હોય એમ જણાય છે. કિનતોબાની જગ્યા વંશપરંપરાની એક જ કુળમાં નથી હોતી. આ શૂરવીર અને ક્રૂર જાતિમાં જે સૌથી વધારે ઘાતકી, શૂરવીર, પ્રપંચી અને અક્કલવાળો હોય તેને જ આ જગ્યા મળી શકે છે. એ આખા ગામમાં અનિયંત્રિત રીતે સત્તા ચલાવે છે; છતાંય મહત્ત્વની બાબતોમાં તો ગામ લોકોની વિરુદ્ધ જવાની તેની હિમ્મત ચાલતી નથી. આ લોકો ગામના 'કટોહ' પાસે પોતાની સભાઓ ભરે છે.—"

"'કટોહ' એટલે ગામમાં હોળી છે, તેજ ને?" રાગિણી બોલી.

"હા, એ 'કટોહ'ની આસપાસ જ રાત્રે ઘણું ખરૂં સભા ભરાય છે. એ સભાને 'દર્ગા કહે છે. આ દર્ગામાં અધ્યક્ષ ચૂંટવા, મતોની ગણત્રી કરવી, એવી કડાકૂટના રિવાજો નથી હોતા પણ જેને જેમ ફાવે તેમ તે બોલે. સ્ત્રીઓ પણ આવી સભામાં ભાગ લઈ શકે છે. એકાદ બાબત લોકોને પસંદ છે કે કેમ, તે લોકોના જયઘોષ ઉપરથી જાણી શકાય છે! તકરારનો નિવેડો આ દર્ગામાં જ થાય છે. માણસનો ગુન્હો પુરવાર થાય કે તુરત જ તેનું માથું 'ફરસ'થી ઉરાડીદેવામાં આવે છે, અથવા તેને જીવતો ને જીવતો પેલા 'કટોહ'માં ફેંકી દેવામાં આવે છે. ત્યાં તે બરોબર શેકાય એટલે તેને બહાર કાઢી તેનું માંસ પ્રસાદ તરીકે બધાં વહેંચી ખાય છે!"

"આ પદ્ધતિ ક્રૂર છે ખરી; પણ તકરારનો ફડચો લાવતાં વાર લાગે નહિ, એ વાત મોટા સન્તોષની છે." વકીલાતનો પૂરો અનુભવ લીધેલા નાનાસાહેબે ટીકા કરી.

"આ સભાનો બધો હેવાલ સાંભળ્યા પછી તો હવે એવી સભા પ્રત્યક્ષ જોવાનો મને વિચાર થયો છે. જ્યારે જોગ આવે ત્યારે ખરું. એકાદ દિવસે રાત્રે જઈ આ જંગલી લોકોનો 'દર્ગો' જોવાની મારી ઘણી ઇચ્છા છે." આનન્દરાવ ઉત્સાહથી બોલ્યાઃ

"હવે એટલી હદે ન જશો ! "अति सर्वत्र वर्जयेत् ।" બાએ કહ્યું.

બાસાહેબની આ બ્હીક બધાંને હસવા જેવી લાગી; પણ સ્ત્રીઓને– ઉત્તરાનેય પણ–તે ખરી લાગી, એ વાત માનસશાસ્ત્રની દૃષ્ટિથી ખાસ યાદ રાખવા જેવી છે. પુરુષોએ સ્ત્રીઓના બ્હીકણપણા વિષે ઘણી ટીકા કરી, ત્યાર બાદ આનન્દરાવે આ નરમાંસભક્ષક લોકો વિષે વધારે માહિતી કહી સંભળાવી.

આ વર્ણન પૂરું થતાં સાંજ પડી ગઈ અને બાસાહેબ દીવો લેવા અંદરના ઓરડામાં ગયાં. ત્યાં તેમને ટીલ્લુ મળ્યો. બન્ને વચ્ચે થોડીક વાતચીત થતાં બાસાહેબ ઘણાં જ દિલગીર થયાં, અને તે ટીલ્લુને લઈ બહાર આવી બોલ્યાં: "શાસ્ત્રીજી ! અમે બૈરાં બ્હીકણ છીએ, એમ કહી તમે હમણાં જ હસતા હતા ને? સાંભળો હવે આ ટીલ્લુ શું કહે છે તે?" આ શબ્દો કંઇક દુઃખિત અન્તઃકરણે અને કંઇક અભિમાનમૂલક આનન્દથી તેમણે ઉચ્ચાર્યા.

"કેમ ટીલ્લુજી! શી ખબર છે?" નાનાસાહેબે હસતાંહસતાં પૂછ્યું. ટીલ્લુ તો કાંઈ પણ બોલ્યો નહિ.

"આશ્રમની સ્ત્રીઓને લઈ જવાનો વિચાર ગામના લોકોમાં ચાલી રહ્યો છે" આ વાત બાસાહેબને જ મ્હોંથી બધાંએ સાંભળી, અને બાસાહેબનું કહેવું ખરું છે, એમ ટીલ્લુએ પણ પોતાના ચ્હેરાથી અને અલ્પશબ્દક ઉદ્‌ગારોથી બધાંને કહ્યું.

"અલ્યા, તને કોણે આ વાત કહી?" ભાઉસાહેબે પૂછ્યું.

ટીલ્લુ કાંઇ બોલ્યો નહિ; પણ તે જરાક દિલગીર થયો તેમ કહેવા કરતાં તે શરમાયો એજ કહેવું યથાર્થ થઈ પડશે.

"તેમનો ગુપ્ત પ્રપંચ ટીલ્લુએ ક્યાંથી જાણ્યો?" આનન્દરાવે ટીલ્લુની વાત ખોટી છે, એવું સિદ્ધ કરવા શંકા કરી.

ટીલ્લુ કાંઇ બોલતો નથી, એ જોઇ શાસ્ત્રીજી, તેની પીઠપર હાથ ફેરવી તેને પૂછવા લાગ્યાઃ "ટીલ્લુ, ખરું કહે, તને કોણે આ સમાચાર કહ્યા? અને તું આજે ગામમાં શા માટે ગયો હતો? આજે શાકભાજી તો લાવવાની ન હતી!"

"હું અમસ્થોજ ગયો હતો ગામમાં, ત્યાં મેં આ વાત જાણી–"

"એ ખરું; પણ તેં જાણી કેવી રીતે? કોઇ પક્ષી તને આ વાત કાનમાં આવીને કહી ગયું કે શું?"

"હું પેલા ડોસાને ઘેર ગયો હતો, ત્યાં મેં આ વાત જાણી."

"એ ડોસાએ તને કહી છે?" નાનાસાહેબે પૂછ્યું.

"ના ડોસાએ નહિ." ભોળા દિલના ટીલ્લુએ જવાબ આપ્યો.

"ત્યારે કોણે? તેની છોકરીએ?" શાસ્ત્રીજી એકદમ બોલી ઉઠ્યા. આ સવાલ સાભળતાં જ ટીલ્લુ ઘણો શરમાયો; અને આ સૂચકશરમે તેનો ગુપ્ત ભેદ જાહેર કરી દીધો. ટીલ્લુને ગુપ્ત સમાચાર કોણ કહે છે, ટીલ્લુ વારંવાર કામ વગર ગામમાં કેમ જાય છે, એ બધું ય ગાંડી પણ લુચ્ચી શબ્દહીન લજ્જાએ તે બધાંને ક્ષણ માત્રમાં કહી દીધું!

પોતાનો નોકર ગામમાંની એક કુમારિકા સાથે સમ્બંધ રાખે, એ વાત નાનાસાહેબને ગમી નહિ. તેમ જ ટીલ્લુને તેની સાથે પરણવાને, અને પરણવું ન હોય તો, તેની સોબત છોડી દેવાને સ્પષ્ટ શબ્દોમાં કહી દેવાનો તેમણે નિશ્ચય કર્યો. પણ આ વખતે તેના મનને દુ:ખી કરવું એ ઠીક નથી, એવો વિચાર કરી, તે સમંજસ અને કોમલ હૃદયના નાનાસાહેબે પ્રસ્તુત વિષય વિષે જ વાતચીત ચલાવી.

ભાઉસાહેબને તો આ વાત ખોટી લાગવાથી બોલ્યા: "તેવો જો તેમને વિચાર હોય, તો તે વિચાર પ્રકટ કરવાની મૂર્ખતા તે લોકો કરે નહિ.!" અને આનન્દરાવે તો આખો વિચાર જ ભૂલભરેલો ધારી તેને મજાકમાં ઉડાવી દીધો; પરન્તુ રાગિણી, બાસાહેબ અને ઉત્તરા તો આ વાત સાંભળીને ગભરાઇ જ ગયેલાં હતાં, જેથી બાસાહેબ તો 'હવે આપણે અહીંથી જવું જ જોઇએ,' આમ આગ્રહપૂર્વક કહેવા લાગ્યાં. રાગિણીએ તે વાતને અનુમોદન આપ્યું. ઉત્તરાની સ્થિતિ તો ડામાડોળ હતી. તેને શું કરવું તે સૂઝી શકયું નહિ; એક વખતે ત્યાંથી જતાં રહેવું યોગ્ય લાગતું, તો બીજે વખતે એમ લાગતું કે આનન્દરાવને અહીં એકલા મૂકી કેમ જવાય? તેમાં ય વળી શાસ્ત્રીજી બ્હીકણપણાનો આરોપ મૂકે એવી બ્હીક હતી. પણ આ સ્થિતિ વધારે વાર ટકી શકી નહિ. આનન્દરાવની મહત્ત્વાકાંક્ષા તો તે જાણતી હતી. પોતાને પ્રિય અને પૂજ્ય આનન્દરાવ દેશાભિમાનનું કાર્ય કરવાને ઇચ્છે, અને પોતે તેમાં બાધક થાય, એ વિચાર જ ઉત્તરાને અપ્રિય થઈ પડ્યો; અને તેથી ટિલ્લુએ આણેલી ખબર ખોટી અથવા નાપાયાદાર છે, એવું બાહ્યત: તે કહેવા લાગી.

ઘણી વાર સુધી એ ચર્ચા ચાલ્યા પછી આનન્દરાવને માટે બીજા આઠ–દશ દિવસ વધારે રહેવું, એવું નક્કી થયું, ત્યારબાદ બીજી વાતો નીકળી. પોતાના મનમાં રમી રહેલો વિચાર નાનાસાહેબે ગમ્મતમાં જ બધાને

દર્શાવ્યો, અને હસતાંહસતાં તેમણે ટીલ્લુને પૂછ્યું: "તને આ સાલ પરણાવી દેવાનો હું વિચાર કરૂં છું. કેમ તારો શો મત છે?"

"મારે વળી લગ્ન કેવું?" ટીલ્લુના મુખમાંથી આ શબ્દો અસ્પષ્ટ રીતે નીકળ્યા: "નારે બા! મારે ન જોઇએ એ!"

"કેમ?" ભાઉસાહેબે સવાલ કર્યો.

"બૈરીનું પેટ હું કયાંથી ભરૂં?" ટીલ્લુએ જવાબ આપ્યો.

"તેની ફિકર તું ના કર. અમારે ઘેર તે કામ કરશે, એટલે થયું," નાનાસાહેબે ખુલાસો કર્યો.

આ સાંભળી બાસાહેબ બોલ્યાં: "અરે! ઘરકામ માટે એક બાઈની જરૂર તો છે જ; મારાથી હવે ઘરનું કામ થઈ શકતું નથી."

"પણ ટીલ્લુને વહુ મળવી જોઇએ ને? તે તો ઘણો ય પરણવાને રાજી હશે પણ બૈરી વિના પરણે કોને?" શાસ્ત્રીજી બોલ્યા.

"અરે! આપણા આ હિન્દુસ્તાનમાં બૈરાંની શી ખોટ છે? આપણા દેશમાં ઘણીએ જાતનાં બીજાં દુઃખ હશે, પણ બૈરાંનું મોટું સુખ છે. બુઢ્ઢો, રોગી અથવા વ્યસની ગમે તેવો માણસ હોય, તો પણ તેને બૈરૂં ઝટ મળી જાય છે!" નાનસાહેબે ખુલાશો કરતાં કહ્યું.

આ ઉપરથી 'યૂરોપીઅન વિવાહપદ્ધતિ સારી કે આપણી દેશી સારી?' આ પ્રશ્ન ઉપસ્થિત થયો. તેના ઉપર ઘણો જ વાદવિવાદ થયા છતાં પણ કાંઈ નિકાલ આવ્યો નહિ જેથી તે વાત એમને એમ જ અટકી અને કેટલીક વારે બધાં સૂવા ગયાં.

ટીલ્લુને તે રાત્રે જરાએ ઉંઘ ન આવી. કિનરી જોડે પરણવું કે કમ, એ વિચાર તેના મનમાં ઘોળાયાં કરતો હતો. સવાર થયું કે તરત જ તે કાંઈ કામનું બ્હાનું કાઢી ગામમાં ગયો, અને કિનરીના પિતાને મળી તેણે વાતવાતમાં લગ્નની વાત કાઢી. બુઢ્ઢો પણ ટીલ્લુને ચાહતો હોવાથી તેણે તત્સંબંધે ખાસ વાંધો ન કાઢતાં હા પાડી. કિનરીએ તો સ્વયં-નિર્ણય કરી જ મૂકયો હતો.

આ પ્રસંગને ટુંકાણમાં સમાપ્ત કરવાના હેતુથી હવે એટલું જ કહેવું બસ થશે કે ટીલ્લુએ બાસાહેબની મારફતે આ વાત નાનાસાહેબને કાને પહોંચાડી, અને બે ચાર દિવસમાં જ તે આશ્રમમાં આ પ્રેમબદ્ધ વરવધુનો વિવાહવિધિ શાસ્ત્રીજીને હસ્તે થયો.

પરણ્યા પછી કિનરી પણ આશ્રમમાં જ રહેવા આવી, અને થોડા જ દિવસમાં તે મરાઠી થોડું થોડું સમજી અને બોલી શકવા લાગી. ટીલ્લુ પણ તેના નિકટસાન્નિધ્યથી તેની 'કિરાડી' ભાષા સમજતો થયો. આનન્દરાવ તો તેની સાથે તે જ ભાષામાં વાતચિત કરવાનો પ્રયત્ન કરતા. આ પ્રયત્નમાં તેમને પૂરતી સફળતા ન મળી, તે છતાં તે ભાષાના પ્રત્યયોની,

શબ્દોની અને વ્યાકરણુની તેમને ઘણી માહિતી મળી. મેળવેલી માહિતી ઉપરથી તેમણે એવો સાર કાઢયો, કે આ જંગલી લોકો મૂળ તો સિન્ધુ નદીને કિનારે વસતા આર્ય લોકો છે, ત્યાંથી તેઓ તિબેટ કે ચીનમાં ગયા હશે, જ્યાંથી પાછા ફરી હિમાલયમાં નિવાસ કરવા આવ્યા છે. આ શોધોનો આપણી વાર્તા જોડે ખાસ સમ્બંધ ન હોવાથી તેનું સવિસ્તર વર્ણન કરતો નથી. વળી આ બધી શોધો, તેમના રીતરિવાજોની માહિતી વગેરેથી ભરપૂર એવી આનન્દરાવની ડાયરી જ અમારી પાસે હોવાથી અને તે અમે થોડા જ સમયમાં પ્રસિદ્ધ કરવાના હોવાથી એ ચર્ચા અત્રે કરવી અક્ષમ્ય જ ગણાશે. જે વાચક વર્ગને તત્સંમ્બંધે અત્યન્ત જિજ્ઞાસા હોય, તેમણે અમારી પાસેની ડાયરી જોઈ લેવાની કૃપા કરવી, એટલું સૂચવી, હવે આપણે આપણી વાર્તા તરફ વળીએ.

———:o:———

## નવમ પરિચ્છેદ

———:o:———

### આનન્દરાવનું અન્તરંગ

બાસાહેબને આશ્રમમાં રહેવું હવે જો કે પસંદ નહોતું, તો પણ એક કારણથી તેઓ હમણાંહમણામાં ઘણાં ખુશી રહેતાં. આનન્દરાવ અને ઉત્તરાની વૃત્તિમાં અને વર્તનમાં બાસાહેબની પ્રેમદષ્ટિને અભિનંદનીય તફાવત દેખાવા લાગ્યો હતો. અને તેઓ સ્વતઃ વિચાર કરવા લાગ્યાં: “ એકંદરે મારી ઇચ્છા પૂરી થશે ખરી ! ઉત્તરા પરણી જાય, એટલે બસ. પછી મને કંઈ ફીકર નથી. જ્યારે ઈશ્વરની મરજી હોય ત્યારે થાય એ ખરું ! ” આ પ્રમાણે ભાવિ વિવાહનાં ચિહ્નો તેમને દેખાવા લાગ્યાં આથી બાસાહેબને જે આનન્દ થયો, તેથી તે બીજી બધી જ અડચણોને ભૂલી જવા લાગ્યાં.

આનન્દરાવની સ્થિતિ આજકાલ તદ્દન જૂદી જ હતી. ઉત્તરાના વિચાર વારંવાર તેમના મનમાં આવવાથી ‘કિરાડી’ ભાષાનો તેમનો અભ્યાસ મંદ પડવા લાગ્યો અને તેમણે કરેલી શોધોની નિઃસંશય સત્યતા સિદ્ધ કરી શકે એવા પૂરાવા એકઠા કરવાનું તેમનું કાર્ય પણ ઢીલું પડવા માંડ્યું. નવી શોધો કરવાનો આવો પ્રસંગ માણસને વારંવાર મળી શકતો નથી, એ વાત તે જાણતા હતા, તેથી પોતાનો ઉત્સાહ અને પોતાની મહેનત મંદ પડતાં જોઈ તે દિલગીર થતા હતા. “ આળસ તો હમ્મેશ દુશ્મન જેવી છે ! ” તે મનમાં બોલ્યા: “ પણ આ વખતે તો અત્યંત અક્ષમ્ય છે. આ વખતે કોમળ, મધુર, સ્ત્રીવિષયક વિચારોમાં વખત ગુમાવવો એ કર્તવ્યભ્રષ્ટ થવા જેવું છે. જેમના હૃદયમાં કર્તવ્યનિષ્ઠાનું અને દેશાભિમાનનું કંઇક સ્મરણ છે, તેઓને તો આ આળસ જરાય શોભે નહિ ! ”

આનન્દરાવ આ બધું સમજતા હતા. છતાં પણ મનુષ્યનું મન ચંચળ, દુર્નિગ્રહ અને પ્રમાદી છે, એવું જે કહેવામાં આવે છે, તે શું ખોટું છે? આ બધું તે જાણતા, પણ તેમનું દુર્નિગ્રહ મન તેમને ઉત્તરા તરફ આકર્ષતું. ઉત્તરા વિષે ઉત્પન્ન થએલો કોમળ ભાવ દેશાભિમાનને, મહત્ત્વાકાંક્ષાને અને સાહિત્યવિષયક જિજ્ઞાસાને હૃદયમાં સ્થાન આપતો ન હોતો. શાન્તપણે વિચાર કરતાં ઉત્તરા સાથે વિવાહ ન કરવામાં જ તે પોતાનું શ્રેય જોતા; પણ કેટલીક ક્ષણ વિચાર કરતાં તેમના મનમાં એમ જ થતું, કે "ઉત્તરા મારા કામની આડે જરાય પણ નહિ આવે. તે મારા જેટલી જ દેશાભિમાની છે, તેનું મન ઉદાર છે તેમ જ તે સમંજસ અને બુદ્ધિશાળી છે. 'गृहिणीः सचिवः सखी मिथः' આવા પ્રકારની ગૃહિણી થવાને લાયક ઉત્તરા છે." વળી તેમની પ્રબળ જિજ્ઞાસા અને મહત્ત્વાકાંક્ષા એમ સૂચવતી, કે અહિંથી, અહિંની માહિતી પૂરી થયા પછી માનસરોવર પર જવું, અને ત્યાંથી તિબેટ તરફ પ્રયાણ કરવું, પછી 'પ્રવાસીશોધક' તરીકે પોતાનું નામ હિન્દુસ્તાનના ઇતિહાસમાં પ્રખ્યાત કરવું. પણ ઉત્તરાએ—માનસિક ઉત્તરાએ—તો તેમનો પીછો જ પકડ્યો, જેથી તે હતાશ—નિરુત્સાહ બની તેને સ્વાધીન થવા લાગ્યા. અને સ્વતઃ વિચાર કરવા લાગ્યા: "હે પરમાત્મા! તું મને સંસારસાગરમાં ડૂબાડવા જ માગે છે? ખેર, જેવી તારી મરજી! બીજું શું? પણ ભગવન્—અરે ભગવાન્ ભગવાન્ કરવાથી શું વળવાનું છે? પરણવું કે નહિ એ તો મારા હાથમાં છે ને? નકામો તેને માથે દોષ ઢોળવામાં શો લાભ? ઈશ્વરને દોષ દેવામાં કંઇ અર્થ નથી; અને મારી જાતને પણ હું દોષ કેવી રીતે દઈ શકું? જ્યારે ઉત્તરા મને રેશમી—પ્રેમ—દોરથી ખેંચી પોતાના હાથે મને બાંધવા માગે છે, અને ઈશ્વર—હમ્મેશાં કામસહાય બનેલો ઈશ્વર—મને તેની જ ભણી ધક્કોલે છે! ત્યારે તેઓ બન્નેની આગળ મારું શું ચાલે? પણ ઉત્તરા! છોડ, મને છોડ. હું તારો નથી. જગતમાં જન્મીને પરણવા કરતાં, બીજાં મહત્ત્વનાં કર્તવ્યો કરવાનાં મારે ઘણાં છે, સમજી? વળી તું શું કહે છે! 'તમારી મહત્ત્વાકાંક્ષા અને દેશાભિમાનની આડે હું નહિ આવું' એ એ તારા શબ્દો શું ખોટા છે? તું ખોટું બોલે છે! ના, ના, હું જ ભૂલ્યો—તું કદિ પણ જૂઠું બોલવાની નથી!"

આ પ્રકારનો અંતઃક્ષોભ આનન્દરાવના મનમાં ચાલતો હતો તેથી કહો, અથવા ભાષાનો અભ્યાસ કરવાના બેહદ શ્રમથી કહો, યા તો ઈશ્વરેચ્છા કે દૈવગતિથી કહો પણ આનન્દરાવ એકાએક તાવથી માંદા પડ્યા, અને જ્વર વધુ પ્રમાણમાં હોવાથી અનર્થ થવાનો પ્રસંગ આવ્યો. બધાં ગભરાયાં! આનન્દરાવની નોંધો અને ડાયરીઓ જોઈને નાનાસાહેબનું હૃદય ભરાઈ આવતું, અને આંખમાં આંસુ પણ આવી જતાં! "આ

નોંધો લખનારો આત્મા તેમની જેમ જ મૂક અને નિર્જીવ બનવાનો હશે? સર્વત્ર–આખા જગતમાં પ્રવાસ કરવાની ઇચ્છાવાળો આ મહત્ત્વાકાંક્ષી જીવ મુઠ્ઠીભર માટીમાં જ મળી જવાનો હશે! આનન્દરાવનો ગ્રંથ છપાઇને બહાર પડતાં પહેલાં જ તેમના જીવન–ગ્રંથની સમાપ્તિ થવાની હશે? જીવિત ક્ષણભંગુર છે અને સુખાસક્ત મનુષ્ય મૂર્ખ છે, એ નિઃશંક છે!"

હૃદયમાં અમંગલ અને અભદ્ર વિચાર આવવા ન જોઇએ; એ વાત સર્વમાન્ય ખરી પણ આવા વિચારો તેમનાં મનમાં આવે, તેમાં તેમનો શો દોષ? વિચાર કંઈ કોઇના ગુલામ થોડા જ છે?

———:o:———

## દશમ પરિચ્છેદ

———:o:———

### જંગલી લોકોની સલાહ

આપણું પ્રવાસીમંડળ આનન્દરાવની પ્રકૃતિ વિષે જ્યારે ચિન્તા-ગ્રસ્ત હતું, ત્યારે તે આશ્રમની નજીકમાં બીજા જ પ્રકારની 'ખટપટ' ચાલી રહી હતી. ગામ બહાર વારુણી નદીને કિનારે બે કૃષ્ણવર્ણ જંગલી પુરુષો કંઇક અંશે ગુપ્ત સમ્ભાષણ કરી રહ્યા હતા. બન્ને લગભગ અર્ધ નગ્ન હતા; પણ તેમનાં શરીર અવનવા રંગોથી ચિત્રાયલાં હોવાથી તેમના અર્ધ નગ્ન–પણ તેજસ્વી કૃષ્ણ શરીરો ખરાબ દેખાતાં ન હોતાં. બન્નેનાં તીરકામઠાં અને પીંછાંવાળા તીરના ભાથા તેમણે શિકારમાં મારેલા પશુની કે પક્ષીઓની જેમ ભોંયપર વિખરાયલાં પડ્યાં હતાં, જેની પાસે જ તીક્ષ્ણ ફરસ પણ પડી પડી ચળકતી હતી. એ બેમાંનો એક પચાસેક વર્ષની ઉમ્મરનો અને બીજો તેના પ્રમાણમાં યુવાન હોય એમ લાગતું હતું.

આ વૃદ્ધ મનુષ્ય તે ગામનો રાજા કિનતોબા જ હતો. તેનું કપાળ વિશાળ હતું, નાક ગરુડની જેમ લાંબું અને અણીવાળું હતું, અને આંખો કાગડાની જેમ તીક્ષ્ણ હતી. તેના ઉંચા, સીધા, માંસલ શરીર તરફ અથવા ભવ્ય, તેજસ્વી, ઉગ્ર યા ક્રૂર ચ્હેરા તરફ જોયું હોય તો આ માણસ તેની યુવાવસ્થામાં શૂરવીર અને સાહસિક યોદ્ધો હોવો જોઇએ, એવી સહજ ખબર પડે એમ હતું. તેના સાથી પાસે બેઠેલા યુવાન યોદ્ધાના પ્રમાણમાં તે, હવે શક્તિ, ચપળતા વગેરે બાબતોમાં અવશ્ય ઓછો હતો; પણ તેના શરીર તરફ જોતાં તે તરૂણાવસ્થામાં પેલા બીજાથી વધારે શક્તિમાન અને ચાલાક હશે, એવો ખ્યાલ સહજ જ આવે છે.

આ બીજા યોદ્ધાની ઉમ્મર ત્રીસેક વર્ષની હતી. તે જોરાવર અને ઠીંગણો હતો, અને તેના ચ્હેરામાં યુવાનીનો મદ અને શૌર્યનું તેજ હતું, એટલુંજ નહિ પણ તદુપરાંત મોકળી બેફીકર મનોવૃત્તિની મોહકતા પ્રકાશી રહી હતી. એની લાયકાત ટુંકમાં કહીએ તો, તેની પાસે બેઠેલા

પેલા વયોવૃદ્ધ અને પ્રપંચી કિનતોબાને પદભ્રષ્ટ કરી તેની જગાએ આ યુવાન અને સાહસિક વીરને 'કિનતોબા' નીમવો, એવી જાતનો વિચાર તેની જાતના ઘણા લોકો હવે કરતા હતા તેમ જ હાલનો કિનતોબા પણ તેનાથી ડરતો રહેતો, એટલું કહેવું બસ થશે.

મીરબલનું–એટલે પેલા જુવાન યોદ્ધાનું અને તે વૃદ્ધ કિનતોબાનું આટલું વર્ણન કરી તેમનું સંભાષણ જ જીજ્ઞાસુ વાચકો સમક્ષ મૂકયું હોય તો તેમની વચ્ચે કયો વિચાર ચાલી રહ્યો હતો, તે સહેજે ધ્યાનમાં આવશે.

"કેમ, મીરબલ!" કિનતોબા બોલ્યા: "આજનો શિકાર તો ઘણો સરસ થયો! પણ શિકાર કરી સ્વામીના મઠ પાસેથી આવતાં મારા મનમાં કેટલાક વિચારો આવ્યા, જે તને કહેવાને હું અધીરો થઈ ગયો છું.

"કયા વિચાર? હમણાં એ આશ્રમમાં કેટલાંક નવાં માણસ આવ્યાં છે, તેમને વિષે?" મીરબલે પૂછયું.

"બરોબર ઓળખી કાઢયું!"

"તેમની અંદરનો એક ગોરો દેખાતો નવયુવાન છોકરો દરરોજ આપણા ગામમાં આવે છે, અને બધા લોકોને કંઇ ને કંઇ પૂછતો ફરે છે. તે વિષે તો તમને કંઇ શંકા નથી આવતી ને? મને તો તેને જ વિષે શંકા આવી; પણ તે તો ગાંડીઓ દેખાય છે. આખો દિવસ કશાક-ના ધોળા પાનપર વેંતભર લાકડીથી ઘસ્યાં જ કરે છે!"

"એ લોક કોણ છે, તેની મેં ખબર કાઢવી છે. મેં તેમના આશ્રમ-માં નાનાં નાનાં છોકરાંને મોકલી, એ લોકો કેટલાં છે, અને તેમાં બૈરાં કેટલાં છે, એબધી જ માહિતી મેળવી છે."

"તો પછી એ લોક કોણ અને કેટલા છે? તમને જો તેમનો ડર લાગતો હોય તો આ આપના ગુલામને-મીરબલને હુકમ કરો, એટલે તે એકદમ બધાંનાં માથાં આ ફરસથી ઉડાવવા ચૂકશે નહિ!"

મીરબલને પોતાને વિષે માન છે, એવું જોઈ તે ઘરડો કિનતોબા ખૂશ થયો. મીરબલ કિનતોબા થવા માગે છે, એવી જે ખબર તેને મળી હતી તે ખોટી છે, એવી તેની ખાત્રી થઈ, તેમ જ મીરબલ વિષે તેના મનમાં જે દ્વેષ હતો તે પણ ઓછો થયો.

"મીરબલ! એવો વખત ઘણું કરીને તો નહિ આવે અને આવશે તો એ કામ તું કરીશ, એમાં જરાય શંકા નથી. પણ–"

"તો પછી તમને બ્હીક શાની લાગે છે?"

"બ્હીક કયાં છે? પણ એકાદ વાર એવું લાગે છે, કે એ લોકોને અહીંથી કાઢી મૂકયા હોય તો ઠીક."

કિનતોબાનું આ ભાષણ પ્રપંચી હતું. તેને વિજયગામવાસી મંડળ-ની નહોતી લાગતી બ્હીક, કે નહોતો તેમને માટે દ્વેષ. એથી ઉલટું તેની

દષ્ટિમર્યાદામાંથી ઉત્તરા ચારપાંચ વાર પસાર થયલી હોવાથી તેની પાપીષ્ટ કાકદષ્ટિ તેની ઉપર ગઈ હતી. પણ એ પારકી સ્ત્રી સાથે પોતે પરણે, તો તે પોતાની જાતને અથવા **મીર**બલ જેવા યોદ્ધાઓને રુચશે કે કેમ, એ તેને શંકા હતી. પોતાનો હેતુ **મીર**બલની ધ્યાનમાં ન આવે એવી રીતે તે તેનું મન તપાસતો હતો. અસ્તુ.

શૂરવીર પરન્તુ ભોળા દિલના **મીર**બલને કિનતોબાનો આ અંતઃસ્થ હેતુ ખબર ન હોવાથી તેણે સરળ ભાવે પૂછ્યું: "કેમ? કાઢી મૂકવા તમે શા માટે માગો છો?"

"તેઓમાંના એકે આપણામાંના એકને મારી નાંખ્યો અને એક છોકરીને નસાડી, એ તું જાણે છે ને?"

"હા, પણ તેમાં ખોટું શું થયું?" **મીર**બલે પોતે જ ત્રણ ચાર સ્ત્રીઓને પોતાના બાહુબળથી ઘરમાં આણેલી હોવાથી તેને આમાં જરાય અજુગતુ લાગ્યું નહિ. યુદ્ધ કરી સ્ત્રીઓ મેળવવી, આ વાત તે નરભક્ષક જંગલી લોકોમાં નિંદ્ય મનાતી નહોતી, એ તો સ્પષ્ટ જ છે.

"તેમાં ખોટું તો કંઈ નથી, પણ તે લોકોએ આપણામાંની એક કન્યાને નસાડી, તેનો બદલો જો આપણે લઈ ન શકીએ, તો આપણે માટે એ શરમભરેલું ન ગણાય?"

"એમાં શરમભરેલું શું છે?" **મીર**બલે ખૂલ્લે દિલે પૂછ્યું: "આપણામાંનો કોઈ તેમનામાંની સ્ત્રી લાવવા માગતો હોય, તો પણ તે તેને પકડીને લઈ આવે! તેને કોણે ના પાડી છે?"

"પણ તેમની સ્ત્રીઓ તેં જોઈ છે ખરી? તેમાંની એકાદ તારે લેવી–"

"જો મારે લેવી હોત, તો હું તેને ખેંચીને મારે ઘેર લઈ પણ ગયો હોત."

**મીર**બલનું આ ભાષણ સાંભળી બુઢ્ઢો જરાક શરમાયો. પોતે જો યુવાન હોત, તો પોતાને મનગમતી કન્યાને કયારનીય ખેંચીને પોતાને ઘેર લઈ ગયો હોત, એવો તેણે વિચાર કર્યો. તેમાં ય વળી તેને બીજો આનન્દ થયો, કે જેને પોતે ચાહે છે, તેની તરફ **મીર**બલની બિલકુલ દષ્ટિ નથી! **મીર**બલ જો પોતાનો પ્રતિસ્પર્ધી હોત, તો તે હેતુ સફળ થાય એ અશકય હતું, એ તે ખાસ જાણતો હતો.

**મીર**બલ પોતાના વિચારની આડે આવે એમ નથી, એવી ખાત્રી થતાં ખૂશ થઈ કિનતોબા બોલ્યો: "**મીર**બલ! તેમનામાંની એકાદને આપણી જાતના કોઈને મેળવી આપવી, એમ તને નથી લાગતું?"

"ના, મને તો નથી લાગતું એવું; જેને જોઈએ તે પકડી લાવે."

"હું પણ તે જ કહેવા માગું છું. પણ જો કોઈ તેમનામાંની એકાદને પકડી આણે અથવા મંગાવે, તો તું તેની સામો તો નહિ થાય ને?"

"હું શું કરવા થાઉં?"

"તું સામો ન થાય, એ હું જાણું છું: પણ આપણામાંના કેટલાક લોક કહે છે, કે એ લોકોને પકડી લાવી તેમને કટોહમાં હોમી દેવા. મને તો આ વાત એટલી બધી પસંદ નથી. પણ તારું શું ધારવું છે?"

"મને–મને–મને તો કંઇ જ સૂઝતું નથી. મેં એ વિષે વિચાર જ નથી કર્યો." મીરબલે ટુંકો જવાબ આપી રોકડું પરખાવ્યું.

"તો વિચાર કરી જોજે. આપણા મયાણીએ મને આ વાત કહી હતી, તેથી મેં તને પૂછ્યું."

'મયાણી' એ મીરબલનો પ્રતિસ્પર્ધી બીજો યોદ્ધો હતો, એ વાત કહેવી અત્રે ખાસ જરુરની છે.

ઉપરની વાતચીત થયા પછી કિનતોબાએ વિષય બદલ્યો; અને ત્યાં બીજી થોડીક વાતો કરીને તે બુઢ્ઢો, નીચ, પ્રપંચી કિનતોબા અને બીજો જંગલી, ભોળો, પણ શૂરવીર યોદ્ધો પોતપોતાની ઝુંપડી તરફ ચાલ્યા ગયા.

———(:o:)———

## એકાદશ પરિચ્છેદ

——:o:——

### લપસી પડયા!

विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः । कालिदास

ગયા પ્રકરણમાં થયેલા સંભાષણને દશ બાર દિવસ વીતી ગયા. તેટલા સમયમાં ઈશ્વરકૃપાથી આનન્દરાવનો તાવ મટી ગયો અને તે થોડું થોડું હરતાફરતા થયા હતા. શરૂઆતના બે દિવસ તો તેમનો તાવ એકસો છ ડીગ્રી સુધી રહ્યો હતો. (તે પોતે ડોકટર હોવાથી તેમના ખિસ્સામાં જે નાનકડું થર્મોમિટર તે રાખતા, તેનો ઉપયોગ કરીને તાવની ડીગ્રી કાઢી શકાઈ હતી.) આ તાવ ભયજનક તો હતો જ; પણ સ્વામી-શિષ્યોએ તેમને વન્યપર્ણનો અને મૂળીઆંનો જે ઉકાળો કરી આપ્યો, તેથી અથવા કદાચ બીજા કોઈ કારણથી તેમનો તાવ ઉતરવા લાગ્યો. આ તાવમાં રાગિણીએ તેમની કેવી અને કેટલી સેવા કરી, તે વર્ણવી બતાવવાની જરૂર નથી. માંદાની માવજત કરવાનું કામ તો રાગિણીનું જ! માંદા માણસનું મન દુખવ્યા વિના મીઠું મીઠું બોલી કટુ ઔષધો આપવાં, તેની મરજી પ્રમાણે તેને રુચે એવો ખોરાક બનાવી આપવો, આમતેમની વાતો કહી તેનું મન રીઝવવું, આ બધું રાગિણી જેટલું સરસ રીતે કરી શકતી, તેટલું સારું બીજું કોઈ કરી શકે કે કેમ, તેની ખરેખર મોટી શંકા છે. ઉત્તરા તેના કરતાં વધારે ભણેલી સુશિક્ષિત તેમ જ તેને દવા વગેરેની પણ વધારે માહિતી હતી; છતાં રાગિણીમાં જે કંઈ અવર્ણનીય અનિર્દિશ્ય સૌમ્ય માધુર્ય હતું, તે ઉત્તરામાં તો ન હતું જ. આ સ્વ

ભાવભેદ આનન્દરાવને આ માંદગીમાં સ્પષ્ટ રીતે દેખાયો નહિ, એ જાણે જૂદી વાત છે. આ વખતે સ્નેહ–શુશ્રૂષા કરવામાં ઉત્તરા રાગિણી કરતાં ચઢી ગઈ. આનું કારણ વાચકો સહજ રીતે સમજી શકશે!

આનન્દરાવને આરામ થયો અને તે આમતેમ હરતાફરતા થયા, એટલે એમણે વિચાર કર્યો કે શરીરમાં તાકાત આવે તે પછી કિરાડી ભાષાને અભ્યાસ વધારવો અને જંગલી લોકોના રીતરિવાજોનું સૂક્ષ્મ અવલોકન કરવું. આવી માંદગીમાંથી ઉઠીને એકદમ અભ્યાસ શરુ કરે, તો માંદગી વધી પડે, એવી બધાંને બ્હીક લાગી. અત્રે આશ્રમમાં જો બધાં હવે રહે, તો આનન્દરાવને રોકવા મુશ્કેલ થઈ પડશે, એવી બધાંને ખાત્રી હોવાથી આશ્રમ છોડીને ચાલ્યા જવાનો બધાંએ નિશ્ચય કર્યો; અને આનન્દરાવને તો નક્કી કરેલો વિચાર નિરુપાયે રોકી રાખવો પડ્યો.

આશ્રમ છોડી જવાને હવે બે જ દિવસ બાકી રહ્યા, તેથી આનન્દરાવને ઉચાટ થવા લાગ્યો. પોતાના શરીરની દરકાર ન કરતાં, અને નાનાસાહેબના ઉપદેશ વગેરેને ન ગણકારતાં, તે ગામમાં જઈ પોતાની નોંધમાં બાકી રહેલી બાબતોનું ટિપ્પણ કરવા લાગ્યા. આનું તેમને એટલું બધું વ્યસન લાગ્યું હતું, કે એક દિવસે તે સવારના ગામમાં ગયા હતા, તે બપોરના ચાર વાગે પાછા આશ્રમમાં આવ્યા! જતી વખતે 'મને આવતાં કદાચ મોડું પણ થાય,' એવું તેમણે બાસાહેબને જો કહ્યું ન હોત, તો તે બિચારાં નકામી ચિન્તા કર્યાં કરત.

તે દિવસે હવા સ્વચ્છ હતી. આશ્રમના પાછલા ભાગની શોભા ઘણી મનોહર હતી. નદી કિનારો ઘણો સુંદર દેખાતો હતો. 'મારી શોભા જુઓ અને આનંદમાં રહો' એવો જ ઉપદેશ જાણે તે સૌન્દર્ય જગતને કહેતું ન હોય તેમ લાગતું હતું!

આ મનોહર અને આકર્ષક શોભા જોઈ શાસ્ત્રીજીએ, "ચાલો, ફરવા આવવું છે?" એવું બધાંને પૂછ્યું.

બધાં જ એક પગે તૈયાર થયાં. ઉત્તરાનું માથું દુઃખતું હોવાથી તે આશ્રમમાં રહી. વળી આનન્દરાવ ગામમાં ગયેલા હોવાથી પાછા આવે ત્યારે તેમને ખાવાનું આપવાને કોઈની ત્યાં જરૂર હતી જ; અને એ કામ જેટલા આનન્દથી બાસાહેબે ઉત્તરાને આપ્યું, તેટલા જ આનન્દથી તેણે તે સ્વીકાર્યું. રાગિણી તેની સાથે રહેવાની હતી, પણ વનશોભા ઘણી જ સુંદર હતી એ એક, અને શાસ્ત્રીજી તથા બાસાહેબે તેને ફરવા આવવા ઘણો આગ્રહ કર્યો એ બીજું, આ બે કારણથી પોતાની પ્રિય સખીને આશ્રમમાં એકલી મૂકી નદી ઉપરની શોભા જોવા માટે તે બધાં સાથે ગઈ.

આનન્દરાવ આશ્રમમાં પાછાં આવતાં જ બધાં ફરવા ગયાં છે, એ વાત ટીલ્લુના કહ્યા વિના જ ત્યાંની શાન્તિ પરથી તે સમજી ગયા.

'ઘરમાં કોઈ નથી કે શું ?' આવો સવાલ પૂછતાં જ ટીલ્લુએ ઉત્તરાબ્હેન છે, એવો જવાબ આપ્યો. ચ્હા અને ખાવાને માટે કાંઈ બનાવવાનું ઉત્તરાને કહેવાને તેમણે ટીલ્લુને કહ્યું; અને કપડાં કાઢ્યા બાદ તેમણે પોતાની ડાયરી ઉઘાડી આખા દિવસની મેળવેલી માહિતીની તે સવિસ્તર નોંધ કરવા મંડ્યા. લખતાંલખતાં તેમને ભ્રમ થયો કે એક નોંધપોથી પોતે ગામમાં જ ભૂલી ગયા તેથી તરત જ તે લઈ આવવા તેમણે ટીલ્લુને કહ્યું. જેથી ટીલ્લુ ગામમાં ગયો.

આ તરફ ઉત્તરાએ ચ્હા તૈયાર કર્યો, અને પૂરીઓ પણ બનાવી. ચ્હા અને પૂરીઓ લઈ તે આનન્દરાવના ઓરડામાં ગઈ. પણ લખવાના કામમાં તે એટલા બધા મગ્ન થઈગયા હતા, કે ઉત્તરા આવી તે તેમણે જાણ્યું પણ નહિ. હાથમાંનું બધું ભોંય ઉપર મૂકી ઉત્તરા પાણી લેવા ગઈ, અને પાછી પણ આવી. તેમની કલમ ડાયરીના પાનાની ઉપર સરસરાટ દોડી રહી હતી અને છાયાની જેમ આંખો પણ તેની પાછળ અનન્ય ભક્તિથી દોડી જતી હતી. તેથી લેખનસમાધિમગ્ન મૂર્તિ તરફ ઉત્તરા સાદર, સપ્રેમ કુતૂહલથી જોઈ રહી, અને પછી " અહીંથી કોઈ કાંઈ લઈજાય, તો પણ તેની ખબર પડવાની નથી, એમ લાગે છે ! " આવા શબ્દો હસતાં હસતાં બોલી.

આ શબ્દો સાંભળ્યા પછી—અથવા આ શબ્દોના જેવો અવાજ કર્ણપટપર પડયા પછી આનન્દરાવ જાણે જાગૃત થયા હોય તેમ ચમકયા, અને "કોણ ? શું ?" આ ઉદ્દ્‌ગાર અજાણતાં તેમના મુખમાંથી નીકળી પડ્યા અને તેમણે સામું જોયું. ઉત્તરાને જોતાં તેમની સમાધિ પૂરેપૂરી ઉતરી. તે ચમકયા, શરમાયા, અને સાથે હસ્યા પણ ખરા.

"લખતાંલખતાં મને ભાન જ ન રહ્યું !" કંઇક તો બોલવું જ પડશે, એમ સમજી આનન્દરાવ બોલ્યા.

" એ ડાયરી હું કાલે ફાડી નાંખવાની છું !" ઉત્તરા હસીને બોલી.

"કેમ ? એ બિચારીએ શાં પાપ કર્યાં છે તે ?"

"એની આગળ બીજી બાબતોનું ભાન નથી રહેતું તેથી !" ઉત્તરાએ જવાબ આપ્યો. આ પછી આનન્દરાવ કંઈ બોલ્યા નહિ. તે જરાક હસ્યા, અને લોટામાંનું પાણી લઈ હાથ મોં ધોઇ તેમણે કોગળા વગેરે કર્યું. આ પછી નીચું માથું રાખી વિચારમગ્ન, ઉદાસ અને જરાક લજ્જાન્વિત થઇ તેમણે પૂરીઓ ખાવાનો આરંભ કર્યો.

"ખાંડબાંડ આપું?" ઉત્તરાએ પૂછ્યું.

"આ પૂરીઓ ખાંડ કરતાં પણ મીઠી છે. કોણે કરી છે, કોણ જાણે ?" આનન્દરાવે વિનોદબુદ્ધિથી જાણી જોઇને પ્રશ્ન કર્યો.

"ગમે તેણે કરી હોય પણ તમને ભાવી એટલે બસ !" ઉત્તરા જરાક શરમાતાં બોલી.

ઉત્તરા સાથે આથી વધારે વાતચીત કરવી એટલે તેના તાબામાં જવું, એવું ધારી તેની સાથે વધારે બોલવું જ નહિ, એવો આનન્દરાવે નિશ્ચય કર્યો, અને કઠોર ભાવ મુખપર ધારણ કરી તે ચૂપ થઈ બેઠા.

આ બધો તાલ જોઈ ઉત્તરા પાછી રસોડામાં જવા લાગી. એ જોતાં જ આનન્દરાવ દિલગીર થયા. અને વાતચિત શરુ કરવાના ઉદ્દેશથી તેમણે કહ્યું: "આજે બાસાહેબ પણ ફરવા ગયાં એ શું?"

"હા, હવા સારી છે તેથી બા તેમ જ સાથે રાગિણી પણ ગઈ."

"ને કિનરી કયાં છે? જેમ તેમ બે ચાર શબ્દો વધુ બોલીને તેને ખોટું ન લગાડવાના ઉદ્દેશથી આનન્દરાવે આગળ ચલાવ્યું.

"કિનરી તેના બાપને ત્યાં આજે ગઈ છે; કાલે પાછી આવશે."

"ને સ્વામીજીના શિષ્યગણમાંનું પણ કોઈ નથી દેખાતું!"

"રસોઇનો સામાન કાઢી આપીને તે બધા ગયા છે. વખતે ગયા હશે, દેવદર્શન કરવા સારું!"

"ત્યારે તો આજે તમે આશ્રમમાં એકલાં જ છો?" આનન્દરાવ સહજ બોલી ગયા. પણ એ વાકયના ઉચ્ચારથી બન્નેનાં અન્તઃકરણમાં અવનવા ભાવ ઉત્પન્ન થયા. તે પાપાત્મક નહોતા જ; પણ આ વાકયથી તેમનાં મન ચલવિચલ થવા લાગ્યાં એટલું તો ચોક્કસ.

"તમે કિનરીને ભલી છોડી, ઘરમાં કામ કરવાને કોઈ નહિ જોઇએ?" ગમે તે પ્રકારે મનની વિકૃતિ છૂપાવવાને આનન્દરાવ બોલ્યા.

"બે દિવસ પછી આપણે બધાં જવાનાં, એટલે કિનરી પોતાના બાપને મળવા ગઈ. ફરીથી કંઇ પાછી થોડીજ આવવાની છે? ત્યાંથી આટલે દૂર પાછું આવવાનું બને પણ ખરું?".

"એ બધું ખરું, પણ નોકરની આટલી બધી દરકાર સ્ત્રીઓ કયારથી લેવા લાગી? સ્ત્રીઓનું મન આટલું ઉદાર થાય, તો હિન્દુસ્તાનનું તો ભાગ્ય જ ફરી જાય!" આનન્દરાવ હસીને બોલ્યા.

"અરે, સ્ત્રીઓ કરતાં તો પુરુષો જ નિર્દય હોય છે!" ઉત્તરા બોલી.

"શા ઉપરથી? પુરુષોએ કદિ નોકરચાકરોને હદ બહાર કામ કહ્યું યા તો તેમને ધમકાવ્યા છે ખરા?"

"નોકરોને વધારે કામ નહિ કહેતા હોય, ને ધમકાવતાય નહિ હોય! પણ ઘરમાંની સ્ત્રીઓને પોતાને લીધે કેટલું દુઃખ સહન કરવું પડતું હશે, તેનો તે કદિ પણ વિચાર કરે છે ખરા?"

"જયારે તમારા જેવી સ્ત્રીઓ પાસે હોય, ત્યારે તેમની વિચાર બુદ્ધિ ઠેકાણે હોય જ શાની, કે બિચારા વિચાર કરવા બેસે?"

આ વાકય ઉચ્ચાર્યા પછી 'પોતે શું બોલી ગયા?' એનો વિચાર આવતાં તેમણે પોતાની જીભ કરડી; પણ હવે જીભ કરડે શું થવાનું

હતું ? ઉત્તરા ઉપરના પ્રેમને રોકી રાખીને અન્તઃકરણપૂર્વક તેમને દેશ-સેવા કરવાની ઇચ્છા હતી; પણ આ જગતમાં એક માણસની ઇચ્છાનું શું ચાલે ? બ્રહ્માંડ ચલાવનારી શક્તિની સામે આનન્દરાવ હોય કે બીજો ગમે તે હોય, તોપણ તેનું શું ચાલી શકે ? જો ઈશ્વરની જ ઇચ્છા બન્નેને પરણાવવાની હશે, તો આનન્દરાવનો સંયમ નકામો જવાનો ! કહેવાનો સાર એટલો જ છે, કે આનન્દરાવ પોતાને, જાળમાં સપડાયલા પાણી-માંના માછલાની માફક ઉત્તરાની સ્નેહજાળમાં સપડાવતા હતા.

'તમારા જેવી સ્ત્રીઓ પાસે હોય તો' આ વાક્યમાંના 'તમારા જેવી' એ શબ્દોથી ઉત્તરા પણ વિદ્ધ થઈ; અને શરમાતાં તે એકદમ બોલીઃ "પુરુષોની આગળ સ્ત્રીઓનું શું ચાલવાનું છે?"

"શું, આ તમે જ બોલો છો ? સ્ત્રીઓના હક્ક પુરુષોની સમાન છે, એવું પ્રતિપાદન કરનાર ઉત્તરા–તમે—"

ઉત્તરા વચ્ચે જ બોલી ઉઠીઃ "હક્કનો પ્રશ્ન આવે, તો હજીએ હું એવું જ કહું, પણ હમણાં હક્કનો સવાલ નથી"

"કેમ કયાં ગયો છે એ સવાલ હમણાં?" આનન્દયુક્ત સ્મિત કરતાં આનન્દરાવ બોલ્યા.

"નદી ઉપરની રેતીમાં જેમ વીરડા હોય છે અને તે જેમ ચોમાસા-ના મહાપૂરમાં અદૃશ્ય થાય છે તેમ, પ્રેમના પ્રવાહમાં હક્કના બધા પ્રશ્નો છૂપાઈ જાય છે!"

"ત્યારે તો પ્રેમનું માહાત્મ્ય મોટું હોવું જ જોઇએ ?" આનન્દ-રાવ પ્રેમની મશ્કરી કરવાના ઉદ્દેશથી બોલ્યા.

"આનન્દરાવ ! પ્રેમનું માહાત્મ્ય મોટું છે તેમાં સંદેહ શો છે ? તમે પણ તે જ પ્રવાહમાં તણાયા જાઓ છો, એ તમને પણ કયાં યાદ છે ?" આનન્દરાવની મશ્કરી તરફ દુર્લક્ષ કરી, ઉત્તરા ગમ્ભીરપણે બોલીઃ "પરસ્પરનો પ્રેમ હોય તો જ માહાત્મ્ય, નહિ તો પ્રેમ એટલે મરણ જ!"

"જો અરસપરસનો પ્રેમ હોય તો ઠીક જ છે!" આનન્દરાવ બોલ્યાઃ "પણ, જો ન હોય, તો તે કહેવાથી કંઈ થોડો જ આવે છે?"

"પ્રેમ કહીને આવતો ય નથી, અને હોય તો ઘણી વાર તેનું વર્ણન પણ કરી શકાતું નથી!"

થયું ! આનન્દરાવની વિચારશક્તિ પ્રેમના પ્રવાહમાં વહી ગઈ, અને તે પૂર્ણપણે પ્રેમવશ થયા. તેથી ભાન ભૂલીને ઉન્મત્ત માણસની જેમ તે અસંબદ્ધ આવેશથી બોલ્યાઃ "તમારું મન હું સમજી શકતો નથી, એવું થોડું જ છે? પણ કરું શું ? મારા હૃદયમાંનો પ્રેમ એંજીનમાંની વરાળની માફક મારે દબાવી રાખવો પડે છે. યુવતિપ્રેમ કરતાં વધારે પ્રિય એવી એક વસ્તુ મને છે–ભૂલ્યો, 'હતી,' એવું જ હવે કહેવું પડશે.

"પ્રેમ કરતાં બીજી વસ્તુ મને હવે વધારે પ્રિય નથી. થયો, આજે હું તમારો પૂર્ણ દાસ થયો! હવે તો તમે ખૂશ થયાં ને? અરે ઈશ્વર! ઉંચે ઉડનારાને સુવર્ણરજ્જુથી નીચે ખેંચવામાં તને હમ્મેશ આનન્દ થાય છે, તેથી તુંય પ્રસન્ન થા? હે આર્યજન–સેવા! તું હવે આ યુવતીની સેવા કર! હે મહત્વાકાંક્ષા! હવે તારે મારી તરફ ફરી જોવું નહિ. હું તો હવે એક યુવતીના પ્રેમપાશમાં સપડાયલો છું."

આ ઉન્મત્ત ઉદ્ગાર સાંભળી ઉત્તરા તો ગભરાઈ ગઈ. પણ આનન્દરાવના અંતઃકલહને તે પૂર્ણરીતે જાણતી હોવાથી દબાયલા પ્રેમનો સ્ફોટ થતી વખતે આવો જ અવાજ થાય એ સ્વાભાવિક છે, એવો તેણે વિચાર કર્યો. અને પ્રેમનો છેવટે વિજય થએલો જોઇને તે આનન્દિત થઈ. આનન્દરાવના ક્ષુબ્ધ મનને શાન્ત કરવાના ઉદ્દેશથી તે ધીમેથી બોલીઃ "આ શું? હું આપની દેશસેવાની આડે થોડી જ આવવાની છું? નકામી તમે શંકાઓ ઉઠાવી શા માટે દિલને દુઃખી કરો છો?"

"શા માટે, એનો જવાબ નથી!" આનન્દરાવ શાન્ત થઈ બોલ્યાઃ "દિલ દુઃખાય છે એ ખરું, પણ એનું હવે શું કરવું? જે વાત નહોતી બોલવી, તે બોલાઈ ગઈ. હવે વિવાહ કર્યા વિના મોક્ષ જ નથી. યુવાન સ્ત્રીપુરુષોએ એકાન્તમાં મળવું નહિ, એ કહેવું ખરું જ છે! ઠીક, गतं न शोचनीयम्। તમારા પાશમાં હું હવે પૂરેપૂરો સપડાયો છું. જેમ વાઘને પિંજરમાં પૂરે છે તેમ, તમે હવે મને તમારા હૃદય પિંજરમાં પૂરી રાખજો. હવે પ્રવાસનું, શોધખોળનું અને સાહસનું નામ જ જવા દો!"

"જો આપની ઇચ્છા ન હોય, તો ઇચ્છા વિરુદ્ધ કશુંય કરવાને હું કહેતી નથી." ઉત્તરા ખરા અંતઃકરણથી પણ કિંચિત્ કોપથી બોલી.

"હવે વધારે બોલવામાં સાર નથી. પિંજરમાં પૂરાયા પછી પોપટે દાડમના કળીઆ ખાવા, એજ તેને માટે ડહાપણભરેલું કામ છે! નકામો શોક કરવાથી શું? ઠીક, પણ તમને તો થયોને હવે આનન્દ?"

"જેને આનન્દ થવો જોઇએ તેને જો આનન્દ નથી, તો પછી મને તે ક્યાંથી જ હોય?"

"મારે તો આનન્દ છે! હવે તો થયું ને? મારા જેવો ભાગ્યશાળી કોઈ નથી! હું આનન્દને શિખરે છું! મને તો બધે આનન્દ જ પ્રસરી રહેલો જણાય છે! બોલો, હવે કંઈ છે?"

"એમ ન સમજશો, કે હું મશ્કરી નથી સમજતી!" ઉત્તરા સ્મિતપૂર્વક માથું હલાવી બોલી.

પોતાનું ઉચ્ચ ધ્યેય--પોતાનો કેટલાય વર્ષનો દૃઢનિશ્ચય આજ અણચિંતવ્યો તૂટી જવાથી આનન્દરાવને પહેલાં તો પશ્ચાત્તાપ થયો; અને તેથી તેમને જે અંતઃક્ષોભ થયો, તે હૃદયમાંના પ્રચંડ અને સુખદ પ્રેમનિર્ભરથી જલદી શાન્ત થઈ જતાં તેઓ પણ પૂર્ણરંગમાં આવી ગયા, અને તેમણે

તે વખતે ઘણો શાબ્દિક વિનોદ પણ કર્યો. આનન્દના પ્રવાહમાં કેટલીક વાતચિત કરી અને હસતાં હસતાં તેમણે પ્રસ્તુત વાતચિત 'બાસાહેબને ન કહેવા વિષે ઉત્તરાને સૂચન કર્યું.

"હું નહિ કહું, તેથી તે જાણ્યા વિના થોડી જ રહેવાની છે!" ઉત્તરા બોલી: "મારો 'આનન્દ' જોઇને જ તે બધું ય સમજી જશે!"

"અનુમાનથી જાણે ત્યારે ભલે જાણતાં, બાકી આ વાત તેમને કહેવામાં કંઈ સાર નથી. એ તો હું જાણું જ છું, કે સ્ત્રીઓના પેટમાં ગુપ્ત વાત ક્ષણ વાર પણ ટકવાની નથી-જેમ બિલાડીના પટમાં ક્ષીર!"

"પુરુષોના પેટમાં પણ—"

"પણ સ્ત્રીઓમાં એ 'ગુણ' વિશેષ છે?"

"અને પુરુષોમાંય ક્યાં ઓછો છે? આજે જ એનો પૂરાવો મળ્યો. પ્રેમની વાત કંઈ પહેલાં મેં નહોતી કાઢી! અને હું ક્યાં પહેલાં બોલી હતી!"

"હા, ભૂલ તો કબૂલ કરવી જ પડશે! હું લપસી પડ્યો છું, એટલે તમે જે કહેશો તે બધુંય મારે સાંભળવું જ પડશે. વળી એમાં–"

આનન્દરાવ આ પ્રમાણે વાતચિત કરતા હતા એટલામાં બાસાહેબ વગેરે બધાં આશ્રમના બારણા પાસે આવ્યાં છે, એવું ઉત્તરાએ જોયું કે તુરત જ તે ઓરડીમાંથી રકાબી વગેરે લઇને રસોડામાં જતી રહી.

———(:o:)———

## દ્વાદશ પરિચ્છેદ

———:o:———

### વાઙ્નિશ્ચય

ઉત્તરા સાથે એકાન્તમાં વાતચીત કરતી વખતે આનન્દરાવ તેનાં સૌન્દર્ય, બુદ્ધિતેજ, પાવિત્ર્ય અને પ્રેમને આધીન તો જરુર થયા ખરા; પણ પાછળથી પોતાના મનની નિર્બળતા માટે તેમને ઘણું લાગ્યું, અને બનેલી વાત માટે તેમને પશ્ચાત્તાપ થવા લાગ્યો. દેશકાર્ય છોડી વિવાહસુખની પાછળ પડવાના મોહમાં પોતે કેમ પડ્યા, એ વાતની તેમને નવાઈ લાગી, અને પોતાની ભાવનાપ્રધાન નિર્બળ અનિશ્ચિત વૃત્તિથી તે શરમાવા લાગ્યા. પોતાનું ધન જવાથી જેમ માણસ દુઃખી થાય, તેમ પોતાની અવિવાહિતાવસ્થાની સ્વતંત્રતા ગુમાવવાથી તેમને થયું.

તે પોતાના મનમાં જ બોલવા લાગ્યા: "મેં આજે મારી સ્વતંત્રતા પ્રેમ માટે વેચી નાંખી! હું હવે ઉત્તરાનો ગુલામ બન્યો! દેશભક્તિ! હવે મારા હૃદયમાંથી નીકળી કોઇક અવિવાહિત યુવાનના હૃદયમાં તું પ્રવેશ કર. મહત્ત્વાકાંક્ષા! તું હવે અહિંથી નાસી જા, અને યુરોપીઅન શોધકોનો આશ્રય લે. હે દુર્ભાગી હિન્દુસ્થાન! તારું શું થશે, એ તું જ તારી જાતે વિચારી લે. મેં તારી સેવાનો ત્યાગ કરીને એક સુન્દરીની સેવાનો અંગીકાર કર્યો છે! સ્વાતંત્ર્ય, તારો અને મારો હવે કંઈ સમ્બન્ધ નથી,

હું પોતે જ ગુલામીને સ્વીકારી ચૂક્યો છું. હે યૌવન! મારી વિવેકબુદ્ધિ હવે પૂર્ણપણે નાશ પામેલી છે, તને ગમે ત્યાં તું મને લઈ જા. હે સર્વદમન મદન! આજ લગી મેં તારા સામ્રાજ્યને માથું નમાવ્યું નથી, પણ હવે તેં મને જિત્યો છે, તો તું પણ તારા કૌશલ્યથી ધન્યવાદ માની લે."

આ રીતે નિરાશા અને પશ્ચાત્તાપથી ભરપૂર વિચારો આનન્દરાવના મનોનભમાં મેઘમાળાની જેમ આવી અને અદશ્ય થઈ જતા, તેમની ઉદાસીનતા–કૃષ્ણછાયા તેમના મુખ ઉપર પડી; પરન્તુ થોડી વારે વિવેકસૂર્યનો ઉદય થતાં, તેમનું તિમિરાવૃત્ત અને ક્ષુબ્ધ મન શાન્ત અને પ્રસન્ન થયું તેમ જ તેમના વિચારોની દિશા બદલાવાથી તે ઉત્સાહજનક અને આનન્દકારી થયા.

"ઉત્તરાનું અને મારું મન પ્રેમબદ્ધ થયા પછી શરીરને દૂર રાખવામાં શો લાભ? ઉત્તરા જેવી શાણી અને સુશીલ સ્ત્રીના પાવન સહવાસમાં પ્રેમમાધુર્યનો આસ્વાદ લેવામાં ગુલામી શી છે? તેને ચ્હાવું એટલે સત્યજિજ્ઞાસા અથવા દેશાભિમાનનો ત્યાગ કરવો એવું ક્યાં છે? કારણ, તે મારા જેટલી જ–મારા કરતાંય વધારે જિજ્ઞાસુ અને દેશાભિમાની છે, તે કોઈ પણ ઉદાત્ત, ઉદાર કૃત્યની આડે નહિ આવે; એથી ઉલટું તેને લીધે હૃદયમાંની વીર્યવૃત્તિને ઉત્સાહ મળશે. શંકરને જેવી પાર્વતી તેવી મને ઉત્તરા શક્તિરૂપ થશે. એને લીધે મારી સ્વૈરવૃત્તિને અટકવું પડશે; અને સત્કૃત્ય કરવામાં ઉત્સાહ મળશે. સ્વચ્છંદવૃત્તિ જાય એટલે સ્વતંત્રતા ગઈ, એવું કાંઈ નથી. સૂર્ય, ચંદ્ર, તારા આ બધાય કંઈ સ્વેચ્છાચારથી ભટકી શકતા નથી પણ તેમના નિયમમાં રહેવાથી જ તેઓ પ્રિય, વંદ્ય અને પૂજ્ય થયા છે. પણ તેમનો જ દુશ્મન પેલો સ્વૈરવૃત્તિ અનિયમિત રાહુ જે છે, તેને તો બધા દુશ્ચિહ્ન અને ભયહેતુ માને છે! નિયમન અને બંધન એ જગતની પ્રત્યેક વસ્તુને હોય છે. પુષ્પોના વિકાસને, નદીઓના પ્રવાહને અને સમુદ્રના વિસ્તારને પણ નિયમન, બન્ધન અને મર્યાદા તો છે જ!

"એકન્દરે ખરું એ જ છે, કે વિવાહબન્ધન એ કંઈ દોષાસ્પદ બન્ધન નથી, પણ નૈસર્ગિક અને ઉપયુક્ત બન્ધન છે. ઉત્તરા સાથે પરણવું એટલે દેશભક્તિ છોડવી એવું કાંઈ નથી. ઉત્તરા મારા કામમાં વિક્ષેપ નાંખશે, એ માનવું ભૂલભરેલું છે. ઉત્તરા અને રાગિણીના જેવી સ્ત્રીઓ ઠેકઠેકાણે ન હોય. એવી સ્ત્રીઓ પરોપકારરત પતિને પ્રતિબંધ નથી કરતી, પણ તેને તેના કાર્યમાં ઉત્સાહિત બનાવે છે. ભય્યાસાહેબ ગાંડા, તેથી તેમણે થિઑસૉફી અને યોગાભ્યાસની પાછળ પડી રાગિણીનો ત્યાગ કર્યો; પણ ઉત્તરા જેવા રત્નનો શું મારે પણ ત્યાગ કરવો? આ રત્નનો ત્યાગ કરવો એ પોતાને ખરશૂકરની જાતિના છીએ એવું કબૂલ કરવા જેવું છે!"

આ પ્રકારના વિચારથી વિવાહ કરવો યોગ્ય છે એમ આનન્દરાવને લાગવા માંડ્યું, અને તેથી તેમનું મન પ્રસન્ન અને આનન્દિત

થયું. આ એક રીતે ઠીક થયું, નહિ તો વળી તેમણે ઉત્તરાને વિવાહ વિષે આશા આપેલી હોવાથી અને મનમાં જો વિવાહ પ્રત્યે તિરસ્કાર હોત, તો તે બીજા કોઈ વિચિત્ર પેચમાં પકડાત!

ઉત્તરાનું અને આનન્દરાવનું એમ બન્નેનાં મન મળ્યાં તો ખરાં; પણ નાનાસાહેબની સમ્મતિથી તેમની પ્રેમરજ્જુને વિધિપૂર્વક ગ્રન્થિ દેવાનું પવિત્ર મનોરમ કાર્ય હજી બાકી જ હતું. તે કયારે, કયાં અને કેવી રીતે થશે, તેનો આનન્દરાવ વિચાર કરી રહ્યા હતા. "આજની વાત ઉત્તરા બાસાહેબને કહેશે ખરી?" આ વિચાર કરતા હતા એટલામાં નાનાસાહેબ તેમની પાસે આવ્યા, અને થોડી વાર સુધી આમ-તેમની વાતો કરતાં બોલ્યા: "પહેલાં મેં ઉત્તરા વિષે તમને કહ્યું હતું, તેનું ફરીથી એક વાર સ્મરણ કરાવવાને હું આજે એકાન્તમાં તમને મળ્યો છું. ન પરણવાનો જ તમારો જો નિશ્ચય હજી ય કાયમ હોય, તો મારે કશું ય તે બાબતમાં કહેવું નથી; પણ તમારો સમ્બંધ ઉત્તરા સાથે બંધાય એવી મારી ઘણી ઇચ્છા છે. તેનું પોષણ કેવી રીતે કરવું, તે ફીકર તમે જરાય ન કરશો. મારી એસ્ટેટ જે છે તે ઉત્તરાની છે, અને ઉત્તરાની એ તમારી જ છે વધારે શું કહું?"

"હું આપની ઇચ્છાની વિરુદ્ધ જરાય નથી." આનન્દરાવે નમ્રતાથી પણ શરમાતાં જવાબ આપ્યો.

આનન્દરાવ આજે સમ્મતિ આપશે, એ વાત નાનાસાહેબે બાસાહેબની મારફત કયારની ય જાણી હતી, તેમ છતાં ઉપરના શબ્દો આનન્દરાવના સ્વમુખે સાંભળતાં તે કન્યાવિવાહોત્સુક પ્રેમાળ પિતાને કેટલો બધો આનન્દ થયો હશે, તેનો ખ્યાલ, જેની દિકરીનો કન્યાકાળ વ્યતીત થતો હોય, એવા ચિંતાક્રાન્ત પિતાને જેવો આવશે તેવો બીજા કોઇને ભાગ્યે જ આવી શકશે!

બાસાહેબે આ સમાચાર સાંભળ્યા ત્યારે તેમને જે આનન્દ થયો, તેનો વિચાર વાંચકોએ જ કરવો. માતાનાં સુખદુઃખનું વર્ણન કોણ કરી શકે? અસ્તુ. વિવાહવિધિ કયાં કરવો, એ સવાલ તે રાત્રે ચર્ચાયો અને વિવાહવિધ અને લગ્નસમારંભ વિજયગામમાં કરવો એવું નક્કી થયું.

વિજયગામવાસી પ્રવાસીઓએ પોતાનો વિચાર નક્કી તો કર્યો પણ મઠ પાસેના જંગલી ગામમાંના નરભક્ષક, ક્રૂર પેલા જંગલી લોકોએ શું નક્કી કર્યું છે, એ કોઈ જાણે છે? એ કોણ જાણે છે? બધાં વિજયગામવાસી પ્રવાસીઓને ઉંચકીને કટોહમાં ફેંકી દેવાનું નક્કી થયું હોય તો? તેમ જ ઉત્તરાને અથવા રાગિણીને નસાડવાનું 'કિનતોબા'એ અથવા બીજા કોઇએ નક્કી કર્યું હોય તો શું? વ્હાલા વાચક! ચાલો આપણે પણ એ વિસ્મયકારક ઘટનાનું નિરીક્ષણ કરવાને તત્પર થઇએ.

———:o:———

## ત્રયોદશ પરિચ્છેદ

—:o:—

### દૈવપ્રકોપ

આ આશ્રમમાં વિજયગામવાસી પ્રવાસીઓને આવ્યાને ઘણા દિવસ થયા હતા. બાસાહેબ તો ત્યાં રહેવાથી કંટાળી ગયાં હતાં. ઉત્તરાનું લગ્ન વિજયગામમાં પૂર્ણ ભપકામાં કરવાને માટે તે એટલાં ઉત્સુક હતાં કે ઉત્તરાનું ઔત્સુક્ય તેમના પ્રમાણમાં ઓછું હતું, એમ કહીએ તોય ચાલે. તેમણે તો હવે બે ત્રણ દિવસમાં જ ત્યાંથી ઉપડવું એવું સૂચવ્યું.

આનન્દરાવ સિવાય બધાં આ વાર્તાને અનુકૂળ હતાં. આનન્દરાવના મનમાં ત્યાં વધારે દિવસ રહી કારિસેન ગામના લોકોના રીતરિવાજોનું, ધર્મવિષયક વિચારોનું, તેમની ભાષાનું, ત્યાંનાં હવાપાણીનું, અને ત્યાંની વનસ્પતિનું વિગતવાર ટિપ્પણ કરવાની ઇચ્છા હતી. આ લોકોની ભાષા તે હવે થોડીઘણી જાણવા લાગ્યા હતા; પરંતુ ભાષાનું વ્યાકરણ પ્રસિદ્ધ કરવાને પૂરતું જ્ઞાન તેઓ મેળવી શક્યા નહોતા.

વ્યાકરણવિષયક વધારે માહિતિ મેળવી અને બીજી સવિસ્તાર નોંધો કરી પોતાના દેશમાં જઈ હિમાલયની આ જંગલી જાત વિષે એક પુસ્તક લખી પ્રસિદ્ધ કરવું, અને 'શોધક તથા ગ્રન્થકાર' તરીકે ખ્યાતિ મેળવવી એવી તેમની મહત્ત્વાકાંક્ષા હતી; તેથી 'હમણાં જ નિકળવાની કશીય જરુર નથી,' એવું તે આગ્રહપૂર્વક કહેતા હતા, પણ બાસાહેબ આગળ તેમનું કંઈ ચાલ્યું નહિ, અને બે દિવસ પછી બધાં સાથે, ઉપડવાનું તેમને કમને પણ કબૂલ કરવું પડ્યું.

બીજે દિવસે આનન્દરાવ સવારમાં જ આશ્રમથી બહાર નીકળી ગયા અને ગામમાં જઈ અનેક પ્રકારની નોંધો તેમણે કરી લીધી. બપોરે જમવાને માટે પણ તે આશ્રમમાં ન ગયા! કિન્નરીના બાપ પાસે તેમણે થોડુંક દૂધ મંગાવ્યું, અને તેટલાથી સમાધાન માન્યું. આટલું થયા પછી ફરીથી ત્યાંના વૃદ્ધોને પૂછીને મેળવેલી માહિતી ઉતારી લેવા લાગ્યા. જ્યારે તેમનું માથું દુખવા લાગ્યું, ત્યારે જ તે આશ્રમે ગયા. જે વખતે ત્રણેક વાગ્યાનો સુમાર થયો હશે.

આશ્રમમાં આવ્યા પછી ઘણો ખરો સામાન વ્યવસ્થિત રીતે બંધાએલો છે, એવું તેમણે જોયું. ઉત્તરા ચ્હા ગાળતી હતી, રાગિણી પ્યાલા–રકાબી સાફ કરતી હતી, કિન્નરી ઓરડીમાંનો પૂંજો વાળતી હતી, અને બાસાહેબ પોટલું બાંધતાં હતાં. પુરુષો પુસ્તકો એકઠાં કરતા હતા. સ્વામીના કેટલાક શિષ્યો સામાનને માટે મજુર લેવા ગયા હતા, અને બાકીના દેવનાં દર્શન કરવા ગયા હતા. ચ્હાની અને ફલાહારની તૈયારી થતાં સર્વ મંડળ ઉત્સાહપૂર્વક ન્યાય આપવા બેઠાં અને વાતચિતમાં સગુણ અને નિર્ગુણ બ્રહ્મ વિષેનો તેમનો હમ્મેશનો વિવાદ શરુ થયો.

શાસ્ત્રીજી તો નિર્ગુણવાદી હતા, અને બાકીના બધા સગુણવાદી હતા. આ વિવાદપ્રિય મંડળમાં જો કે ઘણી વાર સુધી વિવાદ થયો, તોપણ નિઃસંશય કે નિર્વિવાદ નિકાલ આવી શકયો નહિ; અને ખરું પૂછો તો આવા વિવાદમાં શાબ્દિક દાવપેચ સિવાય બીજું શું હોય? તેથી તે આખો ન આપતાં જેટલો જરુર પૂરતો છે, તેટલો જ આપીશું.

"શાસ્ત્રીજી! બ્રહ્મ નિર્ગુણ છે, એ વાત હું ક્ષણભર કબૂલ કરું પણ આ નિર્ગુણ બ્રહ્મમાં જગતની ઉત્પત્તિ માયાથી થાય છે, એ તો ખરું છે ને?" નાનાસાહેબ બોલ્યા.

"હા, પણ આ આખુંય જગત જ માયામય—જૂઠું છે."

"જૂઠું હશે," નાનાસાહેબે કબૂલ કર્યું પણ આ ખોટું જગત ઉત્પન્ન કરવાનો તેમાં ગુણ છે જ! એટલે, બ્રહ્મ સગુણ છે!"

"હઃ હઃ હઃ!" શાસ્ત્રીજીએ ઉદ્‌ગાર કાઢ્યા, અને આ ઉદ્‌ગારથી જ આક્ષેપની નિરર્થકતા સિદ્ધ કરી. "આ આક્ષેપ આજનો નથી. પૂર્વકાળના લોકોએ આનો જવાબ આપી દીધેલો જ છે. આવા પોલા આક્ષેપોથી અમારું વેદાન્ત જરા પણ ડગશે નહિ."

"તમે પહેલાં તમારો જવાબ સંભળાવો પછી વેદાન્તનો જુસ્સો કેટલો અડગ છે, તે અમે જોઇશું." ભાઉસાહેબ બોલ્યા.

શાસ્ત્રીજી કંઈ જવાબ દે તે પહેલાં જ નાનાસાહેબ વચ્ચે બોલી ઉઠ્યા: "નિર્ગુણ બ્રહ્મ પાસે જગત ઉત્પન્ન કરવાની શક્તિ હશે, અથવા નહિ હોય; જો ન હોય, તો આ જગતની ઉત્પત્તિનો પત્તો લાગતો નથી; જો હોય તો 'જગત ઉત્પન્ન કરવાની શક્તિ હોવી' એ એક ગુણ તમારા બ્રહ્મને વળગે છે!"

"શાસ્ત્રીજી ખરા પકડાયા છે આજે!" રાગિણી હસીને બોલી.

"પણ બ્રહ્મ તો વાસ્તવિક નિર્ગુણ જ છે; તમારી દૃષ્ટિને તે સગુણ ભાસે છે." આમ કહી પોતાના પક્ષનું સમર્થન શાસ્ત્રીજી કરવા લાગ્યા. પણ તે શબ્દોથી તેમને પોતાને સંતોષ થયો કે કેમ તે કહેવું મુસ્કેલ છે.

"સગુણ છતાં નિર્ગુણ કહેવું, એટલે શું?" ઉત્તરા હસીને પૂછવા લાગી: "તમારું કથન માન્ય કરવું એટલે 'છે' અને 'નથી'ની વચ્ચે ફેર નથી એવું જ કહેવા જેવું છે. બન્નેય સાથે કયાંથી હોઈ શકે?"

"એ વાત તમે જાણતાં હોત, તો તમને બ્રહ્મજ્ઞાની શા માટે ન કહેત? વેદાન્તને સમજવો એ કાંઈ સહેલું કામ નથી. વરસોનાં વરસ તપ કર્યાં કરશો, તો પણ તમે જાણી શકવાના નથી. આજકાલનાં માણસો જરા ર–ટ–ફ કરતા થઈ જાય કે લાગલાં જ વેદાન્તપર આક્ષેપ કરવા મંડી પડે છે! તેમને લાગે છે કે વેદાન્ત એ બાળકોની રમત જ છે! અંગ્રેજી જાણનારા લોકો તો એમ જ સમજે છે, કે 'અમે તો

સર્વજ્ઞ છીએ!' પણ વેદાન્ત તેમના આક્ષેપોની આગળ અડગ અને નિશ્ચલ રહી શકે એટલું બળવાન છે. તેમના દરેક આક્ષેપના જવાબ વેદાન્તમાં હોય છે જ!" શાસ્ત્રીજી મશ્કરી કરવાના ઉદ્દેશથી બોલ્યા.

"જવાબ હોય છે, એ કબૂલ; પણ એ જવાબ આક્ષેપકનું સમાધાન કરી શકે કે કેમ, તે જ એક સવાલ છે!" ઉત્તરા વિનોદબુદ્ધિથી બોલી.

આ ભાષણ શાસ્ત્રીજીને બહુ લાગ્યું, શરમાયા છતાં તે ગુસ્સે થયા.

અત્રે ચમત્કાર શો થયો તે જૂઓ. ઉત્તરાનું આજના વિવાદમાં એટલું બધું લક્ષ્ય ન હતું. આનન્દરાવની સાથે પરણ્યા પછી તેમની સાથે એકાન્તમાં કેવી રીતે બોલવું, હાસ્યવિનોદ કેવી રીતે કરવો, હસવું કેવી રીતે, પ્રણયકોપ કેવી રીતે દર્શાવવો, વગેરે બાબતો વિષે તે પોતાના મનમાં વિચાર કરી રહી હતી. ઉપરનું વાકય તે સહેજ અજાણતાં બોલી ગઈ હતી પણ તેનું પરિણામ ઉલટું જ આવ્યું. શાસ્ત્રીજી ગુસ્સે થાય એવા નહોતા, પણ આજે યોગ એવો આવ્યો, કે તે પણ આજના ઉત્તરાના સાદા પણ મર્મભેદક શબ્દો સાંભળીને ગુસ્સે થયા, અને શરુઆતમાં ગુસ્સાભર્યા અને વિષાદપૂર્ણ અવાજે તે આત્મગત ભાષણ કરવા લાગ્યા.

"વેદાન્તસિંહ આજે સુપ્ત છે, એટલે બધાં એની ઉપર કાંકરા મારી શકે છે! સ્ત્રીઓ અને નાની નાની છોકરીઓ પણ! કયાં વેદાન્ત, અને કયાં આજકાલના લોકોનું અધુરું અને અર્ધદગ્ધ જ્ઞાન! રામકૃષ્ણ! રામકૃષ્ણ!! પણ રામકૃષ્ણને બોલાવવાનો અમને અધિકાર શો? અમે અમારી જાતને શાસ્ત્રી અને વેદાન્તી કહેવડાવીએ છીએ; પણ અમને ય બ્રહ્મજિજ્ઞાસા કયાં છે, કે બીજાને હોય? જ્યાં બ્રહ્મજિજ્ઞાસા જ નથી, ત્યાં બ્રહ્મજ્ઞાન કયાંથી હોય? અમને–વેદાન્તભકતોને જ વેદાન્ત શું છે તેની ખબર નથી, તો બીજાંને કયાંથી હોય? અને તેથી તેઓ વેદાન્તની મશ્કરી કરી તેને ઉડાવે એમાં શી નવાઈ? વેદાન્તનું, અમારું અને અમારા દેશનું નસીબ જ વાંકું, તેને કોઇ શું કરે?"

"શાસ્ત્રીજી! મેં તો અમસ્થું મશ્કરીમાં જ કહ્યું હતું, મને વેદાન્ત વિષે જ્ઞાન કયાં છે? મેં તમારી મશ્કરી કરેલી, વેદાન્તની નહિ." ઉત્તરા બોલી:

"ઉત્તરા! હું તારા ઉપર ગુસ્સે થયો નથી, પણ વેદાન્તનો આજકાલ જે ઉપહાસ થાય છે, તે જોઇને મારું મન કોઈ કોઈ વાર ઉદ્વિગ્ન થઇ જાય છે, અને—"

"જવા દોને હવે એ વાત! મને આ તાત્ત્વિકવિવાદોનો હવે પૂરો કંટાળો આવ્યો છે, પણ આપણે જ્યાં એકઠા થઈ બેઠા, એટલે હમ્મેશાં આ જ વિવાદ ઉપસ્થિત થાય છે!" ભાઉસાહેબ બોલ્યા.

"પણ કંટાળે કેમ ચાલશે? આ વિવાદો મહત્ત્વના હોવાથી રે વારંવાર ઉપસ્થિત થવાના જ! બ્રહ્મજ્ઞાન એટલે આખા જગતનું

સત્ય—યાથાતથ્ય જ્ઞાન. આ જગતમાં આપણે રહેવાનું છે, એટલે તેનું યથાર્થ જ્ઞાન મેળવવાની આપણી સ્વાભાવિક ઇચ્છા રહેવાની જ. આથી આ પ્રશ્નથી કંટાળીને કેમ ચાલશે? 'वादे वादे जायते तत्त्वबोधः ।'" નાનાસાહેબે ખુલાસો કર્યો.

"પણ બ્રહ્મજ્ઞાન જેવા વ્યાપક પ્રશ્નો આપણે ચર્ચા માટે ન લઇએ. અને નાના નાના પ્રશ્નોની ચર્ચા કરવામાં આવે તો કાંઇક સન્તોષકારક નિકાલ આવી શકે. દાખલા તરીકે આ સંસાર આનન્દદાયક છે, કે દુઃખદાયક તેનો આપણે વિચાર કરીએ. મને લાગે છે કે જગત તો દુઃખપૂર્ણ છે. આ આવું પાપી, દુઃખી અન્યાયી જગત ઉત્પન્ન કરવામાં ઇશ્વરનો શો હેતુ હશે, કોણ જાણે?" ભાઉસાહેબ બોલ્યા.

શાસ્ત્રીજી તે વખતે કંઇક અંશે દિલગીર જ હતા, છતાં તે સ્વભાવે શ્રદ્ધાળુ, આનન્દી, ઉત્સાહી અને આત્મસંતુષ્ટ હોવાથી તેમને આ જગત એક આનન્દનું સ્થાન જ લાગતું હતું. જગતમાં એકન્દર રીતે જોતાં આનન્દ, સુખ, ન્યાય અને સત્ય છે, એવો તેમનો મત હતો. જે તેમણે આ વખત પણ સ્પષ્ટ રીતે કહી દીધોઃ "હું તો એમ જ માનું છું, કે જગત આનન્દપૂર્ણ છે, એમાં શંકા નથી."

"પણ હજારો, લાખો માણસો દુકાળથી અથવા રોગથી મરણ પામે છે, તેનું શું કરવું?" આનન્દરાવ બોલ્યા.

"તેમને બાળવાનું વળી, બીજું શું?" શાસ્ત્રીજી હસતાં હસતાં બોલ્યા, અન આનન્દરાવને ચૂપ કર્યા.

થોડી વારે આનન્દરાવ પણ હસવા લાગ્યા અને તે બોલ્યાઃ "દુકાળમાં ભૂખથી પીડાતા લોકોને તમે આનન્દી કે સુખી કહેશો કે? લાખો માણસોને આ રીતે દુઃખી કરનારો ઇશ્વર ન્યાયી કહેવાય ખરો કે?"

"જેઓ હમણાં દુઃખી હશે, તેમણે પૂર્વ જન્મમાં પાપ કર્યું હશે? તેમને શિક્ષા કરનારો ઇશ્વર અન્યાયી ન જ કહેવાય!"

આ બોલતી વખતે શાસ્ત્રીજી સગુણવાદી હતા, એ વાત આનન્દરાવ અન નાનાસાહેબ સમજી ગયા, પણ તેમણે તેનો વિરોધ કર્યો નહિ.

આનન્દરાવે આ વખતે બીજો જ મુદ્દો ઉભો કર્યો અને તે બોલ્યાઃ "ઇશ્વિર જો સર્વશકિતમાન છે, તો તેણે પાપરહિત અને કેવળ સુખમય એવું જગત કેમ ન ઉત્પન્ન કર્યું? પાપી લોકો જ તેણે બનાવ્યા ન હોત તો તેમને શાસન કરવાનો અને તેમને દુઃખી બનાવવાનો વખત જ ન આવત!"

"દુઃખ દેવામાં ઇશ્વિરના બીજા હેતુ હશે!" શાસ્ત્રીજીએ કહ્યું.

"પણ તે કયા હશે, તેનો તો આપણને ખ્યાલ આવવો જોઇએ ને?" શાસ્ત્રીજીને ઉત્તરાએ પૂછ્યું.

"દુઃખ સિવાય મહત્તા ન સમજાય એ એક," શાસ્ત્રીજી જ્ઞાનાભિમાનપૂર્વક બોલ્યાઃ "અને બીજું એ છે, કે દુઃખ સિવાય લોકો ઉદ્યમ જ

ન કરે, ત્રીજું એ કે દુઃખ ન હોય તો તેમને પોતાની નૈતિક શક્તિની આત્મપ્રતીતિ થઈ શકે નહિ આ ત્રણ કારણ–"

"તમે છેલ્લું જે કહ્યું, તે કાંઈ બરોબર ન સમજાયું !" રાગિણી બોલી.

"એટલે ધારો કે એક માણસ સદાચારી છે, તેને દુઃખમાં અથવા મોહમાં નાંખી ઈશ્વર જો તેની પરીક્ષા ન કરે, તો તે ગમે એટલા ય મોહ ઉત્પન્ન થાય, તો પણ 'હું મારું સત્ત્વ છોડીશ નહિ' આવું જ કહ્યાં કરશે. ઈશ્વિર તેને અનેક રીતે તાવે, છતાં પણ તે હરિશ્ચન્દ્રની જેમ અડગ રહે અને પોતાનું સત્ત્વ ન છોડે, તો તેને પોતાની જાત વિષે જે વિશ્વાસ આવશે, તેથી તેને ઘણો જ આનન્દ થશે, અને આવા માણસની મહત્તા પણ જગતમાં ઓછી નહિ થાય !"

"એટલે એનો અર્થ એવો જ કે અમારા કલ્યાણને માટે જ ઈશ્વર અમને દુઃખ દે છે! દુઃખ જો એટલું બધું હિતકારક હોય, તો દરેક માણસે આજથી ઈશ્વરની પાસે આ જ માગણી કરવી જોઇએ, કે 'હે ઈશ્વર ! તું અમને હમ્મેશ દુઃખ દે અને અમારી પરીક્ષા કર." રાગિણીએ વ્યંગમાં પૂછ્યું.

"તું મારા કહેવાનો ગમે તેવો અર્થ કાઢી શકે છે–તમે આડો અવળો અર્થ જ કાઢવા બેસશો, તો કઈ વાતમાંથી અવળો અર્થ નહિ નીકળી શકે ? પણ મારી તો ખાત્રી જ છે, કે ઈશ્વિરે જગતમાં જે પાપ, દુઃખ ઉત્પન્ન કર્યાં છે, તેનો કશો જ ઉપયોગ ન હોય, એવું ન બને. માણસોને અથવા મુગાં જનાવરોને દુઃખ દેવામાં ઈશ્વિર આનન્દ માને એટલો નિર્દય તે હોય, એમ હું તો નથી માનતો !"

"તે ખરું હશે, પણ તમે જ કહોને કે આ સંસારમાં દુઃખ અને પાપ ન હોત, તો તમે ખૂશ થાત કે નહિ?" નાનાસાહેબ બોલ્યા;

"દુઃખની વખતે આપણને એમ જ લાગે છે, એ કબૂલ છે; પણ તાત્ત્વિક દૃષ્ટિએ જોવા જઇએ, તો દુઃખ દારિદ્રય, અન્યાય આ બધું આવશ્યક હોય એમ જણાય છે. આ અપ્રિય લાગતી બાબતો ન હોત, તો તેમની સાથે પ્રિય લાગતી સારી બાબતો પણ ન જ હોત. જગતમાં દુઃખ અને દારિદ્રય નહિ હોય, તો મનુષ્યમાં રહેલી ઉચ્ચ મનોવૃત્તિઓ પણ મરી જશે. દુઃખ ન હોય, તો દયા, દાનશૂરતા વગેરે સદ્દગુણોને સ્થાન જ નથી. જગતમાં અન્યાય ન હોત, તો ન્યાયબુદ્ધિ જાગૃત અને તેજસ્વી રહી શકી ન હોત. પાપ ન હોત, તો ક્ષમા જેવી ઉચ્ચ વૃત્તિ નામશેષ થઈ જાત. જગતમાં સંકટો ન હોત, તો હિમ્મત અને સ્વાર્થત્યાગ જેવા સદ્દગુણોનાં નામનિશાન પણ સંભળાત નહિ; અને આપણી અંદર આ સદ્દગુણો છે, એવો આત્મવિશ્વાસ પણ આપણામાં ક્યાંથી આવત ?" શાસ્ત્રીજીએ વિશેષસ્ફોટ કર્યો.

આ વક્તૃત્વની બાસાહેબ, રાગિણી અને આનન્દરાવની ઉપર ગમે તેટલી સારી અસર થઇ હોય, તો પણ નાનાસાહેબ વગેરે બુદ્ધ-

પ્રધાન લોકોપર આની વધારે અસર થઈ નહિ. આ ભાષણ સાંભળી ઉત્તરા તો હસવા જ લાગી. તે બોલી: " ત્યારે તો દુઃખ, દારિદ્રય, દુરાચાર, નિર્દયતા, અન્યાય આ બધું અમારા સુખને માટે જ હશે, ખરું ને ?"

"પણ અન્યાય વગેરે આ જગતમાં છે જ નહિ," શાસ્ત્રીજી અજાણતાં મુદ્દો બદલીને બોલ્યા: "આપણી ટૂંકી બુદ્ધિને જે અન્યાય લાગે છે, તે ઉચ્ચતર દૃષ્ટિએ જોતાં અન્યાય છે જ નહિ. એકંદરે વિશાળ દૃષ્ટિએ જોતાં આ જગતમાં અન્યાય નથી પણ ન્યાય જ છે, એમ દેખાશે. દૂર શું કામ, ઇતિહાસ તરફ જ દૃષ્ટિ કરો ને! ત્યાં તો 'સત્યમેવ જયતે' એ જ તત્ત્વ વિજયી નીવડેલું તમે જૂઓ છો ને ?"

"ક્યાં છે? પાપીઓનો તો રોજ વિજય થતો અમે જોઇએ છીએ!" ભાઉસાહેબ બોલ્યા.

"અરે! એ તો તાત્કાલિક છે." શાસ્ત્રીજીએ જવાબ આપ્યો: "છેવટે તો સત્યનો જ જય છે! સૂક્ષ્મ દૃષ્ટિએ જોઇશું, તો માલમ પડશે, કે જગત સત્યમય અને આનન્દમય છે."

"મને લાગે છે કે, તે માટી જેવું છે. તે સારું ય નથી, અને ખોટું ય નથી." આનન્દરાવ બોલ્યા: આનન્દરાવ ઘણું ખરું વધારે બોલતા નહિ, પણ બોલતા ત્યારે વક્તાની જેમ આવેશમાં આવીને આલંકારિક રીતે બોલતા. તેમના સ્વાભાવનો પાછળ નિર્દેશ થયો જ છે, એટલે તેથી વાચકો આશ્ચર્યમગ્ન નહિ થાય, એવી આશા છે. તેમણે આગળ ચલાવ્યું: "માટીનો તમે ઘટ બનાવશો, તો ઘટ બનશે; બીજું કાંઈ બનાવશો, તો તે બનશે, એ બધું ય તમારા હાથમાં છે. હવે એટલું ખરું છે, કે ઘટ કરવાની તમારી ઇચ્છા હોય, છતાં પણ ઘટ ન બને; કારણ કેટલીક માટી જ એવી હોય છે, કે જેનો ઘટ બની જ ન શકે. પણ કહેવાનો મુદ્દો એ છે કે, જગત એ નિશ્ચિત બનાવી રાખેલી વસ્તુ નથી, પણ તે મૃત્તિકાસમ ઘટનયોગ્ય વસ્તુ છે. ઉપમા જ આપવી હોય, તો જગત એ આનન્દમય ઉદ્યાન નથી, તેમ દુઃખમય ભયાનક જંગલ પણ નથી. જગત તો એક કૃષિક્ષમ ભૂમિ છે. આ ભૂમિમાં ઝાડ વગેરે રોપી સુંદર અને મનોહર ઉદ્યાન બનાવો, તો ઉદ્યાન બને, અનાજ વાવો, તો અનાજ થશે અને બીજાં વૃક્ષો રોપો તો તે જ વૃક્ષો ઉગશે. જગતને ઈશ્વરે આનન્દમય પણ નથી બનાવ્યું, તેમ દુઃખમય પણ નથી સરજ્યું. આ જગતમાં આપણા કર્મ ઉપર બધી વાતનો આધાર છે. ઈશ્વર ન્યાયી નથી, તેમ અન્યાયી પણ નથી. બધા પોતપોતાનો વ્યવહાર ન્યાયથી ચલાવે, તો જગત ન્યાયમય છે, તેમાં જ ન્યાય છે. અન્યાયથી બધા વ્યવહાર ચાલે, તો જગત અન્યાયમય છે. ન્યાય–અન્યાય એ, બધુંય આપણા હાથમાં છે. આપણે ઈશ્વરનિર્મિત નિયમોથી બદ્ધ બની ઘડી–

ચક્રની જેમ ફરવાનું નથી. જગત એ ઈશ્વરનું મોટું યંત્ર નથી; અને આપણે એ જગતના ચક્ર પણ નથી! 'જગત એ ઈશ્વરી તંત્ર પ્રમાણે ચાલનારું યંત્ર છે,' આવું માનવા કરતાં 'જેવું ઇચ્છીએ તેવું આ જગતને આપણે બનાવી શકીએ તેમ છે,' આ મત કેટલો સ્વાભિમાનપૂર્ણ, આનન્દદાયક અને સ્ફુર્તિકારક છે!'

"'સ્વાભિમાનપૂર્ણ' ન કહેશો; 'ગર્વિષ્ટતા–અને ઉદ્ધતાઇથી ભરપૂર છે' એવું કહો." શાસ્ત્રીજી સામા બોલ્યા: "જગતનો બાગ બનાવનારા તમે કોણ? તમારા હાથમાં છે શું?"

"અમારા હાથમાં બધું ય છે—"

આનન્દરાવને ત્યાં જ અટકવું પડ્યું. કારણ કે ઉપરના શબ્દો તે બોલી રહે તે પહેલાં જ "શાંબાય, શાંબાય!" આવા કર્કશ સ્વરો તેમણે બધાંએ સાંભળ્યા. આ શબ્દોનો અર્થ તે લોકોની ભાષામાં 'દીન! દીન! અથવા 'હરહર મહાદેવ!'ને મળતો હતો, એ વાત આનન્દરાવ જાણતા હતા. તે એકદમ ચિન્તાગ્રસ્ત થયા. એટલામાં વળી આશ્રમની આસપાસ ધોંધાટ થતો હોય એવો અવાજ પણ ફરી સંભળાયો, અને આ શી ગરબડ હશે, એ વાતનો તે બધાં વિચાર કરવા લાગ્યાં. નરમાંસ–ભક્ષક કારિસેન લોકોનો તો આ હુમલો નહિ હોય ને? એ જ વિચાર સૌના મનમાં પહેલો આવ્યો, જેથી બધાં ય પોતપોતાને સ્થાને ચૂપચાપ થઇને બેસી રહ્યાં.

શાસ્ત્રીજી કંઇક બોલે, તે પહેલાં ફરસ અને ધનુષ્યબાણ લઈ વીશ પચીશ માણસો એકદમ અંદર ધુસ્યા, અને 'જે જગા છોડશે, તે મુઓ જ જાણજો?' આવાં વાક્યો તેમાંનો એક–તેમનો નાયક–પોતાની ભાષામાં બોલવા લાગ્યો.

આનન્દરાવ અને ટીલ્લુ સિવાય જો કે બીજાં કોઈ એ ભાષા જાણતાં નહોતાં, તો પણ તે નાયકના અને તેના અનુયાયીઓના ચ્હેરાના ભાવો ઉપરથી તેના કહેવાનો ભાવાર્થ બધાં સમજી ગયાં. આ ઓચિંતા હુમલાથી તેઓ બધાં એકદમ ભયભીત–અથવા આશ્ચર્યચકિત થઇ ગયાં. બાબત શી છે, તે પહેલાં તો કોઈ સમજી જ શક્યું નહિ, અને જ્યારે બધી વાત ધ્યાનમાં આવી, ત્યારે 'એ જંગલી લોકોના કબજામાં પોતે સપડાયાં છે,' એ વાત સર્વનાં ધ્યાનમાં આવી. હવે તોફાન મચાવવામાં સાર નથી, એમ સમજી તે બધાં ચૂપ જ રહ્યાં.

નાયકના હુકમથી તે ક્રૂર જંગલી લોક તેમના સર્વના હાથપગ બાંધવા લાગ્યા. કોઇએ આનો વિરોધ ન કર્યો–વિરોધ કરવાનો તે સમય જ નહોતો. જે થાય તે જોયાં જ કરવાનું હતું.

હાથપગ બાંધતાં કેટલી વાર લાગે ? એ મિનિટમાં જ બધાં કેદી થયાં,–પાંચ મિનિટ પહેલાં જ ઈશ્વરને આરોપી તરીકે સામે ઉભો કરી, તે ન્યાયી છે કે અન્યાયી, એ વાતનો નિકાલ કરનારા અમારા ન્યાયાધીશો હવે જંગલી લોકોના હાથમાં કેદી તરીકે ગયા, એ લીલા કોની ?

હાથપગ બાંધ્યા પછી બધાંને ઉભા થઈ જવાની નાયકે આંગળી વતી આજ્ઞા કરી, અને તેમણે તેમ કર્યા પછી પોતાની પાછળ આવવાનો તેણે તેમને હુકમ કર્યો. અને "ચાલતાં ચાલતાં જો કોઈ ગરબડ કરશે, અથવા નાસી જવાનો પ્રયત્ન કરશે, તો ત્યાં ને ત્યાં જ તેનો ધડોલાડવો કરી નાખીશું !" આવા પ્રકારની તેણે ધમકી આપી.

ભાઉસાહેબ, નાનાસાહેબ, શાસ્ત્રીજી અને આનન્દરાવ એ બધા ધીમે ધીમે ચાલવા લાગ્યા. ચીનુભાઈ આજીજી કરી પ્રાણદાન માગવા લાગ્યા, પણ તેને બદલે તેમને ગાલિદાન મળ્યું, અને બે ચાર લાતો 'ભૂયસી દક્ષિણા' તરીકે મળી. બાસાહેબ તો રડવા જ લાગ્યાં. જેથી એક નીચ ડોસાએ તેમને એક એવો તો ઠોંસો લગાવ્યો, અને " એ ડોસલી ! જો રડી, તો છૂંદી નાખીશું ! યાદ રાખ." આ અર્થના શબ્દો આવેશપૂર્ણ કહ્યા કે જેથી બાસાહેબ તો ગભરાઈ ગયાં.

ઉત્તરાનો હાથ પકડી એક ઉંચો માણસ તેને લગભગ ખેંચીને લઈ જતો હતો, અને તેને વિષે અયોગ્ય શબ્દો બોલી પોતાના જેવા જ નીચ સોબતીઓને હસાવતો હતો. દશ મિનિટ પહેલાં આ જ ઉત્તરા આનન્દરાવ સાથે પરણ્યા પછી શી વાતો કરવી, કેમ હસવું વગેરે બાબતો વિષે વિચાર કરી ખૂશ થતી હતી; પણ તે જ ઉત્તરાની અત્યારે આવી દુર્દશા અને વિટંબણા !

રાગિણીને તો ઉત્તરાથી ય વધારે સહન કરવું પડ્યું. એક પાપીએ તેના પ્રત્યે પાપમયદૃષ્ટિ નાંખીને ચાલતાં ચાલતાં જ, બધાંના દેખતાં ચૂમ્બન કરવાનો પ્રયત્ન કર્યો; પણ તેણે એકદમ મુખ ફેરવ્યાથી આ નિંદ્ય અપમાનમાંથી તે બચી ગઈ. આ તેનું સદ્‌ભાગ્ય જ કહેવાય ! છતાં પણ તે દુષ્ટે ફરીથી તેવો પ્રયત્ન કર્યો, કે તુરત જ તેના બીજા એક મિત્રે તેનો નિષેધ કરી ધક્કો માર્યો. એ ઠીક જ થયું !

હાય હાય ! શું સ્ત્રીઓની આ સ્થિતિ ! હે ઈશ્વર ! તું તે વખતે ક્યાં હતો ? શું જાણી જોઇને તેમનાં પૂર્વકર્મના પ્રાયશ્ચિત્ત માટે તું તેમને શિક્ષા કરતો હતો ? પણ આ પ્રકારની વિટમ્બણાને પાત્ર થવા યોગ્ય તેમણે એવું કયું પાપ કર્યું હતું, તે તો, કહે. નાથ ! તું સર્વ જાણે છે ! અમે માનવો તો મૌન ધારી બેસીએ, અને તારી વિચિત્ર લીલા જોઈ રહીએ. આ સિવાય બીજું શું અમારા હાથમાં છે ?

———:૦:———

## ચતુર્દશ પરિચ્છેદ

—:૦:—

### કટોહમાં બલિદાન

કારિસેન લોકોની, અને તેમના કામાન્ધ અને દુષ્ટ કિનતોબાની ખટપટથી એ લોકોએ આપણા વિજયગામવાસી પ્રવાસીઓને કેદ કર્યા, એ સુજ્ઞ વાંચકો સમજી જ ગયા હશે. તેઓમાંના એકને ટીલ્લુએ માર્યો, એ ગુન્હા માટે શિક્ષા કરવાનો અને પોતાની જાતનું આ લોકોએ જે અપમાન કર્યું, તેનો બદલો લેવાનો તે લોકોનો હેતુ હોવો જોઇએ, એ સ્પષ્ટ જણાઈ આવે છે; પણ ઉત્તરા વિષે પેલા કિનતોબાના મનમાં જે કામાત્મક ઇચ્છા હતી, તેજ આ બધાનું કારણ નહિ હોય, એમ કેમ ન કહિ શકાય.

કારિસેન લોકોમાંના થોડા જ માણસો આ બીજી વાત જાણતા હશે. તે જંગલી લોકોનો વિચાર તો 'એ કાશીરોને કાપી નાંખી તેમને કટોહમાં બલિદાન રૂપે શેકી તેમનું માંસ ખાવાનો હતો! દુશ્મનનું માંસ કટોહમાં નાંખી બધાં ભેગાં બેસી જો શેકીને ખાઇ ન શકે, તો વેરની વસુલાત પૂરી ન થાય, એમ તે લોકોની માન્યતા હતી. કોઇના બાપ, ભાઇ, મા કે બીજા કુટુમ્બના કોઈપણ મનુષ્યને માર્યું હોત, તો મારનારનું માંસ આ કટોહમાં શેકી ખાવું, એટલે મૃતપૂર્વજ સંતુષ્ટ થાય એવી તે કારિસેન લોકોની માન્યતા હતી. પણ તેમની ધાર્મિક માન્યતાઓનું વર્ણન ન કરતાં આપણે પ્રસ્તુત વિષય તરફ જ વળવું વધારે ઠીક ગણાશે.

વિજયગામવાસી પ્રવાસીઓને પકડી આણવાને ફરસવાળા લોકોને મોકલી આખું ગામ કટોહની આસપાસ ભેગું મળ્યું, અને દુશ્મનને પકડતાં કેટલી વાર લાગશે, દુશ્મન લડાઈ કરશે કે કેમ, કરશે તો તેનું પરિણામ શું આવશે, જો બધાં કેદી થાય તો તેમને શેકીને આજ ખાવાં કે કાલે, ઇત્યાદિ મહત્ત્વની બાબતો વિષે તે લોકોએ ચર્ચા પણ શરુ કરી. ઓચિંતો છાપો મારવાનો હોવાથી મારામારી થવાનો સમ્ભવ તો નથી, એમ કેટલાકનું કહેવું હતું; પણ કેટલાક ઘરડા લોકો એમ કહેતા હતા કે "શત્રુઓ પાસે "ફટફટીઓ' (બંદુકો) હોવાથી તેઓ મારામારી જરૂર કરશે અને એ 'ફટફટીઓ'થી તે બધા લોકોને કદાચ મારી પણ નાંખશે." આ બ્હીકણુ ભાષણ માટે એક યુવાને તે ઘરડાને ધમકાવ્યો, અને "મારી ફરસથી તેમની પચાસ બંદુકોને હું છૂંદી નાંખીશ," એમ તે બોલ્યો, અને તેના એ શબ્દોને બધાંએ વધાવી લીધા. જેથી ઘરડાઓને પોતાનું ડહાપણ પોતાની પાસે જ રાખવું પડ્યું. થએલું અપમાન છૂપાવવાને તેમણે વિષય બદલ્યો અને થોડી વારમાં બધાં એ વાત ભૂલી ગયાં.

ચર્ચાસ્પદ વિષયોની ખોટ પડે એમ નહોતું; દાખલા તરીકે, બીરબલ એ કિનતોબા થવાને માટે લાયક છે કે નહિ, હાલનો કિન-તોબા ઘણો વૃદ્ધ, કપટી, અને ઉદ્ધત થતો જાય છે કે નહિ, વગેરે વિષયો ચર્ચાને યોગ્ય જ હતા. તે લોકોમાં આ બધી ચર્ચા ધીમે સ્વરે થતી,

એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે, કારણ કે કેટલાક લોક મીરબલના પક્ષના, તો કેટલાક અધિકારારૂઢ કિનતોબાના પક્ષના હતા. આ બીજા પક્ષનું કહેવું એવું હતું, કે 'મીરબલ શૂરવીર ભલે હોય, તો પણ તેનામાં ધૂર્તતા નથી. જે માણસ કિનતોબા થવાનો હોય, તે શૂરવીર હોવો જોઇએ; તદુપરાંત અનુભવી અને ચતુર પણ હોવો જોઇએ.' હાલના કિનતોબામાં આ ગુણ ખસુસ કરીને છે, એવું તે લોકો પ્રતિપાદન કરતા હતા. તેમની વિરુદ્ધના લોકો કહેતા, કે હાલનો કિનતોબા પહેલાં બહાદુર હશે; પણ હવે તે ઘરડો થયો છે, અને જો દુશ્મનની સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ આવે, તો તે નિરૂપયોગી છે. તેથી મીરબલને જ કિનતોબાનું પદ આપવું જોઇએ, નહિ તો તે પદ ઝુંટવીને પણ લઈ શકાશે; મીરબલને તેના જેટલો અનુભવ કદાચ નહિ હોય, છતાં તે વ્યવહારકુશળ તો છે જ, અને તે પ્રપંચી તો નથી જ !

આ વિવાદ ચાલતો હતો, ત્યારે કોઈ 'મયાણી'નું નામ સૂચવતું, અને 'તે મીરબલ જેવો બહાદુર છે છતાં મીરબલના દોષ એનામાં નથી.' મીરબલ ક્રોધી છે, તે જલદી ગુસ્સે થઈ જાય છે, ગુસ્સાના આવેશમાં ગમે તે બોલી જાય છે, અને ગમે તેમ વર્તન કરે છે, એવા આક્ષેપો મૂકી મયાણી જ કિનતોબા પદને યોગ્ય છે એમ તેઓ સૂચવતા.

આ ચર્ચા ચાલુ હતી, એટલામાં એક જણે 'આમ, આમ' (આવ્યા, આવ્યા) એવી બૂમ પાડી. જેથી બધાંએ પોતપોતાની દૃષ્ટિ આશ્રમ તરફ કરી. તો તેમણે પોતાના જ્ઞાતિબાંધવો અને આપણા પ્રવાસીઓ વગેરેને આવતાં જોયાં. તેમને જોતાંજ તેમણે હર્ષના ઉદ્ગાર કાઢયા ! આ સાંભળીને ઝૂપડાંમાંથી બચ્ચાં કચ્ચાં પણ તેમનાં દર્શન કરવા બહાર આવ્યાં. યશ મેળવી પાછા ફરેલા જ્ઞાતિબાંધવોને જોઈ તેમણે 'શાબાશ, શાબાશ,' એ અર્થના જયધ્વનિ કરી તેમને વધાવી લીધા, અને તે આખું ટોળું કટોહની આસપાસ અર્ધચંદ્રાકારમાં એકઠું થઈ બેઠું. કિનતોબા એક મોટા ખડકપર બેઠો હતો, બાકીના બધામાંના કેટલાક લાકડાંના ઢીમચાંપર, પથરાપર અથવા ભોંયપર પોતપોતાની લાયકાત પ્રમાણે બેઠા હતા.

કેદીઓને તેમણે સભાના એક ખૂણામાં બેસવાને કહ્યું, અને તેમની પાછળ ફરસવાળી ટૂકડી ઉભી રહી. કારિસેનની આ જંગલી 'પાર્લામેન્ટ'માં બૈરાં અને છોકરાંની પણ હાજરી હતી. સ્ત્રીઓ પોતપોતાના પતિ પાસે જઈ બેઠી હતી. તેઓ તેમનાથી શરમાતી હોય એવું જરાય દેખાયું નહિ. પણ તેઓ શરમાય શા માટે ? તેઓ ઘણીખરી પુરુષોના જેવી જ હતી. પુરુષોની જેમ તેઓ પણ અર્ધનગ્ન હતી, અને પુરુષોની માફક તાકાતવાળી દેખાતી હતી. તેમના વાળ હોળ્યાચોળ્યા વગરના આમ તેમ ઉડતા જણાતા હતા જેમ વેરાગીની લાંબી જટા અસ્તવ્યસ્ત થઈ ઉડે છે તેમ.

ટુંકમાં કહેવું હોય, તો તે સ્ત્રીઓ 'સ્ત્રીઓ' હતી, એ તેમના દેખાવ પરથી તો જાણી શકાય એમ નહોતું, પણ ફક્ત તેમના ઉર:પ્રદેશ પરથી જ કળી શકાય, એ શકય હતું. આ જંગલી સ્ત્રીઓ ઉત્તરા અને રાગિણી તરફ એકી ટસે જોતી હતી. આપણે પોપટ અથવા મેના તરફ જેમ સકૌતુક જોઇએ છીએ તેમ તેઓ તેમના ભણી જોઈ રહી હતી! આના કરતાં દૈવ દુર્વિલાસનું બીજું ઉદાહરણ કયાં મળી શકે એમ છે?

બાસાહેબે તો તે ભડભડ બળતો કટોહ, તેમાં મૂકેલા વાસણમાંનું બળદનું માંસ અને તે માંસ બળી ન જાય એટલા માટે લાંબી લાકડીથી તેને હલાવનારી ઘરડી જંગલી સ્ત્રીઓ, થોભીઆવાળા કાળા મેંશ જેવા જંગલી પુરુષો વગેરે દૃશ્ય જોતાં જ રડવાનું શરૂ કર્યું. તેમ જ ઉચ્ચ સ્થાનારુઢ થયેલા કિનતોબા તરફ સહજ સ્ફુર્તિથી વળી તે કરગરીને કહેવા લાગ્યાં કે, "મહારાજ! અમે ગરીબ બ્રાહ્મણ છીએ, આપ કહેતા હો, તો કાલે જ અહિંથી જતાં રહીએ. અમે તો—"

તેમનું વાકય પૂરું થાય તે પહેલાં જ તેમની પાછળ ઉભા રહેલા એક પહેરેગીરે તેની પોતાની ભાષામાં તેમને ગાળો દીધી, અને એક ધપ્પો મારી ચૂપ બેસવાને કહ્યું. શૂરવીર અને ઉદાર દિલના મીરબલને આ ક્રૂરતા ન ગમી, જેથી તેણે તે યુવાનને ધમકાવતાં "બૈરાં પર હાથ ન ઉગામ!' એમ કહ્યું. મીરબલની આ ઉદારતા જોઇને તે ક્રૂર લોકોના મનમાં પણ તેને વિષે આદર ઉત્પન્ન થયો, અને તેઓ તેની સ્તુતિ કરવા લાગ્યાં કે. 'લડાઇમાં મીરબલ સિંહ છે; પણ તત્પશ્ચાત તે ગાય છે.' કિનતોબાએ પણ પોતાનું માન સાચવવાના ઉદ્દેશથી 'એ કેદીઓને નકામા મારશો નહિ, એવું તે માણસને ફરમાવ્યું.

વિજયગામવાસી કેદીઓને જોઈ તે જંગલી કાર્રિસેન 'દર્ગામાં' એટલે સભામાં પહેલાં તો ધીમે ધીમે વાતો શરૂ થઈ. કેટલાક રાગિણી તરફ, ઉત્તરા તરફ અને આનન્દરાવ તરફ જોઈ 'આમનું કુમળું માંસ ખાવાની ખૂબ લહેજત આવશે' એવું કહેવા લાગ્યા; તો કેટલાક 'પુરુષોને ઠેર કરી બૈરાંને જીવતાં રાખો' એવું કામાત્મક સ્વાર્થબુદ્ધિથી સૂચવવા લાગ્યા! કેટલીક સ્ત્રીઓએ તેમના પહેરવેશની અને દાગીનાની મશ્કરી કરી; પણ કેટલીક ખરું કહેનારી સ્ત્રીઓએ પોતાની સખીઓ આગળ તેમનાં સૌન્દર્યની પ્રશંસા કરવાનું શરૂ કર્યું. કેટલીક તો અસૂયાગ્રસ્ત થઈ. ખાસ કરીને મીરબલ અને મયાણીની સ્ત્રીઓને અને કિનતોબાની સ્ત્રીને તેઓની ઇર્ષ્યા થવા લાગી! પોતાના સ્વામી કેટલા ચંચળ છે, અને તેમના મનમાં ઉત્પન્ન થએલી ઇચ્છાને સફળ કરવાની હિમ્મત અને શક્તિ તેમનામાં છે, એ વાતની તેમને ખબર હોવાથી તેમને એવી બ્હીક લાગી, કે દુશ્મનની આ સુંદર સ્ત્રીઓમાંથી પોતાને ગમતી સ્ત્રી માટે

તેઓ પ્રાણ જતાં સુધી લડશે. અને તેઓમાંની એકાદ સ્ત્રી જો પોતાના ઘરમાં આવે, તો તેથી પોતાનું માન ઓછું થશે, આવી જાતનો તેમને ભય પેઠો. ખરેખર સ્ત્રીઓનું મન શંકાશીલ જ હોય છે! અસ્તુ.

અંદર અંદરની વાતો બંધ થયા પછી કિનતોબાએ 'આ કેદીઓને કંઈ શિક્ષા કરવી,' એ સવાલ ઉપસ્થિત કર્યો. નાનાસાહેબને તેમની ભાષા જો કે નહોતી આવડતી, તો પણ 'દર્ગા' શાનો વિચાર કરી રહ્યો છે, એ સમજવું તેમને માટે કઠણ નહોતું. કિનતોબા તરફ ફરીને "અમે બીન ગુન્હેગાર છીએ. અમને શા માટે સતાવો છો?" એવું વિનતિરૂપે કરગરીને તેમણે હિન્દુસ્થાનીમાં કહ્યું.

"કેદી શું કહે છે?" કિનતોબાએ હિન્દુસ્થાની જાણનારા દુભાષિઆને પૂછ્યું.

તેણે અર્થ સમજાવ્યા પછી કિનતોબાએ દુભાષિઆને કહ્યું: "કેદીઓને કહે, કે તમે આ રાજ્યમાં આવી, કિનતોબાને કાંઈ નજરાણો ન કર્યો; અમારા રાજ્યમાં આવી અમારામાંની એક સ્ત્રીને નસાડી; અને અમારામાંના એકને તમે મારી નાંખ્યો; તેથી અમે તેનો બદલો લેવા માટે તમને આજે જ બાળીને ખાઇ જવાના છીએ!"

દુભાષિઆએ આ વાત ભાંગીતૂટી ભાષામાં કેદીઓને સમજાવ્યા પછી નાનાસાહેબે જવાબ દાખલ નીચેનું ભાષણ હિન્દુસ્થાની ભાષામાં નમ્રપણે કર્યું. "આપના રીતરિવાજોથી અજાણ્યા હતા, એટલે અમે આપને નજરાણો ધરી શકયા નથી. તેમ છતાં જો તમે અમને હમણાં છોડી મૂકો તો તમે કહો, તે વસ્તુ નજરાણા તરીકે આપને આપવા અમે તૈયાર છીએ. તમારી જાતની એક સ્ત્રી અમે નસાડી છે, આવું તમે કહો છો, પણ એ કહેવું ભૂલ ભરેલું છે, કારણ કે તે સ્ત્રી પોતાની રાજીખુશીથી અમારી પાસે આવેલી છે. તેને અમારે ત્યાં આવવાની અમે કોઈ પણ પ્રકારની ફરજ પાડી નથી. આપે જ અમને નિષ્કારણ અહીં ખેંચી મંગાવ્યા છે!"

નાનાસાહેબનું કોર્ટમાં વકીલને છાજે એવું આ ભાષણ, તે દુભાષિઓ કેટલું સમજી શકયો, અને તે જંગલી લોકોને તે કેટલે અંશે પસંદ પડ્યું, એ કહેવું કઠણ જ છે. એટલું માત્ર કહી શકાશે, કે તેમનો કિનતોબા આ 'મગરુરીભર્યા' ભાષણથી ખિજવાઈ ગયો, અને નાનાસાહેબને બે ચાર ગાળો દઈ તેમને ચૂપ રહેવાનો તેણે હુકમ કર્યો. "તમે ગુન્હેગાર નહિ હો, તો પણ તમે અમારા દુશ્મન હોવાથી તમારું માંસ અમે આજે નિઃસંશય ખાવાના જ છીએ!" આ શબ્દો તેણે કાંઇક મશ્કરીરૂપે ગમ્ભીરતાથી, કંઇક પોતાના મન સાથે તો કંઇક નાનાસાહેબને અને કંઈક પોતાના જ્ઞાતિબાંધવો ઉદ્દેશીને ઉચ્ચાર્યા હતા.

પોતાનું ભાષણ સભાને ગમે છે કે કેમ તે જોવાનો કિનતોબાનો ઉદ્દેશ હતો અને તે સફળ પણ થયો. 'તમારું માંસ અમે આજ ખાવાના

છીએ' આ વાક્ય તે જંગલી સભામાંના ઘણાખરાને ગમ્યું, અને તેમણે પોતાનો અનુકૂલ અભિપ્રાય હાસ્યથી દર્શાવ્યો.

આટલા વખત સુધી મીરબલ, મયાણી વગેરે આગેવાનોએ મૌન્ય ધાર્યું હતું. તેથી તેમનો અભિપ્રાય જાણવા માટે તે લુચ્ચો કિનતોબો મીરબલને ઉદ્દેશી બોલ્યો: "મીરબલ! જોયું ને? આ કેદી કેવા લુચ્ચા છે! આપણા માણસને મારીને તેમ જ આપણી એક સ્ત્રી નસાડીને તેઓ આપણને જ દોષ દે છે. પોતે ખૂન કરી બીજા ઉપર આરોપ મૂકવા જેવું જ આ છે ને! એ લોકો કેવા લુચ્ચા છે!"

પોતાના મનની વાત બીજાનું મન જાણવાની ખાતર મશ્કરીના સ્વરે કિનતોબાએ આરીતે કહી; પણ શૂરવીર અને ઉદારવૃત્તિ મીરબલને આ પસંદ ન પડ્યું. "કેદીઓનું કહેવું બરોબર છે." તે ગમ્ભીર થઇ બોલ્યો: "જો આપણો કારિસેન યોદ્ધો બીજાની સ્ત્રી લઇ આવે, તો તેની ઉપર આપણો દેવ જેમ ન કોપે, તેમ તે છોકરીને ઉંચકી જનારાને દુશ્મને માર્યો, તો તેમાં આપણે શા માટે ગુસ્સે થવું? બહાદુરનું તો એ કર્તવ્ય જ છે, કે પોતાના બાહુબળથી પોતાને ગમે તે કરવું. મારા પણ આ લોકો દુશ્મનો છે, તેથી તેમનું માંસ હું આજે ખૂશીથી ખાઇશ. પણ એ લોકો લુચ્ચા છે, એમ હું તો નહિ કહું. દુશ્મનને મારવો એ જેમ આપણો ધર્મ છે, તેમ એમનો પણ છે."

આશ્ચર્ય એ હતું, કે મીરબલનું આ પ્રતિકૂલ ભાષણ પણ તે ચંચળ-વૃત્તિ અવિચારી જંગલી લોકોને પસંદ પડ્યું, અને તેમણે મીરબલની ઉદારતા માટે પોતાના મનમાં વસી રહેલા આદરને પોતાની જંગલી પદ્ધતિથી—એટલે તાળીઓ અને બૂમ બરાડાથી—દર્શાવ્યો. કિનતોબાને આ ન ગમ્યું. પોતાનું અપમાન થયું હોય એમ તેને લાગ્યું અને તેણે હોઠ કરડ્યા, પણ મીરબલની સામે બોલવાની તેની હિમ્મત ન ચાલી. મીરબલ શૂરવીર અને બધાંને પ્રિય હોવાથી, તેમજ તે ઉચ્ચ કુળનો હોવાથી, તે આગળ જતાં કિનતોબાની પદવી લેવા ઇચ્છા કરે તો તે ઇચ્છામાં તે સફળ પણ થશે, એવી એને બ્હીક હતી; પણ તે કપટી, વૃદ્ધ કિનતોબા પોતે જ મીરબલને પોતાની બરાબરીનું માન આપીને તેનું મન સંતુષ્ટ રાખતો અને તેનો હેતુ એ, કે મીરબલના મનમાં કિનતોબા થવાની મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન જ ન થાય. મીરબલને તે બહારથી ગમે તેટલું માન દેતો હોય, તો પણ અંદરથી તે તેનો અત્યંત દ્વેષ કરતો, અને મયાણી અથવા બીજા યોદ્ધાઓ સાથે તેને લઢાવી મારવાનો પ્રયત્ન પણ આદરતો, આ વાત ધૂર્ત વાંચકો સમજીજ ગયા હશે. અસ્તુ. કહેવાનો મુદ્દો એ છે કે મીરબલનું ભાષણ તેને ન ગમ્યું, છતાં પણ તે આ અપમાન ગળી ગયો. અને બહારથી 'મીરબલનું કહેવું ખરું, છે,' એવું કહી તેણે વખત સાચવ્યો. એટલું જ નહિ, પણ ખૂબીથી

બીરબલના શૌર્ય અને ઉદારતાની પ્રશંસા કરી પોતાના મનમાં તેને વિષે દ્વેષ કે અસૂયા જરાપણ નથી એવું તેણે બધાંને દર્શાવ્યું, અને સાથે બીરબલનું મન પણ તેણે આકર્ષી લીધું. બીરબલ લડાઇમાં બહાદુર જરૂર હતો, પણ તેનું મન એક નાના બાળકયા તો યુવાન સ્ત્રીના જેવું સ્તુતિવશ હતું. અસ્તુ!

કિનતોબાએ સભાને સમ્બોધી પૂછ્યું: "તો પછી આ કેદીઓને છોડી દેવા જોઇએ કે નહિ? મને તો લાગે છે, કે તેમને છોડવા નહિ; ખાસ કરીને પુરુષોને તો જીવતા ન જ મૂકવા. ભલે સ્ત્રીઓપર આપણે દયા બતાવીએ પણ પુરુષવર્ગને તો આપણે મારવો જ જોઇએ એમ મારું માનવું છે. હવે તમો સર્વમાં કોઇને તેઓને છોડી દેવાનું જ યોગ્ય લાગતું હોય તો જણાવો, હું બધાંને છોડી દેવાને તૈયારજ—"

" 'છોડી દો' એમ હું નથી કહેતો." બીરબલ બોલ્યો: "આપણા એ દુશ્મનો છે, જેથી તેમનું માંસ આપણે આજે ખાવું જ જોઇએ. આપણે તેમને જીતેલા છે, એટલે આજને આજ તેમનું લોહી અને માંસ આપણા પેટમાં જવું જોઇએ. કાલે એની મઝા નહિ પડે!"

ઉત્તરા, રાગિણી અને બાસાહેબને આ ભાષા જો કે નહોતી આવડતી, તોપણ ઉપરનાં વાક્યો તે સમજ્યાં, અને તેથી કાંપવા લાગ્યાં—તેઓ રડવા લાગ્યાં. પણ તેમનું રુદન તે વખતે કોઇને પણ કાને ન ગયું, કારણ બીરબલનું ભાષણ પૂરું થતાં જ આખી સભા 'કદાન, કદાન, કદાન,' (કાટો, કાટો, કાટો) આવા પોકાર કરવા લાગી, અને શત્રુઓને કટોહમાં ફેંકવાનું સન્માનનીય કાર્ય વંશપરંપરાથી કરનારા ત્રણ યુવાન પોતાની ફરસ લઈ આપણા વિજયગામવાસી બ્રાહ્મણ કેદીઓ પાસે ગયા અને કિનતોબાના મુખમાંથી 'કાટો' એ શબ્દ ક્યારે નીકળે અને ક્યારે કેદીઓને પોતે કાપી કાઢે, એવી ઉત્સુકતાથી તેઓ હુકમાધિન ઉભા રહ્યા. તેઓ તો પ્રત્યક્ષ મૂર્તિવંત યમદૂતના અવતાર ભાસતા હતા. વિજયગામવાસી મંડળ તેમને જોઇને એકદમ ગભરાયું. હવે તો તેમનો મરણ સમય પાસે આવી લાગ્યો! આનન્દરાવ અને ઉત્તરાએ એક બીજા તરફ જોયું, અને નિરાશ-દૃષ્ટિથી એકદમ નીચું માથું કર્યું. તે વખતે તેમની આંખમાંથી આંસું પણ ખરી શક્યું નહિ! ભાઉસાહેબે રાગિણી તરફ જોયું, તો આંખ મીંચી ઈશ્વર સ્મરણમાં તે લીન થઇ છે એમ તેમને માલમ પડ્યું. તેનો ચ્હેરો શાન્ત છે અને તેનું મન ઈશ્વર સંલગ્ન છે, એમ જોઇ એ દુઃખમાં પણ તેમને સુખ ભાસ્યું. પછી તેમણે શાસ્ત્રીજી તરફ દૃષ્ટિ ફેંકી તો વિજયગામમાં રહેલાં પોતાનાં કુટુમ્બીઓના સ્મરણથીજ જાણે તેઓ રડી રહ્યા હોય તેવા શાસ્ત્રીજી દેખાયા. શાસ્ત્રીજીનું વેદાન્ત જંગલી લોકો આગળ આજીજી કરી બૂમો પાડી શકે છે, અને તેમનો શાન્ત બ્રહ્માનન્દ તે જંગલી લોકોની ફરસ આગળ કાંપી અને રડી શકે છે, આ વિચાર મનમાં આવવાથી તેમને પળભર, માત્ર પલભર જ હસવું આવ્યું. શાસ્ત્રીજીની આ અવસ્થા જોયા પછી

ચીનુભાઇના પ્રલાપ તેમણે સાંભળ્યા, પણ તેથી તેમને આશ્ચર્ય થયું નહિ. નાનાસાહેબ પણ પોતાની પત્નીને શાન્ત કરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા.

હે ભગવાન્! આ સાત્વિક બ્રાહ્મણો ઉપર આ સંકટ તેં કેમ આણ્યું? તારે વિષે થોડીવાર પહેલાં તેમણે ગમે તેમ કહ્યું, તેથી તું આવું કડક શાસન કરી રહ્યો છે? હે ભગવાન્! આનન્દરાવ, રાગિણી, ઉત્તરા જેવાં કોમલ પુષ્પોને જીવનલતામાંથી ચૂંટવાની જ જો તારી ઇચ્છા હતી, તો તેમને માટે આ જંગલી લોકોના ફરસ જેવા કઠોર હથિયારની શી જરુર હતી? અને આ વિટમ્બણા તથા શોભા શા માટે? એકાંતમાં જ દેહાન્તશાસન શું તું ન કરી શકત? પોતાની નજર આગળ રાગિણીનું મુખકમલ શસ્ત્રથી ઉડી જાય, એવો દેખાવ ભાઉસાહેબની સામે મૂકવામાં તારો શો હેતુ હતો? આનન્દરાવ અને ઉત્તરાને વિવાહસુખ-સરોવરને રમ્ય કિનારે લઈ જઈ, ત્યાંનું સુખ તેમની આંખો કંઇક અંશે અનુભવે તે પહેલાં તેમને ત્યાંથી ઉઠાવી લઈ અગ્નિપ્રલયમાં ફેંકી દેવાનો તું શા માટે વિચાર કરી રહ્યો છે? બાસાહેબ જેવાં પ્રેમાળ માતાની સામે કન્યા અને જમાઇનો શિરચ્છેદ થાય એવો દુર્યોગ આણવામાં તારો શો ગૂઢ હેતુ છે? ટીલ્લુ અને કિન્નરી જેવાં ગરીબ નિમકહલાલ નોકરોપર આવો પ્રસંગ આવે એ તું કેમ જોઇ શકે છે? આ તારી 'લીલા' હશે; પણ આવી લીલામાં અમારો જીવ જાય છે! અસ્તુ. આવી વાતો લખવામાં હવે સાર શો છે?

'પ્રથમ પુરુષોનાં માથાં ઉડાવો!' આવી આજ્ઞા કિનતોબા આપે, તે પહેલાં મયાણી એક ખડકપર ઉભો થઈ બોલ્યો: "થોભો, થોભો! આ કેદીઓ આપણા દુશ્મન હોય, તોપણ તેમને મારવાં એ ઠીક તો નથી. દુશ્મનને પહેલાં તું અમારા ધર્મમાં આવે છે કે કેમ, એમ પૂછવું, અને જો તે કબૂલ થઈ શરણે આવે, તો તેને જીવતદાન આપવું, એવું આપણાં શાસ્ત્રો કહે છે. આ લોકો આપણા ધર્મમાં આવવા તૈયાર ન હોય, તો તેમનાં માથાં કાપી નાંખવાં અને તેમનું માંસ અને તેમનું લોહી આપણા દેવને અને આ કટોહને અર્પણ કરવાં; પણ જો તેઓ આપણા ધર્મમાં આવે તો તેમને છોડી દેવાં. તેમાંય વળી આ સ્રીઓને મારવાની તો કશીયે જરુર જ નથી. તે બાપડીઓ નિર્દોષ છે. અને આ કેદી સ્રીઓને મારવામાં કયો કારિસેનવીર બહાદુરી માનશે? વળી એ તો ઘણી સુંદર છે, જેથી તેમને આપણા ધર્મમાં અને આપણી જાતમાં લેવી જોઇએ. એમાંની પેલી લમ્બ ચ્હેરાવાળી જે સુંદર યુવાન કન્યા છે, તે આપણા સન્માન્ય કિનતોબાને આપવી; પેલી જે વૃદ્ધ દેખાય છે, તે તેમના કાકાને આપવી; અને પેલી ગોળ ચહેરાવાળી ઠીંગણી જે છે તે–તે આપણામાં જે સૌથી વધારે બહાદુર હોય, તેણે પોતાનું શ્રેષ્ઠત્વ બતાવી લેવી."

આ સૂચના ફ્રિનતોબાને પસંદ પડી. ઉત્તરા પોતાને મળે એવી તો એની ખટપટ જ હતી. તેથી તેને આ સૂચના ગમે એમાં નવાઇ નથી. ખરું જોતાં આ સૂચના તે પ્રપંચી ફ્રિનતોબાની પ્રેરણાથીજ મયાણીએ કરેલી હતી. મીરબલ અને મયાણી વચ્ચે સ્પર્ધા છે, અને મયાણીના હૃદયમાં મીરબલ પ્રત્યે દ્વેષ છે, એ વાત તે જાણતો હતો. તેથી તેણે મયાણીને એકાન્તમાં મળી તે જ દિવસે તે વિષયપર વિચાર કરી ઉપરનો નિર્ણય આણ્યો હતો. ઉત્તરાને ભેટ તરીકે ગ્રહણ કરવી, અને રાગિણી માટે તે બંને વચ્ચે મારામારી કરાવી એકનો, વિશેષત: મીરબલનો નાશ કરાવવો, એવો તેનો ગુપ્ત આશય હતો.

મયાણીની આ સૂચના પણ તે સભાને ગમી ગઈ. 'મીરબલ બહાદુર હશે; પણ મયાણીમાં ડાહાપણ પૂરું છે અને બોલવામાં તો તે ઘણો જ હોંશિયાર છે,' આ તેમનો મત આ પ્રસંગે ખરો પડ્યો. રાગિણી હવે કોને મળે છે, તે વિષે દરેક જણ પોતપોતાના મનમાં વિચારવા લાગ્યો. કેટલાક યુવાનોને પોતે મીરબલ સાથે કે મયાણી સાથે યુદ્ધ કરી રાગિણી મેળવવાનો લોભ થયો, જેથી તેમના બાહુ સ્ફુરવા લાગ્યા. પણ મીરબલના પરાક્રમનું સ્મરણ થવાથી તેઓ બધા ચૂપ થયા. મીરબલ અને મયાણીની સ્ત્રીઓ (પહેલાને પાંચ અણમાનીતી અને બે માનીતી મળી સાત અને બીજાને છ અણમાનીતી અને બે માનીતી મળી આઠ હતી) રાગિણી તરફ બારિકાઇથી જોવા લાગી અને તેનું સૌન્દર્ય જોઈ તેમની અણમાનીતી સ્ત્રીઓ ખૂશ થઈ જ્યારે માનીતી સ્ત્રીઓ નિરાશ થઇ!

મયાણીની સૂચનાની ચર્ચા શરુ થયા પછી એક બુઢ્ઢાએ "આપણા ધર્મમાં આવવાને આ લોકો તૈયાર છે કે કેમ, તે તો પૂછો" એમ કહ્યું; તે જ ક્ષણે તે જંગલી અણસમજુ સભા જાગ્રત થઇ. અને બીજી જ પળે દુભાષિઆએ નાનાસાહેબને તે સવાલ પૂછયો, જેથી નાનાસાહેબે "ઠીક, બધાંને પૂછીને હું જવાબ આપુ છું," એમ કહ્યું.

"જલદી જવાબ દો, નહિ તો હમણાં પીઠમાં ગોદો મારીશ," એવી જાતની દુભાષિઆએ કોઇના કહ્યા કર્યા વગર પોતાના જ અધિકારથી ધમકી આપી, અને તેની આ ચાલાકી 'દર્ગા'ને પસંદ પડી, તેથી બધાંએ હાસ્યધ્વાન પણ કર્યો.

હિન્દુધર્મનો ત્યાગ કરવો કે કેમ?—આ વખતે શું કરવું, દુભાષિઆને જવાબ કોણ દઇ શકશે? 'આપણો હિન્દુધર્મ, 'આપણો ધર્મ ભાગવતધર્મ,' આ શબ્દ—સમુચ્ચય સ્વાભિમાનસૂચક અને કર્ણમધૂર છે ખરા; પણ જીવલેણનો પ્રસંગ આવે ત્યારે આપણે 'આપણા ધર્મને' ચોંટી રહીશું કે કેમ તેની ખાતરી કોણ આપી શકશે? ધર્મ ઉપર ઘણા લોકોની ખરી શ્રદ્ધા હશે; પણ આવા ભયાનક પ્રસંગે તે શ્રદ્ધા

પંગુ, લુલી, નિર્જીવ થએલી દેખાય છે. સામાન્ય માણુસની આવી સ્થિતિ થાય છે તો, ચીનુભાઈ જેવા સ્વાર્થી માણુસ સ્વધર્મનો ત્યાગ કરવા તૈયાર થાય એમાં નવાઈ શું ? અરે ! ચીનુભાઇની વાત શા માટે ? નાનાસાહેબ, શાસ્ત્રીજી જેવા પણ જ્યાં ડગ્યા ત્યાં બીજા ક્યાંથી ટકી શકે ? અસ્તુ.

ધર્માન્તર કરવા માટે—હિન્દુધર્મ છોડી પરધર્મ સ્વીકારવા માટે—ચીનુભાઈ એકદમ તૈયાર થયા અને શાસ્ત્રીજી તરફ જોઇને તે બોલ્યાઃ "શાસ્ત્રીજી ! વૃથા અભિમાન છોડી દઇએ ! કર્મગતિ આગળ કશોય ઉપાય નથી " 'आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि' એ જ તત્ત્વ ખરું છે. વળી કલાક બે કલાક પૂરતું ધર્માન્તર કરી પછી પ્રાયશ્ચિત લઈ લઇશું, બીજું શું ?"

આ પછી બે ત્રણ મિનિટ લગી કોઈ કંઈ બોલ્યું નહિ. શું બોલવું, તે કોઇને સૂઝતું નહોતું; અને જો તે સૂઝત તો પણ તે બોલવાને કોઇને પણ ઉત્સાહ નહોતો. પણ કંઇક જવાબ તો આપવો જોઇએ, એવો વિચાર કરી પોતાનું ઉદાસ થયેલું મુખ ભાઉસાહેબે ઉંચું કર્યું; તેમના તે ઉદાસ ચહેરા ઉપર કટોહના તેજથી પડતો પ્રકાશ કૃત્રિમ રીતે પ્રકાશી રહ્યો હતો; લાલ થયેલી આંખો વધારે લાલ દેખાતી હતી. ભાઉસાહેબે બોલવાને માટે માથું ઉંચું કર્યું ખરું; પણ થોડીક વાર સુધી તો તેમના મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. છેવટે મનને સ્થિર કરી તે બોલ્યા : " નાનાસાહેબ ! મને તો એમ લાગે છે કે ધર્માન્તર કરવામાં કંઈ વાંધો નથી. આપણે હિન્દુ શાના ? આપણામાંનો એક પણ જૂના રીતરિવાજને અથવા શાસ્ત્રોને માનતો નથી. વળી આ મૂર્ખ જંગલી લોકોને માટે આપણે તેનો ' જોહો 'ધર્મ થોડા વખત માટે સ્વીકારીએ, તો તેથી આપણું શરીર યાતો આપણો આત્મા થોડો જ બદલાવાનો છે ? તો પછી ધર્મ બદલવામાં વાંધો કયો ?

" મને તો એમાં કંઈ વાંધો જણાતો નથી. મૂર્ખ સાથે તકરાર કરવામાં શો લાભ ? આપણને કોઈ ' જોહો ' કહે અથવા ક્રિશ્ચિયન કહે, યા તો મુસલમિન કહે, તેથી આપણે થોડા જ બદલાઈ જવાના છીએ ? આપણે આજ લગી હિન્દુધર્મમાં માત્ર નામના જ હતા તો કાલથી હિન્દુધર્મ એ નામ આપણે ધારણુ નહિ કરી શકીએ, તો તેમાં શું બગડી ગયું ? નામમાં શું છે ? શાસ્ત્રીજી ! તમારો શો અભિપ્રાય છે ?"

" મારે કશુંય કહેવું નથી ! " શાસ્ત્રીજી રડતાં રડતાં બોલ્યાઃ " તમે મરવા તૈયાર હશો, તો હુંય તૈયાર છું; તમે નહિ હો, તો મારો પણ વિશેષ આગ્રહ નથી. ધર્મનું નામ બદલાયું એટલે આપણો આત્મા થોડો જ બદલાવાનો છે ? પણ એટલું ખરું કે જીવ બચાવવાને માટે ધર્મત્યાગ કરવો, એ બ્હીકણપણાનું અને અભિમાનશૂન્યતાનું લક્ષણ છે, અને–"

"વળી તેમાં આપણા દેશાભિમાનને પણ નાનમ પહોંચે છે!" આનન્દરાવ વચ્ચેજ આવેશથી બોલ્યા: "હું ધર્માન્તર કરવાને જરાપણ તૈયાર નથી. પ્રાણ બચાવવાને માટે દેશની આબરુને કલંક લગાડવા મારી જરાય ઇચ્છા નથી."

"આ જંગલી લોકોને વળી દેશાભિમાન અને ધર્માભિમાન શું કામ બતાવો છો?" નાનાસાહેબે આનન્દરાવને આવેશથી કહ્યું: "ઝેરી સર્પ સામો આવે ત્યારે નાસી જવામાં બ્હીકણપણું ક્યાં છે? આ લોક તો ઝેરી સર્પ જેવા છે. એમની સાથે વૈર કરવામાં શો લાભ?"

"તમારું કહેવું ખરું છે, નાનાસાહેબ!" ભાઉસાહેબ બોલ્યા: "વાઘ અથવા સિંહથી ડરીને આપણે જેમ નાસી જઇએ છીએ તેમ જ આમની જોડે પણ કરવાનું છે. વાઘથી બીધા એટલે કંઇ આપણે બાયલા કહેવાઇએ છીએ અથવા અભિમાનશૂન્ય ઓછા જ બનીએ છીએ?"

"તદ્દન ખરું છે." શાસ્ત્રીજીએ કહ્યું: "આપણે જે કરવાના છીએ તે તો આપદ્ધર્મ માનીને જ કરવાના છીએ. એમાં પાપ હોય એમ મને તો નથી લાગતું; અને ખરું જોતાં હું 'જોહો' ધર્મનો હોઉં કે ખ્રિસ્તી હોઉં યાતો હિન્દુ હોઉં, તેથી મારો આત્મા આ બાહ્ય ઉપાધિ ઉપર થોડો જ આધાર રાખે છે?"

"મને તમારા ધર્મ અથવા આચારની વિશેષ પરવા નથી." આનન્દરાવ બોલ્યા: "પણ આપણા આ નામર્દ કૃત્યથી આપણા દેશની બેઆબરુ થશે, તે હું સહી શકતો નથી. હિન્દી લોકને જરાક ધમકાવવામાં આવે, તો તેઓ ધર્મત્યાગ કરતાં પણ અચકાતા નથી, એવું આ લોકો માની લેશે. આપણા દેશના બીજા લોકો જો ફરીથી હિમાલયપર આવશે, તો તેમને કોઇ પણ માન આપશે નહિ. નાનાસાહેબ, આ સવાલ વ્યક્તિનો છે જ નહિ. આપણા બાયલાપણાથી દેશને માથે કલંક આવશે, એનો પણ વિચાર કરવા જેવો છે. આપણે બ્રાહ્મણ છીએ ને? બ્રાહ્મણોએ—આજકાલના દક્ષિણાર્થી ભિક્ષુક બ્રાહ્મણોએ નહિ, પણ પૂર્વકાળના તપોધન બ્રાહ્મણોએ—આવું કૃત્ય કદિ પણ કર્યું હોત ખરું?"

"તમારું કહેવું ખોટું નથી." શાસ્ત્રીજી બોલ્યા. તેમનું મન ઉપરના ભાષણથી ડોલાં ખાવા લાગ્યું, અને બન્ને માર્ગ તેમને તો ઈષ્ટ અને યોગ્ય લાગવા માંડ્યા! "દેશની દૃષ્ટિથી જોતાં, ધર્મત્યાગ ન કરવો એ જ ઉત્તમ છે. તમે બધાં તૈયાર હો, તો હું પણ આનન્દરાવની જેમ—"

"હું તૈયાર નથી." નાનાસાહેબ જોરથી બોલ્યા: "મારે દેશની સેવા કરવી છે; પણ જે ધર્મ ઉપર મને શ્રદ્ધા નથી, તે ધર્મ માટે, અભિમાનથી પ્રાણત્યાગ કરી દેશની સેવા હું કેવી રીતે કરી શકીશ, તે હું સમજી શકતો નથી! દેશની સેવા કરવાના બીજા અનેક માર્ગ છે."

"તો પછી તમે ખૂશીથી ધર્માન્તર કરી શકો છો." આનન્દરાવ આવેશથી સંતપ્ત થઈ બોલ્યા: "હું તો ગાંડો છું. ઈશકૃપાથી હું અવિવાહિત પણ છું. મને આ લોકો જો આ કટોહમાં બાળશે, તો જગત ઉજ્જડ થઇ જવાની બીક પણ નથી!"

"જેને જે પસંદ પડે, તે તે કરે." નાનાસાહેબ શાન્ત થઈ ઉદાસ સ્વરે બોલ્યા: "આવે પ્રસંગે ધર્મત્યાગ કરતાં મને જરાપણ શરમ નથી લાગવાની. હિન્દુ લોકોના હનુમાન, સાપ અને ગરુડ પર મારી શ્રદ્ધા કદિ પણ નહોતી. હું હિન્દુ કદિ પણ નહતો, અને અત્યારે પણ નથી."

આટલા વખત સુધી સ્ત્રીઓમાંથી કોઇ પણ બોલ્યું ચાલ્યું નહોતું. પણ નાનાસાહેબના ઉપરના શબ્દો સાંભળીને બાસાહેબ બોલ્યાં: "આચાર વિચાર છોડ્યા પછી, બળ્યું જીવીનેય શું કરવું છે? આજ લગી આટલો સુધારો ઘરમાં ઘાલ્યો પણ દેવોને અને ધર્મને આટલે સુધી ગાળો પડશે, એમ મને નહોતું લાગતું. ધર્મ છોડ્યા પછી બીજું રહ્યું શું!"

"ધર્મ એટલે શું, એની તને ખબર છે ખરી?" નાનાસાહેબ તે દુઃખદ સ્થિતિમાં પણ સ્મિત કરી બોલ્યા: "ગાંડી કર્યાની!"

બાસાહેબ આ સાંભળી ચૂપ રહ્યાં, અને થોડીવાર સુધી કોઈ કશુંએ બોલ્યું નહિ. એટલામાં શાસ્ત્રીજીનું લક્ષ્ય ઉત્તરા, રાગિણી તરફ ગયું અને તેમણે 'તમારો શો વિચાર છે?' એવું પૂછવાના ભાવથી તેમના તરફ જોયું.

ઉત્તરા કંઇક બોલે તે પહેલાં શાસ્ત્રીજીની પાછળ ઉભેલા ફરસ-વાળા જંગલી પહેરેગીરે તેમને એક ડોંસો લગાવી દીધો, અને "જલદી કરો" એમ મોટેથી કહ્યું. ડોંસો વાગ્યો એટલે શાસ્ત્રીજીએ 'ઓય્ ઓય્' કરવા માંડ્યું અને તેમની આંખોમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં.

બે ચાર ક્ષણ પછી ઉત્તરા બોલી: "શાસ્ત્રીજી! આ જંગલી લોકોએ અપમાન કર્યું તેથી દુઃખ ના માનશો. જો કે તમને મારે કહેવું પડે એમ નથી; પણ મારાથી ન રહેવાયું, તેથી–"

ઉત્તરાએ શાસ્ત્રીજીને ધીરજ આપવાનો પ્રયત્ન કર્યો ખરો; પણ તેને જ ધીરજ આપવાની જરૂર હતી; કારણ પોતાનું વાક્ય પૂરું થાય, તે પહેલાં જ તે રડવા લાગી. એ જોઈ શાસ્ત્રીજી વધારે જોરથી આક્રન્દ કરવા લાગ્યા. પછી તેઓ આંખો લૂછતાં મૃદુ સ્વરે બોલ્યા: "ઉત્તરા, આ કેવો પ્રસંગ આપણાપર આવ્યો છે!"

ધર્મ માટે પ્રાણત્યાગ કરવાની મારી ઇચ્છા નથી." ઉત્તરા શાસ્ત્રીજીને કહેવા લાગી. "વાઘની ગુફામાં સપડાયા પછી ત્યાંથી ગમે તે રીતે નાસી જવું એજ ઠીક છે. વળી ધર્મપર જો વિશ્વાસ જ નથી, તો શા માટે નકામો પ્રાણત્યાગ કરવો?"

"તમે ન કરશો." આનન્દરાવ ગુસ્સાથી બોલ્યા: "તમે તમારો જીવ સંભાળી સો વરસ સુધી વધુ જીવજો!"

"મારું બોલવું પૂરતું સાંભળ્યું હોત તો ઠીક થાત." ઉત્તરા બોલી: "હું મોતથી ડરતી નથી. હું પણ મરવાને તૈયાર છું. પણ ધર્મને માટે નહિ. દેશાભિમાન માત્ર પુરુષોને જ હોય છે, એવું નથી!"

આનન્દરાવ આ વાક્ય સાંભળી શાન્ત થયા અને તેમને ખરા હૃદયથી આનન્દ થયો. દેશમાં દેશાભિમાની સ્ત્રીઓ ઉત્પન્ન થાય છે, અને તેમાં પોતાની ઉત્તરા પણ છે એ વિચાર તે દુઃખમય સ્થિતિમાં તેમને આનન્દદાયક થયો, એમાં નવાઇ પામવા જેવું કંઇ જ નથી.

"તારી અને આનન્દરાવની આજે સવારે તો હું મશ્કરી કરતો હતો; અને–" શાસ્ત્રીજીથી આગળ બોલાયું નહિ.

"શાસ્ત્રીજી!" નાનાસાહેબ બોલ્યા: "તમે હિમ્મત ના હારશો. આપણે પૂરેપૂરો વિચાર કરી અહીંથી છટકવાની યુક્તિ કાઢીએ. મને લાગે છે કે આ જંગલી મૂર્ખ લોકોને ખુશ કરવાને માટે તેમનો ધર્મ સ્વીકારી છટકી જવું, એજ વધુ ઠીક છે. હવે બીજું શું કરવું?"

"જેને જે યોગ્ય લાગે તે કરે. હું તો અહીં જ મરીશ." બાસાહેબ બોલ્યાં: "મારે જીવીને હવે શું કરવું છે? કેવળ સુધારો કરતાં કરતાં જન્મારો વીતી ગયો, એટલે બસ છે. પણ ધર્મત્યાગનું પાપ હવે મારે માથે નથી લેવું! તમને પુરુષોને તો ધર્મ વિષે કંઇએ નથી, પણ–"

"તું તો હવે અમને બધાંને ઉપદેશ કરવા બેસ." નાનાસાહેબ પ્રેમયુક્ત કોપથી બોલ્યા: "ધર્મ એટલે શું, એ પણ તું જાણે છે ખરી?"

"હું તો ગાંડી છું, તે તો કબૂલજ કરું છું. હું મારે મરીશ. એમાં કોઇનું શું ગયું?"

"તારી સાથે વાત કરવાની કે વિવાદ કરવાની આ વેળા નથી." નાનાસાહેબ બોલ્યા: "હું કહું છું તે તું માન. તારી અક્કલ ન ચલાવ. વિજયગામ ગયા પછી તું કહીશ તે બધુંય હું માનીશ."

"તમે ગમે તે કહેશો, તોય હું ધર્મ નહિ છોડું! બાસાહેબ હઠે ચઢી બોલ્યાં: "થયાં એટલાં પાપ બસ છે, હવે તેમાં વધારાની જરૂર નથી!"

"તું મારી પત્ની છે ને?"

"હા, પછી?"

"પતિની આજ્ઞા માનવી, એ હિન્દુ સ્ત્રીઓનો ધર્મ છે ને? હિંદુ સ્ત્રીઓનો પતિ એ પરમેશ્વર નથી?"

"પણ હું કયાં ના કહું છું? જીવતાં લગી હું આપની સેવા કર્યા કરીશ. ધર્મત્યાગ થશે તે છતાં હું સેવા તો કરીશજ, પણ હું પોતે ધર્મ નહિ છોડું!"

"પતિ એ જ જો તારો દેવ છે, તો તે કહે તે તારે માનવું જ જોઈએ! હું કહું છું—તને આજ્ઞા કરું છું—તે માન. પતિની આજ્ઞા માનવી ન હોય તો તારી મરજી! પણ હું કહીશ તેમ તારે વર્તવું પડશે. બોલ, તું કબૂલ છે ને?"

"જો આજ્ઞા જ હોય, તો બોલવાનું કંઈ છે જ નહિ. પણ મારી આટલી વિનતિ કાન પર ધરી આવી ભળતી આજ્ઞા—"

"હું તારી વિનતિ નથી સાંભળવાનો. વખત કેવો છે તે નથી જોતી! 'ધર્મ ધર્મ' કર્યાં કરે છે! હવે ગાંડપણ રહેવા દે. હું કહું છું તેમ કર. જે પાપ હશે તે મને લાગશે. બધું પાપ ખમવા હું તૈયાર છું."

આ છેવટના શબ્દો સાંભળી બાસાહેબ ચૂપ રહ્યાં, અને પતિની અપ્રિય આજ્ઞા પણ પાળવાને તે સાધ્વી પતિપરાયણાએ પોતાના મૂકભાવથી જ સમ્મતિ આપી! ધર્માન્તર એ મહત્ પાપ છે, એવું તેમને લાગતું હતું, તે છતાં તે હિન્દુ સ્ત્રીએ પતિની આજ્ઞા માટે તે પણ માથે વહોરી લીધું. તેમના હૃદયમાં શું ચાલી રહ્યું હતું તે તેમની અશ્રુધારાઓ બધાંને બતાવી આપતી હતી; પણ વાચકોને મારી શબ્દધારા કેમ કરી તે બતાવી શકશે?

ઉત્તરાને પોતાની માતાની તે સ્થિતિ જોઈ દયા આવી, અને માતાની બાજુ લઈ તે બોલી: "નાનાસાહેબ! તેની જો ઇચ્છા નથી, તો તમે શા માટે તેને એટલો બધો આગ્રહ કરો છો?"

"ઉત્તરા! 'શા માટે' તે હું તને પછીથી કહીશ, હમણાં તમે બધાં મારું માનો. આ વિવાદનો સમય નથી. શાસ્ત્રીજી, ભાઉસાહેબ, આનન્દરાવ, હું કહું છું તેમ બધાં કરશો ને?"

શાસ્ત્રીજી અને ભાઉસાહેબ કંઈ પણ બોલ્યા નહિ; પણ આનન્દરાવ બોલ્યા: "આપ કહો છો, તે ઠીક છે; પણ મારી વાત જુદી છે. મને નથી મા કે બાપ, હું અવિવાહિત છું. મારા મરણથી જગત ખાલી પડશે એમ પણ નથી; જેથી હું તો ધર્માન્તર નથી જ કરવાનો."

"હું પણ નહિ કરું!" ઉત્તરા બોલી.

"ઉત્તરા!" નાનાસાહેબ પ્રેમાળ છતાં દીન સ્વરે બોલ્યા: "ઉત્તરા! તું મારી કન્યા છે ને? તને મેં આટલી મોટી કરી ખરું ને? તને ભણાવી ગણાવી મેં જ ને?"

"હા."

"તો હું કહું છું, તે માન."

"નાનાસાહેબ! આજ્ઞા કોની માનવી? પતિની કે પિતાની?"

"ઉત્તરા! તું હજી પરણી નથી."

"હું મનથી વરી, અને તમે પણ સમ્મતિ આપી, તે ક્ષણથી જ હું—"

આગળ તેનાથી બોલાયું નહિ? આનું કારણ યુવતીજનની લજ્જા ન હતું. વિવાહની સુખદ કલ્પના તેની આંખ આગળ આવી અને તેજ ક્ષણે તે ભયંકર પ્રસંગ પણ તેની દૃષ્ટિસન્મુખ ઉભો રહ્યો. પરસ્પર-વિરોધી બે વિચારો આંખ આગળ એક્કી વખતે ઉભા રહેવાથી તેના મુખમાંથી એક પણ અક્ષર નીકળી શક્યો નહિ. બન્ને હાથે મોંઢું ઢાંકી 'ઓ...મા...રે!' એવી બૂમ તેણે પાડી, અને તેની માતાના શરીર-પર તે ઢળી પડી. પાસેના દુષ્ટ પહેરેગીરે તેને એક લાત મારતાં હાથ ઝાલી ઉભી કરી.

ઉત્તરાનો તે દૃઢ નિશ્ચય અને અનન્યપતિભક્તિ નિહાળી નાના-સાહેબ નવાઈ પામ્યા, અને માથે હાથ દઈ તે વિચારવા લાગ્યા: "આ ઉત્તરામાં ખરે જ દેશાભિમાન છે, કે આનન્દરાવ ઉપરના અંધ પ્રેમથી તે આમ બોલે છે? તેને વખાણવી કે તેને સમજાવવી? આ ઉત્તરા આટલી બધી સ્વતંત્ર રીતે વિચાર કરનારી છતાં આનન્દરાવના પ્રેમથી —મોહિનીથી—તે પણ મૂર્ખ બની, તેમના પ્રાણઘાતક દુરાગ્રહનો અનુવાદ કર્યે જાય છે અને પોતાની જાતને ધન્ય લેખે છે, આ તો ખરી નવાઇ! આ પ્રેમ અનુકરણીય છે કે નિંદ્ય છે? યા તો તે પ્રેમાન્ધ ન છતાં ખરે-ખર જ દેશભક્તિ પાછળ મરવા તૈયાર થઈ છે? ઉત્તરા! ધન્ય છે તને! તને મેં શિક્ષણ આપ્યું, તે સારું કર્યું કે ખોટું, એવી મને કોઈ કોઈ વાર શંકા આવતી પણ હવે ખાતરી થાય છે, કે મેં તે ઠીક જ કર્યું છે. ઉચ્ચ શિક્ષણ મળવાથી તને વીરત્વ પ્રાપ્ત થયેલું છે. તું વીરપત્ની શોભે છે ખરી. ઇશ્વરકૃપાથી વીરમાતા એ સંજ્ઞા પણ તને મળો!" આ વિચાર આનન્દ-દાયક હતા ખરા; પણ તે ભયાનક પ્રસંગે તે ક્યાંથી ટકે?

"પણ જો તે આવો દુરાગ્રહ લઈ બેસશે, તો તે આજે મરણને શરણ થશે; ને પછી તે વીરપત્ની ને વીરમાતા કેમ કરી બનશે? ઉત્તરા! તારો અને આનન્દરાવનો સુખમય સંસાર જોવાની મારી ઇચ્છા હતી. તારા પુત્રને લઇ રમાડવાની મને હોંશ હતી; પણ દૈવે આ શું આરંભ્યું છે? પણ દૈવને શો દોષ દેવો? તમારું જ દુરાભિમાન તમારા નાશને કારણરૂપ બને છે—

"પણ વિચાર કરવામાં શો અર્થ છે? એમનું મન ગમે તેમ કરી વાળવું જ જોઇએ. 'એણે' તો મારું કહ્યું માનવાનું કબૂલ્યું છે. ભાઉસાહેબ અને શાસ્ત્રીજી પણ મારું માનશે. આનન્દરાવ જો મારું માને તો ઉત્તરા અને રાગિણીને મનાવવાનું કઠણ નહિ પડે. લાવને આનન્દરાવને ચાર શબ્દો કહી તો જોઉં."

આવો વિચાર મનમાં કરી તે બોલ્યા: "આનન્દરાવ! તમારું દેશા-ભિમાન મને પૂર્ણ માન્ય છે; પણ આ કટોકટમાં નકામા બળી મરવામાં શો પુરુષાર્થ છે? તમારા કરતાં મને વધારે અનુભવ છે. આજે તમે મારું માનો.'

"મે માન્યું હોત, પણ નાનાસાહેબ! મારા મરવાથી જગતમાં શી ખોટ પડવાની છે? કે મારે મારું તત્વ છોડી દેવું?"

"જીવતો રહીશ તો દેશનું કલ્યાણ કરી શકીશ; અને એ વાત જવા દઈએ તો પણ તારે, આ ઉત્તરા અને રાગિણી તારા લીધે મરવા તૈયાર થયાં છે, તેનો તો વિચાર કરવો ઘટે છે!"

"એટલે અમને તો દેશાભિમાન નહિ જ હોય!" ઉત્તરા ગુસ્સાથી બોલી ઉઠી: "અમે બીજાનું પાયું જ પાણી પીતાં હઈશું!"

ઉત્તરાના આ શબ્દો સાંભળી શું બોલવું તે નાનાસાહેબને સૂઝયું નહિ; પણ નિરાશ દૃષ્ટિથી ભાઉસાહેબ તરફ જોતાં બોલ્યા: "ભાઉસાહેબ! તમે કંઈક કહી જુઓ."

નાનાસાહેબનું આ ઉદાસ વાકય ઉચ્ચારાતાં પહેલાં દર્ગોમાંથી મોટો હાસ્યધ્વનિ આવ્યો, અને તે આખો દર્ગો તેમના તરફ—સ્ત્રીઓ તરફ જોવા લાગ્યો. તેઓમાંના કોઈએ બીભત્સ ભાષણ કર્યું હશે એવું બધાં સમજી ગયાં. પણ શું કરે?

આ વાત તરફ ધ્યાન ન આપતાં ભાઉસાહેબ બોલ્યા: "હું શું કહું? શો ઉપદેશ કરવો, તે જ મને તો સૂઝતું નથી!"

"ભાઉસાહેબ! તમે નિરાશ ન થાઓ. યુક્તિપ્રયુક્તિથી કામ લઈશું, તો જ આ સંકટમાંથી આપણે મુકત થઈ શકીશું."

"પણ રાગિણી ધર્માન્તર નહિ કરે, અને જો તેની હયાતિ નહિ હોય તો જીવીને મારેય શું કરવું છે? હું પણ હમણાં જ મરું તો ઠીક! અને આખા જગતનો નાશ થાય, એમ હું ઇચ્છું છું. આ દુષ્ટ પાપી જગત ન હોય તો જ સારું!"

ભાઉસાહેબ હિમ્મત હારી ગયા છે એમ જોઈ નાનાસાહેબ પણ જરા નિરાશ થયા. પણ વિચારપૂર્વક મનની દુર્બળતા દબાવી તેઓ બોલ્યા: "રાગિણી! ઉત્તરા કરતાં તું ઉમ્મરે નાની છે ખરી; પણ તેના કરતાં તું વધારે સમજુ છે. તું તો મારું માન, શા માટે પોતાનો અમૂલ્ય પ્રાણ ગુમાવો છો?"

"મારે જીવીને શું કરવું છે?" રાગિણી જીવિતનિરાશા અને સંસારવિરકિતથી ભરપૂર એવા કરુણ સ્વરે બોલી: "મારે તો નથી સંસાર, કે નથી છોકરુંછૈયું! જીવ બચાવી મને વળી શો એવો મોક્ષ મળવાનો છે? અને નકામો ધર્મ હું શા માટે છોડું? સંસાર અને પ્રાણની આશાથી હું ઘેર રહી—સાથે ન ગઈ, અને તેમને દુઃખી કર્યા—આ પાપનું ફળ આજ લગી મેં ભોગવ્યું. સંસારની હવે શાને માટે આશા કરું? ધર્મના પ્રેમથી તેમણે સંસારને લાત મારી અને તે કાશીક્ષેત્ર ગયા, તે જ ધર્મ હું છોડી દઉં, તો સ્વર્ગમાં તેમના મનમાં મારે માટે શા વિચાર આવશે? પતિને પ્રિય હોય તે જ કરવું, એવો ઉપદેશ આપે જ મને કરેલો ને? જીવ જતાં પણ કર્તવ્ય-

કર્મનો ત્યાગ ન કરવો, એવું પણ આપે જ શિખવેલું ને? સ્વદેશ માટે સર્વસ્વનો સ્વાર્થત્યાગ કરવાની શકિત જ્યારે લોકોમાં આવશે, ત્યારે જ દેશનો ઉદ્ધાર છે, એમ પણ આપ જ કહેતા હતા ને?"

રાગિણીના આ શબ્દો સાંભળી નાનાસાહેબ ચૂપ રહ્યા! પરસ્પરવિરોધી વિચારોએ તેમના મનમાં ઘર કર્યું: "આ કોમળ–છતાં ઉદાત્ત વીર સ્રીઓના પવિત્ર નિશ્ચયની આડે આવવું? ના, ના. એ ઇષ્ટ નથી! વ્યાવહારિક દૃષ્ટિ કરતાં તેમની આ દૃષ્ટિ વધારે ઉચ્ચ છે. પણ ખરેખર આ દૃષ્ટિ વધારે ઉચ્ચ છે ખરી, કે પછી એવું લાગે છે? વિચાર કરતાં તો તેમનું આ કર્મ સમંજસ વીર્યકર્મ નથી, પણ મૂઢ સાહસકર્મ છે.'

વળી બીજી જ ક્ષણે બીજા પ્રકારના વિચારો તેમના મનમાં આવતા: "ધર્મ છોડ્યો, એટલે બધું જ બગડશે, એવું કંઇ નથી. પણ મારી આ પત્ની અને કન્યાનું મન દૂભાશે, તેનું શું? મને તો ધર્મનું કંઇએ નથી, પણ તેને તો તે પ્રિય છે ને? હું ખરો હિન્દુ નથી પણ તે તો ખરી હિંદુ સ્રી છે. ધર્માન્તર કરવાનું કામ આટલું બધું અપ્રિય છતાં મારી આજ્ઞા થતાં જ તે પવિત્ર મૂર્તિએ એકદમ મારું કહ્યું માન્યું! એવી સ્રીને જન્મારા લગી દુઃખી જ રાખવી કે શું? ધર્મત્યાગનું મોટું પાપ પોતે કર્યું છે, એવું એને જીવન પર્યંત ભાસશે–તેને હરહમ્મેશ આ જ વિચાર આવશે. મારા ઉપર તેની આટલી અસીમ ભક્તિ છે, તો શું મારે તેના તરફ જરાય જોવું નહિ? સ્રીઓએ પુરુષોનું માનવું, અને પુરુષોએ સ્રીઓનું જરા પણ ન સાંભળવું, એવું કયું શાસ્ત્ર કહે છે? સ્વધર્મત્યાગ એને મન જો મરણ સમાન છે, તો તેમ કરવાની તેને ફરજ પાડવી, એ ઠીક નથી. બસ, થયું નક્કી; જો બધાં જ મરવાને તૈયાર હોય, તો હું પણ તૈયાર છું. એક વાર મરવું તો છે જ! ભલે આજે જ મરીએ. પણ, આ વિચાર સમંજસ નથી. કેવળ 'sentimental' થવામાં અર્થ નથી.'

આ રીતે વિચાર કરતાં નાનાસાહેબ એ ક્ષણ સ્વસ્થ રહ્યા, અને સાથે બીજાં બધાં પણ અવાક્ થઈ ગયાં. એવા વખતે કોઈ પણ શું બોલી શકે? શાસ્રીજી, બાસાહેબ અને રાગિણી તો ધ્રુસકે ધ્રુસકે રડતાં હતાં. આનન્દરાવ અને ઉત્તરાના ઉદાસ ચહેરા ઉપર નિરાશાનું સ્વાસ્થ્ય અને સન્નિશ્ચયની અપૂર્વ શાન્ત પથરાઈ રહી હતી. જેથી તે બન્ને જમીન તરફ જોઈ રહ્યાં હતાં.

આ તરફ, તે કારિસેની દર્ગામાં વાદવિવાદ, હાસ્યવિનોદ અને કલહનું કામ ચાલી રહ્યું હતું. મીરબલ, મયાણી વગેરે વચ્ચે વાક્કલહ શરુ થયેલા હોવાથી તેઓ આ કેદીઓને ભૂલી ગયા હતા, તેથી જ આ કેદીઓને વાત કરવાને આટલો વખત મળી શક્યો હતો. નાનાસાહેબે વિચાર કરી રહ્યા પછી સહેજ દર્ગા તરફ નજર કરી તો તે વખતે મીરબલ અને મયાણી તેરીમેરીપર આવ્યા હતા અને મારામારી કરવાની પણ તૈયારીમાં હતા.

શા કારણથી તેઓ લઢે છે, તે નાનાસાહેબ કળી શક્યા નહિ. પણ તેનું પરિણામ શું આવે છે તે ઉત્સુકતાથી તે જોવા લાગ્યા. એટલામાં શાસ્ત્રીજીએ તેમને બોલાવ્યા અને પૂછ્યુંઃ "નાનાસાહેબ! પછી શો ઠરાવ કર્યો? એમની મારામારી જોવાથી શું વળવાનું છે?"

"હું શું કહું?" નાનાસાહેબ બોલ્યાઃ "મારું તો કોઈ નથી માનતું, તેને હું શું કરું? રાગિણી અને ઉત્તરામાં પણ હમણાં ધર્મ અને દેશાભિમાનનું પૂર આવેલું છે, તેથી આપણે તો શાન્ત—"

"અમારે સ્ત્રીઓએ જીવીને હવે કરવું છે શું?" રાગિણી બોલીઃ "આ જંગલી નરપશુઓના હાથમાં જવું તેના કરતાં મરવું બહેતર છે. નાનાસાહેબ! અમારી ઉપર આ કેવો પ્રસંગ આવ્યો છે, તે તમે કોઇ કેમ નથી સમજી શકતા? હા, જીવવું હોય તો તમે પુરુષો ભલે જીવો, તમારે હજી ઘણું કામ કરવાનું છે; અમે તો જેમ જલદી મરીએ, તે જ વધારે ઉત્તમ છે!"

રાગિણીનાં આ હૃદયભેદક વાક્યો સાંભળ્યા પછી નાનાસાહેબ શું બોલે? શૂન્ય દૃષ્ટિથી તે આમતેમ જોઈ રહ્યા.

દર્ગામાં તો તકરારો ચાલતી જ હતી અને તેમાં સ્ત્રીઓ પણ સામેલ થઈ હતી. એક ખૂણામાંની બે સ્ત્રીઓ પરસ્પરના વાળ ખેંચી કિકિયારી કરી રહી હતી જ્યારે બીજી બે હાથમાંના નખ એક બીજીને મારતી હતી. બે ચાર મિનિટ પછી કોઇકે તેમને આ કેદીઓનું સ્મરણ કરાવ્યું, તેથી ધીમે ધીમે બધે શાન્તિ ફેલાઇ. અને "તેમનું શું નક્કી થયું તે પૂછ." એવો કિનતોબાએ દુભાષિયાને હુકમ કર્યો.

કિનતોબાએ શું કહ્યું, તેનો અર્થ દુભાષિયાની સહાયતા વિના જ બધાં સમજી ગયાં. પણ કોઇએ જવાબ ન દીધો. દુભાષિયાએ નાનાસાહેબ તરફ જોઇ હિંદુસ્થાનીમાં સવાલ પૂછ્યો, પણ નાનાસાહેબે જવાબ આપ્યો જ નહિ. એક મિનિટ થઇ–બે થઇ–ત્રણ થઇ–પણ કોઇ કાંઇ બોલ્યું નહિ. કોઇ પણ બોલતું નથી, એથી પોતાના ધર્મમાં આવવા કેદીઓનો ઇરાદો નથી, એવું જંગલી લોકો વગર કહે સમજી ગયા, અને આ અપમાનથી તેઓ ખિજાયા જેથી તેઓ એકદમ મોટેથી "કાપી નાંખો અને તેમને કટોહમાં ફેંકી દો" એવી બૂમો પાડવા લાગ્યા.

આ પ્રકારની બૂમાબૂમ શરૂ થયેલી જોઇ કેદીઓની પાછળ ઉભા રહેલા એક પહેરેગીરે પાસેના લોકોને "આમને ઉંચકો અને ફેંકો કટોહમાં." એમ કહ્યું.

ચીનુભાઈબાડીઆએ આ શબ્દો સાંભળ્યા, કે તુરત જ તેમનાં હાજાં ગગડી ગયાં! પણ ધીરજ ધરી તેમણે કિનતોબા તરફ જોઇ દીન સ્વરે હિન્દુસ્થાનીમાં કહ્યુંઃ "થોભો, થોભો, મને તમે કટોહમાં ન ફેંકશો. હું તમારા ધર્મનો સ્વીકાર કરું છું તેમ જ તમે કહેશો તે કરવા કબૂલ છું; પણ

મને મારશો નહિ. તમારી ઇચ્છા હોય તો (અહિં તેમણે રાગિણી તરફ જોયું.) હું તમને આ મારી સ્ત્રી પણ આપવા કબૂલ છું."

આ નીચ ભાષણ કિનતોબાને સમજાયું નહિ, તેથી તેણે દુભાષિઆને "શું કહે છે આ કેદી?" એમ પૂછયું. અર્થ જાણ્યા પછી કિનતોબા હસ્યો, સાથે મીરબલ તથા મયાણી વગેરે મોટા માણસો પણ હસ્યા.

આ હાસ્ય પોતાને અનુકૂળ છે, એમ માની ચીનુભાઈ ખૂશ થયા. મીરબલે દુભાષિઆ પાસે તેમને "આમાંની તારી સ્ત્રી કઇ?" એમ પૂછાવ્યું, અને એ બંદાએ રાગિણી તરફ જોઈ "આ મારી સ્ત્રી, હું તમને તે આપવા કબૂલ છું," એમ કહ્યું.

આ બધું જોઈ રાગિણીને શું લાગ્યું હશે, અથવા નાનાસાહેબ, ભાઉસાહેબ, ઉત્તરા વગેરેના મનમાં શા વિચાર કે વિકાર આવ્યા હશે, તેનું વર્ણન કરવા કરતાં ચીનુભાઇનો જવાબ સાંભળી કિનતોબા, મીરબલ વગેરેને શું લાગ્યું તે જ કહેવું વધારે જરૂરનું છે.

આ જંગલી લોકો ચીનુભાઇનો જવાબ સાંભળી હસ્યા, અને તેઓ ચીનુભાઇ તરફ કૌતુકદૃષ્ટિથી જોવા લાગ્યા. પોતાની સ્ત્રીને દુશ્મનને સ્વાધીન કરનારો માણસ તેમને અપૂર્વ લાગ્યો, એમાં શંકા નથી. આપણે સર્કસના સિંહ તરફ અથવા કાંગારુ તરફ જેમ કુતૂહલપૂર્ણ દૃષ્ટિથી જોઇએ છીએ, તેમ તેઓ આ માનવરૂપધારી ચીનુભાઇ તરફ જોવા લાગ્યા. આ અપૂર્વ દ્વિપાદ પશુ તરફ જોઇ આંખો ધરાઇ ગયા પછી કિનતોબા બોલ્યો: "આ માણસ પોતાની સ્ત્રી અમને આપવા તૈયાર થયો છે, એટલે એ પૂરો પાજી હોવો જોઇએ અથવા × × × હોવો જોઇએ. ગમે તેમ હોય, તો પણ તે માણસ આપણી જાતિમાં જીવવાને માટે નાલાયક છે, એ વિશ્વાસઘાતી છે, જેથી એને કટોહમાં ફેંકી એના માંસની ચટણી કરી ખાવી જોઇએ! હરામખોર કહે છે, કે મને બચાવશો, તો મારી સ્ત્રી તમને આપીશ! આની સ્ત્રી લેવી કે ન લેવી, તેમાં તેની પરવાનગીની અમને જરૂર નથી! કેમ મીરબલ! આને કટોહમાં ફેંકી જ દેવો જોઈ ને?"

"અલબત્ત" મીરબલ બોલ્યો: "એવા લોકોને જીવતા રાખીને શું કરવું છે?" આમ કહી પાસેના યુવાનોને "ઉંચકીને નાંખો એને કટોહમાં!" એમ કહ્યું, અને તે જ ક્ષણે બધે 'ઉંચકો, નાંખો,' એવો ધ્વનિ સંભળાયો. અને અર્ધક્ષણમાં જ ચીનુભાઈ કટોહમાં ગયા!

તે જંગલી લોકોની સભાના કામનો અને ન્યાયનો આ એક દાખલો થયો! માંકણને દીવામાં નાંખતાં જેમ કોઈ વિચાર નથી કરતું, તેમ આપણા ચીનુભાઇને ફેંકી દેતાં કોઇને કંઇ પણ થયું નહિ. આવું તો તેમણે કેટલીયે વાર જોયું હશે. તેમને આથી નવાઈ લાગી નહિ;

એટલું જ નહિ પણ તેમણે બે ચાર મિનિટ પછી ચીનુભાઇને એટલે તેમના અર્ધદગ્ધ મડદાને લાંબી લાકડીઓથી કટોહની બહાર ખેંચી આણ્યા; પણ તે પૂરા શેકાયા નથી, એમ જોતાં ફરીથી ફેરવીને પાછા નાંખ્યા.

શો ભયંકર પ્રસંગ હતો! તે વખતે બાસાહેબને શું લાગ્યું હશે? રાગિણીને પોતાની સ્ત્રી તરીકે ઓળખાવનારા તે નીચને જે શાસન થયું તે યોગ્ય જ હતું, એમ તેમને જરૂર જ લાગ્યું હશે, અને તેથી તેમને જરાક સમાધાન પણ થયું હશે; પણ તે વખતે સમાધાન અને અસમાધાન ક્યાંથી હોય? થોડી જ વારમાં બધાંને જ કટોહની આગમાં પડવાનું હતું, એ સર્વ જાણતાં હતાં જેથી બધાં ગભરાઇ ગયાં. આપણે ક્યાં છીએ, શું બની રહ્યું છે, હવે શું કરવું, એ કોઇને સૂઝયું નહિ! રાગિણીને તો પ્રત્યક્ષ આંખે દેખાતો દેખાવ ખરેખરો છે, કે સ્વપ્નવત્ છે, તેની શંકા પડી. તેણે શરીરે ચૂંટી ખણી અને આંખો ચોળી તે આમતેમ જોવા લાગી તો તેને દેખાયું કે ચીનુભાઇનાં પગમાંથી અને છાતીમાંથી ચરબી નીકળી રહી છે, અને ડાકણ જેવી દેખાતી એક સ્ત્રી તેમને આમતેમ અગ્નિમાં ફેરવી રહી છે.

ચીનુભાઇના મડદાને દાતરડા જેવા એક હથિયારથી સ્ત્રીઓ કાપતી હતી તે વખતે પુરુષવર્ગ મનુષ્યમાંસ ખાવાના આનન્દમાં મગ્ન થઇ ગયા હતા. કિનતોબા પોતાના વિચારમાં જ મગ્ન થયેલો દેખાતો હતો. આ લોકો ધર્માન્તર કરવા તૈયાર નથી, એ તે પ્રપંચી કિનતોબા કળી ગયો હતો. કેદીઓના આ દુરાગ્રહનો અન્ત કટોહપ્રવેશ થવાનો છે એ વાત પણ એના ધ્યાનમાં આવી ગઈ હતી; પણ એ તેને સર્વાંશે પસંદ નહોતું. 'સર્વાંશે' કહેવાનું કારણ એટલું જ કે બધા પુરુષો બળી જાય, તેની તેને પરવા નહોતી. પણ સ્ત્રીઓને બચાવવી–ખાસ કરીને તેમાં સૌન્દર્યની મૂર્તિ સમી ભાસનારી 'લાંબા ચહેરાવાળી અને પાણીદાર આંખોવાળી ઉંચી સુંદરી'–ઉત્તરા–ને બચાવવી, એવી તેની ઉત્કટ ઇચ્છા હતી, પણ આ વાત મોટેથી કેમ કહી શકાય? જો કહે, તો 'કિનતોબા સ્ત્રીલંપટ છે,' એવું આળ બધાં ચઢાવે! આવી વાત ન થાય એટલા માટે 'સ્ત્રીઓને તો બચાવવી,' એવું તેણે મયાણીને સૂચવ્યું હતું, અને રાગિણીને–તેની ભાષામાં કહેવું હોય તો "ગોળ ચહેરાની અને મોટી આંખોવાળી ઠીંગણી સ્ત્રીને જોઇએ તો તું લે," એવી તેને લાલચ પણ આપેલી હતી. 'પાણીદાર આંખવાળી ઉંચી સુંદરીને' પોતે મેળવે, એ તેની મૂળ મુરાદ હતી, એ વાત ચતુર મયાણી સમજી ગયો, અને 'મોટી આંખવાળી ઠીંગણી'ને પોતે મેળવવી, એવો તેણે નિશ્ચય કર્યો.

પરન્તુ આ વિચાર અમલમાં કેવી રીતે મૂકવો. બાકીના બધા લોકો તો 'બધાંને જ કટોહમાં ફેંકી તેમનું માંસ ખાવું જોઇએ,' એમ કહેતા હતા. 'ઘણા દિવસથી આપણા 'મનિતા'ને–કટોહદેવતાને મનુષ્યનું બલિદાન

મળેલું નથી, તેથી આ લાગ સારો આવ્યો છે,' એવું તેઓ અંદર અંદર કહેતા હતા. 'સ્ત્રીઓને માત્ર બચાવવી,' એમ કહેવું ચતુર મયાણીથી પણ હવે બની શકતું નહોતું, છતાં તેણે પહેલાં એક વાર લાગ જોઈ ઉપરની વાત લોકોને મીઠા શબ્દોમાં સૂચવેલી હતી. પણ તે મૂર્ખ લોકો આ વાત આ વખતે લગભગ ભૂલી જ ગયા હતા. 'બધાંને જ એકદમ કાપી કાઢો,' એવું તેઓ હવે કહેવા લાગ્યા હતા. આવી સ્થિતિમાં મયાણી કે કિનતોબા શું કરી શકે?

તે બન્ને જણા માંહોમાંહે વિચાર કરતા હતા તે વખતે મનુષ્ય-માંસ ખાવાને ઉત્સુક બનેલા એક માણસે કહ્યું: "આ બાકીનાંને પણ ફેંકી દો કટાહમાં; શા માટે મોડું કરો છો?" જેથી બધાંનું ધ્યાન હવે કેદીઓ તરફ વળ્યું.

"કેમ રે! તારે અમારા ધર્મમાં આવવું છે, કે જવું છે આ કટાહમાં?" દુભાષિઆએ નાનાસાહેબને પૂછ્યું.

નાનાસાહેબે જવાબ દીધો નહિ. તેથી તે જ સવાલ દુભાષિઆએ પુનઃ વધારે જોરથી ગાલિપ્રદાન સાથે પૂછ્યો; છતાંએ તેનું તે જ થયું! તેણે તે જ પ્રમાણે આનન્દરાવ વગેરેને ફરીથી પૂછ્યું; પણ કોઇએ કાંઈ જવાબ ન વાળ્યો.

આ વાત એ દર્ગાને અપમાનકારક લાગી. આ કેદીઓ જક્કી—તોફાની—મગરુર છે, એવું તેમણે ધાર્યું, અને 'તેમને બરોબર ટીપવા જ જોઇએ, તેમના ટૂકડા કરવા જ જોઇએ' એવું તેઓમાંના કેટલાક કહેવા લાગ્યા. અને બૂમરાણ થવા લાગ્યું જે કિનતોબાએ મોટા પ્રયાસથી શાન્ત કરતાં મધુરતાથી "મયાણી, બધાંને બાળવાં કે માત્ર પુરુષોને જ બાળવા? તારી શી સલાહ છે?" પૂછ્યું.

મયાણી સમય વિચારી બોલ્યો: "હું શું કહું? આ બધાંને જો પસંદ હોય, તો પુરુષોને મારો, નહિ તો સ્ત્રીઓને પણ મારી નાંખવી જોઇએ. થયું, બીજું શું? મારા તરફથી જરાય હરકત નથી."

આ વાત સાંભળી ખૂણામાં બેઠેલા એક ધર્મનિષ્ઠ જોહો-ધર્મનિષ્ઠ વૃદ્ધ બ્રાહ્મણ બેઠેલો હતો તે બોલ્યો: "સ્ત્રીઓને ન મારશો. તેમને આપણા ધર્મમાં આવવા દો."

"પણ તેઓ આપણા ધર્મમાં આવે ત્યારે ને?" એક ઉતાવળીઓ યુવાન વચ્ચે જ બોલ્યા.

"જુઓ, ફરી એક વાર તેમને પૂછી જુઓ." મીરબલે ગંભીર સ્વરે કહ્યું. શૂરવીર અને લોકપ્રિય મીરબલના આ શબ્દો સાંભળતાં જ ચાર પાંચ માણસો ઉત્તરા ને રાગિણીને પુનઃ તે જ સવાલ પૂછવા લાગ્યા.

સવાલનો શબ્દાર્થ જો કે સમજી શકાયો નહિ, તો પણ તેનો ભાવાર્થ તો પ્રવાસીમંડળના ધ્યાનમાં આવ્યો, અને શરીરમાં કંપ છૂટવાથી

તેઓ બેશુદ્ધ થાય એમ લાગ્યું. સવાલનો જવાબ ન મળ્યો તેથી તે યુવાન ચીઢાયો, અને પોતાની લાકડીનો ઉત્તરાને સ્પર્શ કરી "અરે! લુચ્ચી! તારે મોઢું છે કે નહિ? કે મુગી મરી છે? કેમ નથી બોલતી?" આવા અર્થના કઠોર શબ્દો તેણે ઉચ્ચાર્યા. લાકડીનો સ્પર્શ થવાથી ઉત્તરાને ગુસ્સે આવતાં મોટેથી "ના! મારે તમારા ધર્મમાં આવવું નથી. તમારા કટોહથી હું ગભરાતી નથી," એમ બોલી ઉઠી, અને લાલ આંખે સભા તરફ તિરસ્કાર-યુક્ત દૃષ્ટિથી જોવા લાગી!

થયું! તેનું નશીબ ફરી ગયું! આ અપમાન સહ્યું જાય એમ નહોતું! 'ઉંચકો, ઉંચકો, એ ઉદ્ધત છોકરીને!' એવી મતલબની બધાંએ બૂમો પાડી. પોતાને પ્રિય એવી સ્ત્રીને હવે આ પ્રક્ષુબ્ધ લોકો બાળી નાંખશે, એવો ભય કિનતોબાને પેઠો, પણ તે સમયસૂચક હતો. બે ચાર માણસો ઉત્તરાને ઉંચકી જાય તે પહેલાં તે ચતુર અને પ્રપંચી નાયક બોલ્યો: "ભાઇઓ! સાંભળો, એ સ્ત્રીઓને બાળવાની જરુર નથી. એમના મનમાં આપણા ધર્મમાં આવવાની ઇચ્છા ન હોય તો પણ આપણે તેમને બળાત્કારે આપણા ધર્મની દીક્ષા આપીશું, અને પછી ગમે તો તેમને કટોહમાં ફેંકી દઇશું. પણ એ યુવાન સ્ત્રીએ આપણા ધર્મનું અપમાન કર્યું છે, તેથી તેની પાસે તો આપણો ધર્મ તેની મરજીથી અથવા જબરદસ્તીથી સ્વીકારાવવો જોઇએ!"

આ કિનતોબાના શબ્દો સાંભળ્યા પછી બધાં થોડી વાર શાન્ત રહ્યાં, જેથી ઉત્તરાને બચાવવાની તેની મતલબ પાર પડી.

આ તરફ, આપણા વિજયગામવાસી મંડળનું મન જે પહેલાં જ અત્યંત ક્ષુબ્ધ થઈ ગયેલું હતું, હવે તો તદ્દન શ્રાન્ત, ખિન્ન અને વિચાર-શૂન્ય થઇ ગયું. તે બધાં એટલાં નિરાશ થઇ ગયાં હતાં, કે તેમને તે ભયંકર સ્થિતિમાં પણ એક પ્રકારની મનની સ્વસ્થતા મળતી હતી. આ નિરાશાથી તેમની ઇન્દ્રિયશકિતઓ લગભગ નષ્ટ થઇ ગઇ હતી. ઉપાયયોજનાનો વિચાર તેમણે મૂકી દીધેલો હતો.

આ સ્થિતિમાં તેઓ હતા તે વખતે ઉપર વર્ણવેલો પ્રસંગ બન્યો જે આનન્દરાવે જોયેલો નહિ—તેમણે શોકાકુલ થઇ આંખો મીચી દીધેલી હોવાથી આ બનાવ બન્યો એનું તેમને ખાસ ભાન રહ્યું નહિ. ઉત્તરા આ પ્રાણસંકટમાંથી બચી, એ ઠીક થયું કે નહિ, એનો તે વિચાર કરી રહ્યા હતા. આ પ્રકારનો વિચાર કરતાં કરતાં તેમને એકદમ એક વિચાર સૂઝી આવ્યો તેથી જાણે એકદમ જાગ્રત થયા હોય તેમ તેઓ ટટાર થયા, અને મોટેથી કિનતોબા તરફ જોઇને કારિસેની ભાષામાં બોલી ઉઠ્યાઃ "નાયકજી! અમે તમારા ધર્મમાં આવીએ છીએ; પણ તમારો 'જોહો' ધર્મ અમારા ધર્મ કરતાં વધારે સારો શા માટે છે, એ વાત તમે તમારા 'ઉધારા' (આચાર્ય) પાસથી અમને સમજાવો. તમારો

ધર્મ વધારે સારો છે એવી અમારી ખાતરી થાય, તો જ અમે તમારા ધર્મનો સ્વીકાર કરીએ."

કિનતોબાએ ભાંગી તૂટી ભાષામાં બોલાએલાં આ વાક્યો સાંભળીને પોતાનું મોઢું મલકાવ્યું. આનન્દરાવની સૂચના તેને ગમી, તેનું કારણ એટલું બધું દુર્બોધ નથી. લોકોનાં મન પ્રક્ષુબ્ધ થયેલાં હોવાથી ઉત્તરાને બચાવી શકાશે કે નહિ, એ ફિકરમાં તે હતો, અને આ વખતે કાલહરણ કરનારી આ સૂચના તેને મન લાભકારક જ હતી. આનન્દરાવનો હેતુ પણ કાલહરણ કરવાનો જ હતો, એ વાત ચતુર વાંચકોને સમજાવવાની જરૂર નથી. નિરાશાપૂર્ણ અસંબદ્ધ રીતે વિચાર કરતાં કરતાં તેમને 'કૉનન ડૉઇલ' નામના પ્રસિદ્ધ અંગ્રેજી નવલકથામાંના એક પ્રસંગનું જે કાલ્પનિક વર્ણન છે, તેવો જ પ્રસંગ પોતાની ઉપર આવી લાગ્યો છે, એવો વિચાર તેમના મનમાં એકદમ આવ્યો, અને તે નવલકથામાં વર્ણવેલી એક ચતુર યુક્તિનું પણ તેમને તે જ ક્ષણે સ્મરણ થયું. આ યુક્તિ બીજી કોઈ નહોતી; પણ 'शुभस्य शीघ्रम् અને अशुभस्य कालहरणम्' એટલે શુભ વસ્તુ જલદી કરી લેવી અને અશુભ વસ્તુ કરતાં બને તેટલી ઢીલ કરવી, એ જ હતી. ઉપર્યુક્ત નવલકથામાં ઇજિપ્તમાંના મુસલમાનોના હાથમાં સપડાએલા એક ખ્રિસ્તી પ્રવાસીએ 'મારી ખાતરી કરી આપો, તો તમારો ધર્મ હું સ્વીકારું,' એમ કરી ધર્માન્તર કરવાના કામમાંથી પોતાની જાતને બચાવવાનો કેટલાક દિવસ લગી સફળ પ્રયત્ન કર્યા વિષેનું વર્ણન છે. તે પ્રસંગનું સ્મરણ થતાં જ આનન્દરાવ એકદમ ચમકી ઉઠ્યા અને તેમણે ઉપર્યુક્ત સૂચના કરી. જીવલેણ પ્રસંગે નવલકથાની યુક્તિથી જીવ બચાવવાનું સૂઝે, એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે.

આનન્દરાવની માગણી સ્વાર્થે કિનતોબાને ગમી, એ વાત ઉપર કહેલી જ છે. તેણે મયાણી તરફ તથા પાસે બેઠેલા 'ઉધારા' તરફ જોઈ કહ્યું: "આ જવાનની વિનતિ ખરી છે. આ લોક આપણા ધર્મમાં આવે તો આપણા દેવ ખૂશ નહિ થાય? કેમ ઉધારા! તમારો શો મત છે?"

ઉધારાજીની કિનતોબાની વિરુદ્ધ બોલવાની હિમ્મત નહોતી. તે બોલ્યા: "આ લોકોને આપણા દેવોના પ્રતાપ હું ગાઈ બતાવું છું, અને આપણા ધર્મમાં તેઓ આવે છે કે કેમ તે હું પૂછી જોઉં છું. જો આવે, તો ઠીક જ છે; નહિ તો આ કટાહ તો તેમને માટે તૈયાર જ છે."

મયાણીને પણ આ વાત ગમી, અને મીરબલ સામે બોલ્યો નહિ. સામાન્ય લોકો તો તેમને (પ્રવાસીઓને) કટાહમાં ફેંકવાને ઉત્સુક હતા, પણ મીરબલ સિવાય કિનતોબાની વિરૂદ્ધ બોલવાની કોઇની પણ હિમ્મત નહોતી.

લોક વિરૂદ્ધ છે, પણ કોઇથી બોલાતું નથી, એ વાત જાણવા છતાં લુચ્ચો કિનતોબા બોલ્યો: "ઉધારાજીએ તેમને ઉપદેશ કરવો, આ વાત બધાંને પસંદ હોય એમ દેખાય છે, તો ભલે તેમ થતું. આ લોકો ઉપદેશ-

થી માનશે, એમ મને તો નથી લાગતું. પણ જ્યારે લોકોની જ ઇચ્છા એવી છે, ત્યારે હું બધાંની વિરૂદ્ધ જવા નથી માગતો. ઠીક, ઉધારાજી! આવો, અને આ લોકોને આજે અથવા કાલે આપણા 'જોહો' ધર્મનો ઉપદેશ કરો. જુઓ, આપણા ધર્મમાં તેઓ આવે છે કે નહિ. આપણો ધર્મ સર્વશ્રેષ્ઠ કેમ છે, એ વાત તેમને બરાબર સમજાવજો."

"અલબત્ત!" ઉધારાજી બોલ્યા: "આપણો ધર્મ શ્રેષ્ઠ છે એ વાત કહેવાની જરૂર જ નથી. તેઓ આપણા 'ટાઓ'ના (સૂર્યના) અને 'વન'ના (વિજળીના) પ્રતાપ સાંભળે, અને દરેક લડાઇમાં આપણા 'કશિમ્બા'એ (દેવે) આપણને કેવી રીતે વિજય અપાવ્યો છે, અને આપણા દુશ્મનોને કેવી રીતે હરાવ્યા છે, આ બધું તેઓ સાંભળશે કે તરત જ તેઓ આપણા ધર્મમાં આવી જશે. આપણા ધર્મમાં આવવાથી ખાવાપીવાનું પૂરતું મળે છે, માંસ કદિ ખૂટતું નથી, આ વાત તેઓ જાણશે કે તરત જ આપણા ધર્મમાં આવવાને માટે મને આગ્રહ કરી કરીને વિનવશે!"

"ઠીક ત્યારે," મયાણી બોલ્યો: "આજે આપણા કટોહને એક જ બળિદાન મળ્યું! હવે તેનો થોડો થોડો પ્રસાદ લઈ બધાં વિખરાઈ જઇએ."

આટલું થયા પછી, બધા દર્ગાનું ધ્યાન ચીનુભાઇના મડદાને કાપનારી ડોસીઓ તરફ ગયું. તેમના માંસની પ્રસાદી વહેંચાયા પછી, અને કેદીઓ ઉપર સખ્ત પહેરો રાખવાની પહેરેગીરોને તાકીદ અપાયા પછી કિનતોબા, મીરબલ, મયાણી વગેરે જંગલી મોટા લોકો પોતપોતાના નિવાસ તરફ વળ્યા, અને તે સભા બરખાસ્ત થવાથી વિજયગામવાસી પ્રવાસીઓનું મરણસંકટ એક દિવસ માટે તો આગળ ખસ્યું.

આ ઘટનાથી બાસાહેબ, ઉત્તરા, અને રાગિણી–પતિવ્રતા સ્ત્રીઓને આનન્દ થયો કે દુઃખ?

(:o:)

## પંચદશ પરિચ્છેદ

:o:

### આપણા જૂના મિત્ર ભય્યાસાહેબ

આપણા પ્રવાસીઓની આ તરફ આવી દુર્દશા થતી હતી તે વખતે ભય્યાસાહેબ બ્રહ્મજ્ઞાન મેળવવાના હેતુથી પ્રિયબ્રહ્મસ્વામીની શોધમાં ભટકતા હતા! તેમને બિચારાને પોતાની રાગિણી ઉપર ભયાનક પ્રસંગ આવ્યો છે તેની ખબર પણ કયાંથી હોય! પ્રિયબ્રહ્મસ્વામીનાં દર્શન કરી તેમની પાસેથી આત્મબોધ લઈ મોક્ષ મળે છે કે કેમ તે જોવું, અને એ અશકય છે એમ માલમ પડે તો ઘેર જઈ બધાંની ક્ષમા યાચી રાગિણી સાથે સુખેથી સંસાર ચલાવવો, એવો તેમનો હેતુ હતો. પ્રિયબ્રહ્મસ્વામીના મઠની શોધ કરતાં કરતાં તેમનો હિમાલયમાંનો મઠ તેમને જડ્યો. પણ

તપાસ કરતાં માલમ પડ્યું કે સ્વામી ત્યાં નથી પણ તેઓ બીજા એક મઠમાં —'આનન્દમઠમાં' રહેવા ગયા હતા. આ સમાચારથી ભય્યાસાહેબ જરાક નિરાશ થયા; પણ તેથી હિમ્મત ન હારતાં શોધ કરતા કરતા આનન્દમઠ પાસે તે આવ્યા અને ત્યાં તેમને પ્રિયબ્રહ્મસ્વામીનાં દર્શન અને સહવાસનો પુણ્યપ્રદ લાભ મળ્યો.

દર્શન થયા પછી ભય્યાસાહેબે સ્વામીજીને ચરણે મસ્તક મૂકી કહ્યું: "સ્વામિન્! હું એક બ્રહ્મજિજ્ઞાસુ છું. આપની કીર્તિ ઘણા દિવસથી સાંભળેલી હોવાથી આપનાં પુણ્યકારક દર્શન કરી આપની મોક્ષપ્રદ સેવા કરવાનો મારો કેટલાય દિવસથી હેતુ છે. આ હેતુ સફળ થવાનો હવે સદ્ભાગ્યે યોગ આવ્યો છે. આપની પાસેથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી લેવું, એ સિવાય મારી બીજી ઇચ્છા નથી. તો આપની સેવા કરી આપના ઉપદેશનું શ્રવણ કરવાની મને આપ આજ્ઞા કરો. બ્રહ્મજિજ્ઞાસા માટે મેં મારા વૃદ્ધ પિતાનો અને યુવાન પત્નીનો ત્યાગ કર્યો, અને આટલું ય કર્યા પછી પણ જો હું આપના અનુગ્રહને પાત્ર ન થાઉં, તો મારા જેવો અભાગી બીજો કોઈ નથી! મારી પ્રિય પત્ની–"

"બધું ય હું જાણું છું." પ્રિયબ્રહ્મસ્વામી મંદ સ્મિત કરી વચ્ચે જ બોલ્યા: "બોધસ્વરૂપ સ્વામીએ તમને મૃત હોવાનો ઢોંગ કરવાનો કેવો ઉપદેશ કર્યો, તે પછી તમારી અને તમારી રાગિણીનો મેળાપ ક્યાં ક્યાં કેવી રીતે થયો, તે સર્વ હું જાણું છું. આમ્રવૃક્ષ પર બેસી ઉત્તરા અને રાગિણીનો સંવાદ તમે સાંભળતા હતા, એ વાત પણ મારી જાણ બહાર નથી, અને—"

"પણ આપને આ બધી વાતો કેમ ખબર પડી?" ભય્યાસાહેબે ચકિત થતાં પૂછ્યું.

"વત્સ,!" સ્વામીજી મધુર અને પ્રેમાળ સ્વરે બોલ્યા: "એમાં વિશેષ કાંઈ નથી. કેટલાક વખત સુધી યોગાભ્યાસ કરીશ, તો તને પણ અંતરજ્ઞાનની સિદ્ધિ પ્રાપ્ત થશે; પણ આ શક્તિનું મહત્ત્વ મારે મન જરાય નથી."

"કેમ વારું?"

"આ જગતમાં ઈશ્વરે અનેક વસ્તુઓને અનેક ગુણધર્મ અને અનેક શક્તિઓ આપેલી છે. અમુક વસ્તુ પાસે અમુક ગુણ છે, તેથી બીજી વસ્તુઓ આગળ પોતાની મહત્તા ગાવાનો તેને અધિકાર નથી. કોઇ માણસ પાસે શારીરિક, બૌદ્ધિક કે યૌગિક શકિત કેટલી છે, એ સવાલ પૂછવા કરતાં તે માણસ પોતાની શક્તિનો સદુપયોગ કરે છે કે નહિ, એ પ્રશ્ન પૂછવાની ખાસ જરુર છે. અસ્તુ. કોઈ અંતર્જ્ઞાનથી કેટલીક વસ્તુઓ જાણી શકતો હોય તેથી તે પૂજ્ય છે, એ માન્યતા ભૂલભરેલી છે, તારી સ્ત્રી હમણાં મોટા સંકટમાં છે, એ અંતર્જ્ઞાનથી હું જાણી શકું છું. પણ એ જ્ઞાનનો–"

"એટલે? રાગિણી સંકટમાં છે? ક્યાં–કઇ જગ્યાએ?" ભય્યાસાહેબ અધીરા થઇ બોલ્યા.

"પાસેના ગામમાં. પ્રાણનાશ કરતાં પણ વધારે મોટું સંકટ તેની ઉપર આવી પડેલું છે."

"મહારાજ! તો પછી મારી સાથે શિષ્યો આપી તે ગામનો માર્ગ બતાવવાની આપ વ્યવસ્થા ન કરો?" ભય્યાસાહેબ ઉત્સુક થઈ બોલ્યા.

"તેને મદદ થઈ શકે એવો વખત હવે રહ્યો નથી." પ્રિયબ્રહ્મ સ્વામી ગમ્ભીર સ્વરે બોલ્યાઃ "જે થવાનું છે, તે તારા જવાથી થતું અટકશે નહિ!"

"છતાં પણ હું જાઉં અને પ્રયત્ન કરી જોઉં તો."

"પ્રયત્ન કરવાની જરૂર નથી. તેની સ્થિતિ ઉપાય બહારની છે."

આ વાક્ય સાંભળી ભય્યાસાહેબનું મન ઘણું જ ખિન્ન થઇ ગયું. તેમનું મસ્તક ફરવા લાગ્યું અને મૂર્છા આવવાનું જ બાકી રહ્યું. પણ તેમણે વિવેક ધારી મનને રોકયું અને કહ્યું; "સ્વામિન્! આપ સર્વજ્ઞ છો, એ વિષે મારી ખાતરી છે. આપના કહ્યા પ્રમાણે તે ઉપાયાતીત સ્થિતિમાં છે, એ હું માનું છું. એક દૃષ્ટિએ આ ઠીક જ થયું. સંસારના મોહપાશ હવે પૂરા છૂટયા! જેથી આપની સેવા અને બ્રહ્મચર્યા સિવાય બીજું કાર્ય મારે ન રહ્યું. હવે આપ, આપના આ મઠમાં રહેવાની મને આજ્ઞા આપો, એટલી જ મારી માગણી છે."

"તારી બ્રહ્મજિજ્ઞાસા તીવ્ર છે, એ વાત હું તને જોતાં જ સમજી ગયો છું. ખરો પ્રેમ અથવા ખરી જિજ્ઞાસા એક જ નજરમાં દેખાઈ આવે છે. અહિં રહેવાની તારી ઇચ્છા છે, તો હું ના નથી પાડતો, તને જોતાં જ મેં તને મારો શિષ્ય માન્યો છે."

"તો ગુરુજી! મારું કર્તવ્ય આ વખતે શું છે, તે તો આપ મને કહો. મારી પત્ની હમણાં સંકટગ્રસ્ત છે, એવું આપે કહ્યું; તો હવે આ સ્થિતિમાં હું ત્યાં જાઉં, કે અહિંયાં રહું?"

"એ વાતનો તું તારા મન સાથે વિચાર કરી જો. બેમાંથી ગમે તે માર્ગ લઇશ તોય મને વાંધો નથી."

"તો પછી જયાં તે છે, ત્યાં જ હું જાઉં તો શું?"

"અરે! સ્ત્રીમોહથી તો તું મુક્ત થયો હતો ને?"

"હા, મોહ છૂટયો છે ખરો; પણ–પણ શું છે, તે કહી શકાતું નથી!"

———:૦:———

——:o:——

## કિનતોબાનું હૃદય

વ્હાલાં વાચકો ! હવે આપણે પ્રિયવલ્લભસ્વામીના મઠમાંની પવિત્ર અને રમ્ય વસ્તુઓ છોડી કિનતોબાની ઝુંપડીમાં કેવા ભયંકર પાપવિચાર ચાલી રહ્યા છે, તે જોવા જવું પડશે. જુઓ, પેલો કિનતોબા પોતાની બે સ્ત્રીઓ વચ્ચે બેસીને કશાકનો વિચાર કરી રહ્યો છે. તેના મનમાંના વિચારો તે સ્ત્રીઓને અગમ્ય છે, એ ઠીક જ છે ! પણ આપ પૂછશો, કે 'કિનતોબા એવા તે શાના વિચાર કરી રહ્યો છે ?' આપણે પણ તેના વિચાર જાણીએ તેમાં કંઈ જ વાંધો નથી. સાંભળો તેનું સ્વગત ભાષણ:—

"તે ચંપા રાણી મારે જોઇએ છે. તે મળે એટલે હું કૃતાર્થ થાઉં. હવે આ સ્ત્રીઓથી હું પૂરો કંટાળ્યો છું. હમ્મેશાં ઘરમાં લઢવાડ કરી મને દુઃખી કરે છે. પહેલાં તેઓ દેખાવમાં સારી હતી; પણ હવે તેમનામાં સૌન્દર્ય જરાએ રહ્યું નથી; અને કદાચ તેમનામાં સૌન્દર્ય હોત, તો પણ તે નવી પરી આગળ તો બન્ને ય ફિક્કી જ પડત. તે ચંપા રાણી મારા જેવાને ખરે જ શોભે એવી છે. તેના તે કાળા ચળકતા વાળ કયાં, અને આ મારી સ્ત્રીઓની જટાઓ કયાં ! તેના દાંત, તેની આંખો, તેના હાથ–અરે, તેનું બધું ય એટલું બધું મોહક છે, કે મારા જેવા ઘરડાને પણ તેનું શરીર જુવાની-ના ઉત્સાહથી પ્રેરી રહ્યું છે. તે ભલે બીજા ધર્મની હોય, તો પણ મારે તેને મેળવવી જ જોઇએ. પણ મેળવવી કેવી રીતે ? બધાં તો કહે છે, 'કે તેમને કટોહમાં બાળી મૂકો ! અને તે તો ગઈ કાલે બાળી મૂકતે પણ પેલા મયાણીએ બધાંને બચાવવાની યુક્તિ કાઢી એટલે ફાવ્યું. હવે તેની યુક્તિ ચાલવા દઉં એવો હું ભોળો નથી. પણ તે વખતે પેલીને બચાવવાને માટે જ મેં તેનું કહેવું કબૂલ રાખ્યું. પેલા પુરુષોને તો આજ કાલમાં ઉરાડી મૂકવા જોઇએ. સ્ત્રીઓને માત્ર જીવતી રાખીશું. તેમાં પેલી બુઢ્ઢી જેવી છે, તે આપીશું આપણા 'યાયા'(કાકા)ને અને તેની જે છોડી છે તે લઇશું આપણે પોતે. પેલી ગોળ ચહેરાવાળી છોડી ખરાબ નથી. પણ તેનાય કરતાં તો મારી ચંપા રાણી જ સારી. મયાણી અને મીરબલ એ બન્ને પેલી ત્રીજી પર મોહી પડ્યા છે. એ પણ ઠીક છે. એ તેને માટે બન્ને ભલે કપાઈ મરે, અરે, મરશે નહિ તો ઘવાશે તો ખરાને ? ગમે તેમ થાય, તો પણ મને તો ફાયદો જ છે. એ બન્ને મને હવે જરાક ભારે થવા લાગ્યા છે, જેથી એ બન્નેને લઢાવી મારો ફાયદો કઢાવી લઉં તો ઠીક. એ તો નક્કી જ છે કે, મારી આ વર્તણુંક એક બહાદુર પુરુષને શોભે એવી નથી. પણ તેને હું શું કરું ? મારો શો ઉપાય છે ? જો મારા શરીરમાં પહેલાંના જેવી તાકાદ હોત, તો એ બન્નેની આંખમાં ધૂળ નાંખી પેલીને ઘરમાં ઉઠાવી લાવત. પણ હવે તેનું કરવું

કેમ ? કિનતોબા થતાં પહેલાં મને કોઇનો પણ ભય નહોતો. પણ હવે તે જ હું બ્હીકણુ અને પ્રપંચી બન્યો છું. પહેલાં હું જ્યારે બહાદુર હતો ત્યારે તો બધાં ય મારું માનતા. પણ હવે હું ઉપરઉપરનો જ 'કિનતોબા' છું, છતાં ય મારું સ્થાન મીરબલ અથવા મયાણુી લઈ ન જાય તેથી, મારે તેમને તેમ જ લોકોને પ્રયત્ન કરી ખૂશ રાખવા પડે છે. હે કમાન ! (ઇશ્વિર) તેં મને કિનતોબા બનાવ્યો ન હોત, તો હું આજે મારા હૃદયની રાણીને લઇને બેઠો હોત; અને જે કોઇ સામો પડત, તેના ટૂકડેટૂકડા કરી નાંખ્યા હોત. મહત્વાકાંક્ષાથી માણુસ બ્હીકણુ અને પ્રપંચી બને છે ! અને પોતાનું પરાક્રમ અને ઔદાર્ય ભૂલી જઇ ગમે તેવું નિંદ્ય કર્મ પણુ કરવા પ્રવૃત્ત થાય છે !"

———:o:———

## સપ્તદશ પરિચ્છેદ

———•••———

### કેદીઓની સ્થિતિ

હવે આપણે આપણા ગૃહસ્થી પણુ હીનભાગ્ય કેદીઓની શી અવસ્થા છે તે જોઇએ. દર્ગો બરખાસ્ત થયા પછી તે કેદીઓને ત્યાં જ એક ઝાડ નીચે ફરસવાળાના પહેરા નીચે બેસાડ્યા હતા. તેઓ નાસી ન જાય અથવા તોફાન ન કરે, એટલા માટે તેમના હાથ પાછળ વેલાથી બાંધવામાં આવ્યા હતા, અને બન્ને પગ પણુ તેવી જ રીતે જકડી નાંખેલા હતા. તેમ જ બન્ને હાથ શરીરને ચોંટી રહે એવી રીતે તેમની આસપાસ એક જાડી વેલ સખત રીતે વીંટાળેલી હતી. સ્ત્રીવર્ગના હાથ બાંધતી વખતે જંગલી લોકોનું ધ્યાન સોનાનાં કંકણો ને કાચની બંગડીઓ પર ગયું. સોનાનાં કંકણોથી તેમને કંઈ થયું નહિ, પણ કાચની રંગબેરંગી ચમકતી બંગડીઓથી તેમને અજાયબી લાગી ! તે બંગડીઓને તેઓ ખેંચીને કાઢવા લાગ્યા, પણુ ખેંચાવાથી તે બંગડીઓ ફૂટી ! કાઢતાં કાઢતાં બંગડીઓ ફૂટે છે એ જોઈ તેને ખેંચવાનું તેમણે માંડી વાળ્યું, અને 'એ બંગડીઓ તેમના હાથમાં ગઈ કેવી રીતે હશે ?' આનો તેઓ અજાયબી પામતાં વિચાર કરવા લાગ્યા. ફૂટેલી બંગડીઓના કકડા તેઓમાંના એકે ઉચક્યા, અને તેને લઈ તે નાસી જવા લાગ્યો. પણુ પહેરાવાળાએ તેને રોકતાં, બધા કકડા તેની પાસેથી નીચે મૂકવ્યા. પછી બધાએ તે કકડા માંહોમાંહે વહેંચી લીધા.

આ મન્દભાગ્ય સ્ત્રીઓના ગળામાંના અલંકારોની પણુ તે જ સ્થિતિ થઈ. તે મૂઢ જંગલી લોકોએ બંગડી કરતાં નાના પરંતુ કાણુાવાળા મણિની તેમણે ઘણી પ્રશંસા કરી ! તેમજ 'ગોળ કાચના મણકા' કિનતોબાને પૂછ્યા વિના ન લેવા, એવું ઠરાવી તેમણે એક જાડા કકડામાં તે બાંધી લીધા અને કિનતોબાને મોકલી આપ્યા.

હાય હાય ! તે બિચારી ગરીબ સ્ત્રીઓની કેવી અવદશા ! હે પ્રભો ! તું આ કેમ જોઈ શકયો? જે કોમળ હાથ સુવર્ણાલંકારથી શોભવા જોઇએ તે સુશોભિત વેલાના બંધથી જકડાયલા જણાતા હતા ! જ્યાં સુવર્ણનો બાજુબંધ હોવો જોઇએ ત્યાં જાડા વેલાનો કસકસીને બાંધેલો બંધ દેખાતો હતો! જે કંઠ મૌક્તિકમાળાથી મંડિત રહેતો હતો, તે આજે કાચના ફૂટેલા મણકા વિનાનો સંન્યાસીના મસ્તક જેવો થઈ ગયો હતો ! જે કોમળ, સુંદર સુકુમાર બ્રાહ્મણ સ્ત્રીઓ પત્રપુષ્પથી ભરેલી લતાની જેમ પ્રફુલ્લિત દેખાતી, તે આજે પત્ર વિનાની મેંદીના સોટા જેવી સાદી દેખાતી હતી ! હે પ્રભો ! અરે પ્રારબ્ધ ! તમારી લીલા ખરે વિચિત્ર છે, એ નિઃસંશય છે,

તે રાત્રિએ કોઇને પણ ઉંઘ ન આવી એ કહેવાની જરૂર નથી. બીજે દિવસે સવારે તેમના પગ છોડવામાં આવ્યા અને તેમને શૌચ-મુખમાર્જન માટે નદીતટ ઉપર પહેરેગીરો લઈ ગયા. કેદીઓના હાથ તો એવા બાંધેલા જ હતા, પણ વધારામાં દરેકની કેડે એક લાંબા વેલનો બંધ બાંધી તેનો એક છેડો હાથમાં પકડી પહેરેગીરોએ તેમને પ્રતિવિધિ કરવાની ફરજ પાડી. તે જંગલી પશુઓને શરમ કયાંથી હોય ? તેઓ તેમને નદી પર લઈગયા અને બધા કેદીઓને પાસે પાસે પોતાની સામે જ—

અરે, જવા દો, આવા પ્રસંગનું વર્ણન મારી લેખિનીથી નથી કરાતું ! કટ્ટા દુશ્મન ઉપર પણ એવો પ્રસંગ ન આવો ! આવા પ્રસંગ આપણા પ્રવાસીઓ પર ઈશ્વરે આણ્યા એ વાત શોચનીય જરૂર છે; પણ તે આપણા હાથની નથી. વર્ણન ન લખવું એટલું તો આપણા હાથમાં જરૂર છે. નાનાસાહેબ, ભાઉસાહેબ, ઉત્તરા, રાગિણી વગેરે ઉપર આ પ્રસંગ આવ્યા, તેમણે નિંદ્યનીય અપમાન સહ્યાં, અવર્ણનીય દુઃખ ખમ્યાં, એ બધું ખરું; પણ થયું તે થયું અને તે દિવસો પણ વહી ગયા. તે દિવસોનું જગતને સ્મરણ કરાવવાથી શો લાભ? આવા પ્રસંગો જગત ન જાણે એ જ ઠીક છે, અથવા કોઇએ જાણ્યા હોય, તો તેનું વિસ્મરણ થાય, એ જ ઇષ્ટ છે !

શૌચમુખમાર્જન કરી રહ્યા પછી થોડી વારે તેમની આગળ માંસના વધેલા ટૂકડા, મીઠાના કાંકરા અને લાલ મરચાં વગેરે ખાદ્ય સામગ્રી મૂકવામાં આવી. પણ કેદીનું ધ્યાન એ તરફ કયાંથી જાય? માંસના ટૂકડા ગયા દિવસના કટોહમાં શેકાયલા હતા, અને તે માંસ પહેરેગીરોએ તો ઘણું જ સ્વાદિષ્ટ માનીને ખાધેલું હતું. તેઓના ધરાઈ રહ્યા પછી વધેલા ટૂકડા જ તેઓએ આજે કેદીઓને આપેલા હતા. આવું સ્વાદિષ્ટ માંસ કેદી ખાતા નથી, એ જોઈ એ નરપશુઓ નવાઈ પામ્યા, અને કેદી અજ્ઞાન અને પાગલ છે એમ માનવા લાગ્યા !

કેટલીક વારે તે કેદીઓને જોવા તેમની આસપાસ એક મોટું ટોળું ભેગું થયું. તીરકામઠાં અને ફરસ લઈ તરુણ પુરુષો પણ એ ટોળામાં આવી તેમને કૌતુકપૂર્ણ દૃષ્ટિથી જોઈ રહ્યા હતા. કેટલોક વખત જોઈ તેઓ પોતે શિકારે ચાલ્યા જતા હતા. ડાકણ જેવી ઘરડી સ્ત્રીઓ આ સુશિક્ષિત કેદીઓને જોઈ પોતાના મેશ જેવા કાળા દાંત બહાર કાઢી હસતી અને કેડપર બેઠેલા પોતાના બાળકને 'રડ્યો તો આમ બાંધીશ,' એવી મતલબની ધમકી આપતી. કેટલીક યુવાન સ્ત્રીઓ પોતાના જક્કી છોકરાઓને તેમની આગળ આણી ઉપર્યુક્ત ધમકી આપી ધમકાવતી હતી. એક ભયાનક ચહેરાવાળી બુઢ્ઢી સ્ત્રી જેનો ઉરઃ-પ્રદેશ ખુલ્લો હતો તે કેદીઓ પાસે ગઇ, અને તેમના તરફ તીક્ષ્ણ નજર કરી, પોતાના જુઓવાળા માથાને બન્ને હાથે ખજવાળતી હસવા લાગી; અને આજે રાતના 'આમનું માંસ ખાવા મળશે,' એ આનંદમાં મગ્ન થઈ. કુમળા મનની કેટલીક યુવાન સ્ત્રીઓ કેદી સ્ત્રીઓ તરફ જોઈ પોતાની સખીઓને કહેતી, કે 'તેમને ન બાળે તો ઠીક.' કેટલાક ઉચ્છૃંખલ અને નગ્નપ્રાય યુવાનો ઉત્તરા કે રાગિણીની સમક્ષ આવી અવનવા આંખના ચાળા કરી જતા. કેટલાક ગંદા છોકરા કેદીઓને કાંકરા મારી નાસી જતા હતા. તેમ જ વળી કોઇ બોર ખાઇને વધેલા ઠળીયા કેદીઓને મારવા પણ ચૂકતા નહિ. એક બ્હીકણ છોકરાએ એક ઠળીયો કેદી તરફ ફેંકયો, પણ તે વાગ્યો પહેરેગીરને; આ જોતાં જ તે છોકરો નાઠો. પહેરેગીરે તેને પાસે બોલાવી સ્ત્રીઓ તરફ કાંકરા ફેંકવાને કહ્યું! કેટલીક સ્ત્રીઓ પોતાની જાત છોડી પરદેશી જોડે પરણ્યા બાબત કિન્નરીને ઠપકો દેતી ત્યારે તેની સખીઓ ટીલ્લુ તરફ જોઈ અને તેનો શ્યામ વર્ણ જોતાં આ હશે, એમ કહેતી, અને કિન્નરી તેની સાથે પરણી તે કાંઈ ખોટું થયું નથી, એવો અભિપ્રાય આપતી. મીરબલની માનીતી અને રૂપગર્વિતા સ્ત્રી પણ કેદી સ્ત્રીઓને નિહાળવા આવી હતી. ઉત્તરા અને રાગિણીને જોઈ તેને એમ જ લાગ્યું, કે 'આ સ્ત્રીઓ જો જીવતી રહેશે તો પોતાનો પતિ પોતાને વધારે વાર ચાહશે નહિ.' આ વિચાર આવતાં જ 'આજે રાત્રિએ તેઓને કટોહમાં ફેંકવાની ગમે તે યુક્તિ રચવી જ જોઇએ, એવો તેણે પોતાના મન સાથે ઠરાવ કર્યો. તેની શોકયો પણ તે વખતે પાસે ઉભેલી જ હતી. તે રૂપગર્વિતા સ્ત્રીને ખિજવવા માટે તેમણે તેને 'આ સ્ત્રીઓને જોઈ કે?' એમ પૂછ્યું. તે તેમનો હેતુ સમજી ગઈ અને ગુસ્સાથી 'મારે આંખો છે' એમ બોલી. આ ટાણો મારવા માટે પોતાની શોકય ઉપર વેર લેવાનો તેણે નિશ્ચય કર્યો. મીરબલ પણ ત્યાં એક વાર આવી ગયો હતો. તપાસ કરતી વખતે રાગિણીના સુખની તેને વિશેષ ચિન્તા હોય, એમ દેખાયું. કિનતોબા પણ તપાસ કરી અને ઉત્તરાની

યોગ્ય બરદાસ્ત રાખવાને પહેરેગીરોને સૂચન આપી ઘેર ગયો હતો. મીરબલની આ પ્રકારની કૃપાદૃષ્ટિથી બધાં ખૂશ થયાં કે દિલગીર, એ પાઠકગણને કહેવાની આવશ્યકતા જણાતી નથી.

આવી રીતે શ્રીમંત અને વિદ્વાન કેદીઓ કે જેમણે વાદવિવાદ કરી ઈશ્વરને ન્યાયી કે અન્યાયી, તેનો નિર્ણય કરવા ઈશ્વરના ન્યાયાધીશ બનવાનો પ્રયત્ન કર્યો હતો, અને તેમની તે સુવિનીત અને સુંદર સ્ત્રીઓ, આ બધાં તે જંગલી, ક્રૂર લોકોનાં હાસ્યને કૌતુકને, અસૂયાને અને ચેષ્ટાને પાત્ર થયાં અને તેમને તોફાની છોકરાંના કાંકરા પુરુષોના બિભત્સ શબ્દો, અને ઘરડી સ્ત્રીઓની ચેષ્ટાઓ વગેરે અપમાન આખો દિવસ સહન કરવાં પડ્યાં. ત્યાર બાદ રાત્રિએ તેમની ઉપર જે પ્રસંગ આવ્યો, તેની આગળ આ અપમાન કાંઈ જ વિશાતમાં નથી! તે રાત્રિએ સ્ત્રીપુરુષોના પ્રાણ જવાનો પ્રસંગ આવ્યો; એટલું જ નહિ, પણ પ્રાણાધિક એવી આબરૂના......

———(:૦:)———

## અષ્ટાદશ પરિચ્છેદ

———:૦:———

### રાગિણીને કટોહમાં

રાત્રે સુમારે નવ વાગે તે ક્રૂર લોકોનો દર્ગો ફરી ભરાયો. શુક્લ પક્ષની ચોથની તે રાત્રિ હતી. ચંદ્રની કોર નભોમંડળમાં ઉગેલી હતી પણ તે પર્વતપર બનનારા ભયાનક બનાવની અગાઉથી ઝાંખી થવાની જ હોય તેમ, તેનો પ્રકાશ ઉદાસ અને ઝાંખો હતો. તેમ જ આકાશમાં કાળાં વાદળાં ઠેરઠેર પથરાયલાં હતાં અને તે નિરાશ બની મંદ મંદ ફરતાં હોય એમ લાગતાં હતાં. શશિપ્રકાશ સ્પષ્ટ ન હોવાથી, તે જંગલી લોકોને તેની અસર થાય, એવું કહેવાનો ઉદ્દેશ નથી. તેમને ચંદ્ર પ્રકાશની શી પરવા? તેમનો કટોહ તેમના કામને જોઈતું અજવાળું આપવાને માટે પૂરતો હતો. પ્રકાશમાં સૌમ્યતા કે શાન્તિ જરાએ ન હોતાં; પણ તે અત્યંત ભયપ્રદ દેખાતો હતો. તેનો પ્રકાશ ઘણે દૂર સુધી ફેલાયો હતો અને કાલમુખની જેમ પ્રસરેલું તેનું મુખ જ્વાળારૂપી જીહ્વાઓ બહાર કાઢી 'બલિદાન આપો, બલિદાન આપો,' એવું જ સૂચવતું હતું!

તે દર્ગામાં પહેલાં તો હસાહસ અને ઘોંઘાટ જ ચાલ્યો હતો. થોડી વારે કિનતોબાએ બધાંને શાન્ત થવા ફરમાવ્યું, તેથી ધીમે ધીમે ત્યાં શાન્તિ ફેલાઈ. ધીમે ધીમે કહેવાનું કારણ એટલું જ, કે રડતાં છોકરાંના, ધીમે ધીમે ગપ્પાં હાંકનારા પુરુષોના, ભસી રહેલાં કૂતરાંના, કટોહમાં બળનારા અને આમ તેમ પડનારા લાકડાના અને આકાશમાંની મેઘ ગર્જનાના અવાજ વચ્ચે વચ્ચે સંભળાતા હતા.

બધે સામાન્ય રીતે શાંતિ ફેલાયા પછી કિનતોબા પોતાના ઉચ્ચાસને બેસી ઉચ્ચ સ્વરે બોલ્યો: "આપણા ધર્મમાં આવવાને આ લોક

હજી તૈયાર જણાતા નથી, એવું ઉપારાજીએ તો મને કહ્યું છે, તેમ જ વળી પુરુષો અવનવી શંકાઓ કાઢી આપણા ધર્મની નિન્દા કરે છે, એવું તેમનું કહેવું છે. તો એ પુરુષવર્ગને આજે જ કટોહમાં નાંખવા કે કેમ, તેનો આપણે વિચાર કરીએ."

કિનતોબાનું આવું જુસ્સાદાર ભાષણ સાંભળ્યા પછી મયાણી બોલ્યો: "તેમને આજે જ બાળી નાંખો!"

તેનું આ કહેવું તો બધાંને ગમ્યું. પણ **મીર**બલને ન ગમ્યું અને તેથી તે બોલ્યો: "આ લોકો બહાદુર દેખાય છે; તેમને મારવા કરતાં આપણા ધર્મમાં આણવાનો વિશેષ પ્રયત્ન કરવો, એ જ ઉત્તમ છે એમ હું માનું છું. ભલે, તેઓ આજે કબૂલ નહિ હોય, તો પણ સાત આઠ દિવસ પછી તેઓ કબૂલ થશે જ. આપણા ધર્મમાં આવ્યા પછી આપણી સ્ત્રીઓ તેમને આપીશું અને તેમની આપણે લઈશું."

**મીર**બલે સૂચવેલો આ વિચાર કિનતોબાને પસંદ પડ્યો હોય એમ નહોતું, પણ **મીર**બલને નાખૂશ કરવાની તેની હિમ્મત ન હોવાથી તે તેની વિરુદ્ધ થયો નહિ અને ચૂપ રહ્યો; તો પણ વકતૃત્વાભિમાની મયાણી ચૂપ બેસે એમ નહોતું. **મીર**બલની વિરૂદ્ધ બોલતી વખતે તો તે ઘણો જ ખીલતો. "**મીર**બલનું કહેવું ઉદારતાથી ભરપૂર છે; પણ આ કેદી લોકો પોતાની સ્ત્રીઓ આપણને ખૂશીથી આપશે, એમ **મીર**બલ કેવી રીતે માને છે? વળી પુરુષવર્ગ જીવતો રહે તેમાં આપણને શો મોટો લાભ થવાનો છે? મયાણીએ કહ્યું."

આ સાંભળી ત્રીજો એક બોલ્યો: "ખરું જોતાં ગઈ કાલે જ એમને મારી નાંખવા જોઇતા હતા. શત્રુને આપણી સ્ત્રીઓ આપવાનો વિચાર મને તો નથી ગમતો?"

"જો શત્રુ બહાદુર હોય તો તેમને આપણામાંની સ્ત્રી આપવામાં શું ખોટું છે?" **મીર**બલે આવેશથી પૂછ્યું.

"પણ આપણા લોકોની સ્ત્રીઓ સાથે પરણવાને આ લોકો તૈયાર છે, કે, કેમ, તે તેમને પહેલાં પૂછીએ અને પછી આપણે વિવાદ કરીએ." એક વિચારશીલ વૃદ્ધે કહ્યું.

દુભાષિઆએ ઉપર્યુક્ત મતલબનો સવાલ **નાના**સાહેબને પૂછ્યો; પણ તેને જવાબ મળ્યો નહિ. ફરીથી તે જ સવાલ પૂછવામાં આવ્યો, ત્યારે **નાના**સાહેબ બોલ્યા: "અમે તમારા ધર્મમાં આવીશું ખરા; પણ તમારા ઉધારાજીએ અમારી શંકાઓનું સમાધાન કર્યું નથી. આજે તેમણે ધર્મ વિષે જે માહિતી કહી, તે સાંભળી અમે ખૂશ થઈ ગયા છીએ; પણ તેથી અમારી શંકાઓ હજી પૂરેપૂરી ગઈ નથી; એટલા માટે અમને આઠ દિવસની વધુ મુદત આપો અને જો અમારી શંકાઓ નીકળી જાય તો અમે તમારા ધર્મમાં ખૂશીથી આવીશું?"

આ જવાબ સાંભળી ફિનતોબા જરાક હસ્યો, અને 'આ લોક જબરા લુચ્ચા છે,' એમ તે મનમાં બબડયો. આઠ દિવસની મુદત આપવી કે કેમ, તે વિષે તે સભામાં ધોંધાટ, વાદવિવાદ અને તકરારો શરૂ થઈ, છેવટે 'હમણાં ને હમણાં જ એક જવાબ આપો,' એવું નાનાસાહેબને ફરમાવવામાં આવ્યું. તેમ જ જો 'ધર્મમાં નહિ આવો તો આ કટોહ તમારી રાહ જોઈ રહ્યો છે!' એવી જાતની બ્હીક પણ બતાવવામાં આવી.

થયું. 'अशुभस्य कालहरणम्' આ તત્વ પ્રમાણે ચાલતાં આજનું મરણ કાલ પર નાંખવાનો પ્રયત્ન આ રીતે નિષ્ફળ થયો! હવે આવેલા પ્રસંગ-ને માટે તૈયાર થયા વિના બીજો ઉપાય રહ્યો જ ન હતો. આ પ્રસંગ એક વાર આવવાનો છે, એ વાત સૌ જાણતાં હતાં; પણ જીવલેણ પ્રસંગ સામે ખડો થયા પછી શાન્ત રહેવું મુશ્કેલ છે. કોમલવૃત્તિ પુરુષો અને સ્ત્રીઓને માટે તો આ વાત લગભગ અશક્ય જ હોય છે. બાસાહેબ, ઉત્તરા અને રાગિણીએ તો મોટેથી આક્રન્દ શરૂ કર્યું. પુરુષોની આંખમાંથી પણ આંસુ ટપકવા લાગ્યાં. રાગિણીએ ભાઉસાહેબના ખોળામાં માથું મૂકયું, તે જ સમયે ભાઉસાહેબ પણ ભાન ભૂલી રડવા લાગ્યા! ઉત્તરા પોતાની માતાના ખોળામાં પડી, જેથી નાનાસાહેબ તેને શાન્ત કરવા લાગ્યા. પણ આ તેમના પ્રયત્નોમાં કંઇ અર્થ નહોતો. તેમની જ આંખો જયારે અશ્રુભીની હતી, ત્યારે એ બીજાને શું આશ્વાસન આપી શકે? અને સમજાવવાને માટે તેમની પાસ વખત પણ કયાં પૂરતો હતો? "જલદી બોલો," એવું દુભાષિ-ઓ કહી રહ્યો હતો. તે વખતે એક પહેરેગીરે બે ચાર લાતો પણ મારી લીધી! જેથી નાનાસાહેબે છેવટે કંટાળીને "અમારે તમારા ધર્મમાં આવવું નથી, જે કરવું હોય તે ભલે કરી લો!" એવો સ્પષ્ટ જવાબ આપી દીધો, અને ફિનતોબા તરફ તે બેપરવાઇથી જોવા લાગ્યા. થોડી વારે શાસ્ત્રીજીએ, આનન્દરાવે અને સ્ત્રીઓએ પણ પોતાનો શોકાવેગ રોકયો, અને પ્રાણ-સંકટના પ્રસંગે ધીરજ ધરતાં કર્તવ્યકર્મ ન છોડતાં, અગ્નિનારાયણને આહુતિ આપવાને અર્થે, બધાં શાન્ત થઈ તૈયાર થયાં.

નાનાસાહેબનો આ જવાબ સાંભળી તે જંગલી મનુષ્યભક્ષક લોકો-માં 'પુરુષોને એકલાને મારવા કે સ્ત્રીઓને, પણ સાથે જ મારવી?' એ વિષે ચર્ચા શરુ થઈ. આ વખતે ચન્દ્રની કોર ક્ષિતિજ ઉપર આવી હતી; પણ તેની આગળ વાદળાં હોવાથી તેનો પ્રકાશ જરા પણ પડતો ન હોતો. તે ચન્દ્રકલા સજીવ હોવા છતાં નીચે બનનાર ભયંકર હત્યાકાંડની આગાહી મળવાથી તેણે મેઘોનો બુરખો તાણ્યો જણાતો હતો, વાયુ પણ દુઃખિત હોય એમ જણાતો હતો. કોણ જાણે, તે પણ મંદમંદ ઉષ્ણ નિસાસા નાંખી રહ્યો હતો! આકાશ મેઘોથી વ્યાપ્ત થઈ ગએલું હોવાથી કૃષ્ણવર્ણ અને ઉદાસ દેખાતું હતું. જાણે ભયંકર કટોહને ઓલવવા માટે પર્જન્યવૃષ્ટિ કરવાનો

વિચાર ન કરતું હોય ! આસપાસનાં વૃક્ષ નિરુપાય થઇ તટસ્થ વૃત્તિથી જોઇ રહ્યાં હતાં. લતાઓને તે ભયાનક બનાવ જોવો પડતો હતો તેથી તેમની કોમળ તંતુ કંપતો, તેથી તેઓ પુષ્પરૂપી આંસુ ઢાળતી હતી. ઝાડપર રહેનારાં પક્ષીઓમાંનાં કેટલાંકને પણ ચાલુ બનાવ સમજાતો હતો, તેથી જ તેઓ ઉડીને ચીંચીં પોકારી રહ્યાં હતાં. ઘૂવડનો ઘૂત્કાર તો આજે વિશેષ ઉદાસ, ભયાનક અને અશુભસૂચક જણાતો હતો.

જે વખતે સૃષ્ટિનું સ્વરૂપ આવું હતું તે વખતે માનવરાક્ષસો અત્યંત આનન્દમગ્ન હતા. કારણકે મનુષ્યમાંસ ખાવાને મળવાની તેમને આશા હતી. ઘણાં બાળકો અને સ્ત્રીઓ આશાન્વિત થઇ તે રાત્રે જાગતાં હતાં. સ્ત્રીઓ બચે તો તેમાંની એકાદ પોતાને મળે એ આશાથી યુવાનો પણ ખૂશ હતા. સ્ત્રીઓને બચાવવાથી જુવાનો માંહોમાંહે વઢી મરશે અને તેમનું તે યુદ્ધ જોવાનો અવસર આવશે, એ આશાએ વૃદ્ધો પણ ખૂશ રહેતા. પ્રમાણમાં ડાહ્યા અને દીર્ઘદૃષ્ટિવાળા બીજા વૃદ્ધ પુરુષો શત્રુ આજે મરશે એ વિચારથી સંતોષ પામતા હતા. અસ્તુ !

તે મનુષ્યભક્ષક માનવરાક્ષસોના પંજામાં સપડાએલા આપણા કેદીઓ જે સંકટમાં સપડાયા હતા, તે એટલું ચમત્કારિક, ભયંકર અને અકલ્પિત હતું, કે તે ખરેખર સંકટ જ છે, કે કેવળ સ્વપ્ન છે, એવી તેમને શંકા આવતી. અને નાનાસાહેબે તો તે શંકા કહી પણ બતાવી. પણ આપણા કેદીઓ તો તે સંકટ કરતાં પણ વધારે ચમત્કારિક હતા ! મૃત્યુ પોતાનું મુખ પહોળું કરી અને આંખો લાલ કરી સામે ઉભું હોય, તે વખતે કોઇને પણ હાસ્ય વિનોદ સૂઝે ખરો ? જ્યારે આપણા યાત્રાળુ-મંડળને તો તે વખતે પણ હસવાનું સૂઝ્યું ? નાનાસાહેબે પોતાનો છેલ્લો જવાબ આપી દીધા પછી કોણ જાણે કેવી રીતે બધામાં એક પ્રકારની દૈવી હિમ્મત આવી, કે જેથી તેમની વૃત્તિ શાન્ત અને આનન્દી થઈ, એમ કહેવામાં વાંધો નથી. તે પ્રસંગ જ ચમત્કારિક અને કલ્પનાતીત હતો ! એટલે આપણા કેદીઓની વૃત્તિ પણ એવી જ થાય એમાં આશ્ચર્ય શું ? આ વિના ભયંકર પ્રસંગે શાન્ત, આનન્દી વૃત્તિનો ઉદ્‌ભવ કયાંથી હોય ?

"શાસ્ત્રીજી ! 'सत्यमेव जयते' એ ખરું કે ખોટું ? અને જગતમાં સુખ કરતાં દુઃખ ઓછું છે, એ પણ સાચ્ચું જ ને ?" આનન્દરાવ મંદસ્મિત કરી બોલ્યા:

"તદ્દન ખરું ! તમને જો ખરેખર દુઃખ થતું હોત, તો તમે આ સવાલ જ ન પૂછ્યો હોત !"

"તો આપણે બધાં હમણા નંદનવનમાં અથવા તો બ્રહ્માનંદમાં જ વિહાર કરીએ છીએ, ખરું ને ?"

"તે પણ ખરું છે ! બ્રહ્માનન્દને માટે નંદનવનની શી જરૂર છે ? અહિંઆં પણ તે મળી શકે છે."

"તદ્દન ખરું છે તમારું કહેવું!" ભાઉસાહેબ ટકોરમાં બોલ્યા. "आनन्दं ब्रह्मणो विद्वान बिभेति कदाचन!"

"તમે આ ઠીક કહ્યું." શાસ્ત્રીજીએ જવાબ આપ્યો: "આ વચન ખરું ન હોત, તો બીજાને ભયાનક લાગે એવા આજના પ્રસંગે તમને ટકોર સૂઝત જ નહિ!"

"આપણે બધા બ્રહ્મવેત્તા તો છીએ જ!" આનન્દરાવ બોલ્યા.

"બ્રહ્મજ્ઞાનનો અંશ તમારામાં છે જ, એમાં તો શંકા નથી!"

"આ વખતે તમને હાસ્યવિનોદ અને વાદવિવાદ કેમ સૂઝે છે?" બાસાહેબ ઉદાસ થતાં ક્રોધથી બોલ્યાં: "મૂઓ એ વાદવિવાદ, તમને તે હમણાં ક્યાંથી સૂઝ્યો છે?"

"વાદવિવાદ હજી 'મૂઓ' નથી કટોહમાં; હજી દશેક મિનિટ સુધી તો જીવતો છે!" શાસ્ત્રીજીએ બાસાહેબે ઉચ્ચારેલા 'મૂઓ' શબ્દ ઉપર શ્લેષ કરતાં કહ્યું.

આ વાક્ય સાંભળી નાનાસાહેબ હસ્યા, અને બધાએ મંદસ્મિત કર્યું.

પણ તે બધાંની આ આનન્દી વૃત્તિ વધારે વાર ટકી નહિ. તે કઠોર અને ભયાનક પ્રસંગનું સ્મરણ ભૂલાય એમ નહોતું. હવે તેઓ, બળાત્કારે ધીરજને ખેંચી આણી, અનિચ્છાએ હાસ્યવિનોદ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા; પણ તેમાં કશો રામ નહોતો, અને આ કૃત્રિમ વિનોદવૃત્તિ થોડી જ વારમાં અદૃશ્ય થઈ. બધાં શાન્ત થઈ બેઠાં. ક્ષુદ્ર લોકોની જેમ તે વખતે કોઇ રડયું નહિ. એથી ઉલટું પોતાના દુખથી સ્ત્રીઓ દુખી ન થાય, તેથી પોતે ધીરજ મૂકી નથી એમ બતાવવાનો પુરુષવર્ગ પ્રયત્ન કરતો હતો; પણ તે વધારે વાર ક્યાંથી ટકે?

ચંદ્રપર આવેલા કૃષ્ણમેઘોની જેમ તેમના ચ્હેરાપર ઉદાસીનતાનું ગાઢ કૃષ્ણપટલ ચઢયું, અને કટોહના ધોળા, લાલ પ્રકાશમાં તેમનું આરક્ત નયન શોકાકુલ મુખ વધારે ભયાનક દેખાવા લાગ્યું. તેઓ જમીન તરફ શાન્ત અને શૂન્ય દૃષ્ટિથી જોવા લાગ્યાં. તેમનાં હૃદયમાં કયા વિચારો ચાલી રહ્યા હતા, તે કહેવાની જરુર નથી. પણ એક વાત કહેવાની ખાસ જરુર છે, તે એ કે તેમની તે સ્થિતિમાં તેમને એક પ્રકારનો દિવ્ય આનન્દ અનુભવવાને મળતો હતો. તેમની તે નિરુત્સાહી, ઉદાસ–પરન્તુ શાન્ત સમાધાનવૃત્તિને માટે 'આનન્દ' શબ્દ યોજવો એ ભૂલ હોય, તો તેઓ 'આનન્દી' નહોતા, એ હું કબૂલ કરું છું; પરન્તુ જંગલી લોકોને સ્ત્રીઓ સોંપી દેવાથી નંદનવનનાં સુખો ભોગવવાને મળશે, એવું પ્રત્યક્ષ ઈશ્વર જો તેમને કહેવા આવ્યો હોત, તો પણ તે નંદનવનનાં સુખોને જીવિત સંશયની સ્થિતિમાં પણ તુચ્છ લેખવાની તેમની પોતાની સ્વાભિમાની સમાધાનવૃત્તિ–તેમને–પ્રિય હતી, એમાં શંકા નથી. તે શાન્તિને

તમે 'આનન્દ' ભલે ન કહો; ગમે એટલું કરો, તોપણ તે ઉદાસવૃત્તિ જ છે, એવો આગ્રહ હોય, તો આ કર્તવ્યનિષ્ઠ, આત્મસંતુષ્ટ ઉદાસવૃત્તિ દિવ્ય વિલાસસુખ કરતાં પણ તેમને વધારે પ્રિય હતી, એ વાત ન ભૂલાય એટલે બસ છે.

આ વખતે તે રાક્ષસી દર્ગામાં વિવાદ થતાં 'સ્ત્રીઓને પણ પુરુષો-ની જોડે કટોહમાં ફેંકી દેવી,' એવું લગભગ નક્કી થવા જેવું જણાતું હતું. કિનતોબાએ અને મયાણીએ સ્ત્રીઓને ન મારવા માટે ઘણીજ ખટપટ કરી; પણ મયાણીનું વકતૃત્વ અને કિનતોબાનો પ્રપંચ એ બન્ને તે પ્રક્ષુબ્ધ લોકો આગળ નિષ્ફળ નિવડ્યાં. કિનતોબા આથી ઘણો ગુસ્સે થયો અને હૃદય-માં બળવા લાગ્યો. મહત્ત્વાકાંક્ષા કરતાં કામવિકાર પ્રબળ થતાં યુવાનીનો ઉત્સાહ, બળ, ઉન્માદ, અને ગર્વ એ સર્વે બહાર આવવા પ્રયત્ન કરવા લાગ્યાં અને 'ગમે તે થાય, તો પણ પોતાને મનગમતી સ્ત્રીને બાહુબળને પ્રતાપે પોતાના ઘરમાં ઘાલવી' એવો તેણે વિચાર કર્યો.

આ તરફ 'બધાંને જ કાપી કાઢો' એવું કહેનારો પક્ષ સબળ થયો, અને તે પક્ષના લોકો સ્ત્રીઓને કટોહમાં ફેંકો, એવો પોકાર પણ કરવા લાગ્યા. પોકાર સાંભળી બે મજબુત બાંધાના માણસોએ રાગિણી-ને ઉંચકી, અને તેને લઈ તેઓ કટોહ તરફ જવા લાગ્યા!

"ઓ—મા...રે!" કહી રાગિણીએ ચીસ પાડી. ભાઉસાહેબના મુખમાંથી એ દયાજનક ચીસ નીકળી અને તે પણ એકદમ બેભાન થઈ નીચે પડ્યા. તેમના આ ગુન્હા માટે પાછળથી એક પહેરેગીરે તેમને જોરથી એક લાત મારી!

રાગિણીને ઉંચકી તેઓ ચાર પાંચ પગલાં જાય તે પહેલાં મીર-બલ ઉઠ્યો, અને તેમને ધમકાવી બોલ્યો: "એને એકદમ નીચે મૂકો; નહિ તો હમણાં જ મારા ફરસથી તમારી ગરદન હું ઉરાડી મૂકીશ! એ હવે મારી સ્ત્રી બનેલી છે. એને હાથ લગાડવાની જેની હિમ્મત હોય, તેણે મારી સામે લડવા આવવું!"

એટલામાં મેઘોનો ગડગડાટ થયો, અને વિજળી ચમકી. પેલા ડરપોક લોકો થોભ્યા અને તેમણે રાગિણીને નીચે મૂકી. મીરબલ આગળ ધપ્યો અને તેની સમીપમાં ઉભો રહ્યો. ત્યાં ઉભો રહી પોતાનો ફરસ તે ફેરવવા લાગ્યો. તે તીક્ષ્ણ ફરસની ધાર કટોહના પ્રકાશમાં ચમકવા લાગી, અને મીરબલ ફરીથી મોટેથી ધીર અને ગમ્ભીર સ્વરે બોલ્યો: "તમે લોકો મને ગમે તે કહો અથવા ગમે તે કરો પણ આ ગુલાબ કળી આજથી મારી સ્ત્રી થઈ છે. એને કટોહમાં ફેંકવાની જેની હિમ્મત હોય તે—"

આ વાક્ય પૂરું થાય તે પહેલાં જ પોતાનો પ્રતિસ્પર્ધી મયાણી ફરસ લઇ સામે આવે છે એમ તેણે જોયું, અને વાક્ય પૂરું ન કરતાં

મયાણી સાથે લડવાને તૈયાર થઇ તે ઉભો રહ્યો; જેથી ઓચિંતો હુમલો કરી, મીરબલને મારવાનો ઉપાય નિષ્ફળ ગયો, એમ જોઇ મયાણી જરાક શરમાયો. તેનામાં પણ પાણી તો હતું, અને મીરબલ સાથે લડવાની કેટલાય દિવસથી તેની હોંશ હતી. થયું, તે હવે બન્નેનું યુદ્ધ શરુ થયું !

"લડો નહિ, લડો નહિ," એમ કિનતોબા બહારથી બોલવા લાગ્યો; પણ એ બન્ને એક બીજાને લઢતાં મારી નાંખે તો ઠીક એમ તે અંદરખાનેથી ઇચ્છતો હતો. અસ્તુ !

યુદ્ધ શરુ થયેલું જોઇને ઘણી યુવતીઓની તે તરફ નજર વળી. મીરબલની સ્ત્રી તેને ઉત્તેજિત કરવા લાગી, એટલામાં મયાણીનો એક ઘા મીરબલના ખભાને અડીને ગયો અને ત્યાંથી દડ્દડ્ લોહી વહેવા લાગ્યું. પણ લડાઇના જુસ્સામાં મીરબલને તેનું ભાન સરખુંય રહ્યું નહિ, પગ ઉપર ઘા મારતો હોય એવો દેખાવ કરી તેણે મયાણીના માથા ઉપર પોતાના તીક્ષ્ણ ફરસનો એવો સફાઇદાર ઘા કર્યો, કે તે જ ક્ષણે તેના મસ્તકનો એક ભાગ કટોહમાં જઈ પડ્યો અને અર્ધા મસ્તકવાળું શબ પાસે ઉભેલી રાગિણી ઉપર ધબ દઇને પડયું, જેથી તેનું વસ્ત્ર લોહીની ધારાથી ભીંજાયું !

———(:૦:)———

## એકોનવિસ પરિચ્છેદ

———:૦:———

### બીજું એક બલિદાન !

આ જ વખતે એક વૃદ્ધ માણુસ—કિન્નરીનો પિતા—કેટલીક મિનિટ પહેલાં પોતાની કન્યાને છોડવવાને માટે લપાતો લપાતો કેદીઓ પાસે ગયો. અને પોતાના હાથમાંના છરાથી તેને પગે બાંધેલા વેલા કાપવા લાગ્યો. પણ કિન્નરીએ, પ્રથમ પોતાના પતિના—ટીલ્લુના હાથપગ છોડવાની તેને વિનતિ કરી.

"તેના હાથપગ હું પછીથી છોડીશ." એવું તેના બાપે કહ્યું.

"ના, પહેલાં જ છોડો." કિન્નરીએ આગ્રહ કર્યો.

"બ્હેન ! જરા ધીમે બોલ. જો આપણું બોલવું તેમને કાને જશે, તો આપણુ બન્નેને તેઓ કટોહમાં ફેંકશે, એ વાત તું તો જાણે છે ને ?"

"હું ધીમે બોલું છું." કિન્નરી બોલી: "પણ તેમના હાથપગ પહેલાં છોડો—તે કામ શરૂ કરો, એટલે હું બોલીશજ નહિ."

કિન્નરી એ અજ્ઞાન જંગલી સ્ત્રી હતી; પણ તેનાં આ વાકયો જંગલી હતાં? જંગલીપણું વર્ણ, કપડાં, ભાષા કે રીતરિવાજ ઉપર આધાર રાખતું હશે તો તે જંગલી હતી ખરી પણ જે પતિવ્રતાનો આત્મા વખત આવે આટલો આત્મનિરપેક્ષ થઇ શકે છે, તેમાં કંઇક જરૂર દિવ્યાંશ છે, એમ મારી અમાન્યતા છે. અસ્તુ.

આ તરફ મયાણીને મારેલો જોઈ કિનતોબાને એક પ્રબળ પ્રતિસ્પર્ધી ગયાનો આનંદ થયો. પણ તે દૂરદર્શી, પક્કા અને પ્રપંચી નાયકે તે જ ક્ષણે જોયું, કે મીરબલ વિજયી થવાથી લોકો તેને માન આપશે, અને તેથી મારી કિમ્મત ઘટશે, તેથી તે વાત વૃદ્ધ કિનતોબાને ન ગમી. આથી હવે મીરબલને કેવી રીતે ઉતારી પાડવો એનો તે પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો. એટલામાં એક ખૂણામાં ગડબડ અને મારામારી થતી જણાઇ.

આ મારામારી કિન્નરીના બાપ અને એક પહેરેગીર વચ્ચે થઈ રહી હતી. કોના હાથપગ પહેલા છોડવા એ વિષે તે બાપદીકરી વચ્ચે થઇ રહેલી વાતચીત એક પહેરેગીરના સાંભળવામાં આવવાથી તે તેમની તરફ બારીક નિરીક્ષણ કરવા લાગ્યો. તેના હાથમાં છરો જોતાં જ તે તેનો હેતુ એકદમ કળી ગયો. કિન્નરીના બાપને તેણે પકડ્યો, તેને અંગે તે બન્ને વચ્ચે મારામારી શરુ થઈ.

'શું છે?' એમ કિનતોબાએ પૂછ્યું, ત્યારે પહેરેગીર હાંફતોહાંફતો બોલ્યો: "કિન્નરીનો બાપ, તેને છોડવવા આવ્યો હતો, જેથી તેને એકદમ કટોહમાં ફેંકી દેવો જોઇએ!"

કિનતોબાએ કિન્નરીના બાપને પાસે બોલાવી પૂછતાં તેણે પોતાનો ગુન્હો કબૂલ કર્યો, અને "મને મારો, પણ મારી છોકરીને બચાવો," એમ તે વિનવવા લાગ્યો.

"આવા ગુન્હા માટે તને જબરી શિક્ષા થવી જોઇએ," એમ કિનતોબા બોલ્યો, અને આખી સભા પણ "મારો, કાપો, બાળો, કટોહમાં ફેંકો" એવા શબ્દો ઉચ્ચારવા લાગી.

તે જ ક્ષણે બે પહેરેગીરોએ ડોસાને ઉંચક્યો અને તેને લઈ તેઓ કટોહ તરફ ચાલ્યા; પરન્તુ મીરબલે માર્ગમાં જ તેમને ફરીથી અટકાવ્યા. કરેલા ખૂનથી મીરબલ ઉન્મત્ત થયો હતો તેથી કહો, અથવા રાગિણીને પોતાની બહાદુરી બતાવવાને તે ઉત્સુક હતો તેથી કહો, યા તો તે જંગલી વીર પુરુષના હૃદયમાં સાચી ઉદારબુદ્ધિ વસી રહી હતી, તેથી કહો, તેણે તેમને રોકયા અને દર્ગાને ઉદ્દેશીને તે મોટેથી બોલ્યો: "આ ગરીબ બિચારા ડોસાએ તમારું શું બગાડ્યું છે? તેણે એવો મોટો કયો ગુન્હો કર્યો છે? તેને શા માટે બાળો છો? તેણે પોતાની કન્યાને માટે એ કામ કર્યું; તેથી તેને આવી મોટી શિક્ષા કરવાની શી જરુર છે? કદાચ તમારી જ કન્યા હોત, તો તમે શું કરત?"

મીરબલનો આવેશ જોઈ અને મયાણીનું શબ જોતાં જ પેલા પહેરેગીરો તો હબકી ગયા! પણ મીરબલને અંદરખાનેથી ધિક્કારનારા તેના દુશ્મનો હવે આગળ આવ્યા, અને તેની સાથે લડવા લાગ્યા.

"મયાણીને મારી નાંખ્યો તેથી ફુલાઇશ નહિ, સમજ્યો કે!" તેમાંનો એક બોલ્યો: "અમારી આગળ હવે તારું પરાક્રમ નહિ ચાલે.

અમે જાણીએ છીએ; કિનતોબાએ તને ચઢાવી રાખ્યો છે, તેથી તું હમ્મેશ દર્ગાની વિરુદ્ધ બોલે છે, પણ હવે તારા દિવસો પૂરા ભરાઈ ગયા છે, એમ જાણ! આ બુટ્ઠાને તારા દેખતાં–તારા નાકપર પગ ચૂનો લગાવીને અમે કટોહમાં નાંખીશું! તારે કરવું હોય તે કરી લે!"

આવા વીરતાભર્યા શબ્દો સાંભળી આખા દર્ગાએ જયજયકાર કર્યો. મીરબલ બધાનો માનીતો હતો ખરો; પણ તેનો ગર્વ કોણ સાંખે?

લોકો પોતાને અનુકૂળ છે, એમ જોઇ તે હૃષ્ટપુષ્ટ દુશ્મનોએ ડોસાને ઉંચક્યો. તેથી મીરબલ તેમની જોડે લડવા લાગ્યો. એકનું માથું ઉડ્યું, બીજાનો પગ કપાયો અને ત્રીજો પણ ભોંયભેગો થયો. એટલામાં કોઈ માણસે પાછળથી આવી તેના માથામાં ડાંગ મારવાથી તે એકદમ તમ્મર ખાઇ નીચે પડ્યો. તેના નીચે પડવાની સાથે બે ત્રણ જણાએ કિન્નરીના બાપને ઉંચકીને કટોહમાં ફેંક્યો. મીરબલને ભોંયભેગો થયેલો જોતાં જ કિનતોબા ખૂશ થયો, અને તેના માથાપર કોઇ ફરસનો ઘા કરે છે કે કેમ તેની તે આતુરતાથી રાહ જોવા લાગ્યો. એટલામાં મીરબલ સાવધાન થઇ ઉઠ્યો; પણ તેને તેના પક્ષના લોકોએ પકડી રાખ્યો, અને શાન્ત થવાને કહ્યું. પણ મીરબલ તો એટલો ખૂનપર આવી ગયો હતો, કે ચાલાકીથી તે પોતાના દોસ્તોના હાથમાંથી છટકી ગયો અને ફરસને આમતેમ ફેરવતાં "ડોસાને કોણ અડકે છે, તે મને જોવા દો!" એમ તે બોલી ઉઠ્યો.

પરન્તુ નારાજ ડોસાનું મડદું કટોહમાં બળતું જોયું, જેથી તે શરમાઈ ગયો. તેને શરમીંદો થયેલો જોઇ તેના દુશ્મનો મોટેથી હસી પડ્યા. તેમના તરફ જોઇ મીરબલ બોલ્યો: "ડોસાને તો તમે મારી બેહોશીનો લાભ લઇ મારી નાંખ્યો, પણ હવે જોઉં છું કે કોની હિમ્મત છે આને–આ મારી સ્ત્રીને–હાથ અડકાડી શકે છે!"

કોઈ પણ બોલ્યું નહિ, તેમ કોઇ સામું પણ થયું નહિ. આ જોઇ મીરબલ શાન્ત થયો, અને ફરી બોલ્યો: "હે વીર પુરુષો! તમે ગાંડાની જેમ આ સુંદર સ્ત્રીઓને શા માટે બાળો છો? શું સ્ત્રીઓને બાળવા માટે ઈશ્વરે સરજેલી છે? સુગન્ધીયુક્ત ફુલોને બાળી નાંખવા ઉત્પન્ન કર્યાં હશે? સુંદર દ્રાક્ષના રસનો સ્વાદ લેવો કે તેને બાળી નાંખવી? આ સ્ત્રીઓને બાળવાનો ઇરાદો કરો છો? શાબાસ છે તમારી બહાદુરીને! આ સ્ત્રીઓ કેટલી સુંદર છે તે તો જુઓ. સૌથી નાની આ ગુલાબ કળી–મારી નવી સ્ત્રી–જેટલી સુંદર છે, તેટલી સુંદર સ્ત્રી તમને બીજી ક્યાંય મળશે? તે દુઃખી છે, પણ તેના મુખપર જે કાન્તિ છે તે કાન્તિ આપણા લોકોમાં મળી આવશે ખરી? વીર પુરુષો! તમે મને ગમે તે કહો; પણ આ મારી નવી સ્ત્રી તરફ હું કોઇને પણ દૃષ્ટિ સરખી

પણ કરવા દઇશ નહિ!" આટલું બોલી તે બેપરવાઇથી બધાં તરફ જોઈ ઉભો રહ્યો.

આ પછી થોડો વખત કોઇ કાંઇક દર્ગામાંથી બોલશે, અને મારામારી થતાં મીરબલ પડશે, એ આશાથી કિનતોબા ચૂપ રહ્યો. પણ કોઇ પણ કશુંય બોલ્યું નહિ, ત્યારે તે લુચ્ચો કિન્તોબા બોલ્યોઃ "મીરબલ! તેં આજે આપણા લોકોની બધી સ્ત્રીઓનું અપમાન કર્યું છે, તેથી હું તારા ઉપર રોષે ભરાયો છું. છતાં પણ તારાં પરાક્રમ અને ગુણ તરફ જોઈ હું તને માફ કરું છું. આ જુવાન સ્ત્રી વિષે તું જે કહે છે, તે વિષે આપણે કાલે વિચાર કરીશું. સુંદર ફુલને કટોહમાં બાળવું એ જેમ ખોટું છે, તેમ આ સુંદર સ્ત્રીઓનું બળિદાન આપવું એ અયોગ્ય છે, એ તારું કહેલું સત્ય છે. આ વાતનો પૂરેપૂરો વિચાર થવો જોઇએ; જેથી આવતી કાલે ફરીથી આપણે મળીશું અને તે વખતે જે નક્કી થશે તે કરીશું. આજે તો માત્ર પુરુષોને જ મારવા એટલે બસ!"

આ સાંભળી કિનતોબાની બહેન બોલીઃ "સ્ત્રીઓને જો બચાવો છો, તો પછી પુરુષોએ શું પાપ કર્યું છે? આ પુરુષોને—આ વીર પુરુષોને જો તમે બચાવો, તો તેમાંના એકની જોડે—પેલા યુવાન જોડે—પરણવા હું તૈયાર છું!"

એ જ પ્રમાણે બીજી બે ત્રણ સ્ત્રીઓ પણ કહેવા લાગી.

"પુરુષોને જેમ સુંદર સ્ત્રીઓ ગમે છે, તેમ સ્ત્રીઓને પણ યુવાન પુરુષો ગમે છે," આવું એક ડોસી બોલી, અને તેનું આ તાત્વિક વિધાન સાંભળી બધા પુરુષો હસવા લાગ્યા.

આ પછી ઘણો વિવાદ થતાં છેવટે પુરુષોને પણ આજે ન બાળતાં કાલે જે નિકાલ થાય તે પ્રમાણે કરવું, અને ત્યાં લગી તે બધાંને મીરબલના પહેરા હેઠળ મૂકવા, એમ નક્કી થયું, અને દર્ગા બરખાસ્ત થયો.

પોતાની ઝૂંપડીમાં જતાં પહેલાં કિનતોબાએ મીરબલને બાજુએ બોલાવ્યો, અને મયાણીને ચાલાકીથી મારવા માટે તેની પ્રસંસા કરતાં ધીમેથી પૂછ્યુંઃ "તું પેલી ગોળ ચહેરાવાળીને તારી સ્ત્રી કરવા માગે છે ખરો, પણ તે કબૂલ છે ખરી?"

"કબૂલ ન હોય તો પણ હું તેને કયાં છોડું તેમ છું?" મીરબલે વળતો જવાબ વાળ્યો.

"એ તો ખરૂં; પણ મેં તો સહે જ પૂછ્યું, એટલા માટે કે તેં કદાચ તેને પહેલેથી પૂછી લીધું હોય!" કિનતોબા બોલ્યો.

"પૂછ્યું નથી." મીરબલ ચોકખા હૃદયે બોલ્યોઃ "પણ તે કબૂલ થશે, એમ હું માનું છું. તે કબૂલ ન થાય એવું કયું કારણ છે? હું ઉચ્ચ કુલનો છું, યુવાન છું, મારી બહાદુરી તેણે જોઈ છે, તેમ જ મેં તેને બચાવી પણ છે; પછી તે મારી સાથે પરણવા કેમ તૈયાર નહિ થાય?"

મીરબલનો આ ખ્યાલ કદાચ ભૂલભરેલો હશે; પણ તેની માન્યતા સ્વાભાવિક હતી, એ કબૂલ કરવું પડશે. 'મને ન વરે, એવી સ્ત્રી જ જગતમાં નહિ હોય!' એવું તે માનતો હતો, તે ક્ષમ્ય હતું; કારણ, તે જંગલી સ્ત્રીઓમાં તેની માન્યતા ખરી પડે એમ હતું. તેના જેવા બહાદુર અને યુવાન શૂરવીરને વરવા ના પાડે એવી સ્ત્રી ત્યાં એક પણ ન હતી. કેટલીક સ્ત્રીઓ તો ખરેખર તેની પાછળ ઘેલી થઈ રહેતી, અને તેમને તે કાઢી મૂકતો. આ બધીમાંથી માત્ર ત્રણને જ તેણે પસંદ કરી હતી. બાકીની તેની સ્ત્રીઓ તેણે તેમના પતિને મારી મેળવેલી હતી. જેનો પતિ મરાય, તે સ્ત્રી મારનારને પરણે, એ આ જંગલી લોકોમાં અયોગ્ય લેખાતું ન હોતું. અને લડાઈ કરી પોતાને મન પસંદ સ્ત્રી મેળવવી, એ જુવાન પુરુષોનું એક કર્તવ્ય જ થઈ પડ્યું હતું. આ તો બહાદુર પુરુષો ધર્મ જ માનતા હતા. પોતાની જાતની સ્ત્રીઓના અનુભવ ઉપરથી, દુશ્મનની ગુલાબ કળી જેવી યુવતી પોતાને ઝટ્ વશ થશે, એવી મીરબલની માન્યતા આ કારણથી અસ્થાને નહોતી.

કિનતોબાની આગળ પોતાના વિચાર સ્પષ્ટ રીતે જણાવ્યા પછી "તે 'લાંબા ચહેરાવાળી સુંદરી' તમારે જોઇએ છે ને?" એમ તેણે પૂછ્યું.

પ્રપંચી કિનતોબાએ આ સવાલનો સીધો જવાબ આપ્યો નહિ; પણ સમ્ભાષણ પૂરું થાય તે પહેલાં, તેણે મીરબલ પાસેથી "હું દર્ગામાં તે સુંદરી તમને અર્પણ કરીશ," એવું વચન ઘણી જ ખૂબીથી મેળવી લીધું, એટલું જ કહેવાથી વાચકોને તેના મનની વાત સ્પષ્ટ રીતે કહેવાની જરૂર નહિ રહે.

———(:o:)———

## વિંશ પરિચ્છેદ

——:o:——

### પરમાત્માને પ્રાર્થના

દર્ગા બરખાસ્ત થયે બે ત્રણ ઘડી થઈ. વિજયગામવાસી કેદીઓ ચાર ફરસવાળા પહેરેગીરો પાસે ઉદાસ અને દીન થઇ બેઠા હતા. કોઇને કશું બોલવાની ઇચ્છા નહોતી. પહેરેગીરો માંહોમાંહે ગ્રામ્યચેષ્ટાઓ કરી હસી રહ્યા હતા. ચન્દ્ર હવે આકાશમાં માથા ઉપર આવ્યો હતો, અને મેઘમાલામાંથી તે મુક્ત થયો હતો. વાયુ અતિ શિતલ થઈ જોશથી વહી રહ્યો હતો, અને પાસે કટોહ ન હોત, તો કેદીઓ ટાઢથી ઠરી જાત. કિન્નરીના બાપનું બલિદાન મળવાથી જ હોય તેમ તે સર્વભક્ષક કટોહની જ્વાળાઓ શાન્ત થઈ ગઈ હતી. તેનો પ્રકાશ પણ હવે મંદ જણાતો હતો; ચન્દ્રપ્રકાશ વધારે પણ સ્પષ્ટ થતો જવાથી પ્રકાશમાં કંઈ ફેરફાર થયો હોય એમ લાગતું નહોતું. તે પ્રશાંત ચન્દ્રિકામાં વાતો કે વિવાદ કરવા એ ઘણું

આનન્દદાયક થઈ પડત; પણ તે ભયંકર પ્રસંગે તેમ કરવું કોને સૂઝે? ટીલ્લુ અને કિન્નરી સિવાય બધાં નીચાં માથાં રાખી દીન મૂખે બેસી રહ્યાં હતા. ટીલ્લુ ત્યાં લગભગ ગાંડા જેવો બની પડી રહ્યો હતો, અને કિન્નરી ડુસકાં ખાતી રડતી હતી.

જ્યારે બધાં આવી ચિન્તાતુર સ્થિતિમાં હતાં, તે વખતે મીરબલ હાથમાં એક ડાંગ લઈ પહેરગીરો ઉપર દેખરેખ રાખવાને ત્યાં આવ્યો. એક પહેરેગીર આડો પડી વાતો કરતો હતો અને બાકીના ત્રણ જણ હસતાંહસતાં પહેરો ભરતા હતા. મીરબલ ઓચિંતો આવ્યાથી આડો પડેલો સુસ્ત પહેરેગીર શરમાયો અને મીરબલની ગાળો અથવા ડાંગના સપાટા ખાવા પડશે એ બ્હીકે તે ઉઠીને ઉભો થયો. પણ સદ્ભાગ્યે તેવું કશુંય થયું નહિ. મીરબલે તેની તરફ માત્ર ક્રોધપૂર્ણ અને તિરસ્કારપૂર્ણ દૃષ્ટિ ફેંકી, અને કહ્યું: "તમે કેટલાક કેદીઓને પેલા ઝાડ તળે લઈ જાવ, અને બાકી થોડાને પેલા પાછળના આંબાવાડીયામાં રાખો."

"ત્યાં તેમને ઠંડી લાગશે, અને ત્યાં અંધારું પણ છે." દોઢડાહ્યો પહેરાવાળો બોલી ઉઠયો.

"તારે બોલવાની કંઈ જરૂર નથી!" ગુસ્સાથી મીરબલ બોલ્યો: "તેમને ઓઢવાનું આપી એક બાજુએ ખૂણામાં પડી રહેવા દો. પહેરો ભરી શકાય એટલો પ્રકાશ ત્યાં છે, સમજ્યો ને?"

મીરબલે આવી રીતે તેને દમ આપવાથી તે બિચારો બોલતો બંધ થઈ ગયો. જેથી બીજા એક પહેરેગીરે પૂછ્યું: "કોને આંબાવાડીયાં લઈ જવાનાં છે, અને કોને ઝાડ તળે રાખવાનાં છે?"

"બધી સ્ત્રીઓને આંબાવાડીયામાં લઇ જાવ." મીરબલે હુકમ આપ્યો. પછી તેને એક વિચાર સૂઝયો અને તે બોલ્યો: "આ છોડીને જ (રાગિણીને જ) આંબાવાડીયામાં એક માણુસ લઇ જાવ, અને બાકીનાં બધાંને સામેની ઝાડી આગળ બેસાડો."

મીરબલની આગળ વધારે બોલવાની કોઇની હિમ્મત નહોતી. પહેરેગીરો મીરબલનો હેતુ સમજી ગયા હશે, છતાં પણ તે વિષે તેઓ ત્યાં કશું જ બોલી શકયા નહિ. એક પહેરેગીર ઓઢવાનું લેવા ગયો, અને બીજો રાગિણીને લઇ આંબાવાડીયામાં ગયો, અને બાકીના બે પહેરેગીરો એ બધાંને લઇને ગયા.

મીરબલ થોડી વાર આકાશમાંના તારાઓને જોતો ત્યાં જ ઉભો રહ્યો. પછી નાનાસાહેબ વગેરેને ઓઢવાનું મળ્યું કે નહિ, તેની તપાસ કર્યા બાદ તે આંબાવાડીયામાં પેઠો.

રાગિણી ગોદડું ઓઢીને ભોંયપર પડેલી હતી. તેને ત્યાં આગળ ઉંઘ તો કયાંથી જ આવે? મીરબલનો પગરવ તેણે સાંભળ્યો તેમ જ

**મીર**બલે પહેરેગીરને જંગલી ભાષામાં "તું અહિંથી જા, હું જ અહિં પહેરો ભરીશ," એવું કહેલું વાક્ય પણ સાંભળવામાં આવ્યું; પણ તેનો અર્થ તે સમજી શકી નહિ.

પહેરેગીર દૂર ગયા પછી **મીર**બલ **રાગિણી** પાસે ગયો, અને તેનો હાથ ધીમેથી પકડ્યો; તે જ ક્ષણે વિજળીની જેમ રાગિણી ઝબકીને બેઠી થઇ, અને ગભરાટમાં આમતેમ જોવા લાગી. **મીર**બલ તેને પોતાની ભાષામાં કહેવા લાગ્યોઃ "હે સુંદરી! તારું આ ગુલાબ જેવું મોં જોઈ હું તારાપર ખૂશ થયો છું. તું મારી સ્ત્રી થા. મેં તને મરતી બચાવી છે, એ તો તને યાદ છે ને?"

જો કે તેની ભાષા તો તે નહોતી સમજી શકતી, પણ તેના હાવભાવ ઉપરથી ભાષાનો અર્થ સમજી ગઇ. તેથી ગમે તેમ કરી ત્યાંથી નાશી જવું યા તો કટોહમાં પડી જીવ ખોવો, એવી તેણે ઇચ્છા કરી; પણ ઇચ્છા કરીને શું વળે? હાથપગ તો બાંધેલા હતા!

**મીર**બલ તેને ફરીથી મનાવવા લાગ્યો. તેના શબ્દ ન સભળાય, એ ઉદ્દેશથી તેણે કાનમાં આંગળીઓ ખોસી અને તેનો ચહેરો ન જોવો પડે એટલા માટે આંખો પણ મીંચી દીધી. હવે **મીર**બલ તેની નજીક જઈ, તેના ગળામાં હાથ નાંખી, પોતાના મનની વાત જંગલી ભાષામાં જ તેને કહેવા લાગ્યો.

**મીર**બલે ગળામાં હાથ નાંખતાં જ તે આઘી ખસી, અને આંખ ઉઘાડી તે જંગલી વીર તરફ તેણે દીન દૃષ્ટિથી જોયું, અને કહ્યુંઃ "આપ શૂરવીર છો. ગરીબ અબળાની આગળ શા માટે આવી બહાદુરી બતાવો છો? આપે મને જીવદાન આપ્યું—પુનર્જન્મ આપ્યો—તેથી તો આપ મારા પિતા જેવા છો. આપના મનમાં પાપવિચાર ન શોભે!"

**મીર**બલ તેના બોલવાનો ભાવાર્થ નકારમાં છે, એટલું જ સમજ્યો. પણ નિરાશ ન થતાં મંદ સ્મિત કરી ફરી તે બોલ્યોઃ "હે કોમળ પુષ્પ! જો હું ન હોત, તો તને તે લોકોએ કટોહમાં બાળી નાંખી હોત, અને હજુ પણ હું તને મારી સાથે ન રાખું તો તને તેઓ જરૂર બાળશે એ યાદ રાખ. તારા જેવાં કોમળ પુષ્પોને બાળીને રાખ કરવાને માટે ઈશ્વર પેદા કરતો નથી. હે સુંદરી! હું કોણ છું, એ તું હજી જાણતી નથી. અમારી જાતમાં કિનતોબાના જેટલી જ મારી લાયકાત છે. અમારા આ પ્રદેશમાં ગમે તે સ્ત્રી હું માગણી કરું તો તે એકદમ મારી પાસે આવવા તૈયાર થશે, અને તે જો કબૂલ ન થાય, તો મારા બાહુબળથી હું તેને વશ કરી શકું છું. બીજાની સ્ત્રીને જો હું ચાહું, તો તેના પતિને મારીને હું તેને લઈ લઉં છું. મારી નવી સ્ત્રી આ જ રીતે મેં મેળવેલી છે. તેના પતિ અને ભાઈ સાથે મારે યુદ્ધ કરવું પડ્યું; પણ તે બધાને હું ભારે

પડ્યો. બે બળદ જેમ લડે, તેમ તેનો પતિ અને હું લડ્યા અને તેના પતિને મેં મારી નાંખ્યો. તેના દરેક ભાઈ સાથે લડીને મેં તેમને કાપી નાંખ્યા. તેઓ પણ કાંઈ જેવા તેવા યોદ્ધા નહોતા; મને તેમણે કરેલા આ ઝખમો જો!"

આમ કહી મીરબલે પોતાના ઝખમો રાગિણીને બતાવતાં પૂનઃ બોલ્યો: "તેથી, હે યુવતી! તું મને વશ થા. તને જોયા પછી મારી આ નવી સ્ત્રી પણ મને અણમાનીતી થઈ છે. ગુલાબના ફુલનું દર્શન થયા પછી બીજાં ફુલ કોને, કેવી રીતે ગમે?"

મીરબલનો આ પ્રકારનો બકવાટ ચાલતો હતો તે વખતે રાગિણી બિચારી નિરાશ થઈ બેસી રહી હતી. આ નીચને હાથે બચવા કરતાં જો ગઈ રાત્રે જ મરણ આવ્યું હોત, તો ઠીક થાત, એવું તેને લાગ્યું.

રાગિણી કંઈ જવાબ નથી આપતી, એવું જોઈ તે ફરીથી ધમકી અને વિનંતિથી ભરપૂર ભાષણ કરવા લાગ્યો: "હે કુમળી લતા જેવી સ્ત્રી! તું આટલી સુંદર શા માટે થઈ? તારૂં મુખ ફુલની માફક ખિલેલું દેખાય છે! આ ફુલની સુવાસ મને આંબાના મ્હોર કરતાં પણ વધુ મધુર લાગે છે. હે જક્કી સ્ત્રી! તારી હઠ અત્યાર સુધી ઠીક હતી, પણ હવે વધારેવાર હઠ ન કર. મારા જેવા વીર પુરુષની આગળ તો તે નહિ નભે. જે કિનતોબાને પણ વખત પડયે પૂછતો નથી, તે તારા જેવી સ્ત્રીને પૂછવા રહીશ, એમ તને લાગે છે? મારી સામે ઉભો રહે, એવો આ જગતમાં કોઇ નથી! ગઈ રાત્રે મેં ત્રણચાર જણને કેવી રીતે રામદ્વાર પહોંચાડ્યા તે તો તેં નજરે જોયું જ છે ને? તારો પતિ–ભાઇ–બાપ–કોઈ હશે, તો તે બધા ય બંધાયા છે. તું મારૂં કહ્યું માનીશ, તો હું બધાને મુક્ત કરીશ. તું તારા પતિથી બ્હીતી હોઉં, તો તે મને બતાવ, એટલે તેનું મસ્તક આ મારા ફરસથી હું એકદમ ઉડાવી દઉં. હે સુંદરી! છેવટે તારે મારું કહેવું માનવું જ પડશે. પછી શા માટે નકામી દુ:ખી થાય છે? હે ચંપકલતા! તું શત્રુ-પક્ષની છે ખરી; પણ મને તો અત્યંત પ્રિય છે. મારા હાથ તળે કેટલા બધા લોક છે; તે બધાયનો હું નાયક છું. પણ તારો તો હું દાસ થવા તૈયાર થયો છું. તું મ્હોં શા માટે ફેરવે છે? શું હું તને ગમતો નથી? હું ઘરડો છું કે ગાંડો છું, કે ભોળો છું યા નીચ કુળનો છું? શું હું કાળો છું, તેથી તો તું સંકોચ નથી પામતી ને? પણ મારી જાતની સ્ત્રીઓ મારા આ તેજયુક્ત કાળા રંગ ઉપર મોહી પડે છે, એ તું યાદ રાખ. શું કાળું રીંગણું ધોળા કરતાં ઓછું સ્વાદિષ્ટ હોય છે? તો પછી મારો કાળો રંગ તને કેમ નથી ગમતો? હે સુંદરી! તું કંઇ પણ બોલતી નથી, એનું શું કારણ? તારા પતિથી તું બ્હીએ છે? એવી બ્હીક તું કાઢી નાંખ. આજ લગીમાં પચાસ સાઠ માથાં તો મેં મારી આ ફરસથી ઉડાડ્યાં

છે, એ તું નહિ જાણતી હોય! સુંદરી! હું આટલો બહાદુર છું, એ છતાં તું મારી સાથે રહેવાને કેમ નથી ઇચ્છતી? તને મારી બધી સ્ત્રીઓમાં હું પટરાણી નીમીશ. તને ગાય અથવા મૃગનું માંસ હું હમ્મેશ ખાવાને આપીશ. સુંદરી જલદી બોલ, અને યાદ રાખ કે તારી આ હઠ મારી આગળ નહિ ચાલે."

બિચારી રાગિણી તે કામાંધ નરપિશાચને શો જવાબ દે? તેને માતાનું સ્મરણ થયું; અને તે રોવા લાગી. રડતાં રડતાં ઇશ્વરને પણ યાદ કરવા લાગી: "હે ઇશ્વર! તેં આજે મારી ઉપર કેવો પ્રસંગ આણ્યો છે? બાલવૈધવ્યનું દુ:ખ મારે માટે શું ઓછું છે? હે ભકતવત્સલ કૃષ્ણચન્દ્ર! દ્રૌપદીની આબરૂ તેં સાચવી. મારી ઉપર પણ એવો જ પ્રસંગ આવેલો છે. ભૂદેવ! ભગવાન, દોડ, દોડ! હે દયાળુ! આ દીન બાળાની દયા તને કેમ નથી આવતી? તું કેમ સૂતો છે? રામ, કૃષ્ણ, આવો, જલદી આવો!"

પણ રાગિણીની પ્રાર્થના સાંભળી રામ કે કૃષ્ણમાંથી કોઇ આવ્યું નહિ! તેથી તે નિસાસો નાંખતી સ્વત: બોલી: "કોનો રામ! અને કોનો કૃષ્ણ! રામકૃષ્ણની કથાઓ માત્ર મંદિરમાં જ સાંભળવાની!" નિસાસો નાંખી તે બોલી. એટલામાં તેને એક વિચાર સૂઝયો, અને તેના ચહેરા ઉપર આનન્દની શિરાઓ દેખાવા લાગી. તે મનમાં બોલી: "છે, કૃષ્ણ છે. એમાં શંકા નથી. તે પોતે ન આવ્યો, પણ તેણે જ મને આ યુક્તિ સૂચવી છે."

મનમાં આવેલા આ વિચારથી રાગિણીને ધીરજ આવી. તેણે બીરબલ તરફ મધુર સ્મિતયુક્ત હાસ્યથી જોયું, અને જરાક શરમાતાં તે બોલી: "મને જો ચાહો છો, તો પછી મારા આ હાથપગ શા માટે બાંધ્યા છે?"

એમ કહી રાગિણીએ તેને નિશાની કરતાં હાથપગ છોડવવાને સૂચવ્યું. તે તદ્દન કામાન્ધ થયેલો હોવાથી ભાન ભૂલી ગયો, અને ખૂશ થઈ તેની પીઠ પર તેણે ધીમેથી એક થાપડ મારી, અને "તો પછી આ પહેલાં જ કેમ ન કહ્યું?" આવા શબ્દો ઉચ્ચારતો તે તેને બંધમુક્ત કરવા બેઠો.

પગ છૂટા થતાં જ હાથ છૂટા થવાની રાહ ન જોતાં રાગિણી એકદમ હરિણિની જેમ કૂદી, અને કટોહ તરફ, તેમાં પડવા માટે જોશથી દોડવા લાગી!

"આ છોડી હમણાં કબૂલ થઈ હતી અને હવે શા માટે જોરથી દોડી રહી છે?" આ વિચારનો જવાબ બીરબલને ક્ષણવાર મળ્યો જ નહિ, અને તે મૂઢની જેમ તેની તરફ જોતો જ ઉભો રહ્યો. પણ બીજી જ પળે બધું સમજી જઈ તે તેની પાછળ લાંબી ફાળે દોડવા લાગ્યો. રાગિણી કટોહ પાસે જાય ન જાય એટલામાં તેના વાળ તેણે પકડ્યા! અને તેને તેણે નીચે ફેંકતાં, પાંચ સાત લાતો મારી, જેથી તે બેહોશ થઈ ગઈ, એટલે તેને ઉંચકી તે ફરીથી આંબાવાડીમાં લઈ ગયો.

મીરબલે તેને નીચે મૂકતાં—અથવા નીચે નાંખી એમ કહો, અને પુનઃ તેને પાંચ સાત લાતો મારી. પછી તેની છાતી ઉપર પગ મૂકી તિરસ્કારથી તેની તરફ જોતો તે ઉભો રહ્યો. બલાત્કારથી પોતાની ઇચ્છા પૂર્ણ કરવી કે નહિ, તેનો તે વિચાર કરવા લાગ્યો. રાગિણીની યુક્તિ અને પાતિવ્રત્ય જોઈ તેને નવાઈ લાગી. પોતાની જાતની સ્રીઓ તો પોતાની પાછળ ઘેલી બને છે, અને આ સ્રીને પોતે આટલો મનાવે છે, તે છતાં તે વશ થતી નથી, એ જોઈ તેને મોટું આશ્ચર્ય થયું. બીજાની સ્રી આવી રીતે મેળવવામાં તેને પાપ લાગતું નહોતું. વીર પુરુષનું તો તે કર્તવ્ય છે, એમ તે અને તેની આખી જાત માનતી હતી. તેની નવી સ્રી તેણે આવી જ રીતે બીજાના ઘરમાંથી આણેલી હતી. 'મારા પતિને મારનારની સાથે લગ્ન કેવી રીતે કરું' એવું તે નવી સ્રીને કદિ પણ લાગ્યું નહિ, તો મીરબલને તે વિષે કંઇ જ ન લાગે એમાં શી નવાઇ ?

રાગિણીને બળાત્કારથી પોતાની પાસે રાખી લેવાનો તેણે વિચાર કર્યો. આ કૃત્ય પાપમય છે, એવો તેને વિચાર સ્વપ્ને પણ આવ્યો નહિ. પણ મીરબલ એ પણ અભિમાની યોદ્ધો હતો. તેને કોઇ પણ સ્રીએ આજ લગી ધિક્કારેલો નહિ. જે સ્રી પોતાનું આવું અપમાન કરે છે, તેને પાસે રાખવામાં શી મઝા છે, એમ તેને વિચાર આવ્યો. કામવિકાર તેને એક તરફ ખેંચતો જ્યારે અભિમાન બીજી તરફ.

મીરબલના મનમાં આ પ્રકારના વિચાર ચાલી રહ્યા હતા, તે વખતે તેના પગ નીચે દબાએલી રાગિણીના હૃદયમાં શું ચાલી રહ્યું તે તપાસીએ, તો આંસુની ધારાઓ આવતાં વાર્તા લખવાનું કામ અટકી પડવા સમ્ભવ છે, તેથી તે પ્રયત્ન હું નથી કરતો, એટલું જ કહું છું, કે કટોકટીમાં પ્રાણત્યાગ કરવાનો પોતાનો વિચાર નિષ્ફળ થયેલો જોઇ, બાહ્યતઃ પોતે પાપકર્મ કરવા તૈયાર થઇ તેથી તેને ઘણો જ પશ્ચાત્તાપ થયો, અને હવે તે કૃષ્ણની પ્રાર્થના કરી તેને ન બોલાવતાં તેને 'હે દ્વારકાનાથ! તું ઘણો જ નિર્દય છે! તું મને મુક્ત કરવા આવતો તો નથી, તેમ મને મરવા પણ દેતો નથી! આ તે કેવી નિર્દયતા!' આવી રીતે તે દોષ દેવા લાગી, તેમ જ તેને માતાનું સ્મરણ થવાથી તે રડવા લાગી એથી તે બીજું શું કરે ?

———:૦:———

## એકવિંશ પરિચ્છેદ

——(:૦:)——

### હવે શું થશે ?

આ તરફ નાનાસાહેબ, શાસ્ત્રીજી વગેરેને ઓઢવાનું આપ્યા પછી પહેરેગીરોએ તેમને સૂવાને કહ્યું, પણ તે વખતે તેમને ઉંઘવાની ઇચ્છા ક્યાંથી થાય અને ઉંઘ પણ ક્યાંથી આવે ? ધીમે ધીમે શાસ્ત્રીજી નાનાસાહેબની સાથે વાતચિત કરતાં હાસ્યવિનોદ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પોતાની પત્નીને, કન્યાને અને બીજાઓને હિમ્મત આવે એ હેતુથી નાનાસાહેબે પણ તેવા જ જવાબ આપવાનો પ્રયત્ન કર્યો. પણ બળાત્કારે ઉપસ્થિત કરેલો હાસ્યવિનોદનો પ્રસંગ વધારે વાર ક્યાંથી ટકે ? ઉચ્ચારાએલા એકાદ વાક્ય ઉપરથી શાસ્ત્રીજીને ઘરનું સ્મરણ થયું, અને પોતાની પ્રિય પત્ની અને નાનાં બાળબચ્ચાંનું સ્મરણ થતાં જ તેમના હૃદયમાં ક્ષોભ થયો, અને તે શોક રૂપે બહાર પડવા લાગ્યો ! 'હે પરમાત્મન્! હવે તેમનું શું થશે ? મેં એવું કયું પાપ કર્યું હતું કે જેથી મારી ઉપર તેં આવો પ્રસંગ આણ્યો ? હવે તેમનું ભરણપોષણ કેવી રીતે થશે ? મેં પાપ કર્યું હોય તો મને શિક્ષા કર; પણ મારાં કુટુમ્બીઓને શા માટે પીડે છે ?"

શાસ્ત્રીજીને આવી રીતે શોક કરતા કોઇએ કવચિત જ જોયા હશે ! તે પોતાની સ્ત્રી કે છોકરાં વિષે ઘણું કરી નિંદાત્મક રીતે બોલતા; તેથી તે પોતાનાં કુટુમ્બીઓને વિશેષ ચાહતા નહિ હોય, એમ ઘણા લોક અને બાસાહેબ માનતાં. પણ તે ખરી વાત નહોતી. પોતાનાં કુટુમ્બીઓ ઉપર તેમને અપાર પ્રેમ હતો. આ પ્રેમથી તો તેમનું વેદાન્ત બાજુએ રહ્યું અને એક બાળકની જેમ તે રુદન કરવા લાગ્યા. પ્રેમાંકુર હૃદયમાં જ રહે અને જીવ્હાદ્વારા બહાર ન આવે તેથી તે છે જ નહિ, એમ કેમ કહી શકાય ?

કાવ્યશાસ્ત્રજ્ઞ અને વિવેકી શાસ્ત્રીજીની આવી સ્થિતિ હતી તો બિચારાં ભોળાં બાસાહેબની સ્થિતિ કેવી હશે, તેનો ખ્યાલ વાંચકો વર્ણન વિના જ કળી શકશે ? ઉત્તરા અને આનન્દરાવ આનન્દના અતિ ઉચ્ચ શિખરેથી દુઃખની ઉંડી ખીણમાં પડેલાં હોવાથી તેમને એવી વેદના થઈ કે તેથી તેઓ શોક કરવાનું ભાન પણ ભૂલી ગયાં હતાં. જેમ વેલ ઉપરની પુષ્પકળી વણુખીલી સૂકાઇ નિસ્તેજ થઈ જાય તેમ તેઓ પાસે પાસે બેઠાં હતાં.

ભાઉસાહેબની અવસ્થા લગભગ આવી જ થઈ હતી. રાગિણીને બીજી બાજુએ લઈ જતાં જ્યારે તેમણે જોઈ ત્યારે તો તે હિમ્મત જ હારી ગયા; અને પોતાના શરીરના ટુકડા થતા હોય, એવું તેમને થયું. તે કોઇની સાથે કશું પણ બોલતા ન હતા. કેવળ શૂન્યદૃષ્ટિથી આકાશમાંના તારાગણો તરફ જોઇ આ જગતની અગાધ ઈશ્વરી લીલાનો ભ્રાન્તચિત્તે તે વિચાર કરતા હતા. જ્યાં ભાઉસાહેબ જેવાને વિવેક અને

તાત્વિક વિચારોનું જોર હોવા છતાં જ્યારે તેમની આવી શોચનીય અને કંગાળ અવસ્થા થઇ, તો મૂર્ખ અને અજ્ઞાની ટીલ્લુને શું ન થાય ? તે બિચારાને પોતાની માતાનું સ્મરણ થયું, અને ચીનુભાઈ બાડીઆ તથા કિન્નરીના બાપને તે જંગલી લોકોએ જેવી રીતે કટોહમાં ફેંકી દીધા તેવો જ પ્રસંગ પોતાની ઉપર પણ આવશે એ બ્હીકથી તે રડવા લાગ્યો.

કિન્નરી તેની પાસે ડૂસકાં ભરતી બેઠી હતી અને પિતાના મરણ માટે શોક કરતી હતી. કટોહમાં પોતે બળશે એ વાત તે જાણતી હતી; પણ તેથી તે ડરી નહિ તેનું કારણ કહેવું જરાક કઠણ છે. કટોહમાંના બલિદાનનો દેખાવ તેણે અનેક વાર જોયેલો હોવાથી તેની બ્હીક કદાચ ઓછી થઇ હશે; અથવા જંગલી લોકોને મરણનો વિશેષ ભય નહિ હોય, યા તો બીજું કોઈ કારણ હશે, પણ એટલું ખરું, કે તેને તે વખતે મરણનો ભય લાગતો જ નહોતો.

શાસ્ત્રીજીએ કેટલીક વાર સુધી મુક્તકંઠે શોક કીધા પછી તેમનો હૃદયક્ષોભ જરાક શાન્ત થયો, અને બોલવાનો આરંભ કરી તે બોલ્યાઃ “નકામો શોક કરવામાં શો લાભ છે” ? એમ પોતાના મિત્રોને શોક નહિ કરવા તે કહેવા લાગ્યા.

બાસાહેબની આંખમાંનું પાણી રૂદન કરતાં સૂકાયું હતું તેમ જ ટીલ્લુનું હૃદયદ્રાવક રુદન પણ હવે બંધ થયું હતું. અને બધે શાંતિ છવાઈ હતી. શાસ્ત્રીજી વાતચિત કરવા લાગ્યા એટલે પહેરેગીરોએ તેમની તરફ ક્રોધયુક્ત અને સાશંક દૃષ્ટિથી જોયું; પરન્તુ કેદીઓ નાસી જવાનો વિચાર કરતા નથી એવી તેમને ખાત્રી થતાં તો શાસ્ત્રીજીના બોલવા તરફ તેમણે આંખ આડા કાન કર્યા.

“શાસ્ત્રીજી! પણ શોક આનો આપણે નહિ કરીએ, આગળ હવે શું કરવું ?” આનન્દરાવ બોલ્યા.

“બધું ઈશ્વરના હાથમાં છે, એ આપણને બચાવશે.” શાસ્ત્રીજી આકાશ તરફ દૃષ્ટિ કરી બોલ્યા.

“ઈશ્વર છે કે નહિ, કોણ જાણે !” આનન્દરાવ નિરાશાપૂર્ણ વિનોદથી બોલ્યા.

આ સાંભળી ઉત્તરા બોલવાની હતી, અને તેને માટે તેણે મ્હોં ઉંચું પણ કર્યું. તેને કંઇક કહેવું છે, એવું તેના ચહેરા ઉપરથી દેખાયું; પણ તેના મ્હોંમાંથી શબ્દ જ નીકળતો ન હતો ! તેની તે સ્થિતિ જોઈ બધાંને દુઃખ થયું, અને થોડી વાર સુધી કોઈ કશું જ બોલ્યું નહિ. પછી શાસ્ત્રીજી બોલ્યાઃ “આપણે દુઃખી છીએ, તેથી જગતમાં ઈશ્વર જ નથી, એમ કેમ કહી શકાય ?”

આ સાંભળી આનન્દરાવ સામો આક્ષેપ કરવા જતા હતા, એટલામાં એક પહેરેગીર બૂમ પાડીને બોલી ઉઠ્યોઃ “એ ગદ્દા લોક ! હવે

બિલકુલ બોલતાં નહિ, છાનાં મરો, નહિ તો ફરસથી તમારું માથું ઉડાવી દઈશ!"

પહેરેગીરની આ ધમકી સાંભળી બધાં ય ફરી પાછાં શોકાગારમાં ગોથાં ખાવા લાગ્યાં. તે ક્રૂર જંગલી પહેરેગીરમાંથી એકને પોતાના સોબતીની આ ધમકી ગમી નહિ તેથી બોલ્યોઃ "અરે! શા માટે તેમને પીડે છે? કાલે તો બધાં મરવાનાં છે, ભલે બોલવું હોય એટલું બોલે!"

આ સાંભળી ત્રીજો બોલ્યોઃ "અરે! તું કહે છે તે ખરૂં; પણ આ કેદીઓને બોલવા દઈશું, તો મીરબલ આપણુને ખાઈ જશે."

પહેલો પહેરેગીર બોલ્યોઃ "ખબર છે હવે મને મીરબલની! તેનો મીજાસ મારી આગળ નહિ ચાલે! આવું કરો, અને તેવું કરો, એવું અમને હમ્મેશ કહ્યાં કરે છે; પણ પોતે કેવો ડોળ કરે છે, જુઓને? પેલી જુવાન છોકરીને લઈને આંબાવાડીયામાં ગયો છે, ત્યાં જઈ શું કરતો હશે, તેની અમને ખબર નહિ હોય? મારી સામે તેને આવવા તો દો, એટલે જે છે તે ચોકૂખેચોકૂખું તેને સંભળાવી દઉં છું! આપણે તો—"

"અલ્યા! મીરબલ કરે તે તેને શોભે." બીજો વચ્ચે જ બોલી ઉઠ્યો. "આપણે તેવું ન કરી શકીએ!"

"ન કેમ કરી શકીએ? તેવું આપણાથી ય બની શકે! હું પણ તેની માફક આમાંની એકાદને લઈને—"

"એટલે?" ત્રીજો આશ્ચર્યચકિત થઈ બોલ્યોઃ "ગાંડા ગમે તેવું ન કરી બેસીશ! અને અમારા પહેરામાં તો તેવું ન જ કરીશ. તારે જે કરવું હોય, તે ભલે કાલે—"

"અરે, ડરો છો શા માટે? જે મીરબલ કરે છે, તે કરવામાં આપણુને શો વાંધો છે?"

"મોટો ડાહ્યો જ દેખાય છે!" બીજો બોલ્યો. પોતાના સોબતીનું બ્હીકણપણું જોઈને પાપબુદ્ધિ પહેરેગીર મોટેથી હસ્યો, અને બોલ્યોઃ "અલ્યા! તેમાં તમારું શું જાય છે?"

"એ ડહાપણ તું અમને ન શીખવીશ!" ત્રીજો બોલ્યોઃ "મીરબલ જાણશે, તો તારૂં માથું ઉડશે, અને સાથે અમારાં ય જશે!"

પોતાના સોબતીઓ બ્હીકણ છે, એમ જોઈ પહેલાએ પોતાનો પાપવિચાર, છોડી દીધો, જેથી તેમની વાતચીત ત્યાં જ અટકી. થોડી વારે તે બોલ્યોઃ "પણ અહિંયાં ત્રણ જણના પહેરાની શી જરૂર છે? હું તો હવે સુઈ જાઉં છું."

"તને ફાવે તે કર." તેનો સોબતી બોલ્યોઃ "જો કદાચ મીરબલ જોશે તો ફરીથી જાગવાની ઇચ્છા ન રાખતો!"

"અરે જા ! એવા તો કેટલાય મીરબલ જોઈ નાંખ્યા છે !" એમ કહી માથાપર ઓઢી લઈ તે લાંબો થઈ સૂતો અને ઉંઘી પણ ગયો.

બાકીના બંને કટોહ તરફ મોં કરી અને કેદીઓ તરફ પીઠ કરી વાતો કરતા ઉભા હતા. તે વખતે કિન્નરીએ પોતાને હાથે બાંધેલી વેલને ધીમે ધીમે દાંતવડે તોડી નાંખી, અને પછી પોતાના પગ પણ તેણે છૂટા કર્યા. ધીમેથી બિલકુલ અવાજ ન થાય તેમ તે ટીલ્લુ પાસે ગબડતી ગબડતી ગઈ, અને તેણે તેના પણ હાથપગ છોડી તેને છૂટો કર્યો.

"હવે ચાલો, આપણે નાશી જઇએ !" કિન્નરીએ કહ્યું.

"ના. પહેલાં આપણે આપણા શેઠને છૂટા કરીએ, અને પછી નાશી જઇએ." ટીલ્લુએ જવાબ વાળ્યો.

કિન્નરી પોતાના પતિને, પોતાનો જીવ પ્રથમ બચાવવા શિખામણ દેવા લાગી; પણ ટીલ્લુ એકનો બે ન થયો. છેવટે તેમની ધીમી ચાલતી વાતચીત પણ એક પહેરેગીરને કાને ગઇ. પણ તેણે તેમના સદ્દભાગ્યે "વાત ન કરો," એટલું જ મ્હોટેથી કહ્યું, જેથી એ વાત એટલેથી જ અટકી.

આથી વધારે વાર તકરાર કરવાનું છોડી દઈ કિન્નરી ધીમે ધીમે બાસાહેબ અને ઉત્તરા પાસે ગઈ, અને તેમને ચૂપચાપ પડી રહેવાનું કહી તેમના હાથપગ તેણે છોડ્યા. ટીલ્લુએ તેવી જ રીતે નાનાસાહેબ વગેરેને બંધમુક્ત કર્યા. પછી બધાંએ એકદમ નાસી જવું, એવું ટીલ્લુએ સર્વને સૂચવ્યું. પણ નાનાસાહેબે કહ્યું: "ટીલ્લુ ! આપણે પહેલાં આંબાવાડીયામાં જઇ રાગિણીને છૂટી કરવી જોઇએ. તેને એકલીને તે નરરાક્ષસના પંજામાં મૂકી હું તો નથી આવવાનો."

બધાંને આ વિચાર ગમ્યો, અને ટીલ્લુ ધીમેથી સિસોટી વગાડે કે તરત જ બધાંએ ઉઠવું એમ નક્કી થયું. પણ તેને ઘણા વખત સુધી તો તેવો લાગ મળ્યો નહિ. બન્ને પહેરેગીર જાગતા હોય અને નાશી છૂટવું એ મૂર્ખાઇભર્યું છે, એ આપણાં યાત્રાળુઓ સારી રીતે જાણતાં હતાં.

ઘણી વાર થઈ, તો પણ એમાંનો એક પણ સૂતો નહિ કે ત્યાંથી ખસ્યો પણ નહિ, એ જોઈ ટીલ્લુએ એક સાહસ કરવાનો નિશ્ચય કર્યો. ભાઉસાહેબ તેની પાસે જ હતા. તેમને તેણે પોતાનો વિચાર જણાવ્યો. બાદ તેણે ધીમેથી સિસોટી વગાડી, પછી તેઓ બન્ને જણ એકદમ કુદકો મારી ઉઠ્યા, અને કટોહ તરફ મોં કરી બેઠેલા બન્ને પહેરગીરોના હાથમાંથી ફરસો ઝુંટવી લીધા અને તેમને ત્યાં જ ઠાર કર્યા. પછીથી બધાં જ દોડતાં આંબાવાડીયામાં ગયાં.

પાછળ વર્ણવ્યા પ્રમાણે ત્યાં મીરબલ રાગિણીની છાતી ઉપર પગ મૂકી, તેની ઉપર બલાત્કાર કરવો કે કેમ તે વિચારમાં મગ્ન હતો. મીરબલ પોતાની જાતમાંની ગમે તે સ્ત્રીને 'મને પરણ,' એમ કહે કે

તરત જ તે તે વાત કબૂલ કરતી; એવો આજ સુધીનો તેનો અનુભવ હોવાથી, પોતે આ સ્ત્રીને આટલી બધી વિનવવા છતાં ના પાડ્યાં કરે છે, એથી તેને ઘણો અચંબો થયો, અને આવું અપમાન કરનારી સ્ત્રીને સ્ત્રી તરીકે રાખવી, કે કાપી નાંખવી, તેનો તે વીર પોતાના મન સાથે વિચાર કરતો હતો. રાગિણીની પતિભક્તિ અને તેનો દૃઢ નિશ્ચય જોઈ આ સ્ત્રી કોઈ જૂદા જ પ્રકારની અને ઉચ્ચ કોટીની છે, એમ તેને મનમાં લાગવા માંડ્યું. અને તેનામાં સદસદ્વિવેક બુદ્ધિ જાગ્રત થતાં તેની ઉપર બલાત્કાર કરવો અયોગ્ય છે, એવી ભાવના તેના મનમાં ઉદય પામી. વળી તેનું સૌન્દર્ય અને તેનો દૃઢ નિશ્ચય જોઈ તે તેને વધારે આદરણીય ભાસવા લાગી, જેથી તેનો કામવિકાર છેવટે લગભગ નષ્ટ જ થઈ ગયો. મીરબલ જંગલી હોવા છતાં પણ ખરો વીરપુરુષ હતો. લડવૈયા સાથે લડતાં તેને આનન્દ થતો; પણ આ અનાથ સ્ત્રી ઉપર જુલમ ગુજારવાનું કામ તેને અયોગ્ય જ લાગ્યું અને તે મનમાં જ બોલ્યો: " આ વીરપુરુષને ન શોભે! મારી માગણી નાકબૂલ કરનાર સ્ત્રી મારે ન જોઈએ!"

આવો વિચાર કરી તે તેની છાતી પરથી પગ ઉઠાવે, તે પહેલાં જ ભાઉસાહેબ ત્યાં આવ્યા અને તેમણે તેના હાથમાંથી ફરસ ઝુંટવી લીધો! તે જ ફરસ તે તેને મારે, એટલામાં તેણે તે ચૂકાવ્યો પણ તે વીર નાઠો નહિ. હાથમાં હથિયાર ન હોવા છતાં પણ તે ભાઉસાહેબ ઉપર તૂટી પડ્યો અને તેમને ભોંય પર ફેંકયા. એટલામાં નાનાસાહેબ, આનન્દરાવ અને ટીલ્લુ ત્યાં મદદે આવ્યા, અને તેમણે બધાએ મળી તેને નીચે નાંખ્યો. નાનાસાહેબ તેને "ન મારો, ન મારો," એમ કહેતા હતા એટલામાં તો ટીલ્લુએ તે જંગલી પુરુષની ગરદન તેના પોતાના જ ફરસથી ઉડાડી દીધી!

દૈવયોગ કહે છે તે આનું નામ!

——(:o:)——

## દ્વાવિંશ પરિચ્છેદ

——:o:——

### ગુરુ હતા તે શિષ્ય થયા!

કારિસેની રાજ્યમાંનાં ઘોર વર્ણનો છોડી પ્રિયબ્રહ્મસ્વામીના શાન્તિમય આશ્રમ તરફ વળવું કેટલું બધું આનન્દદાયક થશે? જે રાત્રે તે જંગલી રાજ્યમાં ગત પરિચ્છેદમાં વર્ણન કરેલો બનાવ બન્યો, તે જ રાત્રે પ્રિય-બ્રહ્મસ્વામી અને ભય્યાસાહેબ એકાન્તમાં બેસી ગુરુશિષ્યની જેમ અનેક વિષયો ઉપર વાર્તાલાપ કરી રહ્યા હતા.

"સ્વામિન્! મારી પત્ની ઉપર આવો ભયાનક પ્રસંગ આવવાનો છે, એ વાત આપ જાણુતા હતા, તો પછી આપે તે બધાંને ત્યાં મોકલ્યાં શા માટે? અને આજે મને પણુ તે પ્રદેશનો માર્ગ શા માટે નથી બતાવતા? આપને આટઆટલી યોગસિદ્ધિઓ પ્રાપ્ત થએલી છે, તો આ ઘોર પ્રસંગનો પ્રતિકાર કરવાના કામમાં આપે તેનો કેમ ઉપયોગ કર્યો નહિ?" ભય્યાસાહેબે વિનયપૂર્વક કહ્યું.

"વત્સ! મને ગમે તેટલી સિદ્ધિઓ પ્રાપ્ત થઈ હોય, તોપણુ તેમનો ઉપયોગ સૃષ્ટિનિયમોનું નિરર્થક ઉલ્લંઘન કરવાના કામમાં ન થવો જોઇએ!"

"ત્યારે સંકટગ્રસ્ત સ્ત્રીપુરુષોને સાહાય્ય કરવી એ નિરર્થક છે, એમ આપ માનો છો?" ભય્યાસાહેબે ઉત્સાહપૂર્વક પૂછ્યું.

"તેમને મદદ આપવી એ નિરર્થક તો હતું જ; એટલું જ નહિ, પણુ તે અનર્થકારક પણુ હતું." સ્વામીજીએ શાન્ત રીતે જવાબ આપ્યો.

"તે કેવી રીતે?"

"કેવી રીતે, તે કહેવામાં સાર નથી; પણુ તને એટલું જ કહું છું, કે તેમને જો મેં કારિસેની જાતમાં ન મોકલ્યાં હોત, અને તેમને હાલમાં જે દુઃખ સહન કરવું પડે છે, તે ન સહન કર્યું હોત, તો તેમને અત્યાર કરતાં પણુ વધારે દુઃખ સહન કરવાનો વારો આવત!"

"તો પછી આથી વધારે દુઃખ અથવા અપમાન બીજું કયું હશે?"

"જો ગઈ કાલે ચીનુભાઈ બાડીયા કટોહમાં ન મરી ગયા હોત, તો તેમણે સ્ત્રીઓ ઉપર હાલના કરતાં પણુ વધારે ભયાનક પ્રસંગ આણ્યો હોત, અને બધાંનાં સુખ તથા આબરૂનો શોચનીય રીતે નાશ કર્યો હોત!"

"ચીનુભાઇનો નાશ કરવા માટે આવો ભયાનક પ્રસંગ તેમની ઉપર આણુવાની શી જરૂર હતી? સ્ત્રીઓને તે જંગલી લોકોએ જો બળાત્કારે—"

"ત્યાંની સર્વ હકિકત હું જાણું છું." સ્વામીજી વચ્ચે જ બોલ્યાઃ "પણુ તે તેમને અને જગતને માટે કલ્યાણુકારક જ છે!"

"એ આપ કહો છો, તેથી ખરું માનવું પડે છે; પણુ જગતના હિત માટે પેલો 'મીરબલ' કે કોણુ? તેના હાથમાં મારી પત્ની આપવી, એ યોગ્ય છે ખરું?"

"મેં જે કર્યું, તે જગતના હિત માટે છે, એટલું જ નહિ, પણ તેમાં તારી સ્ત્રીનું પણ હિત સમાયલું છે."

"તેના પાતિવ્રત્યભંગથી જગતનું અને તેનું કલ્યાણ કેવી રીતે થશે?"

"પાતિવ્રત્યના ભંગથી તેના શરીરનો નાશ થશે; પણ તેથી તેના આત્માનો નાશ થવાનો નથી. વળી આ સંકટમાંથી જો તે બચશે તો–"

"અરે હવે શાની બચે?" નિરાશાથી ભય્યાસાહેબ બોલી ઉઠયા: "આપ તો આ બાબતમાં હાથ નાંખવાની ચોખ્ખી ના પાડી રહ્યા છો, અને મને તો તે માર્ગ જડતો નથી!"

"પણ એમ ધાર કે તે આમાંથી કદાચ બચી ગઈ; તો પછી તેને જે આત્મવિશ્વાસ પ્રાપ્ત થશે, તે તેને આ સંકટ ન આવ્યું હોત તો મળી શકત ખરો કે? અને આ મુદ્દા તરફ દુર્લક્ષ કરીએ, તો જગતના હિતની દૃષ્ટિથી તો એ બધાં ઉપર આવો પ્રસંગ આવે એ જરૂરી જ હતું. હે વત્સ! જગતની ઝીણામાં ઝીણી બાબતનો બીજી મહત્ત્વની બાબતો સાથે સમ્બંધ હોય છે. આ શોચનીય પરન્તુ આવશ્યક બનાવની તેનાં કુટુંબ–ગામ–પ્રાન્ત–દેશ–જગતની ઉપર કેટલી મોટી અસર થવાની છે, તેનો ખ્યાલ તને નથી; પણ મને પૂરેપૂરો છે." સ્વામીજી બોલ્યા.

"બીજો જવાબ મળી શકે એ શકય ન હોય, તો આવા જ જવાબથી સમાધાન માનવું પડશે." નિરાશાપૂર્ણ ઉદાસીનતાથી ભય્યાસાહેબે કહ્યું.

"તને આ ખરું નહિ લાગે, એ તો હું જાણું છું." સ્વામીજી પ્રેમપૂર્ણ સ્વરે બોલ્યા: "પણ હું કહું છું તે વાતનો તું પૂરો વિચાર કરજે. આ જન્મમાં અથવા પૂર્વજન્મમાં કરેલાં પાપને માટે તેને શાસન થાય, એ જગતની દૃષ્ટિથી શું આવશ્યક નથી?"

"હા, આવશ્યક છે."

"તો પછી તેનાં પાપકર્મનું આ શાસન છે, એમ તું શા માટે નથી માનતો?" સ્વામીજી બોલ્યા: "આ સંકટથી સંસારમાં અનેક આનુષંગિક લાભ થશે."

"હશે, હશે!" ભય્યાસાહેબનું હૃદય દુઃખથી ભરાઈ આવ્યું અને તે બોલ્યા: "આવી વાતો સાંભળવાની મારી મુદ્દલ ઇચ્છા નથી. તેણે પાપ આચર્યું હશે, અથવા કુવિચારો કર્યા હશે, તો તે બધાનું કારણ હું પોતે જ છું, તેનો સ્વભાવ બીલકુલ એવો હતો જ નહિ."

"મારું કહેવું કદાચ તને નહિ ગમે." સ્વામીજી બોલ્યા: "પણ ખરી વાત તને કહેવી જ જોઇએ. તેં તેનો ત્યાગ કરવાનું જે પાતક કર્યું, તેના શાસનને માટે જ તારે આ પ્રસંગ અત્યારે સાંભળવો પડે છે. તને શાસન મળે, અને તું સન્માર્ગના રસ્તે ચઢી જાય, એ પણ આ સંકટનો એક આનુષંગિક હેતુ છે."

છેવટના શબ્દો ભય્યાસાહેબને ઘણા લાગી ગયા. પણ તે યથાર્થ અને ન્યાયી છે, એવું તેમને તેમનું મન કહી રહ્યું હતું, તેથી તે જવાબ શો આપી શકે? પોતાની પત્નીના અધઃપાતના કારણરૂપ પોતે થયા, એ વિચારો તેમને શલ્યની જેમ પીડવા લાગ્યા. તેમની વિવેકબુદ્ધિ હવે મલિન થવા લાગી, ધીરજ ખૂટતાં, મન ઉપરનો સંયમ નષ્ટ થયો, જેથી ત્યાં જ તે એક બાળકની માફક રુદન કરવા લાગ્યા.

આ દૃશ્ય પ્રિયબ્રહ્મસ્વામીને ઠીક ન લાગ્યું. તે સ્વતઃ બોલવા લાગ્યા: "હે પરમાત્મન્! મેં એ બધાંને તેમના અને જગતના કલ્યાણ તરફ દૃષ્ટિ રાખીને જ તે સંકટમય પ્રદેશમાં મોકલ્યાં. મારો તો તેમાં સદ્હેતુ જ હતો. તે સિવાય તેમનું કલ્યાણ કરી શકવાનો બીજો માર્ગ મને સૂઝતો નહોતો. જે જે બન્યું, તે ન બન્યું હોત, તો બધાં વધારે દુઃખી થાત, એ અંતર્જ્ઞાનથી હું જાણતો હતો. પણ આવા સદાચારી પ્રવાસીઓને દુઃખસાગરમાં ફેંકી દેવા સિવાય બીજો ઉપાય મને ન સૂઝે એવી ઘટના તેં કેમ રચી? આવા પ્રસંગ જે જગતમાં આવશ્યક ન હોય; એવું જગત તેં કેમ ન સરજ્યું? હે ભગવન્! જગતનું આ કોકડું કોઈથી ય ઉકેલાયું છે ખરું? મને અનેક યોગસિદ્ધિઓ મળેલી હોવા છતાં પણ આ જ્ઞાન નથી મળ્યું. જગતમાં જે જે વસ્તુઓ છે, અથવા જે જે બને છે, તે તે આવશ્યક છે: એટલું જ નહિ, પણ તે સર્વોત્તમ–નિર્દોષ છે, એવું જેને લાગે, અને જેનું મન શાંત અને નિઃશંક થાય તે જ ખરો સિદ્ધ અને સ્થિતિપ્રજ્ઞ. મને અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થયેલી હોવા છતાં હું સિદ્ધ નથી, એ વાત મારે યાદ રાખવાની છે.

"પણ 'સિદ્ધ' અથવા સર્વજ્ઞ નથી બન્યો, તેથી શોક કરવાથી કશોય અર્થ નહિ સરે. જગતનું ગૂઢ તત્ત્વ અસ્પષ્ટ ભલે હશે, પણ મારું કર્તવ્ય તો અસ્પષ્ટ નથી જ. કર્તવ્ય કરતાં રહેવું અને તેના તત્ત્વ શોધવાની ઇચ્છા કરવી. કેવળ તર્ક અથવા વિદ્વત્તાથી આ કોકડું ઉકેલાશે નહિ. એ ઉચ્ચત્તમ બ્રહ્મજ્ઞાન અથવા આત્મજ્ઞાન શ્રુતિમાં કહ્યા પ્રમાણે પ્રવચન, બુદ્ધિ, અધ્યયન અથવા વિદ્વત્તા ઉપર જરાય આધાર રાખતું નથી. તે તો જે કર્તવ્યનિષ્ઠ હોય તેને એની મેળે જ મળી જાય છે. કર્તવ્યમાં મગ્ન થઈ રહે તેનું જ મન શાન્ત થાય છે, અને કોઈને પણ ન મળી શકે એવું જ્ઞાન તેને અન્તઃસ્ફૂર્તિથી મળી જાય છે. જ્ઞાનનો આધાર કેવળ બુદ્ધિપર જ નથી; તે મનોવૃત્તિઓ ઉપર પણ આધાર રાખે છે. નીતિયુક્ત આચરણ વિના મન શાન્ત થઇ શકે નહિ, અને મન શાન્ત અને પ્રસન્ન થયા વિના તત્ત્વપ્રાપ્તિ થઈ શકે નહિ!"

પ્રિયબ્રહ્મસ્વામી આ રીતે વિચાર કરતા હતા, તે વખતે ભય્યાસાહેબની વિચારમેઘમાલા વિખરાઈ જઈ મનોનભ સ્વચ્છ થવા માંડ્યું

હતું. અરે, આ વખતે તો તે શાન્ત થઈ ગયું હતું. એટલામાં સામેથી કોઈ આવતું હોય એવું સ્વામીજીને લાગ્યું, અને તે કોણ આવે છે તે જાણવા માટે તેમણે આંખ મીંચી વિચાર કરી લીધો. તરત જ ભય્યાસાહેબને પોતાના ઓરડામાં જવાને તેમણે કહ્યું અને ભય્યાસાહેબને પણ વધારે ચર્ચા કરવાની ઇચ્છા ન હોવાથી તે પોતાના ઓરડામાં ચાલ્યા ગયા. ત્યાં જઈ રાગિણી વિષે શાન્ત ચિત્તે તેઓ વિચાર કરવા લાગ્યા.

સામેથી આવનારા ગૃહસ્થ કોણ હતા તે હવે આપણે તપાસીએ. તેમને હવે આપણે ગૃહસ્થ ન કહેતાં 'સ્વામી' કહીએ તો ચાલશે, કારણ તે તો આપણા પરિચિત બોધસ્વરૂપ સ્વામી જ છે. તેઓ આનન્દમઠની પાસે આવ્યા, ત્યારે પ્રિયબ્રહ્મસ્વામીનાં દર્શન થતાં જ તેમની આગળ તેમણે સાષ્ટાંગ દંડવત કર્યા, અને "કૃતાપરાધની ક્ષમા કરો, અને આ પાપીનો ઉદ્ધાર કરો," એવી રીતે તે તેમને વિનવવા લાગ્યા.

"બોધસ્વરૂપ સ્વામી! ઉઠો, તમને મેં ઓળખ્યા. તમને તમારા પૂર્વકર્મનો પશ્ચાત્તાપ થયો છે, તે પણ હું જાણું છું. તમે ભય્યાસાહેબ નામના એક યુવાનને ફોસલાવી નસાડ્યો અને પછી તેને તેના મરણની વાત બધે ફેલાવવાને કહ્યું, તે સર્વની મને ખબર છે."

"મહારાજ!" બોધસ્વરૂપ સ્વામી રડતાં રડતાં આજીજીપૂર્વક બોલ્યા: "આપ કહો છો, તે બધુંયે ખરું છે. વધારે શું કહું? અરે એનાથી પણ વધારે ભયાનક કાર્યો મેં કરેલાં છે. પણ તે સર્વનો ઉચ્ચાર કરવાથી શો લાભ થવાનો છે? મહારાજ! આપ મને માફ કરો. મારા જેવો પાપી આ જગતમાં બીજો કોઈ નહિ હોય. આપ મને સન્માર્ગે વાળો અને આપની સેવા કરવાની રજા આપો, એટલી જ મારી ઇચ્છા છે. આજ લગી મેં ઢોંગ મચાવી ગુરુ તરીકે ખ્યાતિ મેળવી. પણ હવે હું ખરો શિષ્ય થવાની ઇચ્છા કરી રહ્યો છું. ઢોંગી ગુરૂ હતો તે વખતે જ્ઞાનવૃદ્ધ પુરૂષોને ઉપદેશ કરતાં જે આનન્દ હું અનુભવતો, તેથી પણ વધારે આનન્દ આપની સેવા કરતી વખતે હું અનુભવીશ, એમ મને મારું હૃદય ખાત્રી આપે છે."

બોધસ્વરૂપ સ્વામીના ચ્હેરા ઉપરથી તેમનો પશ્ચાત્તાપ ઉપરચોટીયો અથવા તાત્કાલિક નથી, પણ અન્તઃકરણપૂર્વકનો અને શાશ્વત છે, એમ સ્પષ્ટ દેખાતું હતું. તેમણે પ્રિયબ્રહ્મસ્વામી આગળ પોતાનાં બધાં જ પાપ કબૂલ કર્યાં, અને તેમને ચરણે શરણ થયા.

બુદ્ધિમાન પરન્તુ અવળે માર્ગે ગએલા બોધસ્વરૂપ સ્વામીને છેવટે પશ્ચાત્તાપ થવાનો છે; એ વાત પ્રિયબ્રહ્મસ્વામી અન્તર્જ્ઞાનથી જાણતા હતા; છતાં તેમના તે પશ્ચાત્તાપોદ્‌ગાર સાંભળી તેમને એક પ્રકારનો અવર્ણનીય આનંદ થયો. તે પશ્ચાત્તાપદગ્ધ પુરુષને વધારે શબ્દો કહી વધારે દુઃખી કરવો એ યોગ્ય નથી, એમ ધારી તેમણે કહ્યું: "બોધ-

સ્વરૂપજી! દરેક માણુસ પાપી છે. કોઇને ઉપદેશ કરવાનો અથવા કોઇની નિન્દા કરવાનો અધિકાર નથી. પણ તમે મારી પાસે આવ્યા છો, એટલે તમને એટલું જ કહું છું, કે મનમાં કશોય વિચાર આણ્યા વિના આ આશ્રમમાં સ્વસ્થ થઈ રહો, અને ભૂતકાળમાં બનેલાં પાપ-કર્મોને ભૂલી જાવ. મેં તો તમને ક્ષમા કરી જ છે; પણ તમારો પશ્ચા-ત્તાપ કેવળ હૃદયમાં જ ન રહેતાં પ્રત્યક્ષ કૃતિમાં ઉતરશે, તો પરમેશ્વર, આખું જગત અને તમારા દુશ્મનો પણ તમને માફ કરશે, એટલી ખાતરી મનમાં રાખી લેજો."

બોધસ્વરૂપ સ્વામીને રસ્તામાં આવતાં એવી બ્હીક હતી, કે પ્રિયબ્રહ્મ-સ્વામી પોતાને તેમના આશ્રમમાં ઉભા પણ નહિ રહેવા દે.' 'મારા જેવા અત્યન્ત પાપીને કોણ ઉભું રહેવા દે? એવો તેમને વિચાર આવ્યો હતો. તેમનો એવો ખ્યાલ હતો, પણ જ્યારે પ્રિયબ્રહ્મસ્વામીના સૌમ્ય, મધુર અને આશ્વાસનદાયક શબ્દો તેમણે સાંભળ્યા, અને તેમની શાન્ત, દયાશીલ અને ગમ્ભીર વૃત્તિ જોઈ ત્યારે સાનન્દાશ્ચર્ય ચકિત થતાં પોતાની જાતને તે ધન્ય માનવા લાગ્યા.

"આપે મને માફી બક્ષી છે ખરી," તે પોતાના ગુરુ-સ્થાનીય-સ્વામીને કહેવા લાગ્યા. "પણ મારા શત્રુઓ મને કદિ પણ માફ નહિ કરે. મેં એવાં નીચ કર્મો કરી તેમને ઠગ્યા છે કે,—"

"તમને જો ખરેખરો પશ્ચાત્તાપ થયો હશે, તો તમારા શત્રુઓ પણ તમને માફ કરશે." આમ કહી સ્વામીજીએ 'પલ્લવ' નામના એક શિષ્યને હાંક મારી, નવા આવેલા અતિથિને મોકલવા તેને કહ્યું.

તે અતિથિ આવ્યા પછી બોધસ્વરૂપ સ્વામી શરમાયા અને ગભ-રાઈ ગયા; પણ તેમનું મન પશ્ચાત્તાપપૂર્ણ હોવાથી તે ધીમે ધીમે સ્થિર થતાં બોલ્યા: "સ્વામીજી! આજ યુવાનને મેં પત્નીત્યાગ કરવાનો ઉપદેશ કરેલો હતો; છેવટે અયોગ્ય, નિન્દ્ય કર્મ કરવાની પણ તેની ઉપર ફરજ પાડેલી હતી. હમણાં તેને અત્રે જોઇને મને ઘણી જ શરમ ઉત્પન્ન થાય છે. તેના છેવટના શબ્દો હજીએ મારા કાનમાં ભણકારા મારી રહ્યા છે. એની સામે જોવાને મારી હિમ્મત ચાલતી નથી." આમ કહી પોતાના હાથ મ્હો ઉપર મૂકી તેમણે પોતાની આંખો બંધ કરી દીધી; છતાં તેમની આંખમાંથી નીકળતી અશ્રુધારા છૂપાઈ શકી નહિ.

ભય્યાસાહેબ તો બોધસ્વરૂપ સ્વામીને ત્યાં જોતાં જ ચમકી ગયા. આશ્રમમાં તે ક્યાંથી આવ્યા, તેનો તે વિચાર કરવા લાગ્યા. તેમનાં નીચ કર્મનું સ્મરણ થવાથી તે સંતપ્ત થઇ લાલચોળ થઇ ગયા!

આ જોઇ પ્રિયબ્રહ્મસ્વામી તેમની તરફ દૃષ્ટિ કરતાં બોલ્યા: "તને ખરી બ્રહ્મજિજ્ઞાસા છે કે નહિ, તેની મારે હવે પરીક્ષા કરવી છે. જેને

બ્રહ્મજ્ઞાન જોઇતું હોય, તેણે પોતાની વૃત્તિ સદૈવ શાન્ત, અને દયાશીલ રાખવી જોઇએ. તે કોઇનો પણ–દુશ્મનનો પણ–દ્વેષ ન કરે, શત્રુનાં પાપાચરણનું નિયમન થવા પૂરતો જ અણગમો તે બતાવી શકે. પાપીને તેના પાપનો પશ્ચાત્તાપ થયા પછી તો બ્રહ્મજિજ્ઞાસુએ તેને ક્ષમા આપવી જ જોઇએ, એટલુંજ નહિ પણ તેને ચાહવાનો પણ તેણે પ્રયત્ન કરવો જોઇએ."

"સ્વામિન્!" ભય્યાસાહેબ શાન્ત થઇ બોલ્યાઃ "કોઇનો નિષ્કારણ દ્વેષ કરું એવો હું નથી. પણ આના જેવા ઢોંગી, લુચ્ચા, નીચ, હરામખોર–"

પોતાના પહેલાંના ગુરુજી તરફ જોઇ જાણે તેમને માટે યોગ્ય વિશેષણો શોધી શોધીને જ પોતે મૂકતા હોય તેમ ભય્યાસાહેબ બોલી રહ્યા હતા.

તેમનો આ ગોળીબાર પૂરો થાય તે પહેલાં જ પ્રિયબ્રહ્મસ્વામીએ કહ્યુંઃ "હવે આ સ્વામીને પશ્ચાત્તાપ ખરેખરો જ થયો છે. તને જોઇને જ તે હતપ્રજ્ઞ થઇ ગયા છે. મુએલાને મારવામાં પૌરુષ અથવા ડહાપણ ક્યાં છે? જે વખતે અયોગ્ય કામ કરવા તને તે પ્રેરતા હતા, તે વખતે તેં તેમને જે શબ્દો કહ્યા હતા, તે યોગ્ય જ હતા. સ્વામીને હવે જે પશ્ચાત્તાપ થયો છે, એ તારા કહેલા શબ્દોનું જ પરિણામ છે; પણ હવે નકામી ગાળો દેવાનું શું કારણ છે? તેમણે મહત્પાપ કર્યું છે, એ ખરું; પણ આ જગતમાં એવો કોણ હશે, કે જેણે પાપ ન જ કર્યું હોય? શું તું પોતે નિષ્પાપ છે ખરો?"

આ છેવટનો પ્રશ્ન ભય્યાસાહેબને લાગ્યો. તે શરમાયા અને એક ક્ષણ પછી બોલ્યાઃ "સ્વામીજી! એમને જો ખરેખર પશ્ચાત્તાપ થયો હોય, તો મારે તેમના ઉપર જરા પણ ગુસ્સો કે દ્વેષ નથી. વધારે તો શું પણ આપના કહેવા પ્રમાણે હું તેમને ચાહવાને પણ તૈયાર છું."

ભય્યાસાહેબનું આ ઔદાર્યપૂર્ણ વાક્ય સાંભળી બોધસ્વરૂપનું ગળું ભરાઈ આવ્યું, અને આંખો અશ્રુપૂર્ણ થઈ. જેથી ભય્યાસાહેબ તેમની પાસે ગયા અને બોલ્યાઃ "સ્વામીજી! મેં આપને અત્યારે જે અપશબ્દો કહ્યા, તેની મને ક્ષમા કરો. હવે મારો રોષ ગયો છે. આ સ્વામીજીની પાસે આવ્યા પછી મારું મન અત્યન્ત સન્તોષ પામેલું છે. અને તેથી તો તેમના ઉપદેશને સાંભળવા જેટલી લાયકાત તેમને પ્રતાપે મારામાં આવેલી છે. સ્વામીજી! આજથી તમે અને હું એક જ સ્વામીજીના શિષ્ય થયા છીએ, એટલે હવે આપણે ગુરુબન્ધુ ગણાઇએ. ઉઠો, હવે મારો દ્વેષ ગયો, આજથી હું તમને ચાહીશ, તમે નહિ ચાહો, તો ય ચાહીશ. વધારે તો શું કહું?"

વાચકવૃન્દ! પ્રિયબ્રહ્મસ્વામી જેવા પુણ્યપ્રતાપ, તપોધન, સન્માર્ગદર્શક ગુરુ, અને ભય્યાસાહેબ જેવા સાત્વિક, સદાચાર પ્રિય, દ્વેષહીન અને બ્રહ્મજિજ્ઞાસુ શિષ્ય, એ બન્નેય શું ખરેખર ધન્યવાદને પાત્ર નથી?

———:૦:———

## ત્રયોવિંશ પરિચ્છેદ

——(:o:)——

### ફરીથી આનન્દમઠમાં

મીરબક્ષના હાથમાંથી ભાઉસાહેબ છૂટયા, અને મીરબલ મરણુને શરણુ થઈ ભોંયપર પડ્યો, તે જ ક્ષણે રાગિણી ઉતાવળે આવી ભાઉસાહેબને ભેટી પડી; અને મુક્તકંઠે તે બન્ને રડવા લાગ્યાં. આ દૃશ્યથી નાનાસાહેબનું હૃદય પણુ ભરાઈ આવ્યું; પણુ તેમણે પોતાના મનને કબજે રાખ્યું; અને તે બોલ્યાઃ "ભાઉસાહેબ! આ પ્રસંગ કયો છે, તે વિચારો. હવે અહીં એક ક્ષણુ પણુ ઉભું રહી શકાય એમ નથી. ચાલો, નાસો આશ્રમ ભણી. રાગિણી! છોડ, છોડ તું ભાઉસાહેબને."

આમ કહી નાનાસાહેબે તેઓને છૂટાં કર્યાં, ત્યાર બાદ તે સર્વે નાસવા મંડ્યાં. સ્ત્રીવર્ગ તેમ જ પ્રૌઢ પુરુષોને દશ વીશ પગલાં પણુ દોડવાની ટેવ નહિ હોય; પણુ આ વખતે તે બધાં હાંફતાં હાંફતાં બે ત્રણુ મૈલ સુધી દોડીને ગયાં. છેવટે આશ્રમમાં પ્રવેશ કર્યા બાદ બધાં આરામ લેવાને ત્યાં બેઠાં.

પ્રિયબ્રહ્મસ્વામીના શિષ્યો જેઓ ત્યાં હતા તેમાંથી "આજે બપોરે બધાં કયાં ગયાં હતાં?" એવું એક શિષ્યે પૂછ્યું, એટલે આનન્દરાવે "તમે આજે બપોરે કયાં ગયા હતા?" એવો સવાલ ગુસ્સાથી પૂછ્યો.

"અમે તો અહીં જ હતા." એક શિષ્યે જવાબ આપ્યો.

"અહીંઆં જ હતા, તો અમારી તપાસ કરવાને પણુ તમને વખત નહિ મળ્યો હોય, ખરું ને?" આનન્દરાવે વ્યંગમાં પૂછ્યુંઃ "અમે કયાં છીએ, જીવતાં છીએ કે મુઆં છીએ, તેની તપાસ કરવાનો વિચાર પણુ તમને નહિ આવ્યો હોય? તમારા જેવા મિત્રો સંકટસમયે ખરેખરા કામમાં આવ્યા? વાહ! સ્નેહીઓ તો આવા જ હોવા જોઇએ!"

"આનન્દરાવ!" તેમાંનો જે પ્રૌઢ અને મુખ્ય હતો તે બોલ્યોઃ "તમે અમારી ઉપર ક્રોધે ભરાવ તે સ્વાભાવિક જ છે. પણુ એમાં અમારો બિલકુલ દોષ નથી. તમે બધાં કયાં અને કઈ સ્થિતિમાં છો, તે બધું જ અમે જાણુતા હતા. તમારી ઉપર કેવું સંકટ આવવાનું છે, તમારામાંના એક જણુ–ચીનુભાઈ–કટોહમાં બળવાના છે, તમારી સ્ત્રીઓ ઉપર કેવો પ્રસંગ આવવાનો છે, વગેરે વાતો અહીં આવતી વખતે પ્રિયબ્રહ્મસ્વામીએ મને કહેલી હતી. અને એ પ્રસંગ તરફ દુર્લક્ષ કરવાની અમને તેમણે આજ્ઞા આપી હતી. 'આવું શા માટે?' એવો સવાલ મેં તેમને પૂછેલો. અને તેમણે 'આ બધું બનવું જ જોઈએ, તેમાં જ સૌનું હિત છે', એવું મને કહેલું. આવાં સંકટો આવવાથી તમારું કયું હિત સચવાશે, તે વાત મારાથી સમજાઈ તો નહિ; પણુ સ્વામીજી ઉપર મારી અસન્ત શ્રદ્ધા હોવાથી તેમની તે આજ્ઞા મેં શિરસાવન્દ્ય કરી. આજે અમારામાંના કેટલાક તમને શોધવા આવતા હતા, પણુ મેં જ ગુરુની

આજ્ઞા તેમને સંભળાવી રોકાઈ જવાને કહ્યું. હશે! તમે બધાં હવે થાકી ગયેલાં જણાવ છો, જેથી આરામ કરો, સ્વસ્થ થઇ સૂઇ જાવ. અમે અહીંઆં પહેરો ભરીએ છીએ. તમારે બીવાનું કશુંય કારણ નથી. નિશ્ચિન્ત થઈ સૂઈ જશો તો હવે જરાય વાંધો નથી."

પ્રિયબ્રહ્મસ્વામીએ આવા મહત્સંકટમાં બધાંને જાણી જોઇને કેમ નાંખ્યાં હશે, તેનો તે યાત્રાળુમંડળ વિચાર કરવા લાગ્યું. પણ તે વખત વિચાર કરવાનો ન હતો. ખાસ કરીને બાસાહેબને તો તેવો વિચાર કરવાને પુરસદ ન હતી. પૂર્વનિર્દિષ્ટ શિષ્ય તરફ જોઈ તે બોલ્યાં: "થયું તે થયું. હવે તેનું શું? પણ હવે અમારે આ આશ્રમમાં એક પળ પણ નથી રહેવું. આટલા દિવસ રહી જે સુખ અમે અત્રે ભોગવ્યું, તે બહુ થયું. હવે તો અમે હમણાં ને હમણાં જ ઘર તરફ વળીશું!"

આ વાતને ઉત્તરાએ પણ સમ્મતિ આપી. અને પુરુષવર્ગ પણ ત્યાં રહેવાને હવે જરાય રાજી ન હતો. 'હવે અહીં જરા પણ ભો નથી,' એવું કહી 'એકાદ દિવસ વધારે રહી આરામ લેવાનો' તેમને શિષ્યો આગ્રહ કરતા હતા. આ આગ્રહ માટે તેમનો આભાર માની તેઓ એકદમ ત્યાંથી નીકળ્યાં. રસ્તો બતાવનારા શિષ્યો પણ સાથે જ નીકળ્યા. સર્વ મંડળ ત્રીજે દિવસે પ્રિયબ્રહ્મસ્વામીના પાસેના આશ્રમમાં સહી સલામત પહોંચ્યું, ત્યારે જ સર્વને શાન્તિ વળી.

———:o:———

## ચતુર્વિંશ પરિચ્છેદ

———:o:———

### પ્રત્યક્ષ પતિનું ઓળખાણુ નથી પડતું!

ગત પરિચ્છેદમાં જણાવ્યા પ્રમાણે કારિસેન રાજ્યમાંના સ્વામીશ્રીના આશ્રમમાંથી વિજયગામવાસી પ્રવાસીઓ જે નીકળ્યાં તે ત્રીજે દિવસે પ્રિયબ્રહ્મસ્વામીના આનન્દમઠમાં આવ્યાં. રસ્તો બતાવવાને સ્વામીજીના શિષ્યો સાથે હોવાથી તેમને માર્ગમાં કાંઈ તકલીફ પડી નહિ.

મોટા સંકટમાંથી હમણાં જ મુક્ત થએલાં હોવાથી બધાંને માર્ગમાંનું દર્શનીય સૃષ્ટિસૌન્દર્ય ઘણું જ રમણીય અને આકર્ષક ભાસ્યું. ચાલતા ચાલતાં તેમની વચ્ચે વિવિધ વિષયો ઉપર વિવાદો થયા, એ વાત અમારા વાચકોને કહેવાની જરૂર નથી. મૃત્યુના મુખમાં હતા, તે વખતે પણ જેઓ હાસ્યવિનોદ અને વિવાદ છોડી શકયા ન હતા, તેઓને આવા આનન્દપૂર્ણ પ્રવાસમાં તેના વિના ચેન પડે, એ અશક્ય છે!

એ વિવાદોનું વર્ણન કરવાની કાંઈ જરુર નથી, અને વાચકોની મનઃસ્થિતિ તરફ જોતાં તે વર્ણન આપવું ઇષ્ટ પણ નથી. વાર્તાનો અન્ત કયા પ્રકારનો થશે, એ વાત વાચકો પોતાની બુદ્ધ્યનુસાર કલ્પી જ શક્યા

હશે, છતાં પોતાની કલ્પના ખરી છે કે કેમ તે જોવાને તેઓ અવશ્ય ઉત્સુક થાય, એ સ્વાભાવિક છે. આવે વખતે વાર્તાપ્રવાહમાં તાત્ત્વિક ચર્ચા અથવા વિવાદ ઘુસાડવા એ અરસિકતા છે, એટલું જ નહિ, પણુ વાંચકોની મનોવૃત્તિ તરફ બેદરકારી બતાવવા જેવું છે. તેથી વાદવિવાદનું વર્ણુન ન કરતાં આનન્દમઠમાં પહોંચ્યા પછી શું થયું, તે જ ટુંકાણુમાં તપાસીએ.

જે વખતે બધાં આશ્રમમાં ગયાં, તે વખતે સ્વામીજી શિષ્યોની આગળ એક ઉપનિષદ્વાક્ય ઉપર પ્રવચન કરી રહ્યા હતા. ભય્યાસાહેબ પોતાના પહેલાંના ગુરુ–બોધસ્વરૂપસ્વામી સાથે સ્નાન કરવા ગયા હતા. બધાંને જોતાં જ સ્વામીજીએ આનન્દ સ્મિત કર્યું અને પ્રેમપૂર્વક "કેમ! ઠીક છો ને?" એમ પૂછ્યું. શિષ્યોને પોથી વગેરે મૂકી દેવાનું કહી તેમણે બધાંનો યથાયોગ્ય સત્કાર કર્યો, અને બધાંનાં શારીરિક સ્વાસ્થ્ય વિષે પૂછપરછ કરી.

બધાંએ 'ઠીક છે', 'ઠીક છે' એવા જવાબ આપી મનમાંની વાત પ્રકટ કરી નહિ. પણુ શાસ્ત્રીજી તરફ જોઈ જ્યારે સ્વામીજીએ કુશળ-સમાચાર પૂછ્યા, ત્યારે તે સ્મિત કરી વિનોદથી બોલ્યા: "વાહ, સ્વામી-મહારાજ! અમને ત્યાં યમપુરીમાં મોકલી પાછા અમારા કુશળસમા-ચાર શાન્ત ચિત્તે તમે પૂછી રહ્યા છો?"

"એટલે?" જાણે શાસ્ત્રીજીના કહેવાનો અર્થ પોતે ન સમજ્યા હોય, તેમ સ્વામીજીએ કહ્યું.

જેથી શાસ્ત્રીજીએ બધાંની ઉપર આવી પડેલાં સંકટનું વર્ણુન મીઠું-મરચું ભભરાવીને પોતાની રસિક ભાષામાં કહ્યું. ચાળીસ કલાક પહેલાં તે પ્રસંગ અનુભવતાં તેમને જેટલો શોક થતો હતો, તેથી વધારે આનન્દ તેમને આ વખતે તે પ્રસંગનું વર્ણુન કરતાં થતો હતો, એવું તેમના ચહેરા ઉપરથી સ્પષ્ટ દેખાતું હતું. કાવ્યરસપૂર્ણું વર્ણુન કરી "અમને આવા સંકટમય પ્રદેશમાં આપે કેમ મોકલ્યા?" એવો સવાલ પૂછી શાસ્ત્રીજીએ બાહ્યત: સ્વામીજીને જ દોષ દીધો.

"ત્યાં જવાનો તો તમારો જ આગ્રહ હતો, મેં તો માત્ર તમને માર્ગ જ બતાવ્યો." આમ કહી સ્વામીજી પોતાના ઉપરની જવાબદારી ટાળવા લાગ્યા. પણુ થોડી વારે ગમ્ભીર ચહેરો કરી તે બોલ્યા: "આ બધી વાતો બનવાની છે, એવી મને પૂરેપૂરી ખબર હતી, છતાં ય મેં તમને ત્યાં મોકલ્યા!"

સ્વામીજીનું આ વાક્ય સાંભળતાં જ બધાં સ્વામીજીની તરફ અને એક બીજાની તરફ ટગરટગર જોવા લાગ્યાં. આ જોઈ સ્વામીજી બોલ્યા: "તમને આ વાતનું આશ્ચર્ય થાય, એ કુદરતી છે; છતાં મેં જે આ બધું કર્યું, તે કરવામાં મારો શો હેતુ હતો, તે હું તમને અત્યારે નથી કહેતો. મેં તો આ બધું સદ્બુદ્ધિથી જ કર્યું છે, એટલું જ હું તમને અત્યારે

કહેવા માગું છું. મારો હેતુ તમને કહેવા બેસીશ, તો આખો દિવસ પણ નહિ પૂરો પડે. વળી તમે બધાં થાકીપાકીને આવેલાં છો; જેથી તમે થોડોક આરામ લો; પછીથી આપણે આ વિષે નિરાંતે વાત કરીશું."

"અમે જરા પણ થાકયા નથી." નાનાસાહેબ કહ્યું તેને આનન્દરાવે ટેકો આપ્યો. આ પ્રમાણે હેતુ પ્રકટ કરવા તેમણે સ્વામીજીને અપ્રત્યક્ષપણે પ્રાર્થના કરી.

"જે રમ્ય વનશ્રીમાં થઈ અમે આવ્યાં, તેમાં હમ્મેશ આવવાનું હોય, તો સો ગાઉ ચાલતાંય થાક નહિ લાગે!" શાસ્ત્રીજીએ ખુલાસો કરતાં સ્વામીજીના હેતુ જાણવાને પોતાની ઉત્સુકતા આ રીતે દર્શાવી.

ભાઉસાહેબ, ઉત્તરા અને રાગિણીએ પણ એવી ઇચ્છા દર્શાવી. પણ સ્વામીજીએ તેમને આરામ લેવાનો અને ફલાહાર કરવાનો પ્રેમપૂર્ણ આગ્રહ શાન્ત ચિત્તે કર્યો; તેથી બધાંની જિજ્ઞાસા તે વખતે તો અતૃપ્ત જ રહી.

ફલાહાર થયા પછી બાસાહેબ "મારું તો માથું દુખે છે, હું જરાક સૂઇ જાઉં છું,' એમ કહી સૂઇ ગયાં. ઉત્તરા, રાગિણી અને કિન્નરી પણ થાકી ગએલાં હોવાથી સૂવાને ઇચ્છતાં હશે, એમ ધારી પાસેના ઓરડામાં ગરમ ઊર્ણવસ્ત્રો પથરાવી સ્વામીજીએ તેમને માટે સૂવાની બધી વ્યવસ્થા શિષ્યો પાસે કરાવી આપી.

ટીલ્લુએ તો શિષ્યો પાસેથી સૂવાને માટે એક ખૂણો કયારનોય મેળવ્યો હતો, અને આ વખતે તો તે પોતાના ખૂણામાં ઘોરી રહ્યો હતો. બાકી રહેલા પુરુષોને પણ ઉંઘ તો આવતી હતી, પણ સ્વામીની વૃત્તિ ગૂઢાર્થપરિપૂર્ણ દેખાતી હોવાથી તેમની સાથે વાતચીત કરવાની તેમની ઇચ્છા હતી. શાસ્ત્રીજીએ વીતી ગયેલાં સંકટોની વાત ફરીથી ઉપાડી, તેમ જ "અમને જાણી જોઇને શા માટે સંકટમાં નાંખ્યા?" એવા પ્રશ્નો સ્વામીજીને અનેક રીતે તે પૂછવા લાગ્યા. પણ પ્રિયબ્રહ્મસ્વામીએ તેમને સીધો જવાબ આપ્યો નહિ અને બીજી જ વાત ઉપાડીને તે સવાલને ઉડાડી દેતા!

વાતચીતમાં સ્વામીજીએ મીરબલના સ્વભાવનાં ઘણાં વખાણ કર્યાં. "તે બહારથી ગમે તેટલો ક્રૂર હશે, છતાં તેનું હૃદય એક શૂરવીરને શોભાવે એવું હતું."

"પરસ્ત્રીઓને દુઃખ દેનારાને જો 'શૂરવીર'ની પદવી અપાતી હોય, તો પહેલાં 'શૂરવીર'નો અર્થ બદલવાની જરુર છે!" શાસ્ત્રીજી બોલ્યા.

આ ટીકા સાંભળી સ્વામીજી બોલ્યા: "મીરબલની જાતના લોકો પરસ્ત્રીગ્રહણને 'પાપ' નથી માનતા. આથી ઉલટું એવું કામ કરનારો સન્માન્ય કહેવાય છે. આ વાત તરફ ધ્યાન દઇએ, તો મીરબલ જાણી જોઇને પાપાચરણ કરતો હતો, એમ નહિ કહી શકાય. પણ ચીનુભાઇ જેવા લોક પાપ અને પુણ્યને સમજી શકે છે, તે છતાં નીચ બને છે, તેથી નીચ કહે-

વડાવવાને જ તેઓ લાયક છે. ચીનુભાઈ જેવા લુચ્ચા અને બ્હીકણુ કરતાં બીરબલ જેવા શૂરવીર અને ઉદાર માણસો હજાર દરજ્જે શ્રેષ્ઠ છે. બીરબલનામાં જે વીર્ય અને ઔદાર્ય હતું, તે ચીનુભાઈની અન્દર હતું ખરું ? કિન્નરીના પિતાને બચાવવાનો પોતાનો નિશ્ચય તેણે તે જંગલી સભાને કેવી રીતે કહ્યો, તે તમે તો જોયું જ છે. આખી સભાની સામે એકલા ઉભા રહેવામાં તેણે કિનતોબાની પણ શરમ રાખી નહિ, એ તમારી ધ્યાનમાં હશે જ. બીજાને માટે પોતાનો જીવ જોખમમાં નાંખવા તૈયાર થાય તેને તમે શું જંગલી કહેશો ?"

"તદ્દન ખરું છે, આપનું કહેવું !" ભાઉસાહેબ બોલ્યા: "આપણી દૃષ્ટિએ તેનું વર્તન ગમે તેટલું નીચ હોય, તો પણ તેની અન્દર એક પ્રકારની બહાદુરી હતી, એમાં તો સંદેહ નથી. તે જો આપણા લોકોમાં રહીને ઉછર્યો હોત, તો લોકમતની પરવા ન કરનારો, નિખાલસ, ઉદાર રાજકીય અથવા સામાજિક સુધારક થયો હોત !"

ભાઉસાહેબનું આ વાકય પૂરું થાય, ન થાય એટલામાં ન્હાવા ગયેલા ભય્યાસાહેબ અને બોધસ્વરૂપ સ્વામી નદી ઉપરથી પાછા આવતા જણાયા. તે બન્નેને જોતાં જ નાનાસાહેબ વગેરે બધાં તેમની તરફ તાકી તાકીને જોવા લાગ્યાં. તે બન્નેને કયાંક જોયેલા હોવા જોઇએ એવું તેમને લાગતું હતું; પણ કયાં જોયા હશે, અને તેઓ કોણ હશે, તેનો તેઓ નિશ્ચય કરી શકયા નહિ ! ભય્યાસાહેબ તથા બોધસ્વરૂપ સ્વામીએ આ બધાંને જોયાં કે તરત જ તેઓ કોણ છે, એ તેમના ધ્યાનમાં તો આવી ગયું. આવા અણુચિન્તવ્યા મેળાપથી તે જરાક ચમકયા.

"કેમ આનન્દરાવ ! તમે કયાંથી અહીંઆં ?" આવા શબ્દો ભય્યાસાહેબને હોઠે આવ્યા હતા; એટલામાં નાનાસાહેબ સ્વામી તરફ જોઇને બોલી ઉઠયા: "આ સ્વામીને અને આ સખસને (આ વખતે તેમની દૃષ્ટિ ભય્યાસાહેબ ઉપર ચોંટેલી હતી) અમે કોઇક ઠેકાણે જોયેલા છે. પણ તેમનું નામ, ગામ વગેરે કશું ય સાંભરતું નથી."

આ સાંભળી આનંદપૂર્ણ સ્મિત કરી સ્વામીજી બોલ્યા: "તમે બરોબર વિચાર કરો અને પછી જવાબ દો." જેથી આ બન્ને જણની તરફ બધાં એકી ટસે જોઈ રહ્યાં હતાં, એટલામાં ભાઉસાહેબ તરફ જોઈ ભય્યાસાહેબે પૂછ્યું: "કેમ ! મને આપ નથી ઓળખી શકતા ?"

"ના, જી; બાકી મેં તમને ઘણી વાર જોયેલા છે ખરા. અમારા ભય્યાસાહેબના જેવો તમારો ચહેરો છે !" ત્યાર બાદ એક ક્ષણ થોભી ફરીથી તે બોલ્યા: "ના ! પણ ભય્યાસાહેબને સગો ભાઈ તો હતો જ નહિ ! તમે તેમના કાકાના છોકરા હશો. અરે ! તેમને કાકા જ કયાં હતા ?"

"ભય્યાસાહેબના એ બહુ નજીકના સગા છે. નજીકના એટલે ઘણા જ નજીકના—તે જ છે, એમ જ કહોને !" પ્રિયવ્રતસ્વામીએ સ્મિત કરતાં કહ્યું.

"એટલે ?"

"એટલે, એમ કે ભય્યાસાહેબ નદીમાં ડૂબીને મરણ પામ્યા છે, એ તમારો બધાંનો ખ્યાલ ખોટો છે."

સ્વામીજીના આ શબ્દો સાંભળી નાનાસાહેબ, આનન્દરાવ, શાસ્ત્રીજી અને ભાઉસાહેબને શું લાગ્યું હશે, તેનું વર્ણન કરવું પડે, એવું નથી. પછી તરત જ ગંગાતટ ઉપરના મડદાની આંગળીમાં ભય્યાસાહેબની વીંટી કોણે, ક્યારે અને કયા હેતુથી મૂકી, એ વાત જ્યારે બોધસ્વરૂપ સ્વામીજીએ પોતાને મ્હોંઢે જ બધાં આગળ કહી સંભળાવી, ત્યારે શંકાને સ્થાન જ ક્યાં રહ્યું? ગંગાના ઘાટે જે યુવાન સંન્યાસીને સાપ કરડ્યો હતો, અને આનન્દરાવની દવાથી આરામ થયો હતો, તે સંન્યાસી પોતે ભય્યાસાહેબ જ હતા. રાગિણીને અને ઉત્તરાને ગંગોત્રી આગળ આમ્રવૃક્ષની ઉપર જે સંન્યાસી દેખાયો, અને જેને ભૂત સમજી બન્ને નાઠાં હતાં, તે સંન્યાસી પણ ભય્યાસાહેબ જ હતા; આ બધી વાતો સાંભળ્યા પછી તેમને આશ્ચર્ય વધારે થયું કે આનંદ વધારે થયો, તેનો પણ નિર્ણય કરવાની અત્રે જરૂર નથી. વળી બોધસ્વરૂપ સ્વામીએ 'મેં જ એમને સંન્યાસ લેવાનો ઉપદેશ કરેલો, અને મડદાની આંગળીમાં વીંટી મૂકવાનું પણ મેં જ તેમને સૂચવેલું,' આ બધું જ્યારે સ્વમુખે કબૂલ કર્યું, ત્યારે તે નીચ, ઢોંગી અને 'ધર્મધ્વજી'–પણ હવે પશ્ચાત્તાપદગ્ધ બનેલા સ્વામીની ઉપર તેમને વધારે ગુસ્સો આવ્યો, કે તેમની તેઓને દયા આવી, તે પણ વિવેચન કરવાની જરૂર નથી.

હવે એ જ ભય્યાસાહેબ હતા એવી બધાંની ખાત્રી થતાં ભાઉસાહેબે તેમને પૂછ્યું: "ગંગોત્રી ઉપર રાગિણીને જોયા પછી પણ તમે તેનો નિર્દયપણે–"

આ વાક્ય તેમણે પૂરું ન કર્યું, છતાં તેનો ભાવાર્થ ભય્યાસાહેબ સમજી ગયા. તેમને તે સાંભળી દુઃખ તો થયું જ, પણ દુઃખને રોકી તે બોલ્યા: "હું તે વખતે જ પાછો આવવાનો હતો. પણ પુનઃ વિચાર કર્યો કે હવે સંસાર છૂટેલો જ છે, તો બ્રહ્મજિજ્ઞાસાનો પૂરો કેડો પકડી તેમાં સાર છે કે કેમ તેની ખાતરી કરી જોવી. આ સ્વામીજીની (પ્રિયબ્રહ્મસ્વામીની) મેં ઘણી જ કીર્તિ સાંભળી હતી, તેથી તેમનાં દર્શન કરી મોક્ષમાર્ગ મળે છે, કે નહિ તે મારે જોવું હતું."

"ભય્યાસાહેબ!" આનન્દરાવ પ્રેમગર્ભ પણ નિર્ભર્ત્સનાપૂર્ણ સ્વરે બોલ્યા: "રાગિણીને કેટલું દુઃખ થતું હતું, તેનો તમે વિચાર કર્યો હતો ખરો? તેને તમે વૈધવ્યદુઃખ તો આપ્યું જ, પણ–"

"આનન્દરાવ! મેં મોટી ભૂલ કરી, એ વાત હું કબૂલ કરું છું." ભય્યાસાહેબ ક્ષમાયાચનાત્મક દીન સ્વરે બોલ્યા ખરા, પણ ફરીથી પોતાની બાજુ સાચવવાના ઉદ્દેશથી તેમણે પૂનઃ ચલાવ્યું: "હું દોષિત છું ખરો;

પણ મારા હેતુ ખોટા હતા ખરા ? મેં જે કર્યું, તે સદ્બુદ્ધિથી કર્યું જ છે. હું મૂર્ખ હોઇશ; પણ પાપી તો નથી જ !"

"અરે ભાઈ !" પોતાના મિત્રને પ્રેમાળ ઠપકો આપવાના ઉદ્દેશથી આનન્દરાવ બોલ્યા: "આવું ઘોર કાર્ય કર્યા પછી સદ્હેતુને શું કરવાના ?"

"આનન્દરાવ, ભાઉસાહેબ, તમારી તેમ જ આ બધાંની હું ક્ષમા માગું છું." ભય્યાસાહેબ બોલ્યા: "હું અપરાધી છું, પણ મારા અપરાધ માફ કરો. બ્રહ્મજિજ્ઞાસાની પ્રબળ પ્રેરણાથી પ્રેરાઈ મેં આ કામ કર્યું છે, એ તરફ જૂઓ, અને પછી મને દોષ દો."

આટલું બોલી ભય્યાસાહેબ ભાઉસાહેબના પગે પડયા અને પગ અશ્રુથી ભીંજવી નાંખ્યા. ભય્યાસાહેબના અવિચારને માટે ભાઉસાહેબના મનમાં જે કાંઇ ગુસ્સો હતો, તે આ આનન્દના પૂરમાં વહી ગયો ! તેમણે ભય્યાસાહેબને ઉઠાડી 'દરેક માણસને હાથે આવી ભૂલો થાય છે જ,' આવા ભાવાર્થવાળાં વાક્યો ઉચ્ચારી તેમને આશ્વાસન આપતાં શાન્ત પાડવાનો પ્રયત્ન કર્યો.

પ્રક્ષુબ્ધ મનોવૃત્તિઓ શાન્ત થયા પછી આનન્દરાવે ભય્યાસાહેબને પૂછ્યું: "ઠીક, થયું તે થયું. હવે તો ગૃહસંસાર બરાબર ચલાવવો છે કે, હજીએ તમારી બ્રહ્મજિજ્ઞાસા શિલ્લકમાં બાકી છે ?"

"આનન્દરાવ ! તમે જ મને આવું કહેશો ? બ્રહ્મજિજ્ઞાસા રાખવી, એ પાપ છે એમ તમે માનો છો ? કોઈ માણસ શાશ્વત સુખને માટે સંસારત્યાગ કરે તો તે પાપી ઠરે છે ? સ્ત્રીજનસહવાસ કરતાં જ્ઞાનિજનોની સંગતિ કરનાર તે પાપી ગણાય છે ?"

"એટલે ? હજી પણ તમે આ માર્ગ છોડવા તૈયાર નથી ?"

"હા, કાંઇક અંશે એવું ખરું છે. આનન્દરાવ ! એ માર્ગનો અન્ત જોયા વિના હું પાછો ફરનાર નથી."

ભય્યાસાહેબના વિચાર હતા તેવા જ છે, ને તે સંસારી થવા હજીએ તૈયાર નથી, એ વિચાર ભાઉસાહેબને ઘણો જ કષ્ટદ અને અસહ્ય થઇ પડ્યો. તેથી તેમનું માથું ભમવા લાગ્યું, અને તેમને ચક્કર આવે છે કે શું, એમ બધાને લાગ્યું.

"ભય્યાસાહેબ ! ભય્યાસાહેબ !" ભાઉસાહેબ કરુણ સ્વરે દીન થઈ બોલ્યા: "આ માર્ગનો અન્ત જોતાં પહેલાં તમે મારો અને રાગિણીનો અન્ત અવશ્ય જોશો ! ભય્યાસાહેબ ! હું તો ઘરડો અને નકામો થઈ ગયો છું, મારું જીવવું અને મરવું બન્નેય સરખું છે. પણ રાગિણીનો તો તમે વિચાર કરો. એક બાજુ આત્માની શોધમાં ફરો છો, અને બીજી બાજુ તેના આત્માનો તમે નાશ કરવા બેઠા છો ? શું આટલા જ માટે મેં તમને મારી રાગિણી પરણાવી હતી ?"

"ભાઉસાહેબ! મારાથી હવે કશું જ બોલી શકાતું નથી. શું બોલવું, તે જ મને સૂઝતું નથી. મારે કેવી રીતે વર્ત્તવું, તેનો તમે જ મને હવે ઉપદેશ કરો. એક વખત આત્મજ્ઞાન મેળવવું, એના જેવું બીજું શ્રેષ્ઠ કર્તવ્ય મને દેખાતું નથી. વળી બીજી ક્ષણે એમ પણ લાગે છે, કે સંસાર અને પત્નીની જોખમદારી માથે લેવી, એ જ મારું આદ્ય કર્તવ્ય છે. કયું કર્તવ્ય, માન્ય, મહત્તર, અને શ્રેયસ્કર છે, તે આપ જ મને કહો."

ભાઉસાહેબ કશું બોલ્યા નહિ–શું બોલવું તે ન સૂઝવાથી તે ચૂપ રહ્યા અને ભ્રાન્ત પુરુષની માફક આમતેમ જોવા લાગ્યા.

જ્યારે આ ઓરડામાં આ પ્રમાણે વાતચીત ચાલી રહી, હતી, ત્યારે પાસેના ઓરડામાં શું ચાલી રહ્યું હતું, તે જરાક જોવા જેવું છે. રાગિણી એકદમ જાગી ઉઠી અને ઉત્તરાને ઢંઢોળીને ઉઠાડતાં કહેતી હતી કે; "બ્હેન, ઉઠ, ઉઠ, મને તો બ્હીક લાગે છે."

"બ્હીક શાની લાગે છે?" ઉંઘમાં જ ઉત્તરાએ જવાબ આપ્યો.

"મને હમણાં એક વિચિત્ર સ્વપ્નું આવ્યું; ત્યારથી 'એમના' જેવો અવાજ સંભળાયાં કરે છે. બરોબર તેમના જેવો જ તે અવાજ છે!"

આ સાંભળી નિદ્રાગ્રસ્ત થએલી ઉત્તરા ચિઢાઇને બોલી: "એ તો સ્વપ્નું હશે! સ્વપ્નાથી તે શાની બ્હીએ છે.?"

"બ્હેન! એ સ્વપ્નું નથી, જો અવાજ તેનો તે જ આવે છે, અને સ્વર પણ તેનો તે જ છે. જાણે તેમની મૂર્તિ જ મારી આગળ ન ઉભી હોય!"

"ગમે તેવું ન બોલીએ. નાની છોકરીની જેમ સ્વપ્નાંથી શાની ડરે છે? શું તું નાની ધાવણી છે કે?"

રાગિણીને પણ આ બધું સ્વપ્નું જ હશે, એમ લાગ્યું, જેથી તે પાછી બિછાનાપર સૂઈ ગઈ. અને એ વિચારો મનમાંથી કાઢી નાંખવાનો પ્રયત્ન તે કરવા લાગી.

આ તરફ ભય્યાસાહેબે કરેલા કર્ત્તવ્યવિષયક પ્રશ્નથી ભાઉસાહેબની થએલી શોચનીય સ્થિતિ જોઇને નાનાસાહેબ અને આનન્દરાવને ઘણું જ લાગી આવ્યું. પણ તેઓ આ વખતે શું બોલી શકે?

'શું બોલવાથી પોતાના દુઃખદગ્ધ મિત્રને દિલાસો મળશે,' એ વાતનો વિચાર નાનાસાહેબ કરતા હતા, તેવામાં પ્રિયબ્રહ્મસ્વામીએ શાન્ત ગમ્ભીર, પ્રેમાળ અને અધિકારયુક્ત વાણીથી ભય્યાસાહેબને કહ્યું: "વત્સ! તારે આત્મજ્ઞાન જોઇએ છે કે નહિ?"

"હા." ભય્યાસાહેબે જવાબ દીધો.

"તો તું હવે ફરીથી ગૃહસ્થાશ્રમી થા. યોગ્ય રીતે ગૃહસ્થાશ્રમ પાળતાં સંસાર ચલાવ્યા પછી આત્મજ્ઞાન મેળવવાની લાયકાત માણસમાં આવે છે. બ્રહ્મજ્ઞાનને સાધનરૂપ બનેલા શમદમાદિ ગુણોની પ્રાપ્તિ વિના આત્મજ્ઞાન મેળવવાને માણુસ લાયક થઇ શકતો નથી, એ તો તું જાણે છે.

સંસારી થયા સિવાય અને તેમાંના અનેક સુખદુઃખ તથા મોહપાશનો અનુભવ લીધા વિના શમદમ ઇત્યાદિ ગુણ હમ્મેશને માટે મળી શકે નહિ. સંસારમાં જે અનેક મોહ અને વિકારહેતુ રહેલા છે, તેથી સંનિદ્ધ રહી જે તેનું નિવારણ કરી શકશે, અને મનોનિયમન કરી શકશે, તે જ બ્રહ્મજ્ઞાનપ્રાપ્તિ માટે અધિકારી બનશે. બીજાઓની સંસારતાપજન્ય બ્રહ્મજિજ્ઞાસા તાપપિપાસા જેવી કેવળ વિકૃતસૂચન અને અલ્પકાલીન હોય છે. તેથી તારે જો બ્રહ્મજ્ઞાન માટે લાયક બનવું હોય, તો મોહપૂર્ણ અને વિકારહેતુપૂર્ણ સંસારમાં રહ્યા છતાં પણ તારું મન અવિકાર્ય રહી શક્યું છે, એવું તારે મને કેટલાંક વર્ષે બતાવી આપવું પડશે, એટલે હું તને મારો સચ્છિષ્ય સમજી મારી પાસે જે કાંઇ જ્ઞાન છે, તેનો બોધ આપીશ."

જે ગુરુ ઉપર ભય્યાસાહેબને છેલ્લો આધાર હતો, તેમણે જ આવો ઉપદેશ કરેલો સાંભળી તે ઉદાસ અને હતાશ થઈ ગયા અને બોલ્યા: "સ્વામિન્! આપ મારો ત્યાગ કરશો, તો પછી આ જગતમાં મારે બીજો કોઈ આધાર છે જ નહિ.! મહારાજ હું બ્રહ્મજ્ઞાનનો જ ભૂખ્યો છું."

"માત્ર ભૂખથી શું થવાનું છે. બ્રહ્મજ્ઞાન એવી વસ્તુ નથી કે જે બોર અથવા કેરીની માફક હાથમાં લઇ મ્હોંમાં નાંખી શકાય. આ જ્ઞાન ગુરુની સહાયતાથી પણ પોતાની મેળે જ મેળવવાનું બ્રહ્મજ્ઞાન પરપ્રત્યયથી નહિ મળી શકે; તેને તો સ્વાનુભવની જ જરૂર છે."

"મારે પણ એ સ્વાનુભવવાળું જ બ્રહ્મજ્ઞાન જોઇએ છે."

"તે ખરું; પણ બ્રહ્મજ્ઞાન એટલે શું, તેનો તેં કદિ વિચાર કર્યો છે ખરો? બ્રહ્મજ્ઞાન એટલે અખિલ વિશ્વનું–વિરાટ્સ્વરૂપ પરમાત્માનું–જ્ઞાન. તે વિરાટ્સ્વરૂપનું જ્ઞાન મેળવવું હોય, તો તેનાં સર્વ અંગોનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. માનવસંસાર એ પણ તેનું એક અંગ જ છે. તો એ અંગનું સમ્યગ્જ્ઞાન થયા વિના બ્રહ્મજ્ઞાન કેમ મળી શકે? હવે સંસારનું એ જ્ઞાન યોગાભ્યાસથી પણ મેળવી શકાય છે ખરું. નહિ મેળવી શકાય, એમ નથી. પણ પ્રત્યક્ષ અનુભૂત જ્ઞાન વધારે સારું કહેવાય. સંસારનો ખરો મર્મ અને તત્ત્વ પ્રત્યક્ષ અનુભવ વિના નહિ મળી શકે; અને વિરાટ્સ્વરૂપના આ મહત્ત્વના અંગનું જ્ઞાન સંપૂર્ણ નહિ હોય, તો પરમાત્મ સ્વરૂપનો મર્મ કેવી રીતે સમજાશે? ગૃહસ્થાશ્રમ ભોગવ્યા પછી સ્વાનુભવથી તેનાં ગુણદોષ, સુખદુઃખ, મહત્ત્વ અને ઉપકારકત્વની મર્યાદા, વગેરે વાતોનું જ્ઞાન મેળવ્યાથી જે વૈરાગ્ય મનુષ્યને પ્રાપ્ત થાય છે, તે જ ખરો વૈરાગ્ય કહેવાય! યોગાભ્યાસની લાલસાથી પ્રાપ્ત થએલો વૈરાગ્ય એ એટલો બધો કામમાં ન આવે."

"પણ મારો વૈરાગ્ય ખરો છે અને કસોટીએ પણ ચઢેલો છે. મને યોગમાર્ગ અત્યન્ત પ્રિય છે, એ વાત મારા જીવનપરથી સ્પષ્ટ દેખાય છે."

"પ્રિય હશે; પણુ તેથી તે માર્ગ યોગ્ય નહિ કહી શકાય. પ્રિય વસ્તુ જ આચરવાનો નિશ્ચય કરીએ, તો પછી ધર્મ કયાં રહ્યો? 'પ્રેય' અને 'શ્રેય' એ બન્ને ભિન્ન ભિન્ન છે, એ તેં ઉપનિષદ્‌માં વાંચ્યું છે ને?

"તે ખરું; પણુ મને જે 'પ્રેય' છે તે 'શ્રેય' પણુ છે જ ને? આત્મપ્રાપ્તિ કરતાં વધારે શ્રેયસ્કર બીજું શું હોઇ શકે? આના કરતાં વધારે નિઃશ્રેયસ્ સુખ શામાં છે? સાંસારિક ક્ષુદ્ર સુખો મને જરાય પ્રિય નથી; મારે તો ઉચ્ચતર સમાધાન–શાન્તિ જોઇએ છે. આ જિજ્ઞાસા આ ઉત્કટ ઇચ્છાને જો આપ ખોટી કહેતા હશો, તો પછી આત્મજ્ઞાન એ ધ્યેય જ ખોટું છે, એમ કહેવું પડશે."

"એ ધ્યેય સારું છે. પણુ અહીંઆં અધિકાર અને કર્તવ્યનો પ્રશ્ન આવીને ઉભો રહે છે, હાલની પરિસ્થિતિમાં તું ધ્યેયનું અનુસરણુ કરવાને માટે અનેક દૃષ્ટિથી અધિકારી નથી. એક તો તારો વૈરાગ્ય તાત્કાલિક હશે–હોવાનો સમ્ભવ છે, તેમ જ તારું મન તારા તાબામાં નથી. બીજું એ કે, તારું અત્યારનું કર્તવ્ય જૂદું છે. તારો સંસારત્યાગ, એ કર્મ અત્યારે અકર્મ છે–અધર્મ છે."

"એ અધર્મ શા માટે છે, તે જ મારાથી સમજાતું નથી. આત્મપ્રાપ્તિ એ જો મારો ધર્મ નથી, એ જો મારું કર્તવ્ય નથી, તો મારો ધર્મ શો છે; અને મારું કર્તવ્ય પણુ શું છે?" તે આપ જણુાવો.

"આ સવાલ તેં ઠીક પૂછ્યો." સ્વામીજી શાન્ત અને ધીર–ગમ્ભીર સ્વરે બોલ્યાઃ "પણુ આવા ધર્મવિષયક પ્રશ્નોની ચર્ચા કરવા બેસીએ, તો તેની અનેક શાખાઓ થઈ ચર્ચા લંબાય છે; અને નિકાલ નથી આવતો. તેથી આપણી સગવડ પ્રમાણે આપણે ચર્ચા કરીશું. તારી ધર્મજિજ્ઞાસા તીવ્ર છે, એ હું જાણું છું; પણુ આ પ્રશ્નનું સાંગોપાંગ વિવેચન કરવાની જરુર અત્યારે નથી. ધર્મનું અને કર્તવ્યનું મુખ્ય તત્ત્વ શું છે, તે હું તને કહું છું. તેની સવિસ્તર ચર્ચા આપણે આગળ ઉપર કરીશું. ધર્મનું અન્તરંગ પ્રેમ છે અને બહિરંગ પરોપકાર છે. હૃદયમાં પ્રેમનિર્ઝર હોયા વિના ધર્મવૃક્ષ વધી શકે નહિ. ધર્મવૃક્ષનું જીવન શુદ્ધ પ્રેમ, તેનું ફળ પવિત્ર વીર્યકર્મ, અને તેનો સુવાસ તે નિઃશ્રેયસ્ અને શાન્ત સુખ. પરમેશ્વરપૂજા એટલે મૂર્તિપૂજા નહિ, યોગાસન નહિ, અથવા તીર્થાટન પણુ નહિ; પણુ પ્રેમકર્મ, પરોપકારકર્મ, પવિત્રકર્મ, વીર્યકર્મ એ જ પરમેશ્વરપૂજા છે. ધર્મનું બીજ પ્રેમમાં છે. પ્રેમ એટલે ભૂતમાત્ર વિષે આત્મભાવ. આ જ વાત બીજી રીતે કહેવી હોય તો પ્રેમ એટલે સ્વાભિમાનવિસ્મૃતિ, સ્વાર્થત્યાગ–આત્મયજ્ઞ, એમ કહી શકાશે. તારે આત્મપ્રાપ્તિ જોઇતી હોય તો તું આત્માભિમાન છોડી દે. આત્મયજ્ઞ વિના આત્મપ્રાપ્તિ નથી. આત્મપ્રાપ્તિ જ્ઞાન, વિદ્વત્તા કે તપશ્ચર્યાથી નહિ થઇ શકે; તેને માટે આત્મયજ્ઞની જ

જરૂર છે. પ્રેમથી પ્રેરાઇને સ્વાર્થત્યાગપૂર્વક જગતમાંનાં દુઃખ, તાપ, અજ્ઞાન, પાપ, વગેરે ઓછાં કરવાં એનું જ નામ પરોપકાર; પવિત્ર-કર્મ અથવા વીર્યકર્મ તે એક જ છે; પણુ તેના પ્રકાર અનેક છે. દ્રવ્ય-દાનમાં જ પરોપકાર છે, એમ નથી; સમરાંગણુમાં જ વીર્યપ્રભાવ જોવાને મળે છે, એવું નથી; તેમ જ પાવિત્ર્ય દેવપૂજા કરવાથી મેળવી શકાય છે એમ પણુ નથી. જગતમાં જે અજ્ઞાન છે, જે હૃદયદ્રાવક દુઃખો છે, જે પ્રાણુઘાતક સંકટો છે, જે ઘોર પાપ છે, નયનશલ્યભૂત કુરૂપતા છે, તેઓમાંની એક પણુ વસ્તુ સામે પોતે દુઃખ સહન કરી ટકી રહી તેને સંસારમાંથી ઓછી કરશે, તે પરોપકારી, પવિત્રાચરણુશીલ વીરપુરુષ જ છે. જેવા કે, મહારાષ્ટ્રના તાનાજી માલુસરે—જે પોતે ગૃહદારાદિ મોહપાશમાં ન સપડાતાં દેશને માટે પ્રાણુની દરકાર કર્યા વિના રણાંગણુ ઉપર મરણુને ભેટનારો વીર યોદ્ધો હતો, તેવો જ અમેરિકામાં રહેનારો એડીસન જેવો સ્ત્રીવિલાસાદિથી બેપરવા રહી રાતદિવસ શાસ્ત્રીય બાબતોનો વિચાર કરી જગતને અવનવી શોધોનો લાભ આપવા માટે મથી રહેલો શોધક એ પણુ વીર જ છે. જે માણુસ સ્વાભિમાન છોડી અને સ્વાર્થત્યાગ કરી જગતમાં રહે છે, તેથી વધારે સુખ, વધારે આનન્દ, વધારે સૌન્દર્ય, વધારે રમણીયતા, વધારે જ્ઞાન, વધારે પાવિત્ર્ય, વધારે તેજ, વધારે ઉદારબુદ્ધિ અને વધારે ઉદારતા મેળવવા પ્રયત્ન કરે છે, તે તે દરેક વીર પુરુષ જ છે. દેશમાંનું અજ્ઞાન દૂર કરવું, વેપારઉદ્યોગ વધારવા, કળા-કૌશલ્ય વધારે રમણીય અને આદરણીય કરવાં, અવનવી શોધો કરવી, મનોવૃત્તિઓને સત્પંથે વાળવી, સદભિરુચીને પોષવી, દેશાભિમાન વધારવું, સ્વાર્થત્યાગ અને પ્રેમના પાઠ સર્વત્ર ફેલાવવા, આ બધાં પવિત્ર કર્મ—વીરકર્મ જ છે.

"ધર્માભિમાન અથવા દેશાભિમાન એક જ પ્રકારનો હોય છે, એવું નથી. આત્મપ્રાપ્તિ એક જ માર્ગે થાય છે, એમ પણુ માનવું ભૂલ-ભરેલું છે. માર્ગ ભલે ભિન્ન હોય, તો પણુ સર્વના મુખમાં કલ્પના એક જ હોય છે; અને તે એ, કે મનને નિયમમાં રાખો, ક્ષુદ્ર અભિમાનનો ત્યાગ કરો, ભૂતમાત્રને આત્મતુલ્ય માનો, આત્માને પ્રેમમય બનાવો, અને દ્વૈતભાવને છોડી દો, એટલે તમને ખરું આત્મસુખ—ખરો બ્રહ્માનંદ મળી રહેશે. મા જેમ પુત્રને ચાહે, પત્ની જેમ પતિને ચાહે, તેમ તમે પણુ આખા જગતને—ભૂતમાત્રને ચાહશો, ત્યારે જ જગતને હું ભિન્ન છીએ, એ ભાવના—એ દ્વૈતભાવ નષ્ટ થશે, અને ખરા અદ્વૈતસુખને તમે પામશો. આ બ્રહ્માનંદ જેને મળે, તે કોઇનો દ્વેષ ન કરે, તે કોઇથી ડરે નહિ, અને તેને અહંકારજન્ય દુઃખ પણુ ન હોય, એ સ્થિતિને પહોંચવા માટે પ્રેમનું ક્ષેત્ર ધીમે ધીમે વિસ્તૃત થવું જોઇએ; બીજાના દોષ તરફ ઉદાર

અને પ્રેમાર્દ્ર દૃષ્ટિથી જોવું જોઇએ; પોતાનો અહંકાર નષ્ટ થવો જોઇએ, અપકારનો બદલો પણ ઉપકારથી વાળવો જોઇએ. બીજાને આપણે શા માટે ધિક્કારીએ છીએ ? મૂળ તરફ જોઇશું, તો માલમ પડશે, કે ત્યાં અહંકાર જ છે. ગુસ્સે થવાનું કારણ શું ? અહંકાર. કોઇનો દ્વેષ કરવાનું કારણ શું ? અહંકાર. તેથી અહંકારશૂન્ય પરોપકાર કરવામાં જ સ્વકર્તવ્યની પરિસમાપ્તિ માનવી, એનું જ નામ જન્મના જીવનનું સાર્થક કરવું ! આને જ જીવનનું સાર્થક ન માનીએ, અને 'આ મારી સ્ત્રી,' આ મારું ઘર,' આવા પ્રકારના મમત્વથી અંધ બની જઇએ, અને એવું માનતા થઇએ, કે જેવાં આપણે માટે કર્તવ્યો છે, તેવા જ હક્ક પણ છે, અને એ હક્ક બીજા પણ માન્ય રાખે અને આપણને આદર આપે, તો આપણું પતન જ છે. જે આપણા અધિકાર, હક્ક ન માન્ય રાખે, તેને આપણે અહંકારથી આપણો દ્વેષી સમજીએ છીએ. પણ ખરી વાત તો એ છે કે મનુષ્યનાં કેવળ કર્તવ્યો જ છે; હક્ક નથી. બીજો કેવી રીતે વર્તે, એ પ્રશ્ન તે બીજાનો અને જગચ્ચાલક પરમાત્માનો છે; આપણો નથી. આપણું કર્તવ્ય આપણે પૂરું કર્યું, એટલે આપણું કામ પૂર્ણ થયું. બીજો ખરાબ રીતે વર્તતો હોય, તેથી આપણે આપણી શાન્તિ શા માટે ગુમાવવી ? અને શા માટે આપણા જીવને તાપમાં નાંખવો ? શું આપણે કર્તવ્યો કરવાનાં ઓછાં છે, કે બીજાનાં કર્તવ્યોનો ભાર આપણે આપણા શિર-પર લઈને ફરીએ ?"

"પણ આપણું કર્તવ્ય કયું છે, તે આપણે કેવી રીતે ઓળખવું ?" ભય્યાસાહેબે શંકા બતાવી.

"એ સવાલ વિકટ તો છે; પણ તેનો જવાબ 'પરોપકાર અને વીર્ય' એ શબ્દોના વિવરણમાં આવી જાય છે. આપણું જીવિતકર્તવ્ય એ જ કે આપણા આત્માને પ્રેમમય બનાવી સ્વાર્થત્યાગપૂર્વક પરોપકારમાં પ્રેરવો. આટલું સમજી ગયા પછી કઈ રીતે આપણે જગતને સુખ કે સાહાય્ય દઇ શકીએ, કઇ રીતે જગતમાંની જ્ઞાન, પ્રેમ, રમણીયતા, સદ્દભિરુચિ ઇત્યાદિ વસ્તુઓને વધારી શકીએ, એનો દરેક માણસ પોતાની મેળે વિચાર કરી લે અને પછી પોતાનાં શરીરબળ, બુદ્ધિસામર્થ્ય, પરિસ્થિતિ, સ્વાભાવિક પ્રવૃત્તિ, અભિરુચિ વગેરેનો વિચાર કરી પરિસ્થિતિની અનુકૂળતા પ્રમાણે પોતાની શક્તિ પ્રમાણે અને અભિરુચિ પ્રમાણે સ્વ-કર્તવ્ય નક્કી કરી લે, અને તેને આચરતાં તલભર પણ ન ચળે !"

પ્રિયબ્રહ્મસ્વામીનો ઉપરનો ઉપદેશ માત્ર ભય્યાસાહેબ જ નહિ, પણ નાનાસાહેબ, ભાઉસાહેબ વગેરે બધા જ ધ્યાન દઇ આદરપૂર્વક સાંભળી રહ્યા હતા. નાનાસાહેબ જેવા સુધારકને પણ હવે આ સ્વામી વિષે પહેલાં કરતાં વધારે આદરભાવ ઉત્પન્ન થયો, અને આવા અધિકારી

પુરુષના ઉપદેશથી ભય્યાસાહેબ ઠેકાણે આવશે, એવી તેમને આશા ઉત્પન્ન થઈ. ભાઉસાહેબને તો એવી જરા ય આશા ન હતી. સ્વામીજીનું વક્તૃત્વપૂર્ણ ભાષણ ચાલતું હતું, તે વખતે તે પોતાની ઉદાસીનતાને ભૂલી ગયા ખરા, પણ ભાષણ પૂરું થતાં જ તે વધારે ઉદાસ, નિરાશ અને ખિન્ન થયા. તેમની આ અવસ્થા સ્વામીજી કળી ગયા. તેમના દુઃખનું ખરું કારણ જાણવા છતાં બાહ્ય ઉપાયથી ખૂશ કરવાના ઇરાદાથી તે બોલ્યાઃ "ભાઉસાહેબ! તમે થાક્યા હો, એમ લાગે છે. ગોળપાણી જરા લેશો?"

ઉપરના શબ્દો એટલા પ્રેમથી અને મમતાથી તેમણે ઉચ્ચાર્યા કે, ભાઉસાહેબ ના પાડી શક્યા જ નહિ. તે બોલ્યાઃ "હા, લાવો એકાદ પવાલું પી લઈશ." જેથી સ્વામીજીએ એક શિષ્યને બોલાવી ગોળ અને ઠંડું પાણી લાવવાને તેને કહ્યું.

પાણી પીધા પછી ભાઉસાહેબ જરાક ઠીક થયા. તેમની વૃત્તિ ઉલ્લસિત થઈ અને તે સ્મિત કરી બોલ્યાઃ "આ ગુફામાંનું પાણી મીઠું ખરું; પણ તે કરતાં પણ સ્વામીજીનું બોધામૃત મને વધારે મીઠું લાગ્યું. આપનું વક્તવ્ય હમણાં સાંભળ્યા પછી એકાદ બે શંકાઓ પૂછવાનું મન થાય છે. આપ કહો તો પૂછું. આજકાલના અંગ્રેજી ભણેલા લોકો ઘણા ખરા શંકાશીલ હોય છે, એ આપ તો જાણો જ છો!"

"પ્રશ્ન પૂછવામાં કોઈ પણ જાતની હરકત નથી." સ્વામીજી શાન્ત અને પ્રેમાળ સ્વરે બોલ્યાઃ "પણ આજે તાત્ત્વિક ચર્ચાનો પ્રસંગ નથી. તમારા આ જામાત્ર કર્તવ્યને છોડી યોગની પાછળ મંડ્યા—"

"'કર્તવ્યને છોડીને' નહિ; મને તો તે જ મારું કર્તવ્ય છે, એમ લાગે છે." ભય્યાસાહેબ વચ્ચે બોલ્યા.

"રાગિણીને છોડી યોગાભ્યાસની પાછળ ઘેલા થવું, એને જ તમે તમારું કર્તવ્ય હજી ય માનો છો? રાગિણીને મોહમય સંસારથી વિખૂટી રાખવી, સસરાને દુઃખસાગરમાં ફેંકવા અને મિત્રમંડળને એ બન્નેનું દુઃખ જોવા દેવું, આ સર્વ કરવામાં તારી, તેમની અથવા દેશની તેં કઈ સેવા કરી છે? કોને કેટલો આનન્દ આપ્યો? કયું વીર્યકર્મ કર્યું? કોનું અજ્ઞાન દૂર કર્યું? કોનું ચારિત્ર્ય સુધાર્યું? પ્રેમવૃત્તિને તેં કેટલે અંશે પોષી?"

"સ્વામિન્! આપ કહો છો, તે બધું હું સમજું છું; પણ યોગમાર્ગ મને ઘણો પ્રિય છે. આપ તેની મને દીક્ષા—"

"એ ભૂલ છે. કર્તવ્યત્યાગ કરતો હોવાથી તને મારાથી દીક્ષા નહિ દઈ શકાય. મારું માનવું હોય, તો પત્ની સાથે ગૃહસ્થાશ્રમ માંડ. પછી યોગ્ય વખતે તમે બન્ને વાનપ્રસ્થાશ્રમ સ્વીકારજો." સ્વામીજી વચ્ચે જ બોલી ઉઠ્યા અને ભય્યાસાહેબને બોલતા અટકાવી જવાબ આપ્યો.

આ સાંભળી ભય્યાસાહેબ આનન્દરાવ તરફ જોઇ બોલ્યા: "આનન્દરાવ! તમે બધાં જ મારી વિરુદ્ધ થયાં છો, તેથી મારા વિચારમાં જ ભૂલ હોવી જોઇએ, એમ માનવું પડે છે. મને એક થિઓસોફીસ્ટ સાધુ મળ્યા હતા. તે પણ આ યોગમાર્ગની વિરુદ્ધ હતા. તેમણે પણ કહ્યું હતું કે સંસારથી ડરી, કર્તવ્ય છોડી સંસારત્યાગ કરવો એ થિઓસોફીના મૂળ તત્ત્વથી વિરુદ્ધ છે. આપણા સ્વામીજી પણ મારી વિરુદ્ધ જ છે. તેથી મારી ભૂલ હું કબૂલ કરું છું. ભૂલ થઈ તે થઇ પણ હવે તમે બધાં મને ક્ષમા કરજો, એટલી જ મારી વિનતિ છે."

આ પછી તે બધાંની વચ્ચે જે વાતચિત થઈ તેનું વર્ણન કરતાં પહેલાં પાસેની ઓરડીમાં શું બની રહ્યું હતું, તે જાણવાની જરૂર છે.

રાગિણીને ભય્યાસાહેબ જેવો અવાજ સંભળાવા લાગ્યો, તેથી તે ચમકી, અને તે ઉત્તરાને જગાડવા પ્રયત્ન કરતી હતી, એ વાત પહેલાં કહેલી જ છે! એ બધું સ્વપ્નું છે, એમ કહી સૂઈ જવાને ઉત્તરાએ તેને કહ્યું, એ પણ વાચકોને યાદ હશે. ઉત્તરા તો રાગિણીને ઉંઘી જવાને ઘણુંય કહે, પણ ઉંઘ તો આવવી જોઇએ ને? ભય્યાસાહેબનો અવાજ ફરી તેને કાને આવ્યો, અને તેથી તે ગભરાઈ ગઈ. 'શું હું સ્વપ્નાવસ્થામાં જ છું?' એવી તેને ભ્રાન્તિ થતાં પોતાની જાગ્રદાવસ્થાની ખાત્રી કરવા માટે તેણે પોતાને શરીરે એકાદ ચુંટી ખણી.

"અરે હા, હું તો જાગું જ છું!" તે મનમાં બોલી: "અને આ શબ્દો તો તેમના જ છે! આ ભૂતચેષ્ટા તો ન હોય? હે ભગવાન્! શા માટે તું મને નકામી પીડી રહ્યો છે?" આવા વિચારો તેના મગજમાં આવવાથી તે બિચારી ગભરાઈ ગઈ; અને 'બ્હેન! ઉઠ, મને તો બ્હીક લાગે છે; આવું બે ત્રણ વાર કહી, ઉત્તરાને ઢંઢોળીને જગાડી. પોતાની બ્હીકનું કારણ તેણે તેને કહ્યું.

"અરે, કશુંય નથી. બધો સ્વપ્નમય ભ્રમ છે. તેનાથી શા માટે ડરે છે?" ઉત્તરા કંટાળીને બોલી: "અરે! બધું સ્વપ્નું છે. ભય્યાસાહેબનો અવાજ ક્યાંથી આવે અહીં?"

"પણ તું સાંભળ તો ખરી!" રાગિણી બોલી: "મને તો તેમનો અવાજ ચોકખો સંભળાય છે. સ્વપ્નું કેવું હોય, તે પણ મને નહિ ખબર પડે? બ્હેન, ઉઠ તું;—બાસાહેબ, ઉઠો, કાંઇક ભૂતચેષ્ટા જેવું લાગે છે. નહિ તો મને ગાંડપણ વળગ્યું હોય એમ જણાય છે!"

છેવટે ઉત્તરા ઉઠી અને તે અને રાગિણી બહાર કોણ છે તે જોવા લાગ્યાં. બહાર દૃષ્ટિ પડતાં જ ઋષિશિષ્યવેષધારી ભય્યાસાહેબ તેમની નજરે પડ્યા, તેથી રાગિણી તો ગભરાઈ ગઈ અને "બા બા-બાસાહેબ, ભૂ-ભૂત-ભૂત! ગંગોત્રી ઉપર જોએલું પેલું ભૂત!" એમ અસંબદ્ધ રીતે તે

બોલવા લાગી. રાગિણી કાંપવા લાગી; અને બાસાહેબને એકદમ વળગી પડી; છતાં ય છેવટે તે બેભાન થઇ ભોંયપર પડી. તેથી પ્રિયબ્રહ્મસ્વામી, ભાઉસાહેબ વગેરે બધા દોડી આવ્યા. માથે પાણી વગેરે આચ્છાદન કરી તેને ભાનમાં આણી. તે જરા ભાનમાં આવી એટલે ભાઉસાહેબે તેને કહ્યું: "રાગિણી! ગભરાય છે શા માટે? આ ખરેખર ભય્યાસાહેબ છે! તેમને વિષે આપણે સાંભળેલી સર્વે વાતો ખોટી છે!"

રાગિણી કશું ય બોલી નહિ.

"રાગિણી! આ ભય્યાસાહેબ જ છે અને તેમણે લખેલો આત્મહત્યા વિષેનો પત્ર ખોટો હતો." નાનાસાહેબે કહ્યું.

"હું તારી સામે ઉભો છું, તે છતાં પણ તું મને નથી ઓળખતી?" ભય્યાસાહેબનું ગળું ભરાઈ આવ્યું, છતાં પત્નીને શુદ્ધિમાં લાવવાના ઉદ્દેશથી ઉપરનું વાક્ય તે બોલ્યા.

"કોણ છો તમે?" રાગિણીએ પૂછ્યું: "પાતિવ્રત્યનો ભંગ કરવા માટે ઇન્દ્રની જેમ વેષ ધારીને તમે આવ્યા છો, પણ હું તમને ઓળખી ગઈ છું!" આ વખતે રાગિણી ભાનમાં નહોતી, એમ જ કહેવું જોઇએ. જો ભાનમાં હોત, તો આવા શબ્દો તેના મુખમાંથી નીકળત જ નહિ.

આનન્દરાવે ફરીથી એક વાર પાણી છાંટયું, જેથી તે ભાનમાં આવી હોય એમ દેખાયું.

"રાગિણી!" હવે ભય્યાસાહેબ તેને કહેવા લાગ્યા. "સાવધ થા, ગભરાઇશ નહિ. હું નથી ઇન્દ્ર, નથી ભૂત, નથી બ્રહ્મ, નથી રાક્ષસ કે નથી ઢોંગી યા નથી ઠગારો; હું તો તારો ભય્યાસાહેબ જ છું. મારી સહીવાળો પત્ર જે મેં લખેલો, તે ખોટો હતો. હું ગંગામાં ડૂબી ગયો નથી. ગંગોત્રી આગળ તમને જે સંન્યાસી દેખાએલો—આંબા ઉપર—તે હું જ તારો ભય્યાસાહેબ છું. તારો ભય્યાસાહેબ—તારો ઘોર અપરાધી ભય્યાસાહેબ હું જ—હું જ તે છું!"

છતાં ય રાગિણી કાંઈ બોલી નહિ. જાણે ભ્રમમાં હોય તેમ આમ તેમ ટગર ટગર જોવા લાગી. પણ બધાંએ ઘણું ઘણું કહ્યા પછી તેને કાંઇક સમજાવા લાગ્યું, પણ ખાત્રી થઇ નહિ. આ બધું સ્વપ્ન હોય અથવા ભ્રમ યા માયા હોય, એવો તેને ભય હતો. અને એ ભય તેના મનમાંથી કેમે કરી જતો નહિ. તેથી 'આ બધું ખરું હોવા જેટલું સદ્ભાગ્ય મારું ક્યાંથી હોય? એવી શંકા તે બિચારીના મનમાં આવવા લાગી.

બહુ વાર થઇ એટલે છેવટનો ઉપાય અજમાવવાના ઉદ્દેશથી ભય્યાસાહેબ તેને કહેવા લાગ્યા: "રાગિણી! હજી ય તારી ખાત્રી નથી થતી ને? હું તારી આગળ પ્રત્યક્ષ ઉભો છું, છતાં તું નથી માની શકતી! હવે તારી ખાત્રી કેવી રીતે કરવી? આપણી ગુહ્ય વાતો જો હું તને કહું, તો પછી

તારી ખાત્રી થશે કે નહિ? એ વાતો અહીં કહેવાવી તો ન જોઈએ, પણ હવે બીજો ઉપાય છે નહિ. રાગિણી! આપણે પરણ્યા પછી એક રાત્રે અને પાણી પીવાની ઇચ્છા થઈ તે વખતે લોટો લઈને તું ઓરડામાં આવી, ત્યારે મેં તને કહ્યું: "બરોબર વખતે જ આવી પહોંચી! મારે હમણાં જ પાણી પીવું હતું!" મેં આમ કહ્યા પછી મારી થિઑસોફીની વિનોદાત્મક મશ્કરી કરવાના હેતુથી તેં શું કહ્યું હતું, તે તને યાદ છે ને? 'થિઑસોફીમાં વિચારસંક્રાન્તિનું તત્ત્વ છે ને? તે તત્ત્વથી જ આપના મનની વાત હું જાણી શકી!' આમ કહી તેં મારી થિઑસોફીની મશ્કરી કરેલી, તે તને સાંભરે છે ને? થિઑસોફી ઉપર મને અત્યન્ત પ્રેમ હોવાથી તારી મશ્કરી મારાથી સહન થઈ શકી નહિ, તેથી ગુસ્સે થઈ હું કેવા કડક અને કઠોર શબ્દો બોલેલો, તે તું ભૂલી ગઈ નહિ હોય! પછી તું રડવા લાગી; તેથી મને પશ્ચાત્તાપ થયો, અન્તે હું તને શાન્ત પાડવા પ્રયત્ન કરવા લાગ્યો, એ પણ તને યાદ હશે જ! તેને પહેલે જ દિવસે જોએલા નાટકમાંના નાયકનું અનુકરણ કરી હું તને રીઝવવા યત્ન કરતો હતો, તેનું પણ તને સ્મરણ તો હશે? તેમ છતાં ય તું શાન્ત ન થઈ અને સંસ્કૃત કાવ્યોનું અનુકરણ કરી તારા સૌન્દર્યનું હું વર્ણન કરવા લાગ્યો, તોય તારો ક્રોધાવેશ ઓછો થયો નહિ. મૌન ધારણ કરી સ્વસ્થ ચિત્તે મેં કરેલું વર્ણન તું સાંભળી રહી હતી. પણ કેશપાશ નયનાદિનું વર્ણન કરી તારા કપોલ તરફ હું જ્યારે વળ્યો, અને ખરેખર તારા કપોલ સુધી પહોંચી ગયો, અને 'આ ગુલાબી લાલી તને કેમ અને કેવી રીતે પ્રાપ્ત થઈ?' એવું કાવ્યબુદ્ધિથી જ્યારે મેં તને પૂછ્યું, ત્યારે તેં શો જવાબ દીધો હતો તે યાદ છે કે ભૂલી ગઈ? 'આપના રક્ત ઓષ્ઠોનો સ્પર્શ વારંવાર થવાથી જ તે લાલ થયા છે,' એવો તેં જવાબ વાળેલો; અને તારી રીસ ગઈ છે, એવું યુક્તિપૂર્વક તેં સૂચવેલું, એ બધું શું તું ભૂલી ગઈ? રાગિણી! એ બધું અહીં ન કહેવાય, પણ જ્યારે તું મને ઓળખતી જ નથી, ત્યારે હું શું કરું?"

"પણ આવી વાતો અહીં કરાય ખરી?" રાગિણી ગુસ્સાનો આવિર્ભાવ કરી બોલી, અને એવી મધુર રીતે શરમાઈ, કે તેના મનની શંકા જતી રહી છે, એમ બધાં જ સમજી ગયાં. અર્ધીએક મિનિટ સુધી તો કોઈ કાંઈ જ બોલ્યું નહિ.

પછી બાસાહેબ બોલ્યાં: "પણ ભય્યાસાહેબ! તમારી બ્રહ્મ-જિજ્ઞાસા આટલી તીવ્ર થઈ, એ ખરું; પણ તમે મરેલા માણસ થવાનું કેવી રીતે પસંદ કર્યું? રાગિણીને તેથી કેટલું દુઃખ થશે, તેનો તો વિચાર કરવો હતો!"

"જો મને ચાહતા હોત, તો તમોને એ વિચાર આવત ખરો?" રાગિણી કોપાત્મક દૃષ્ટિપાત કરી, પણ મધુર લજ્જાત્મક અવાજે ધીમેથી બોલી.

"થિઑસોફી હોય કે બીજું ગમે તે હોય, પણ તેની પાછળ માણસ ગાંડો બની જાય, તો તેનું પરિણામ આવું જ આવેને! अति सर्वत्र वर्जयेत्!"

આ શબ્દો સાંભળી ભય્યાસાહેબ બોલ્યા: "બાસાહેબ! રાગિણી જેવી મૂર્તિમતી પવિત્ર ગંગા સાન્નિધ્યમાં હોવા છતાં, તેનો ત્યાગ કરી મૃગજળની પાછળ હું પડ્યો, એટલા માટે મને માફી આપો! આનન્દરાવ! દૈવબળે મોટામોટા માણસો પણ મોહાન્ધ બની મારા જેવા પ્રમાદો કરે છે, એ ધ્યાનમાં રાખો, પછી મને દોષ દેજો. શાપમોહાન્ધ થએલા દુષ્યન્તે પણ શકુન્તલાનો ત્યાગ કર્યો ન હતો? તેમ જ ભરી સભામાં તેની અપ્રતિષ્ઠા નહોતી કરી? સંમોહગ્રસ્ત મનુષ્ય પુષ્પમાળાને પણ સર્પવત્ માને છે, એવું કાલિદાસનું કથન તો તમને યાદ હશે જ! જેવી રીતે દુષ્યન્તને દુર્વાસા ઋષિના શાપથી શકુન્તલાનું વિસ્મરણ થયેલું, તેવી રીતે મને પણ કોઇના શાપથી-"

"તમારી થિઓસોફીનો જ તમને શાપ હતો!" તેમનું વાક્ય પૂરૂં થતા પહેલાં જ ઉત્તરા બોલી ઉઠી: "અને હું તો તમને પહેલેથી જ કહેતી હતી, કે આ થિઓસોફીથી તમને છેવટે નુકસાન થશે. પણ તમે તે વખતે મારૂં કહેવું ન જ માન્યું!"

ભય્યાસાહેબ કશુંય બોલ્યા નહિ. તેમના મિત્ર આનન્દરાવે તેમનો પક્ષ લેતાં જવાબ આપ્યો: "થિઓસોફીને શા માટે દોષ દો છો? થિઓસોફી કોઇને પણ સંસાર ત્યાગવાનું કદાપિ કહેતી નથી. ભય્યાસાહેબ તેનો અવળો અર્થ સમજ્યા, તેમાં તે બિચારીનો શો દોષ?"

"ગમે તેના દોષ હશે! પણ અન્ત તો આનન્દાયક છે ને?" શાસ્ત્રીજી બોલ્યા: "જગતનું નાટક હમ્મેશાં આવું જ આનન્દપર્યવસાયી હોય છે!"

"તે તો કોણ જાણે!" આનન્દરાવ સ્મિત કરી બોલ્યા: "આટલા અંક સુધી તો આપણું નાટક આનન્દપર્યવસાયી નીવડ્યું છે. આગળના અંક કેવા જશે, એ કોણ જાણે છે?"

"એ જાણવાની જરૂર પણ શી છે?" પ્રિયવલ્લભસ્વામી પોતાના શાન્ત અને ગમ્ભીર સ્વરે બોલ્યા: "જીવન આનન્દમાં જશે, કે દુઃખમાં જશે, એ સવાલ જ ગૌણ છે. આપણે આપણું કર્તવ્ય પૂરેપૂરું કરીએ છીએ કે નહિ? આપણાં જ્ઞાન અને સૌજન્ય દિનપ્રતિદિન વધે છે કે નહિ? એ જ મુખ્ય પ્રશ્ન છે. પણ જવા દો હવે એ વાત. કારણ કે, આ બધાં હવે મારા તત્ત્વજ્ઞાનથી કંટાળી ગયાં હશે; એટલે આ વિષય જ જવા દઇએ. એ તો ઠીક પણ નાનાસાહેબ! ઉત્તરા અને આનન્દરાવને હવે ક્યારે પરણાવી દેવા વિચાર છે?"

"જ્યારે આપ કહેશો ત્યારે પરણાવવા વિચાર કરીશું!"

———(:o:)———

## પંચવિંશ પરિચ્છેદ

——:૦:——

### રસાસ્વાદ

ભય્યાસાહેબ અને રાગિણી એ પતિપત્નીનો ઘણાં વર્ષો પછી મેળાપ થયેલો હોવાથી તેમને બધાંને તે વખતના આનન્દથી આનન્દરાવ અને ઉત્તરાના વાઙ્નિશ્ચિત વિવાહનો પ્રશ્ન જ બધાંની સ્મૃતિ બહાર થઈ ગયો હતો; પણ પ્રિયબ્રહ્મસ્વામીએ તેમને તે વાતનું સ્મરણ કરાવી આપતાં વિવાહ આજે જ આટોપી લેવો એમ સૂચવ્યું.

આ વિચાર બધાંને ગમી ગયો. હિમાલયના એક શિખરપર થયેલા વિવાહમાં શહેરના વિવાહની જેમ ઠાઠમાઠ, ભભકો કે આડંબર નહોતો, છતાં પ્રિયબ્રહ્મસ્વામી જેવા ઉપાધ્યાય દ્વારા, આ આશ્રમાગ્નિ સામે થયેલો વિવાહ, સૌજન્યમંડિત, પ્રેમબદ્ધ અને તુલ્ય–ગુણ વરકન્યાનો વિવાહ હતો. એ વિવાહની પવિત્રતા,યોગ્યતા આજકાલના ભાડૂતી ટટ્ટુઓ–ઉપાધ્યાયોએ ઘણી મોટી ધામધુમથી બેન્ડ વાજાં અને આતશબાજીના ધડાકા વચ્ચે આટોપી લીધેલા વિવાહની જોડે ક્યાંથી સરખાવી શકાય ?

બધી રીતે લાયક થયેલાં વરકન્યાનો વિવાહ જોઈ કન્યાનાં માતા-પિતાને–વિશેષ કરીને માતાને–જે આનન્દ થયો, તેનું વર્ણન કરવું અમારી શક્તિની બહાર છે! ગમે તેટલું વર્ણન કરીએ તોય તે તો તે આનન્દ આગળ અધુરું જ રહેવાનું ! તેથી વર્ણન ન કરવું, એ જ ઠીક છે.

પ્રિયબ્રહ્મસ્વામીએ પોતાના આશ્રમમાં બની શકે તેટલી બધી ભોજન-સામગ્રી તૈયાર કરાવી અને બધાં જમી રહ્યા પછી શિષ્યોએ આણેલાં ફુલોના સુવાસિક હારગોટા તેમણે બધાંને આપી, આપણા પ્રાન્તોમાં ન મળી શકે એવાં હિમગિરિનાં અમૃતતુલ્ય મધુર રસવાળાં ફળો બધાંને ખવરાવ્યાં. પોતાના બે શિષ્યોને તેમણે સારાં ભક્તિરસપૂર્ણ ભજન ગાવાને કહ્યું, એટલે તેમણે બધાંને પોતાનું મધુર અને દિલને હચમચાવી નાખે એવું ભક્તિરસપૂર્ણ સંગીત સંભળાવી સર્વને મંત્રમુગ્ધ બનાવી દીધાં. ગાયનશ્રવણ પછી અનેક વિષયો વિષે વાતો ચાલી, અને શાસ્ત્રચર્ચા પણ થઈ. તે વખત, તે સ્થાન, તે વખતની બધાંની મનોવૃત્તિ, આ બધું પ્રેમસમ્ભાષણ, વિવિધ ચર્ચા, અને હાસ્યવિનોદને અનુકૂળ થઈ પડે એવું હતું. યોજી રાખેલું નિરપેક્ષ સત્કાર્ય સફળ થએલું જોઈ સમાધાન પામેલા પ્રિયબ્રહ્મસ્વામી, કન્યાવિવાહથી આનન્દિત થએલા નાનાસાહેબ, રાગિણીનું દુઃખપટલ દૂર થવાથી ઉદાસીન-તાહીન અને ઉત્સાહપૂર્ણ ભાઉસાહેબ, પોતાના પ્રિય મિત્રોને અને તેમનાં છોકરાંને આનન્દિત થએલાં જોઈ ઉલ્લસિત થએલા શાસ્ત્રીજી, પ્રિય-પત્નીલાગરૂપી હૃદયશલ્ય નીકળી ગએલું હોવાથી પ્રસન્નચિત્ત થએલા ભય્યા-સાહેબ, પ્રિયપતિની આટલાં વર્ષો અને અનેક સંકટો પછી થએલી પ્રાપ્તિથી અને ઉત્તરા જેવી સખિનો વિવાહ થએલો જોવાથી પ્રસન્નચિત્ત થએલી રાગિણી, કારિસેન (દેશના) લોકોનાં રીતિરીવાજ, ભાષા, ધર્મ વગેરે વિષે

પોતાનો લખેલો ગ્રન્થ પ્રસિદ્ધ થયા પછી પોતાના દેશની અને પોતાની સત્કીર્તિ વધશે, એ વિચારથી આત્મસંતુષ્ટ થએલા અને બાલ્યાવસ્થાથી પ્રેમપાત્ર બનેલી ઉત્તરા સાથે પરણીને હર્ષોત્ફુલ્લ થએલા આનન્દરાવ, આદરણીય આનન્દરાવનું અર્ધાંગ બનવાનો સુયોગ પ્રાપ્ત થયેલો હોવાથી આનન્દરસમય થએલી ઉત્તરા, આ બધાંનાં આનન્દિત ચિત્ત, પ્રેમબદ્ધ અને સુવિનીત મંડળમાં જે અમૃતરસસ્રાવ જેવું મધુર સમ્ભાષણ થયું, તેમના વિવિધ વિષયો પર જે સુસંસ્કૃત અને રસપૂર્ણ ચર્ચા થઈ, વચ્ચે વચ્ચે માંહોમાંહે ઘનગર્જના જેવા જે તડાકાના છતાં પ્રેમાળ વિવાદ થયા, તે પ્રસંગે દ્વેષહીન, સરળ, સુવિનીત, વિમલ, કોમળહાસ્યવિનોદ બાલ-સૂર્યની જેમ ઉદિત થયો અને હાસ્યરસાત્મક શાબ્દિક શ્લેષો સહજ-સ્ફૂર્તિથી વિદ્યુતની જેમ ચમક્યા, આ બધી બાબતોનું વિસ્તૃત વર્ણન કરતાં કેવળ તેમનો નામનિર્દેશ કરીને જ આપણે સંતોષ માનવો પડે છે.

આવા વિવાદોમાં આપણાં જૂના રિવાજવાળાં ભોલાંભાલાં બાસાહેબ વિશેષ ભાગ લેતાં નહિ. આવા વાદવિવાદ તેમને વિચિત્ર અને નકામા લાગતા—પક્ષિયોના કિલકિલાટની જેમ ત્રાસદાયક લાગતા—એમ કહેવામાં વાંધો નથી. છતાં ય કિલકિલાટ કરી રહેલાં અને મનઃપૂત ભ્રમણ કરનારાં પક્ષીઓને આશ્રયરૂપ થયેલા નદીકિનારાના વૃદ્ધવૃક્ષની જેમ બાસાહેબ એ સમ્ભાષણરૂપી અમૃતસ્રાવનો, અને હાસ્યવિનોદરૂપી બાલકિરણોનો તટસ્થ વૃત્તિથી આસ્વાદ લેતાં. વચ્ચે વચ્ચે થનારા વિવાદની ઘનગર્જનાથી તે જરાક કમ્પતાં, એ ખરું; પણ એકંદરે જોતાં કન્યાના વિવાહથી ખુશ થયેલાં બાસાહેબને તે વિવાદ અને ઉત્તરાના ઉદ્ધત લાગતા જવાબો એટલા બધા ક્લેશકારક થયા નહિ. ટિલ્લુ અને કિન્નરી એ બન્ને ત્યાં જ બેસી પુરુષો માટે હારતોરા અને સ્ત્રીઓ માટે ગજરા બનાવી રહ્યાં હતાં, અને બની શકે તેટલો મૂક આનન્દ પણ તેઓ તે વખતે અનુભવતાં હતાં.

વાતો કરતાં કરતાં પાંચ થવા આવ્યા, એટલે પ્રિયબ્રહ્મસ્વામી બોલ્યાઃ "સૂર્યાસ્ત થવાની વેળા થઈ છે, એટલે હું હવે એકાન્તમાં જઈ આત્મ-ચિંતન કરવા બેસું છું. તમે પણ બધાં થાક્યાં હશો! જો આ સમયે બધાં તમે ફરવા જશો તો ક્યાં ય ન જોયેલી અપ્રતિમ વનશ્રી તમે જોઈ શકશો"

"પણ અમે રસ્તો ક્યાં જોયો છે?" આનન્દરાવ બોલ્યા.

"તે તમને ભય્યાસાહેબ બતાવશે; ઘણાખરા રસ્તાની માહિતી તેમને હવે થયેલી છે."

"હું તો હવે ફરવા નથી આવતો;" શાસ્ત્રીજી બોલ્યાઃ "ગઈ કાલના પરિશ્રમથી પગનાં હાડકાં દુખવા આવ્યાં છે."

"હું પણ નથી આવતો!" નાનાસાહેબે કહ્યું.

બાસાહેબને તો ફરવાનો શોખ હતો જ નહિ; તેમાંય વળી તે થાકી ગયાં હતાં, એટલે ફરવાની ક્યાંથી હા પાડે? ભાઉસાહેબ પણ આરામ લેવા માગતા હતા. એટલે ફરવા જવાને તૈયાર એવાં ચાર જ જણ—ભય્યાસાહેબ, રાગિણી, આનન્દરાવ અને ઉત્તરા હતાં. એ બન્ને દમ્પતી બહાર જવાને ઘણાં ઉત્સુક હતાં, પણ કોઈ વડીલ સાથે આવતું ન હોવાથી તેમણે પણ ફરવા જવાની વિનયપૂર્વક ના પાડી. પ્રિય જનોની સાથે રમ્ય વનશ્રી જોવા એ લોકો ઉત્સુક છે, એ વાત છૂપી રહી શકે એમ નહોતી. પ્રિયબ્રહ્મસ્વામીની સૂક્ષ્મ પ્રેમદૃષ્ટિને તો તે વાત સ્પષ્ટ દેખાવા લાગી. તેથી તેમણે તેઓને ફરવા જવાનો આગ્રહ કર્યો. વિનયવૃત્તિથી પ્રિય વાત કરવાને શરમાતાં તે ચાર જણને તત્પ્રિય વસ્તુ જાણે આગ્રહને લીધે જ કરવાની ફરજ પાડી, તે પોતાની ગુફામાં શાન્ત-પણે મનન કરવા માટે ચાલ્યા ગયા.

તે બન્ને યુગલો ફરવા માટે સાથે બહાર પડ્યાં. ભય્યાસાહેબ જેટલા ઘણે દિવસે મળેલી રાગિણી સાથે એકાન્તમાં વાતચીત કરવા ઉત્સુક હતા, તેટલા જ આનન્દરાવ પણ પોતાની પત્ની સાથે વિશ્રમ્ભાલાપ કરવાને આતુર જણાતા હતા. બીજે વખતે પ્રિય થઈ પડનારી પરસ્પરની સંગતિ આ યુગલોને આ વખતે અપ્રિય થઈ પડી. પણ સાથે નીકળ્યાં અને પછી એકદમ છૂટાં પડી જવાનો વિચાર કરવો, એ તેમને અયોગ્ય લાગવાથી વાતચીત કરતાં કરતાં તે બધાં જ આગળ જવા લાગ્યાં. છેવટે એક જગાએ એ બાજુ જતા જૂદા રસ્તા આવ્યા ત્યારે આનન્દરાવે પૂછ્યું: "ક્યે માર્ગે જવું?"

"ગમે તે માર્ગે ચાલો." ભય્યાસાહેબે જવાબ આપ્યો.

"તો પછી ચાલો ડાબી બાજુએ જ જઈએ." ઉત્તરાએ કહ્યું: "પેલા પર્વતનું શિખર જણાય છે ત્યાં જઈ જરા વનશોભા નિહાળશું!"

"તમારે શોભા જ જોવી હોય, તો આ તરફ જમણી બાજુએ ચાલો." ભય્યાસાહેબ બોલ્યા: "મેં તો બન્ને રસ્તા જોએલા છે; જમણે રસ્તે જ વધારે સૃષ્ટિસૌન્દર્ય જોવાનું મળશે."

"તો આપણે એ જ રસ્તે જઈએ." રાગિણીએ કહ્યું.

ક્યે રસ્તે જવું, એ હવે વિવાદનો સવાલ થઈ પડ્યો. છેવટે ઉત્તરાના આગ્રહને વશ થઈ ભય્યાસાહેબ અને રાગિણી ડાબી બાજુએ આવવા તૈયાર થયાં; તેથી આનન્દરાવે કહ્યું: "પણ એનો શા માટે આટલો બધો આગ્રહ હોવો જોઈએ? ચાલો આપણે બધાં જમણી બાજુએ જ જઈએ."

"આવા વિવાદ કરવા કરતાં હું એક જૂદો જ માર્ગ સૂચવું છું." ભય્યાસાહેબ હસીને બોલ્યા: "તમે બન્ને આ બાજુએ જાઓ; અમે આ બાજુ છીએ." થયું! બધાંને આ માર્ગ ગમ્યો. અને પોતપોતાને માર્ગે જવા લાગ્યાં.

ભય્યાસાહેબને રાગિણી સાથે એકાન્તમાં બોલવાનો પ્રસંગ મળતાં જ તેમણે બોધસ્વરૂપ સ્વામીની લુચ્ચાઇની વાત તેને કહી સંભળાવી. અને પોતાના મરણની ખોટી વાત કહેવાનો પોતાને મોહ કેમ થયો, અને તેમ કરવામાં શા શા હેતુ હતા, તે સર્વ તેમણે તેને સમજાવીને કહ્યા. અને પોતાના કઠોર કૃત્યનું થઈ શકે તેટલું સમર્થન કરી પશ્ચાત્તાપપૂર્ણ સ્વરે તે બોલ્યા: "હું હવે ગમે તેટલું એ વિષે કહું, તો પણ મેં તારો મોટો ગુન્હો કર્યો છે, એ વાત નક્કી જ છે. મેં તને અવિચારથી દુઃખ દીધું, તે મને માફ કર."

આ જોઈ કોમળ, પ્રેમાળ, કાંઇક અંશે દુઃખાકુલ છતાં સાંત્વનયુક્ત સ્વરે રાગિણીએ તેમને કહ્યું: "મારા નશીબમાં દુઃખ જ નિર્માયલું હશે, તેને કોઈ શું કરી શકે? આપ શા માટે આ સહુ દોષ તમારા માથે વહોરી લો છો? મેં પણ ક્યાં ઓછું દુઃખ દીધું છે?" રાગિણીએ આ પ્રમાણે તેમને શાન્ત પાડવા યત્ન કર્યો; પણ તેમાં તેને સફળતા મળી નહિ.

"તેં મને શું દુઃખ દીધું છે? તેં તો મને કદિએ દુભવ્યો નથી!"

"તો મને છોડીને જતી વખતે શું આપને જરાય દુઃખ નહિ થયેલું?" કિંચિત્ સ્મિત કરતાં રાગિણી વિનોદાત્મક રીતે પૂછવા લાગી: "મારું સ્મરણ થવાથી શું આપને કદિએ ક્લેશ થએલો નહિ?"

"એવું દુઃખ થયું હશે, પણ તે દુઃખ તેં થોડું જ આપ્યું હતું?"

"મેં નહિ તો પછી કોણે? હું ન હોત, તો પછી દુઃખ ક્યાંથી થાત?"

"રાગિણી! આવા શબ્દચ્છલમાં કશો જ અર્થ નથી. મેં જાણી જોઇને તારો ત્યાગ કરી તને દુઃખી કરી; તે પ્રમાણે તેં મને કદિ પણ દુઃખ દીધું છે?" આ શબ્દો બોલી ભય્યાસાહેબે એક નિસાસો નાંખ્યો. અને થોડી વાર સુધી તે કશું ય બોલ્યા નહિ.

"જે વાત બની ગઈ, તેનો વિચાર હવે શા માટે કરવો?"

"રાગિણી! જેમ જેમ એ વાતનો હું વધારે વિચાર કરું છું, તેમ તેમ મારું પાપ મારી નજર સમક્ષ વધારે સ્પષ્ટ રીતે દેખાવા માંડે છે. મેં જે અત્યન્ત ક્રૂર અને કઠોર કર્મ કર્યું તે ગુસ્સાથી અથવા દુષ્ટ બુદ્ધિથી નથી કર્યું. મેં તારો ત્યાગ કર્યો, તે ગુસ્સાથી નહિ."

"ત્યારે તો પ્રેમથી હશે!" વિનોદસ્ફુર્તિથી રાગિણીના મુખમાંથી આ શબ્દો નીકળી ગયા.

પણ તેનો એ વિનોદ અસ્થાને હતો. ભય્યાસાહેબનું મન આ અહેતુક વાક્પ્રહારથી વધારે ઉદ્વિગ્ન થયું અને તે વધારે ઉદાસમૌન ધારણ કરી ચાલવા મંડ્યા. પણ રાગિણીએ તેમનું મન પોતાના મધુર ભાષણથી ફરીથી થોડું ઘણું આનન્દિત બનાવ્યું; અને તેઓ બન્ને આમ તેમની વાતો સહજ રીતે કરવા મંડ્યાં.

વાતચિતના પ્રવાહમાં ફરીથી એ જ વાત કાઢતાં તે બોલ્યા: "રાગિણી! તને છોડી જતાં પહેલાં 'વિલાસપ્રિય' 'વિલાસિની' એવાં વિશેષણો મેં તને આપેલાં, અને તારું આચરણ શુદ્ધ રાખવા તને મેં ઉપદેશ પણ કરેલો, તેનો હવે મને પસ્તાવો થાય છે. તને એ વિશેષણો યાદ આવતાં ઘણું ખોટું લાગ્યું હશે, નહિ વારું?"

"પહેલાં તો મને ખોટું લાગેલું, પણ આપના ગૃહત્યાગ પછી મેં મારા મન સાથે વિચાર કર્યો, કે 'મારે મારું મન શુદ્ધ રાખવું જોઇએ અને મનમાં પાપવિચારને આવવા દેવા જોઇએ નહિ,' આ વાત ઠસાવવા માટે જ મને આવાં વિશેષણો અપાયલાં હોવાં જોઇએ. એ વિશેષણોને ઇશારત રૂપે ગણીને હું સાવચેતીથી વર્તવા લાગી. ખોટા વિચારોને મનમાં સ્થાન જ ન આપવું, એવો મેં મારા મન સાથે નિશ્ચય કર્યો, અને તેમાં મને સફળતા પણ મળી. અને તે કઠોર વિશેષણો જ મારા કલ્યાણનું કારણ બન્યાં."

જ્યારે રાગિણી આમ બોલતી હતી, ત્યારે ભય્યાસાહેબ રાગિણીના નિર્વ્યાજ મધુર મુખ તરફ જોઈ રહ્યા હતા; તેમની તે રાજસપ્રેમપૂર્ણ દૃષ્ટિ જોતાં જ રાગિણી શરમાઈ ગઈ, અને તેણે પોતાનું મ્હોં વિનયપૂર્વક બીજી તરફ ફેરવ્યું.

ચાલતાં ચાલતાં તે બન્ને પર્વતની એક તૂટેલી કરાડ પાસે—ભયાનક દરી પાસે આવ્યાં. ભય્યાસાહેબ કરાડની પાસે તેની કોર ઉપર જઈ તે ઊંડી અને અદ્ભુતરમ્ય ખીણમાં કુતૂહલથી જોવા લાગ્યા. પણ રાગિણી તો થોડેક છેટે અશોકવૃક્ષની નીચે ઉભી રહી અને બની શકે એટલી દરીની શોભા જોવા પ્રયત્ન કરી રહી હતી. તે વખતે સૂર્યદેવતા તેમની સામે રહેલા પર્વતશિખરની પાછળ હતો, તે જાણે સંધ્યાદેવીનો મેળાપ થવાના આનન્દથી જ આરક્ત થયો હોય, તેવો દેખાતો હતો. ખીણની અંદર જોઇએ, તો તેની અન્દરનો ગાઢ અન્ધકાર જોઈ શકાય એટલો જ ત્યાં પ્રકાશ દેખાતો હતો. તેની બન્ને બાજુએ સપાટીપર ઉભી રહેલી શ્યામવર્ણી લીલી ઝાડી હતી. પશ્ચિમ તરફની ઝાડીનો રંગ તેથીય વધારે શ્યામ દેખાતો હતો. પણ તેમાંથી શુભ્ર બેત્રણ ઝરા વહી રહ્યા હતા અને તે ઊંચાણમાંથી વહેતા હોવાથી મોટા પ્રવાહો જણાતા હતા અને તેથી તે અન્ધકારાવૃત્ત સપાટીની શોભામાં વધારો થતો હતો. તેની ઉપરના ભાગ તરફ જોયું હોય, તો ત્યાંની વધારે લીલી ઝાડી જોઈ શકાય એમ હતું. ભિન્ન ભિન્ન જાતનાં પત્રપુષ્પોના રંગ તો ઓળખી શકાય એમ ન હોતું જ. તે ભાગમાંથી બે ત્રણ ઝરણાં પણ વહી રહ્યાં હતાં. એક ખૂણામાંથી ઘનગર્જનસમ ઘોર કરતો ધોધ પણ દૃષ્ટિએ પડે તેવો હતો.

પર્વતશિખરની પાસે જણાતી ઝાડીની શોભા વધારે સ્પષ્ટ અને દિલખુશ હતી. તેને 'ભવ્ય' કહેવા કરતાં 'વિચિત્ર–રમણીય' તરીકે ઓળખાવવાનું વધારે ઠીક થઈ પડે. તે ગૂઢાર્થપરિપૂર્ણ અથવા ગમ્ભીર ન હતી, છતાં મનોહર અને ઉત્સાહવર્ધક તો હતી જ; તેની અન્દર ઉર્જ્વલતા અથવા વિભૂતિમત્ત્વ કરતાં ઉન્માદકત્વ અને હાસ્યરસોત્પાદકત્વ વિશેષ હતાં. ત્યાંના આંબા, સાગ, વડ, આમલી, કેળ, ચંપો વગેરે વૃક્ષો સ્પષ્ટ રીતે ઓળખી શકાય એવાં હતાં. દાખલા તરીકે સાગનાં પાંદડાંનો રંગ કૃષ્ણ-પાંડુર હતો, શુષ્ક પાનનાં છિદ્રોમાંથી પસાર થતાં સૂર્યકિરણો એવી રીતે પડતાં હતાં કે જેમ ભટ્ટજીનું શરીર લુંછવાના વસ્ત્રમાંથી આવતાં હોય અને તેથી તેને પણ એક પ્રકારનું સૌન્દર્ય પ્રાપ્ત થએલું જણાતું હતું. ત્યાનાં આમ્રવૃક્ષો પીળા, ધોળા અને લાલાશ પડતા મ્હૉરથી પ્રફુલ થઇ રહ્યાં હતાં, અને પોતાનો સુવાસ બધે ફેલાવી રહ્યાં હતાં, ત્યાનાં કેટલાંક વૃક્ષો અને વેલાઓ તો ઘણાં જ સુન્દર જણાતાં હતાં. પણ તેમનાં નામ હું કયાંથી જાણું? કોઈ વનસ્પતિશાસ્ત્રજ્ઞ જાણે તો કોણ જાણે? એક પ્રચંડ ઝાડ ઉપર એક લતા વાયુની લહરીથી હિંચકા ખાતી હતી, અને તેની ઉપરનાં લાલ પુષ્પો, મોટા માણસની આસપાસ બાળકો રમે, તેમ આમતેમ નાચી રહ્યાં હતાં. 'બાળકની જેમ' કહેવા કરતાં પાસેના ઝાડની ડાળીને છેડે લટકી રહેલા 'વાનરની જેમ' કહીએ તોય ચાલી શકે એમ છે. બીજાં અનેક વૃક્ષો, અનેક રંગી અનેક લતાઓ અને અનેક રંગબેરંગી પુષ્પો ત્યાં હતાં, તેમનાં નામ તેમ જ ત્યાં ઉડી રહેલ પક્ષીગણનાં નામ ભય્યાસાહેબ અને રાગિણીને ખબર ન હતાં; એટલું જ નહિ, પણ નવલકથાના લેખકને પણ તેમનાં નામનિર્દેશની ખબર નહોતી. પણ તે નામની અનભિજ્ઞતાથી તેમનું સૌન્દર્ય તલભર પણ ઓછું થોડું જ થવાનું છે?

ભય્યાસાહેબ તે કરાડની કોરે ખીણમાં જોતા, શિખર ઉપરના દેખાવ તરફ દૃષ્ટિ ફેંકતા, અથવા આકાશ તરફ નિશ્ચલ નજર નાંખતા ઉભા રહ્યા હતા. તે દેખાવ જોઈ તેમના મનમાં કયા વિચાર રમી રહ્યા હતા, તે ઈશ્વર જાણે! પણ તે ગમ્ભીર અથવા ઉદાસ બની વિચારમગ્ન થઇ ગયા હતા, એ તો ચોક્કસ જ. તેમની આ વૃત્તિને રાગિણી પહેલેથી જ ઓળખતી હતી તેથી 'કોઈ વિષયપર વિચાર કરી રહ્યા હશે, એમ ધારી તે પણ અશોકવૃક્ષ પાસેની એક શિલાપર બેસી સૃષ્ટિસૌન્દર્ય નિહાળવા લાગી.

થોડી વારે તેની દૃષ્ટિ જમણી તરફના બે નાના પર્વતશિખરો તરફ ગઈ. તે ગિરિશૃંગો પર્વતની લગભગ મધ્યમાં હોઇ સાધારણ રીતે ગોળ હતાં, અને તેમાંથી બે ઝરણો વહી રહ્યાં હતાં. તે ઝરણાંનું દૂધ જેવું શુભ્ર પાણી વહેતું વહેતું એક કુંડમાં પડતું હતું. ત્યાં પશુપક્ષીઓ આવીને પાણી પીતાં અને તૃષાશાન્ત થતાં હરિતતૃણતરુપર આરામ લેવાને બેસતાં હતાં.

આ દશ્ય રાગિણી જોઈરહી હતી તે વખતે ભય્યાસાહેબ પોતાનું દશ્ય જોવામાં ગર્ક થઈ ગયા હતા. વિચારમગ્ન બની મનમાં કોઇ સંસ્કૃત શ્લોક બોલતા હોય એમ જણાતું હતું. એકાદ ક્ષણ બાદ તેમણે એકદમ રાગિણી તરફ જોયું, અને ગમ્ભીર અવાજે તે કહેવા લાગ્યા: "રાગિણી! શું આ જગત આ પર્વત જેવું નથી? આ નીચેની અંધકારમય ઉંડી ભયંકર ખીણ, વચમાં આ સામેનો વિચિત્ર રમ્ય પર્વતવાળો પ્રદેશ અને આ ઉપરનું અનંત ગૂઢ ઉદાસીન આકાશ! આ બધું જોતાં મને તો ભગવદ્ગીતાના 'अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत। अव्यक्तनिधनान्येव' શ્લોકનું સ્મરણ થાય છે. જગતનું મૂળ આ ખીણની જેમ ગૂઢ છે, તેથી જ ભયાનક, ભયોત્પાદક અને ભ્રાંતિકારક જણાય છે; આ સંસાર આ પર્વતના સામેના પ્રદેશની માફક સુવ્યકત અને રમણીય છે, અને આ જગત–સંસારનો અન્ત કયારે, કેવી રીતે થશે, આપણું, આપણાં પ્રેમ, વીર્ય, ઉચ્ચ આકાંક્ષા, વગેરેનું શું થશે, એ બધું આ ઉપરના અનન્ત વિશાલ આકાશની જેમ અતર્કય, અજ્ઞેય અને ઔદાસીન્યજનક છે."

ભય્યાસાહેબનું સાત્ત્વિક વિવેચન રાગિણીએ શાન્તિથી સાંભળી લીધું. અને પછી સ્મિત કરતાં તે બોલી: "હું કવિ નથી, તેમ તત્ત્વજ્ઞાની પણ નથી; એટલે આ બધું કયાંથી સમજી શકું?"

રાગિણીના આ શબ્દો તાત્ત્વિક અથવા કાલ્પનિક વિવેચન કરનારને ઉત્તેજન આપે એવા તો ન હતા, પણ ભય્યાસાહેબને તે વખતે કલ્પનામય તાત્ત્વિક સ્ફુર્તિ થએલી હોવાથી તેના તે શબ્દો તેમને તો ઉત્તેજક જ લાગ્યા. છતાં તે બોલ્યા: "આ દારુણ અને ભયાનક ખીણ જોઇને હું તો ગભરાઈ જાઉં છું. પણ આ પર્વત ઉપરનાં પ્રચંડ વૃક્ષો, તેમનાં અનેક રંગી પર્ણો, નાનાં મોટાં સુવાસિત પુષ્પો, ઝાડપર આમતેમ કૂદકા મારી રહેલા વાનરો, તે વૃક્ષોપર બેસી મધુર ગીત અથવા કર્કશ સ્વર કાઢનારા પક્ષીગણ, આ પર્વતના સપાટ પ્રદેશપર નિર્ભયપણે ફરી હરિતતૃણ ખાઈ સંતુષ્ટ થનારાં હરણાં, વગેરે જોયા પછી મારા હૃદયની બ્હીક જતી રહી છે અને આ વૃક્ષોની જેમ હું પણ હર્ષોત્ફુલ્લ બની જાઉં છું. આ પર્વતપરનાં દશ્યો જોઇને, ત્યાં ઉભેલાં હરણાં જોઇ અહીં જ રહી એકાન્તિક અથવા તારી સાથે રહી સુખમય જીવન ગાળવાનું પણ મને મન થઈ જાય છે. પણ ઉંચે આકાશ તરફ નજર પડે છે તે જ ક્ષણે આકસ્મિક રીતે નજરે પડેલા તે વિશાળ, દારુણ અને ઘોરોત્તુંગ આકાશ તરફ જોઈ હું ફરીથી ઉદ્વિગ્ન થતો જાઉં છું!"

"આ બધા મનના જ ખેલ છે!" રાગિણી બોલી.

"ગમે તે કહો, પણ આ ખીણ, આ સામેનો પ્રદેશ અને ઉંચેનું અનન્ત ગૂઢ આકાશ, એમાં જ હું જગતનો આદર્શ જોઈ રહ્યો છું."

"હું તો એમ માનું છું કે જગત આ પર્વતની જેમ સ્થિર નથી, અથવા ખીણુની માફક ભયાનક પણુ નથી." રાગિણી બોલી: "જગત તો આ અશોકવૃક્ષ જેવું છે. એનાં મૂળિયાં જો કે ગૂઢ છે, છતાં તે દિન-પ્રતિદિન વધે જ જાય છે. તેવી જ રીતે જગત પણુ સ્થિર અથવા જડ નથી, પણુ આ જીવન્તવૃક્ષની માફક વિકાશ પામે છે અને પત્રફલપુષ્પ-મય બને છે."

"તમારા જેવી સુંદર સ્ત્રીઓ આ જગતમાંનાં સુગન્ધયુક્ત પુષ્પોની ગણુતરીમાં આવી શકે જ!" વિનોદથી સ્મિત કરી ભય્યાસાહેબ બોલ્યા.

આ અકલ્પિત વિનોદથી રાગિણી શરમાઇ ગઇ—એટલી બધી શરમાઇ કે આની સામે તેને એક જવાબ સૂઝેલો, તે પણુ આ લજ્જાન્વિત સંભ્રમથી તે ભૂલી ગઇ!

એટલામાં ભય્યાસાહેબ બોલ્યા: "રાગિણી! આ સામે દેખાતી ગોળ ટેકરીઓ તરફ જો. તેમાંથી વહેતાં પેલાં બે ઝરણાં કેવાં સુન્દર દેખાય છે! તેમના તરફ જોઈ મને એવો વિચાર આવે છે કે ભલે નિસર્ગદેવી પાષાણુહૃદયા હશે; છતાં પણુ તેનું હૃદય પ્રેમાર્દ્ર છે!"

"હું ધારું છું, કે એ બે નાની ટેકરીઓ તો નિસર્ગદેવીનો ઉર: પ્રદેશ હશે." રાગિણી બોલી: "અને પેલાં ઝરણાં તે સ્નેહાર્દ્ર માતાના ઉર:પ્રદેશમાંથી નીકળતો દુગ્ધસ્રાવ જ હોવો જોઇએ. કારણુ કે તેનાં તરુ બાલકો અને હરણુ–શિશુઓને દૂધ મળે, એ આશયથી વળી તે પ્રેમાળ માતા પોતાના હૃદયમાંથી દૂધનો કેવો શુભ્ર પ્રવાહ બહાર કાઢે છે, તે તો જૂઓ!"

"સ્વભાવ અને અનુભવ પ્રમાણે જ માણુસ બીજાની પરીક્ષા કરે છે, એવું જે કહેવાય છે, તેમાં ભૂલ નથી." ભય્યાસાહેબે પરિહાસ કરવાના ઉદ્દેશથી કહ્યું: "સ્ત્રીના મુખમાંથી આવી જ ઉપમાઓ નીકળી શકે!"

"અને પુરુષ પાષાણુ હૃદયનો હોય છે, તેથી જ તેને સૃષ્ટિદેવતા પાષાણુહૃદયા ભાસે છે!" રાગિણી સાભિપ્રાય વિદગ્ધ સ્મિત કરી બોલી.

"એટલે? હું પાષણુ હૃદયનો છું, એમ તું કહેવા માગે છે?" ભય્યાસાહેબે અરસિક બની સવાલ પૂછ્યો.

"તે તો હું શું જાણું?" રાગિણી બોલી: "મને જો કોમળ સુવા-સિક ફુલ કહો, તો પછી મારો ત્યાગ કરી નાશી જનારનું હૃદય પાષાણુ જેવું જ ગણુાય ને?"

કેવળ હાસ્યવિનોદ કરવાના ઉદ્દેશથી જ રાગિણીએ આ શબ્દો ઉચ્ચાર્યા. અને તેનો આ વિનોદાત્મક ટાણો ભય્યાસાહેબને ગમ્યો પણુ ખરો. પણુ આથી તેમને પોતાના કૃતાપરાધનું સ્મરણુ થતાં, તે વધારે ઉદાસ થવા લાગ્યા. બાહ્યતઃ તે રાગિણી સાથે આનન્દથી વાતો કરી રહ્યા હતા, તેમ જ તેની મશ્કરી પણુ વારંવાર કરતા હતા; પરન્તુ

સૃષ્ટિસૌન્દર્ય જોઈ ઉત્પન્ન થએલી સ્ફુર્તિથી તેમનું ગત ચરિત્રભાન જે નષ્ટ થયું હતું, તે હવે ફરીથી જાગૃત થયું અને ક્ષણ પહેલાં અનુભવાયલી દિવ્યાનન્દની સ્થિતિ ક્યાં ય જતી રહી. તેમના પશ્ચાત્તાપદગ્ધ કોમળ મનરૂપી ક્ષતની ઉપર રાગિણીના જવાબરૂપી ક્ષાર પડવાથી તે મન બળવા લાગ્યું. આ વાત છૂપાવવાનો તેમણે ઘણો પ્રયત્ન કર્યો; પણ તે વાત વધારે વાર છૂપી રહે એમ ન હતું. ભય્યાસાહેબના હૃદયમાં શું ચાલી રહ્યું છે, તેનો ખ્યાલ સરખો ય રાગિણીને ન હતો. તેથી પોતાના વિવાહ પહેલાંના બાલ્યકાળનાં સ્મરણો સંભારી તે પોતે હસી, ભય્યાસાહેબને હસાવવા પ્રયત્ન કરી રહી હતી. અને ભય્યાસાહેબ પણ તેની સાથે ઉપલક વાતો કરી તેના આનન્દમાં ભાગ લેતા હોય એમ દર્શાવતા હતા.

એટલામાં તે અશોકવૃક્ષપર બેઠેલાં બે ત્રણ માંકડાં તેમના ભણી જોઇ અને ચીં ચીં કરી હાથના નખવડે પોતપોતાનાં નાક ખંજવાળવા લાગ્યાં. આ પ્રત્યક્ષ વાનરચેષ્ટાથી તે બન્નેને હસવું આવ્યું. પણ ભય્યાસાહેબનું હાસ્ય ક્ષણિક જ હતું, પરન્તુ રાગિણીને તો તે માંકડાંની બાલિશતાથી કહો, અથવા શુદ્ધ અન્તઃકરણથી કહો—ઘણું જ હસવું આવ્યું.

રાગિણી આ પ્રમાણે માંકડાં તરફ જોઈ હસી રહી છે, એટલામાં ભય્યાસાહેબનો હૃદયક્ષોભ ઘણો જ વધી ગયો: તેથી સહસા રાગિણીના પગને બન્ને હાથે પકડીને "રાગિણી! તને મેં બહુ દુઃખ દીધું છે માટે મને માફ કર!" એમ તે કહેવા લાગ્યા. બોલતાંબોલતાં રાગિણીના પગ ઉષ્ણ અશ્રુબિન્દુપ્રવાહથી ભિંજવી નાંખ્યા.

એક ક્ષણ સુધી આ અકલ્પિત નાટકી બનાવથી રાગિણી ચમકી જ ગઈ. અને તેને તો આ એક મશ્કરી જ લાગી.

પણ મશ્કરી કેવીક હોય છે, એ સમજવાને શું ઘણી વાર જોઇએ? રાગિણીએ ભય્યાસાહેબનો હાથ પકડી, "આ શું?" એમ કહી તેમને ઉઠાડવા લાગી. અને "મારા પગ છોડો; મને આવું નથી ગમતું!" તે કહેવા લાગી. આ રીતે તે પોતાના પગ છોડાવવા પ્રયત્ન કરવા લાગી. પણ ભય્યાસાહેબ તેનું માને જ શાના? આંખમાંના અશ્રુપ્રવાહ અને મુખમાંથી નીકળતા ઉષ્ણ નિઃશ્વાસથી જ તેમણે તેના પ્રશ્નનો ઉત્તર આપ્યો.

પતિ પોતાની સ્ત્રીને પગે પડે, એ હિન્દુ સ્ત્રીને મન કેવી રીતે ગમે? તે એકદમ ઉઠીને ઉભી થઈ અને "આવું ન કરશો, બચ્યું!" એમ કહી તેમના હાથમાંથી પગ છોડવા લાગી.

"મને માફ કર્યા વિના હું ઉઠવાનો જ નથી." એમ કહી ભય્યાસાહેબે તેના પગ વધારે જોરથી પકડ્યા, અને તેના હાથ પોતાના માથા તળે દાબી રાખ્યા.

"અરે! આ શું? હું કઈ વાતની ક્ષમા કરું?" આવું આવું કહી રાગિણી તેમને શાન્ત પાડવા પ્રયત્ન કરી પોતાના હાથ છોડવવા મહેનત કરતી હતી પણ જ્યારે હાથ છોડ્યા નથી છૂટતા એમ જણાતાં તે પ્રેમાળ સ્ત્રી ધીમે રહી ઘાસ ઉપર બેસી ગઈ, અને ભય્યાસાહેબનું મસ્તક તેણે પોતાના ખોળામાં લીધું. અને માતાની જેમ તેમની પીઠ ઉપર અને મુખ ઉપર હાથ ફેરવી તે તેમને શાન્ત પાડવા યત્ન કરવા લાગી. પતિ-પત્નીપ્રેમને માતૃપ્રેમની ઉપમા આપવી, એ અલંકારશાસ્ત્રની દૃષ્ટિએ રસહાનિકારક જણાશે; પણ રાગિણીનો પ્રેમ—તે વખતનો સાત્ત્વિક શુદ્ધ અને કોમળ પ્રેમ—બીજા એકે ય શબ્દથી દિગ્દર્શિત કરી શકાય એવો નથી. તે પ્રેમ તેવો ને તેવો જ સાત્વિક શુદ્ધ ન રહી શક્યો, એ વાત જો કે જૂદી છે. જલદીથી જ તે કિંચિત્ વિકૃત થયો, અસ્તુ. રાગિણીના માતૃવત્ શુદ્ધ શાન્ત અને સાત્વિક પ્રેમે પીઠ પર હાથ ફેરવવાથી ભય્યાસાહેબ શાન્ત થવાને બદલે વધારે અશાન્ત થયા. હવે તેમને શાન્ત કેવી રીતે પાડવા એ જ રાગિણીને સમજી શકાયું નહિ. પણ ધીરજ ન છોડતાં "નસીબે હોય તે તો ભોગવવું જ પડે; ઈશ્વરેચ્છા આગળ કોઈનું કશું ચાલવાનું નથી," એવું કહી, અથવા "જે થયું તે થયું, હવે તેનું શું? પરિણામ તો સારું જ આવ્યું છે ને?" એવો મનમાં વિચાર કરી તેમને શાન્ત પાડવાનો પ્રયત્ન કરતી હતી.

ભય્યાસાહેબનું ક્ષુબ્ધ અને તપ્ત મસ્તક છેવટે તેનાં અશ્રુઓથી જરાક શાન્ત થયું, અને પોતાનો શોકાવેગ તે રોકવા લાગ્યા. પોતાનાં આસું લૂછીને તેમણે અર્ધદૃષ્ટિ ઉંચી કરી ઉપર દેખાતા વિશાલ અને સપુષ્પ અશોક વૃક્ષની તરફ વાળી. થોડીવારે તે બન્ને આનન્દથી વાતો કરવા લાગ્યાં.

તેમની વાતો ચાલતી હતી એટલામાં એક સુંદર ધોળી ગાય ત્યાં આવી. તેને જોતાં જ ઘરની ગાયનું તેમને સ્મરણ થયું, એટલે ભય્યા-સાહેબે ઘરનાં ઢોરની ખબરઅંતર પૂછી. ઘરની વાતો થઈ રહ્યા પછી પાડોશીઓની હાજરી સમાચાર પૂછવામાં લીધી.

આ રીતે આમતેમની વાતો ચાલતી હતી, તેવામાં રાગિણીની નજર સામેના ઝાડ ઉપર ગઈ. એ ઝાડ ઘણું ઉંચું હતું, અને તેને છેડે ડાળીઓ હતી. તે ડાળીઓ ઉપર પુષ્પો—અથવા બીજું કંઈ—હોવાથી તે એટલી બધી ધોળી દેખાતી હતી, કે તે ઝાડ એટલે એક પ્રચંડ ધોળી છત્રી જ છે કે શું, એવો જોનારને ભાસ થતો હતો.

"પેલું ઝાડ શાનું હશે?" ઝાડ તરફ આંગળી કરી રાગિણીએ પૂછ્યું.

"ચંપાનું હશે." ભય્યાસાહેબ બોલ્યા: "ઘણાં ફુલ છે તે ને?"

"ચંપાનું ઝાડ આટલું બધું ઉંચું ન હોય; અને તેની ડાળીઓ પણ આમ છત્રીની જેમ વળેલી ન હોય." રાગિણીએ કહ્યું.

"આ પ્રાન્તમાં કેટલાક ચંપાનાં ઝાડ આટલાં ઉંચાં હોય છે; મેં પોતે એવાં કેટલાંક ઝાડ જોયાં છે!"

"મને તો લાગે છે, તે પારિજાતકનું ઝાડ હશે. જ્યારે ઘણાં ફુલો આવે ત્યારે તે ઝાડ આવું જ પ્રફુલ્લિત દેખાય છે."

"ગમે તેનું હશે, આપણે શું? જોવાનું મળે છે, એટલે બસ!"

તેમનું વાક્ય પૂરું થાય તે પહેલાં જ પર્વતપરથી એક પત્થરો પડતાં એક મોટો અવાજ થયો, એટલે તે ઝાડ ઉપરથી બગલાંની એક મોટી સેના જ આકાશમાં ઉડી, અને તે સેનાએ તે ખીણ વ્યાપ્ત કરી દીધી.

'બગલાંને ફુલ કલ્પ્યાં' તેથી બન્ને જણ એક બીજા તરફ જોઇને હસવા લાગ્યાં. ભય્યાસાહેબ ગમ્ભીર થઇ સ્મિતપૂર્વક બોલ્યા: "જગત તો આવું છે,! તે દેખાય છે એક પ્રકારનું અને ખરેખર હોય છે બીજી જ જાતનું! અને નવાઇની વાત એ છે, કે આપણે પોતાના ભ્રમોત્પાદક ખ્યાલને ખરા માનીલઇ વિવાદ કરીએ છીએ. વખતે લડીએ પણ છીએ!"

સૃષ્ટિનાં દશ્યો ઉપરથી જાતિમાં નિયમ કે તાત્ત્વિક બોધ કાઢવાની ભય્યાસાહેબને ટેવ હતી, તે રાગિણી પોતાના અનેક વર્ષોના અનુભવથી જાણતી હતી. તેથી ભય્યાસાહેબની એ તાત્ત્વિક વાતથી તેને નવાઇ થઇ નહિ. તેમની આ પ્રવૃત્તિનો ઉપહાસ કરવાના હેતુથી તે બોલી: "મને લાગે છે, કે જગતની દરેક વસ્તુમાં જગતનો આદર્શ–તેનું પ્રતિબિમ્બ છે. તેમાં જોનારા માણસની અન્દર થોડીક કલ્પનાશક્તિ અને ભાષાપ્રભુત્વ હોય, તો પત્થરો અથવા છાણુ જેવા પદાર્થમાંથી પણ જાતિનો બોધ લેવાનું છોડે નહિ!"

ભય્યાસાહેબે આનો કશો જ જવાબ દીધો નહિ. પોતાની પત્ની કહે છે તે પ્રમાણે સૃષ્ટિનાં દશ્યોનો અર્થ કરવાનો અધિકાર–તેવી ટેવ–કેવળ કવિઓની જ હશે કે શું, એ વાતનો વિચાર, તે રાગિણીના મુખ તરફ સાદર, પ્રેમાર્દ્ર દૃષ્ટિથી જોઈ કરતા હતા. થોડી વારે તેનું તે ચન્દ્રતુલ્ય ધવલ મુખ, તેની પાણીદાર આંખો, તેની પ્રેમનિષ્પન્દી વિદગ્ધદૃષ્ટિ, આ બધું જોઇને તેમના તાત્ત્વિક વિચાર અને હૃદયક્ષોભકારક પ્રશ્ચાત્તાપ તેમના મનમાંથી ગયા, અને યૌવનના શરીરધર્મને લીધે તેમનું હૃદય હવે એક કોમળ મધુર ભાવથી વ્યાકુળ થયું.

પોતાના પતિનું શોકાકુલ અને કૃશ પરન્તુ પાવિત્ર્ય તેજયુક્ત મનોહર મુખ જોઈ રાગિણીના અન્તઃકરણમાં પણ એક પ્રકારનો યુવતીજન-સહજ જૂદી જ જાતનો ભાવ ઉત્પન્ન થયો!

આવી રીતે પ્રણયકોપ, વિશ્રમ્ભાલાપ વિનોદકથા, વગેરેમાં તે પ્રણયીજનોનો વખત વીતી ગયો. સૂર્યાસ્ત થવા આવ્યો, છતાં ય તેમને તેની ખબર પડી નહિ. અને પડેય કયાંથી? પ્રેમબદ્ધ યુવકયુવતીના વિશ્રમ્ભાલાપને વખત હમ્મેશાં જ ખૂટતો રહે છે. આનન્દરાવ અને ઉત્તરાની પણ તેવી જ અવસ્થા નહોતી થઈ કે શું?

આશ્રમ તરફ પાછાં ફરતી વખતે ભય્યાસાહેબે રાગિણીનો હાથ પોતાના હાથમાં પકડ્યો હતો, અને બન્ને વાતો કરતાં પાછા વળતાં હતાં. ચાલતાં ચાલતાં ભય્યાસાહેબે કહ્યું: "આપણે આટઆટલું સહન કર્યું, પણ આજે પહેલાંનું બધું દુઃખ ભૂલી જઈ, હાથમાં હાથ નાંખી, આનન્દથી ફરવા આવ્યાં છીએ તેનાં કરતાં વધારે આનન્દની વાત બીજી કઈ હોઈ શકે વારું ?"

આ પ્રશ્ન પૂછાયો તે વખતે પોતાના બચ્ચાને ચાંચ વતી દાણો ચારતી એક કાબર તરફ રાગિણીની દૃષ્ટિ લાગી રહી હતી, તે પક્ષી તરફ જોઇને રાગિણી બોલી: "હા, એથી ય વધારે આનંદની એક વાત છે!"

"કઇ ?"

રાગિણીએ ભય્યાસાહેબ તરફ વાંકી નજરથી જોયું અને તે સ્મિતપૂર્વક બોલી: "આમ ફરવા કરતાં આપના જેવા જ ચહેરાવાળો છોકરો મારી આંગળી પકડી મારી સાથે ચાલી રહ્યો હોય, એવું જોવાનો મારો વારો આવે તો તેને હું આના કરતાં ય વધારે આનન્દની વાત માનું!"

"ઠીક, એથી વધારે બીજી આનન્દની વાત કોઈ છે?" ભય્યાસાહેબે સંતુષ્ટ થઈ સવાલ પૂછ્યો.

"એથી વધારે આનન્દની વાત હોઈ શકે જ નહિ! બ્રહ્માનન્દ શી ચીજ છે, તે હું નથી જાણુતી; પણ **પુત્રસુખ આગળ બ્રહ્માનન્દની કિમ્મત મારી દૃષ્ટિએ તો ઓછી જ છે!**"

"પુત્ર કરતાં કન્યાનો હાથ ઝાલી સાથે ફેરવવી, એ વધારે આનન્દદાયક છે!" કેવળ વિવાદ કરવા માટે જ ભય્યાસાહેબ બોલ્યા.

"ના, **પુત્રસુખની તોલે બીજું કશું ય નહિ આવી શકે!**"

"કદિ નહિ; કન્યા જેવી વસ્તુ છે જ નહિ!"

આમ વિવાદ ચાલતો હતો, એટલામાં તેમણે ઉત્તરા અને આનન્દરાવનો અવાજ સાંભળ્યો, અને તે બન્ને તેમની પાસે આવી પહોંચ્યાં. આનન્દરાવ અને ભય્યાસાહેબ પોતપોતાની પત્નીઓના હાથ છોડી દઈ વાત કરતાકરતા આગળ ચાલવા લાગ્યા. ઉત્તરા અને રાગિણી પણ તેમની પાછળ પાછળ ચાલતાં હતાં.

"બ્હેન એટલો બધો વિવાદ શાનો ચાલી રહ્યો હતો, તમારો ?" રાગિણીએ ઉત્તરાને પહેલો જ સવાલ પૂછ્યો.

"વિવાદ નહોતો. વિવાદ સિવાય અમારે બીજો કોઈ ધંધો નથી કે શું ?"

"આજ કાલ તને વિવાદનો વિષય અપ્રિય થવા લાગ્યો છે ખરો ને. પહેલાં તો તું વિવાદ–"

"તે વખતની વાત જૂદી હતી અને આજની જૂદી."

"જૂદી છે તે તો દેખાય છે જ. પણ બ્હેન! ખરું કહેને, શાનો વિવાદ તમે કરી રહ્યાં હતાં? સ્ત્રીપુરુષોના સમાન હક્ક હોવા જોઇએ કે નહિ, એ વિષય તો ન હોતો ને?"

"રાગિણી! તને ખરું કહું? હવે તો મને એ સવાલ ઉપર ચર્ચા કરવાનું મન જ નથી થતું! અને ચર્ચા કરવાની હોય, તો ય આવા માણુસ આગળ થાય ખરી કે? ગાંડી ક્યાંની!"

"હું તો ગાંડી છું જ! પણુ 'આવા માણુસ' સાથે વિવાદ કરતાં તું આટલી ડરે છે, એટલે–"

"આ ડરવાનો સવાલ નથી," ઉત્તરા વચ્ચે જ બોલી: "મને એવી ઇચ્છા જ હવે નથી થતી. વિવાદ કરવા કરતાં નમ્રપણે સવાલ પૂછ્યાં કરવા, સેવા કરવી, એવું જ મને હવે મારા મનમાં થયાં કરે છે. તેમનું એકાદ વાક્ય મુખમાંથી નીકળે, એટલે તે ખરું જ લાગે છે, તે જ સત્ય અને વિચારપૂર્ણ ભાસે છે. બોલવું, ચાલવું, બધું જ મીઠું લાગે છે. તો હવે વિવાદ ક્યાંથી કરવો? તું જ કહે!"

"મોટાભાઇ ગમે તે કરશે, તો ય તને હવે તે ગમી જ જવાનું, એ તો હું ભૂલી જ ગઈ હતી. તેમણે–"

"રાગિણી! તને આ નથી શોભતું! તારી આ મશ્કરી મને નથી ગમતી!"

"મારી નહિ ગમે, તો ચાલશે; જેની ગમવી જોઇએ, તેની ગમશે એટલે થયું! પણુ જવા દે એ વાત હવે. સ્ત્રીપુરુષોના અધિકાર કેટકેટલા છે, એ વિષે તારો હવે શો અભિપ્રાય છે?"

"અમારા બન્ને વિષે જ જો તું પૂછતી હોય, તો તારો આ સવાલ નકામો જ છે. કારણુ કે જ્યાં પ્રેમ છે, ત્યાં ઓછાવત્તા અધિકારનો પ્રશ્ન જ નથી રહેતો. પતિની મોટાઈ વધે, તેમની સત્-કીર્તિ વધે, તેમને સુખ થાય, તેમના મનને હમ્મેશ શાન્તિ રહે, એ જ પત્નીની જ્યાં આગળ ઇચ્છા છે, અને પોતાની પત્નીને સુખ થાય, તેને માતપિતાનું ઘર છોડ્યા વિષેનું દુઃખ ન થાય, પતિનું ઘર એ જ તેનું ઘર છે, એવી તેની ભાવના થાય, તેને સુશિક્ષણુ મળે અને તેની ઉન્નતિ થાય, તેનો સંસારરથ નિર્વિઘ્ને ચાલે, એવી પતિની જ્યાં ઇચ્છા હોય ત્યાં તો ન્યૂનાધિક અધિકારનો પ્રશ્ન જ ક્યાં બાકી રહે છે? એકબીજાના સુખમાટે અને મહત્ત્વમાટે જ જ્યાં આગળ પ્રેમસ્પર્ધા ચાલી રહી છે, ત્યાં આ અધિકારનો પ્રશ્ન ખરે નિરર્થક જ છે!"

"એ તો ખરું, પણુ જ્યાં આટલો ઉચ્ચ પ્રેમ નહિ હોય, ત્યાં શું? ત્યાં પત્ની ઉપર હમ્મેશ પતિ જ અધિકાર ચલાવે કે શું?"

"પણુ આ સવાલનો વાદવિવાદ કર્યે થોડો જ કંઈ નિવેડો આવવાનો છે? તેનો જવાબ તે બન્નેના સ્વભાવ અને વર્તણુંક ઉપર આધાર રાખે છે. સ્ત્રીપુરુષના અધિકાર વિષે તાર્કિક ચર્ચા કરવામાં કશો જ અર્થ હોય, એમ મને હવે નથી લાગતું. તેં આ સવાલ પૂછ્યો છે ખરો, પણુ તારે પોતાને માટે આવો સવાલ ઉદ્ભવ્યો હોય, એમ હું નથી માનતી!"

"મારી આગળ આવો પ્રશ્ન આવ્યો જ નથી, અને આવવાનો ય નથી. પણ બ્હેન! બધાંની સ્થિતિ આપણા જેવી થોડી જ હોય છે?"

"બધાંની હોય કે ન હોય; આપણે આપણા વર્તનથી આ સવાલ કેટલો અનાવશ્યક છે, તે બીજાંને બતાવીએ, એટલે આપણી ફરજ પૂરી થઇ. આ વિષય ઉપર કરેલાં તાર્કિક વિવેચનોનો જરા પણ અર્થ હોય, એવું હવે મને જરા ય લાગતું નથી."

"અર્થ નહિ હોય, પણ જ્યાં લગી આ જગત છે, ત્યાં લગી તો એ ચાલવાનું જ. જ્યાં સુધી ઉચ્ચ પ્રેમની ભાવના વિના જ લગ્નનાં મંગલાષ્ટકો સંભળાય છે, ત્યાં સુધી આ અમંગલ પ્રશ્નોનો અવાજ પણ સંભળાયાં કરવાનો. જ્યાં સુધી તામસી પુરુષો સ્ત્રીઓને સતાવ્યાં કરશે ત્યાં સુધી આ પ્રશ્ન જગતને દુઃખી જ કર્યાં કરશે. જ્યાં સુધી નિર્દય પતિરાજ પોતાની સ્ત્રીને હાથે થએલી જરાજરાસી ભૂલોથી ગુસ્સે થઈ પત્ની તરફ મોટી મોટી આંખો કરીને ધૂરકે છે, ત્યાં સુધી આ પ્રશ્નનું ભૂત પણ સમાજની સામે આંખો ફાડીને ધૂરકયાં જ કરશે!"

"એટલે? તું તો એમ જ કહેવા માગે છે, કે બધો ગુન્હો જ પુરુષોનો છે!"

"ના એવું નથી. સ્ત્રીઓનો પણ પુરુષો જેટલો જ દોષ છે. જે સ્ત્રીઓ અજ્ઞાનથી, ઓછી બુદ્ધિથી યા તો તામસી સ્વભાવથી પુરુષોને ગૃહસ્વૈરવ્યનો ઉપભોગ લેવા દેતી નથી; જે સ્ત્રીઓ પતિની ઉચ્ચ મહત્વાકાંક્ષાની અને આત્મોન્નતિની આડે આવે છે; જે સ્ત્રીઓ પહેલાંના પૌરાણિક કાળની સ્ત્રીઓની જેમ પતિને સાત્વિક વીર્યકર્મ કરવા દેતી નથી, તે સ્ત્રીઓને વિષે તેમના પતિના મનમાં ઉચ્ચતમ, સાત્વિક અને નિરભિમાન પ્રેમ કદિ પણ વસી શકતો નથી, અને જ્યાં લગી આવી સ્થિતિ જગતમાં કાયમ છે, ત્યાં લગી બુદ્ધિમાન્ અને વિવાદશીલ સ્ત્રીપુરુષોમાં સ્ત્રીપુરુષોના અધિકારનો પ્રશ્ન ચર્ચાશે જ!"

"લોકોમાં ભલેને એ પ્રશ્ન ચર્ચાતો, પણ આપણે નહિ ચર્ચીએ એટલે બસ!" એટલું બોલી વિવાદનો વિષય ટુંકાવવાના હેતુથી ઉત્તરા બોલીઃ "પણ, રાગિણી! ભય્યાસાહેબ તને શું શું કહેતા હતા?"

"કાંઈ ખાસ નહિ. પણ તને એક વાત કહેવા જેવી છે."

"કઈ?"

"એવું કહ્યું કે, 'તાડકા'નો સ્વભાવ હવે બદલાયો છે." આટલું બોલી તેણે ઉત્તરા તરફ જોઈ સાથે ચતુર હાસ્ય કર્યું.

"એ મને 'તાડકા' ન જ કહે! એ તો તું તારા મનનું કહે છે."

"તને એ ખોટું લાગતું હશે, પણ મને ખરે જ એવું કહ્યું. આનન્દરાવે 'તાડકા'નું મન વશ કરવાનું પરાક્રમ કર્યું છે, તેથી તે પણ

'કૅથેરાઇન ધી શ્રૂ'માંના નાયક જેવા જ છે. આપણે તેમને 'તાડકા'ના પતિરાજ એ નામે જ બોલાવીશું!"

"આ બધું તું જ તારા પોતાના મનનું કહે છે. હું તને નાનપણ-થી જ ઓળખું છું!"

"તારે કહેવું હોય તો ભલે તું તેને મારા મનનું કહે; પણ તે બધું ખરું તો છે ને?"

"ખરું છે. એમ કહી હું મારી જાતને 'તાડકા' કહેવડાવવામાં તમને બધાંને સમ્મત શાની થાઉં?"

"તું ના કહે, કે હા કહે; જગત તો તને 'તાડકા'જ કહ્યાં કરશે!"

રાગિણીએ આ શબ્દો મશ્કરીથી જ ઉચ્ચાર્યા, પણ ઉત્તરાને તે ઘણા લાગ્યા, અને તેથી તે ખિન્ન થઈ અને "બધાં ભલે કહેતાં પણ તું તો નહિ કહે ને?" ઉત્તરા ઉદાસ, પ્રેમાળ અને કરૂણ સ્વરે રાગિણીને પૂછવા લાગી.

"હું? કદિ ય મેં તને કહ્યું છે ખરું? મેં તો તારી હમણાં જરા મશ્કરી કરી, એટલું જ!"

"અને તારે ય કહેવું હોય, તો તું પણ કહેજે!" ઉત્તરા પોતાના મૂળ સ્વભાવે અજાણતાં ગઇ અને બોલી. તે વખતનો તેનો આવેશ જોવા જેવો હતો. તેણે પુનઃ કહ્યું: "મને જગતની જરા ય પરવા નથી. મારું મન શુદ્ધ છે, એટલું જ મારે માટે બસ છે. જગતને કોણ પૂછે છે? જગતની સાથે મારે શું કરવું છે? દુનિયા મને ગમે તે કહેશે, તો ય મને હવે તેનું કશું લાગશે નહિ, અને ગુસ્સો તો જરાય નહિ આવે. મારું મન હમણાં એટલું શાન્ત અને સુપ્રસન્ન થયું છે, કે મને બધે જ આનન્દ અને પ્રેમ જ દેખાય છે. મારો દ્વેષ કરે, એવું આ દુનિયામાં કોઇ નથી. અને જો એવું કોઇ હોય, તો પણ તેનો દ્વેષ હું કરીશ નહિ, એટલી શાન્તિ મારા હૃદયમાં આજ વસી છે. તેથી બધે જ હું સાત્વિકતા અને આનન્દ જોઇ—અનુભવી રહી છું!"

"એટલે એમ જ ને; કે બધે આનન્દરાવ છે! બધું આનન્દરાવ-મય છે!" રાગણી ગમે તેવો વિનોદ કરવાનો પ્રયત્ન કરતાં બોલી.

આનો જવાબ ઉત્તરા આપત. પણ બાજુને રસ્તે કોઈ બે માણસ આવતાં હોય એમ તેને દેખાયું. તેથી તેઓ બન્ને ગભરાઈ ગયાં, અને તેઓનાં શરીર કંપવા લાગ્યાં. પણ ગભરાટનું કશું કારણ ન હતું. તે બે માણસ તો ટીલ્લુ અને કિન્નરી જ હતાં. તે બન્ને પૂજાને માટે ફુલ અને પતરાળાં માટે પાન લેવા બહાર નીકળ્યાં હતાં. આપણાં બે યુગલોની પાછળ આ ત્રીજું યુગલ ટોપલી ભરીને ફુલ અને એક મોટો ભારો પાનનો માથે લઈ સામેથી આવતું હતું. ફુલોની ટોપલી અને પાંદડાંનો ભારો એ બન્ને

ટીલ્લુએ કેવળ પત્નીપ્રેમને લીધે પોતાને માથે લીધાં હતાં. પણ જ્યારે તેણે રાગિણી અને ઉત્તરાના અવાજ સાંભળ્યા, ત્યારે જનલજ્જાથી તેણે ફુલોની ટોપલી કિન્નરીને માથે મૂકી, પાંદડાનો ભારો પોતાને માથે રાખ્યો હતો. એટલામાં એ ચારેય મળ્યાં. ટીલ્લુને ઓળખ્યા પછી રાગિણી અને ઉત્તરાની બ્હીક જતી રહી હતી. બ્હીક જતી રહેતાં જ "તમે આમ ક્યાં ગયાં હતાં?" એવું ઉત્તરાએ ટીલ્લુને પૂછ્યું.

તેણે પોતાના માથાપરનો ભારો ધીમેથી નીચે ઉતાર્યો અને કિન્નરીને માથેથી ફુલની ટોપલી પણ નીચે ઉતરાવી. તે જ વખતે કિન્નરીએ ટોપલીમાંથી બે સુન્દર અને સુવાસિક પુષ્પગુચ્છો કાઢી રાગિણી અને ઉત્તરાને એકેક આપ્યો. તે સૌમ્ય ચાંદનીમાં તે પુષ્પગુચ્છ અસ્પષ્ટ, છતાંય મનોહર લાગતા હતા. તે વખતના સૌમ્યસુખસ્પર્શ મંદ પવનમાં તે પુષ્પગુચ્છો અને ટોપલીમાંનાં પુષ્પોની સુવાસ ઘણી જ આલ્હાદકારક હતી.

રાગિણીએ કિન્નરીને પૂછ્યું: "તેં આ શા માટે બનાવ્યાં?"

તેને તે ભાષા આવડતી ન હોતી તેથી કહો, અથવા મધુર વિનયથી કહો, તે શરમાઈ, અને જવાબ આપ્યા વિના જ કેવળ સ્મિત–માત્રથી જ પોતાના મનનો ભાવ તેણે તેમને સમજાવ્યો!

——:૦:——

## ષટ્‌વિંશ પરિચ્છેદ

——:૦:——

### ગુફામાં

ભય્યાસાહેબ અને આનન્દરાવને સપત્નીક સહેલ કરવા મોકલી પ્રિયબ્રહ્મસ્વામી મનન કરવા અને સમાધિ ચઢાવવા ગુફામાં ગયા, એવું પાછળ કહેલું વાંચકોને યાદ હશે જ. સ્વામીજીની ગુફા તે મઠની પાસે જ હતી. તે એક બાજુએ વિવિક્ત સ્થાને હતી; પણ ત્યાં અંધકાર જેવું કાંઈ નહોતું. એક ખૂણામાં દેવદારના કબાટમાં કેટલીક પોથીઓ અને કેટલાંક પુસ્તકો મૂકેલાં હતાં. બીજા ખૂણામાં સુવાનું બિછાનું અને ગરમ કામળીઓ વગેરે ચીજો પડેલી હતી. ત્રીજા ખૂણામાં પાણી પીવાને માટે એક માટલું અને પવાલું દેખાતાં હતાં. ચોથા ખૂણામાં લાંબાપહોળા વ્યાઘ્રચર્મની ઉપર સ્વામીજી ટટાર થઈ સ્વસ્થ રીતે બેઠા હતા. તેમની સામે શ્રીદત્તાત્રેયની, શ્રીરામચન્દ્રની અને તેમના ગુરુજી શ્રીવિવેકાનન્દની, એ ત્રણ છબીઓ હતી. સુવાસિક અગરબત્તીઓ તે છબીઓની બન્ને બાજુએ સળગતી મૂકેલી હતી. તે પણ એક સજ્જનની જેમ પોતે દાહ સહન કરી બીજાંનાં ચિત્તને આનંદિત કરતી હતી.

પ્રિયબ્રહ્મસ્વામી આસનસ્થ થઈને બેઠા પછી પ્રસન્ન ચિત્તથી વિચારવા લાગ્યા: "આટલા દિવસોથી યોજેલું કાર્ય પૂર્ણ થયું ખરું. હવે સમાધિ લગાડવામાં કશો વાંધો નથી. બીજાં ઘણાં ય કામો છે; પણ આ કામ તો બરોબર પાર ઉતર્યું, એમાં તો શંકા નથી." આમ વિચારતાં તેમને મન્દ સ્મિત આવ્યું ખરું; પણ તે જ ક્ષણે મનમાં એક શંકા આવી તેથી તેમના મનની શાન્તિ-સમાધાનવૃત્તિ-જરાક ચળી.

"આનન્દરાવે પોતાનું દેશાભિમાનનું ઉચ્ચ તત્ત્વ છોડ્યું, અને પોતાની જાતને વિવાહના પાશમાં બદ્ધ કરી લીધી, એ ઠીક કર્યું શું?" સ્વામીજી પોતાના મનને પૂછવા લાગ્યા: "તેવી જ રીતે ભય્યાસાહેબે પણ શ્રેષ્ઠ બ્રહ્મજિજ્ઞાસા છોડી પ્રેમપાશમાં બંધાવાનું યોગ્ય ધાર્યું, એ પણ શું ઠીક થયું? અને હું પણ તેમને કર્મચ્યુત અથવા યોગભ્રષ્ટ થવાને અનુમતિ જ નહિ, પણ ઉત્તેજન આપી રહ્યો છું, એ પણ ઇચ્છવા જોગ છે ખરું? આ બધું ઉચ્ચ ધર્મને અનુસરીને થયું છે? કોણ જાણે! એ તો ફક્ત એક ઈશ્વર જ જાણે છે! 'धर्मस्य तत्त्वं निहितं गुहायाम्' એવું જે કહેવાય છે, તે ખોટું નથી. આટલો યોગાભ્યાસ કરી જેણે અનેક સિદ્ધિઓ મેળવી છે, એવા મને—આ પ્રિયબ્રહ્મને પણ ધર્મનું તત્ત્વ સમજાયું નથી, તો બીજા લોકોને તે સમજાવવાનો સમ્ભવ કેટલો ઓછો છે? 'किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः' એવી જ વસ્તુસ્થિતિ છે ખરી. અસ્તુ!

"પણ આવી સ્થિતિ છે, તેથી ઉદાસ થઈ જવાની કાંઈ જરૂર નથી. ભય્યાસાહેબ અને આનન્દરાવે પોતપોતાનાં શ્રેષ્ઠ તત્ત્વો છોડી દીધાં એ જ દૃષ્ટિથી જોતાં તેમનાં આચરણ દોષાર્હ હશે; પણ આ વાતનો એક જ દૃષ્ટિથી વિચાર ન થવો જોઈએ. ભય્યાસાહેબે રાગિણી સાથે પરણીને જે વિશિષ્ટ પ્રકારની જવાબદારી માથે લીધી હતી, તેનો ત્યાગ થાય, એ ધર્મની દૃષ્ટિથી યોગ્ય થાત નહિ, અને જગતકલ્યાણની દૃષ્ટિથી પણ તે અનિષ્ટ જ કહેવાય. તેવી જ રીતે આનન્દરાવનાં ઉત્તરા સાથે લગ્ન થવાથી તે દેશહિતની કેટલીક વાતો નહિ કરી શકે, એ ખરું હોય, તોપણ તે બન્ને એક બીજાને ઘણા દિવસથી ચહાય છે, અને એ પ્રેમનો ઉગમ શારીરિક નથી, એટલું જ નહિ, પણ તેનો પરિપોષ પણ પરસ્પર પ્રત્યેની આદરબુદ્ધિથી જ થએલો છે. બન્નેય ઉન્માદક યૌવનદશામાં છે. બન્ને એક બીજાના પ્રત્યક્ષ સહવાસમાં રહેવાનાં છે. ઉત્તરા પણ દેશહિતના કોઈ કામમાં આડે આવે એવી નથી, ઉલટું તે સમજણી, દેશાભિમાની અને વીરપત્નીતરીકે પોતાના પતિને શોભાવે એવી જ છે. આ બધીવાતોને જો ધ્યાનમાં રાખીએ, તો આ યુવાન વરવધૂને શા માટે ન પરણાવવાં જોઈએ, તેનું કારણ હું તો નથી જોઈ શકતો. અન્તર્દૃષ્ટિથી ભવિષ્યકાળ તરફ જોઈ આ વિવાહ દેશહિતને ઘણો લાભકારી છે, એની ખાતરી થયા પછી જ તે વિવાહ કરા-

વવામાં હું અપ્રત્યક્ષ રીતે સહાયભૂત થએલો છું. પણ ભવિષ્યકાળ જાણવાની સિદ્ધિ મને પ્રાપ્ત થઈ ન હોત, તો પણ આ યોગ્ય અને સ્પૃહણીય વિવાહને મેં અનુમતિ જ આપી હોત–દોષ તો ન જ દીધો હોત. આનન્દરાવ ઉત્તરાના પ્રેમના–યૌવનના પંજામાં સપડાયો, એવો દોષ મારાથી તો તેને નહિ દેવાય. આ દોષ કદાચ ખરો હશે, કદાચ નહિ પણ હોય. પણ ખરો હોય, તો પણ તે ક્ષમ્ય નથી, એવું કોણ કહેશે? આનન્દરાવ કોઈ દેવ નથી, કે વસિષ્ઠ, વાલ્મીકિ જેવો તપસ્વી ઋષિ પણ નથી; સ્ખલનશીલ મનુષ્ય જ છે. ઉત્તરા જેવી સ્ત્રીની સાથે પરણવાથી દેશકાર્યને વાંધો નહિ આવે, એવી તેની આત્મવંચના થઈ હોય, તોપણ તેટલા માટે તેને દોષ દેવાનું હું યોગ્ય ધારું નહિ. મેં પોતે આટલું ઇન્દ્રિયદમન કર્યું છે, આટલો યોગાભ્યાસ કર્યો છે, ધર્મજિજ્ઞાસાથી આટઆટલાં વર્ષ શ્રવણ, મનન અને નિદિધ્યાસ કરેલા છે, હું આટલો વૃદ્ધ થયો છું, તો પણ મારી ઉપર એવો પ્રસંગ આવે તો મારી આત્મવંચના નહિ થાય, એવી મને મારે પોતાને વિષે ખાતરી નથી. તો પછી બીજાને હું દોષ શા માટે દઉં? ટીકા કરવી અને દોષો ખોળવા, એ બન્ને કામ સહેલાં છે, અને તે બન્ને ય માનવ માત્રને પ્રિય છે. પણ સમજણો મનુષ્ય એ અનુદાર પ્રવૃત્તિને રોકવા પ્રયત્ન કરશે–પૂર્ણ રીતે એ પ્રવૃત્તિ નષ્ટ કરવી, એ તો અશક્ય જ વાત છે. અરે, આ પણ માનવજાતિ ઉપર અનુદાર ટીકા જ છે. તેથી મનોનિયમન કરી મનન અને આત્મચિન્તન કરવું, એ જ ઠીક છે. અથવા આ વિજયગામવાસી પ્રવાસીઓને આ આશ્રમમાં રહેવાની મઝા બતાવી તેમનાં જીવન વધારે આનન્દમય અને પ્રેમમય કરવા પ્રયત્ન કર્યા કરવો, એ આત્મચિંતન કરતાં ય વધારે ઠીક છે. પૂર્ણ જ્ઞાનનો આનન્દ નથી, તો શા માટે સાત્ત્વિકકર્મનો આનન્દ હાથથી ગુમાવવો?"





ધી

# ગુર્જર ગૌરવ ગ્રન્થમાળા

તરફથી

## પ્રસિદ્ધ થયલાં પુસ્તકો

અને

કેટલાક અભિપ્રાયો



# સૌભાગ્યવતી સાવિત્રી

યાને

# હિન્દુ-સમાજ.

૧ વૃદ્ધ-લગ્નમાં થતો વિનીપાત!

લલિતાસુન્દરીનાં અવિચારી કૃત્યો, અને કૃતઘ્ની અને વિશ્વાસઘાતી ભોળાનાથના ભ્રષ્ટાચાર-પાપીઓનો ફેજ-અંતે સત્યનો જય!

૨ સાસુઓના ત્રાસમાં વહુનાં સુખોનું બલિદાન.

અમૃતની અણઘડતામાંથી સાવિત્રીની કરૂણાજનક કહાણી. પતિ-પત્નીનો વિયોગ, સાસુના ત્રાસથી વહુએ-સાવિત્રીએ ખાધેલું ઝેર.

૩ પ્રેમ-મન્દિરના પૂજારીઓનો પશ્ચાતાપ!

સાવિત્રીનું તપ-તપસ્વિની રૂપે જંગલમાં રહેવું, પતિવ્રત પાળતાં અસહ્ય દુઃખો ભોગવવાં, છેવટે પતિદર્શન મળતાં અમૂલ્ય સુખ-સૌભાગ્યવતીની સમાધિ.

૪ સ્નેહલગ્નની સમાધિ.

કુમુદિનીની પ્રણયકસોટી. અમૃત અને સુરેશની દેશસેવામાં હરિફાઇ. પાપીઓનો પશ્ચાતાપ. અમૃતચંદ્રનો સંસાર અને જાગીરદાર. વગેરે વગેરે વાંચવું હોય તો અવશ્ય ઉપરની સામાજિક સચિત્ર નવલકથા મંગાવો.

લેખકઃ પંડિત ભટ્ટાચાર્ય બી. એ.

લખોઃ-ધી ગુર્જર ગૌરવ ગ્રન્થમાળા,
પોસ્ટ બોકસ નં. ૫૫૭. મુંબાઈ.

[ અભિપ્રાયો વાંચો. ]

# સૌભાગ્યવતી સાવિત્રી

યાને

## હિન્દુ-સમાજ

અનુક્રમણિકા

**પ્રજામિત્ર તા૦ ૧૫-૧૦-૨૪ ના અંકમાં શું કહે છે:—**

**સૌભાગ્યવતી–સાવિત્રી** નામનું પુસ્તક અમને પ્રકાશક તરફથી અવલોકનાર્થે મળ્યું છે. પુસ્તક અનેક સામાજીક ઘટનાઓનો ચિતાર આપે છે અને આપણી સમક્ષ જીવંતપાત્રો ખડાં કરે છે. તેમાં આલેખેલા બનાવો સર્વ સામાન્ય છે. તે શોધવા આપણે દૂર જવું પડે તેમ નથી. આપણા જ સમાજમાં આપણા જ ઘરમાં પણ આવી દુઃખમય ઘટનાઓ બનતી હશે. પરંતુ આજ પર્યંત આપણા સમાજે તે ઘટનાઓનો ઉકેલ કરવા પ્રયત્ન કર્યો નથી. અરે તેના તરફ દુર્લક્ષ્ય કર્યું છે. સમાજબંધારણની હાલની શીથિલતા આવા જ સડાઓને લઇને ઉદ્ભવવા પામી છે. અને સમાજનું બંધારણ શીથીલ હોય એટલે પ્રવૃત્તિની તો આશા જ શી ? આપણી સામાજિક સ્થિતિ કેવી છે, આપણે કઇ દિશામાં પ્રવૃત્ત છીએ એ તપાસવાનો અત્યારે ઉત્તમ વખત છે. અને જો કોઇ પણ રસ્તો સૂઝતો ન હોય તો આ પુસ્તક જરૂર બતાવશે.

આ નવલકથાની નાયિકા સૌભાગ્યવતી સાવિત્રી પોતે જ છે. આત્મભોગ અને પતિભક્તિનું એ જવલંત દષ્ટાંત છે. આપણા પુરાણની મહાસતી સાવિત્રીએ પોતાનું જીવન પતિસેવા માટે જ ધાર્યું હતું તેવી જ રીતે આ સાવિત્રી પણ પતિના સુખ માટે જ જીવે છે. પતિ માટે ઉગતી કળી જેવા પોતાના જીવનને કરમાવી નાખે છે. પુરાણની કથામાં અને અહીં માત્ર એટલો જ ફેર છે કે ત્યાં સત્યવાન સાવિત્રીની સેવાને પીછાની શકે છે, ત્યારે અહિં નવલકથાનો નાયક અમૃતચંદ્ર તેથી વિરૂદ્ધ વર્તન કરે છે. ભાષણ કરવામાં તો તે એક વખત બહુજ હુશિઆર જણાય છે પણ નથી તેનામાં એ આદર્શપત્નીનાં આદર્શપ્રેમ અને ભક્તિની કિંમત કરવાની શક્તિ, ગ્રહિણીનું મહત્વ એને નથી સમજાતું. અને પોતાના પતિની ભૂલોને લીધે જ એક "આદર્શ પત્ની દુઃખવતી" થાય છે. પતિને જ જ્યારે પત્નીની દરકાર ન હોય ત્યારે ઓરમાન સાસુને તો તેની શું પડી હોય ? આ બધું નવું નથી; જુના સમયથી જ હિંદ સમાજમાં આ સડો પેઠેલો છે અને અત્યારે પણ આવા અનેક દશ્યો આપણા હિંદુ–ગુજ-રાતી–સંસારમાં જણાશે. સાવિત્રી અમૃતચંદ્રના પ્રેમથી બંધાયલી છે. જ્યારે અમૃતચંદ્ર સાવિત્રીના પ્રેમથી બંધાયલો નથી. આવું તો અત્યારે અનેક ઠેકાણે નજરે પડશે. અને આજ આપણી સામાજિક અવનતિનું મુખ્ય કારણ છે. સ્ત્રી પુરૂષની સમાનતા આમાં થોડે અંશે પણ જળવાઇ રહેતી નથી. સમાજને જો ઉન્નતિની જરૂર હોય તો સ્ત્રી પુરૂષમાં જે નકામો ભેદ રાખવામાં આવે છે તે દૂર કરવો જોઇએ. સ્ત્રી અને પુરૂષ એ તો ઉન્નતિને ઉભા રહેવાના બે સ્થંભો છે. જેટલા પ્રમાણમાં એકાદ સ્તંભ નીચો હશે તેટલા પ્રમાણમાં ઉન્નતિને ગબડી પડવાનો ભય રહેશે. આવા અને બીજા અનેક ઉપયોગી પ્રશ્નો ચર્ચી લેખકે બધામાં ઉત્તમ તત્વને તાર્વ્યું છે.

પાપનો પોકાર તો ક્યાંય છાનો રહેતો નથી આ નવલકથામાં પણ એમ જ બને છે. એકજ પાત્રના દુરાચરણથી આખા કુટુંબને દુઃખ ભોગવવું પડે છે. પાપમાં

એટલી બધી આક્રમણ શક્તિ છે કે તેને ભેટવા જતાં મનુષ્ય પાછું વાળી જોતો નથી. લલિતાની બાબતમાં પણ તેમજ બને છે. દુરાચાર—વ્યભિચાર કરવા જતાં આ અવિચારી રમણી પોતાના કુટુંબના અરે પોતાના પ્રેમાળ અને ભોળા પતિ ભુવનેશ્વરના સુખનો પણ ભોગ આપે છે. છેવટ સુધી તેની આંખ ઉઘડતી નથી. હાય! પણ ભુવનેશ્વર જેવા અવિચારી વૃધ્ધોને જ ત્યાં જાતે જ જનમારે વરરાજા બનવાની ઇચ્છા થાય ત્યાં આથી બીજું કેવું પરિણામ આવે? એટલે ભુવનેશ્વરની લાલસા જ લલિતાના દુરાચરણનું મુખ્ય કારણ બને છે. આવાં લગ્નો દૂર કરવા પણ અત્યારે ચોમેર પ્રવૃત્તિ ચાલી રહી છે. કર્મનું ફળ તો મનુષ્યને અવશ્ય મળે છે અને તેજ હિસાબે લલિતા પણ દુઃખ ભોગવી પોતાના કર્મોનો જવાબ આપવા પરલોકમાં ચાલી જાય છે. ભોળાનાથ જેવા લોકો તો સમાજને ભારરૂપ છે, શ્રાપરૂપ તો છે. તેઓને સખ્તમાં સખ્ત શિક્ષા થવી જોઇએ. તેઓના જીવનની એક પણ ઘડી સમાજના સારા માટે નથી. ભોળાનાથના પાપનો ઘડો પણ આખરે ફૂટે છે અને તે સાત વર્ષ માટે સરકારનો મ્હેમાન થાય છે.

વિચાર કર્યા વગર પત્નીને છોડી બહાર નીકળેલા અમૃતચંદને પણ થોડો વખત સુધી તો સુખ શોધ્યુંય મળતું નથી. પણ અંતે તેનામાં રહેલાં સેવાભાવ અને આત્મબળ પ્રકાશે છે અને તેને પોતાનો માર્ગ સુઝે છે. કુમુદિની અને અમૃતનો સંયોગ પણ ઇચ્છવા યોગ્ય છે. ચંદ્ર કુમુદ ઉપર જ અમૃત વૃષ્ટિ કરે એ સૃષ્ટિનો નિયમ છે અને તેથી જ કુમુદિનીનું જીવનપુષ્પ ખીલે છે. અમૃતચંદ્રે પણ પોતાના પિતાતુલ્ય કાકાના સુખની ખાતર ભોગ આપવામાં ખામી રાખી નથી. અને તેનો બદલો તેને છેવટ મળે છે. સાવિત્રીનું પણ તેને છેલ્લે સ્મરણ થાય છે. અને તરતજ દૈવ્ય તેને અને સાવિત્રીને મેળવે છે—સાવિત્રીની અંતિમ ઇચ્છા પતિદર્શન પૂરી થાય છે. અને તેનો પવિત્ર આત્મા પરલોક ગમન કરી જાય છે. આ આત્માનાં તત્ત્વોને કુમુદિનીમાં ઉતારવા લેખકે પ્રયત્ન કર્યો છે અને તેમાં તેને સફળતા મળી છે.

આ પુસ્તક શિખામણોથી ભરપુર છે. આમાં બાળકોને માટે સાદુ શિક્ષણ પણ છે. સ્વદેશભક્તિના જમાનામાં નવયુવકોને પણ ઘણુંય અનુકરણીય મળશે. વૃધ્ધોને પણ આ પુસ્તક જીવનપંથ સરળ કરવાનો માર્ગ બતાવશે. લેખકની શૈલી ઘણીજ સાદી અને સુચીકર થઇ પડે તેવી છે. હિંદી ઉપરથી યોજેલું આ પુસ્તક આપણા ગુજરાતી સમાજને બરાબર બંધ બેસતું થઇ પડે તેમ કરવામાં લેખકને સફળતા મળી છે. પ્રકાશક સંસ્થાએ પણ પુસ્તકને આકર્ષક બનાવવા પૂરતી મહેનત લીધી છે. સમાજનો ચિતાર આપતાં સુંદર અને ભાવપૂર્ણ ચિત્રો પણ અંદર મૂકેલાં છે. **દરેકે દરેક ગુજરાતી બંધુએ અને બ્હેને આ પુસ્તક ખાસ વાંચવું જોઇએ.** અંતમાં આ ગ્રંથમાળા તેનું નામ દીપાવે એવાં, આવાં પુસ્તકો હંમેશ ગુજરાતને આપતી રહે એવું અમે ઇચ્છીએ છીએ. પુસ્તક પ્રકાશક પાસેથી અથવા સઘળા જાણીતા બુકસેલરોને ત્યાંથી મળી શકશે.

———:૦:———

**સમાલોચક:—** [પેઈજ નં. ૮૭૨–૭૩

**સૌભાગ્યવતી સાવિત્રી:** [લેખક:–પંડિત ભટ્ટાચાર્ય, બી. એ. પ્રકાશક:–શ્રી ગુર્જર ગૌરવ ગ્રન્થમાલા, મુંબાઇ. પૃષ્ઠ ૨૮૭. મૂલ્ય ત્રણ રૂપીઆ.]

રા. પુરૂષોત્તમ મૂલજીભાઇ ભટ્ટ, બી. એ. સંસારવિરક્ત થઇને આજે પરમાર્થજીવન ગાળે છે અને પંડિત ભટ્ટાચાર્યના નામથી પોતાને ઓળખાવે છે. રા. ભટ્ટ એમના પૂર્વકાલમાંથી જ સાહિત્યના અને બુદ્ધિના પ્રદેશમાં સુન્દર કામ કરી શકે એમ છે, એમ પ્રતીત કરાવતા આવ્યા છે. સંસ્કૃતનું એમનું જ્ઞાન સારૂં છે. એમના આ પુસ્તકનું અવલોકન કરતાં અમને આનંદ થાય છે... છે. રા. ભટ્ટ પ્રથમથી જ હિન્દુસંસારની બદબોહવા સામે તીક્ષ્ણ પ્રહાર કરતા રહ્યા છે. અને આ પુસ્તકમાં હિન્દુસંસારની દુર્ગન્ધ મારતી દુ:સ્થિતિનાં કરૂણ દુ:ખોનાં જ ચિત્રો એમણે ચિતર્યાં છે. એ ચિત્રો તો આપણી સમાજના હરહમેશના એટલે દરેક પળના હૃદય ચીરી નાંખતા પ્રસંગો છે, એટલે આપણને નવા લાગે એમ તો નથી જ પરન્તુ, જે કોમળ લાગણીથી પ્રેમવિવશ બનીને રા. ભટ્ટે આ સંકલના કરી છે તે જ વાંચવા જેવી છે.

કથાની નાયિકા સાવિત્રી, નાયક અમૃતચંદ્ર અને ઉપનાયક સુરેશચંદ્ર, ઉપનાયિકા કુમુદિની તેમ જ કુછંદે ચ્હડેલી લલિતાનાં પાત્રો વાંચકનું પ્રથમ ધ્યાન ખેંચે છે. માબાપ વિનાની સાવિત્રી ઉચ્ચ કુલમાં જન્મેલા પણ માબાપ વિનાના અને નવી કાકીને પનારે પડેલા અમૃતચંદ્ર સાથે પરણી છે. નવી કાકીના દુરાચારે અમૃતચંદ્ર ઘર છોડી ચાલ્યો જાય છે. કાકીસાસુ લલિતાના ત્રાસથી મરી રહેલી સાવિત્રી અફીણ ખાઈ દેહત્યાગ કરે છે. લોકો એને મૃત્યુ પામેલી સમજી સ્મશાનમાં લઇ જાય છે. ત્યાં વરસાદ વરસે છે ને ડાઘુઓ એમને એમ એને છોડી ચાલ્યા જાય છે. કોઇ સાધુ—સાવિત્રીનો અદૃશ્ય થઇ ગયેલો પિતા—એને બેભાન અવસ્થામાં ત્યાંથી ઉપાડી જાય છે. અને એની સંભાળ રાખે છે. અમૃતચંદ્રનું કલકત્તે કાન્તિલાલ નામના શ્રીમંત બાબુને ત્યાં નોકરીમાં રહેવું, અને કાન્તિલાલના માનીતા થઇ પડવું; બીજી તરફથી લલિતાનું પોતાના આશક ભોળાનાથ સાથે ન્હાસી છૂટવું; લલિતા ને ભોળાનાથનો દુરાચાર: લલિતાની ભયંકર દુરાવસ્થા; અંતે અમૃતચંદ્રનું રામકૃષ્ણ આશ્રમમાં જોડાવું; ત્યાંથી સુરેશચંદ્ર સાથે પોતાને વતન જવું; અને એવા એવા અનેક પ્રસંગો બે ઘડી વાંચકને મુગ્ધ કરી દે એમ ચિતરવામાં આવ્યા છે. અમે ઇચ્છીએ છીએ કે આ પુસ્તકનું અમે જરા વિસ્તારપૂર્વક અવલોકન લીધું હોત પણ સ્થળસંકોચને લીધે એમ બની શક્યું નથી. પુસ્તકની વસ્તુઓનો આધાર કંઇક હિન્દીપરથી લીધો છે. ગુજરાતી પાત્રો કલકત્તાની આસપાસ વસી રહેલાં છે.

વસ્તુની ઉઠાવત અને ચિત્રોની જમાવટ માટે અમે લેખકને અભિનંદન આપીશું. એની ભાષા પણ સરલ અને સંસ્કારી છે. નથી તેમાં કિલષ્ટ શબ્દોના દુરૂપયોગ કે નથી તેમાં બીજી કોઇ કૃત્રિમતા. એ સરલ શૈલીમાં આ રીતે પુસ્તક પ્રસિદ્ધ થતું જોઇને અમને સંતોષ થાય છે. હિન્દુસમાજની દુર્ઘટનાઓ એટલી બધી આજે વ્યાપક બની રહી છે કે હિન્દુસમાજના નિર્વાહની ગંભીર જોખમદારીઓ જેમને માથે આજે આવી પડેલી છે એ ધર્માધિકારીઓ અને સમાજના અગ્રણીઓએ એ દુર્ઘટનાઓની સુધારણાઓ માટે કમર કસવી

જોઇએ છીએ. રા. ભટ્ટે લખેલા આ પુસ્તક જેવાં અને તેથી પણ વધારે કારણ ચિત્રોથી છલ્લોછલ ભરેલાં અનેક પુસ્તકો આપણી ભાષામાં પ્રગટ થઇ ગયાં છે, ને હજી થશે. લોકમાં જાગૃતિ થઇ છે, પણ જેમને માથે જવાબદારીઓ છે એમને એનું ભાન પણ થયું નથી એ અત્યંત ખેદકારક છે. રા. ભટ્ટને અમે ફરીવાર અભિનંદન આપીશું. એમના નવા જીવન–પ્રદેશનો તો એ આદેશ છે કે પરમાર્થજીવન ગાળવું અને સમાજની સુધારણા માટે પ્રવૃત્ત રહેવું. અમે ઇચ્છીએ છીએ કે રા. ભટ્ટ આ દિશામાં આથી પણ વધુ સુંદર કાર્ય કરી રહે.

——:૦:——

## કૈસરે–હિંદ

[તા૦ ૧૦–૫–૨૫

**સૌભાગ્યવતી સાવિત્રી** યાને **હિન્દુ સમાજ** નામનું હિંદુ–સંસારી વાર્તાનું પુસ્તક ધી ગુર્જર ગૌરવ ગ્રંથમાળાના સ્થાપકો–મેસર્સ શુકલ બ્રધર્સ તરફથી બહાર પાડવામાં આવ્યું છે. પુસ્તક રચનાર પંડિત ભટ્ટાચાર્ય બી.એ. હાલમાં સનાતન રૂષીકુલના આચાર્ય તરીકે અંકલેશ્વરમાં સેવા બજાવી રહેલા છે. તેમણે પોતાનું જીવન સનાતન ધર્મની સેવાને અર્પણ કરેલું છે. પંડિત ભટ્ટાચાર્યે પોતાની આ નવલકથામાં હાલના હિંદુસંસારનું એક અવલોકન કરવા જોગ ચિત્ર દોર્યું છે. કન્યાવિક્રયના રિવાજથી સંસારમાં ઉત્પન્ન થતો કલહ વાર્તાનો એક મુખ્ય વિષય છે. અનેક વૃદ્ધવિવાહ કરનારા કાબેલ પુરૂષોના ઘરોમાં કલહ અને અનાચાર પ્રવૃત્તિ રહ્યો છે, અને તેમનાં બાળકોને અવર્ણનિય મુશીબતો સાવકી માતાને હાથે સહન કરવી પડે છે. પૂર્વના વેહમો અત્યારે પણ ફેલાયલા છે, તેમ જ સમાજબંધનો પણ હૈયાત છે. અનાચારીઓ અનેક અબલાઓને ભોળવી અનાચારને રસ્તે દોરે છે અને તેમના હાથે કુકર્મો કરાવે છે. આ સઘળા ઉપરથી સંસારસુધારકોએ દેશની ઉન્નતિ માટે પ્રથમ તો નઠારા સંસારી રિવાજો દૂર કરવાની લડત ચાલુ ઉઠાવવાની કેટલી જરૂર છે તે સ્પષ્ટ માલમ પડી આવે છે. કર્તા પોતે કેળવાયલા અને સમાજસેવામાં ભાગ લેનારા હોઇ, સંસારીક સવાલો ઉપર વિચારવાજોગ વિવેચન કરે છે. એકંદરે આ નવલકથાની ગુંથણી ઉત્તમ રીતે થયેલી છે; વળી ભાષા પણ સરળ અને મધુર છે. કેટલાક કેળવાયલા હિંદુ લેખકો પોતાના પુસ્તકોમાં જેવી જડબાંતોડ સંસ્કૃતમય ભાષાથી પોતાનું પાંડીત્ય બતાવવાનો શોખ રાખે છે; તેવી લાલચને આ વાર્તાના લખનાર વશ થયા નથી તે જોઈ ખુશી ઉપજે છે. સંસારસુધારાના અતી અગત્યના તથા તમામ દેશની પ્રજાને માટે ધ્યાન પુગાડવા જોગ સવાલ ઉપર લખાયલાં પુસ્તકો સાધારણ વાંચકવર્ગને સમજ પડે તેવી સહેલી ભાષામાં જ લખાયલાં હોવાં જોઇએ. આ પુસ્તક ગુજરાતી જાણતી પ્રજાએ ખાસ વાંચવા જેવું છે.

——:૦:——

## મુંબઇ સમાચાર

[તા૦ ૧૧–૧૧–૨૪

મુંબઇની શુકલ બ્રધર્સ તરફથી "ગુર્જર ગૌરવ ગ્રંથમાળા" એ નામથી સમાજને ઉપયોગી થઇ પડે તેવાં પુસ્તકો પ્રકટ કરવાની યોજના ઘડવામાં આવેલી છે, તેની રૂએ ઉપરોકત (સૌભાગ્યવતી સાવિત્રી) નવલકથા તેના પહેલા પુષ્પ તરીકે પ્રકટ કરવામાં આવી છે. આ નવલકથા હિંદીમાંથી ગુજરાતીમાં ઉતારવામાં આવી છે. તેના યોજક અંકલેશ્વર, ભરૂચના શ્રી સનાતન રૂષીકુલના આચાર્ય પંડિત ભટ્ટાચાર્ય બી. એ. છે નવલકથા હિંદુ સંસારને લગતી છે. અને તેમાં રહેલી સામાજીક બદીઓને ખુલ્લી કરે છે. આ નવલકથા ખાસ વાંચવા લાયક છે.

[ ના.—ગાયકવાડ સરકારની લાયબ્રેરી માટે મંજુર થએલું. ]

વાંચો—અવશ્ય—વાંચો અને વિચારો

# વક્તા

લેખક:—આર. એમ. શુકલ, B. A., PH. G., M. D.

વક્તૃત્વકળા શિખવતું ગુર્જર ભાષામાં લખાયલું અદ્વિતીય પુસ્તક. મહાન વ્યાખ્યાનકાર થઈ દેશસેવા કરવી હોય તો જરૂર વાંચો અને વિચારો. વિદ્યાર્થીઓને ખાસ અભ્યાસ કરવા લાયક છે.

## અભિપ્રાય

**સાહિત્ય:—** [નવેમ્બર ૧૯૧૭

"વક્તા" વક્તૃત્વકળા ઉપર એક અમૂલ્ય ગ્રન્થ. લેખક ડા. શુકલ. કી. રૂ. ૨) શુકલ બ્રધર્સ બોમ્બે. પ્રજામત કેળવવાને કે સમાજીક વા રાષ્ટ્રીય સુધારો કરવાને મુખ્ય બે સાધનો છે, એમ વિદ્વાનોનું માનવું છે. પુસ્તકો અને વ્યાખ્યાનો અથવા તો જેને હાલના સમયમાં The Press, and the Platform નામથી ઓળખીએ છીએ તે. પ્રાચીન હિંદમાં સમર્થ વ્યાખ્યાનકારો હતા એમ માનવાને સબળ કારણો છે. અને તેમની કીર્તિ પણ જગજાહેર હતી. વર્તમાન સમયના વક્તાઓ પણ તેમની શુભ અસર માટે મશહુર છે. કોણ ના કહેશે કે ઑ. મી૦ ગોખલે કે સુરેન્દ્રનાથ બેનરજીએ વર્તમાન જમાના ઉપર અસર નથી કરી? આ તેમની વક્તૃત્વશક્તિનો પ્રભાવ છે. આ વક્તૃત્વશક્તિ કેવી રીતે કેળવવી, અને વક્તા કેમ થઇ શકાય તેને માટે નિયમો બતાવતું આ "વક્તા" નામનું પુસ્તક સમાજને ઘણુંજ ઉપયોગી થઇ પડશે, એમ અમે માનીએ છીએ. એ તો ખરુંજ છે કે, કવિતાની પેઠે વક્તૃત્વશક્તિ, પણ નૈસર્ગિકજ હોય છે, તોપણ આવાં પુસ્તકો તે નૈસર્ગિક, શક્તિને કેળવવાને ઘણાં ઉપયોગી થઇ પડે છે. ડૉ. શુકલે આ પુસ્તક લખવામાં ઘણી મહેનત લીધી છે. પૂર્વ અને પશ્ચીમના મહાન વકતાઓના વિચારો ઠેકાણે ઠેકાણે ટાંકી પુસ્તકને વિદ્વતા પૂર્ણ બનાવ્યું છે. ભાષા સરળ છે, અને તેમની રીતોમાં ઘણે ભાગે વહેવારૂ છે. વાચકને જરૂર ઉપયોગી થઇ પડશે. અમે એ પુસ્તક વાંચવાની સમાજને ભલામણ કરીએ છીએ. ડા. શુકલ કે જે હાલ અમેરિકાની આદર્શ કેળવણી લઇ રહ્યા છે, તેઓ હીંદમાં પાછા આવી, અમેરિકાની પ્રજા, અને કેળવણી સંબંધી અન્ય પુસ્તકો લખી ગુજરાતી પ્રજાને લાભ આપશે, એમ અમે આશા રાખીએ છીએ. પેઇજ નં૦ ૭૭૬.

——:૦:——

**ગુર્જર ગૌરવ ગ્રન્થમાળા, કોટ–પો. બો. ૫૫૩ મુંબાઈ.**

# તિષ્ય--ગુપ્ત

યાને

## કેવળ કામને શરણે

**કિમ્મત રૂ. ૨-૮-૦** (વી. પી. તથા પોસ્ટેજ જુદું.)

સમ્રાટ્ અશોકના વખતની રાજખટપટો, સુંદર ચિત્રોની સચિત્ર વાર્તા એટલી તો રસમય અને હૃદયંગમ છે કે જેથી કરીને વાંચકવર્ગને બહુ જ આનન્દદાયક થઇ પડશે. એમાંનાં પાત્રોમાં સામ્રાટ અશોક-ઉચ્છૃંખલ અને સ્વેચ્છાચારી અશોક એક ધર્મના સ્થંભ તરીકે બૌદ્ધધર્મી કયારે બન્યો અને કયા સંજોગોમાં તેને આધ્યાત્મક જ્ઞાન પેદા થયું; કામાંધ તિષ્યરક્ષિતા નીચ હવસને તાબે થઇ હૃદય પીગળાવનારી રાજખટપટોમાં શા માટે પડી; વીર કુણાલ બહાદુર યોદ્ધો હોવા છતાં યુદ્ધના મેદાનમાં કેમ સપડાયો; તેમજ રાધગુપ્તની ચાણાક્ય બુદ્ધિ અને એક આદર્શ આર્યબાળા તરીકે કાંચનમાલાનો પાત-વિરહ આપણાં હૃદય કમકમાવી મૂકે છે. આ બુકનો આખોય પ્લોટ શરૂઆતથી છેલ્લે સુધી ખાસ વાંચવા લાયક છે.

**વિષયોની અનુક્રમણિકા.**



**[ સાથેના વર્તમાનપત્રોના અભિપ્રાયો વાંચો ]**

**સમાલોચકઃ—** [ફેબ્રુઆરી ૧૯૨૪

**તિષ્ય–ગુપ્તઃ**–ઐતિહાસિક નવલકથા કર્ત્તાઃ રા. ભાનુઃ રા. વ્યાસ; પ્રકાશકઃ–મેશર્સ શુકલ બ્રધર્સ, મુંબાઇ પૃષ્ઠ ૨૦૦. મૂલ્ય અઢી રૂપીઆ.

આ નવલકથાનાં પાત્રો ઐતિહાસિક છે. ચક્રવર્તિ અશોકના જીવન પ્રસંગો સાથે એનો સીધો સંબંધ છે. સહલેખક રા. ભાનુ લખે છે કે "આપણી ગુર્જર રંગભૂમિપર ભજવાતું 'વીર કુણાલ' નામનું નાટક તથા મરાઠીમાં પ્રકટ થયેલા 'કાંચનમાલા' નામના પુસ્તકને આધારે લખેલું છે અને તેમાં કેટલોક ફેરફાર પણ કર્યો છે." આ નિવેદનપરથી જો અમ્હે તારવણી કરી શકીએ એમ હોય તો તે એ જ છે કે પાત્રો અને કેટલાક પ્રસંગો સિવાય લગભગ બધુંજ આ પુસ્તકમાં કલ્પિત જેવું લાગે છે. એક હજામ કુટુંબને ત્યાં સહજ પ્રાપ્ત થઇ પડેલ ન્હાની બાળક–કન્યા અને પાછળથી ઉછેરી કરીને મ્હોટી થયેલ, ઋષિના આશ્રમમાં અશોકને પ્રાપ્ત થઇ રાજકુમારને વરી ગયેલી–એ તિષ્યરક્ષા, આ નવલકથાની નાયિકાઃ અશોકની મહારાણીઃ સ્વભાવે–જાતિએ સનાતની છતાં સત્તાની મહત્વાકાંક્ષા ધરતો બૌદ્ધધર્મી રાધગુપ્ત પુરેપૂરો ખટપટી, પ્રપંચી, ચાણક્યનો શિષ્ય.

મહત્વાકાંક્ષાથી પ્રેરાઇને રાધગુપ્ત એક સાધુના જ વેશમાં રાજમહેલમાં પ્રેમિકા નામની સ્ત્રી–દાસી દ્વારા પ્રવેશ પામે છે. તિષ્યરક્ષાના ખાનગી આવાસ સુધી પહોંચી જાય છે. અને ત્યાંથી આ નવલકથાની શરૂઆત થાય છે. સામ, દંડ અને ભેદની નીતિવડે તિષ્યરક્ષાને એ પોતાને વશ કરે છે. 'મગધનું રાજતંત્ર ત્હમારી જ ઇચ્છા વડે ચાલે તેમ કરી આપીશ' કહી 'મહારાજ્યના મહામંત્રીનું પદ મને આપવું પડશે.' માંગી–ખૂંચવી લે છે. સત્તાના લોભમાં તિષ્યરક્ષા કબૂલ કરે છે. એ પદ મળતાં રાધગુપ્ત તિષ્યરક્ષાનો જમણો હાથ બને છે. મહારાણા અશોક, પાસેથી એક વર્ષ માટે તિષ્યરક્ષા રાજ્યની લગામ લઇ લે છે. કુમાર કુણાલને અંધ બનાવે છે અને રાજ્યમાં દાવાગ્નિ સળગાવે છે. લેખકે આખું જ પુસ્તક એકજ ધાટી ઉપર લખવાનું યોગ્ય ધાર્યું નથી. તિષ્યરક્ષાને કામી, કુટિલ, વ્યભિચારી, નીચ અને દુષ્ટ રીતે ચિતરી છે. બૌદ્ધધર્માવાસમાં તિષ્યરક્ષાને સ્વચ્છંદતાથી વર્તતી ચિતરી છે. કુણાલ તરફ એની કામી દૃષ્ટિ સફલ ના નિપજતાં, માતા પુત્રનીજ આંખો કહડાવી નંખાવી એને આંધળો બનાવી મૂકે છે. પુસ્તકમાં વિલાસ અને શૃંગારનાં પ્રસંગો, ચિત્રો તાદૃશતાથી ચિતરવામાં આવ્યાં છે, પણ તેમાં સંસ્કૃતિની ઝીણવટ નથી...છતાંય એકંદરે પુસ્તક વાંચીજ જવું ગમે એમ છે.

**સહલેખક રા. દેવશંકર વ્યાસ** (બી. એ., આઇ. સી. એસ.) **ને હાથે લખાયલાં પ્રકરણો ૨, ૪, ૭, ૯, ૧૦, કંઇક વધુ ધ્યાન ખેંચનારાં છે, તેમાંયે 'સત્યોપદેશ'નું પ્રકરણ આપણને તત્વજ્ઞાનનો કંઇક ઠીક વિચાર કરાવે છે. એ પ્રકરણો વાંચકને આ પુસ્તક તરફ પ્રેરી શકે એમ છે.** આ નવલકથામાં કેટલાંક ચિત્રો પણ મૂકવામાં આવ્યાં છે, અને બંધામણી પણ સારીજ છે. નવલકથાઓની વાંચનારી શોખીન સમાજને આ પુસ્તક અમ્હે વાંચી જવા કહીશું. પ્રકાશક સંસ્થાને આ પ્રમાણે પુસ્તક સુંદર રીતે પ્રસિદ્ધિમાં લાવવા માટે અમ્હે અભિનંદન આપીશું. [પેઇજ નં૦ ૧૨૬–૨૭

**પ્રજામિત્ર અને પારસી:—** [તા૦ ૧૮–૪–૨૪.

**તિષ્ય–ગુપ્ત** નામની ઐતિહાસીક નવલકથા અમોને મેસર્સ શુકલ બ્રધર્સ તરફથી સમાલોચનાર્થે મળી છે. જેના લેખક રા. ભાનુ, વ્યાસ છે અને પ્રકાશક મેસર્સ શુકલ બ્રધર્સ મુંબઇ.

પ્રસ્તુત નવલકથામાં લેખકે જણાવ્યું છે, કે ગુર્જર રંગભૂમીમાં ભજવાતા 'વીર કુણાલ' અને મરાઠીમાં પ્રસિદ્ધ થએલ 'કાંચનમાલા' એ બે ઉપરથી આ મહારાજા અશોકના વખતનો ઐતિહાસિક પ્લોટ સચિત્ર રજુ કર્યો છે, તેમાં મુખ્ય નાયિકા મહારાણી તિષ્યરક્ષા છે. જે મહત્વાકાંક્ષી અને હડહડતી સનાતની હોવા છતાં બૌદ્ધધર્મી હોવાનો ઢોંગ કરી પોતાની મનોકામના પોતાના ચાણાક્ય રાધગુપ્ત મારફત પૂર્ણ કરે છે. પોતે કામવાસના પૂર્ણ કરવા માટે કેટલાં કેટલાં અઘટીત કાર્યો કરે છે તેનું લેખકે સારી રીતે મનનિય શૈલીથી વર્ણન કર્યું છે. કામવાસનાથી અંધ બની ગએલી તિષ્યરક્ષા પોતાના પુત્રનાં નેત્ર કઢાવવા તૈયાર થાય છે પણ અંતે સત્યનો જય થાય છે. ધર્મઢોંગી ગુરૂઓ પણ પોતે કેવાં કુકર્મો કરે છે તે પણ એક પ્રકરણમાં ચિત્ર સાથે બતાવવામાં આવ્યું છે—રાણી વિહારમાં વિહાર કરે છે.

કુણાલ અને કાંચનમાલાનાં પાત્ર ખાસ ધ્યાન ખેંચનારા છે. તેઓ આદર્શ દંપતી છે, તેમજ સ્વદેશ પ્રેમી અને ગરીબનાં બેલી છે. વીર કુણાલ, પુત્રધર્મ બજાવી કુંજરકરણ સાથે યુદ્ધમાં વિજય મેળવે છે કે તુરત જ તિષ્યરક્ષાના પ્રપંચ-થી પોતાનાં નેત્ર ગુમાવે છે. અને દુઃખી થાય છે. એક બાજુ કાંચનમાલા—પતિ વિરહિણી- વિયોગથી દુઃખી થાય છે અને પતિદર્શને આતુર બને છે. આખરે કાંચનમાલા આત્મત્યાગ છુપી રીતે કરે છે અને યોગિની વેશે પોતે દુઃખી-ઓનાં દુઃખ દૂર કરવામાં મદદ કરતી જંગલે જંગલે ભટકતી, અસહ્ય દુઃખ ભોગવતી એક ચાંડાલ મારફત પતિનાં—કુણાલનાં દર્શન કરે છે. બન્ને સ્નેહીઓ અરસપરસ ભેટે છે. આ દાંપત્યપ્રેમ અને આદર્શ યુગલ વખાણવા લાયક છે.

રાધગુપ્ત નામનો સનાતની ચાણક્ય પૂરેપૂરો ખટપટી અને સ્વાર્થી છે. મહા-રાજા અશોક પોતે તિષ્યરક્ષાના મોહમાં અંધ બને છે અને તેને કર્તવ્યાકર્તવ્યનું ભાન રહેતું નથી. એક વરસ માટે સોંપેલા રાજ્યનો કારોબાર એટલો બધો ખરાબ ચાલે છે કે જેથી તેને પોતાને ઘણું ખમવું પડે છે. વીર કુણાલના ગુમા-વેલાં નેત્રો એક વૈજ્ઞાની મારફત પુનઃ પ્રાપ્ત થાય છે. તિષ્યરક્ષાએ કરેલાં ઘોર કર્મોને તેને પોતાને પશ્ચાતાપ થાય છે. તિષ્યરક્ષા આખરે ગાંડી બને છે તેને કાંચનમાલાના આશ્વાસન નીચે સોંપવામાં આવે છે. અને કુમાર કુણાલને રાજ્ય-ગાદી આપે છે અને બૌદ્ધધર્મમાં ખાસ તેઓ ધર્મપ્રચારક તરીકે ભાગ લે છે.

છેવટમાં ખાસ વાંચકનું ધ્યાન મહારાજા અશોકને જંગલમાં થએલ તત્વ-જ્ઞાનના પ્રકરણો ઉપર અમો ખેંચીએ છીએ. તે પ્રકરણો તત્વજ્ઞાનના અભ્યાસી માટે ઘણાં જ ઉપયોગી છે જો કે ભાષા સંસ્કૃતમય હોઈ ઘણી અઘરી છે. સાથે સાથે કુદરતનાં વર્ણનો પણ ઘણે ઠેકાણે આપવામાં આવ્યાં છે તે પણ મન-નિય છે. એકંદરે પુસ્તક વાર્તાના શોખીનોને વાંચી જવા અમો ભલામણ કરીશું. જેની કિંમત રૂ. અઢી છે અને તે સઘળા જાણીતા બુકસેલરોને ત્યાંથી મળી શકશે.

**સાંજવર્તમાનઃ—** [તા૦ ૨૭–૧૦–૨૪.

**તિષ્ય–ગુપ્ત–એક ઐતિહાસિક નવલકથા**–સામ્રાટ અશોકના વખતની આ ઐતિહાસિક નવલકથા અમોને પ્રકાશકો તરફથી સમાલોચનાર્થે મળી છે. જેના લેખક રા. ભાનુ, વ્યાસ છે. નવલકથાની વસ્તુસંકલના મરાઠીમાં પ્રસિદ્ધ થયેલા 'કાંચનમાલા' અને ગુજરાતીમાં ભજવતા 'વીર કુણાલ' નામના નાટકના આધારે મહારાજા અશોકના વખતની રાજખટપટો. પાત્રોમાં મુખ્ય નાયિકા તિષ્યરક્ષિતા–હજામની પોષક પુત્રી, પાછળથી થએલી મહારાણી મહારાજા અશોકની પટરાણી, પોતે મહત્વાકાંક્ષી અને સનાતની હોવા છતાં કામનાસનાને પૂર્ણ કરવા બૌદ્ધધર્મી બની તેને અંગે કેવાં કેવાં અઘોર કૃત્યો કરે છે તે લેખકે બરાબર દર્શાવેલ છે. કામી મનુષ્યો કેટલી હદ સુધી પોતે પહોંચી કેવાં કેવાં કુકૃત્યો કરે છે તે આ પાત્રથી બરાબર, સચોટ, અસરકારક રીતે જણાઈ આવે છે અને તેની સાથે ધર્મઢોંગી ગુરૂઓ પણ પોતાના સફેદ લેબાસમાં કેવાં કુકર્મો કરે છે તે પણ તેમાંના બૌદ્ધધર્મી મઠમાં સચિત્ર બતાવેલ છે. મહારાજા અશોક પાસેથી એક વરસ માટે રાજ્ય ચલાવવાનું વચન લઇ કેટલી હદ સુધી તિષ્યરક્ષિતા અને તેનો ચાણક્ય રાધગુપ્ત સનાતની હોવા છતાં બૌદ્ધધર્મી બનેલો, તેના હાથે રાજ્યમાં કેટલી કેટલી ખટપટો ઉભી થાય છે તે, રાજ્ય ખટપટો સારી રીતે વર્ણવવામાં આવી છે. વીર કુણાલ અને કાંચનમાલા આદર્શ ગ્રહલક્ષ્મી અને તેની પતિભક્તિ એક આર્યબાળા તરીકે ખાસ પ્રસંશાપાત્ર છે. તિષ્યરક્ષિતાના છળકપટને લીધે કુમાર કુણાલનાં ગુમાવેલાં નેત્રો અને દેશવટો–વિયોગ કાંચનમાળાથી સહન ન થતાં તે પતિ–વિરહને લીધે ગુપ્ત રીતે યોગિની રૂપે બહાર નીકળી જાય છે અને વનમાં અનેક સંકટો સહન કરતાં આખરે આ બાળાને એક ચાંડાલ મારફત પોતાના પતિનો મેળાપ થાય છે અને છેવટે તેઓ સુખી થાય છે. આ દાંપત્યપ્રેમ ખાસ વખાણવા લાયક છે. બૌદ્ધિસત્વનું (ઝાડ) ગુમ થવું, કુંજરકર્ણ સાથેનું યુદ્ધ અને સનાતનીઓ તેમજ બૌદ્ધિઓના ઝઘડાઓ ખાસ ધ્યાન ખેંચે તેવા પ્રસંગો છે. સાથે સાથે પ્રકાશક સંસ્થાએ બુક સચિત્ર કરી ખાસ તેની–બુકની શોભામાં વૃદ્ધિ કરી છે. પણ અમારે કહ્યા સિવાય ચાલતું નથી કે, સહ લેખક રા. દેવશંકર વ્યાસ (બી. એ. આઇ. સી. એસ.)ની ગેરહાજરીમાં પ્રસિદ્ધ થયેલા આ પુસ્તકમાં તેમનાં હાથનાં લખાયલાં પ્રકરણો ૨-૪-૭-૮-૧૦ જે કુદરતનાં વર્ણનો તેમજ તત્વજ્ઞાનનાં ઉપદેશનાં છે તેની ભાષા સંસ્કૃતમય હોઇ ઘણી જ અઘરી છે, છતાં તેજ પ્રકરણો વાંચકનું ધ્યાન ખાસ ખેંચી શકે છે. તેમાં જો સહેલી ભાષા વાપરી હોત તો સામાન્ય વર્ગ પણ તત્વજ્ઞાનનો લાભ લઇ શકતે અને ખપતમાં ખાસ વધારો થાત...... પુસ્તક એકંદરે ખાસ વાંચી જવા નવલકથાના શોખીનોને અમે ભલામણ કરીએ છીએ. બુકની બાઇડીંગ વગેરે તેમાં રંગબેરંગી ચિત્રો સાથે સારી છે. આ પુસ્તક પ્રસિદ્ધિમાં લાવવા માટે અમો પ્રકાશક સંસ્થાને અભિનંદન આપીએ છીએ.

# અનંગવિષ

યાને

## અમૃતમય ઝહર

——(:૦:)——

### અનુક્રમણિકા.

#### પ્રથમ ખંડ



#### દ્વિતીય ખંડ



#### તૃતીય ખંડ



[સદરહુ પુસ્તક માટે સાથેના અભિપ્રાયો જરૂર વાંચો.]

**સાહિત્ય:** [ઓકટોબર ૧૯૧૭

"અનંગલિપ યાને અમૃતમય ઝહર" લેખક રા. ભાનુ. સચિત્ર આવૃત્તિ કિ. રૂા. ૩।। આ નામની એક સુંદર સચિત્ર નવલકથા અમને મેસર્સ શુકલ બ્રધર્સ તરફથી મળી છે. લેખક રા. ભાનુને તેમના સફળ પ્રયાસ માટે અમે અભિનંદન આપીએ છીએ. હિંદના આ સામાજિક સંક્રાંતિના પ્રકરણમાં ગ્રંથને સ્થાન મળી શકે તેમ છે. ગ્રંથનું મુખ્ય વસ્તુ વિધવાવિવાહ છે. વિધવાવિવાહથી થતા ફાયદા તથા નુકસાન, એક વાર્તાના રૂપમાં ઘણી જ મોહક રીતે વર્ણવ્યા છે. આપણા હિંદુસમાજમાં બાળલગ્નને લઇને કેટલી બધી બાળવિધવાઓ થાય છે. અને આ બાળવિધવાઓની જીંદગી, કેટલી દુઃખમય અને નિરાશાજનક હોય છે; તેનો ચિતાર આપવાને લેખકે ઠીક પ્રયત્ન કર્યો છે. બિચારી ગરીબ વિધવાઓ સંયમના અભાવે અનંગપાશમાં કેવી ફસાઇ જાય છે, તેનાં પરિણામમાં કેવી હૃદયભેદક બાળહત્યાઓ થાય છે, તેનું ચિત્ર લેખકે સચોટ આપ્યું છે. માલતી અને નવલના લગ્ન પરથી, વિધવાવિવાહ કલિયુગમાં સશાસ્ત્રીય છે, એમ લેખક માનતા જણાય છે. આ બધો આધાર અને વિવેચન બંગવિદ્વાન વિદ્યાસાગરના પુસ્તક ઉપરથી લીધો છે, તે પોતાની પ્રસ્તાવનામાં લેખકે સ્પષ્ટ જણાવ્યું છે. ભિન્નભિન્ન પાત્રોની ભિન્નભિન્ન વૃત્તિઓ આલેખવામાં લેખકે ઠીક ચતુરાઇ વાપરી છે. લેખક કુદરતના ભોગી છે. કલ્પનાશક્તિ પણ સારી છે. પાત્રોમાં "ગિરીબાલા' વાંચકનું ધ્યાન ખેંચે છે." એક આદર્શ ગૃહિણી તરીકે તેને ચિતરવાના પ્રયાસમાં લેખક લગભગ સફળ થયા છે. માલતી જો કે પુનર્વિવાહ કરે છે, છતાં એક ઉચ્ચ પાત્ર તરીકે ગણી શકાય તેમ છે. નવલ પણ એક સજ્જન છે. અન્ય પાત્રો પણ ઠીક ચિતરાયાં છે. આ બધાં વિચિત્ર પાત્રોની વિચિત્રતામાં એકાદ વિધવાને બ્રહ્મચારિણી બનાવી દેશકલ્યાણાર્થે આત્માર્પણ કરતી ચિતરી હોત, તો પુસ્તકમાં એક સારો ઉમેરો થાત, એમ અમારૂં નમ્ર માનવું છે. લેખક સહૃદય છે. દેશને માટે દાઝ ધરાવે છે. એકંદરે કૃતિ સફળ છે. જનસમાજ વાંચીને ખર્ચેલી કિંમત માટે નિરાશ તો નહીં જ થાય. ગ્રંથના કેટલાક ભાગોનું આબેહુબ ચિત્ર ખડું કરવાને ચિત્રયોજના કરવામાં આવી છે, અને તેથી રા. ભાનુ જેવા લેખક અને રા. મુલર જેવા ચિત્રકારનો સંયોગ નંગકુંદન જેવો લાગે છે. લેખક અને ચિત્રકાર, બંને દીર્ઘાયુ રહી અનેક સફળ કૃતિઓ રચો, એમ અમો જીવનદાતા પ્રભુ પાસે યાચીએ છીએ. [પેઇજ નં૦ ૬૯૯-૭૦૦]

**સાહિત્ય:-** [જાન્યુઆરી ૧૯૨૪

૧૯૧૭ના ઓકટોબરના અંકમાં અમે આ નવલકથાની પહેલી આવૃત્તિની સમાલોચના કરી હતી ત્યારે સૂચના કરી હતી કે, એકાદ વિધવાને આત્માર્પણ કરતી ચિતરી હોત તો ઠીક થાત. બીજી આવૃત્તિમાં અમારી સૂચના મુજબ ફેરફાર થયેલો જોવાથી અમોને આનંદ થાય છે. એ બ્રહ્મચારિણી વિધવાથી નવલકથાના ઉપરચોટીયા વાંચનારને અમૃતમય ઝહરનો સપાટો લાગવાનો ભય હતો તે જતો રહ્યો છે અને ઝહર એ અમૃત થઈ ગયું છે. લખનાર અને પ્રકાશનારે બતાવેલી હિમ્મત માટે તેમને અભિનંદન ઘટે છે. આ બીજી આવૃત્તિ જલદી ખપી જશે એવું ધારીએ છીએ. [પેઇજ નં૦ ૬૧]

——:૦:——

**પ્રજામિત્રઃ-** [તા૦ ૩૦-૪-૨૪]

**[અનંગવિષ પ્રકાશકોઃ મેસર્સ શુકલ બ્રધર્સ, ખેતવાડી મેનરોડ મુંબઇ.]**

દેશોન્નતિના પ્રશ્નોમાં હિંદુ સંસાર-સુધારાની ચર્ચા એ પણ એક મહત્વનો વિષય છે. આજકાલ દરરોજ સમાચાર મળે છે કે, 'વિધવાના બાળકનું ખૂન' એ વાંચી કોનું હૃદય નહિ કંપી ઉઠે! એવો કોણ પાષાણ-હૃદયી હશે, કે તેને દયા નહિ આવે? ચાલુ પ્રગતિના જમાનામાં હિંદુ સાસારીક સડો જે વિધવા બાળવિધવાઓના હાથે ઘર કરી બેઠો છે તે સંબંધમાં સચોટ અસરકારક રીતે ચર્ચા કરતી ઉપરની નવલકથા અમોને અવલોકાનાર્થે મળી છે જે પ્રકાશકો તરફથી સુધારા વધારા સાથે તેમ જ સુધારાના અગ્રગણ્ય ગણાતા સુધારકોના અભિપ્રાય સાથે ઇ. સ. ૧૮૫૬ ના વિધવાવિવાહનો કાયદો મૂળ તથા તેના ગુજરાતી અર્થ સાથેની બીજી આવૃત્તિ છે. જેની કિંમત રૂ. ૩ાા છે.

પુસ્તકની વસ્તુસંકલના બાળલગ્નને લીધે થતી હિંદુસમાજમાં બાળ-વિધવા તેમ જ તેમનાથી થતા તેમના અત્યાચારો-અનાચારો નિર્દોષ બાળકોનાં ખૂન યાતો વિધવાનો આત્મઘાત જે ઘણી જ અસરકારક રીતે તેમ જ તે દૂર કરાવવા માટે, તેના ચાંપતા ઉપાયો યોજવા માટે સરકારી કાયદો શું કહે છે તે તેમ જ શાસ્ત્રો તેને સંમતિ આપે છે કે કેમ? તે પણ ઘણી સારી રીતે વર્ણવામાં આવ્યું છે. હવે આપણે નવલકથાની નાયક-નાયિકા તરફ દષ્ટી કરીએ. નિર્મળા ક્ષતયોનિ વિધવા, માલતી અક્ષતયોનિ વિધવા અને ત્રીજી વિધવા જે હેમવતી છે તે તો બ્રહ્મચારિણી રહી સ્વદેશ સેવા કરે છે એટલે તેનો તો સવાલ જ નથી. હવે આપણે ક્ષત અને અક્ષતયોનિઓનો જ વિચાર કરીશું. માલતી પોતાના સસરા તેમ જ વૃદ્ધ માતાના પ્રોત્સાહન અને અનુમોદનથી નવલ નામના અમાત્ય અને પોતાના મરનાર ધણીનો સ્નેહી તેની સાથે શાસ્ત્ર સંમતિઓ મેળવ્યા પછી અને સરકારી કાયદાને માન આપી સ્નેહલગ્ન કરે છે. અને પોતે સુખી સંસાર ભોગવે છે.

નિર્મળા જે ક્ષત-યોનિ વિધવા છે તે પોતે નરેન્દ્ર નામના જાગીરદાર સાથે ઉપકાર વૃત્તિથી દબાયલી હોવાથી તેની સાથે પ્રેમમાં પડી છુપાં કુકર્મો કરે છે અને તેનો વિનિપાત થાય છે. પણ છેવટે કુદરત તેઓની આંખ ખોલે છે. પરિણામમાં તેને પુત્ર પ્રસવ થાય છે ત્યારે લોકલજ્જાએ તેનો નરેન્દ્ર ઘાત કરાવવા તૈયાર થાય છે; જ્યારે પુત્ર-ઘેલી માતા પોતાના પુત્રને બચાવવા અર્થે નરેન્દ્રને ઘણી ઘણી રીતે વિનવે છે અને પોતાના પ્રાણ આપવાને પણ તૈયાર થાય છે; છતાં પાષાણ હૃદયી નરેન્દ્ર તેનો-અનંગના પ્રસાદરૂપી અનંગપ્રસાદનો ઘાત કરાવવા દાસી પ્રેમદાને હુકમ ફરમાવે છે. જે કરૂણામય 'સીન' પ્રકાશક સંસ્થાએ સચિત્ર બતાવેલો છે. તે સીન ગમે તેવા મનુષ્યનું પણ હૃદય પિગળાવી નાખે તેવો છે. ધન્ય છે હિંદુસમાજને કે તેના બંધનોથી આવા કેટલાંયે કુમળાં બાળકોનો ઘાત થાય છે??

છેવટે નરેન્દ્રની ધર્મ-પત્નીને આ જારકર્મનો ભેદ માલુમ પડે છે એટલે તે-આદર્શગ્રહ લક્ષ્મી ગિરીબાળા પોતે પોતાના સર્વ સુખોનો ભોગ આપી નિર્મળાને ઘણી ઘણી રીતે સમજાવી તેને તેનું બાળક પાછું આણી આપવાની વગેરે લાલચ આપી નરેન્દ્ર સાથે પરણાવે છે અને પોતાના દેવ-પતિના સુખ માટે

સર્વે સુખોનાં ત્યાગ કરી ગ્રહત્યાગ કરે છે અને જંગલે જંગલે પતિનામ રટણ કરતી ભમે છે. આ એક આદર્શ પતિ–પરાયણા સ્વામીભકતીણી આર્યબાળાનું પાત્ર વાંચકનું ધ્યાન ખેંચે છે. આવી આદર્શ આર્યબાળાઓ ધન્ય જ ગણાશે.

પોતાની ધર્મપત્નીના ગ્રહત્યાગથી નરેન્દ્રને હવે શોક થાય છે. તેમજ બીજી બાજુ નિર્મળાને પણ પોષક માતા તુલ્ય–ગિરીબાળાના ગમનથી પોતાના કુકર્મોનો પશ્ચાત્તાપ થાય છે જેથી તેઓ તેની શોધ કરાવે છે. આખરે ગિરીબાળાનો પત્તો મળતાં નિર્મળા (સતી–સાધ્વી ગિરીબાળાના સુખમાં વિઘ્નરૂપ હવે વધુ વખત ન થવા માટે) પોતે વિષપાન કરે છે અને છેવટે તેને અનંગના પ્રસાદથી ઉત્પન્ન થએલ પુત્ર અનંગ (જે દાસી પ્રેમદાની મહેરબાનીથી બચવા પામ્યો હતો તે)નાં દર્શન થાય છે. ત્યાર બાદ નરેન્દ્રના પર્યંકમાં અને ગિરીની આશિષ સાથે અત્રે પોતાની અનંગવિષથી પીડાતી સંસારયાત્રા તે અમૃતમય ઝહરથી પૂર્ણ કરે છે.

જો આ રીતે હજારો બાળવિધવાઓ રીબાતી હોય, સેન્સસ કમીટીના હિંદુ બાળવિધવાના આંકડા ખરા હોય, ધર્મશાસ્ત્રો તેમને પુનઃલગ્ન કરવા સંમતી આપતાં હોય, તેમ જ સરકારી કાયદો કહે છે તે પ્રમાણે તે પણ તે છૂટી આપતો હોય, તો હિંદુ સમાજ શા માટે આવી બિચારી બાળવિધવાઓને તેમનાં દુઃખોથી મુક્ત નથી કરતો ! હવે હિન્દુસમાજે પોતાનાં બંધનો–રૂઢી બંધનોને–સમાજસુધારણા અર્થે તોડી, બિચારી બાળવિધવાઓની–અરે અક્ષત વિધવાઓની તો જરૂર જ આશિષ લેવી જોઇએ છે. જેથી હજારો બાળ હત્યાઓ–છુપાં કુકર્મો–ગર્ભપાત યા તો આત્મહત્યા–સ્ત્રીહત્યાઓ મટી જશે અને આશીર્વાદ મળશે. પ્રસ્તુત નવલકથામાં ઉપર જણાવેલ ત્રણે જાતની વિધવાઓના ચિતાર હૃદયંગમ રીતે સચિત્ર બતાવેલ છે. જેથી સર્વે ગુજરાતી વાંચન પ્રજાને ઉપયોગી થઈ પડે તેમ છે. આ નવલકથા હિંદુસમાજે ખાસ વાંચવા લાયક છે. જે જાણીતા બુકસેલરોને ત્યાંથી મલી શકશે.

—:o:—

## સ્વ. સાક્ષર રમણભાઈ મહીપતરામ શું કહે છે ?

*Ahmedabad, 18th Sept., 1917.*

To,

Messrs. SHUKLE BROTHERS,

BOMBAY.

DEAR SIRS,

I beg to acknowledge with thanks receipt of the Copy of the Novel entitled "Anang–Wish" sent with your letter of 5th instant. The Book is well written. It has merit in its style, in its sentiments, and in its moral. The story is so woven as to sustain interest from beginning to end.

Yours faithfully,

(Sd.) *Ramanbhai M. Nilkanth.*

**વિશમી સદીઃ-** [જુન ૧૯૧૮

અનંગલિપ. લેખક રા. ભાનુ. પ્રકાશક શુકલ બ્રધર્સ મુંબઈ. દેશ-હિતના પ્રશ્નોમાં હિંદુસંસાર સુધારાની ચર્ચા એ પણ એક ઉપયોગી અને મહત્વનું અંગ છે. આ પુસ્તકમાં હિંદુસંસાર સુધારાના પુનર્લગ્ન વિષયક પ્રશ્ન સંબંધી યોગ્યતાપૂર્વક ચર્ચા કરવામાં આવી છે. બિચારી વિધવાઓનાં દુઃખ બહુ હૃદયવેધક છે. હિંદુસંસારમાં લાખો વિધવા ફરજ્યાત વૈધવ્ય દશામાં હોવાથી યુવાવસ્થામાં જે અનાચારને આધીન થાય છે ત્હેનું વિવિધ પાત્રોદ્વારા વાર્તાના રૂપમાં વર્ણન કરવામાં આવ્યું છે. અને પરિણામમાં પુનર્વિવાહને શાસ્ત્ર સંમત સ્વીકારી વિવિધ પ્રેમી યુગલોનો પુનર્વિવાહ કરાવે છે... ગિરિબાળા—તપસ્વિની બાળા, સ્નેહની ઉત્તમ પ્રતિમા છે. નરેન્દ્રના દર્શનમાં એ રક્ત છે, સ્નેહમાં આસકત છે. ત્હેના પ્રેમમાં મશગુલ છે, તલ્લીન છે, તન્મય છે. સ્નેહનું એ સ્વરૂપ ઉત્કૃષ્ટ પણ છે. અતુલ ભક્તિમયી અનુરાગિણી વૃત્તિની એ ભાવના છે. છતાં તે પ્રેમની દૃષ્ટિએ કાઉંટ ટોલસ્ટોયની કોઇક વાર્તામાં સ્નેહનું કંઇક આવું સ્વરૂપ પણ જોવામાં આવે છે. વ્યવહારની દૃષ્ટિએ પોતે પત્ની હોવા છતાં પતિ—સુખચિંતક બની કામવશ પતિને અન્ય પત્ની કરાવી આપવા સહાયક બને એ યુકત ઓછું છે. કદાચ સ્ત્રીસ્વભાવને સ્વાભાવિક ને સુલભ એવું ચાતુર્ય સ્વામિને અનેક શુભકલા વૈવિધ્યથી પ્રીતિવશ કરી શકત. આ પછી તે પતિમાં જ ધ્યાનનિમગ્ન રહી તેનું રટણ કરતી અન્ય સ્થળમાં વસે છે, તપજીવનમાં સંચરે છે, તેમ કરતાંયે મૃત્યુશય્યાપર પણ પતિદર્શનનું ચિંતવન કરે છે. આ પતિવિમુખું પ્રયાણ, વિયોગ બચાવ છે પણ સર્વાંશે નથી. પુનર્વિવાહ ઠીક છે. આદર્શ ભાવના ન હોય તો પણ ઉત્તમ આપદ્ધર્મ છે...આ ગિરિબાળા સિવાયના અન્ય પાત્રો વધુ ઓછે અંશે ચલચિત્ત વૃત્તિનાં છે. દેવેન્દ્ર દુરાચારી છે અને પોતાની અભિલાષા તૃપ્ત કરવા સ્ત્રીવેષ સુદ્ધાં ધારણ કરે છે. પ્રમદા તો એક અધમમાં અધમ કુલકલંકિની પાપિણી છે, કુલટા છે, અને સ્ત્રી ચરીત્રને નામે જે અધમમાં અધમ કૃત્યો ગણાય તે કરતાં લેશ ભીતિ નથી રાખતી. પ્રપંચની પુતળી છે. કર્તા હિંદુ સંસારમાં જે જે અનાચાર વિધવાલગ્નના પ્રતિબંધને લીધે થાય છે ત્હેના વાસ્તવિક સ્વરૂપનું આલેખન કરી પુનર્વિવાહ સંમત હોવાથી તે વધુ હિતકારક અને શ્રેયસ્કર માર્ગ ગણી વિધવાલગ્ન કરાવે છે. નવલકથા તરીકે વસ્તુનો સાક્ષાત્કાર ધ્વનિ સૂચનથી ઉત્તમ બોધ તરીકે ફલિત નથી કરાવાતો પણ સીધો સદુપદેશ છે. કલામાં આ કંઇક ન્યૂનતા ગણાય. ઇચ્છીત કે કાલ્પનિક ઉચ્ચ ભાવના દ્વારા વાતાવરણ ખડું કરવા કરતાં સીધી વ્યવહારોપયોગી વાત તરફ કર્તાનું લક્ષ વિશેષ છે. એકંદરે પ્રયાસ સારો છે.સામાન્ય વાંચક વર્ગને તેમજ હિંદુસંસારના સુધારામાં હિત સમજનાર પ્રત્યેક વાંચનારને હિંદુસંસારની સ્થિતિનું દર્શન કરાવનારી તેમ શુભ હેતુ દર્શાવનારી છે. મી૦ મુલરની અતિ મનોહર પીછીનાં ચિત્રો સુંદર બાંધણીના આ પુસ્તકની શોભામાં વૃદ્ધિ કરે છે. [પેઇજ ૨૭૮—૨૭૯]

——:૦:——

**સમાલોચકઃ-** [સપ્ટેમ્બર ૧૯૧૮]

**અનંગવિષ** લેખકઃ-રા. ભાનુ પ્રકાશકઃ મેસર્સ શુકલ બ્રધર્સ, મુંબઈ. આજકાલ લખાયલી નવલકથાઓમાં કાંઈ ખાસ ઉદ્દેશ, ખાસ હેતુ જણાતો નથી, અને પુસ્તકનું વસ્તુ ગમે તે રીતે ગોઠવી દેવામાં આવ્યું હોય છે. આવા અવ્યવસ્થિત સમયમાં કોઇ પણ કથાકાર કોઇ ખાસ ઉદ્દેશથી વ્યવસ્થાપૂર્વક અને કોઇ મહત્વના વિષયને ચર્ચતી કથા લખે તો તે ખરેખર આદરણીય છે. રા. ભાનુનું પુસ્તક વ્યવસ્થિત છે, તેમની કથાનો ઉદ્દેશ છે, અને તેટલે અંશે તે એક સામાન્ય કથા કરતાં વધારે આદરને પાત્ર છે. અનંગવિષના લેખકે પોતાનો સમય અને શક્તિ વ્યર્થ નથી ગુમાવ્યાં પરંતુ તેનો સદુપયોગ કર્યો છે, એમ અમારૂં માનવું છે. સુધારાના આ સમયમાં પ્રજાના ભિન્ન ભિન્ન બંધારણોમાં કયા કયા ફેરફારોની જરૂર છે, તે વિષય ઉપર દરેક સજ્જનને વિચાર કરવાની જરૂર છે, અને સમાજ સુધારો એ પણ એક અગત્યનો વિષય છે. હિંદુસંસારના બંધનો ક્યાં છે, કેટલાં છે અને તેમાંથી કેટલાં યોગ્ય છે, અને કેટલાં અયોગ્ય છે, એ સંબંધમાં યથાશક્તિ ન્યાયપુરઃસર વિચાર કરવો તે દરેક હિંદુભાઇની ફરજ છે રા. ભાનુએ વિધવાવિવાહનો પ્રશ્ન હાથમાં લીધો છે, અને અન્ય વિદ્વાનોના વિચારોની સહાયથી નવલકથાના રૂપમાં તે, પ્રશ્નનો ઠીક નીવેડો કર્યો જણાય છે. "અનંગવિષ"માં ચર્ચેલા પ્રશ્નો અત્યંત ઉપયોગી છે દરેકાલના ભિન્ન ભિન્ન ધર્મોને અવલમ્બી જે સમાજમાં યોગ્ય ફેરફાર ન કરવામાં આવે તો તે સમાજ ધીમે ધીમે નષ્ટ થઇ જવાનો સંભવ છે. જો કે એક પત્નીવ્રત કે એક પતિવ્રત ભાવના તો અનેરી જ છે, છતાં એ આવા મહાન વ્રતોની આશા આપણે સમાજમાં સર્વ સ્ત્રી પુરૂષો પાસેથી ન રાખી શકીએ, એ કહેવાની જરૂર નથી, અને વ્યાવહારને તો વ્યવહારિક ન્યાય જ આપી શકાય.

આટલો સામાન્ય વિચાર કરી રા. ભાનુનું પુસ્તક વ્યવસ્થિત છે, તેને કાંઇક ઉદ્દેશ છે, એમ જણાવી આપણે પુસ્તકની સમાલોચના કરીશું. નવલકથાઓના ચીથરામાં આ નવલકથા પોતાનું વ્યક્તિત્વ જાળવી શકે તેમ છે, ત્હેનું મુખ્ય કારણ ત્હેનું વસ્તુ છે. સામાન્ય મનુષ્યો નવલકથાના વધારે શોખીન હોય છે અને તે દૃષ્ટિથી જોઇએ તો પુસ્તકની ભાષા પણ સરળ અને સુંદર છે, ભિન્ન ભિન્ન પાત્રોની ભિન્નભિન્નતા પણ ઘણી જ સરળતાથી આંકવામાં આવી છે. નરેંદ્ર, ગિરીબાલા અને નિર્મળા એ ત્રણ પાત્રો કે જે જે આપણે મુખ્ય પાત્રો કહી શકીએ તેમનું આલેખન કર્તાએ યથાશક્તિ ઠીક કર્યું છે. ગિરીબાલાને જો કે આદર્શ ગૃહિણી ન કહી શકાય તો પણ એક પતિપરાયણ સ્ત્રી તરીકે તેનું સ્થાન અલબત ઉંચું છે. નરેન્દ્રની ભૂલ ત્હેને અનેક ભૂલોમાં ઘેરે છે અને "ભ્રષ્ટ થયું જરી ત્હેનો શતમુખ વિનીપાત જ નિર્મેલો" એ સત્યનું આપણને યથાર્થ ભાન કરાવે છે. નિર્મળા બિચારી એક નિર્બળ સ્ત્રી છે. પોતાની નિર્બળતાને તે ઝટ વશ થઇ જાય છે અને નરેન્દ્રની મોહજાળમાં સપડાય છે. પુસ્તકનો શાસ્ત્રીયભાગ સ્મૃતિ અને અન્ય શાસ્ત્રો ઉપરથી લેવામાં આવ્યો છે, અને તે ભાગ સંસ્કૃતના વિદ્વાનને આનંદદાયક થઇ પડે તેમ છે. પુસ્તકમાં ઠામઠામ કુદરતનાં વર્ણનો છે, અને આ

વર્ણનો જો કે અત્યંત ભવ્ય નથી તોપણ આલ્હાદક તો જરૂર છે. લેખકના સરળ હૃદયની છાપ તે વર્ણનોમાં તાદૃશ્ય છે. પુસ્તકમાં કેટલેક ઠેકાણે મોટા કપટજાળ પણ છે, અને જે દુષ્ટ મનુષ્યો પોતાની દુષ્ટતા કેટલી હદે લઇ જાય છે તેનો ઠીક ખ્યાલ આપે છે. એકંદરે કૃતી સફળ છે. અને પુસ્તક વાંચ્યા પછી સમય વ્યર્થ ગયો એમ તો નહિ જ લાગે. પ્રખ્યાત ચિત્રકાર રા. મુલરની કૃતીથી પુસ્તક સુશોભીત થયું છે અને ચિત્રકાર અને લેખકના સહયોગથી પુસ્તક વધારે ઉપયોગી થયું છે. કિંમત પણ પ્રમાણમાં કાંઇ વધારે નથી અને વાંચક નિરાશ તો નહિ જ થાય. અમે અમારા ગુજરાતી ભાઇઓને આ પુસ્તક વાંચવાની ભલામણ કરીએ છીએ. (પેઇજ નંબર ૫૦૭, ૫૦૮).

**સમાજ–જીવન** [જુન ૧૯૨૪]

**અનંગવિષ યાને અમૃતમય ઝહર. લે. ભાનુ. પ્રકાશક શુકલ બ્રધર્સ.** મુંબઇ કિં. રૂ. ૩–૮–૦. વિધવાવિવાહની અનિવાર્ય જરૂર શાસ્ત્ર તથા વહેવારના આધારે સચોટ પૂરવાર કરનારી આ રસિક નવલકથાની ટુંક સમયમાં જ બીજી આવૃત્તિ પ્રગટ થઈ છે. તે જ તેના લેખકની સફળતા પૂરવાર કરે છે. વાર્તાનું વસ્તુ તદ્દન સાદું છે. માલતી નામની એક બાળા પરણ્યા પછી તુરત વિધવા થાય છે. અને તે ફરી વિવાહ કરી આદર્શપત્ની બને છે. બીજું પાત્ર વિધવા નિર્મળાનું છાતી ફાડી નાંખનારૂં છે. વિધવાવિવાહના પ્રતિબંધને તે વશ થાય છે; પણ રતિપતિનાં બાણ સામે ટક્કર ઝીલી શકતી નથી ને તેથી ગર્ભવતી થતાં તેને તેના હીચકારા આશકના દ્રોહથી પાગલપણાનો વારસો તથા આખરે મૃત્યુ મળે છે. નિર્મળાના પ્રેમી નરેન્દ્રની પત્ની ગિરિબાળા આદર્શ આર્યલલનાનું એક ઉચ્ચતમ ઉદાહરણ છે. અને બ્રહ્મચારિણીનું પાત્ર સર્વમાં ઉચ્ચ કોટિએ વિરાજે છે. લેખકે ત્રણ વિધવાનાં ત્રણ ચિત્રો દોરી હિંદુસમાજની બારિક સમાલોચના કરી છે. વિધવા થયા પછી મૃતપતિના પ્રેમસ્મરણાર્થે બ્રહ્મચારિણી થનારી વિધવા સર્વોત્તમ ગણાય પણ પુનર્વિવાહ કરી આદર્શ પત્ની થનારી માલતી ગુપ્ત વ્યભિચારથી જીવન કંગાળ કરતી નિર્મળાથી જરૂર જ ચઢીયાતી ગણાવી જોઇએ. સંસ્કાર પવિત્ર વાતાવરણ, અને શિક્ષણના પ્રતાપે મનુષ્ય ઉચ્ચ જીવન જીવી શકે છે. પણ જે યુવાન વિધવાઓ માબાપની ભૂલથી આડે રસ્તે ઉતરી જઇ સમાજના એક ઘાતકી રિવાજને ખાતર પોતાનાં તથા પોતાનાં ગેરકાયદાસર થયેલાં બાળકોનાં જીવનની પાયમાલી કરે છે તે માટે સમાજ જ જવાબદાર છે. જાણીતા બંગાળી સમાજસુધારક ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરનાં પુસ્તકના આધારે પારાશરસ્મૃતિમાંથી કળીયુગમાં વિધવાવિવાહની હિમાયત કરનારો શાસ્ત્રાર્થ ટાંકીને લેખકે વિધવાવિવાહ શાસ્ત્રસંમત પુરવાર કર્યો છે. પુસ્તકની છેવટે પ્રકાશકે આ બીજી આવૃત્તિમાં વિધવાવિવાહ કાયદાની અંગ્રેજી–ગુજરાતી નકલ છાપી છે. તે કાયદો જાણવા ઇચ્છનારને ઉપયોગી થઈ પડશે. પુસ્તકની શોભા વધારવાને કાબેલ ચિત્રકાર રા. મુલરનાં સાત ચિત્રો પણ આપેલાં છે. અમારા વાંચકને આ પુસ્તક વાંચવાની ભલામણ કરતાં લેખક અને પ્રકાશકને અભિનંદન આપીએ છીએ. [પેઇજ નં૦ ૪૨૯]

——:o:——

**સાંજવર્તમાનઃ-** [તા૦ ૨૬-૪-૨૪]

**અનંગવિષ-એક રસિલી સંસારી નવલકથા** પ્રથમ ઇ. સ. ૧૯૧૭માં પ્રગટ થયલી આ વાર્તાની બીજી આવૃત્તિનો યોગ આવશે એમ તેમાં સમાયલી સામાજિક વિષયની ચર્ચા તરફ જોતાં જણાતું ન હોતું, પણ માત્ર છ જ વરસમાં ગુજરાતી જેવી વાંચનસુસ્ત પ્રજાએ તેની પહેલી આવૃત્તિ ખપાવી નાંખી અને તેના પ્રકાશકને સુધારા વધારા સાથ પુનરાવૃત્તિનો યોગ પ્રાપ્ત થયો એ અભિનંદનીય છે....વર્તમાન પત્રો તથા વિદ્વાનોના અભિપ્રાયોનો ચાતો પ્રકાશકે તે બને તેટલી સુંદર રીતે પ્રસિદ્ધ કરવાની લીધેલી મહેનતનો એ બદલો હોય કે વિધવાઓ પર થતા અત્યાચારને લીધે ફેરવાયલી સમાજની લાગણીનું એ પરિણામ હોય પણ આવા પ્રકારની સમાજના સાધારણ સમૂહની વૃત્તિથી વિરૂદ્ધ જનારી વાર્તાનો ખપ થઇ બીજી આવૃત્તિની પ્રસિદ્ધ કરવા જેટલું પ્રોત્સાહન લેખક પ્રકાશકોને મળે એ જેટલું તેમને તેટલું જ ગુર્જરવાંચક પ્રજાને પણ અભિનંદનીય છે. વિધવાવિવાહના વિષયને નિબંધના રૂપમાં નિર્ણયાત્મક રીતે લખવો અને નવલકથામાં જુદા જુદા પ્રકારની વિધવાઓના ચિત્ર ઇત્યાદી દોરી સમાજ આગળ વસ્તુસ્થિતિ ખડી કરી વાંચકને પોતાનો મત બાંધવાની તક આપવી એ બેમાં બહુ ફરક છે અને તેથી જ નવલકથાની વધુ તટસ્થતા સાચવનારી અસરકારક અને મનોરંજક પદ્ધતિ વધુ ઉપયુક્ત છે. સ્વ. ગોવરધનરામ 'સરસ્વતીચંદ્ર'માં જે જે ચિત્રો દોરી શકયા છે અને કુમુદના જુદા જુદા ડ્રેસના જે જે ફોટા આપણને બતાવી શકયા છે તે તે તેઓ એક નિબંધમાં ન જ આપી શકત. આથી સમાજાગ્રણીઓએ નવલકથા અને નાટકોનો ઉપયોગ સમાજોન્નતીના કોઇ પણ વિષયમાં કરેલો હમેશાં આવકારદાયક જ ગણાશે.

મજકુર નવલકથા જુદી જુદી પરિસ્થિતિમાં પડેલી વિધવાઓના ચિત્રરૂપ છે અને તેથી જ તેની વિવિધતા મોહક થઇ પડે છે. જો કે અનેક પાત્રો, પ્રસંગો અને પ્રપંચજાળોથી ઘણેક ઠેકાણે ભૂલભુલામણી થાય છે ખરી પણ તેથી કોઇ પણ પ્રતિ સંતાકુકડી રમી શકતું નથી અને પોતે પોતાના કાર્યમાં વખતસર હાજર થઇ જઇ પોતાની કેરેકટર ખીલવતું જાય છે. સરસ્વતીચંદ્રના ૩ જા ભાગમાં જેમ ગોવર્ધનરામ આધ્યાત્મિક વિષયને છોડી શકયા નથી તેમજ આ વાર્તાના લેખકે પણ ત્રીજા ખંડમાં શાસ્ત્રચર્ચા ત્યજી નથી.

આપણે ફકત માલતી અને નિર્મળા એ બે વિધવાઓનોજ વિચાર કરીશું તો રસક્ષતિ થયા વિના વારતાનું રહસ્ય સમજી શકીશું. માલતીને લેખકે સર્વથા પવિત્ર અક્ષતયોનિ બાળવિધવા ચિતરી છે અને તેનામાં પ્રેમના અંકુર ઉત્પન્ન કરી તે પ્રેમને પરિપકવ થવા દઇ શાસ્ત્રોકત રીતે અને તેના પહેલા સસરા તથા પોતાની વૃદ્ધ માતાની અનુમતી સાથે તેમ જ રાજારાણીના અનુમોદન અને પ્રોત્સાહનથી નવલ જોડે પરણાવી એક સુખી દંપતી તરીકે એ જોડાંને બતાવ્યું છે અને તે ઘણું જ સરળ અને સુંદર રીતે ચિતરાયલું ચિત્ર છે. પણ પુસ્તકમાંના સ્ત્રી પાત્રોમાં મુખ્ય પાત્ર વિધવા નિર્મળાનું છે કે જેની જીંદગીનું ચિત્ર ઘણું જ દીલ ઉશકેરનારૂં છે.

જીવદયાના જાણીતા હિમાયતી લાભશંકર લક્ષ્મીશંકરે વિધવાઓની વ્હાર કરનારી એક અરજી વાઇસરૉયને કરેલી કે જે પ્રકાશકે પોતાના પુસ્તકની શરૂઆતમાં જ આપેલી છે અને અંતમાં વિધવાઓને ખોટે મારગેથી બચાવવા સારૂ મરહુમ ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરની અથાગ મદદથી પાસ થયેલો વિધવા-વિવાહનો મૂળ કાયદો ગુજરાતી અર્થ સહિત આપેલો છે. પુસ્તકને વધુ આકર્ષક બનાવવા માટે તેમાં જાણીતા ચિત્રકાર મી૦ મુલરના ૭ સુંદર ચિત્રો આપેલાં છે કે જે તેની ઉપયોગીતામાં બેશક વધારો કરે છે. મજબુત કાગળ, સુંદર છપાઇ, બંધાઈ અને બેરંગી ચિત્રો સહિતની આ દ્વિતીય આવૃત્તિને આથીજ અમે વધાવી લઇએ છીએ અને આશા રાખીએ છીએ કે સર્વ સાધારણ હિંદુ સમાજ–કમમાં કમ એ પુસ્તકના વાંચકો–તેથી ઉચીત લાભ ઉઠાવી પોતાના વિચારોને ઘટતી દિશામાં દોરી વ્યવહાર અને સમયને ઉચીત એવું ધરમનું પાલન કરવા–કરાવવામાં અને આવા હજારો ગુપ્ત પાપો ઘટાડવામાં મદદ કરતા થઇ પડશે. દરેક નવલકથા વાંચનાર અને સમાજ–સ્વાતંત્ર્યના હિમાયતીને આથી અમે આ પુસ્તક એકવાર જરૂર વાંચી જવા ભલામણ કરીએ છીએ. કિંમત રૂ. ૩ા. પ્રકાશકઃ–મેસરસ શુકલ બ્રધર્સ ખેતવાડી મેનરોડ મુંબઇ

———:૦:———

લોકમિત્રઃ–

**અનંગવિષ** યાને **અમૃતમય ઝહર**:–'કલિયુગમાં વિધવાવિવાહ શાસ્ત્રસંમત છે; એ ઉદ્દેશ મનમાં રાખી કથાકાર શ્રી. ભાનુએ વિવિધ પાત્રોની ગૂંથણી કરી છે. નરેન્દ્ર અને ગિરિબાળા, દેવેન્દ્ર અને નિર્મળા, નવનિત અને માલતી, નવલ અને માલતી, દેવેન્દ્ર અને હેમવતી, દેવેન્દ્ર અને પ્ર(પ્રે)મદાઃ પતિપત્ની અને સ્ત્રી પુરૂષનાં જે ચિત્ર કથાકારે ચિતર્યાં છે તે સાંસારિક દ્રષ્ટિએ સ્વાભિક અને સત્ય લાગે છે.

નવલ માલતીનાં પુનર્લગ્ન, આજનો પતિત અને ભ્રષ્ટ સમાજ જોતાં, સ્વાભાવિક, શાસ્ત્રસંમત અને વ્યાવહારિક છેઃ એ વાતનો રા. ભાનુએ બહુ વિવેકદ્રષ્ટિથી વિચાર કર્યો પ્રતીત થાય છે. પ્રાચીનકાળથી ચાલુ આવતી રૂઢિઓ જો સમાજની સ્થિતિના મૂળમાં ઘર કરતી માલમ પડે તો તેમાં સુધારો વધારો કરી યા તો તેનું સ્વરૂપ ફેરવી નાંખી યા તો તેનો સમૂળો નાશ કરી તેમને સ્થાને બીજી પ્રથા દાખલ કરી સમાજ ઉન્મત બનાવવા પ્રયત્નશીલ થવું એ જ ધીર પુરૂષનું કર્તવ્ય છે એ વાત પણ કથાકારે સંસ્કારી ભાષામાં ગુજરાતી સમાજની સન્મુખ ઉકત નવલકથાના રૂપમાં મૂકી છે. સમાજ તેનો લાભ લેવા ચૂકશે નહિ. ચિત્રકાર એ. એચ. મુલર. અને કથાકાર ભાનુનો યોગ સુવર્ણ–સુગંધના યોગ જેવો છે. ચિત્રકારે પિછીથી અને કથાકારે કલમથી ચિત્રો ચિતરવામાં જે કાર્યકુશળતા બતાવી છે તેને માટે સમાજ તેમનો આદર કરવા ચૂકશે નહિ જ. પુસ્તક ખરીદવા જેવું છે. "કૃષ્ણ"

———:૦:———